Founder—Shrimat paramahansa parivrajakacharya brahma nishhtha Lokasangrahi Gitavyas shree 108 Jagadguru Mahamandaleshwar shree Vidyanandji Maharaj.

# GITADHARMA

( GUJARATI EDITION )

# SHREE SADGURUGATHA

OR

# BIOGRAPHY OF SWAMI SHREE VIDYANANDJI MAHARAJ

Writer—Shree 108 Vedmurti Swami Shree Ramanandji Maharaj

Editor—Chiranjivlal 'Vrajvasi'

PRICE RS 5—0—0

YEAR 11 ] January, February 1946 [ ISSUE 1-2

## સ્વામી શ્રી ૧૦૮ વિદ્યાનન્દજી મહારાજની સ્વકીય સંસ્થાઓ કે જે જનતા જનાર્દનની સેવા કરી રહી છે—
## તેનાં શુભ નામ

### ૧—અમદાવાદ—શ્રી ગીતામંદિર.

૧—ધર્માર્થ ઔષધાલય
૨—નિત્ય કથા ઉપદેશ
૩—પુસ્તકાલય
૪—સાધુઓનુ ભોજન
૫—રવિવાર ભજન મંડલી
૬—"ગીતાધર્મ" ઑફીસ

સેવકોના સહયોગથી અહીંનું સંચાલન સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ કરે છે.

### ૨—વડોદરા—શ્રી ગીતામંદિર

૧—મહાત્માઓનું ભોજન
૨—પુસ્તકાલય
૩—મંડલેશ્વરો કે સંતોનો નિત્ય ઉપદેશ
૪—"ગીતાધર્મ" ઑફિસ

અહીંનું સંચાલન સ્વામી શ્રી આત્માનંદજી મહારાજ સેવકોના સહયોગથી કરે છે.

### ૩—ચાંદોદ—કરનાલી શ્રી ગીતામંદિર

૧—મહાત્માઓનું ભોજન
૨—ગીતા આરોગ્ય ભવન
૩—ગરીબોનું દવાખાનું
૪—પુસ્તકાલય
૫—ગીતામંદિર ધર્મશાલા
૬—ગૌશાલા
૭—ભજન મંડલી
૮—"ગીતાધર્મ" ઑફીસ

અહીંનું સંચાલન મહંત શ્રી હરનારાયણગિરિજી મહારાજ કરે છે.

### ૪—કાશી—"ગીતાધર્મ" કાર્યાલય અને શ્રી ગીતામંદિર

૧—ગીતાધર્મ માસિકપત્ર; હિંદી, ગુજરાતી
૨—ગીતાધર્મ પ્રેસ
૩—ગીતાધર્મ બ્લોકવર્ક્સ
૪—ગીતાધર્મ ગીતા પુસ્તકાલય
૫—ગીતાધર્મ ગીતા ગ્રંથમાલા
૬—ગીતાધર્મ કાગળ નિર્માણશાલા

અહીંના સંચાલક શ્રી ગોરધનભાઈ મંગલભાઈ પટેલ છે.

### ૫—મુંબઈ—"ગીતાધર્મ" ઓફીસ,

૧—ગીતા મહિલા મંડળ. સંચાલિકા—સૌ૦ શ્રી લક્ષ્મી બહેન.

અહીંનું સંચાલન શેઠ છગનલાલ નાગરદાસ કરે છે.

ઉપર્યુક્ત સંસ્થાઓ સાથે સ્વામીજીનો સાક્ષાત્ સંબંધ તો છે જ. તે સિવાયના અનેક ગામો તથા શહેરોમાં ઘણા આશ્રમો, મંદિરો, પાઠશાલાઓ તથા સત્સંગ મંડલોના સંચાલનમાં સાક્ષાત્ પરંપરયા સ્વામીજી નો હાથ રહેલો છે.



# ઉપહાર

વૈદિકધર્મોદ્ધારક, નિખિલજીવજીવાતુ, આનંદઘન, લીલાપુરૂષોત્તમ, વ્રજચન્દ્ર શ્રીકૃષ્ણ પરતત્ત્વની દિવ્યવાણી શ્રીમદ્ભગવદ્ગીતા મંદાકિની ને પ્રાકૃત જનો પર્યંત પ્રવાહિત કરનારા અભિનવ ભગીરથ પ૦ પ૦ પ્ર૦ લો૦ ગીતાવ્યાસ જગદ્ગુરૂ મહામંડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮ વિદ્યાનંદજી મહારાજનુ જીવનચરિત્ર ગીતાનુરાગી પ્રભુપ્રેમી મહાનુભાવ શ્રી..........................................

..........................................

..........................................

..........................................

ની સેવામાં સાદર સમર્પિત

—'ગીતાધર્મ' મંડલ

# मङ्गलम्

श्री-लं लवित्रं हि भवद्रुमस्य
वि-चारवैचित्र्यभरं सुवर्णम् ।
द्या-वा पृथिव्योरपि व्यश्नुवानं
नं-दज्जनं गोत्रवनादिदृप्तम् ॥ १ ॥
द-योदयं मोहकरालकालम्
च-यं चमत्कारपरम्पराणाम् ।
रि-रंसुहंसैः परिशील्यमानं
त्रं-तापतप्तेर्विदधामि ग्रन्थम् ॥ २ ॥

સૌન્દર્યથી ભરેલો, સંસારરુપી વૃક્ષનો સમૂલ નાશ કરનાર વિચારની વિચિત્રતાથી યુક્ત, સુન્દર વર્ણન શૈલીવાળો, ઉત્તમ અક્ષરોવાળો, આકાશ પાતાલાદિ સર્વત્ર વ્યાપ્ત, સર્વ આનન્દકારી, પર્વત વન વિગેરેના વર્ણનોથી ભરપુર, દયાદિ શિક્ષાપ્રદ, મોહનાશક, અનેક ચમત્કારયુક્ત, આત્મ વિચારરત હંસ-પરમહંસ-વિદ્વાનોદ્વારા પરિશિલિત, તાપનાશક, જે 'શ્રી વિદ્યાનંદ ચરિત' ગ્રન્થ છે, હું એની રચના કરુ છું.

વશંવદ—સ્વામી રામાનન્દ,
વ્યાકરણાચાર્ય.

तस्मात् त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

ज्ञान बढै गुनवान् की संगत ध्यान बढै तपसीसंग कीन्हे ।
मोह बढै परिवार की संगत लोभ बढै धन में चित दीन्हे ॥
क्रोध बढै नर मूढ की संगत काम बढै तिय के संग कीन्हे ।
बुद्धि विवेक विचार बढैं कवि दीन सुसज्जन संगत कीन्हे ॥

अखण्डानन्दबोधाय शिष्यसंतापहारिणे ।
सच्चिदानन्दरूपाय तस्मै श्रीगुरवे नमः ॥

સંસ્થાપક—શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, બ્રહ્મનિષ્ઠ, લોકસંગ્રહી, ગીતાવ્યાસ,
શ્રી ૧૦૮ જગદ્ગુરૂ, મહામંડલેશ્વર, સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ.




સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ । અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥

વર્ષ ૧૧ } જાન્યુઆરી, ફેબ્રુઆરી ૧૯૪૬, કાશી { અંક ૧-૨

## સદ્ગુરૂવન્દના

ઈશભજન મેં લીન હૈં, ખીતા પ્રાણાધાર।
માયામય કરતે નહીં, સાંસારિક વ્યવહાર॥
નારદ ઔર શુકદેવ સમ, જિન કા શુભ આચાર।
એકરસ આનન્દ રૂપ કા કરતે નિત્ય વિચાર॥
સદ્ગુરૂ વિદ્યાનન્દ કે અગણિત ગીતાધામ હૈં।
'લક્ષ્મણ' ઐસે સત કો, સૌ સૌ બાર પ્રણામ હૈં॥

卐  卐

# ભાવાનુ વાદકના બે બોલ

—:o:—

મહાપુરુષોનાં જીવન ચરિત્ર જીજ્ઞાસુ જનોને ઘણાં ઉપ-કારક થાય છે. વિશેષે ,કરીને વર્તમાન કાળના કહેવાતા સભ્ય જમાનામાં, જીવન પ્રપંચની વધી પડેલી જરૂરીઆતોની પૂર્તિ કરવાના ઉદ્યોગમાંજ, જ્યાં સર્વસાધારણ જનતા ને પુરતો સમય મળતો નથી,ત્યાં પારમાર્થિક—જીવન કલ્યાણનો માર્ગ શોધવાનો વખત ક્યાંથી મળે ? દુર્લભજ હોય. એવા સમયમાં, ધાર્મિક ભાવના વાળા ઈશ્વરીય માર્ગ શોધવાની ઈચ્છા વાળા ને તો આ ચરિત્ર ખાસ ઉપયોગી—આવકાર દાયક થઈ પડશે એવી આશા છે.

ગીતાધર્મ માસિક ની શરૂઆત થી જ, સાધારણ કક્ષાના, લેખો તથા ગીતાગૌરવ ના ભાગ ૧ થી ૫ તથા અધ્યાત્મ રામાયણ ભાગ ૧-૨ ના ભાવાનુવાદ દ્વારા, મારી બુદ્ધિ-શક્તિ પ્રમાણે મારાથી જે અલ્પ સેવા બની છે, તેનો 'ગીતાધર્મ' ના સુજ્ઞ ગ્રાહકોએ સત્કાર કરી, મને ઉત્સાહિત કરેલો છે. તેજ પ્રમાણે આ ગુરૂચરિત્ર ગાથા ને પણ વધાવી લેશે એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

વાસ્તવિક રીતે જોતાં કોઈ પણ શાસ્ત્રના ખાસ અભ્યાસ વગર, મારાથી 'ગીતાધર્મ' ની જે સેવા થઇશકી છે, તે કેવળ આ ચરિત્ર ના નાયકના સંગ, આશીર્વાદ અને કૃપાનુંજ રૂપ છે, એવાત મારાથી ભૂલી શકાતી નથી. અને તે કદી પણ ન ભૂલાય એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

વડોદરા
ગીતાજયતી
તા૦ ૧૫-૧૨-૪૫

ગુરૂદેવનોજય હો
સદ્ભાવ યાચક,
મણીભાઈ જશભાઈ દેસાઈ

नम ऋषिभ्यः पूर्वजेभ्यः पथिकृद्भ्यः ।

(ऋग्वेद १० । १४ । १२ । अथर्ववेद १८। २ । २)

# પ્રાક્કથન



नित्याऽपि प्रथिता लोके या श्रीसद्गुरुगाथया ।

तां 'वन्दे मातरं' 'गीतां' विद्यानन्दविभूतिदाम् ॥

મનુષ્ય થઈ ગયેલ ઘટનાઓ પ્રત્યે ખાસ ચીન્તા નથી કરતો, વર્તમાનકાલીન ઘટનાઓનો અનુભવ તથા ઉપભોગ કરે છે જેથી તે કાલમાં પણ મનુષ્ય વ્યગ્ર નથી હોતો કેવલ ભાવિની ચીન્તાથી વ્યગ્રતા અનુભવે છે. સંસારમાં સર્વત્ર સર્વેની પ્રવૃત્તિ ભાવિ ઉજ્વલ, સુખમય બનાવવાની હોય છે. કોઈ પણ મનુષ્ય ભૂતકાલને વર્તમાન કાલમાં કે ભવિષ્યકાળમાં બદલી નથી શકતો પરંતુ ભૂતકાલીન ઘટનાઓથી શિક્ષા ગ્રહણ કરી ભવિષ્યને નિરાપદ અવશ્ય બનાવી શકે છે.

પ્રાચીન સમયમાં કઈ વસ્તુ ક્યારે કેવી રીતે તથા શા માટે થઈ? અર્થાત્ કેવી કેવી ઘટનાઓ થઈ ગયેલ છે એને કેવલ ઇતિહાસ બતાવી શકે છે ઇતિહાસની સાધારણ કામચલાઉ વ્યાખ્યા 'વિશિષ્ટ પુરૂષોનાં કર્તવ્યનો સમાવેશ' છે. એક વ્યક્તિના જીવનકાલ તથા તેના કર્તવ્યોને 'જીવન ચરિત' નામ આપી શકાય છે. જે જાતિ પોતાના મહાપુરૂષની જીવન જ્યોતને હાથમાં લઈ સંસાર પથારૂઢ બને છે તે કોઈ દીવસ વિઘ્નરૂપી ગર્તમાં પડતી નથી પરંતુ પોતાનો માર્ગ ઉન્નત અને ઉન્નત કર્યે જાય છે. આજ યદ્યપિ આપણે રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, પ્રતાપ તથા શિવાજી પ્રભૃતિ વિભૂતિયોના પ્રત્યક્ષ દર્શનથી વંચિત છીએ છતાં પણ એઓના ઉદાર ચરિત્રોથી ભરાભરાં ગ્રંથો 'જીવનચરિત્રો' આજે આપણને પથપ્રદર્શક બન્યે જાય છે અને એ પ્રકાશદીપથી આપણે આપણો ભાવિ અન્ધકાર દૂર કરતાં કરતાં લક્ષ્ય બિન્દુને પહોંચી શકીએ છીએ.

મહાપુરૂષોનું જીવન સમાજ સામે અવશ્ય આવવુંજ જોઇએ અને એથીજ 'यद्यदाचरति श्रेष्ठः' નિયમ પ્રમાણે આચરણ કરી સાધારણ જનતા લાભ ઉઠાવી શકે એ ભાવના દ્વારાજ મારો વિચાર સ્વામીજી મહારાજના વિષયમાં કાંઇક લખવાનો થયો. સ્વામીજી મહારાજ વાસ્તવિકરીતે 'यद् यद् विभूतिमत्सत्त्वम्'

ગીતા વચન પ્રમાણે દૈવીગુણ સમ્પન્ન મહાપુરૂષ છે. એઓશ્રીએ ગીતાપ્રચાર દ્વારા જનતા જનાર્દનની સેવા કરી છે, કરે છે અને કરશે એમ સમજી એમના જીવન વૃત્તાન્તનું ચિત્રણ કરવા લેખની ઉઠાવી રહ્યો છું. સ્વામીજીની જીવની લખવાનો મારો કાંઈક અધિકાર પણ છે કારણ હું બાલ્યાવસ્થાથીજ સ્વામીજીનો પરિચીત છું જ્યારે સ્વામીજી કનખલ (હરિદ્વાર) ના શ્રી મહાનિર્વાણવેદ વિદ્યાલયમાં અધ્યયન કરી રહ્યા હતા એ સમયના ઉદીયમાન એમના ચમત્કારોથી પ્રેક્ષક વર્ગ આશ્ચર્યાન્વિત થઈ જતો હતો. એઓશ્રી અનધ્યાયોના દિવસોમાં પોતાના સાથીઓને છોડી દઇને ગંગાતટ ઉપર ધ્યાનમાં લીન થઈ જતા હતા. સ્મરણશક્તિમાં એઓશ્રી સર્વ પ્રથમ હતા અને વકતૃતાતો જાણે એમનો જન્મસિદ્ધ અધિકારજ ગણાતો હતો. થોડો સમય અધ્યયન કર્યા બાદ એઓશ્રી હિમાલયની કન્દરાઓમાં ચાલ્યા ગયા હતા. ત્યારથી શનૈઃ શનૈઃ એઓમાં દૈવીગુણોનુ આધિક્ય વધતુંજ ગયુ જે આજ પૂર્ણ વિકાસને પ્રાપ્ત થઇ ગયેલ છે.

મારા ધારવા મુજબસ્વામીજીના જીવનનો જાણકાર જેટલો હું છું એટલો ભાગ્યેજ બીજો હશે, જેથી જે કાંઇ હુ એમના માટે લખી રહ્યો છું એમાં પાઠકવૃન્દને અતિશયોક્તિ કે અસંભવ માનવાને કોઈ કારણુજ નથી. આજ, દેશનો ઘણો મોટો ભાગ જેઓનાં વચનામૃતોનું પાન કરવાં તથા લાભ ઉઠાવવા કૃતસંકલ્પ થઇ રહ્યો છે એઓ ચોક્કસજ 'यद् यद् विभूतिमत्सत्त्व............मम तेजोंऽशसम्भवम्' નું ઉદાહરણ છે એમાં શંકાને સ્થાન નથી. સ્વામીજી મહારાજે જે ગીતાનો દેશ વ્યાપી પ્રચાર કરેલ છે, કરી રહ્યા છે અને કરશે, એવું ભાગ્ય કોઈકજ વિરલ વ્યક્તિને કંઈ શતાબ્દિઓ બાદજ પ્રાપ્ત થાય છે. સ્વામીજીના આવા ગીતા પ્રચારેજ મને એમનું જીવન ચરિત લખવા પ્રેરીત કર્યો છે.

બીજું કારણ એ છે કે હું સન ૧૯૪૫, માં ગુજરાતની રાજધાની અમદાવાદમાં થનાર 'શ્રી ગીતારજતજયંતી મહોત્સવ, ના સમારોહ ઉપર પ્રાય. એક પક્ષ પહેલાં ત્યાં પહોચી ગયો હતો. મેં મહોત્સવના પ્રારંભથી લઇને સમાપ્તિ પર્યન્તની દરેક ત્યાંની રચના, વ્યવહાર, જનધારણા, જનસમુહ, જનશ્રદ્ધા ભક્તિ, પ્રબન્ધ અને સહાયતા વિગેરેનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું, મને ત્યાંજ સ્વામીજીની શક્તિનો પરિચય મળ્યો લાંબા દિવસોનો ઉત્સવ, રોજ રોજ વધતો જતો જનસમુહ, તથા આગન્તુક મહાત્માઓ તથા વિદ્વાનોનો સમુદાય હોવા છતાં પણ એઓના મધ્યમાં વ્યાસ સ્વામીજીને મેં કયારેય પણ શ્રમિત જોયા નથી તથા પ્રત્યેક કાર્ય પાછળ એઓનો સંકેત તો હોયજ. કોઈ બાબતથી

એઓ અજ્ઞાત નહી તથા ક્રોધ તો જાણે એમને કોઇ દિવસ સ્પર્શજ કરતો નહતો. તથા હાસ્ય તો કદી પણ એમનો વિયોગ સહન કરી શકતું ન હતું. યુદ્ધ-કાલ હોવા છતાં જાણે ત્યાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપ્ત હોય એમજ દરેક વસ્તુની ઉપલબ્ધી થઈ જતી હતી. એ.ખરેખર સ્વામીજીના તપના પ્રભાવનુંજ કારણ હતું.

સ્વામીજીએ "વિશ્વવ્યાપિની યુદ્ધજ્વાલા તથા દેશનેતાઓના બન્ધન શીઘ્ર દૂર થઈ જાય" એ પવિત્ર ઉદ્દેશને સામે રાખીને જે પચીસ લાખ ગીતા પારાયણ ( જે સંખ્યા કરતાં પણ વધી ગયા હતા) તથા યજ્ઞોનું અનુષ્ઠાન કરાવ્યું હતું, જનતાએ એનું સુફળ તરતજ મેળવ્યું હતું. અર્થાત્ યુદ્ધ શાંતિ તથા નેતાઓનો છુટકારો થયો હતો. એ સફળ, પ્રયોગના કર્તા સ્વામીજી માટે કાંઇક લખવા મારી ઇચ્છા થઇ આવી.

ઇચ્છાના અંકુરને સ્વામીજીના સ્નેહભાજન ભક્તોનું અનુમોદનરૂપ જલ-સિંચનથતાં નિર્ણયનો આકાર પ્રાપ્ત થયો તથા 'ગીતાધર્મમણ્ડલ' ના સહસ્યોની સહાનુભૂતિ તથા સતોની શુભકામનાઓથી નિર્ણયને પુસ્તકનું રૂપ પ્રાપ્ત થયુ સ્વામીજીના ગૃહસ્થ શિષ્યોનો આગ્રહ કે સ્વામીજીના જીવનચરિત સાથે સ્વામી-જીનો ગીતાપ્રચાર, એથી પડેલ જનતા ઉપરનો પ્રભાવ, તથા લાભ વિગેરેનું પણ દિગ્દર્શન કરાવવું, તદનુસાર મેં આ 'શ્રી સદ્ગુરૂગાથા' અર્થાત્ 'સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજનું જીવન વૃત્તાન્ત' નામનો ગ્રન્થ કનખલ ( હરિદ્વાર ) માં ત્રિપથગા મંદાકિનીના પવિત્ર તટ પર બેસીને લખ્યો છે. આ ગ્રંથમાં લખેલ ઘણીક ઘટનાઓં મારી જોયેલ છે, કાંઇક ભક્તો દ્વારા પ્રાપ્ત થયેલ છે, કાંઇક 'ગીતાધર્મ કાર્યાલય' ના વ્યવસ્થાપકના ફાઇલ, કટિંગ, ચિત્ર વિગેરે અમુલ્ય સામગ્રી સંગ્રહ દ્વારા મળેલ છે, કાંઇક સમાચાર પત્રો દ્વારા સાંપડેલ છે તથા કાંઇક ઘટનાઓમાં વડોદરાના મણિભાઈ જસભાઇ દેસાઇની સ્મરણશક્તિએ સહાયતા કરેલ છે.

પ્રભુકૃપા તથા ભક્તોના સૌભાગ્યથી આ જીવનચરિતના અભિનેતા શ્રી સ્વામીજી મહારાજનું પચભૌતિક શરીર આપણી મધ્યમાં વિદ્યમાન છે એટલુંજ નહિ પણ એઓ આજે પણ અવિચ્છિન્ન રીતે ગીતાજ્ઞાન ગંગાનું જલસિંચન પૂર્વવત્ કરી રહ્યા છે જેથી આ ગ્રન્થને ઉપયુક્ત ઘણી સામગ્રી, એઓની હાર્દિક અનિચ્છા હોવા છતાં ભાવુક ભક્તોનાં આગ્રહને વશ થઈ નેતથા ,ઇશ્વરીય પ્રેરણાને માન આપી એઓશ્રીએ આપવા ઔદાર્ય પ્રકટ કરી આપણાં ઉપર અનેરો ઉપકાર કરેલ છે.

પૂજ્ય સ્વામીજીએ મારા આગ્રહથી એ તો અવશ્ય બતાવ્યું હતું કે અમુક સ્થાનમાં જઈને આ પ્રમાણે ગીતાપ્રચાર કર્યો પરંતુ એ તો બતાવ્યું ન જ હતું કે પોતાનાં પ્રચારનો જનતા ઉપર કેટલો પ્રભાવ પડયો ? અને જનતાએ પોતાનું કેવું સ્વાગત સન્માન કર્યું ?

સ્વામીજી પોતાના જીવનકાળમાં તો ગીતાજ્ઞાનની જ્યોત પ્રગટાવીજ રહ્યા છે પરંતુ નામ શેષ થયા બાદ પણ જગાવેલ જ્યોત 'યાવચ્ચન્દ્રદિવાકરૌ' પ્રકાશમાનજ રહે એ હેતુથી અમદાવાદ, વડોદરા, કરનાળી, જુનાગઢ વિગેરે સ્થાનોએ ગીતામંદિર સ્થાપિત કરેલ છે, કાશીમાં 'ગીતાધર્મ' કાર્યાલયનું ઉદ્ઘાટન કરેલ છે, કાશીમાં ગીતામંદિર બનાવવા માટે સ્થાન નિશ્ચિત છે તથા તૈયારી પણ ચાલી રહી છે, તથા ભૂમિકા લેખન સમયે સમાચાર મલી રહ્યાં છે કે નાગપુરમાં ગીતામંદિરાર્થે મ્યૂનીસીપાલિટી દ્વારા જમીન અમુલ્ય મળેલ છે તથા માર્ગશીર્ષ શુક્લેકાદશીને રોજ શિલાન્યાસ પણ થનાર છે.

આ ગ્રન્થમાં સ્વામીજીના દરેક પ્રાચીન ઉપદેશોનો સંગ્રહ કરવો ઉચીત હતો પરંતુ ગ્રન્થનો આકાર ઘણો વધી જશે સમજી મુલત્વી રાખેલ છે. યદિ અનુકુળ પરિસ્થિતિ પ્રાપ્ત થશે તો સ્વતન્ત્ર એક ઉપદેશોનું સંકલન બહાર પડશે. સ્વામીનો ઉપદેશ સમયને યોગ્ય, દરેકને રૂચિકર તથા હિતકર હોવા છતાં એમાં એ વિશેષતા હોય છે કે એમાં કોઇ પણ સંપ્રદાયનું ખંડન હોતું નથી. સ્વામીજી વૈદિક સનાતની સંન્યાસી હોવા છતાં વ્યવહાર દૃષ્ટિથી જોતા એમ પ્રતીત થાય છે કે એઓ મનુષ્યમાત્ર પ્રતિ સમદૃષ્ટિવાળા છે.

આ ગ્રન્થમાં જન્મ વૃત્તાન્ત, તપશ્ચર્યા, ગીતા પ્રચાર, સામયિક ઉપદેશ તથા તેનો પ્રભાવ, મન્દિરાદિ નિર્માણ વિગેરે વિષયોનો સમાવેશ છે. વાંચકવૃન્દને આ ગ્રન્થ જોવાથી, વાંચવાથી, તથા મનન કરવાથી એ વસ્તુ સ્પષ્ટતયા જણાઈ આવશે કે એક વિરક્ત સન્યાસી ધાર્મિક જગતમાં કેટલી ક્રાન્તિ મચાવી શકે છે તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતાને લોકપ્રિય બનાવવામાં કેટલો કઠિન સફલ પ્રયાસ કર્યો છે ? શ્રી સ્વામીજી દેશની વિભૂતિ તથા દેશને ગૌરવ લેવા જેવી વ્યક્તિ છે. સ્વામીજીનું દરેક કાર્ય લોક સેવાર્થે હોય છે અને કોઇ પણ કાર્યની સફલતા ઉપર ગર્વનું તો નામ નિશાનજ હોતું નથી કારણ એઓ સમજે છે કે ઈશ્વરીય ઇચ્છા પ્રમાણેજ થયે જાય છે મનુષ્ય કેવલ નિમિત્ત માત્રજ હોય છે.

સજ્જનો ! કોઈ પણ મહાપુરૂષના વિષયમાં કાંઈ લખીને એમ સમજવું કે મહાપુરૂષના જીવન ઉપર પૂર્ણ પ્રકાશ પાડેલ છે તો તે સમજનારની બેસમજ

છે. કારણ સમુદ્ર સમાન દુર્બોધ મહિમાનો અલ્પમતિ કોઈ દિવસ પારપામી શકતી નથી. જેમાં 'क्वसूर्यप्रभवो वंशः' ( રઘુવંશ ) તથા 'क्वभूपतीनां चरितं क्वजन्तवः' ( કિરાત ) પણ પ્રમાણ છે. તો હું સમ્પૂર્ણ પ્રકાશપાડી શકયો ન હોઉ એ સ્વાભાવિક છે તથા એ સંભવિત પણ છે કે મારા સ્થાનાપન્ન કોઈ બીજી યોગ્ય વ્યકિત વધારે પ્રકાશ પાડી શકત. સ્વામીજીનાં કેટલાક પ્રચાર વિષયક વ્યાખ્યાન તથા પ્રભાવોત્પાદક પ્રસંગ મેં સ્વયં જોયાં છે પરંતુ તેઓનું યથાર્થ વર્ણન કરવા મસ્તિષ્કમાં શબ્દોનો અભાવ થઈ જવાથી લેખની હાથમાંજ સ્થિર થઈ જાય છે અને નીચે મુકી દેવા મારે વિવશ બની જવું પડે છે.

'तवानुभावोऽयमवेदि०' વચનાનુસાર ગ્રન્થમાં જે કાંઈ શિક્ષાપ્રદ સામગ્રી છે એ સ્વામીજીના ઉપદેશનો મહિમા છે અને જે કાંઈ દોષ તથા ત્રુટિ છે એ મારી અનભિજ્ઞતાનું ફલ છે. છતાં પણઃ—

एष स्यामहमल्पबुद्धिविभवोऽप्येकोऽपि कोऽपि ध्रुवम् ।
मध्ये भक्तजनस्य यत्कृतिरियं न स्यादवज्ञास्पदम् ॥
किंविद्याः सरघाः किमुज्ज्वलकुलाः किं पौरुष के गुणाः ।
तत्किं सुन्दरमादरेण रसिकैर्नो पीयते तन्मधु ॥

સારાંશ—એ સંભવ હોવા છતાં કે હું સાધારણ વ્યક્તિ છું છતાં આશા છે કે 'गुणगृह्या वचने विपश्चितः' નિયમાનુસાર ભાવુક ભક્તો આ કૃતિની ઉપેક્ષા નહિજ કરે કારણ નિર્ગુણ મધમાખીથી સંચિત કરેલ પણ મધનો ઉપયોગ કોણ નથી કરતું ?

આ ગ્રન્થમાં સ્વામીજીના જન્મકાલથી આરંભીને કાશીપુરીમાં ગીતામંદિર સ્થાન સુધીનું વર્ણન છે. ગીતાપતિ આનંદકંદ શ્રી કૃષ્ણ પ્રભુની પ્રેરણાથી સ્વામીજીએ પ્રાયઃ પચાસ વર્ષોમાં જે કાંઈ લોકસેવા કરેલ છે તેનું આ ગ્રંથમાં દિગ્દર્શન માત્રછે. આ ગ્રન્થ નિર્માણમાં લેખકની સફલતા કયાં સુધીની છે એનો વિચાર પાઠકગણ ઉપર મુકી પાઠકગણનેજ ન્યાયાધીશનું કાર્ય સોપું છું.

અવિચ્છિન્ન ગીતાપ્રચાર દ્વારા સ્વામીજીની લોકપ્રિયતાથી સ્વામીજીનો હરેક મહાનુભાવોને યથાર્થ અનુભવ છે એમ સમજી, પોતાનો સ્વામીજી વિષયક સ્વાનુભવ 'सद्गुरुगाथा' માં પ્રકાશનાર્થ મોકલવા પ્રાર્થના કરવામાં આવી હતી, અનેક સજ્જનોએ કષ્ટ ઉઠાવી મોકલવા દયા પણ કરી હતી જેનું ઘણું મહત્વ છે અને પૂર્વ વચનાનુસાર તેઓની સંમતિઓનું પ્રકાશન કર્યું

અમારૂં પરમ કર્તવ્ય હતું છતાં કાગળની અછત તથા સ્થાનના સંકોચવશાત્ પ્રકાશન સ્થગિત કરી દીધેલ છે જેને માટે કેવલ ક્ષમાયાચના કરવીજ અમારૂં કર્તવ્ય શેષ રહી ગયું છે તો સજ્જનો અવશ્ય ક્ષમાપ્રદાન કરશેજ એવી આશા રાખીએ છીએ. તથા વિશ્વાસ આપીએ છીએ કે ઈશ્વરે યોગ્ય અવસર આપ્યો તો ભાવિમાં દરેકનું પ્રકાશન અવશ્ય કરશુંજ ( લેખક તથા પ્રકાશક )

'ગીતાધર્મ' ના સંપાદક શ્રી ચિરંજીવલાલ શાસ્ત્રી 'વ્રજવાસી' એ જો આ કાર્યમાં સહાયતા કરી ન હોત તો તથા આ ગ્રન્થની ઘણી સામગ્રી દેવામાં તથા આજના સમયમાં પણ ગ્રન્થને સર્વાંગસુન્દર બનાવવામાં વ્યવસ્થાપકે અથાગ પરિશ્રમ કર્યો ન હોત તો આ ગ્રંથ આટલો જલ્દી આવારૂપમાં પાઠકની સમક્ષ રજુ ન થઇ શકત જેથી એ બન્ને એ માટે ધન્યવાદાર્હ તથા શ્રેયોભાગી છે.

સ્વામીજીનું ગીતા પ્રચાર કાર્ય ધારા પ્રવાહથી આજે પ્રવાહિત છે તથા ભવિષ્યમાં પણ રહેશેજ જેથી એમનું જીવન વૃત્તાન્ત આજે કાશીપુરીમાંજ ઇતિશ્રીને પ્રાપ્ત થતું નથીજ જેથી આ ગ્રન્થ એમના આજ સુધીના કાર્યોનો પહેલો ખંડ ગણાશે કારણ કે ઇશ્વરને હજુ સ્વામીજીના શ્રીમુખથી ગીતાનું ઘણું કાર્ય કરાવવું અભિષ્ટ છે. હવેનો સ્વામીજીના જીવનવૃત્તાન્તનો બીજો ખંડ કોઇ ભાગ્યવાનજ લખશે કારણ હું તો આ કાર્યથીજ પોતાને કૃતકૃત્ય સમજુ છું. બસ અંતે હું મારે માટે મહાકવિ શ્રી ભવભુતિના શબ્દોમાં એ કહેવા ઇચ્છુ છુ કેઃ—

'उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ।'
[ नृणामन्तस्तमोहारी साधुरेव न भास्करः । ]

ઉત્પન્ના એકાદશી
માર્ગશીર્ષ ૨૦૦૨
શ્રી કાશીધામ

પ્રેક્ષાવચ્ચરણેકરસિક
સ્વામી રામાનન્દ વ્યાકરણાચાર્ય



# અમારા બે બોલ



આજે અમો, અખિલ બ્રહ્માણ્ડનાયક આનન્દકન્દ શ્રી કૃષ્ણચંદ્રની અગાધ અનુકમ્પા તથા કૃપા કટાક્ષથી 'ગીતાધર્મ' ના નૂતન વર્ષનો વિશેષાંક "સદ્ગુરૂગાથા" પાઠકવૃન્દની સેવામાં સમર્પિત કરી રહ્યા છીએ. ગત વિશેષાંકો કરતાં આ વિશેષાંકની વિશેષતા, સર્વાંગસુન્દરતા, ભવ્યતા તથા આકાર પ્રકાર-પૂર્ણતા માટેના અધિક પ્રયાસનો ખ્યાલ ગ્રન્થ સ્વયં આપશે તો કાંઈ લખી પુનરૂક્તિ કરવી ઉચીત નથી. છતાં કાલાત્માને પ્રભાવે, ભાવનિયન્ત્રણ દ્વારા વસ્તુઓની અનુપલબ્ધિવશાત્ અમો આ ગ્રન્થ નિર્માણમાં પૂર્ણ સફલ નહિજ બન્યાં હોઈએ એ સંભાવ્ય છે. પરંતુ "कर्मण्येवाधिकारस्ते" ગીતાવચનાનુસાર નિષ્કામભાવથી આ પ્રભુ અથવા ગુરૂકાર્યને જનતા જનાર્દનની સેવામાં મૂકવા અમોએ યથાસાધ્ય પ્રયાસ કરેલ છે.

ગત વિશેષાંકો પ્રત્યે નજર નાખતાં વાંચકવૃન્દને ક્રમભંગ અવશ્ય પ્રતીત થતો હશેજ કારણકે પાંચ ગીતાગૌરવાંક પછી બે વર્ષોથી 'અધ્યાત્મરામાયણાંક' પ્રકાશિત થતા હતા, અને એની સમાપ્તિ થયા પહેલાંજ આ નવીન વિશેષાંક દૃષ્ટિપથમાં આવેલ છે. પરંતુ એ પ્રેરણા સર્વ ભક્તોનીજ છે. કારણ ગુરૂદેવ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાભ્યાસ ૧૦૮ જગ-દ્ગુરૂ મહામણ્ડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે પોતાની જીવનયાત્રામાં વિશેષ ક્રાન્તિ ઉત્પન્ન કરીને, પરમકૃપાળુ પરમાત્માની પ્રેરણાથી સમ્પૂર્ણ ભારત-વર્ષમાં જે ગીતાગંગાનો પ્રવાહ વહેવડાવેલ છે તેને પચીસ વર્ષ પૂર્ણ થતાં ગુજરાત પ્રાન્તની શ્રદ્ધાલુ જનતાએ દેશના પ્રતિનિધિ રૂપથી આ વર્ષે મહાગુજ-રાતના પાટનગર અમદાવાદમાં એક 'ન ભૂતો ન ભવિષ્યતિ' ગીતારજતજયંતી મહોત્સવ મનાવ્યો હતો. આ મહાન આયોજનના પ્રસંગે ભિન્ન ભિન્ન સ્થાનોથી એકત્રિત થયેલ સંત મહાત્માઓએ, વિશિષ્ટ વિદ્વાનોએ, ધનાઢ્ય ધનીકોએ તથા ભાવુક ભક્તોએ સ્વામીજી મહારાજના પૂણ્યકાર્યથી પ્રસન્ન થઈને સ્વામીજી મહારાજના અથેતિ જીવનની જીજ્ઞાસા જણાવી.

સાથોસાથે અધિક ભારતવાસી તથા દૂરદેશસ્થ આફ્રિકા નિવાસી ભક્તોની

એ પ્રબલતમ ઈચ્છા ઘણા સમયથી હતીજ કે અદ્ભુત તપસ્વી અન્વર્થ ગીતા
વ્યાસ, સટીક પ્રવચનકર્તા, સદ્ગુરૂ સ્વામીજી મહારાજના જીવનચરિતથી
એઓને પરિચીત કરાવવામાં આવે તથા સ્વામીજી શ્રી રામાનન્દજી મહારાજની
ભાવના પણ તે સમ્બન્ધમાં હતી તથા લખવા ઇચ્છા જણાવી જેથી સોનામાં
સુગંધ મળતાં સર્વના આગ્રહને માન આપવા ખાતર 'અધ્યાત્મરામાયણ' ની
મધ્યમાંજ આ જીવનચરિતાંકને વિશેષાંકના રૂપમાં લાવવા અમોએ સાહસ
કરેલ છે. હવેનો અંક 'અધ્યાત્મરામાયણ, જ રહેશે.

વીતરાગ મહાત્માઓની નિરાલી તથા અનન્ત જીવન ઘટનાઓ ઉપર
પૂર્ણ પ્રકાશ પાડવો તો દુષ્કરજ હોય છે, છતાં જે જે સામગ્રી પ્રાપ્ત થઇ છે તેને
અહિ પ્રકાશમાં લાવ્યા છીએ તો આશા છે કે ઉપલબ્ધ સામગ્રી ગુરૂભક્તોને
પૂર્ણ સુખસંતોષપ્રદ તથા ઉપકારક સિદ્ધ થશે. પહેલો પ્રયાસ હોવાને અંગે
થયેલ ભૂલોને બતાવવાનું વાંચકવૃન્દ કૃપયા કષ્ટ ઉઠાવશે તો દ્વિતીય સંસ્કર
ણમાં સુધારી શકીશુ.

આજના મોંઘવારીના સમયમાં સામાન્ય તથા વિશેષાંક મલી લગભગ
એકહજાર પૃષ્ઠનું સાહિત્ય લગભગ એકસો એકરંગી તથા ત્રિરંગી ચિત્રો, તથા
પાઠાપૃઠાસાથે જે પાઠકગણુ સમક્ષ રજૂ કરેલ છે એનું શ્રેયઃ સ્વામીજી મહા·
ોરાજના કમણ્ડલુની પ્રસાદીને તથા ઉદાર ગૃહસ્થોને છે તથા અન્ય ધનીક
શ્રદ્ધાલુ જનતાનું ધ્યાન એ તરફ ખેંચવામાં આવે છે કે એ પ્રમાણે ઉદાર
સહાયતા દ્વારા અમારાં કાર્યમાં સહાયક બને અને ભાવિમાં એવાજ ગ્રન્થોના
પ્રકાશનમાં મદદગાર બને.

આ વિશેષાંક પ્રકાશનનું સર્વપ્રથમ શ્રેયઃ "શ્રી ભોલાનાથદત્ત એન્ડ સન્સ"
ને તથા એમના કાશીશાખાના કાર્યકર્તાઓને છે કે જેઓએ કાગળ વિગેરે
ખરીદવામાં સુગમતા કરી આપી છે. અને એથીજ આજે આ ગ્રન્થનું પ્રકાશન
સુલભ બન્યુ છે. એજ પ્રમાણે ( ગીતાધર્મશાખા મુંબઈ ) ના સંચાલક શેઠ
છમનલાલ નાગરદાસે આર્ટપેપર મોકલી પુસ્તકને સર્વાંગસુન્દર બનાવવામાં સહા
યતા કરેલ છે. આ સહયોગ માટે અમો ઉક્ત સ્વનામધન્યોનો હાર્દિક આભાર
માનીએ છીએ. પૂજ્યચરણ, શાસ્ત્રવતી, વેદમૂર્તિ ૧૦૮ સ્વામી શ્રી રામાનન્દજી
મહારાજ સન્યાસી સમ્રાટેઆ ગ્રન્થ લખી અમારી પ્રત્યે જે સૌજન્ય પ્રગટ કર્યું
એ માટે એમને ધન્યવાદ આપવો નાને મોઢે મોટી વાત જેવું ગણાય તથા
આજે એઓશ્રીના પ્રભાવપૂર્ણ કૃપાકટાક્ષ તથા નિરીક્ષણ નીચેજ અમારૂં કાય

સુચારૂરૂપથી ચાલી રહ્યું છે તે આભાર પ્રદર્શનના શબ્દો કરતાં મૌનજ વધારે અર્થ બતાવશે. પણ્ડિત શ્રી ચિરંજીલાલ મનોહરલાલ શાસ્ત્રી ને પણ ધન્યવાદછે કારણ એઓએ હિન્દી ભાષામાં સંપાદન કરીને અમોને અનુગૃહીત કર્યાં છે. એવં જ્ઞાનવયોવૃદ્ધ, ગીતાગુરૂ ભક્તિ પરાયણ સફેદ વસ્ત્ર ધારી સંન્યાસી, શ્રીમાનમણિભાઈ જસભાઈ દેસાઈનો હાર્દિક આભાર માનીએ છીએ કે જેઓએ હિન્દીભાષાનો આપણી ભાષામાં ભાવાનુવાદ કરીને મહતી સેવા કરેલ છે. ગુજરાતી સંપાદક હરિભક્ત શ્રી ભીખાભાઈ દેસાઈ પ્રતિ અમો કૃતજ્ઞતા પ્રકટ કરીએ છીએ. અક્ષરયોજક પં૦ શ્રી શિવખેલાવન પ્રભૃતિ સર્વ પ્રેસ કર્મચારીયોનો પણ આભાર માનીએ છીએ કે જેઓએ રાત દિવસ અગાધ પરિશ્રમ કરી યથા સમય ગ્રંથને પ્રકાશ કરવામાં સહાયતા પહોંચાડેલ છે.

એવીજ કૃતજ્ઞતા તથા શુભકામના અમો અમારા સહાયક તથા ગ્રાહકો પ્રતિ પ્રગટ કરીએ છીએ કે જેઓ દેશ પરદેશમાં અનેક ગીતાધર્મ શાખાઓનું સંચાલન તથા પ્રચાર કરીને સેવા કરી રહ્યા છે.

છેવટે હમો સર્વ કાર્યકર્તા પરમ કૃપાળુ પરમાત્માનો આભાર માનીએ છીએ કે જેની લીલામાત્રથી ગ્રન્થની પરિસમાપ્તિ થયેલ છે.

| | |
|---|---|
| શ્રી ગીતાજયંતી<br>તા૦ ૧૫-૧૨-૪૫<br>કાશી (યુ૦ પી૦) | વિનમ્ર નિવેદક<br>વ્યવસ્થાપક<br>ગીતાધર્મ કાર્યાલય કાશી. |

अपेक्षन्ते च न स्नेहं न पात्रं न दशान्तरम् ।
सदा लोकहिते सक्ता रत्नदीपा इवोत्तमाः ॥

# સ્વામીજી મહારાજની કુંડલી



સિદ્ધશાસ્ત્ર શ્રી ભૃગુસંહિતા અંતર્ગત પ્રશ્નલગ્ન દ્વારા સ્વામી શ્રી વિદ્યાનંદજીની આ જન્મકુંડલી સિદ્ધ થયેલી છે, જે શુક્રભૃગુસંવાદરૂપ ફલાદેશને સંક્ષિપ્ત કરીને અહીં પ્રકાશિત કરવામાં આવે છે—

**સિદ્ધશ્રીમદનેકગુણગણૈકધામ જગતીતલૈકવિશ્રામ સમારાધિત**
**સીતારામ શ્રીમદ્વિદ્યાનન્દસ્વામિનામ્**

## પ્રશ્નજન્માઙ્ગમ્




शुक्र उवाच—वद नाथ दयासिन्धो प्रश्नलग्न शुभाशुभम् ।

भृगुरुवाच—

झषलग्नोदये जन्म तदीशो बुद्धिगेहके । तनुगे च तम प्रोक्त श्रेष्ठगेहे जनिर्भवेत् ॥
ब्राह्मणस्य गृहे जातो जन्मना च तपोधन । नातिकृष्णतरो बालो नातिगौरतरो भवेत् ॥
मध्यपादकरो नून मध्यदेहोपि जायते । सुन्दरो सुभगो बाल सुवाग्मी च सुलोचन ॥
स्वगृहे दीपसंकाशो प्रकाशश्च दिने दिने । परोपकारनिरतो बुद्धिमाश्च सुखान्वितः ॥१॥

શુક્રાચાર્યે પૂછ્યું કે—હે દયાસિંધો ! પ્રશ્ન કાલના લગ્નનું શુભાશુભ ફળ કહો. તે ઉપર ભૃગુજીએ કહ્યું—હે તાત ! જે પ્રાણીનો જન્મ મીન લગ્નમાં થાય અને તેનો સ્વામી પંચમ સ્થાનમાં તથા રાહુ પ્રથમ સ્થાનમાં બેઠેલો

હોય, તો તેનો જન્મ ઉચ્ચ કુટુંબમાં અને બ્રહ્મકુલમાં થાય છે. એ બાળક આરંભથીજ તપસ્વી, ન કાળો ન ગોરો, મધ્યમ પરિમાણના હાથ પગ તથા દેહવાળો સુંદર સુવક્તા તથા પોતાના ઘરમાં દીપકના સમાન પ્રકાશિત થાય છે. એવો બાળક પરોપકારી, બુદ્ધિમાન તથા સુખી રહે છે. (૧)

कोपाधीशोऽपि निधने धनधान्यधरासुखम् । तातमातृगृहे सौख्यं महदानन्दकारकम् ॥
न कष्टं स्वगृहे तात द्रव्याभावश्च तत्र न । प्रतिष्ठा स्वगृहे तात धनपक्षे महत्तरः ॥
वाहनानां सुखं चैव जायते च यदाकदा । गोमहिष्यादिकं सौख्यं लाभश्च कृषिपक्षतः ॥
उद्योगे लाभसम्पन्नो संकल्पाश्च विकल्पता । सत्यभाषणसंपन्नो परनिन्दाविवर्जितः ॥२॥

હે શુક્ર! દ્વિતીય સ્થાનનો સ્વામી અષ્ટમ સ્થાનમાં બેઠો હોય તો પ્રાણીને ધન, ધાન્ય તથા ભૂમિથી સુખ મળેછે, માતા પિતાનાં ઘરમાં અત્યંત સુખ હોય છે તથા હરવા ફરવાવાહનમળે છે. પોતાના ઘરમાં કોઇ કષ્ટ કે ધનનો અભાવ હોતો નથી. ધન ધાન્યથી ઘરમાં ખૂબ પ્રતિષ્ઠા રહે છે તથા ગાય ભેંસ ખેતી આદિથી સારોલાભ થાયછે. ઉદ્યોગ કરવાથી અવશ્ય લાભ થાયછે. સંકલ્પ વિકલ્પ સિદ્ધ થાયછે. તે સત્યવાદી તથા પરાઈ નિંદાથી રહિત હોય છે. ( ૨ )

भातृनाथश्च निधने तत्रापि भूमिनन्दनः । दिवानाथश्च तत्रापि ज्येष्ठभातृसुखं भवेत् ॥
अनुजस्य गृहे सौख्यं रामभातृ गृहे भवेत् । स्वसा चापि मृता तस्य भातृपक्षात् सुताश्च वै ॥
प्रतिष्ठा महती युक्ता भातृणा च गृहे कवे । विद्वत्त्वेन युतास्तेच विद्या प्राप्ता च राजकी ॥३॥

હે કવે! તૃતીય સ્થાનનો સ્વામી અષ્ટમ સ્થાનમાં બેઠોહોય અને ત્યાં મંગળ સૂર્યપણ હોય તો મોટા ભાઈઓથી સુખમળે છે. નાના ભાઈના ઘરથી સુખ હોઈ તેને ત્રણ ભાઇયો હોઈ શકે છે. તે પ્રાણીની બહેન મૃતહશે અને ભાઈઓનાં બાળકજ તેનાં મનાશે ભાઈઓના ઘરમાં ખુબ પ્રતિષ્ઠા રહેશે, તે લોકો પૂર્ણ વિદ્વાનથઇ રાજકીય વિદ્યા પ્રાપ્ત કરશે. ( ૩ ) (આ ફળની પૂર્વાર્ધની ઘટનાઓ સ્વામીજીના કાકાની સાથે ઘટે છે )

मातृनाथश्च पाताले मातृपक्षात् सुखं भवेत् । रसचन्द्रान्तरे कष्टं मातृपक्षेषु भो कवे ।
पितृचिन्तां विजानीयात् स्वसनौ शोकसम्भव । महदानन्दयुक्तश्च पिता क्रोधयुतो भवेत् ॥
शोकग्रस्तः पिता तस्य ज्ञानदृष्टिर्यदा कदा । प्रतिष्ठासंयुतो धीमान् पिता तस्य न संशयः ॥४॥

હે કવે! ચોથા સ્થાનનો સ્વામી સપ્તમ સ્થાનમાં હોય તો માતૃગૃહ ( મોસાળ ) થી સુખ મળે, સોળ વર્ષથી પહેલાં માતૃપક્ષનું કષ્ટ તથા પિતાના સંબંધમાં ચિંતા થાય તથા તેને કારણે મન શોક ગ્રસ્ત રહે. પિતા આનંદ

સુક્ત, થોડા ક્રોધી અને શોકગ્રસ્ત રહે, તો પણ તેનું જ્ઞાન તથા પ્રતિષ્ઠા વધતી રહે છે. ( ૪ )

पुत्रगेहे देवनाथो विद्याबुद्धियुतो भवेत् । न सुता न सुतो गेहे धर्ममार्गेण सुतासुतम् ॥
शिक्षितेनैव पुत्रेण स्वरक्षा भविता ध्रुवम् । सर्वदा विनया युक्तो सुमार्गे मतिमान् कवे ॥
विद्याविनयसम्पन्नो तत्त्वज्ञानं भविष्यति । प्रतिष्ठा महती तस्य कीर्तिर्याति दिगन्तरे ॥
नन्दचन्द्रान्तराद् तात परिव्राजकमण्डले । प्राप्यते वसुपक्षाच्च महती च दशा कवे ॥
भूमिलाभो विशेषेण नूतमन्दिरस्थापना । सुकीर्तिख्यातिर्लोकेऽस्मिन् यशो मानं धनं सुखम् ॥५॥

હે શુક્ર ! પંચમ સ્થાનમાં બૃહસ્પતિ સ્થિત હોય તો પ્રાણી વિદ્યા બુદ્ધિ સુક્ત થાય, તેના ઘરમાં બાળક બાળિકા ન હોય પણ ધર્મ માર્ગ (શિષ્યાદિ રૂપ) થી ઘણાં થઇ શકે છે. એવા પઠિત પુત્ર ( શિષ્યાદિ ) થી પ્રતિષ્ઠા વધે, સન્માર્ગમાં મતિ રહે, વિદ્યા તથા નમ્રતાથી ભરપૂર હોય તથા ચારે તરફથી માન સન્માન કીર્તીની પ્રસિદ્ધિ ખૂબ થાય. એ પ્રાણી લગભગ ઓગણીશ વર્ષની અવસ્થામાં પરિવ્રાજકમંડળ ( સાધુ સમાજ ) માં પ્રવિષ્ટ થાય. અઠાવીશ વર્ષથી મહીમા વધારે વધે, ભૂમિ પ્રાપ્ત થાય, નવીન તરેહનાં મંદિરની સ્થાપના કરે. એ કાર્યોથી આખા દેશમાં કીર્તિ, નામ, સન્માન, સંપત્તિ અને સુખ વધે (૫)

रिपुनाथश्च निधने रिपुश्च वर्धते सदा । न भयं शत्रुपक्षाद् वै शत्रुर्याति रसातले ॥
राजतुल्यो यदा शत्रुः तस्य नाशो भविष्यति । धनहीना पुत्रहीना शत्रवस्तस्य सर्वदा ॥
न कष्टं शत्रुपक्षाच्च शत्रुर्मित्रवदाचरेत् । मिथ्यापवादस्तं तात शत्रुपक्षाद् भविष्यति ॥६॥

હે તાત ! જે પ્રાણીના ષષ્ઠ સ્થાનનો સ્વામી અષ્ટમમાં સ્થિત હોય તો તેના શત્રુ વધે, પણ તેમનાથી ભય ન થાય તથા તેમનું પતન થતુ રહે. શત્રુ રાજાના જેવો હોય તો પણ તેનો નાશ થઈ જાય, તેનાં ધન પુત્રાદિક પણ નાશ પામે શત્રુ પક્ષથી કષ્ટને બદલે મિત્રતા વધે, તથા શત્રુઓ દ્વારા જુઠાં લાંછન પણ લગાડવામાં આવે. ( ૬ ).

दारेशो दारगेहे च तत्रापि च सखिश्रित । दारपक्षाद् सुखं नास्ति दारास्तेन बहिष्कृता ।
न सुखं दारपक्षे तु विवेको वर्धते सदा । येन केनाप्युपायेन ईश्वराराधने रतिः ॥७॥

હે શુક્ર ! જે પ્રાણીના સપ્તમ સ્થાનનો સ્વામી પોતાના મિત્રની સાથે ત્યાંજ બેઠો હોય તો પત્નીનું સુખ ન મળે, વિવાહ પણ ન થાય. વિવેક વિચાર વધે તથા હરેક તરેહથી ઈશ્વરમાં મન લાગેલુ રહે ( ૭ )

निधने च दिवानाथो दैत्यनाथेन संयुत । पूर्णायुर्भविता तातं मारके भूमिनन्दने ॥८॥

હે તાત ! અષ્ટમ સ્થાનમાં સૂર્ય, શુક્ર તથા મંગળ એક સાથે બેઠા હોય

તો આખું પૂર્ણ આયુષ્ય વાળો થાય વચમાં વચમાં અનેક કષ્ટ આવતાં છતાં પણ મંત્ર તંત્રોથી નિવૃત્તિ થઇને લગભગ નેવુ ( ૯૦ ) વર્ષ સુધી સુખથી જીવન વ્યતીત થાય. ( ૮ )

भाग्येशो निधने प्रोक्तो भाग्यर्द्धिर्महत्तरा । धर्मे प्रज्ञा सदा काव्य योगभ्रष्टो न जायते ॥
नीतज्ञानयुतो बालो राजवन्मोदते सदा । यादृशी भविता चेष्टा तादृग् प्राप्तिश्च सर्वदा ॥९॥

હે કાવ્ય ! બાળકના નવમ સ્થાનનો સ્વામી અષ્ટમ સ્થાનમાં હોવાથી તે ભારે ભાગ્ય બુદ્ધિ વાળો થાય, સદાધર્મમાં બુદ્ધિ રહે યોગથી વિચલિત ન થાય નીતિ કુશળ થાય તથા રાજાઓના જેવો આનંદ ભોગવે. તે જેવી ઇચ્છા કરે, તેવુંજ તેને પ્રાપ્ત થતું રહે. ( ૯ )

राज्यगेहे सूर्यसूनु राज्येशो पुत्रगेहके । राजपक्षाद् भय नास्ति राजवच्च स्वय कवे ॥
राजपक्षाद् धन मानं यशश्चाप्नोति सर्वश । राजतुल्यनराणा च संगमो जायते सदा ॥ १० ॥

હે કવિ ! દશમ સ્થાનમાં શની અને તેનો સ્વામી પંચમ સ્થાનમાં હોય તો સરકારી પક્ષ તરફથી ડર ન રહે, સ્વય રાજાઓની પેઠે રહે. રાજાઓ તરફથી ધન, માન, યશ સદા મળતાં રહે, રાજાઓના જેવા સંમાનિત પુરૂષોનો નિત્ય સમાગમ રહે ( ૧૦ )

लाभगेहे निशानाथो लाभेशो कण्टके च वै । लाभाधिक्य च भविता यशो मान बलं कवे ॥
यावज्जीवति भूमध्ये तावत्कष्ट न स्वप्नके । दिने दिने महल्लाभो धनरत्नसुसञ्चय ॥११॥

હે શુક્ર ! અગિયારમા સ્થાનમાં ચંદ્રમા તથા તે સ્થાનનો સ્વામી નવમમાં હોવાથી પ્રાણીને અધિક લાભ થતો રહે તથા યશ, માન, બળની વૃદ્ધિથાય, તે જીવનભરમાં સ્વપ્નમાં પણ કષ્ટ ન ભોગવે તથા પ્રતિદિન અધિકાધિક ધન, રત્નોથી ખજાનો ભરતો રહે. ( ૧૧ )

व्ययेशो राजके तात व्ययो यद्ध भविष्यति । यावज्जीवति बालोऽय प्रतिष्ठा वर्धते सदा ॥
यौवनाद सर्वमैश्वर्यं वर्धते च दिने दिने । सर्वाशा पूर्यते लोके वृद्धिश्चैव तपोधन ॥
ज्ञानवैराग्यसयुक्तो तृणवन्मन्यते धनम् । ईश्वर मन्यत तात सच्चिदानन्दरूपिणम् ॥
स्वकुले कीर्तिमौल्लोके भाग्यवांश्च सदा भवेत । पितन् सतर्पयेत्तात एतादृग्यस्य वै कुले ॥१२॥
ज्ञानवैराग्ययुक्तोऽय देशभ्रमणमाचरेत् । प्रतिष्ठा मानवृत्तिश्च न स्नेह स्वकुलेषु च ॥
ज्ञानेन महता युक्त शिष्यास्तस्य न संशय । पुत्रतुल्याश्च ते सर्वे यशोमानसुभूषिता ॥
पुनश्च विष्णुरूपेण भुक्त्वा लोकं पर कवे । एतद्योगन भो काव्य न हीयेत्त कदाचन ॥

હે શુક્ર ! દ્વાદશ સ્થાનનો સ્વામી દશમમાં હોવાથી વ્યય ખુબ થાય આજીવન પ્રતિષ્ઠા વધે, તરૂણા વસ્થાથી ઐશ્વર્ય વૃદ્ધિથાય, એવં આશાઓ તથા

તપ પૂર્ણ થતાં રહે. એ પ્રાણી જ્ઞાન વૈરાગ્ય યુક્ત હોવાથી ધનને તૃણવત સમજીને સચ્ચિદાનંદ પ્રભુનેજ માનતો રહે, પોતાના કુળમાં કીર્તિમાન તથા લોકમાં સદાભાગ્યવાન રહે તેના પિતર તૃપ્તથઈને ઉદ્ધારને પ્રાપ્તથાય. (૧૨)

એ પોતાનાં કુલમાં સ્નેહ ન રાખીને જ્ઞાન વૈરાગ્યવાન થવાથી દેશ ભ્રમણ કરતા રહી પ્રતિષ્ઠા સન્માન પ્રાપ્ત કરે. તેના પુત્ર તુલ્ય શિષ્યપણુ ઘણાજ્ઞાની અને યશસ્વી થાય. અને પછી તે પરલોકમાં વિષ્ણુરૂપમાં બિરાજમાન થઈને તે પદથી ફરી વિચલિત ન થાય. હે કાવ્ય ! આ યોગ ( કુંડળી ) નો પ્રભાવ એવો છે. ( આગળનાં વૃતાંતો સાથે આફ્લાદેશ લગભગ સોએસોટકા મળે છે. ) (૧૩)

ઈતિ શ્રી ભૃગુસંહિતાના કુંડલી—અધ્યાયમાં ભૃગુશુક્ર સંવાદનો
સંક્ષિપ્ત યોગ સમાપ્ત.

ॐ

## श्री गीतादेव्यष्टकम्

उपेन्द्रवक्त्राब्जरसस्वरूपां नमामि गीतां जगदार्तिहन्त्रीम् ।
मुनीन्द्रवृन्दैरभिनन्द्य पीतां नमामि गीतां भगवत्प्रगीताम् ॥ १ ॥
कल्याणकामैः पुरु पठ्यमानां भावोद्भवध्वंसविधौ नदीष्णाम् ।
वंशीवशीकाररवस्वरूपां गीतां सुपूतां शिरसा नमामि ॥ २ ॥
गीतां विवस्वन्तमुवाच शौरिः सोऽपि प्रमोदान्मनवे व्यतारीत् ।
मनुर्जनुःपावननीतिकर्ता दिदेश चेक्ष्वाकव आदरेण ॥ ३ ॥
संसारमुद्धर्तुमना महामनाः श्रीकृष्ण आनन्दनिधिः परेश्वरः ।
मोहान्धबुद्धिं परिलक्ष्य संयुगे प्रोचे त्विमामर्जुनमर्जुनान्तरम् ॥ ४ ॥
तामेव पारम्परिकां गताय संसारलोकोद्धतिमानसाय ।
हिमालयोत्तुङ्गशिरस्स्वराय योग्याय गीतां दयया प्रदाय ॥ ५ ॥
प्रोवाच गत्वा जगति प्रचारं विधेहि मत्वा मम सन्निदेशम् ।
गीतां हि मूर्तिं कुरु सद्म तस्याः स्थले स्थले भूषितमब्धरूपम् ॥ ६ ॥
तथेत्युरीकृत्य च चारु "विद्यानन्दो" यतीन्द्रः कृतवान् विशालम् ।
सुमन्दिरं गुर्जरदेशजेऽस्मदादिवादान्तपदे प्रसिद्धे ॥ ७ ॥
वटोदरोदारविकासजुष्टं रेवास्यकरनालिकृतप्रतिष्ठम् ।
सुस्थं व्यवस्थं च करोतु गीतासुमन्दिरं मन्दरमन्दकारि ॥ ८ ॥
रामानन्दपरिव्राजा व्यरचि स्पष्टमष्टकम् ।
यः कोऽपि प्रपठेद् भक्त्या यथेष्टं लभते ध्रुवम् ॥९॥

# વંદનીય વિભૂતિ

## પૂ૦ સ્વામી શ્રી વિદ્યાનંદજીને વંદન

( લે૦-પં૦ મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, સવિદ્યાલંકાર
સાહિત્યભૂષણ, પુરાણવિશારદ, (વ. )

### હરિગીત

યત્નો કરીને બાલ્યવયમાં પણ  તપશ્ચર્યા કરી ,
સુખ-દુઃખ સંગવિહીન જગ-ઉદ્ધારમાં વૃત્તિ ધરી ;
બ્રાહ્મણકુલે જન્મી અલૌકિક બ્રહ્મવિદ્યા જાણવા ,
વિદ્યા ગ્રહણ કરવા અને એ બ્રહ્મને પીછાણવા-૧

માયા પટલને દૂર કરતાં આપ્તજન માન્યાં સહુ,
વસુધા સમસ્ત કુટુમ્બવત્ ને આત્મવત્ પ્રાણી બહુ ;
"विद्या ह ब्राह्मणमाजगाम" સૂત્રને સાચું કર્યું ,
વિદ્વાન્ થઈ ગીતાસમું એ અમરફલ હાથે ધર્યું-૨

'આનંદ' વિદ્યામાં ગણ્યો નિજનામને સાર્થક કર્યું ,
શુભનામ 'વિદ્યાનંદજી' એ નામને ધારણ કર્યું ;
એ પુણ્યતમ ગીતાપ્રતિષ્ઠામાં પ્રતિષ્ઠા નિજગણી ,
ગુજરાતના પટમાં—જીવનમાં એજ ગીતાને વણી-૩

સુંદર-સુખદાને શ્રેષ્ઠતમ મંદિર ગીતામાતનું ,
પ્રત્યક્ષ ત્યાં દેખાય બલ વિદ્યા અને આત્મા તણું ;
એ આજ અમદાવાદનું બહુ શ્રેષ્ઠ ધામ ગણાય છે ,
જ્યાં નિત્ય મૂર્તિમાન ગીતાજ્ઞાન સમજાવાય છે-૪

જપયજ્ઞ બહુ કીધા અને વિધિયજ્ઞ પણ કૈં આદર્યા,
પણ પૂર્ણ પચ્ચીસી થતાં બહુયજ્ઞ ઉત્તમ આચર્યા;
ત્યાં જ્ઞાન યજ્ઞ અને મહાયજ્ઞો ઘણા સાથે હતા,
ને વેદવિત્ વિપ્રો વડે જ્યાં વેદના ઘોષો થતા–૫
પૂર્વે યુધિષ્ઠિર સત્રમાં સ્થિર થઈ રહ્યા આનંદથી,
સંસારના આ યુદ્ધમાં સ્થિર આજ વિદ્યાનંદજી;
જે યજ્ઞનાં દશ્યો અલૌકિક આજ પણ ભૂલાય ના,
મુખદ્વાર દિવ્ય વિશદ એનું પૂર્ણ વર્ણન થાય ના–૬
ત્યાં જ્ઞાનના ભૂખ્યા જનો જ્ઞાનામૃતે તૃપ્તિ કરે,
ને દ્રવ્ય પણ મળતું હતું જે દ્રવ્યની આશા ધરે;
ભૂખ્યાજનો ભોજનથકી સન્તોષ જ્યાં લેતા હતા,
ને નિત્ય "વિદ્યાનંદજીનો જય હજો" કહેતા હતા–૭
કૈં કૈં મહાત્માઓ અને સાધુજનો આવ્યા હતા,
આજે અલૌકિક ભેટ અમદાવાદમાં લાવ્યા હતા;
નિજ ચરણની ધૂલિવડે પાવન નગર એથી થયું,
પાવક હમેશાંનું હતું તે આજ પરવારી ગયું–૮
જેના ચરણમાં કૈંક લક્ષ્મીનંદનો મસ્તક ધરે,
એ આજ વિદ્યાનંદજી વ્યાખ્યાન ગીતાનું કરે,
ને લાભ દેવા સર્વને અર્પેલ 'ગીતાધર્મ' છે,
સદેશ ગીતા વ્યાસનો પ્રત્યક્ષ જેમાં ધર્મ છે–૯
સોમાં બને છે એક શૂર, હજારમાં પંડિત અને,
દાતાર દશ હજારમાં, વકતા બને કે ના બને,
વક્તા અને વિદ્વાન–દાતા–શૂર પણ સાથેજ એ,
છે વંદનીયવિભૂતિ વિદ્યાનંદસ્વામીજી ખરે–૧૦
એ મુક્ત આત્માઓ કદિ નહિં કોઈથી બંધાય છે,
ગુણવન્ત અમ ગુજરાતના શુભ પ્રેમને વશ થાય છે;
એ દેવ દીર્ઘાયુ હજો શતવર્ષની આયુ થજો,
ગીતાતણા ગાનારનું 'મંગલ' હજારો વાર હો–૧૧

———:o:———

# વિષયસૂચી



## પ્રકરણ ૭મું, ગીતાપ્રતિમા પ્રતિષ્ઠા

## શ્રી ગીતામાતાજીની આરતી

ૐ જય ગીતા માતા ૐ જય ગીતા માતા,
અખિલ વિશ્વની ત્રાતા સુખ સંપતિ દાતા.
વેદ બ્રહ્મની વાની જ્ઞાનામૃતધારા,
પ્રથમ સૂર્ય ને તુઝ કો હૃદય કમલ ધારા.
ફિર ક્રમસે મનુ ઇક્ષ્વાકુ ઔર ઋષિયોંને જાના,
જનકાદિક રાજોં ને તુઝ કો સમાના.
તુ અવ્યય અવિનાશી સત ચિત આનન્દા,
તેરા રૂપ અલૌકિક સુન્દર સાનન્દા.
તૂ દુર્ગા તૂ લક્ષ્મી તૂ હી સરસ્વતી,
તેરી શરણ જો આતે વે પાતે સુમતી.
તૂ નદિયોં મેં ગંગા સતિયોં મેં સીતા,
મન્ત્રોં મેં ગાયત્રી ગ્રન્થોં મેં ગીતા.
હે જગદમ્બે તૂ ને અગણિત વીર જને,
તૂ ને બનકર કાલી અગણિત અસુર હને.
યોગ યજ્ઞ જપ તપ કા તુઝ મેં જ્ઞાન ભરા,
કર્મ ધર્મ વિદ્યા કા હૈ વિજ્ઞાન ધરા.
શૌર્ય ધૈર્ય સમ દમ તૂ સિખા રહી ગીતે,
તેરા હી અમૃત પી અર્જુન રણ જીતે.
'બ્રહ્માનન્દ' વિનય યહ માતુ કૃપા કીજે,
પ્રભુપ્રિય દેશ ધર્મ કી ભક્તિ હમેં દીજે.



આ ગ્રંથમાં ૮૨, એકરંગી તથા ૬, બહુરંગી ચિત્રો આપેલાં છે.

## ચિત્રસૂચી

### બહુરંગી ચિત્રો



### એકરંગી ચિત્રો



॥ कृष्णं वन्दे जगद्‌गुरुम् ॥



# શ્રી સદ્‌ગુરુગાથા



યાને

## સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજનું જીવન વૃત્તાન્ત

### પ્રકરણ ૧—પૂર્વાશ્રમ.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

ॐ भूर्भुवः स्वरिति तत् सवितुर्वरेण्यं भर्गो निसर्गविमलं परमस्य विष्णोः ।
देवस्य धीमहि धियोऽधिगतं वयं यो यत्नान्न ईहितमतिं तु प्रचोदयादोम् ॥

## ગીતાજ્ઞાનની અનાદિ પરંપરા તથા તે ક્ષેત્રમાં સ્વામીજીની આવશ્યકતા






તાજ્ઞાનનો ઉપદેશ પરંપરારૂપે અનાદિ કાળથી ચાલતો આવે છે, તેથી તેનું મહત્વ તથા સન્માન વેદોના જેટલું જ છે. વેદોના પ્રકાશક, પરમાત્માની દિવ્ય વિભૂતિ સપ્ત ઋષિયોના જેવા કોઈ પુણ્યાત્મા જ, આ ગીતાજ્ઞાનના ઉપદેષ્ટા થતા આવ્યા છે, એ ગીતાજીના ચોથા અધ્યાયમાંની શ્રીભગવાનની ઉક્તિથી જણાઈ આવે છે—

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥
एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ॥ —गी० ४-१-२

પ્રાચીન કાળમાં એટલે કે સત્ય, ત્રેતા તથા દ્વાપર યુગોમાં, નિર્મળ બુદ્ધિ-સંપન્ન અધિકારી શિષ્ય વર્ગ, ગીતાજ્ઞાનને મંત્રવત્ ગુરૂપરંપરા હૃદયસ્થ કરી લેતા હતા, અને તેનું ચિંતવન કરતાકરતા કૃતકૃત્ય થઈ જતા હતા. તેમની પ્રતિભા સતેજ હોવાથી તેમને સારૂ વ્યાખ્યા કરવાની આવશ્યકતા નહોતી, જેમકે—

ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો અને તેને એક જ વારમાં કોઈ પણ વિશેષ વ્યાખ્યા વગર જ અર્જુન સમજી પણ ગયો. પરંતુ વર્તમાનકાળમાં ગીતા ઉપરનાં અનેકાનેક ભાષ્યો, ટીકાઓ તથા ટીપણીઓનો વર્ષો સુધી અભ્યાસ કરવા છતાં પણ ગીતાનું વાસ્તવિક તાત્પર્ય હૃદયંગમ થતું નથી, તેનું કારણ એ જ છે કે—યુગપરિવર્તન થતાંથતાં જનતાની બુદ્ધિ મળ વિક્ષેપ આદિથી કલુષિત થઈ મંદ પડી ગઈ, તેથી તે રહસ્યપૂર્ણ ઉપદેશને ગ્રહણ કરવામાં દિવસેદિવસે અશક્ત થઇ ગઈ.

તે જ કારણથી પહેલાંના સમયને 'સૂત્રયુગ' કહેવામાં આવે છે એટલે કે તે કાળના મનુષ્ય, જ્ઞાન વિજ્ઞાનની વિસ્તૃત વાતો શીખીને તથા તેમને યાદ રાખવાને તે વાતોને સૂત્રરૂપમાં અર્થાત્ નોંધના રૂપમાં લખી લેતા હતા. મહાભારત-કાળ પછી અર્થાત્ વ્યાસદેવજીએ ગીતાને મહાભારતમાં ગ્રંથિત કરી દીધા પછી કળિયુગનો આરંભ થયો અને લોકોને ગીતા જેવા ગ્રંથોની વ્યાખ્યા, ભાષ્ય, ટીકા આદિની જરૂર જણાવા લાગી. સાંપ્રતકાળ સુધીમાં વખતના વહેણ સાથે ગીતાના સેંકડો, હજારો વ્યાખ્યાકારો અને ટીકાકારો થતા આવ્યા છે. હાલના સમયમાં પ્રાચીનતાની દ્રષ્ટિથી જોતાં શ્રીશંકરાચાર્યજીનું ભાષ્ય ઉપલબ્ધ છે, તેના આરંભમાં આચાર્યશ્રીએ પોતાના પહેલાં ગીતાની અનેક ટીકાઓ થયેલી હોવાનું માનેલું છે.

ગીતાની ટીકાઓના આ યુગમાં, લોકોની રૂચિ અને જીજ્ઞાસા, ગીતા તરફ વધતી જાય તેને સારૂ તેની આવશ્યકતા પણ જણાય છે. પહેલાંના યુગોમાં ગીતાનો સાર્વજનિક પ્રચાર હાલની સરખામણીમાં ઘણો વધારે હશે, પણ હાલના જમાનામાં તો જનતાની શુભ વાસનાએ ઘટતાંઘટતાં માત્ર ગણ્યા ગાંઠ્યા પરમાર્થ પથિકોમાં જ, ગીતાજ્ઞાન મર્યાદિત થઇ ગયેલું હતું.

લોકોમાં ગીતાના પ્રચાર અને પ્રસારનું કામ સહજ નથી, તે તો કોઇ ઋષિ મુનિયોના જેટલી ઉંચી ભૂમિકા ઉપર પહોંચેલા, ધ્યાનસમાધિનિષ્ઠ તથા પર—અપર બ્રહ્મના સમસ્ત રહસ્યનું દર્શન કરનારી ભાગ્યશાળી વ્યક્તિ જ કરી શકે છે. અર્થાત્ ગીતાના વ્યાખ્યાકાર અને પ્રચારકમાં, મંત્રદ્રષ્ટા ઋષિના જેટલી જ યોગ્યતા હોવી જોઇએ. શંકર, રામાનુજ, અભિનવગુપ્ત, કેશવ, નીલકંઠ, મધુસૂદન, શંકરાનન્દ, જ્ઞાનદેવ જેવા ગીતાધર્મી મહાનુભાવ ઋષિમુનિયોના જેટલા જ સન્માન્ય છે. ગીતાપ્રેમીની યોગ્યતા વધે, તેનો હેતુ એ પણ છે કે, જે કોઇએ, સાચા પ્રેમ અને સદ્ભાવનાથી તેનો, આશ્રય લીધેલો તેને તેણે અધ્યાત્મ પ્રદેશની ઉંચી ભૂમિકા ઉપર પહોંચાડી દીધેલો છે.

એ એક પુરાતન સર્વમાન્ય નિયમ છે કે—પ્રત્યેક નિર્દોષ વ્યક્તિ બીજાને પોતાના જેવી બનાવવાનો પ્રયત્ન કરતી જ રહે છે, તે પ્રમાણે પ્રભુપ્રેમી અગર ગીતાપ્રેમી મહાનુભાવ પણ જનતાને ગીતાના શુદ્ધ માર્ગ ઉપર ચઢાવવાનો પ્રયત્ન કરતા રહે છે. આ પવિત્ર ભારત દેશમાં આચાર્યો અને તેમની આજ્ઞા પ્રમાણે ચાલનારા મનુષ્યોની જ અધિક્તા રહેલી છે, સામાન્ય જનતાથી લઇને નરપતિયો સુધીના શાસક નિષ્કામ પ્રભુપ્રેમી, નિષ્કારણ કૃપાળુ મહાત્માઓ, આચાર્ય અને ગુરૂજન થતા આવેલા છે. પરંતુ હાલની કેટલીક અંતિમ શતાબ્દિયોમાં કાળક્રમે ગુરૂજન તેમ જ સામાન્ય જનતા ગીતાધર્મથી વિમુખ થતા આવ્યા, તેને પરિણામે દેશવાસિયોને મહાન કષ્ટો અને વિપત્તિયોમાંથી પસાર થવું પડયુ છે. પ્રભુનો ઉપદેશ આંખથી અલગ થવાને કારણે અનેક મતમતાંતર ફેલાયા, પણ તેમાંના કોઇનાથી પણ લોકોને સન્માર્ગનો રસ્તો જણાયો નહી.

## સર્વતોમુખી ગીતાગ્રંથ





કેટલાએ વિચારવાન પુરૂષોએ, સાર્વજનિક આ દશામાં, જનતાની કર્મહીનતા પર ઉંડા વિચાર કર્યો, અને અંતમાં તેમને પણ, આ લોકમાં ગીતાનો કર્તવ્યમાર્ગ શ્રેષ્ઠ જણાયો. તેમાંના હતા પંજાબ, બંગાળા અને મહારાષ્ટ્રના કેટલાક સૂક્ષ્મદર્શી મનીષી; લાલા લજપતરાય, બિપિનચંદ્રપાલ, બાલગંગાધર તિલક પ્રભૃતિ. આ સમયમાં લોક, અધ્યાત્મદ્રષ્ટિ ઉપરાંત સામા-

જીક દ્રષ્ટિથી પણ ઘણા નીચા પડેલા હતા, તેથી ઉપર્યુક્ત વિચારકોને સર્વપ્રથમ સામાજીક સ્થિતિમાં સુધારો કરવાની આવશ્યકતા જણાઈ, તેથી તે લોકો દ્વારા નિર્દિષ્ટ સર્વ ઉપાય રાજનૈતિક અગર સામાજીક દ્રષ્ટિકોણને લઇને જ યોજાયા. તેને પરિણામે ગીતા જેવો સર્વતોમુખી ગ્રંથ પણ રાજનીતિવિષયક દાવ પેચનો ગ્રંથ ગણાવા લાગ્યો. એ કારણથી લોકનાયકોનો અનુરોધ હોવા છતાં પણ કેટલાક ગણ્યાગાંઠ્યા વિદ્વાન લોકો સિવાય સર્વસાધારણ આસ્તિક જનતાએ તેને ( ગીતાગ્રંથને ) અપનાવ્યો નહીં.

પરંતુ 'પાછલા થોડા સમયથી ગીતાજ્ઞાનથી લોકો વિમુખ થયા' તેનો અર્થ એ નથી કે ગીતાજ્ઞાન બિલકુલ લુપ્ત થઈ ગયેલું હતું. પુણ્યપ્રાપ્તિને સારૂ અર્થાનુસંધાન વિના પણ કેટલાક શ્રદ્ધાળુ સદ્‌ગૃહસ્થો ગીતાપાઠ કરતા રહેલા છે. તેમજ તે પ્રસ્થાનત્રયીનું એક અંગ હોવાથી, નિવૃત્તિપરાયણ મહાનુભાવ એટલે કે દાર્શનિકોના વિચારની મુખ્ય વસ્તુ 'ગીતા' નિરંતર રહેતી આવેલી છે. વિશેષત: વિરક્ત મહાત્માઓને સારૂ તો 'ગીતાનો વિચાર' એ એક પ્રધાન વસ્તુ છે. પરંતુ આ પ્રકારના લોકોએ નિજ આત્મકલ્યાણના સાધન 'ગીતાને', પોતાના જ આનંદાસ્વાદનની વસ્તુ બનાવી રાખી, સામાન્ય આસ્તિક જનતામાં ઉપદેશ આદિ આપવા છતાં પણ ગીતાને સાર્વજનિક ગ્રંથ ભાગ્યે જ કોઈએ બનાવ્યો હશે.

ભારતીય જનતામાં એ એક ઘણી જ મોટી ત્રુટિ હતી કે, શ્રીકૃષ્ણ પ્રભુ-ના પૂજન અર્ચનનો તે સાર્વદેશિક રૂપમાં સમાદર કરતી હોવા છતાં પણ, તેમની અતિ પ્રિય વાણી ( ગીતા ) થી તે વંચિત રહેવા લાગી. એ પણ એક અદ્‌ભુત વાત છે કે પાછલી કેટલીક શતાબ્દિઓમાં પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ પ્રભુના અનન્ય પ્રેમીજનોએ, ભગવદ્ ઉપાસનાની અનેક ઉત્તમોત્તમ રીતિ નીતિ લોકોમાં પ્રચલિત કરી, પણ ગીતાનું સ્થાન તેમાં કહીં પણ રાખવામાં આવ્યું નહીં, ભગવાનના શ્રીમુખની વાણી હોવાથી તેનું પ્રાધાન્ય હોવાની નિતાન્ત આવ શ્યકતા હતી. સંભવ છે કે એ ત્રુટિ ભગવાનના હૃદયમાં પણ ખટકી રહી હશે, ધર્મસ્વરૂપી ભગવાન ધાર્મિકતાના આધારસ્વરૂપ ગીતાનો વ્યાપક પ્રચાર લોકોમાં થવાની ચાહના રાખતા હશે, અને તેથી ભારતીય જનતાના આધુનિક ઉદ્ધાર કર્તાઓની આ ખામીથી, ગીતાપતિ પ્રભુ અસંતુષ્ટ જ રહેતા હશે.

અમારા આ અનુમાનનો આધાર, પ્રભુપ્રેમના ઉત્કટ પ્રેમી એક તરૂણ તપસ્વીના વિમળ અને સબળ હૃદયમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ પ્રભુ દ્વારા, જ્ઞાનપિપાસુ

જગતમાં પ્રભાવપૂર્ણ ગીતાપ્રચારનો, થયેલો આદેશ છે. આ ઘટના આજથી (સંવત્ ૨૦૦૧) લગભગ ત્રીસ વર્ષ ઉપરની છે, કે જ્યારે એક તરૂણ નવતપસ્વી પ્રભુના પ્રેમમાં મસ્ત બની પોતાના આરાધ્ય દેવના દર્શનાર્થે અખિલ ભારતના પુણ્ય પ્રદેશોની યાત્રા કરતોકરતો હીમાલયની ગિરિગુહાઓમાં અને ગાઢ જંગલોમાં વ્યાકુળતાપૂર્વક એકાકી ધૂમી રહ્યો હતો. તે સમય વાસ્તવિક ગીતાપ્રચારનો સૌભાગ્યશાળી ઉપઃકાળ હતો, કે જેના સાક્ષી, સઘન હિમગિરિ દ્રુમોના મસ્તકથી તે છેક ચરણતળ સુધીનાં નિવાસી વનજંતુઓ, લતા વિટપ વિહારી પક્ષિઓના ઉલ્હાસપૂર્ણ કલનાદ, શ્રીકૃષ્ણ પ્રભુના દેદીપ્યમાન મુકુટમણિયોની પ્રભા સમાન પ્રાતઃ કાલીન બાલ સૂર્ય તથા ઉક્ત તપસ્વીનો પ્રભુ સાથેનો પ્રેમાલાપજ હતા.

ઉક્ત તપસ્વીનાં ઉદાત્ત ચરિત્ર, ત્યાગ, તપસ્યા તથા લોકહિતાવહ કાર્યોના સ્મરણાર્થે, જનતા જનાર્દને, તેમનો પરિચય આપનાર નામનો, પોતાની ભક્તિભાવના દેખાડવાને સારૂ નીચે પ્રમાણે સ્વીકાર કરેલો છે—

**શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય ત્યાગમૂર્તિ બ્રહ્મનિષ્ટ લોકસંગ્રહી ગીતાવ્યાસ જગદ્ગુરૂ મહામંડલેશ્વર શ્રી ૧૦૮ સદ્ગુરૂ સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ.**

* જો કે તેમને આ ઉપાધિવાળા નામમાં કાંઈ પણ રસ નથી, અને પ્રસગ આવતાં નામના ચાર અક્ષરો સિવાય કાંઈ પણ વધારે લખતા નથી, તો પણ આ નામનું એટલા માટે ઉપયોગી મહત્વ છે કે તેમાં આ મહાત્માના ગત જીવનની સમસ્ત ઘટનાઓનો સમાવેશ થાય છે. ( આ જીવન વૃત્તાન્તને આ સૂત્રરૂપ નામનું જ ભાષ્ય સમજવું જોઇએ ).

આજ અમે શ્રદ્ધાવતી જનતાને એ જ મહાનુભાવની પુણ્ય પુંજમયી જીવનગાથાથી માહિતગાર કરીને સ્વયં કૃતાર્થ થવાની ઇચ્છા રાખીએ છીએ. પ્રભુ પ્રાપ્તિને સારૂ મહાત્માઓનાં ચરિત્ર ઘણા મહત્વનાં હોય છે. તેના અવલોકનથી જીજ્ઞાસુઓની અનેક કઠોર જીવન-ગૂંચો ઉકલે છે અને આગળનો માર્ગ સરળ થાય છે. અનેક ઉપકારી ઉપદેશ, સાન્ત્વના તથા સમાધાન થતાં જાય છે અને સર્વ સાધારણને મનમાં શાંતિ તથા પુણ્ય પ્રાપ્તિ તો સહજ જ થાય છે.

* વાસ્તવિક રીતે આ નામને પોતાના આજ સુધીના જીવન વૃતનો પરિચય આપનાર મૂળભૂત સૂત્ર કહેવું ઉચિત જ છે અને તેમની જીવનચર્યાનો ઉલ્લેખ આ સૂત્રના વાખ્યાનરૂપમાં જ થવો જોઇએ. સંભવ છે કે આગળ ચાલતા આ સૂત્રમાં, નવાં કાર્યો જોતાં બીજી ઉપાધિયોનો ઉમેરો કરવો પડે.

સત મહાત્માઓ આત્મખ્યાતિથી બચવાને સારૂ આત્મગોપનને આવ શ્યક માની પોતાના જીવનની ઘટનાઓની પ્રયત્નપૂર્વક ઉપેક્ષા ( ભૂલી જાય છે ) કરે છે. આ મહાનુભાવનું પાછલું જીવન વૃત્તાન્ત પણ તે જ કારણથી દુર્બોધ, ભૂતકાળના પડદા નીચે દબાઈ ગયેલુ હતું, તો પણ તેમનામા લોકસગ્રહની જે વિશેપતાઓ છે, તેનાથી આકર્ષાઇને જીજ્ઞાસુ ભક્તોની જીવન ચરિત વિષયક પ્રાર્થના બળવતી થઈ; તેની મદદથી પરિચિત વ્યક્તિયો, સાથી મહાત્માઓ, શિષ્ય સેવકો તથા પત્રો દ્વારા ભેગાં કરેલાં ઘટનાસૂત્રોનુ યથાસાધ્ય સ્પષ્ટીકરણ કરવાની તેઓશ્રીને આગ્રહપૂર્વક કરેલી વીનંતીના સ્વીકારથી આ યત્કિચિત જીવન વૃત્તાન્તને પ્રકાશમાં લાવવાનો પ્રયાસ કરવામાં આવેલો છે

## જન્મભૂમિ પરિચય






દૂર પ્રાચીન કાળથી જ 'મધ્યદેશ' અગર આજકાલનો સયુક્ત પ્રાંત ભારતવર્ષનો સૂત્રધાર થતો આવેલો છે. દેશમાંનાં તરેહ તરેહનાં પરિવર્તન તથા પરિવર્ધન, સુક્તપ્રાંતની વિભૂતિયો થી જ થતાં આવેલાં છે એમ પણ કેમ ન હોય કે-ધર્મ તથા સમાજના આદિ વ્યવસ્થાપકોએ એ ભાર આજ પ્રદેશને સોપેલો હોય

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मन ।

स्वं स्व चरित्र शिक्षेरन् पृथिव्या सर्वमानवा ॥ —मनु

'આ દેશમા ઉત્પન્ન થએલા વિદ્વાન બ્રાહ્મણોથી જ સસારના સર્વ મનુષ્ય પોતપોતાના કર્તવ્ય શીખતા રહ્યા.' આ મનુ ભગવાનના વચને આ પ્રદેશ વાસિયો ઉપર ઘણી મોટી જવાબદારી નાખેલી છે, તેથી રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, કલ્કિ જેવા અવતાર, ઇતિહાસ પ્રસિદ્ધ ભૂપાળ, ઋષિમહર્ષિ તેમ જ અનેક પ્રખર વિદ્વાનો, જેવા આ પ્રદેશમા થયેલા છે તેવા અન્યત્ર ઘણા ઓછા થયેલા છે. પ્રસિદ્ધ સપ્ત પુરિયો પૈકી ચાર પરમપવિત્ર પુરિયો, બદ્રીકેદારધામ તથા સર્વ તીર્થોના રાજા પ્રયાગરાજ આજ 'મધ્યદેશ' અગર સુક્તપ્રાતમા જ છે જ્યારે આ પ્રદેશનુ એવુ લોકોત્તર મહત્વ છે ત્યારે ભારતીય જનતાના ચિર અભિલાષિત યુગાતરકારી, ગીતાપ્રચારક જનનાયકના અવતારને સારૂ પણ એ જ ભૂમિ ઉચિત હોવી જોઇએ

ઉપર જે પરમપવિત્ર પ્રદેશનું વર્ણન કરવામાં આવેલું છે, તેની સભ્યતા, સંસ્કૃતિ તથા બુદ્ધિવૈભવનું કેન્દ્ર, તેના મધ્યભાગ કરતાં તેનો સીમાપ્રદેશ અધિક બની ગયો છે. તેનાં અનેક કારણો પૈકી તેમાં આવેલી સ્વર્ગીય નદિયોનું પણ ઘણું મહત્વ છે, અને ભારતીય સંસ્કૃતિ, નદિયોના સહયોગમાં જ વિકસિત થતી રહેલી છે. યમુના, ગંગા, સરસ્વતી, સરયુ જેવી દિવ્ય નદિયોએ એક જ બાજુએ વહન કરતાંકરતાં **યુક્તપ્રાંતની પૂર્વ** બાજુએ પોતાના સંગમો દ્વારા તે ક્ષેત્રને ઘણું જ ગૌરવ પ્રદાન કરેલું છે અને આપણા ચરિત્ર નાયકની જન્મભૂમિ પણ એ જ ક્ષેત્રમાં આવેલી છે. ત્યાંની સભ્યતા જોતાં, જાણે સમગ્ર દેશની વિશેષતા-ઓને, ઉક્ત પવિત્ર નદિયોએ વહન કરી લાવી, અહીં જ એકઠી કરેલી હોય એમ લાગે છે. એવી જ, સિદ્ધ સંતોની વિહારભૂમિ ગોરખપુર, અને વિદ્વાન લોકોના પક્ષપાતવાળી કાશીપુરીના મધ્યભાગમાં સ્થિત, ગંગા તથા સરજુના સંગમની બાજુએ **આજમગઢ** નામક જીલ્લો આ લોકસંગ્રહી મહાત્માના આવિર્ભાવથી ગૌરવાન્વિત થયેલો છે.

બનારસ પ્રદેશની અંતર્ગત આજમગઢ નગરથી છ ગાઉ દૂર ધાર્મિકતા, કુલીનતા તથા સુશીલતા આદિ સદ્‌ગુણોથી પરિપૂર્ણ બ્રાહ્મણ વસ્તીપ્રધાન એક મહાદેવપુરા નામક ગામ સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજના પૂર્વજોનું નિવાસસ્થાન છે. ગામમાં લગભગ દોઢસો ઘરોની વસ્તી છે, તેને સ્વામીજીના પૂર્વજોએ ઉપનિવાસને અર્થે વસાવેલું હતું. તે સમયે એ લોક રજપૂત ક્ષત્રિયોનાં બે ગામોના પૂજ્ય ગુરૂ હોઇને તેમના જ ગામમાં વસતા હતા. થોડા વખત પછી તેમણે પોતાના ધાર્મિક વિધાનોની અબાધ સ્વતંત્રતાના વિચારથી, પોતાના રજપૂત યજમાનોની સમીપમાં જ મહાદેવપુરાને વસાવ્યુ અને તેના ભૂસ્વામી ( જમીનદાર ) પણ પોતે જ બન્યા.

## વંશ પરિચય.





વંશવૃદ્ધિની સાથે જમીનદારીમાં ભાગ પડવા છતાં પણ સ્વામીજી મહારાજનું ઘરાણું ધન, સંપત્તિ, અધિકાર, યોગ્યતા અને પ્રતિષ્ઠાની દ્રષ્ટિએ ગામમાં સર્વોપરિ રહેલું છે. આ જ કુળ-માં તેમના પિતામહ પંડિત સદાફળ ત્રિપાઠી એક સુપ્રસિદ્ધ ધર્મોપદેશક તરિકે પ્રખ્યાતિને પામેલા હતા. 'સા વિદ્યા

યા વિમુક્તયે' સિદ્ધાંતાનુસાર વિદ્યાવાનની વિશેષતા એ છે કે—તે પોતે સંસાર પ્રપંચમાંથી મુક્ત રહીને પોતાના આશ્રિત ઉપાદેશાર્થિંયોને પણ સંસારના દોષોથી બચાવવામાં કુશળ હોય. કહેવાની જરૂર નથી કે ત્રિપાઠી સદાફળજી પોતાના આચાર્યપણાની યથાર્થ યોગ્યતા દ્વારા પોતાના યજમાનોમાં પૂર્ણ આદરને પામી ચૂકેલા હતા. આસપાસનાં ગામોમાં અનેક બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય તથા વૈષ્ણવ ઘરાણાં પોતાનાં પરંપરાગતનાં શિષ્ય હતા. કુળ પરંપરાથી તેમનું ઘરાણુ શાંડિલ્ય ગોત્રી 'પિંડીના ત્રિપાઠી'ના નામથી આજ સુધી પ્રસિદ્ધિમાં છે. એ પ્રસિદ્ધિ જાતિ અને વિદ્યા બંનેને લઈને છે. વિદ્યાની દ્રષ્ટિથી જોઈએ તો હાલ પણ તેમના કુળના લોક સંસ્કૃત, હિંદી તેમ જ ઇંગ્રેજી ભાષાના ધુરંધર પંડિત છે, કથાવાચન તથા અધ્યાપનની ખાતર તેમણે જમીનદારીને પણ જતી કરી છે. આચરણ અને પરંપરાની અધિક પવિત્રતા દર્શાવવાની ખાતર અહીં એ કહી દેવું જરૂરનું છે કે, એ કુળ શ્રીરામાનુજ સ્વામીના મતાનુસાર શ્રીવૈષ્ણવોની આચાર વિધિનુ પાલક છે. વ્યવહારમાં સામાન્ય લોકોની અપેક્ષાએ વૈષ્ણવ લોક આચાર વિચારની શુદ્ધતા તથા સાત્વિકતા ઉપર વધારે ધ્યાન આપે છે, તેમનામાં પણ શ્રી વૈષ્ણવ તો એ વાતોના પાલનમાં ઘણા જ કટ્ટર હોય છે.

એવા સુસંસ્કૃત કુળમાં, કાળાંતરે પંડિત સદાફળ ત્રિપાઠીને ત્રણ સુપુત્ર ક્રમશઃ **પં૦ બળદેવ ત્રિપાઠી, પં૦ મધુસુદનાચાર્ય તથા પં૦ બદરીનાથ ત્રિપાઠી** થયા. 'कारणगुणाः कार्यगुणानारमन्ते' એ દાર્શનિકોના સિદ્ધાન્તાનુસાર ત્રિપાઠીજીના પુત્રોમાં તેમના પૂર્વજોના સર્વ વિશિષ્ટ ગુણો વિદ્યમાન હતા.એમ પણ કેમ ન હોય, કે જ્યારે આર્યસંતાનોને સદ્‌ગુણવાન બનાવવાને સારૂ વિધિપૂર્વક સોળ અગર અડતાળીસ શાસ્ત્રીય સંસ્કાર કરવામાં આવે ? સંસ્કાર જ મનુષ્યની શારીરિક તેમ જ આત્મિક ઉત્તમતાને ઉન્નત કરે છે. પં૦ સદાફળ ત્રિપાઠીના ત્રણે સંતાન પણ ઉક્ત વિશેષતાઓથી સંસ્કૃત થવાને કારણે પરમ તેજસ્વી થયાં. પં૦ બળદેવ ત્રિપાઠીજી સર્વમાં મોટા હતા, તેથી તેમનામાં કોઈ વિશેષતા હોવી જ જોઈએ. પોતે પોતાના પિતાને અનુરૂપ વિદ્યાવ્યવસાય, પુરાણ કથાવાચન, શાસ્ત્રાભ્યાસ જેવા બ્રહ્મકર્મમાં નિપુણ તો થયા જ, તે ઉપરાંત મલ્લવિદ્યાના પણ પ્રખ્યાત ઉસ્તાદ થયા. જેવી રીતે અધ્યયન, અધ્યાપન, શાસ્ત્રચર્ચાને સારૂ તેમની પાસે શિક્ષાર્થી અને શ્રોતાઓની મંડળી જામતી હતી તેવી જ રીતે તેમના અખાડામાં પણ દૂર દૂર ગામોના કુસ્તીના શોખીનો પણ પોતાની કળા દેખાડવાને તથા દાવપેચ શીખવાને આવ્યા કરતા હતા.

# માતાપિતા







પર પ્રમાણેની અવસ્થામાં આવ્યા પછી પં૦ બળદેવ ત્રિપાઠીનો વિવાહસસ્કાર, 'ગડોલી' ગામના સન્માન્ય પંડિત રામેશ્વર શુક્લની સુપુત્રી આયુષ્યમતી ફૂલાદેવી સાથે સંપન્ન થયો. અનન્તર કાળક્રમે તેમને પાંચ પુત્રો અને એક કન્યા થઈ પણ પ્રભુનું વિધાન વિચિત્ર છે, દૈવયોગે માતા પિતાને સંતોષ આપવાને સારૂ તેમાંનું એક પણ ન બચ્યુ. દુર્દૈવના આ ક્રુર વ્યવહારે પણ આ દંપતીને પુણ્યશ્લોક વાસુદેવ દેવકીના સમાન, એક સ્પૃહણીય સમતા પ્રદાન કરી અને અતમાં આ દમ્પતીને દિવ્ય ચરિત્રવાળા બાળમુકુંદના સમાન જ એક સૌભાગ્યશાળી દીર્ઘાયુષી શિશુ સંતાન ( આપણા ચરિતનાયક સ્વામીજી મહારાજ ) ના રૂપમાં પ્રાપ્ત થયુ. પં૦ બળદેવ ત્રિપાઠીના અનુજ પં૦ મધુસૂદનાચાર્યને પણ ક્રમશઃ પં૦ રામપ્યારે ત્રિપાઠી, પં૦ પદ્મનારાયણાચાર્ય, પં૦ રૂપનારાયણ ત્રિપાઠી નામના ત્રણ પુત્ર થયા.

સ્વામીજી મહારાજના શિશુજીવન કાળનો સંબંધ પણ શ્રીકૃષ્ણના સમાન જ મામાના ઘનિષ્ટ સંપર્કમાં રહેલો છે. પણ શ્રીકૃષ્ણની અપેક્ષા સ્વામીજીની વિશેષતા એ હતી કે, જ્યારે શ્રીકૃષ્ણ અને તેમના મામા એક બીજાના પ્રાણઘાતક હતા, ત્યારે સ્વામીજી અને તેમના મામા એક બીજાના પ્રાણધારક હતા.

## જન્મ ગ્રહણ







મીજી મહારાજના જન્મધારણની ઘટના એવી છે કે, જ્યારે પં૦ બળદેવ ત્રિપાઠીનાં છએ સંતાનો એક પછી એક કાળને આધિન થઈ ગયાં અને અનેક શાસ્રીય તેમ જ લૌકિક ઉપચારોથી પણ, કોઈની રક્ષા ન થઈ શકી, ત્યારે ગર્ભસ્થ સાતમા સંતાનની રક્ષાના ઉપાય સ્વરૂપ, તેમણે પોતાનાં ધર્મપત્નીને તેમને પીયેર ( પિતૃગૃહ ) મોકલી દીધાં. ત્યાં સ્વામીજીના મામા પં૦ દેવરાજ શુક્લ પણ સુપ્રસિદ્ધ પંડિતોમાંના એક ગણાતા હતા. તેમનું પુરો-

હિતપણું અને શિષ્ય પરંપરા પાંચ ગામોમાં ફેલાયેલી હતી. તેમને ઘેર 'ગડોલી' નામના ગામમાં સંવત્ ૧૯૫૦ ના આશ્વિન શુકલ સપ્તમીની પુણ્ય-તિથિએ સાંપ્રત સ્વામી વિદ્યાનન્દજી મહારાજના નામથી વિખ્યાત થયેલી પુણ્યમયી વિભૂતિનો જન્મ થયો.

આ શુભસંસ્કારી શિશુની આજ સુધીની જીવનચર્યા જોતાં, વર્તમાન શરીર ધારણ કરતા પહેલાં, તેઓ 'કોઈ પુણ્યમયી વિભૂતિ હોવી જોઈએ' એમાં કાંઈ પણ સંદેહ રહેતો નથી, સમૃદ્ધિશાળી ઉચ્ચ કુળ, વિદ્યાવ્યવસાયી ધાર્મિક તથા સન્માનિત બ્રાહ્મણ જાતિ, વૈષ્ણવી શુદ્ધ વાતાવરણ તથા ગંગા, ગોમતી અને સરયૂથી પરિપ્લાવિત સંયુક્ત પ્રાંત; આ સર્વ ઉચ્ચ પરિસ્થિતિમાં જન્મ લેનાર શિશુ, જરૂર કોઈ પૂર્વજન્મનો યોગભ્રષ્ટ તપસ્વી જ હોવો જોઈએ. સુપ્રસિદ્ધ નીતિકાર વિષ્ણુ શર્માની નીચે પ્રમાણેની ઉક્તિ બરાબર ચરિતાર્થ થાય છે—

> अस्मिन् गुणवति कुले नागुणवानुपजायते ।
> आकरे पद्मरागाणां जन्म, काचमणेः कुतः ॥

'આ ગુણવાન કુળમાં નિર્ગુણ સંતાન પેદા થઈ શકતાં નથી, હીરાની ખાણમાંથી કાચ કેવી રીતે નીકળી શકે ?'

શિશુનો જન્મ થતાં જ મામાએ ઉદારતાપૂર્વક ઉત્સવ કરતાં, તે અવસરને યોગ્ય ધાર્મિક કૃત્યો કર્યાં, તથા શિશુરક્ષાના અનેક ઉપચારો પણ યત્નપૂર્વક કર્યા, કે જેમાંનો એક 'નાક વીંધી વાળી પહેરાવવી' એ પણ હતો, તે વાળીને ઉપનયન સંસ્કાર વખતે કોઈ નદીમાં પ્રવાહિત કરી દેવામાં આવે છે. નામકરણ સંસ્કારમાં સુરારિ શર્મા નામ નિશ્ચિત થયું. ગીતાપતિ પ્રભુએ આ બાળકને ભૂતળ ઉપર પોતાના કોઈ ખાસ ઉદ્દેશને પાર પાડવાની પ્રેરણા કરીને મોકલ્યુ હતું એમ તેમની જન્મગ્રહણ કરતા પહેલાંની અને પછીની પરિસ્થિતિયો ઉપરથી અને સુરારિ શર્મા જેવા નામાભિધાન આદિ ઉપરથી સહજ અનુમાન થઈ શકે છે, કે જેની રક્ષા દિક્ષા અને શિક્ષામાં પ્રભુનો છુપો હાથ રહેલો હતો, તો પણ શ્રી ભગવાને ગોવર્ધન ધારણ કર્યો હતો તે વખતે જેવી રીતે સર્વ ગોપાળ બાળે પણ પોતપોતાની લાકડીઓથી ટેકો કરેલો હતો, તે જ પ્રમાણે બાળક સુરારી શર્માના મામા પણ, તેમની સુરક્ષા તથા દીર્ઘજીવનને સારૂ અનેક પ્રયત્નો કરતા રહેતા હતા.

# બાલ્યકાળ






રક્ષાના વિચારથી મુરારી શર્માનો શૈશવકાળ મામાને ઘેર જ વીતાડવાનો નિશ્ચય થયો મામાજીને પણ ત્રણ પુત્રો હતા. તેમાનાં સર્વેથી મોટા ખેતીવાડીનું કામકાજ લેતા હતા, વચલા પંડિતાઇનું કામ કરતા હતા તથા સૌથી નાના, મુરારી-શર્માના સહચારી ( ગોઠિયા ) થઇને રમતા હતા. પ્રભુના વિશેષ કાર્યને સારૂ જ સહજ રીતે અલ્પવયસ્ક બાળકો સાથે આનંદપૂર્ણ કિલ-કારિયો મારતા પોતાની શરીરસંપત્તિને વધારવાની ચેષ્ટા કરવા લાગ્યા.



જો કે આ પુણ્યભૂમિ અથવા કર્મભૂમિ ભારતમાં હરેક પ્રાણી પ્રભુની પ્રેરણા-થી કોઈ પણ વિશેષ ઉદ્દેશ-ને લઇને જ મનુષ્ય શરીર ધારણ કરે છે, તો પણ તે ઉદ્દેશની પૂર્તિનો ભાર વહન કરવામાં તેની સફળતા કે વિફળતાનો આધાર તેના ઉપર જ રહે છે. લગભગ સર્વેને સારૂ પ્રભુ તરફથી સર્વવિધ સુવિધા હોવા છતા પણ બહુધા લોક તેમની રહેણીકરણી અને પરિસ્થિતિયો દ્વારા મનુષ્યજીવનના ઉદ્દેશોથી ઘણા દૂર જઇ પડે છે, પણ બાળક મુરારિ શર્માએ મનુષ્યને સારૂ નિર્દિષ્ટ ઈશ્વરીય સુવિધાઓનું પૂર્ણરૂપે પાલન કર્યું. અને–

येनास्य पितरो याता येन याता पितामहाः ।<br>
तेन यायात् सतां मार्गं तथा कुर्वन् न रिष्यति ॥

જે આચરણ પ્રમાણે તેના વડિલો ચાલ્યા તે જ સદાચરણોના માર્ગ ઉપર આ બાળક પણ ચાલે, તેમ કરવાથી તેની હમેશાં ઉન્નતિ થશે.'

આ વૃદ્ધોના આશીર્વચનાનુસાર તેઓ એક આદર્શ આર્ય બાળકના જેવી ચેષ્ટા કરતા રહ્યા. અહીં એ પણ જોવાનું છે કે—આદર્શતાના સાંચામાં ઢળવાને સારૂ જે સામગ્રી હોવી જોઇએ, તે મુરારિ શર્માને કેટલી માત્રામાં મળી.

## ધાર્મિક વાતાવરણની છાપ





માજીના ગડોલી ગામમાં બ્રાહ્મણ વસતીનું પ્રાધાન્ય છે, અને તેમાં સાક્ષરતા તથા વિદ્વત્તાની બહુલતા હોવાને કારણે કેટલાક લોક તેને નાની કાશી પણ કહે છે. મામાજી સ્વભાવે દયાળુ, ઉદાર, સાધુસેવક તથા સત્સંગપ્રેમી હતા. કોઈ ને કોઈ વિદ્વાન અગર સાધુસંતનો તેમને ત્યાં હરહમેશ વાસ રહેતો. એ ગામ પ્રયાગ, અયોધ્યા આદિ તીર્થ સ્થાનોમાં જવાના માર્ગમાં હોવાથી તીર્થયાત્રીઓની સગવડને સારૂ તેમણે પોતાના ઘરમાંથી અલગ, એક ઓસરી, શિવમંદિર તથા કુવાનો ભાગ જુદો કાઢેલો હતો. એવા શુભ સસ્કારપ્રદ વાતાવરણમાં ઉછરનાર બાળકના પ્રત્યેક શ્વાસોશ્વાસમાં સદ્‌ભાવનાની તથા આદર્શપ્રિયતાની છાપ પરંપરાથી લાગેલી જ રહે છે.

ખરી રીતે જોતાં બાળકનામાં સૂક્ષ્મ શિક્ષાનાં દૃઢ બીજ, ઘરની અંદર તેના શૈશવકાળમાં જામે છે. પાઠશાળા તથા વિદ્યાલયોની શિક્ષા, ઘરની સૂક્ષ્મ શિક્ષાના પ્રમાણમાં જ ફૂલે ફાલે અગર બને બગડે છે. જો મનુષ્યને તેના શૈશવકાળમાં ઘરમાં, ગુરૂજનોની શિક્ષા સુચારૂરૂપમાં મળી જાય તો અનેક અ શોમાં તેમને સ્થૂળ પુસ્તકીય શિક્ષાની એટલી જરૂર રહેતી નથી. અકબર શિવાજી, રણુજીતસિંહ આદિ, કોઈ પણ પાઠશાળા અગર કળાશાળામાં ભણ્યા વગર પણ, રાજનૈતિક કળામાં પ્રગાઢ વિદ્વાન થઈ ગયેલા છે. ઘરનાં ગુરૂજન, માતા પિતાની સૂક્ષ્મ શિક્ષાના મહત્વનો સ્વીકાર કરીને, શાસ્ત્રકારોએ, ઉપાધ્યાય તથા આચાર્યથી પણ વધારે ગૌરવ માતા પિતાને આપેલું છે—

उपाध्यायान् दशाचार्य आचार्याणा शतं पिता ।
सहस्रं तु पितॄन् माता गौरवेणातिरिच्यते ॥

મુરારિ શર્મા ઉપર આ શિક્ષાનો પ્રભાવ કેવો પડ્યો હશે, તેનો નિર્ણય તેમના માતાજીના ઉપર બતાવેલા સ્વભાવવર્ણન ઉપરથી જ થઈ જશે, અને 'નાસ્તિ માતૃસમો ગુરુઃ' ન્યાયાનુસાર માતાના જીવનની પૂરેપૂરી છાપ બાળક ઉપર પડતી ગઈ. અનેક સંતાનોના વિયોગ પછી આ પ્રિયદર્શન અને ચિરંજીવ પુત્રનું સુખ પ્રાપ્ત થતાં, માતાની સંપૂર્ણ શુભભાવના અને અભિલાષાનું પ્રિયપાત્ર આ બાળક હતો. તેથી 'કીટ ભ્રમર' ન્યાયવત્ માતાના સ્વભાવની પ્રતિકૃતિ બાળક ઉપર પડવી જ જોઇએ.



મુરારિ શર્માનાં માતાજી ભગવાનના મુરલીધર સ્વરૂપની નિયંમિત રીતે અત્યંત શ્રદ્ધાપૂર્વક પૂજા કરતાં હતાં, અને સંધ્યા સમયે તુળસી ક્યારા ઉપર દીવો પ્રગટ કરી જ્યારે તેઓ 'નમો નમો તુળસી મહારાણી' વાળું પ્રસિદ્ધ ભજન ગાતાં હતાં, ત્યારે બાળક મુરારિ શર્મા, જાણે દેવતાના સાક્ષાત્ સાકાર રૂપમાં હોય તેમ હર્ષથી નાચવા લાગતા હતા. નવરાશના વખતમાં ઘણેભાગે તેઓ પ્રેમસાગર વાંચતાં અને કદીકદી ગીતાપાઠ પણ કરતાં હતાં. આ પ્રમાણે ગીતારૂપી નિધિ તો પ્રભુએ માતાજી દ્વારા ચુપચાપ બાલ્યકાળમા જ, મુરારિ શર્માના હૃદયમાં અંકિત કરી દીધેલી હતી, જે સમય થતાં આજ, વિરાટ રૂપમાં પ્રગટ થયેલી છે. માતાજી સાધુસંતો ઉપર પણ ઘણી શ્રદ્ધા રાખતાં અને ભોજનાચ્છાદનથી તેમને સંતુષ્ટ કરતાં. કદી કોઈ જ્યોતિષીજી આવી જતા તો તેમનું પણ સન્માન કરતાં.

આ સર્વની પાસેથી, બાળકને આશીર્વાદ અપાવવાનો તેમનો નિયમ હતો. કોઈ કહેતું કે આળક સાધુપુરૂષ અને ભાગ્યશાળી થશે, તો માતાજી પ્રસન્ન થતાં

અને કોઈ કહેતું કે, તે ઘરમાંથી નીકળી જશે, તો દુઃખી થઇને કહેતાં કે—મહા રાજ, એવો આશીર્વાદ આપો કે જેનાથી એ ઘરમાં રહી પિતાનું નામ ચલાવે, કારણકે સર્વે બાળકોમા આ જ અતિમ સતાન બચેલું છે, બાળકના માથા ઉપર વારવાર હાથ ફેરવતા ફેરવતાં અભ્યાગતો પાસેથી પણ એવી જ માગણી કરતાં હતા એવા જ ગુરૂજનોના ચરિત્રની કાયમની છાપ મુરારિશર્માના કોમળ અને નિર્મળ હૃદય ઉપર પડતી હતી

## વિદ્યારંભ





વસ્થા કઇક મોટી થતાં મામાજી રમતમાં અને રમતમાં જ જમીન ઉપર અક્ષરજ્ઞાન આપતા, ધુળમાં અનેક વસ્તુઓના આકાર બનાવી તેમનાં વર્ણન સમજાવતા હતા એ પ્રમાણે મામાજી દ્વારા ઘરમા જ અક્ષરારભ સંસ્કાર થયા પછી તેમણે પાસેના ગોપાળપુર ગામની નિશાળમાં પ્રારભિક શિક્ષા લેવાનું શરૂ કર્યું તેની સાથેસાથે ઘરમાં પણ મામાજી તેમને સસ્કૃતનાં ચુટી કાઢેલા નીતિવચનો તથા ધાર્મિક સ્તોત્રો કઠસ્થ કરાવતા હતા શારીરિક લક્ષણો જોઇને કેટલાક ભવિષ્યવક્તાઓએ પહેલેથી જ મુરારિ શર્માના ગૃહત્યાગી મહાત્મા થવાની વાણી સભળાવી દીધી હતી. એક દિવસ કોઈ જોશીને મામીએ પણ આશકાપૂર્વક તેમના સબધમા પૂછ્યુ, તો તેણે કહ્યુ કે—આ બાળક સમર્થ ત્યાગી થશે, યત્ન કરવા છતા પણ ઘરમા રહે એવો યોગ નથી મામીએ, સાવધાનતાપૂર્વક સૂક્ષ્મ વિચાર કરીને કહેવાનુ કહેતા જોશીજીએ જરૂરી વીચાર કરી કહ્યુ કે—કદાચિત એ ઘરમા રહી જશે તો તેઓ ઘણા પ્રભાવશાળી અને સુપ્રસિદ્ધ વ્યક્તિ થશે પ્રતાપી વ્યક્તિયોની આરભથી જ એવી ઘટના જોઇને કહેવત પ્રચલિત થયેલી છે કે 'પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' આ પ્રમાણે રમતગમ્મત કરતા ઉપનયન સસ્કારયોગ્ય આઠ વર્ષની અવસ્થા થતા, મામાજીના પુત્રના લગ્નના ઉપલક્ષમા મુરારિશર્માનુ યજ્ઞોપવિત પણ થઇ ગયુ

હવે પિતાજીને લાગ્યુ કે બાળક બરાબર ઉછરી ગયો છે, તેના અરિષ્ટ પણ શાત થઈ ગયા છે, તેથી હવે પોતાના ઘરમા પણ પુત્રનું સુખ જોવું જોઇએ એવી ઇચ્છાથી આઠ વર્ષની ઉમરે પિતાજીના આગ્રહથી મુરારિશર્મા પોતાના પિતાને ઘેર મહાદેવપુરામાં આવ્યા, અને પિતાની દેખરેખ નીચે સસ્કૃતનો અભ્યાસ શરૂ

કર્યો. પરંતુ માતા પિતાના ભાગ્યમાં, આલોકમાં પુત્ર સુખ-અધિક કાળ સુધીનું લખ્યું નહોતું. ક્રૂર કાળ, તેમનાથી માતા પિતાનો વિયોગ કરાવવાને તૈયારી કરવા લાગ્યો. મુરારિ શર્માના સબંધમાં, પારમાર્થિક દ્રષ્ટિથી જોતાં એ કામ ખોટું પણ નહોતું. જે ઉદ્દેશથી તેમને જન્મ થયેલો હતો, તેની પૂર્તિ કરવાના યત્નમાં જો તેમના માતાપિતાની હયાતી હોત તો તેમને ( માતાપિતાને ) મર્માન્તક દુઃખ થાત અને સ્વામીજીને પણ પોતાની ઈશ્વર સિદ્ધિમાં અનેક બાધાઓનો સામનો કરવો પડ્યો હોત. મુરારિશર્માને કઠોર દુઃખદાયક લાગનારા આ માતૃ પિતૃ વિયોગમાં પણ પ્રભુનો જ હાથ કામ કરી રહ્યો હતો.

ભગવાન પોતાના પ્રેમિયોને આવા આઘાતો દ્વારા ઠોકીઠાકીને પાકા બનાવ્યા કરે છે. શ્રીમદ્ ભાગવતનો પ્રસંગ છે કે જ્યારે વામન ભગવાને બળિ રાજાને છળીને તેનું લૌકિક સર્વ હરી લીધું, અને વિષ્ણુ પાર્ષદ ત્રીજા ડગલાની ભરપાઈ કરવાનો તગાદો કરવા લાગ્યા, ત્યારે બળિરાજાના વકીલ ( પુરોહિત ) શુક્રાચાર્ય, તેમની તરફદારી કરીને, બળિના પ્રતિ કઈક નર્માઈનો વ્યવહાર કરવાની ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે તેના ઉત્તરમાં, મનમાં ને મનમાં જ બળિની દૃઢ ભક્તિ ઉપર પ્રસન્ન થઈને, ભગવાને ઘણી રહસ્યપૂર્ણ વાત કહી—

ब्रह्मन् ममनुगृह्णापि तस्य वित्तं हराम्यहम् ।

'બ્રાહ્મણદેવતાજી, હું જેના ઉપર અનુગ્રહ કરૂં છું, તેનું ધન પ્રથમથી હરી લઉછું' લૌકિક દ્રષ્ટિવાળા ગુરૂ શુક્રાચાર્યને આ વાત ભલે અટપટી લાગી હોય, પરંતુ પરમાર્થ દ્રષ્ટિમાં એ વાત સોળે આના સાચી છે. ધન, પુત્ર, કલત્ર, બંધુઓ એ સર્વેના બખેડામાં પડીને કોઈની પણ આત્મોન્નતિ થઈ શકતી નથી. એ દ્રષ્ટિથી ઉછરી ગયેલા મુરારિ શર્માનો તેમના માતા પિતાથી વિયોગ ઉપસ્થિત કરવામાં પ્રભુએ કાંઈ અનુચિત પણ કર્યું નથી. આ સમયે મુરારિશર્માને ધન સમાન જ તેમનાં માતા પિતા હતાં.

## માતાપિતાનો વિયોગ.





સુરારિશર્માને દશમા વર્ષમાં પ્રવેશ થતાં જ માતાજીને સાધારણ મંદવાડ આવ્યો અને પંદરમે દિવસે તેમનો દેહાન્ત થયો. તે સમયે તેમના પિતાજીએ પૂછ્યું કે તમારી શી ઇચ્છા છે ? જવાબ મળ્યો કે—મારો પુત્ર શ્રીકૃષ્ણ પ્રભુની છબી હાથમાં લઈને સામો ઉભો રહે. તે પ્રમાણે બાળકને

માની સામે લાવવામાં આવ્યો. બાળકે સ્વાભાવિક ભોળપણમાં માને પૂછયુ કે—મા, તું કેમ સુઈ રહી છે ? માતાએ કહ્યું—બેટા, જેને તેં હાથમાં લીધા છે તેના તરફ જો, મારા તરફ નહીં. આ ઘટનાથી જણાઇ આવે છે કે—માતાએ પોતાને અંતિમ સમયે, પોતાના પરમપ્રિય પુત્રને ભગવાનને સમર્પણ કરીને તેમની સાથે પુત્રનો અદ્વૈત ભાવ માની લીધો હતો. પોતાની અમૂલ્ય અનામતની રક્ષા માટે વધારેમાં વધારે સુરક્ષિત સ્થાન પ્રભુ સિવાય બીજું કયુ હોઈ શકે ?

માતાની આંખો મીંચાવા માંડી હતી, તે જોઇને પાસે બેઠેલા આપ્તજનોએ રોવાં માંડયુ, ત્યારે પિતાજી તેમને ત્યાંથી લઈ ગયા. ક્રિયા કર્મ થયા પછી બીજે દિવસે તેમણે પૂછયુ કે—"મા ક્યાં ગઈ" પિતાએ કહ્યુ કે—"પોતાના પિતાને ઘેર" લોકોની સાથે વાતચીતના પ્રસંગમાં એવી ચર્ચા આવતાં પિતાની આંખમાં આંસુ આવી જતાં હતાં, તેને લ્હોતા લ્હોતા પુત્ર તરફ સંકેત કરીને કહેતા કે—સર્વ ( બાળક ) ચાલ્યાં ગયાં અને પોતાના સ્મારક રૂપમાં મારે સારૂ આને મુકતાં ગયાં.

હવે મુરારિશર્માનું માતૃપદ તેમની કાકીએ સંભાળ્યુ. દિવસે તેઓ તેમની પાસે રહેતા અને રાત્રીએ તેઓ પિતાની પાસે રહેતા હતા. સુતી વખતે તેમનું મન રંજન કરવા સારૂ પિતાજી ઘણી મધુરતાથી ભગવાન બાળકૃષ્ણનું ચરિત્ર સંભળાવતા હતા. પુત્રના મહત્વાકાંક્ષી પિતા, આ પ્રસંગોમાં ઘણે ભાગે પરાક્રમશીળ ચરિત્રો જ સંભળાવતા હતા. જેવાં કે—શકટાસુર ભંજન, કાલીનાગ દમન, અઘાસુર બકાસુર વધ, મુષ્ટિક ચાણુરનાં દ્વંદ્વ યુદ્ધ, કંસ વધ આદિ.

એક વર્ષ પછી અચાનક પિતાજીને હૃદય રોગ લાગુ પડયો અને આઠ દશ દિવસમાં જ તેમનું શરીર છુટી ગયુ. અંતિમ દિવસોમાં લોક જ્યારે મુરારિશર્માના સબંધમાં પૂછવા લાગ્યા ત્યારે તેમણે તેમને બોલાવી હાથ પકડીને કહ્યું—બેટા, તમારી માતા તો ગઈ, હવે હું પણ જાઉં છું. હવે માતા પિતા પ્રભુને જ સમજજો, તેમની સાથે રહીને પ્રેમ કરજો, એ તમારૂં રક્ષણ અને ભલું કરશે. બેટા, મને ભલે ભૂલી જજો પણ તેને ભૂલશો નહી. એ જ તમારો ખરો સાથી છે. ભોળા બાળકે કહ્યું—પિતાજી, મને મૂકીને આપ ક્યાં જતા રહો છો, હવે હું કોની સાથે રહીશ ? તેમણે કહ્યુ—બેટા, જ્યાં સર્વ લોક જાય છે ત્યાં હું જાઉં છું. તમે એકલા નથી. જેણે જન્મ આપ્યો છે તે તમારી

સાથે રહેશે. તમારા કાકા તથા મામા સાથે પ્રેમથી રહેજો. આ પ્રમાણે અંતિમ આદેશ આપીને પિતાજી પોતાના પ્રિય મંત્ર 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ' ની ધ્વનિ સાથે સદાને સારૂ સુઈ ગયા.

માતા તથા પિતાના વિયોગની આ ઘટનાઓનો, નિર્મલ હૃદયના મુરારિશર્મા ઉપર ઘણો પ્રભાવ પડયો. મામા તથા કાકાને તેઓ ઘણુખરૂ પૂછતા કે—લોકો કેમ મરતા હશે, મરીને કયાં જતા હશે, એવો કોઈ રસ્તો, દવા, યંત્ર, મંત્ર છે કે જેનાથી મરવાનું દુ:ખ ટળી જાય? ઉત્તરમાં તેઓ કહેતા કે—ભગવાનના સિવાય તેની બીજી કોઈ દવા નથી. એ સાંભળીને તેઓ ભગવાનનુ સ્મરણ કરતા હતા. સ્મરણને સારૂ ભગવાનની બાળલીલા તથા કીર્તન સારૂ 'શ્રીકૃષ્ણ ગોવિંદ' વાળો મહામંત્ર તેમને તેમના પિતાજી તરફથી મળી ચુકેલો હતો.

## મામાને ઘેર.






વખતે બીજીવાર મામાજી તેમને ગડોલી લઈ ગયા, અને સંસ્કૃતનો અભ્યાસ શરુ કરાવ્યો. મામાજીનું વ્હાલ તેમના પુત્રો કરતાં પણ તેમના ઉપર વધારે હતું. ખાવાપીવાની કે પહેરવા ઓઢવાની કોઈ પણ ચીજ બનતી તો સર્વના પહેલાં તેમને મળતી.

હજી તેમનું હિંદી શિક્ષણ પૂરૂ થયુ નહોતુ, તેથી મામાજીના પુત્ર તથા બીજા બાળ ગોપાળોની સાથે તેમણે ગોપાળપુરની નિશાળમાં ભણવા જવાનું શરુ કર્યું. ગામઠી નિશાળના સ્વચ્છ વાતાવરણમાં માતૃભાષાના શિક્ષણની સાથેસાથે, ઘેર સંસ્કૃત શિક્ષાનો ક્રમ પણ ચાલુ જ હતો. મામાજી યજમાનોને ત્યાં કથાવાર્તામાં પણ તેમને સાથે લઈને જતા, અને તેમને હાથે



પૂજન આદિ કરાવતા હતા આ પ્રમાણે ભણવાની સાથે સાથે જ કર્મકાંડનું ક્રિયાત્મક જ્ઞાન પણ તેમને સારી રીતે થવા માંડયું પોતાના ધાર્મિક કાર્યોમાં સ્વાભાવિક રૂચિ તો માતા પિતા તરફથી તેમને વારસામાં જ મળેલી હતી શિવરાત્રી જેવા પર્વો ઉપર મામાજીએ બનાવરાવેલા મંદિરમાં પોતે નિર્જળ ઉપવાસ કરીને પૂજાપાઠમાં લાગેલા રહેતા હતા

મંદિરમાં આવનારા અભ્યાગતોની સાથે સત્સંગ કરવામાં પણ પોતે ઘણા ઉત્સુક રહેતા, અને ત્યાં રહેનારાના ભોજન પાણીની વ્યવસ્થા ઘરમાંથી લઈ આવીને પોતે જ કરતા, તેથી સત્સમાગમનો અવસર અનાયાસે જ મળી રહેતો એક વાર કોઈ મહાત્મા દ્વારા તીર્થરાજ પ્રયાગનું પ્રાકૃતિક સૌંદર્ય તથા તેનો મહિમા સાંભળી તેમની સાથે જ ત્યાં જવા તૈયાર થઈ ગયા હતા પણ બીજી કોઈ વખતે પોતાની સાથે જ લઈ જવાનું મામાજીએ આશ્વાસન આપવાથી પોતે રોકાઈ ગયા

મામાજી પં૦ દેવરાજ શુકલ ધાર્મિક પરંપરાઓમાં માનવાવાળા આચારવાન પંડિત હતા યથાઅવસર તીર્થયાત્રાઓ કરવામાં પણ તેઓ ચૂકતા નહોતા મુરારિશર્માની રૂચિ જોઈને, આ વખતે તેમણે પૂર્વ દિશાના સર્વ તીર્થો—જગન્નાથ ધામ સુધીમાં તેમને ખૂબ ફેરવ્યા પરંતુ મુરારિશર્માનું જીવનક્ષેત્ર તો તીર્થોમાં જ લહેરાવાનું હતું, તેથી તેઓ આટલી યાત્રાથી તો વળી વધારે અતૃપ્ત ( અસંતોષી ) થઈ ગયા મામાજીની અનુકૂળતાઓનો વિચાર કરીને, તે વખતે તો તેઓ ઘેર આવી ગયા, પરંતુ તે

દશામાં, ભવિષ્યના મુરારિશર્મામાં ધાર્મિકતાનાં નવાં નવાં સુદૃઢ અંકુરો ફૂટવા લાગ્યાં.

મુરારિશર્મા આ પ્રમાણે પંદર વર્ષના, અર્થાત્ વિદ્યા, બુદ્ધિ, શરીર સંપત્તિ, કુલીનતા આદિ સર્વ ગુણ લક્ષણથી સંપન્ન કિશોર અવસ્થામાં પહોંચી ગયા, યોગ્ય જમાઈની તલાશમાં રહેનારા બ્રાહ્મણોની નજર તેમના ઉપર પડી. બીજે ત્રીજે અનેક સમૃદ્ધ કુળના બ્રાહ્મણ આવીને, મામાજીને મુરારિશર્માના વિવાહનો સ્વીકાર કરવાનુ દબાણ કરવા લાગ્યા. મામાજીએ તેની ખબર કાકાને કહેવડાવી ત્યારે તેમણે કહાવી મોકલ્યુ કે—ભાઈને અરાડમે વર્ષે વૈરાગ્યનો યોગ હોવાનુ જોશીઓએ કહેલુ છે, તેથી જ્યાં સુધી એ વીસ વર્ષના ન થાય ત્યાં સુધી હમે કોઈના સંબંધનો સ્વીકાર પણ નહી કરીયે તેમજ વચનબદ્ધ પણ નહી થઈએ.

મુરારિશર્મા આ વાતો સાથે કાંઈ પણ સંબંધ ન રાખતાં, પોતાની નિરાળી ધુનમાં જ મસ્ત હતા તેમનુ પ્રત્યેક કામ પ્રભુના માર્ગમાં આગળ વધવાની ભૂમિકારૂપ બનતુ હતુ. ઉઠતાં, બેસતાં, ચાલતાં તેઓ પોતાના પેલા સાથીને બહુ જ યાદ કરતા હતા, કે જેમની સાથે મિત્રતાનો ગાઢ સંબંધ તેમનાં માતા પિતા કરાવી ગયાં હતાં. ગામનાં મોટેભાગે બધાંએ બાળક ગાયો ચારવાનું કામ કરતાં હતાં. પંડિત કુળ હોવાથી તેમને તે કામ કરવુ પડતુ નહોતુ. કદી કદી તેઓ રમતમાં ને રમતમાં તેમની સાથે ગામ બહાર નિકળી જતા હતા અને બધાની સાથે બાલ કૃષ્ણ પ્રભુની લીલાઓની રમતો રમતા હતા. ગામવાસી તેમના વિલક્ષણ વ્યવહારોથી ચકિત થતા, પણ તે વાત ઉપર તેમનું લક્ષ નહોતુ.

હવે તેઓ તેમના પિતાનું ઘર સંભાળવાને લાયક થયા હતા તેથી તેમના કાકા તેમને મહાદેવપુરા લઈ ગયા, ત્યાં તેમની શાંત વૃત્તિ અને શિષ્ટ ચાલચલનથી બધા સંબંધીયો ઘણા પ્રભાવિત થઈ સંતુષ્ટ થયા.

## પિતૃગ્રહથી ગાડરવાડા




કુળના પૂર્વપુરૂષોએ ધર્મ પ્રચારાર્થે, શાસ્ત્રો અને પુરાણોનો ઉપદેશ આપીને વ્યાસ ગાદી ઉપર ઘણી પ્રસિદ્ધિ પ્રાપ્ત કરેલી છે. એ પ્રયત્નમાં દૂરના પ્રદેશો સુધી પણ તેમની ખ્યાતિ ફેલાએલી હતી. કોઇ ને કોઇ સુવિખ્યાત વ્યાસ આ કુળમાં થતા આવેલા છે. તેને સારૂ તેમણે મધ્ય પ્રાંતવર્તી નરસિંગપુર જીલ્લામાં, નર્મદાજીની બાજુએ,

ધર્મપ્રચારનું એક કેન્દ્ર ગાડરવાડા ગામમાં દેવમંદિર તથા ગુરૂ ગાદીના રૂપમાં સ્થાપિત કરેલુ છે. તેની વ્યવસ્થાને સારૂ ભક્તજનોએ એક ગામ જાગીરમાં આપેલુ છે. તે સ્થાન 'આચાર્યોના મંદિર'ને નામે આજ પણુ લોકવિદિત છે. સંસ્કૃત તેમ જ ઇંગ્રેજીનો અભ્યાસ કરનારા અનેક બાળકો, મંદિરમાં રહીને ત્યાંથી ભોજન તથા વસ્ત્રની સહાયતા મેળવે છે, સસ્કૃતનો અભ્યાસ કરવાની વ્યવસ્થા મંદિરમાં જ કરવામાં આવેલી છે તથા ઇગ્રેજી ભણુનારા છોકરા નિશાળમાં જાય છે.

મુરારિ શર્માના શીલ સ્વભાવ ઉપર મુગ્ધ થઇને કાકાએ વિચાર કર્યો કે– કુટુંબના સર્વે છોકરાઓમાં, આ છોકરાથી જ ગુરૂગાદીની શોભા રહેશે. એવો વિચાર કરીને, પં૦ મધુસૂદનાચાર્યે તેમને પોતાની સાથે ગાડરવાડા ગામે લાવ્યા. આચાર્યજીના ત્રણે પુત્રો પણુ ત્યાં જ ભણુતા હતા, તેથી તેમની ઇચ્છા એવી હતી કે ભાઇયોની સાથે, મુરારિશર્મા ઇંગ્રેજી ભણીને વળી વધારે યોગ્યતા પ્રાપ્ત કરે. આ મુસાફરીના પ્રસગમાં, કાકાની સાથે મુરારિશર્માએ પહેલવહેલો કાશીમાં પ્રવેશ કર્યો ત્યાં ગંભીર ગંગામાં સ્નાનથી તથા પવિત્ર વિશ્વનાથના દર્શનથી તેઓ મુગ્ધ થઈ ગયા. મામાને ત્યા ઘણા દિવસ ઉપર તેમણે શ્રીકાશી વિશ્વનાથનો મહિમા સાંભળેલો હતો કે, તેઓ આશુતોષ છે, બધાને વરદાન આપે છે, થોડું ગ ગાજળ ચઢાવવાથી જ સર્વ કામના પુરી કરે છે.

## વિશ્વનાથનાં દર્શન તથા પ્રાર્થના






શીમા તેઓએ રાજઘાટ ઉપર આવેલા આચાર્યોના મઠમાં મુકામ રાખેલો હતો. શ્રી વૈષ્ણવ લોક પ્રધાન રૂપે વિશ્વ નાથજીની પૂજા પસદ કરતા નથી, પરતુ મુરારિશર્માના મનમા તેમનો મહિમા જામી ગએલો હોવાથી ચુપચાપ તેઓ સ્નાન પૂજન કરવા નિકળી જતા પહેલવહેલુંજળ ચઢાવી વિશ્વનાથજીની પ્રાર્થના કરતાં તેમના મુખમાથી આ વાકયો નિકળ્યાં હતાં— "હે ઇશ, મારા માતા પિતાને સુખ શાંતિ અર્પજો, એવી કૃપા કરજો કે તેમને કદી પણુ દુઃખ ન થાય, તથા પ્રભો, મારા ઉપરપ્રસન્ન થઇનેઆપનાં દિવ્યધામ કૈલાસ તથા હિમાલયનાં દર્શન, યાત્રા તથા પ્રદક્ષિણા જરૂર કરાવજો આપ તો ઘણા

જલદીથી પ્રસન્ન થાઓ છો અને સર્વેનું કલ્યાણ કરો છો તેથી મારી બાળકની વિનંતી જરૂર સાંભળજો." જ્યાં સુધી તેઓ કાશીમાં રહ્યા ત્યાં સુધી લગભગ નિત્ય ગદ્ગદ્ કંઠથી વિશ્વનાથજીની સન્મુખ આ જ વિનંતી કરતા હતા.

મુરારિશર્મા કાશીમાં રહ્યા તે મુદત દરમીયાનમાં, તેઓ કોઈ કોઈ દિવસ અસ્સી ઘાટ ઉપર જઈને, મહાત્મા તુલસીદાસજીની ગુફાના સંતો દ્વારા પ્રાપ્ત 'ॐ श्री रां रामाय नमः' આ મંત્ર રાજનો જપ પણ કરતા હતા. તે સમયે પણ તેમની એવી જ ભાવના રહેતી કે—પ્રભો, જેવાં આપે તુળસીદાસજીને દર્શન આપ્યાં હતાં, તેવાં જ દર્શન મને પણ આપજો. એવી વાતો ઉપરથી સુચિત થાય છે કે, મુરારિ શર્મા કેટલા ઉચ્ચ કોટીના સંસ્કારી જીવ હતા, તથા તેમનો બાલ્યકાળ, કેવા શુદ્ધ સ્વભાવ અને ચારિત્રવાળા લોકોમાં, વીતેલો હતો. આવી ભાવનાઓથી પ્રગટ થાય છે કે—સંસારના સુખ, ધન, વૈભવ આદિ તરફ તેમની રૂચિ અબોધ અવસ્થામાં પણ નહોતી, શરૂઆતથી જ તેમનુ અંતિમ લક્ષ્ય પ્રભુ પ્રાપ્તિનુ જ હતુ.

મુરારિશર્માની ધ્યાન આપવા જેવી એક વિશેષતા એ હતી કે—પ્રાર્થના આદિના પ્રસંગે, પ્રભુ પ્રાપ્તિનાં સાધનો જેવાં કે જપ, તપ, વિદ્યા આદિની યાચના તેઓ કોઈ પણ દેવ પાસે કરતા નહોતા. ધ્યેય પ્રાપ્તિના સંબંધમાં, તેમની નિશ્ચિત વિચારસરણી એવી હતી કે—જ્યારે પ્રભુ પ્રાપ્તિરૂપ સર્વશ્રેષ્ટ લક્ષ્યનો જ સ્વીકાર કરેલો છે, તો પછી તેનાં સાધન જપ, તપ, વિદ્યા આદિ તો પોતાની મેળે જ, જેવી રીતે રાજાને બોલાવતાં તેમની સાથે નોકર ચાકર આદિ વગર બોલાવ્યે આવે છે તેમ, આવશે. સર્વ સાધારણ મુમુક્ષુજનો સર્વપ્રથમ, સાધનોની પ્રાપ્તિને સારૂ પ્રયત્ન કરે છે. તેમાં કેટલાક લોકો તો સાધનોને જ સાધ્ય માની, પ્રભુપ્રાપ્તિના અસલી સાધ્યને ભૂલી જાય છે. મુરારિશર્મા તેવા નહોતા, કારણ કે તેમનામાં, જન્મ અને સંસ્કારથી જ પ્રભુ પ્રાપ્તિનાં સાધન આવી ગએલાં હતાં, અને એ જ, પૂર્વજન્મમાં તેમનું યોગભ્રષ્ટ હોવાનુ પ્રમાણ છે. કાશીના દેવતાઓ પાસે આ પ્રમાણે કેટલાક દિવસ આરાધના કરી, પોતે સર્વેની સાથે ગાડરવાડા જવા નિકળ્યા. રેલગાડીમાં શારીરિક નિત્યક્રિયા તથા ભોજનાદિ, અનુચિત માનતા હોવાથી તેઓ જબલપુર ઉતરી ગયા. અને પોતાના પિતાજીના, સંપત્તિશાળી શિષ્ય 'દુબેજી' ને ઘેર ઉતર્યા. દુબેજીએ, ગુરૂપુત્રના સ્વરૂપમાં, ગુરૂદર્શન કરી પોતાને ભાગ્યશાળી માન્યા, તથા થોડા દિવસો સુધી તેમને આગ્રહપૂર્વક રોકી રાખ્યા. પછી ત્યાંથી ગાડરવાડા જઈ, કાકાજીની આજ્ઞા પ્રમાણે

મુરારિશર્માએ પાછો સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. તે વખતે કાકાના દિકરાઓ ઇંગ્રેજી નિશાળમાં ભણતા હતા, તેમની સાથે મુરારિશર્માને પણ ઇંગ્રેજી ભણાવવાના વિચારથી થોડા દિવસ પછી કાકાજીએ આગ્રહપૂર્વક તેમને ઇંગ્રેજી નિશાળમાં દાખલ કરાવી દીધા.

## નવીન શિક્ષાની અરૂચિ






ચ્છા ન હોવા છતાં પણ કાકાજી તથા ભાઈના દબાણથી, થોડા દિવસ પોતે ઇંગ્રેજી નિશાળમાં ગયા, પણ ત્યાંની રીતભાત ઉપર તેમને એકદમ અરૂચિ થઈ ગઈ. સ્કૂલના સાથે ભણનારા નિશાળિયાઓની બહીર્મુખ પ્રવૃત્તિ, તથા ઉછાંછળા રંગઢંગ અને વર્તન જોઈ, તેમણે સ્કૂલ છોડી દીધી, અને મંદિરના ભક્તજનોએ, માસ્તરોએ તથા કાકાજીએ ઘણુંઘણું સમજાવ્યા છતાં પણ પાછા સ્કૂલમાં ન જ ગયા. બહુ સમજાવે ત્યારે તેઓ કહેતા કે—જેટલો વખત ત્યાં ( નિશાળે ) જવાથી જે લાભ મળે તેના કરતાં, તેટલો વખત પ્રભુના સ્મરણ-ભજનમાં ગાળવાથી, અનેક ઘણો વધારે મેળવી લઈશું. લોકો સમજાવતા કે—મહારાજ ભણશો તો વિદ્વાન થઈ ભજન પણ સારી રીતે કરી શકશો. જવાબ મળતો કે—પ્રલ્હાદ અને ધ્રુવજી કેટલુ ભણ્યા હતા ? તો પણ તેઓ કૃતાર્થ થઈ ગયા. ભગવાનની જ્યારે કૃપા થાય છે ત્યારે બધી વિદ્યાઓ તેમાં આવી જાય છે. આખરે સર્વેએ જરા મુંઘવાઈને કહ્યું—ઠીક, ઘણી સારી વાત છે. જો એવો આપનો પ્રભુમાં પ્રેમ થઈ જશે તો અમારા સર્વેનું ભાગ્ય ઉઘડી જશે, અમે પણ આપનાં ચરણની પૂજા કરીને કૃતાર્થ થઈ જઈશું. બસ, ત્યારથી સ્કૂલને છેલ્લા નમસ્કાર કર્યા અને સંસ્કૃતનો અભ્યાસ તથા મંદિરની દેવપૂજામાં તત્પર થઈ ગયા. લોકોની આ વ્યંગવાણીએ વળી, આ પ્રવૃત્તિ તરફ તેમને વધારે પ્રેર્યા.

અહીં જે ઘટના તેમના સબંધમાં બની, કઈક તેને મળતી જ ઘટના પ્રલ્હાદના સબધમાં પણ બની હતી. તેના પિતાએ અધ્યાપક ષંડામર્કને એવી સખત આજ્ઞા આપેલી હતી કે—પ્રલ્હાદની ભાવભક્તિનાં બીજ નષ્ટ કરીને એવું શિક્ષણ આપો કે જેનાથી તે રાજનીતિ અને દંડનીતિમાં કુશળ થાય. ગુરુજી તેમને તેવા જ પ્રકારનું યુક્તિપૂર્વક ભણાવતા. પણ પાઠ આપીને

ગુરૂજી, જ્યાં નિત્ય કર્મ કરવાને સારુ બહાર જતા કે તરત જ પ્રલ્હાદજી, તે પાઠની નિઃસારતા સમજાવીને, પોતાના સાથીઓને પ્રભુના ભજન કીર્તનના પાઠ ભણાવવા માંડતા હતા. કોઈ બહિર્મુખી બાળક કહેતો કે—હજી તો એવી વાતોને સારુ ઘણી લાંબી જીંદગી પડી છે. ત્યારે તેનો પોતે આ જ ઉત્તર આપતા કે—

कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतान् इह ।
दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥

મિત્રો, ખરી સમજણ તો તેમાં જ છે કે—બાળપણથી જ પ્રભુપ્રાપ્તિને સારુ યત્ન કરવામાં આવે, 'એક તો મનુષ્ય જન્મ જ ઘણો દુર્લભ છે,' તેમાં પણ 'તે ક્યારે છુટી જશે તેનું ઠેકાણું નથી' તેમાં પણ 'પ્રભુપ્રાપ્તિ તરફ પ્રીતિ થવી એ વળી વધારે કઠણ છે' એવી યુક્તિયોથી સમજાવતાં, સહઅધ્યાયી બાળકો પણ પ્રલ્હાદના મતમાં ભળી જતા હતા. ભલે પછી તેઓ ગુરુ શંડામર્કજીની સોટીના પ્રભાવથી બદલાઈ જાય પ્રલ્હાદજીની વાતોથી બાળકોના ઉપર વધારે અસર થતી હતી કારણ કે તે સમય સતયુગનો હતો, તેથી દૈત્ય વિદ્યાર્થિયોમાં પણ સાત્વિક બુદ્ધિની માત્રા વિશેષ પ્રમાણમાં રહેતી હતી. આજકાલ તો કળિયુગનું જ પ્રાધાન્ય છે તેથી સ્કૂલના વિદ્યાર્થિયો દૈત્યોથી ચઢી જાય એવા, વખતે ન હોય તો પણ, ઉદ્ધત તો તેમના જેટલા જ હોય છે. મુરારિશર્માને લાગ્યુ કે—હું એકલો કાંઈ કરી શકવાનો નથી, અને તેમની ઉચ્છૃંખલતામાં વખતે હું પણ શેકાઈ જઈશ, તેથી તેમણે સ્કૂલના વિદ્યાર્થિયોનો સાથ છોડી દીધો. અને સ્કૂલ તરફ પ્રવૃત્ત કરનારા મુરબ્બી જનોની આગળ, મુરારિશર્મા પ્રલ્હાદના જેટલા જ અઠગ રહ્યા. એ તેમની જાતની જ પ્રેરણા હતી. પ્રલ્હાદના જેવા ભક્તોનાં ચરિત્ર હજી સુધી તેમને કાને પડયાં નહોતાં.

## સંસારથી ઉપરામતા.






વૈષ્ણવ સંપ્રદાયી હોવાથી, તે સમયથી જ તેમનામાં આચારની પ્રધાનતા ઘણી રહેલી હતી, જેમ કે—સોળુ પહેરવુ, લોકોની દ્રષ્ટિની બહાર ખાવુ પીવુ, કોઈનુ અડકેલુ પાણી સુદ્ધાંત પણ ન પીવું આદિ પવિત્રતાના વિચારથી તેઓ રંગાએલા રહેતા હતા. ધીમેધીમે તેઓ સંસાર

તેમ જ કુટુંબી જનોથી પણ અસંગ રહેવા લાગ્યા. તેમણે જોઈ લીધુ કે—સર્વે લોક પોતપોતાને રસ્તે લાગેલા રહે છે, તો પોતાને પણ પોતાને માર્ગે ચઢવાના પૂર્ણ પયત્નમાં લાગેલા રહેવુ જોઇએ. ગાડરવાડામાં તેઓ ભજન, પાઠ તથા ગાયત્રી જપમાં વધારે વખત ગાળતા હતા, હવે તેમનામાં તીર્થયાત્રાના વિચારની લહેરો ઉઠવા લાગી, કે જેના સંસ્કાર મામાજીને ત્યાંના સંતસમાગમથી પડી ચુકેલા હતા. પ્રભુના શરણમાં જવાની, માતા પિતા દ્વારા, અંત સમયે અપાએલી પ્રેરણા તેમના હૃદયમાં લેહેરાયા જ કરતી હતી. સજ્ઞાન અવસ્થામાં માતાપિતાનો વિયોગ થએલો હોવાથી તેમના મીઠા સ્નેહનાં સંભારણાં મુરારિ શર્માના હૃદયમાં જાગૃત રહેતાં હતાં તો પણ સતત પ્રભુસ્મરણમાં મસ્ત રહી તેઓ પોતાને સંભાળી લેતા હતા.

શરદ પૂર્ણિમાની આલ્હાદક રળિયામણી રાત હતી. વિશેષ પ્રકારના શૃંગાર કરીને આજ ઠાકોરજીને ચાંદનીમાં, લતાપતાકાના મંડપમાં, પધરાવેલા હતા. દર્શન કરનારાઓની ભીડમાં કાકાજી શ્રીમદ્‌ભાગવતની રાસલીલાનું ચરિત્ર સંભળાવી રહ્યા હતા. વૃંદાવનની લતાકુંજોમાં, ભગવાનને શોધી કહાડવામાં ગોપિયો વ્યસ્ત હતી. અંતમાં ભગવાન તેમને મળી જાય છે. આ કથા શ્રોતાજનોએ પ્રેમથી સાંભળી તો ખરી, પણ પછી પ્રસાદની મીઠાશમાં તે કથા સાંભળી ન સાંભળી કરી દીધી. આ શ્રોતાઓમાંથી એકલા મુરારિશર્મા જ એવા હતા કે જેમને આજના કથા પ્રસંગમાંથી ભગવાનને મેળવવાનો સચોટ ઉપાય જડી ગયો. વૃંદાવનમાં ગોપિયોની પેઠે બીજાને પણ ભગવાન મળે છે, અને તેમને ત્યાં વિચરતા સાંભળ્યા છે. તેથી ત્યાં જઇને ખોળ કરવાથી મને પણ જરૂર દર્શન આપશે. હવે એ કાર્યમાં જરાએ વિલંબ કરવો જોઇએ નહી. માતાજી પણ અંત સમયે તેમનું જ ચિત્ર મારા હાથમાં પકડાવી ગએલાં છે, 'બાંહ્ય ગ્રહ્યાની લાજ' પ્રભુ જરૂર રાખશે.

એવો નિશ્ચય કરીને બીજે દિવસે મુરારિશર્માએ ચુપચાપ ઘેરથી સ્ટેશનનો રસ્તો લીધો. સવારના સમયમાં ઘરના લોક પોતપોતાને કામે લાગેલા હતા. સૌ સમજ્યા કે, તેઓ કઈ ભજન પૂજનમાં બેઠા હશે. પણ જ્યારે બપોર થઈ ગયા અને મુરારિ શર્મા ભોજન કરવાને ન આવ્યા, અને મંદિરમાં પણ ન જણાયા ત્યારે બધાએ ચિંતિત થઇને આમ તેમ પૂછ પરછ કરવા માંડી. તેમાં કોઇએ કહ્યું કે—તેમને સ્ટેશન તરફ જતા જોયા હતા. એ સાંભળતાં જ સર્વ સ્ટેશન તરફ દોડ્યા. સંજોગવશાત્ તે દિવસે મથુરા જનારી મુંબાઇ

મેઈલ બે કલાક મોડી હતી. આ બનાવમાં વખતે પ્રભુની મરજી જ હાલ તેમને ઘર છોડાવવાની નહીં હોય, અથવા તો કોઇ બીજે જ સ્થાને મોકલવાની હશે. કારણ કે જો તેઓ મથુરા ગયા હોત તો જરૂર કોઈ સંકુચિત વૈષ્ણવ સંપ્રદાયના વાડામાં ફસાઈ ગયા હોત. ઘરના માણસો ખુશી થતાથતા તેમને સ્ટેશન ઉપરથી પકડીને ઘેર લઇ જવા લાગ્યા, પણ તેઓ ઘેર જવાને રાજી નહોતા તેથી જબરદસ્તીથી તેમને એક બળદની ગાડીમાં બેસાડીને ઘેર લાવ્યા. તે સમયે તેમના મનમાં ઘણું જ દુ:ખ થયુ પણ ન છૂટકે ઘરવાળાઓના કાબૂમાં આવવું પડયું. હવે મુરારિશર્માને સત્તર વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં.

તેમની ઉપરામતા જોઇને હવેથી કાકાજીએ તેમને ભજનપૂજનની વધારે સગવડ કરી આપી, ભાઈઓ પણ મુરારિશર્માને શ્રદ્ધાની નજરે જોઇ તેમને સહાયતા કરવામાં તત્પર રહેતા. જો કે તે સમયે તે લોકો હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરી રહ્યા હતા, તો પણ મુરારિશર્મા તરફ તેઓ સન્માનની દૃષ્ટિથી જોતા હતા. અને સંભવિત છે કે, તેમના પ્રતિ સદ્‌ભાવ રાખવાના ફળરૂપે જ તેઓ હાલ ગ્રેજ્યુએટ હોઈ વિશ્વવિદ્યાલયના પ્રોફેસરની જગો સુધી પહોંચી ગયેલા છે. એક વખત ગાડરવાડામાં ઘણા જોરથી પ્લેગ ફાટી નીકળ્યો. ઘરબાર છોડી લોક આમતેમ નાસવા લાગ્યા. મુરારિશર્મા આદિ સર્વ પણ મંદિરના જાગીરી ગામમાં જઇને થોડા મહીના ત્યાં રહ્યા. એવા સંકટના સમયમાં પણ બધા ગામવાળાઓને ભેગા કરી કાકાજીએ ભાગવતની કથા કરવાનું શરૂ કર્યું. મુરારિશર્મા ઘણી જ તલ્લીનતાથી કથા સાંભળતા હતા.

કથામાંના ભક્ત વના ઉપાખ્યાને તેમના ઉપર ઘણી ઊંડી અસર કરી. તેમનો જ દાખલો લેવાનો પોતે નિશ્ચય કર્યો. અને તેને સારૂ અનુકૂળ અવસરની પ્રતિક્ષા કરવા લાગ્યા. સાથેસાથે એ વિચાર પણ કર્યો કે—ગૃહત્યાગ કરતા પહેલાં એ પણ અજમાવી લેવું જોઇએ કે ઘરની બહાર ભૂખ, તરસ, થાક આદિનાં કષ્ટ તથા નિયમ વ્રતોના સંયમ પોતાના શરીરથી કેટલે દરજ્જે સહન કરી શકાશે કે પાળી શકાશે. પ્લેગનો પ્રકોપ શાંત થતાં કાકાજી પાછા ઘેર જવાને તૈયાર થયા ત્યારે તેમણે થોડા દિવસ તે ગામમાં રહેવાની ઇચ્છા પ્રગટ કરી. ગામના સર્વે લોક તેમના જ શિષ્ય હતા તેથી કાકાજીએ કહ્યું—ઠીક છે, તમારૂં મન અહીં જ લાગતું હોય તો થોડા દિવસ અહીં રહીને પછી આવજો. ગામના લોકોને ખાનગીમાં સમજાવી દીધું કે—આની આવજા ઉપર નજર રાખજો કે, કહીં ધીરેથી એ સટકી ન જાય. પછી ગામના લોકોએ

મુરારિશર્માને ખુલ્લા દિલથી કહી દીધું કે—મહારાજજી, અમે ભક્તજન બધી રીતે આપની સેવામાં હાજર છીએ. પણ એમ ન બને કે આપ ક્યાંક ચાલ્યા જાઓ અને અમારે મોટા મહારાજ ( કાકાજી ) પાસે શરમાવું પડે. જવાબમા તેમણે કહ્યું કે—હું તો તમારો જ બાળક છું. જેનાથી આપ સર્વનું ભલુ થાય તેવી રીતે જ હુ રહીશ.

## દુગ્ધાહાર વ્રત.





રારિશર્માએ, પોતાની નિયમપાલન શક્તિની પરીક્ષાનો આરભ કરી દીધો. ગામમાં પોતાની લગભગ સો ઉપરાંત ની ગાયો તથા પાંચસો ભેંસો હતી. તેના દૂધમાંથી માખણુ કાઢી લીધા પછી છાશ આખા ગામમાં વહેંચાતી હતી. દૂધની તો કાંઈ કમી જ ન હતી તેથી પ્રથમ પોતે દુગ્ધાહારના વ્રતનો આરભ કર્યો. અન્ન બિલકુલ છોડીને કેવળ દૂધ પીતા તથા એકાન્ત નર્મદાના તટ ઉપર ભજનપાઠ કરતા રહેતા. આ પ્રમાણે અન્નત્યાગ કર્યે આઠ દિવસ થઇ ગયા. ગામવાળાએ, ચિંતાતુર થઇને મંદિર ઉપર ખબર પહોંચાડી દીધી. તરત જ કાકાજી આવ્યા, અને તેમણે આરભેલુ વ્રત અધવચ મૂકાવીને તેમને પોતાની સાથે લઈ ગયા મદિરના શિષ્ય સેવકોમાં પણ એ ખબર ફેલાઈ ગઈ તેથી મુરારિશર્માનો પ્રભાવ વધ્યો અને બધા લોકો તેમના દર્શને આવવા લાગ્યા

મુરારિશર્માના એક ફોઈ ગાઝીપુર જીલ્લાના સોહબલ ગામમા રહેતા હતાં. તેમના ઘરમા જમીનદારી હોઇ સપત્તિ વિપૂલ પ્રમાણમાં હતી. પણ તે વખતે તેમની વૃદ્ધાવસ્થામાં તેમની પાસે કોઈ આદમી અચેલું નહોતું. અતમા એ ફોઇએ પોતાની બધી મિલ્કતના અધિકારી ભત્રીજાને જ બનાવી દીધા હતા એક વખત તેઓ ગાડરવાડા આવ્યા હતાં તે વખતે તેમની ઇચ્છા અયોધ્યાથી જગન્નાથ સુધીના તીર્થોની યાત્રા કરવાની થઈ. ફોઈએ બધા ભત્રીજાઓમાથી જેને પોતાની સાથે આવવાની મરજી હોય તેણે તૈયાર થઈ જવાનું કહ્યું પણ કોઈ તૈયાર થયુ નહિ મુરારિશર્માના ગૃહત્યાગના યોગનું એ જ વર્ષ હતું. તેથી કાકાજીની ફોઇની સાથે 'મુરારિશર્માને મોકલવાની ઇચ્છા નહોતી.

ફોઈએ વાતની ખબર પડી જવાથી તેમણે કાકાજીને કહ્યું—જેમને જવાની મરજી નથી તેમને તો બધા પૂછપૂછ કરે છે અને જે જવાને સારૂ ઉત્સુક છે તેને તો કોઈ પૂછતું જ નથી. આખરે કાકાજીને કહેવું પડ્યુ કે—આ યાત્રામાં જવાને યોગ્ય તમે જ છો. યાત્રામાં ફોઈને એકલી ન છોડી જશો. એટલી શિખામણ આપીને કાકાજીએ ફોઈની સાથે તેમને વિદાય કર્યા. ફોઈનો સ્નેહ પણ તેમના ઉપર અધિક હતો અને તેમની ઈચ્છા પણ એવી હતી કે મુરારિશર્મા પોતાની સાથે આવે અને ગયાજીમાં તેમનાં માતાપિતાનુ શ્રાદ્ધ પણ કરે.

## પિતૃઋણથી મુક્તિ અને ગાયત્રી પુરશ્ચરણ




વા વિચારથી પ્રથમ તેઓ બ ને ગયાજી જઈને ત્યા પંદર દિવસ સુધી રહ્યાં મુરારિશર્મા પણ વિધિપૂર્વક શ્રાદ્ધ કર્મ કરીને પિતૃઋણથી મુક્ત થઈ ગયા ત્યાંથી આગળ વૈદ્યનાથ ધામ, ભુવનેશ્વર, સાક્ષીગોપાળ આદિનાં દર્શન કરતાકરતા જગન્નાથજી પહોંચ્યા. આ સર્વ પુણ્યતીર્થોનાં દર્શન પૂજનથી તેમના મનમા ઘણો આનદ થતો હતો. ત્યાંથી રામનવમી ઉપર અયોધ્યાજીની યાત્રા કરીને ફોઈને ગામ સોહબલ આવી પહોંચ્યા. ફોઈએ ગાડરવાડા જવાના સંબંધમા પૂછયુ ત્યારે મુરારિશર્માને વિચાર આવ્યો કે—કાકાજીની પાસેથી પ્રભુના માર્ગમા જવામાં જેટલી હરકતો નડશે તેટલી અહીંથી જવામાં નહીં નડે, તેથી ગાડરવાડા જવાનો તેમણે અસ્વીકાર કર્યો. ફોઈ આચાર વિચારમાં ઘણાં ચુસ્ત હતાં ઘેર બાળગોપાળ સ્વરૂપની ઠાકોર સેવા હતી. મુરારિશર્માને પણ એ જ જોઈતું હતું. નિત્ય પ્રાત:કાળમાં ઉઠીને ત્રણ માઈલ દૂર તેઓ ગ ગાસ્નાન કરવાને જતા હતા, અને સ્વય લાવેલા ગંગાજળથી ઠાકોર પૂજા કરતા હતા.

ગાડરવાડામાં ઇગ્રેજી નિશાળ છોડ્યા પછી પોતે ગાયત્રી પુરશ્ચરણ (૨૪ લાખ મંત્રજપ) કરવાનો સ કલ્પ કરેલો હતો. એ સ કલ્પ પૂરો કરવો એ એક વિકટ તપસ્યા છે. નિત્ય નિયમપૂર્વક ત્રણ કલાક તેને સારૂ જ આસન જમાવી બેસવામાં આવે, તો પણ તેને પૂરૂં થતાં લગભગ અઢી વર્ષ લાગે છે. પ્રત્યેક બ્રાહ્મણે પોતાના જીવનમાં ઓછામાં ઓછું નિદાન એક ગાયત્રી પુરશ્ચરણ તો

કરવું જ જોઇએ. બ્રહ્મતેજ વધારવાને સારૂ પુરશ્ચરણ કરવાનું જુના વખતમાં ઘણું પ્રચલિત હતું. મુરારિશર્મા મામાજીની પાસે રહેતા હતા તે વખતે તેનો મહિમા તથા વિધિ તેમણે સારી રીતે જાણી લીધાં હતાં, અને ગાડરવાડામાંથી જ તેની શરૂઆત કરી દીધેલી હતી. પણ નાની અવસ્થા તથા પરિસ્થિતિ અનુસાર, હજી સુધી અધિક માત્રામાં જપ કરવાનું બની શક્યું નહોતું. પરંતુ ફોઇને ત્યાં સોહબલ ગામમાં સારી અનુકૂળતા હોવાથી અધિક સંખ્યામાં જપ કરવાનો આરંભ કરી દીધો હતો. સંધ્યા સમયે એક પંડિતજીની પાસે સંસ્કૃતનું અધ્યયન પણ ચાલુ હતું.

તપસ્વી બાળકને પોતાનું ઘર ગમી ગયેલું જોઈ ફોઇને ઘણો આનંદ થતો હતો, પણ તેમને ક્યાં ખબર હતી કે—તીર્થ દર્શનનો ચસ્કો લગાડીને તેમણે મુરારિશર્માને બહાર નીકળી જવાને સારૂ ઉત્તેજિત કરેલા હતા. સોહબલ ગામમાં જે થોડા મહીના તેઓ રહ્યા તે માત્ર ગાયત્રી પુરશ્ચરણ પૂરું કરવાના વિચારથી જ.

ફોઇ તો એવી જ ભ્રાંતિમાં હતાં કે—હવે તેઓ ગૃહત્યાગી નહીં થાય, અને કોઇ દિવસ વિવાહ સંસ્કાર દ્વારા ઘરની શોભા વધારશે. પણ મુરારિશર્માના ભાગ્યની તો નીચેની ઉક્તિ અનુસાર—

> કિત જાયે કિત નીપજે, કહાં લડાયે લાડ।
> કા જાને કેહિ ખડ્ડ મેં, પડે રહેંગે હાડ॥

કોઈ બીજા જ સંસ્કાર દ્વારા દેશ દેશાંતરોની શોભા વધારવાની ઇચ્છા રાખતું હતું.



## ગૃહત્યાગ

—※—




લ થોડા વખત ઉપરની તીર્થયાત્રામાં, તીર્થરાજ પ્રયાગમાં કુંભનો મહાન મેળો થવાનો હોવાની વાત તેમને કાને પડી ચૂકી હતી. મામાજી પણ વખતોવખત કહેતા હતા કે—કુંભના મેળામાં ઘણા પ્રભુપ્રેમી સાધુ મહાત્મા ભોગા થાય છે. પોતે તે મેળામાં પ્રથમ જઈ આવેલા હોવાથી તેનાં રસીક વર્ણન પણ કરતા હતા. આ કુંભ દર્શનની ઉત્કંઠાએ જ, મુરારિશર્માને પૂર્ણરૂપે ગૃહત્યાગને સારૂ અકસ્માત પ્રેરિત કર્યા.

અઢાર વર્ષની ઉમરમાં મુરારિશર્મા, ઉત્તરાયણને પહેલે દિવસે સવારમાં લગભગ નવ વાગે સોહબલ ગામમાં ઠાકોરજીને સ્નાન કરાવતા હતા તે વખતે અચાનક જ તેમને ઘરમાંથી ચાલ્યા જવાની સ્ફુરણા થઈ આવી. તે જ વખતે ઠાકોરપૂજાનું વિસર્જન કરીને, કોઈને પણ કહ્યા કહેવરાવ્યા વગર પૂજાના વેષમાં જ જવાને તૈયાર થઈ ગયા. પ્રભુના તરફ થોડી વાર સુધી આશાભરી નજર ટકાવી, શરીર ઉપર પૂજાકાળના ઓઢેલા મુગટા સાથે ઘરમાંથી નીકળી પડ્યા. સાથે સામાનમાં ખભે નાખેલા



એક ગમછા ( નાની પોતડી ) સિવાય બીજું કાંઈ નહોતું. વિશ્વપતિ ભગવાનની પાસે પોતે જતા હતા, તેથી વિશ્વમાં સર્વત્ર તેમને સામાન મળી જ રહેવાનો. ભગવાનના ભરપૂર ભંડારમા કમી કઈ ચીજની હોય ? મુરારિશર્માની પેઠે સર્વભાવે તેને ( ભગવાનને ) અપનાવી લેવામાં આવે તો, અપનાવનારને આરૂ તેના ભંડાર ખુલ્લા રહે છે. એવી વૃત્તિમાં રહેનારા અતિથિ અભ્યાગતોની લોકો દ્વારા જે સેવા થાય છે તે ભગવાનના ભંડાર તરફની જ હોય છે. અહંકાર અને અજ્ઞાનવશ લોકોને જાણે તેઓ પોતે જ કરતા હોય એવો ભ્રમ થાય છે. ખરો પ્રભુપ્રેમી ભક્ત તો તે જ છે, કે જે સત્‌પુરૂષોની સેવા, સત્કાર કરવામાં પોતાને નિમિત્તમાત્ર જ સમજે. પ્રભુ દ્વારા અને પ્રભુની ચીજોથી ઉત્પન્ન થયેલી સામગ્રીને પોતાની માનવી એ મોટામાં મોટી ભૂલ છે.

'મેં મારા દ્રવ્યથી અને મારી સામગ્રીથી આ કર્યું તે કર્યું,' એવું લોકો અભિમાન લે છે, અને તેમ કરીને પોતે ઠગાય છે. પણ વાસ્તવિક જોતાં એક રીતે રાજા રતિદેવ, રાજા શિબિ, રાજા કર્ણ જેવી વ્યક્તિયો જ એમ કહી શકે કે અમુક સેવા અગર અમુક દાન પોતે પોતાના તરફથી કરેલાં હતાં.

રતિદેવ અઠતાળીસ દિવસ સુધી ભૂખ્યા રહ્યા પછી તેમને એક ટંક ચાલે એટલો ખાવાનો સત્તુ ( શેકેલા ઘઉં તથા જવનો લોટ ) મળ્યો. તે જ સમયે તેમણે એક અતિથિને આવતો જોયો એટલે સંયમથી ભૂખ દબાવીને તે સત્તુ તેમણે અતિથિને ખવડાવી દીધો તેને જ પોતાની વસ્તુનું દાન કહી શકાય. શિબિના ખોળામાં એક ફડફડાટ કરતું કબૂતર આવીને બેઠું. તેની પછવાડે એક બાજ પડેલો હતો. શિબિને માલમ પડ્યું કે કબૂતર બાજથી ડરીને પોતાને શરણે આવેલું છે. બાજે કહ્યું—રાજન્, આ શિકાર ઉપર આપના કરતા પહેલો મારો હક્ક ધર્મપૂર્વક થઇ ચૂકેલો છે તેથી મારા આહારને છોડી દો. શિબિએ શરણાગત કબૂતરને બદલે પોતાની જાંઘનું માસ કાઢીને બાજને ખાવાને આપ્યું એ તેમનું પોતાના તરફનું દાન કહી શકાય એ જ પ્રમાણે રાજા કર્ણે પોતાના પ્રાણ સંકટમાં નાખીને પણ પોતાના કુંડળ ઈંદ્રને આપ્યાં, એ તેમનું નિજીદાન હતું.

પરંતુ પોતાની દૈનિક આવશ્યકતાઓથી વધારે હોય તેવી ચીજો કોઇને આપવામાં આવે, તો તેને 'પોતાના તરફથી પોતાની ચીજોનું દાન' માનવું, એ અસંગત છે. દાન, ધર્મનાં જે કામ કરવામાં આવે છે, તે પ્રભુના ભંડારની ચીજોનાં અને પ્રભુની પ્રેરણાથી થાય છે. આ ભગવાનના ભંડારમાથી જેટલાં

કમી અગર કંજુસાઈથી ધર્મ—દાન કરવામાં આવે તેટલો તેનાથી થયેલો અન્યાય અને અપરાધ છે. એવા સિદ્ધાંતને જ યુક્તિ સંગત માનવો જોઇએ.

આવા વિચાર પ્રમાણે, લૌકિક દૃષ્ટિથી ખાલી હાથે પરંતુ પારમાર્થિક દૃષ્ટિથી ભરપૂર મુરારિશર્મા ચાલતા ચાલતા છેક રાતે, સિદ્ધાશ્રમ નામથી પ્રસિદ્ધ વિશ્વામિત્રજીની તપોભૂમિ બકસર * નગરમાં પહોંચી ગયા.

પહેલે દિવસે સૂર્યભગવાન દક્ષિણાયનથી પાછા ફરીને ઉત્તરાયણમાં જતા હતા. બીજે દિવસે તે પર્વમાં ગંગાજીમાં સ્નાનાર્થિઓની ખૂબ ભીડ જામેલી હતી અને શોરબકોર થઈ રહેલો હતો, ત્યારે એક બાજુએ પ્રવૃત્તિ માર્ગને છોડી, નિવૃત્તિ માર્ગમાં પ્રવેશ થવાને કારણે આજ મુરારિશર્માના અંતસ્તળની નવીન વિચારધારાઓમાં ખળભળાટ મચી રહેલો હતો. ઉત્તરાયણના શુભ મુહૂર્તમાં પોતાની જીવન યાત્રાનો આજ નવો અવતાર હતો, તેની ખુશાલીમાં પોતે પણ ગંગાસ્નાન કર્યું. અને જ્યારે બીજા લોક ધન, પુત્ર, આદિના સુખને સારૂ પ્રાર્થના કરતા હતા ત્યારે પોતે, માતા ગંગાની પાસે એવા વર પ્રદાનની પ્રાર્થના કરી કે—હે જગત્તારિણી માતા ! જે ઉમગ અને ભાવનાથી મેં ઘર છોડયુ છે, તે મારી પ્રભુ પ્રાપ્તિની ભાવના આપ જરૂર પૂર્ણ કરજો. તેમાં ભલે સુખ પડે કે દુઃખ, પણ મારી એ કામના પૂરી થવી જ જોઇએ.

## પ્રયાગમાં મહાત્માઓનો પ્રથમ સમાગમ





તા ગગાની સાક્ષીમા, આ પ્રમાણે ગૃહત્યાગ કરીને બકસર થી, પોતે પ્રયાગનો રસ્તો લીધો. અપરિચિત દિશામાં એકલા જતા દેખી માતા ગગાએ પણ એક માર્ગદર્શક મહાત્માનો સાથ કરી આપ્યો તે મહાત્માનો મેળાપ તેમને અચાનક સ્ટેશન ઉપર થયો અને વાતચીતમાં, પ્રયાગ જવાની રૂચિ અને ઉત્સાહ જોઇને, તેઓ મુરારિ શર્માને મેળાનો પરિચય કરાવતા કરાવતા પ્રયાગ લાવ્યા. તેમના સત્સગથી માર્ગમાંનો વખત ઘણા આનદથી

* હાલ બિહાર પ્રાતની સીમા ગગા કિનારે એ નામનુ એક નગર વસેલુ છે ભગવાન રામે તાડકા તથા સુબાહુને મારીને વિશ્વામિત્ર ઋષિના યજ્ઞની રક્ષા આ ઠેકાણે કરેલી હતી

વિત્યો પણ મેળામાં આવતાં જ ભીડને કારણે માનીએ, તો તે મહાત્માનો સાથ છુટી ગયો અને દૈવી પ્રેરણાને કારણે માનીએ તો તેઓ અંતર્ધાન થઈ ગયા. મેળામાં ભીડ અપાર હતી, તેને મનુષ્યોનું જંગલ કહીએ તો ચાલે, તેમાં ભૂલા-પડીએ તો ઘણી મહેનતે ઠેકાણું પડે. મુરારિશર્મા પણ પૂછતાપૂછતા સંગમ તટ ઉપર ગયા. શ્રદ્ધાપૂર્વક ત્યાંની ધૂળ માથે ચઢાવી, પોતે ત્રિવેણીમાં સ્નાન કર્યું અને માતા ત્રિવેણીને પણ તેમણે એ જ પ્રાર્થના કરી કે જે, આવતી વખતે બકસરમાં ગંગાજીને કરેલી હતી.

ત્યાંથી પોતે દર્શન યાત્રાએ નીકળ્યા. બરાબર સાત આઠ દિવસ સુધી સર્વત્ર પ્રભુની શોધમાં તેઓ ફરતા જ રહ્યા. તે સમયમાં તેઓ નિરીક્ષણ કરતા હતા કે—કેવાકેવા ઉચ્ચ કોટિના મહાત્માઓ આવેલા છે અને કોના દ્વારા શીઘ્રતાથી પ્રભુનાં દર્શન થઈ શકે તેમ છે. તેથી હજી સુધી કોઈ ખાસ સ્થાનમાં તેમણે મુકામ કર્યો નહોતો, સર્વ સ્થાનો અને સંપ્રદાયોમાં જઈને સત્સંગમાં ચૂપચાપ બેસી જવું, એ જ તેમનો ક્રમ હતો. મેળામાં દૈવઈચ્છાથી કોઈ અનિશ્ચિત સમયે, કોઈ સદ્‌ગૃહસ્થ કે મહાત્મા કાંઈ આપે તો તે ખાઈ લેતા. ન મંળ્યું તો કાંઈ પરવાહ નહીં, પોતે કોઈની પાસે કાંઈ પણ માગતા નહોતા. તે સમયે તેમને શારીરિક ભૂખ કરતાં આત્મિક ભૂખ વધારે હતી અને તેનો આહાર પુરતા પ્રમાણમાં મળી રહેતો. એ જ કારણથી માઘમાસની શીતળ રાતોનું કષ્ટ વેઠવા છતાં પણ, તેનાથી બચવાને સારૂ મુરારિશર્મા, ઓઢવાનું કે પાથરવાનું વસાવવાના ચક્કરમાં ન પડયા. નિત્યપ્રતિ મુગટો ધોઈને સુકવી દેતા અને ગમછો પહેરીને નાહી લેતા તથા ધૂણિયોને આશરે રાત ગાળતા હતા.

એક દિવસ ત્રિવેણીમાં સ્નાન કરવાને સમયે તેમણે જોયુ—કોઈ જટા અને ભસ્મથી વિભૂષિત ભવ્ય મૂર્તિવાળા, ચાર પાંચ મહાત્મા દિગંબરરૂપમાં સ્નાન કરીને જાય છે. મુરારિશર્માનું કુતૂહલ તેમને જાણવાની જીજ્ઞાસામાં વધતું ગયુ. તેઓ એવા આકર્ષક-મનોહર લાગ્યા કે જાણે આદિ અવધૂત ચારે સનકસનન્દનાદિ જ જઈ રહ્યા છે. પૂછતાં માલુમ પડયુ કે તેઓ સન્યાસમાર્ગી શ્રી મહાનિર્વાણી અખાડાના સંત છે, હવે સ્નાન કરીને ત્યાં જ જાય છે કે જ્યાં સેંકડો તપસ્વી મહાત્માઓ ધૂણી લગાવી પ્રભુ ભજનમાં મસ્ત રહે છે.

મહાત્માઓની ખોળ તથા મેળાનું દર્શન એ બે જ મુરારિશર્માનાં તે વખતનાં મુખ્ય કામ હતાં. તેથી તેમની સાથે તેઓ મહાનિર્વાણી અખાડામાં ગયા.

અખાડાની છાવણીમાં એકથી એક ચઢિયાતા વૃદ્ધ તપસ્વી મહાત્માઓનાં દર્શન થયાં. વાતચીતના પ્રસંગમાં મુરારિશર્માની જીજ્ઞાસાવૃત્તિ જોઇને મહાત્માઓએ જણાવ્યું કે—પેલી બાજુએ સાથેના જ મંડપમાં શ્રીમદ્‌ભાગવતનું પ્રવચન થાય છે ત્યાં તમને ઘણી જ્ઞાનની વાતો સાંભળવાને મળશે. મહાત્માઓએ વિચાર્યું કે કાચી ઉમરના બાળકની સાથે વૈરાગ્યની ચર્ચા કરીએ તે શોભે નહિ. તેથી હાલ કથા સંભળાવવી એ જ ઉચિત છે. પરંતુ—

सर्वेभ्यः सारमादद्यात् पुष्पेभ्य इवषट् पदः ।

એ ન્યાય અનુસાર પ્રેમના પૂજારી મુરારિશર્મા સર્વેની વાતોમાંથી કાંઇ ને કાંઇ દૈવી સંપત્તિનો સંચય કરતા રહેતા હતા, તો પછી શ્રીમદ્‌ભાગવત તો વાંછાકલ્પતરૂ કહેવાય છે, ત્યાં તેમને શું ન મળી શકે ? અને તેમાં પણ વળી જ્યારે તેના વ્યાખ્યાતા બીજા શુકદેવ મુનિના જેવા જ બ્રહ્મવિદ્યાપારદર્શી સ્વામી શ્રી ગોવિન્દાનન્દજી મહારાજ મંડળેશ્વર વ્યાસાસન ઉપર બિરાજમાન હોય ત્યારે, તો પૂછવું જ શું ?

## પ્રથમ ગુરુ દર્શન.







તપોધન મહાત્માને પોતે દૂરથી જ પ્રણામઃ કર્યા અને કથા સાંભળવા બેઠા. ભાગવતની કથા પોતે પહેલાં પણ સાંભળી હતી, પરંતુ આજ વિદ્વાન વક્તાની અદ્‌ભૂત પ્રવચનશૈલી હોવાથી જેમજેમ શ્રવણ કરતા ગયા તેમ-તેમ તેમની રૂચિ વધવા લાગી. ભાગવતનું નામ જ 'પરમ હંસોની સંહિતા' છે, તેમાં વળી તેના વાખ્યાતા પરમહંસોના શિરોમણી છે, એટલે સોનું અને તેમાં સુગંધ જ મળી ગઈ.

પહેલા ત્રણ દિવસ કોઇની સાથે વાતચીત કર્યા વગર તેમણે કથા સાંભળી, બાકીના વખતમાં તેઓ તેનું મનન કરતા હતા તથા બધે ફરતા હતા. જન્મ મૃત્યુ, સુખ દુઃખ, કુટુંબિયોનો વિયોગ, પોતાનું ધ્યેય તથા પ્રભુ પ્રાપ્તિના માર્ગો, જેનું સંતોષકારક સમાધાન તેઓ શોધતા હતા, તે સર્વેનો સ્વામીજીનાં પ્રવચનોથી પ્રશ્નોત્તર કર્યા વગર જ ખુલાસો થઈ જતો હતો. એક વિષયનો વિચાર થઈ ગયા પછી, જ્યાં તેમના હૃદયમાં આગળની વાતમાં સંદેહ ઉઠતો

હતો, કે તરત જ સ્વામીજી મહારાજ તે વાતની મીમાંસાનો આરંભ કરી દેતા હતા. જો કે ત્યાં સેંકડો શ્રોતાજનો વિદ્યમાન રહેતા હતા, તો પણ તેમને તો એવું જ લાગતું હતું કે જાણે સ્વામીજી પોતાના હૃદયમાં પેસી હૃદયની બધી વાતો સાંભળી રહ્યા હોય અને તેથી જ પોતાના મનની ગૂંચોના ઉકેલનો આરંભ કરી દેતા હોય.

આ પ્રમાણે ત્રણ ચાર દિવસો સુધી કથા સાંભળ્યા પછી સ્વામીજીના ચરણોમાં પ્રણામ કરતી વખતે આ મસ્કરી બાળક ઉપર સ્વામીજીની નજર પડી તે દિવસથી તેમનો કોઈ ને કોઈ વિષય ઉપર સ્વામીજી સાથેનો વાર્તાલાપ શરૂ થયો.

## કાકાજીની સાથે અંતિમ ભેટ.





ત્યાર સુધીમાં તેમના ગૃહત્યાગની ખબર બધા કુટુંબિઓમાં ફેલાઈ ગઈ હતી, સર્વે તેમને ખોળી કાઢવાનો જ્યાં ત્યાં પ્રયત્ન કરતા હતા. સંતોના પ્રેમી આ સમયે પ્રયાગ સિવાય બીજે ક્યાં હોઈ શકે ? એવો વિચાર કરીને કાકા પ્રયાગ તરફ જ આવ્યા, અને એક દિવસ કથામાંથી નીકળતી વખતે તેમનો ભેટો થઈ ગયો. મુરારિ શર્માના વિરક્ત વેશને જોઈને, પોતાના પૂજ્ય જ્યેષ્ઠ ભ્રાતાની સ્મૃતિથી કાકાજીનું હૃદય ભરાઈ આવ્યું અને આંખોમાંથી પાણી ટપકવા માંડ્યું. ઘણી જ વિહ્વળતાની સાથે તેમણે તેમને ઘેર આવવાને વિનયપૂર્વક સમજાવ્યા અને કહ્યું—તમારું આટલું જ તપ ઘણું છે, હવે ઘેર ચાલો, ત્યાં તમારી ઇચ્છા પ્રમાણે જ ધર્મકર્મ આદિની વ્યવસ્થા રહેશે. પરંતુ તેમણે કોઈ પણ પ્રકારે એ વાતનો સ્વીકાર કર્યો નહિ.

તેમનો આ જ મત ઉપર આરૂઢ રહેવાનો નિશ્ચય જોઈ કાકાજી નિરાશ થયા, તેમના ઉપર વિરાગનો ઘેરો રંગ ચઢેલો તેમણે જોયો. નિરાશ થઈને પાછા જતા કાકાજીએ ફરી સમજાવ્યા કે—ભલે થોડા દિવસ સુધી પર્યટન કર્યા પછી જેમ બને તેમ વહેલા ઘેર આવજો અને વખતોવખત આપની ખબર આપતા રહેજો. તેઓ જતી વખતે એક નવીન વસ્ત્રની ભેટ પણ તેમને કરતા ગયા.

વાંચક જોઇ શકશે કે વૈરાગ્યની પરીક્ષાનો આ કેટલો કઠોર સમય હતો. કાકાજીના કરૂણાભર્યા સ્નેહના પ્રવાહના અથડાઇને ચૂરેચૂરા થઈ ગયા, પણ મુરારિશર્માએ પોતાની નિર્મમતાને આંચ આવવા દીધી નહિ. સંસારીજનોને આ ઘટના હૃદયદ્રાવક લાગે, પરંતુ આદર્શ પરમાર્થ પથિકની સાચી કસોટી એવી જ હોય છે. બિરદાવલી ગાનારા યોગિયો પાસેથી અમે સાંભળ્યું છે કે—રાજા ભર્તૃહરિ ગુરૂ ગોરખનાથની પાસે શિષ્ય થવાને ગયા ત્યારે ગુરૂ ગોરખનાથે તેમના વૈરાગ્યની દૃઢતાની પરીક્ષાના હેતુથી પહેલો આદેશ એ જ આપ્યો કે, સાધુના વેષમાં તમારા કુટુંબીજનો પાસેથી ભિક્ષા માગી લાવો. પરંતુ યોગીન્દ્ર નામથી પ્રખ્યાત થએલા ભર્તૃહરિ પણ એ કઠણ પરીક્ષામાં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયા નહિ, તેથી એ નવીન શિષ્યની સહાયતાને સારુ અંતે ગુરૂજીને પણ પોતાનું આસન છોડવું પડયું હતું.

કહેવાની જરૂર નથી કે મુરારિશર્મા આ પ્રસંગમાંથી કુંદન જેવા સ્વચ્છ નીકળ્યા. હજી તેમણે સંન્યાસગ્રહણની વિધિને તો પૂરી કરી પણ નહોતી, તો પણ સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજના ચરણોમાં પ્રણામ અને કથા શ્રવણ કર્યા પછી, તેમણે આન્તરિક સંન્યાસ તો લઈ લીધો હતો. પોતાના કાકાજીની વજ્રરૂપી ભિક્ષાનો તો સ્વીકાર કર્યો, પરંતુ ભર્તૃહરિની પેઠે, તેમના સ્નેહપાશની અસર તેમણે પોતાના ઉપર ન થવા દીધી. એમ પણ જોવામાં આવે છે કે—કોઈ પ્રિય સજ્જનનો વિયોગ થયો હોય, ઘરમાં કાંઈ કષ્ટ હોય, કોઈનાં માર્મિક વચનોની ચોટ અગર અન્ય પ્રકારનો આઘાત મન ઉપર થયેલો હોય, તો તેની ઉત્તેજનામાં લોક, સાધુ સંતોમાં સંમિલિત થઈ જાય છે. પરંતુ મુરારિશર્માની આ પ્રવૃત્તિ, પૂર્વોક્ત કોઈ પણ ઉત્તેજનાવશ થયેલી નહોતી. તે જન્મથી જ સ્વભાવસિદ્ધ જ હતી કે જે તેમના આગળના જીવનની ઘટનાઓથી પ્રમાણિત થાય છે.

મુરારિશર્માના ઘરની સ્થિતિ જોઇએ તો જમીન જાયદાદ, શિષ્યવૃત્તિ, વ્યાસગાદી આદિના વ્યવસાય દ્વારા સંપત્તિની ઉણપ નહોતી, બલ્કે તેમને સંભાળવાને સારૂ તેમના જેવા સુપુત્રોની જ ખામી હતી. તેમના પિતાના પોતે એકલા જ ઉત્તરાધિકારી હતા. જો કે માતા પિતાનો વિયોગ અસહ્ય અને કષ્ટપ્રદ તો જરૂર હતો, પણ તેમાં પણ મામા, કાકા, ભાઇઓ તથા ફોઈના સ્નેહના આંચળાની તેમના ઉપર છાયા હતી તથા તે દશામાં આઠ વર્ષ સુધી તેઓ ઘરમાં રહી ચૂકેલા હતા. તેમના પ્રતિ કાકાજીનો કેટલો અધિક અને સાચો

વાત્સલ્યભાવ હતો, તે પ્રયાગમાં તેમને ખોળવા જવા ઉપરથી તથા સાશ્રુનયન અનુનય વિનય ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. આઠ વર્ષ સુધી તેમણે, પોતાના પુત્રો તથા તેમના ઉપરના સ્નેહભાવમાં અંતર પડવા દીધો નહોતો. ગુરુ ગાદીના આચાર્યના પદ ઉપર તેમને બેસાડીને, કાકાજી તેમને આખા કુટુંબમાં સુપ્રતિષ્ઠિત થયેલા જોવાની ઇચ્છા રાખતા હતા. તેથી સિદ્ધ થાય છે કે તેમણે ગૃહ પરિત્યાગ, કોઈ લૌકિક ઘટનાના આઘાતથી કે પ્રત્યાઘાતવશ કરેલો નહોતો, પણ તે પૂર્વજન્મના સંસ્કારોની અંતઃપ્રેરણાવશ એક સ્વાભાવિક ઘટના હતી.

## ગુરુ પરિચય






કાજીના નિષ્ફળ થઈ પાછા જવાથી, તેમના ગૃહત્યાગ ઉપર જાણે પાકો સિક્કો વાગી ગયો. હવે સતેજતાથી આગળના કર્તવ્ય ઉપર તેમની નજર ગઈ. અનેક ગણ્યમાન્ય મહાત્માઓની સલાહ લેવા માંડી કે તેઓ, તેમને પ્રભુ પ્રાપ્તિના માર્ગમાં આગળ વધવામાં સહાયક બને. સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજ સાથેનો તેમનો સત્સંગ તો જારી જ હતો. તેમના સિવાય બીજા મહાનુભાવોની પાસે પણ તેઓ જતા આવતા હતા. એક દિવસ તેઓ રેવા ( સ્ટેટ ) ના રાજગુરુ, વૈષ્ણવાચાર્ય સ્વામી શ્રીરામપ્રપન્નાચાર્યજીના સત્સંગમાં પણ પહોંચી ગયા. વાતચીતમાં સ્વામીજીને ખબર પડી કે, તેઓ સ્વામી શ્રી ગોવિંદાનન્દજીની કથામાં જાય છે. તથા સંન્યાસ તરફ તેમનું વળણ થતું જાય છે. તેથી આચાર્યજીએ તેમને ઘણા આગ્રહપૂર્વક સમજાવ્યા કે પરંપરાગત શ્રીવૈષ્ણવ હોઇને કોઈ શિવમાર્ગી આચાર્યના શરણમાં જવું એ ઉચિત નથી, તમારે વૈષ્ણવચર્યા ઉપર જ શ્રદ્ધા રાખવી જોઇએ.'

આચાર્યજી પાસેથી નિષ્પક્ષપાત હૃદયગ્રાહી સલાહ ન મળતી દેખીને, તેઓ તેમને દંડવત્ કરીને ચાલ્યા ગયા. અને મનમાં વિચારવા લાગ્યા કે—જ્યાં આચાર્યજીની વાતોમાં ભેદભાવ અને આગ્રહ ભરેલો છે, ત્યાં સ્વામીજી મહારાજ સમદર્શી અને ઉદાર દેખાય છે. જ્યારે તેઓ, મારા વિદ્વાન કાકા મધુસૂદનાચાર્યજીના કરતાં પણ ઘણું હૃદયગ્રાહી, મધુરતાપૂર્ણ ભાગવતનું પ્રવચન કરે છે, ત્યારે તેમનામાં શૈવ સંપ્રદાયની કટ્ટરતા કે સંકુચિતપણું કેવી રીતે માની શકાય ? આ પ્રમાણે સ્વામી શ્રી રામપ્રપન્નાચાર્યજી દ્વારા, મુરારિ-

શર્માને, સ્વામી શ્રી ગોવિંદાનન્દજીથી વિરક્ત કરવાનો પ્રયત્ન, ઉલટ અનુરક્ત કરવાનું કારણ બન્યો. અને સ્વામી શ્રી ગોવિંદાનન્દજીની વિશાળ હૃદયતા ઉપર તેમની અડગ શ્રદ્ધા જામી ગઈ. અત્યાર સુધી તીર્થયાત્રા, સંત સમાગમ અને કુંભ મેળામાં, સુરારિશર્મા જે વસ્તુની ખોળમાં ફરતા હતા, તે સદ્ગુરૂ તેમને મળી ગયા. ગુરૂએ પણ અધિકારી શિષ્યને ઓળખી લીધો કે—તેનામાં વૈરાગ્યની માત્રા પૂરતા પ્રમાણમાં વિકસિત થયેલી છે.

## સંન્યાસ દીક્ષા



પનિષદ્નું એક શ્રુતિ વચન છે કે—

निरीक्ष्य लोकान् कर्मचितो ब्राह्मणों निर्वेदमयात् स गुरुमेवामि शरणं गच्छेत् समित्पाणिः श्रोत्रयं ब्रह्मनिष्ठम् ।

'ગૃહસ્થને ઉચિત એવાં ધાર્મિક કર્મ કરવાથી ભલે સારાંસારાં ( સ્વર્ગાદિ ) ફળ મળે, પણ તે બંધનકારક છે. એવો વિચાર કરીને બ્રહ્માભિલાષી જન તેમનાથી નિવૃત્ત થઈ જાય અને દૃઢ શ્રદ્ધા સહિત શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના શરણમાં જાય.

આ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે અધિકારી વ્યકિત કોઈ પણ અવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરી શકે છે. સુરારિશર્માની એ વિશેષતા પ્રશંસનીય હતી કે ઉક્ત ઉપ નિષદ્નો આદેશ જાણ્યા વગર જ તેમનામાં તે કામ કરી રહ્યો હતો. કારણ કે—

आयु' कर्म च वित्तं च विद्या निघन मेव च ।
पञ्चेतान्यपि सृज्यन्ते गर्भस्थ स्यैव देहिनः ॥

આ ઉક્તિ અનુસાર તેમના જીવનની ઘટનાઓ, એક પછી એક શૃંખલા-બદ્ધ જન્મ્યા પહેલાં જ નિર્મિત થઈ ચૂકેલી હતી. બાલ્યકાળમાં માતા પિતાના સંસ્કારે તેના વિકાસમાં સહાયતા કરેલી હતી. તેથી સુરારિશર્માને તેઓ વિવેકવૈરાગ્યસંપન્ન થયા પછી સદ્ગુરૂ પ્રાપ્તિ જેવી અનુકૂળતાઓ અનાયાસે જ પ્રાપ્ત થતી ગઈ. અન્યથા જોવામાં આવે છે કે, તેમાંની એક એક સંપાદન કરવામાં આખી જીંદગી નીકળી જાય તો પણ તે ઘણી મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે. તેમનામાં સંન્યાસને સારૂ આવશ્યક શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા, સમાધાન એ છએ સંપત્તિઓ બ્રહ્મચર્ય આશ્રમમાં જ ઉન્નત દશાને પહોંચી

ચૂકેલી હતી. એવી અવસ્થાએ પહોંચ્યા પછી વચલા આશ્રમોને ઓળંગી જવામાં, ઉપનિષદ્‌ને કાંઈ દોષ જણાતો નથી. યથા—

ब्रह्मचर्यादेव प्रव्रजेत् गृहाद् वा वनाद् वा।
यदहरेव विरजेत यदहरेव प्रव्रजेत् ॥

'અધિકારી જન બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય કે વાનપ્રસ્થ કોઈ પણ આશ્રમમાં સંન્યાસી થઈ શકે છે. જે દિવસે તેનામાં વૈરાગ્ય ઉત્પન્ન થાય તે જ દિવસે તે સંન્યાસી ( ભલે ) થઈ જાય' એવા વૈરાગ્યની તૈયારી સાથે મુરારિશર્મા બ્રહ્મપ્રાપ્તિને સારૂ સદ્ગુરૂ સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજના શરણમાં આવ્યા અને સ્વામીજી મહારાજે તેમની ભાવનાઓને બરાબર પારખી લઈ, શુભ મુહૂર્તમાં સંન્યાસ આશ્રમની દીક્ષા આપી.

આ સંસ્કારમાં શિખા, સૂત્ર, વેશ, સર્વનું વિસર્જન થાય છે, તેની સાથે એ સર્વનું સૂચક, તેમના મુરારિશર્મા નામનું પણ વિસર્જન થઈ ગયું અને ગુરૂદેવે સંન્યાસ માર્ગસૂચક વિદ્યાનન્દ નામ ગ્રહણ કરાવ્યું. કવિકુળગુરૂ કાળીદાસના અભિપ્રાય પ્રમાણે વિદ્યા તે જ છે કે જેનું અનુસરણ કરવાથી અંતઃકરણમાં પ્રબોધ ( પરમાત્માનો પ્રકાશ ) તથા બહાર સરળતા, સૌમ્યતા જેવા ગુણ આવે. 'सम्यगाराधिता विद्या प्रवोघविनय प्रदा' અથવા આચાર્ય શ્રી શંકરના અભિપ્રાય પ્રમાણે 'विद्या हि ब्रह्मगतिप्रदा या' જે પ્રભુના માર્ગ ઉપર ચલાવે તે જ



વિદ્યા. ગુરૂદેવ સ્વામીજી મહારાજે આ બંને મહાનુભાવોની વિદ્યા સંબંધી

વ્યાખ્યાઓને આ નવદીક્ષિત શિષ્યમાં જોઈ લીધી હતી તેથી વિદ્યાનન્દ નામ રાખવાનું તેમને ઉચિત જણાયું.

કોઈ પણ માર્ગમાં દીક્ષિત થયા પછી, નવદીક્ષિત શિષ્યને સર્વ પ્રથમ તે માર્ગની રીતભાત જાણવી એ જરૂરનું છે અને તેને સારૂ તે માર્ગના જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ જ્ઞાતાનું સેવન આવશ્યક છે. પહેલાંના મહાત્માઓએ 'અખાડા' નામક પારમાર્થિક સંસ્થાઓનું નિર્માણ એવા પ્રયોજનથી કરેલું હતું કે તેમાં રહીને તપસ્યા તથા આચરણ દ્વારા નવાગત મુમુક્ષુ, ખરા આદર્શની ઉચ્ચ કોટિએ પહોંચે. એટલા માટે જ આ સંસ્થાઓને નિરંતર પોતાની દ્રષ્ટિમાં રાખવા સારૂ મહામુનિ કપિલદેવને તેમણે પોતાના આરાધ્યદેવ મુકરર કરેલા છે. એવા મુનિયોની જીવનચર્યાને, આદર્શરૂપમાં અપનાવવાનું ધ્યેય રાખીને અધિકાંશ મોક્ષાર્થી મુક્તિ માર્ગમાં આગળ વધે છે. *

આપણા નવદીક્ષિત પરિવ્રાદ્ સ્વામી વિદ્યાનન્દજીના કાનોમાં 'सिद्धाना कपिलो मुनिः' એ ભગવદ્ગીતાની ઉક્તિ ગુંજાર કરી રહેલી હતી. અને કાકાજીને મુખેથી ભાગવતની કથા સાંભળતી વખતે કપિલજીનું જે દિવ્ય આખ્યાન તેમણે સાંભળેલું હતું, તે પણ તેમની આંખો સામે રમી રહ્યું હતું. કપિલદેવની માતૃભક્તિની અદેખાઈ કરતા, તેઓ પણ મનના ઘોડા દોડાવતા હતા કે— કોઈ પણ રીતે મારાં માતાજી આવી જાય તો કપિલદેવની પેઠે જ જ્ઞાનોપદેશ કરીને હું તેમના આત્માને તૃપ્ત કરી દઉં.

સૌભાગ્યથી, પ્રકૃતિના ગુણોનું સંખ્યાન ( ગણતરી ) કરનારા, એ જ કપિલ મુનિના અનુગામી સ્વામી વિદ્યાનન્દજીને શ્રીમહાનિર્વાણી અખાડો પણ મળી ગયો. એ દૈવયોગની વાત છે કે, એ જ અખાડાના, તે વખતના આચાર્ય સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજ મહામંડલેશ્વર હતા. †

---

* સાધુઓનીએ સામૂહિક સંસ્થાઓને 'અખાડા' કહે છે, જેમાં રહીને—

त्रिविधं नरकस्येद द्वारं नाशनमात्मन ।
कामःक्रोधस्तथालोभस्तस्मादेत् त्रयं त्यजेत् ॥

આ શ્લોક અનુસાર કામ ક્રોધાદિ રિપુઓ સાથે કુસ્તી લઢીને મહાત્મા લોક તેમને જીતે છે.

† જે મહાત્મા, અખાડા અગર મહાત્માઓ દ્વારા આચાર્યપદની પસંદગીને પામે છે, તેમને વ્યવહારમાં મંડલેશ્વરના નામથી ઓળખવામાં આવે છે. શ્રીમહાનિર્વાણી અખાડાના આચાર્ય હોવાથી સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજ મહામંડલેશ્વર હતા.

શ્રી મહાનિર્વાણી અખાડાના નિયમાનુસાર, સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે, મોક્ષપથના આચાર, વ્યવહારથી પરિચિત થવાને સારૂ ઉક્ત અખાડાના તે વખતના વૃદ્ધ અને સિદ્ધ સંતોની સેવાનો સ્વીકાર કર્યો.

## અખાડા સાથે કાશીયાત્રા.





પ્રયાગ રાજના કુંભ પર્વમાં કલ્પવાસ કરીને, સામાન સરંજામ સાથે શ્રી મહાનિર્વાણી અખાડાએ કાશી તરફ પ્રયાણ કર્યું. અખાડા પ્રાચીન ઋષિ મુનિયોની આચાર પરંપરાના કટ્ટર સંરક્ષક હોય છે, તેથી 'શ્રી પંચ' રૂપમાં એકઠા રહીને એક સ્થાનથી બીજે સ્થાને જતી વખતે, આધુનિક સવારી (વાહન) રેલ, મોટર, ટાંગા આદિનો તેમને સારૂ નિષેધ છે. તેમ જ યાત્રાના માર્ગની વિડંબણાથી બચવાને એક જ જગોએ રહી શકાય એ વાત પણ બને એવી નથી. ઉપનિષદોમાં જે 'चरैवेति चरैवेति' સિદ્ધાંત કહેલો છે, તેનું પૂરૂં પાલન કરતી કરતી અખાડાની જમાત નિરંતર તીર્થાટન કરતી જ રહે છે. આ વખતે જમાતે ગંગાજીના જળમાર્ગનું શરણ લીધું.—તેની સાથે સ્વામી શ્રી વિદ્યાનંદ પણ કાશી પહોંચ્યા.

કાશીમાં તુળસીદાસજીની ગુફા, માતા ગંગા તથા દાદા વિશ્વનાથજીનું સ્થાન આદિ તેમનાં પૂર્વપરિચિત હતાં. તેમનાં દર્શન પૂજન તેઓ નિયમિત રીતે કરતા હતા. હજી પોતે જ્ઞાનપ્રાપ્તિને સારૂ 'विविदिषा संन्यास'ની કોટિમાં હતા, તેથી તેઓ દેવપૂજા આદિ કર્મોના અધિકારી હતા,—'ज्ञानमिच्छेत्तु शंकरात्'. વળી, બાલ્યાવસ્થામાં વિશ્વનાથજીના દરબારમાં, પોતે જે હિમાલય પરિભ્રમણ તથા પ્રભુ પ્રાપ્તિની અરજી કરેલી હતી, તેની સુનાવણી કરી શીઘ્રતાથી ફેંસલો કરાવવાનો હતો. તેથી નિત્ય તેઓ શ્રી વિશ્વનાથજીના મંદિરમાં હાજરી આપતા હતા. પરંતુ વિશ્વનાથજીના દરબારમાં માણસોના જેવું અંધેર ખાતુ નથી, ત્યાં તો પરિસ્થિતિને ધ્યાનમાં લઈ તરત જ ફેંસલો થઈ જાય છે. તે પ્રમાણે સ્વામીજીની માગણીનો ફેંસલો તરત જ થઈ ગયેલો હતો. અને તેથી જ સદ્‌ગુરૂ પાસેથી સંન્યાસ માર્ગની દીક્ષા લઈ અનાયાસે જ સીધે રસ્તે ચઢી ગયેલા હતા. ઘર છોડ્યા પછી તરત જ પોતે પરમાર્થ માર્ગમાં જે ઉન્નતિ



श्रीमत्परमहंस परिव्राजकाचार्य स्वामी श्री गोविन्दानन्दजी महाराज
महामण्डलेश्वर ब्रह्मविद्याभास्कर ( ब्रह्मलीन )।

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રી ગોવિન્દાનન્દજી મહારાજ
મહામણ્ડલેશ્વર બ્રહ્મવિદ્યાભાસ્કર ( બ્રહ્મલીન ).



महन्त श्री एतवारगिरिजी महाराज (आयु १२० वर्ष)

आजकल आप काशीधाम के दण्डीघाट गङ्गातट पर 'एतवारगिरि-मठ' में निवास करते हैं। उक्त मठ श्री महाप्रभु वल्लभाचार्यजी की बैठक के पास है।

गीताधर्म कार्यालय, काशी। (पु० पी०)

સાધી શક્યા હતા તે વિશ્વનાથજીની કૃપાનું જ ફળ હતું. આજકાલ અઢાર વર્ષથી ઓછી ઉંમરની વ્યક્તિ સગીર, જવાબદારીના કામને સારૂ અયોગ્ય મનાય છે. તેથી સ્વામીજીને અઢાર વર્ષ થતાં જ વિશ્વનાથજીએ તેમની ઇચ્છા પૂર્ણ કરવાની શરૂઆત કરી દીધી.

## હિમાલય તરફ





ળરૂપ એ થયુ કે થોડા દિવસના જ કાશીસેવનમાં, તેમના હૃદયમાં હિમાલય તરફ જવાની પ્રેરણા થઈ. હિમાલય રાજ્યના પ્રવેશાર્થી તેના માયાપુરીવાળા પ્રધાન દ્વારમાં પ્રવેશ કરે છે, તેથી જ માયાપુરીનું નામ હરિદ્વાર પડેલું છે. હિમાલયના અધિષ્ઠાતૃ દેવતા બદરીનારાયણરૂપ 'હરિ' અગર તો કેદારનાથરૂપ 'હર' ના દર્શનાર્થી, સર્વ પ્રથમ માયાપુરીથી જ યાત્રાનો આરંભ કરે છે, તેથી એ પુણ્યપુરી 'હરિદ્વાર' અગર 'હરદ્વાર' એ બન્ને નામોથી પ્રખ્યાત છે.

ઘેરથી નીકળતા પહેલાં જ સ્વામીજી મહારાજના મગજમાં એવા વિચારો ઘોળાયા કરતા હતા કે, પ્રાચીન ઋષિ મહર્ષિ હાલ પણ હરિદ્વાર તરફ, હિમાલયની કંદરાઓમાં સમાધિ લગાવીને બેઠેલા છે અને તેઓ જેને માથે હાથ મૂકી આશીર્વાદ આપે છે તેને તરત જ પ્રભુનો સાક્ષાત્કાર થઈ જાય છે કુંભમેળામાં-થી આવતી વખતે અનેક જટાવલ્કલધારી એવા મહાત્માઓ તેમને મળ્યા હતા કે જેઓ પોતાના ઉત્તરાખંડના આશ્રમોમાં પાછા જતા હતા. બસ, એ દેખીને સ્વામીજીની ઉત્તરાખંડની યાત્રાની ઇચ્છા બળવતી થઈ ગઈ, પણ તેના પહેલાં એ ઉચિત હતું કે ગુરૂજી મહારાજનાં દર્શન અને પ્રણામ કરી તેમની પાસેથી જવાની આજ્ઞા લઈ લેવાય પત્ર પુષ્પ લઇને તેઓ તેમના મઠ ઉપર ગયા અને ચરણમાં દંડવત્ પ્રણામ કરીને પોતાની જવાની ઇચ્છા જણાવી. ગુરૂ મહારાજ તેમનો ઉત્સાહ જોઈને ઘણા પ્રસન્ન થયા અને આશીર્વાદ આપતાં બોલ્યા-- વત્સ, અમે તમારી પાસેથી ઘણી મોટી આશા રાખીએ છીએ. એક દિવસ તમે તમારા ઉદ્દેશ્યમાં જરૂર સફળ થશો, પણ હિમાલયની માયાવતીની યાત્રાને સારૂ ઉતાવળા થશો તો હજી ઉંમર કાચી છે અને યાત્રામાં હરકતો ઘણી નડશે,

તેથી થોડા દિવસ તે પ્રદેશનો પરિચય મેળવી પછી આગળનું ડગલું ભરજો. તમારી વૃત્તિ દેખીને અમે તો નક્કી કરી મૂક્યું છે કે હિમાલયમાં ભ્રમણની સાથે જ તમે તમારી તપસ્યા પૂરી કરશો. પરંતુ યાત્રાની તૈયારી સુધીમાં શાસ્ત્રોનું અધ્યયન કરવું ઉચિત છે. બસ, અમારો એ જ આદેશ છે કે, તમે આનંદથી વિચરો. **તમારી તપસ્યાથી લોકોમાં પ્રકાશ ફેલાઈ જશે.** સદ્‌ગુરૂ સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજ વાક્સિદ્ધ મહાત્મા હતા, તેમનો આશીર્વાદ અમોઘ (અચૂક) હતો. સ્વામીજીને તેમનાં વચનોથી ઘણો સંતોષ થયો.

## ગુરૂ ગોવિંદાનન્દજીનો કંઇંક પરિચય.




મી ગોવિંદાનન્દજી મહારાજ સમર્થ વિદ્વાન અને યોગી હતા. કાશીના પંડિતોમાં વિદ્વાન હોવાથી તેમનું સ્થાન ઉચ્ચ હતું. પંડિતોના ન્યાય અને વેદાન્ત સંબંધી જટિલ વિવાદોનું અંતિમ સમાધાન તેમને ત્યાં જ થતું હતું. કાશીના સર્વશ્રેષ્ઠ વિદ્વાન પંડિતરાજ શિવકુમાર શાસ્ત્રીજી પણ તેમના પ્રેમી હતા અને ઘણુંખરૂં તેમના સ્થાન ઉપર આવીને શાસ્ત્રીય વિચાર કરતા હતા. સ્વામીજી જેવા ગંભીર વિદ્વાન હતા તેવા જ આધ્યાત્મિક સાધનામાં પણ પૂરા પહોંચેલા સંત હતા. ભારતવર્ષના આધુનિક અધ્યાત્મ વિદ્યાપ્રચારકોમાં તેમનું સ્થાન સર્વશ્રેષ્ઠ હતું, રાજાથી માંડીને તે રંક સુધીના તેમના આજ્ઞાધારી સેવક હતા. ઉદયપુરના મહારાણા ફતેસિંહજી, સલુમ્બરરાવ અને મેવાડના અન્ય સરદારગણ તેમના ઘણા પ્રેમી ભક્ત હતા. કલકત્તાના મોટામોટા મારવાડી વેપારીઓની પણ તેમના પર ઘણી શ્રદ્ધા હતી. તેમાંના સદાસુખ કટરાના માલિક, કોઠારી આદિ ભક્તોએ કાશીમાં 'ગોવિંદ મઠ' નામનો એક સર્વાંગ સુંદર આશ્રમ બનાવવામાં સ્વામીજી મહારાજની સારી સેવા કરેલી હતી. સુપ્રસિદ્ધ બ્રહ્મવિદ્યાનિષ્ણાત સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજ મહામંડલેશ્વર, તાર્કિકશિરોમણી સ્વામી શ્રીસ્વરૂપાનંદજી મહારાજ મહામંડલેશ્વર, સર્વતંત્ર સ્વતંત્ર વેદવેદાંગ પારંગત સ્વામી શ્રી ભાગવતાનંદજી મહારાજ મહામંડલેશ્વર જેવા દિગ્ગજ વિદ્વાન તેમના પ્રખ્યાત શિષ્યોમાંના છે. અને બીજા પણ ઘણેભાગે

સર્વે અખાડાના વર્તમાન સમયના મંડલેશ્વર મહાત્માઓ, સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજની શાખા પ્રશાખાના રૂપમાં શિષ્ય પરંપરાગત ચાલ્યા આવે છે.

કેટલાક સજ્જન તો મોટા ગૂંચવાડામાં પડી જાય છે કે, ગુરૂ અને ગોવિંદ એક સાથે મળી જાય તો પહેલા પ્રણામ કોને કરવા ?

> ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિનકે લાગું પાય ;
> બલિહારી ગુરૂદેવકી, જીન ગોવિંદ દિયે દિખાય .

પરંતુ સ્વામી શ્રીવિદ્યાનંદજી મહારાજનાં કેવાં અહોભાગ્ય કે તેમને નામ તેમ જ પ્રભાવવાળી એક જ વ્યક્તિ ગોવિંદ અને ગુરૂના રૂપમાં મળી ગઈ. બ્રહ્માકાર વૃત્તિમાં નિરંતર રહેતા હોવાથી પોતે સજીવ પરમાત્મારૂપે બિરાજતા હતા. એવા બ્રહ્મનિષ્ટ મહાત્માનો કરસ્પર્શ જ્યારે તેમના મસ્તક ઉપર થયો, ત્યારે લાગ્યું કે જાણે તેમની સર્વ વિશેષતાઓનાં બીજ ગુરૂજીએ તેમનામાં ( વિદ્યાનંદજીમાં ) સંક્રાંત કરી દીધાં.

ગુરૂજીની ઇચ્છા હોત તો તેમને પોતાની પાસે રાખીને જ સમાધિ સિદ્ધિ દ્વારા ભગવત્સાક્ષાત્કાર સુધીની કોટિએ પહોંચાડી દીધા હોત. પરંતુ ગુરૂજીએ જોયુ કે, હિમાલય ભ્રમણની જે ઉત્કટ વાસના તેમનામાં છે તે પૂરી થયા વગર તેમને ઉપરામ થવા દેશે નહિ. પ્રભુની પણ એવી જ મરજી હતી કે—હું મારા આ અનન્ય પ્રેમીને હિમાલયના દિવ્ય, વિવિક્ત અને સુગુપ્ત સ્થળોમાં ગીતા પ્રકાશની પ્રેરણા પ્રદાન કરૂં, તેથી હિમાલય યાત્રાની વાસના તેમના મનની ચંચળતાવશ નહિ, પણ પ્રભુની વિશેષ પ્રેરણાથી ઉદ્ભવેલી હતી. ગુરૂદેવે તેમની અદષ્ટપૂર્વે શાંત વૃત્તિ અને ત્યાગની ભાવના જોઇને જ શાસ્ત્રોની જંજાળમાં તેમને ભટકાવ્યા નહિ. હેતુ અને તર્ક દ્વારા સંસારથી વિરક્ત થઇ પ્રભુના તરફ અનુરક્તિ થાય, એટલું જ શાસ્ત્રો ભણવાનું પ્રયોજન છે. અને તે બંને વાતો તેમને પૂર્વના સંસ્કારોથી જ પ્રાપ્ત હતી.

ગુરૂદેવ ધારત તો તેમને પણ પોતાના અન્ય શિષ્યોના જેવા ધુરંધર દાર્શનિક વિદ્વત્ શિરોમણી બનાવી દેત. પણ તેમણે જોયુ કે આ શિષ્ય ઘટ પટની અટપટી ખટપટમાં પાડવાને લાયક નથી. શાસ્ત્રાધ્યયનથી પ્રાપ્ત થતી ઉચી ભૂમિકામાં સ્વતઃ જ પહોંચી ગયેલા છે. તેથી તેમને સર્વ શાસ્ત્રોનું શિરમોર અને સારભૂત વેદાંત શાસ્ત્ર જ ભણીને તપસ્યામાં લાગી જવાનો ગુરૂજી-

એ આદેશ આપેલો હતો. અસલમાં મુમુક્ષુઓને લૌકિક પદાર્થોના જેટલી જ શાસ્ત્રવાસના પણ બાધક થાય છે. તેથી જ નિવૃત્તિપરાયણ મુમુક્ષુઓને માટે મુક્તિકોપનિષદ્‌માં શ્રીરામચંદ્રજીએ હનુમાનજીને કહ્યું છે કે—

माण्डूक्यमेकमेवालं मुमुक्षुणां, विमुक्तये ।
तथाप्यसिद्धं चेज्ज्ञानं दशोपनिषदः पठ ॥

મોક્ષાર્થીઓએ તો માત્ર માણ્ડૂક્ય ઉપનિષદ્ જ ભણી લેવાનું બસ છે, એટલાથી જો જ્ઞાન સિદ્ધિ ન થાય તો પછી ઈશ, કેન આદિ દસ ઉપનિષદો ભણવાં જોઈએ.

સંન્યાસદીક્ષા-પ્રકરણ, ૨

॥ સમાપ્ત ॥





## પ્રકરણ ૩—તપસ્યા

# હરિના દ્વારમાં પ્રથમ પ્રવેશ.





આ પ્રમાણે ગુરૂદેવના આદેશનું પાલન, સ્વામીજીનું પ્રથમ લક્ષ્ય બની ગયું. અને તેમની આજ્ઞા લઇને પોતાના જેવા જ શીલ સ્વભાવવાળા કેટલાક સાધુ સંતો સાથે પોતે કાશીથી હરદ્વાર આવ્યા. ઉત્તરાખંડની દેવભૂમિનાં દર્શનનો આ પહેલો પ્રસંગ હતો. ઘણા કાળથી મનમાં જાગ્રત થયેલી હિમગિરિના દર્શનની ઉત્કંઠા હવે પૂરી થતી હતી, તે જોઇને તેમને અસીમ આનંદ થયો. દેવતાત્મા હિમાલયને અપલક નેત્રોથી નિહાળીને તેમણે શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યા તથા ગુરૂદેવના આદેશાનુસાર પર્વતરાજથી પરિચિત થવાને સારૂ તેની ઉપત્યકા ( તળેટી ) માં થોડા દિવસ રહેવાનો વિચાર કર્યો.

સાધુ સતોની તપ સાધનાને સારુ હરદ્વારની આસપાસ દૂરદૂર સુધી અખાડાના આશ્રમ ફેલાયેલા છે. તેમાં રમણીયતાની દૃષ્ટિથી જોતાં શ્રીમહાનિર્વાણી અખાડાનાં સ્થાન હરિદ્વાર અને કનખલની વચ્ચે માતા ગંગાના ખોળામાં આવેલાં હોવાથી ઘણાં જ મનોહર લાગે છે. તેમાં પણ ઘંટાકોઠી નામનો આશ્રમ પોતાના એકાંત અને શાંત વાતાવરણની નિરાળી જ વિશેષતા રાખે છે. ગંગાપ્રવાહનો કલકલ નાદ, પક્ષિયોનાં કલકુજન, સામા ગંગા પારના નીલપર્વત ઉપરથી ઉતરતી પવનની લહેરો અને દેવમંદિરોનો ગંભીર ઘંટાધ્વનિ; બસ, એ જ અહીંની શાંતિમાં સજીવતાનો સંચાર કરતાં હતાં. નવા આગંતુક મહાત્માઓને બ્રહ્મવિચારમાં સહાયતા આપવાને સારૂ, તે સમયે આ સ્થાનમાં અખાડા તરફથી 'નિર્વાણ વેદ વિદ્યાલય'* ની સ્થાપના થયેલી હતી. સ્વામીજીને પોતાના સદ્ગુરૂના આદેશાનુસાર થોડા દિવસ ભણવાની તો ઈચ્છા હતી જ, તેથી તેમને ઘંટાકોઠીનો નિવાસ ઘણો જ ગમ્યો. આશ્રમને ઘસાઇને વહેતી ગંગાધારા, તેની સામી પાર સઘન વન અને તે ઉપર

---

* જેને થોડા દિવસથી ત્યાંથી ખસેડી દારાગંજ પ્રયાગમાં આણેલું છે, અને હાલ બૃહદ્ રૂપમાં ચાલી રહ્યું છે.

છાયેલી હિમાલયની નીલગિરિ શૃંખલા; એનાથી વધારે સારૂં તેમને માટે યોગ્ય અને મનોરમ સ્થાન બીજું કયું હોઈ શકે?

ઘંટાકોઠી નામથી કોઇએ એમ ન ધારી લેવું જોઇએ કે ત્યાં મોટીમોટી શાનદાર ઈમારતો હશે. ત્યાં સમુદાયની સાથે ગુરૂજનોને બેસવાના બે ત્રણ ખંડો ઉપરાંત, મહાત્માઓને રહેવાને સારૂ કંદરાના ( ગુફાના ) આકારની નાનીનાની ઓરડીઓ જ છે. આખો આશ્રમ ફળાઉ ઝાડોની ઘટાથી છવાયેલો છે. અહીં રહીને સ્વામીજીએ નિર્વાણુ વેદ વિદ્યાલયમાં પારમાર્થિક શાસ્ત્રોના અધ્યયનનો આરંભ કર્યો.

આજકાલના ભણુનારાઓની વિદ્યા મૂંગી રહે છે, કારણુ કે તેઓ જે કાંઈ ભણે છે તેનો પ્રવચન અને આચરણુમાં ઉપયોગ કરવાનું તેઓ જાણુતા નથી. અધ્યયન અને સ્વાધ્યાયની સાથે જ પ્રવચન અને આચરણુમાં પણુ તેનો કુશળતાથી ઉપયોગ થાય તેમાં જ વિદ્યાની સફળતા છે. પતંજલિ મુનિ વ્યાકરણુ મહાભાષ્યમાં કહે છે કે—

चतुर्भिः प्रकारैर्विद्या उपयुक्ता भवति, आगमकालेन
स्वाध्यायकालेन प्रवचनकालेन व्यवहारकालेन च ।

પઠન કાળ, સ્વાધ્યાય કાળ, પ્રવચન કાળ તથા વ્યવહાર કાળ, એ ચારે પ્રકારોને ઉપયોગમાં લેવામાં આવે તો જ વિદ્યા સફળ થાય છે. તેમાં પઠન અને સ્વાધ્યાય સુધી તો બધા પહોંચે છે, પરંતુ પ્રવચન અને વ્યવહારમાં તો અધિકાંશ શૂન્ય જ રહી જાય છે. પરંતુ પઠન કાળમાં પણુ સ્વામીજીમાં એ વિશેષતા હતી કે, વિદ્યાના પ્રવચન તથા વ્યવહારમાં પણુ પોતાના સાથીઓ કરતાં તેઓ સદાએ આગળ રહેતા. તે સમયના તેમના સહાધ્યાયીઓ તથા પ્રત્યક્ષદર્શીઓ કહે છે કે, વાક્‌પરીક્ષા ( મોંઢાની પરીક્ષા ) તથા વ્યાખ્યાકળા આદિમાં એક માત્ર પોતે જ ગુરૂજનોને મુગ્ધ કરતા હતા. મોજશોખને સારૂ, ઘરમાં હતા ત્યારથી જ તેમને અનાદર હતો અને હવે સંન્યાસાશ્રમમાં આવીને તો અપરિગ્રહ વ્રત ( થોડામાં થોડી વસ્તુઓનો સંગ્રહ રાખવો ) ને અંતિમ સીમા સુધી પહોંચાડી દીધું હતું. સીવ્યા વગરના બે આંચળા, કૌપીન, કમંડળ તથા પાઠ્ય પુસ્તકો, બસ, એટલામાં જ તેમના સર્વસ્વનો સમાવેશ થતો હતો. કોઈની પણુ મદદ વગર અનેક ગ્રંથોના મર્મ તેઓ હૃદયંગમ કરી લેતા હતા. આ પ્રમાણે બે વર્ષના ટુંકા સમયમાં તેમણે અભૂતપૂર્વ શાસ્ત્રીય યોગ્યતા સંપાદન કરી લીધી. પ્રારંભિક કાવ્ય કોષ આદિ તો તેઓ ઘેર જ ભણી ચૂકયા હતા.

## સાધના



સન્યાસ લીધા પહેલાં તેઓ ગાયત્રી જપ, સ્તોત્ર પાઠ અને ભગવન્નામ કીર્તન વધારે ભાગે કરતા હતા. હવે ગ્રંથોમાંથી આસન પ્રાણાયામ આદિની વિધિ જોઇને તેનો પણ અભ્યાસ કરવા માંડ્યો. પ્રયાગ કુંભમાંથી પાછા ફરેલા કેટલાક પર્વતીય મહાત્માઓ પાસે અહીં રહીને પોતે યોગાનુષ્ઠાનની વિધિ શીખતા હતા. અને વિદ્યાલયમાં રજા હોય તેવા સમયમાં, આસન પ્રાણાયામ આદિની સાધનાને અર્થે ગંગાપાર નીલપર્વત ઉપર જતા હતા અને તેના શિખર ઉપરના ચંડી દેવીના મંદિરમાં અગર આસપાસનાં જંગલી સ્થાન, ગૌરીશંકર, અંબકેશ્વરપીઠ સ્થાન આદિમાં આસન પ્રાણાયામની સાથે સ્વર સાધનાનો પણ અભ્યાસ કરતા હતા. વિદ્યાલયમાં સાયંપ્રાતઃ પ્રણવ ઉપાસના દ્વારા નિયમિત ધ્યાન તો ચાલતું જ રહેતું હતું.

આ પ્રમાણે અધ્યયન અને પ્રભુપ્રાપ્તિની સાધનામાં આનંદથી સમય વ્યતીત થતો હતો, એવામાં વિદ્યાલયના વ્યવસ્થાપકોએ એક એવી આજ્ઞા કરી કે તેમણે સરકારી પરીક્ષા પણ આપવી જ જોઇશે. પણ સ્વામીજી જ્યારે લૌકિક બંધનોને છોડતા જતા હતા, ત્યારે સરકારી પરીક્ષાના ચક્કરમાં કેમ ફસાય ? તેમણે કહ્યું કે—મારે તો પ્રભુની પાસે પરીક્ષા આપવાની છે અને તેની તૈયારીને સારૂ જ હું અહીં ભણવાને આવ્યો છું. આવો સ્પષ્ટ ઉત્તર વ્યવસ્થાપકોને અરૂચિકર લાગ્યો. તેમનું કહેવું એવું હતું કે—જ્યાં સુધી તેઓ વિદ્યાલય વિભાગમાં છે ત્યાં સુધી તેમનાથી સ્વતંત્રરૂપે અન્ય ગ્રંથોના અભ્યાસમાં તથા ભજન ધ્યાનમાં વધારે સમય ગાળી શકાશે નહિ. સ્વામીજીને પોતાને માર્ગે આગળ વધવામાં પૂરતી સામગ્રી મળી ગયેલી હતી. તેથી હવે તેમણે પ્રભુને ત્યાં પરીક્ષા આપવાને સારૂ તેના 'કેન્દ્ર' અર્થાત્ હિમાલયમાં જવાનો નિશ્ચય કર્યો. આ પરીક્ષા બેચાર દિવસમાં નથી અપાતી, તેને સારૂ તો મહિના અને વર્ષો જોઇએ. કોઈ કોઇને તો અનેક જન્મો વિત્યે સંસિદ્ધિ મળે છે. અને નથી પણ મળતી—

**જનમ જનમ મુનિ યતન કરાહીં।**<br>
**અન્ત રામ કહિ આવત નાહીં॥**

તેથી કેટલાક વૃદ્ધ સંતોની સલાહથી, હિમાલયની વચ્ચે પ્રારંભિક કેન્દ્ર-સ્થાન તરિકે સ્વામીજીએ નીલકંઠેશ્વર મહાદેવની ગુફાઓને પસંદ કરી. કે જે હરિદ્વારથી ઉત્તરપૂર્વ બાજુએ ગંગાપાર કજલીવનની પર્વતમાળાની વચમાં આવેલું છે. મહાત્માઓને, કોઈ પાસે જ રહેવા લાયક પર્વતીય સ્થાન બતાવવાનું સ્વામીજીએ કહેતાં, તેમણે વીરભદ્રેશ્વર, ઋષિકેશની ઝાડી, કૈલાસાશ્રમ, મુનિની રેતી, લક્ષ્મણ ઝુલા, સ્વર્ગાશ્રમ આદિ સ્થાનો બતાવ્યાં, પણ સ્વામીજીને તો ઠેઠ પર્વતોની વચમાં કોઈ નિર્જન સ્થાનની ઈચ્છા હતી, તેથી નીલકંઠનું દુર્ગમ સ્થાન તેમને ઠીક લાગ્યું. હરિદ્વારથી નીકળતી વખતે સ્વામીજીએ પોતાની ચોપડીઓ વિદ્યાર્થીઓમાં વહેંચી દીધી. લોકોએ કહ્યું કે—કપડાં, જોડા તથા બીજી જરૂરી વસ્તુઓ વગર તમને ત્યાં અડચણ પડશે માટે તે લેતા જાઓ, ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે—

**યહ સામાન સારે હૈય બરહકે હો અગર મરના।**
**જબ કિ જંગલ મેં હૈ રહના તુઝે ઘરબાર ક્યા કરના ॥**

હાલ હરિદ્વારથી તે તરફ જવાને સારૂ, જંગલખાતા તરફથી ઘણુંખરું જંગલ કાપી નાખવામાં આવેલું છે અને રેલગાડી થઈ જ્યાં ત્યાં વસતી પણ વસી ગઈ છે. તે સમયે તો ત્યાં સર્વ ઘોર જંગલ હતું. એક ખાડાખૈયાવાળી પથરાળી સડક ઋષિકેશ સુધી જતી હતી અને તેમાં અવારનવાર હાથી અને વાઘ આદિ હિંસક પશુઓ વિચરતાં હતાં. જોરદાર અને બિહામણી જળધારાઓને પગે ચાલી પાર કરવી પડતી હતી. અને તેમ કરતાં પાણીમાંની જળો જાણે તે શાંત અને સ્તબ્ધ ગિરિકંદરાઓની ચહરેદાર હોય તેમ પગે ચોંટી જતી હતી. એવો વિકટ રસ્તો પાર કરતાકરતા સ્વામીજી નીલકંઠ તરફ ચાલ્યા. હરિદ્વારથી પગે ચાલતાં ઋષિકેશ ચૌદ માઈલ છે. તે સમયે ત્યાં ઘાસનાં ઝુંપડાં અને મામુલી વસતી હતી. ઋષિકેશથી ત્રણ માઇલ ઉપર લક્ષ્મણઝુલા પૂલની વાટે ગંગા પાર કર્યા પછી મહાત્માઓની તપોભૂમિ સ્વર્ગાશ્રમ આવે છે. ત્યાંથી આગળ ઘોર નિર્જન જંગલમાં થઇને રસ્તો જતો હતો. તે જંગલ, વેલા તથા મોટાં રાક્ષસી ઝાડોથી એટલું તો સઘન છે કે ત્યાં મધ્યાન્હે પણ સૂર્ય દેખાતો નથી. અને જંગલી જનાવરોની બરાડો સંભળાતી જ રહે છે. આગળ છ માઇલના વિકટ ચઢાવ પછી પહાડી શિખર આવે છે. એવા દુર્ગમ માર્ગમાં આદમી હિંમત હારી જઈ જંગલમાં ભટકતા સંકટમાં આવી પડે છે. પણ સુભાગ્યે સ્વામીજીને માર્ગદર્શક એક પહાડી સોમિયો મળી ગયો હતો. પહાડની ટેકરી સુધી

સાથે ગયા પછી દૂરથી તેણે બતાવ્યું કે—પેલા પીપળાના ઝાડની નીચે નીલકંઠેશ્વર બિરાજી રહેલા છે, તે બે માઇલ નીચે ખીણમાં ઉતરશો ત્યારે મળશે. એટલું કહીને તેણે પોતાનો રસ્તો લીધો. ઘણી કઠણાઇથી પહાડોની વચ્ચે નીચે ઉતરીને સ્વામીજી નીલકંઠ પહોંચ્યા. આ ખીણની ચારે બાજુએ પહાડો ઉભા હતા, મધ્યમાં બે વિશાળ ઝરણાંની વચ્ચે, વેલા અને ઝાડપાન આદિ વનસ્પતિ ઓથી ઢંકાયેલા પ્રદેશમાં વિશાળ પીંપળાના વૃક્ષની નીચે સુંદર મંદિર આવેલું હતું.

## એક મહાપુરૂષનો મેળાપ.





ત્યાં ગયા પછી સ્વામીજીને એક વૃદ્ધ મહાત્માનાં દર્શન થયાં, તેમનો જન્મ કોઈ પર્વતીય પ્રાંતમાં થયેલો જણાતો હતો. આ સમયે તેમની અવસ્થા લગભગ સો વર્ષ ઉપરાંતની જણાતી હતી. ભણ્યાગણ્યા કાંઈ નહોતા પણ વૃત્તિ ઘણી જ નિર્મળ હતી શુદ્ધ સત્યયુગના જેવા યોગી પુરૂષ હતા. અધિક બોલતા નહોતા, પણ જે કાંઈ કહેતા તે જુની અનુભવસિદ્ધ સીધી સાચી વેદ વાક્યો જેવી જ વાતો હતી.

સ્વામીજી ઉપર નજર પડતાં જ તેમણે પૂછ્યુ કે—બચ્ચા, અહીં કયા ઉદ્દેશથી આવ્યા છો ? સ્વામીજી જો એકાદ દિવસના દર્શનાર્થી હોત તો મહાત્માજી એવું ન પૂછત, કારણ કે દર્શનાર્થી આઠ દસ ભેગા મળીને તથા સાથે જોઇતી સામગ્રી લઇને ત્યાં જતા હતા. નાની ઉમર ખાલી હાથે એકલા સ્વામીજી, પ્રથમ દર્શને જ દર્શનાર્થીથી જુદા પડી જતા હતા. શ્રદ્ધાપૂર્વક તેમને પ્રણામ કરીને સ્વામીજીએ કહ્યુ—આ પવિત્ર ભૂમિમાં ભજન અને પ્રભુપ્રાપ્તિને સારૂ આવેલો છું, આપની છત્ર છાયા નીચે આ એકાંત સ્થળમાં રહીને પ્રભુની ઝાંખી થવાની મને પૂરી આશા છે. આપના જેવો જ એકાંતવાસનો સ્થિર ભાવ મને પ્રાપ્ત થાય એવી કૃપા કરો.

મહાત્માજી, સ્વામીજી તરફ થોડીવાર સુધી ધ્યાનથી જોઇ રહ્યા અને બોલ્યા —અરે બાળક, તમે અત્યારથી વૃદ્ધના જેવી વાતો કરો છો, તમે મારી પેઠે એકાંતમાં સ્થિર રહી શકશો નહિ તમારી પાછળ ઘણો મોટો પારમાર્થિક પ્રપંચ ઉભેલો મને દેખાય છે. તે જ્યાં સુધી પૂરો નહીં થાય, ત્યાં સુધી તમને આ પ્રમાણે બેસવા દેશે નહિ. સ્વામીજીએ, ગૃહસ્થાશ્રમની ગુરૂવૃત્તિ તથા વ્યાસ

ગાદીનો 'ખ્યાલ કરીને કહ્યું—મહારાજ, હું એ સર્વ વ્યવહારોને છોડીને અને પૂર્ણ નિશ્ચયની સાથે પ્રભુ પ્રાપ્તિના માર્ગ ઉપર ચઢવાને આવ્યો છું, તો પછી કયે આધારે આપ પ્રપંચની વાત કહો છો ? મહાત્માજીએ કહ્યું—તમે ધાર્મિક વ્યવસાય ભલે છોડીને આવ્યા હોય પણ નિદાન પારમાર્થિક વ્યવસાયોએ તમને છોડયા હોય એમ લાગતું નથી. તમારા લલાટની આ ત્રણ રેખાઓ સ્પષ્ટતાથી તમારૂં ભવિષ્ય બતાવી રહી છે. તમારી ઇચ્છા નહિ હોય તો પણ એ નિમિત્ત, પૂરો ભોગ કરાવ્યા વગર છૂટશે નહિ. હું તમને સચેત કરૂં છું, અહીં રહેવાની ના પાડતો નથી. કોઈ શાંતમુર્તિ તપસ્વી અહીં રહે તો, એ ઘણી સારી વાત છે. અહીંનાં કષ્ટો ઉપર વિજય મેળવી શકશો તો જરૂર સ્થિર થઈ જશો.

સ્વામીજી, જ્યાં પ્રથમ મહાત્માજીના પોતાના તરફના વલણને જોઈ કંઈક ઉદાસ જેવા થયા હતા, ત્યાં હવે તેમની આશ્વાસન વાણી સાંભળી ઘણા સંતુષ્ટ થયા. નીતિશાસ્ત્ર કહે છે કે સજ્જન, નારિયેળના ફળ જેવા હોય છે, પ્રથમ જરા લુખા લાગે છે પણ પરિચય દ્વારા અંતરમાં પ્રવેશ થતાં જ તેમની મીઠાશનો અનુભવ થાય છે. ઉપરથી ચિકણી ચોપડી વાતો કરનારા અને અંદરથી કઠોર દુર્જન, કુપથ્ય બોરના જેવા હોય છે—

नारिकेलफलाकारा दृश्यन्ते साधवो जनाः ।
अन्ये च बदराकारा बहिरेव मनोहराः ॥

સ્વામીજીએ તેમનો સૌજન્યપૂર્ણ વ્યવહાર જોઇને, એવા જ વિનયથી કહ્યું—આપના આશીર્વાદથી, આ વૃત્તિ ઉપરથી કદી પણ વિચલિત થઈશ નહિ. પછી આગળ પ્રભુની જેવી મરજી, મહાત્માજીએ સહર્ષ તેમને ત્યાં રહેવાની બધી વ્યવસ્થા કરી આપી અને રહેણીકરણીના નિયમોથી પરિચિત કરી દીધા. રહેવાને સારૂ લોખંડની જાળીવાળો એક ખંડ હતો તે છુટા સ્લેટ પથ્થરની છાટોથી છાયેલો હતો. મકાઈની ખીચડી અગર રોટલા, અને ગાયના દૂધનું ભોજન થતું હતું, રાતે રીંછ, વાઘ ચિત્તા કે હાથીના ઉપદ્રવથી બચવાને સારૂ બંને મહાત્માઓ ગાયો સમેત લોખંડની જાળીવાળા ખંડમાં પેસી જતા હતા. ત્યાં પાણીની સુવિધા હોવાથી હિંસક પશુ રાતના સમયમાં આવતાં હતાં. તેમના હુમલાનો સામનો કરવાને સારૂ આખી રાત ધૂણી ધીકતી રહેતી હતી. એક વાર રાતમાં ગાયના વાછરડાનો પગ જાળી બહાર નીકળી ગયો, એટલામાં તેની ગંધ ઉપરથી એક વાઘે તેના ઉપર ઝપટ મારી. ગાયો પહેલેથી જ

હુંકાર કરી રહી હતી. વાછરડાની બરાડ સાથે જ મહાત્માજી, ધૂણીમાંથી એક બળતું લાકડું લઈ વાઘ તરફ દોડયા. ડરીને, વાઘે વાછરડાને છોડી દીધું. અહીંથી ગાઉ દોઢ ગાઉ દૂર, આસપાસ પહાડી ગામ પણ વસેલાં છે, કદી કાંઈ મીઠું (નમક) કે એવું કાંઈ ખાવું હોય તો મહાત્માજી એણી પાસથી ભિક્ષા માગી લાવતા હતા. આમ પણ પહાડી લોક લોટ અગર ચોખા આપી જતા હતા. મહાત્માજીએ સ્વામીજીને તે પ્રદેશનો પરિચય કરાવતાં વિચ્છુઘાસ,* અને પહાડી ધંતૂરા જેવી ઝેરી વનસ્પતિને અડકવામાં કે તોડવામાં સાવધાન કરી દીધા. અને નાના નાના એવા છોડ પણ બતાવી દીધા કે જેમને ખોદતાં તેમનાં મૂળમાંથી ખાવાલાયક કંદમૂળ નીકળે. કદીકદી ખાવાલાયક પહાડનાં ઋતુ ફળોનું ઓળખાણ પણ કરાવી દીધું.

આ પ્રમાણે મહાત્માજીની છાયા નીચે, સ્વામીજીએ પહેલે દિવસે સ્નાન કરી નીલકંઠેશ્વર ભગવાનનાં દર્શન કર્યાં, કે જેઓ પ્રકૃતિના આ એકાંત સુગુપ્ત ખૂણામાં સમાધિસ્થના જેવી સ્થિતિમાં બેઠેલા હતા. ત્યાંનાં ગિરિઝરણાં, લતાકુંજ, સઘન વનાવલી તથા ઉંચી પર્વતમાળાની રોચકતા (રૂચિ ઉત્પન્ન કરે તેવું) ને દેખીને, સહજ જ આભાસ થવા માંડતો હતો કે ત્યાંના શાંતિસામ્રાજ્યને અખંડિત રાખવાને સારૂ કોઈનું અદ્રશ્ય કઠોર નિયંત્રણ કાયમ છે. ત્યાંની દેશ, કાળ તથા વસ્તુઓની સુવ્યવસ્થા એવું સૂચિત કરતી હતી કે—જગતની અધિષ્ઠાત્રી કોઈ મહાન વિભૂતિનો અહીં પડાવ પડેલો છે. આ શાંતિમયી ગંભીરતાની વચ્ચે નીલકંઠ ભગવાનનાં દર્શન કરતાં જ મન સ્વતઃ અંતરમુખ થઈ જાય છે. સ્થૂળ પ્રતિમાનાં દર્શન કરતાં જ સ્વામીજીના ચિત્તમાં કાળિદાસ વર્ણિત ભગવાન શિવનું આ સ્વરૂપ પ્રકાશિત થયુ—

पर्यङ्कबन्धस्थिरपूर्वकायम् ऋज्वायतं संनमितोभयांसम् ।
उत्तानपाणिद्वयसंनिवेशात् प्रफुल्लराजीवमिवाङ्कमध्ये ॥
मनो नवद्वारनिषिद्धवृत्ति हृदि व्यवस्थाप्य समाधिवश्यम् ।
यमक्षरं क्षेत्रविदो विदुस्तमात्मानमात्मन्यवलोकयन्तम् ॥

એવાં આન્તરિક દર્શન કરીને જ્યાં પોતે આંખ ઉઘાડી, કે નીચેથી તે ઉપર સુધી ચારે પાસથી, ઉંચા શિલાખંડો, એકાગ્ર બેઠેલાં પક્ષિયો તથા લતા

* ત્યાંનાં જંગલોમાં કુદીનાના જેવા એક પ્રકારના વેલા-છોડ થાય છે, તેનો સ્પર્શ વીંછીના જેવી વેદના કરે છે.

ઝાડપાન સુદ્ધાંતમાંથી પણ એ જ ધ્વનિ આવી રહે—આ ભગવાનનું સમાધિસ્થળ છે, આંખ બંધ કરીને તમે પણ ધ્યાનમગ્ન થઈ જાઓ. અહીંના શાંત અને પાવન ક્ષેત્રનો સ્વામીજીના દેહ અને ઇંદ્રિયો ઉપર નશો ચઢવા લાગ્યો; નેત્ર બંધ કરતાં જ હૃદયવિહારી રૂપમાં પ્રભુ ધ્યાનપથમાં આવી ગયા અને પોતે 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે' કહીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. હવે તેમના હર્ષનો પાર ન રહ્યો, એક જ દિવસમાં અનુભવ થવા માંડ્યો કે પ્રાણધન પ્રભુના દર્શનનો હવે સીધો રસ્તો મળી ગયો છે. હિમાલયના પ્રથમ પ્રવેશમાં જ દિવ્ય આનંદનો સ્રોત ઉઘડવા માંડ્યો, તો આગળ જતાં થોડા દિવસમાં આનંદનિધિ જરૂર મળશે. હજી તો શરૂઆત જ છે, આગળ જોઈશું કે શું શું થાય છે.

સ્વામીજી થાકેલા હતા, પણ ઝરણાંના સંગમમાં સ્નાન કરવાથી ફરી પાછા તાજા થઈ ગયા. મહાત્માજીએ કંઈક ખાવાનું આપ્યું અને વિચિત્રતાભરી જંગલની વાતોથી મનોરંજન કરવા લાગ્યા. મોટાં મોટાં નરમ પાંદડાં તોડી લાવીને મહાત્માજીએ કોમળ બિછાનું અગર આસન બનાવવાની રીત પણ સ્વામીજીને બતાવી દીધી. અને સ્વામીજી તેના ઉપર રૂમાલ પાથરીને આરામ કરવા લાગ્યા.

પ્રભુપ્રાપ્તિને અર્થે હિમાલયની યાત્રાની તૈયારી કરતાં સ્વામીજીએ, કાશીથી કનખલ આવતાં સુધીના વખતમાં, ધ્યાન ઉપાસનાની અનેક વિધિઓ શીખી લીધી હતી. 'જેટલા મ્હોં એટલી વાત' કોઈએ યોગ વિધિ બતાવી, કોઈએ અનુષ્ઠાન પુરશ્ચરણ, કોઈએ પ્રાણોપાસના, કોઈએ પ્રણવજપ અગર સ્વર સાધના, કીર્તન આદિ. આ સર્વે વિધિઓનો સ્વામીજી યત્નપૂર્વક સંગ્રહ કરતા ગયા. હવે નીલકંઠમાં એ સર્વનું કાર્યક્ષેત્ર અને સિદ્ધ તપસ્વીનો સહયોગ મળેલો દેખી, તેમની સલાહ પ્રમાણે પોતે સાધનાનો આરંભ કરી દીધો. જેમ ઢાળ પડતી જમીન ઉપરથી ઢોઈને કોઈ ચીજ લઈ જવી હોય તો, તેને એક વાર જરા ધક્કો મારવાની જ જરૂર પડે છે અને પછી ગબડતી અટક્યા વગર એની મેળે જ ચાલી જાય છે, તેમ તપસ્યાને સારૂ નીલકંઠની ભૂમિ ઘણી જ અનુકૂળ હતી. એકવાર આસન બાંધીને જ્યાં બેઠા કે તરત જ મન એકાગ્રતાથી પ્રભુના ધ્યાનમાં લીન થઈ વૃત્તિશૂન્ય થઈ જતું હતું. એ સમયે પોતે પ્રણવ ઉપાસના કરતા હતા, મહાત્માજીએ પણ તેમને સારૂ તપસ્યાની થોડી રીતો નક્કી કરી આપેલી હતી. યુવાવસ્થાના જોરમાં આસન, મુદ્રા, પ્રાણાયામસાધના, સ્વરસાધના જેવા સરળ પ્રયોગોનો પણ તેઓ અભ્યાસ કર્યા કરતા હતા. સૌથી પ્રિય અને

સ્વાભાવિક કૃત્ય તેમનું એ હતું કે, નિત્યનિયમની સાધનાથી નિવૃત્ત થઇને બપોરને વખતે આસપાસની ઝાડોની ઘટામાં જઇને બેસતા અને 'શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે' ની ધ્વનિમાં તન્મય થઈ જતા હતા અને ભાવા વેશના જેવી અવસ્થા થઈ જતાં તેમને સૂર્ય અસ્ત થઈ ગયાની પણ ખબર પડતી નહોતી.

કોઇ કોઈ વાર એવું પણ થતું હતું કે પ્રભુની તલ્લીનતામાં કોઈ ઝાડોની ઘટા નીચે સ્વામીજી અર્ધમૂર્છિત જેવા બેસી રહેતા, સૂર્ય અસ્ત થતાં મહાત્માજી ચિંતિત થઇ તેમને શોધવા નીકળતા ત્યારે તેમનો અવાજ સાંભળીને તેઓ ધ્યાનભંગ થતા હતા. ખબર મળી છે કે, આ પ્રમાણે ગંગા તટનાં સઘન કોતરોમાં પોતે ઘણીવાર સવાર સુધી ધ્યાનમગ્ન પડી રહેતા. તે અંધારી રાત્રિયો કાળરાત્રિથી ઓછી બિહામણી નહોતી, તેમાં જ પોતે પ્રભુની લીલાઓના સુખસ્વપ્ન દેખતા હતા. ઝરણાં ઉપર વિખરાઇને વહેતા ફીણના ફિસોટામાં પ્રભુનું અટ્ટહાસ્ય તેમને દેખાતું, ફૂલની કળિયોના વિકાસમાં પ્રભુની મધુર મુસ્કાન (મંદહાસ્ય) દેખાતી, પવનના ઝપાટાથી કુસુમિત વલ્લરિયો જ્યારે ફુલોની સંપત્તિ આંખો મીંચીને લૂંટાવતી ત્યારે, જાણે લતાકુંજો, પ્રભુનું આગમન થતાં તેમને પુષ્પાંજલી અર્પણ કરતી હોય એવો આભાસ થતો હતો. સ્વામીજી કલાકોના કલાકો સુધી એકીટશે જોતા રહેતા હતા કે, પોતાની પ્રાર્થનાના આકર્ષણથી ખેંચાઇનો ઝરણાને કિનારે કિનારે પ્રભુ આવતા તો નથી ? કારણ કે લતા પત્રોની સાંજ સવાર ચાલુ રહેતી અખંડિત નવીનતાથી એ જ સૂચિત થતું હતું કે—

'ઇન્હીં ફૂલોં કે પર્દે મેં કહીં વો બાગવાઁ હોંગે'.

## પ્રભુના વિરહમાં હૃદયનો દ્રવીભાવ.






પ્રમાણે પોતાના ચિત્તના ચોર પ્રભુની સાથે સંતાકુકડીની રમત રમતાંરમતાં સ્વામીજીના કેટલાએ મહિના વહી ગયા, પણ તેને પકડી શકયા નહિ. ધ્યાનની એકાગ્ર વૃત્તિમાં પ્રભુ હૃદયમાં પ્રગટ થતા હતા. શંકર, રામ કે કૃષ્ણ જે સ્વરૂપની ઇચ્છા થતી તે હૃદયમાં સ્થિર થઈ જતું હતુ, પણ સ્વામીજી તો પોતાના હૃદયેશ્વરને બહાર

લાવી તેમની સાથે પ્રત્યક્ષમાં વાતો કરવાની ઇચ્છા રાખતા હતા. કદીકદી તેઓ ધ્યાનની અવસ્થામાં જ પ્રણવજપ આદિને ભૂલીને કંઈક બીજું જ બડબડતા, કદી હોથ પહોળા કરતા, કદી ચકિત જેવા થઈ આંખો ફાડી આસપાસ જોવા માંડતા અગર તો ઉન્મત્તની પેઠે ઉઠીને ચાલવા માંડતા. આ સર્વ વ્યાકુળતા પ્રભુના વિયોગની હતી. સ્વામીજી ધ્યાનસ્થ હોય, હૃદયમાં પ્રભુ પ્રગટ થઈને અનહદ નાદની તાનમાં પોતાની બંસીના સૂર મેળવી રહેલા હોય, તેવે સમયે આવેશમાં આવીને, પોતે તેમને કાંઈ કહેવા કે પકડવા જતા, કે તરત જ એક મધુર મંદ હાસ્યની છટા દેખાડીને પ્રભુ અલોપ થઈ જતા હતા. બસ, સમાધિ ભંગ થતી અને પોતે વિરહ વેદનાના તાપમાં તપતા હતા. આ પ્રમાણે તેમના હૃદયમાં મંથન ચાલતું હતું, તેમાં એકાદ નાનો માખણનો પિંડ દેખાતો હતો, પણ શ્યામસુંદરરૂપી છલાછલ માખણ ઉપર આવવાને હજી વિલંબ હતો. મંથન તો ઘણા જોરથી થતું હતું, પણ રવૈયો નાખતાં જ ઓછું કાંઈ માખણ ઉપર આવે છે, થોડી વાર સુધી વલોવવું તો પડે છે જ.—

મહાત્માજી તેમને ધીરજ રાખવાને ઘણું સમજાવતા. તેઓ કહેતા કે— હજી તો તમે હમણા જ અહીં પગ મૂકયો છે, સાધના કરતાંકરતાં વર્ષો વિતી જાય તો પણ ચિંતા ન કરવી જોઇએ. અમે જીંદગીભરમાં જે કાંઇ કમાયા છીએ, તેનાથી પણ આગળ, શું તમારે થોડા મહિનામાં જ નીકળી જવું છે. ? તો પણ જુવાનીના જોશમાં સ્વામીજીની વ્યગ્રતા વધતી જતી હતી. હરરોજ ગાઉના ગાઉ સુધી તેઓ આગળ પાછળનાં જંગલોમાં ભ્રમણ કરતા હતા. પ્રભુની ધૂનમાં ને ધૂનમાં જે દિશા તરફ તેઓ જતા તે તરફ ગામ, નદી, નાલાં, ખાડા, ટેકરા ઓળંગતા આગળ જવાનો રસ્તો બંધ થાય ત્યારે જ પાછા વળતા હતા. મુકામે આવતાં જ મહાત્માજીને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછ્યે જ જતા હતા. 'એ નદી કયાં જાય છે'? 'પેલા પહાડની પાછળ શું છે?' 'એ તરફ કોઈ પ્રસિદ્ધ દેવમંદિર કે મહાત્મા પણ છે કે?' મહાત્માજી પણ એ સર્વના સમાધાનમાં વિસ્મયજનક ઈતિહાસ અને દંતકથાઓ સંભળાવીને તેમને વળી વધારે ઉત્કંઠિત કરી દેતા. પર્વ અગર મતને દિવસે સ્વામીજી લક્ષ્મણઝૂલા તરફ ગંગાસ્નાન કરવા નીકળી જતા.

આ પ્રમાણે ધીરેધીરે હિમાલયમાં તેમણે પગપેસારો કરવા માંડયો. પહાડોનાં શિખરો ઓળંગી. જ્યાં પણ કોઈ મંદિર, ટેકરી, ગુફા, ઝરણું અગર

સઘન વૃક્ષાવલીનું નામ સાંભળતા, કે તરત જ ત્યાં પહોંચી જતા અને અનેક દિવસ તેની યાત્રાઓમાં



ગાળી પાછા નીલકંઠ આવતા હતા. એવાં ભ્રમણોમાં પણ પોતાની નિયમિત સાધનાનો તેઓ કદીપણ ભંગ થવા દેતા નહોતા. પહાડોના ભ્રમણમાં જેમજેમ તેઓ ઉચે ચઢતા, તેમતેમ પ્રભુ પ્રાપ્તિને સારૂ તેમની તીવ્રતા તેટલી જ વધતી જતી હતી. ઝરણાના મૂળ આગળ અગર તેના વહેણની વચમાં વચમાં જ્યાં કુદરતી કુંડ જેવું બનેલું હોય ત્યાં, આસપાસની ગુફાઓમાંથી કોઈ સિદ્ધ, મહાત્મા સંધ્યા વંદનાદિ સારૂ આવતા હશે, એમ ધારી સંધ્યા સમયે કલાકોના કલાકો સુધી તેઓ બેસી રહેતા. જો કે મહાત્માજીએ, તેવાં જલાશયો ઉપર અંધારૂં થયા પછી હિંસક પશુ આવે છે એવી ચેતવણી તેમને આપેલી હતી, તો પણ પ્રભુની છત્ર છાયા નીચે તેઓ ઘણી વખત સ્વચ્છ શિલાઓ ઉપર નિર્વિઘ્ને આખી રાત ગાળી દેતા હતા. હિમાલયમાં પ્રાણ સંચાર કરી તેને સજીવ કરતી, નિર્દ્વન્દ્વ થઈને સ્વચ્છ દે વહેતી ગંગાના આનંદનો ઉપભોગ કરવાને, શેષશાયી નારાયણ ક્ષીરસમુદ્રમાં પણ ઈચ્છા રાખતા હોવા જોઈએ. અને તેથી જ તેમને શેષજીની ધવલ અને કોમળ શય્યાનો ત્યાગ કરી, દ્રવીભૂત બ્રહ્મરસ—ગંગા માતાના જળનું નિરંતર આસ્વાદન કરવાને સારૂ, તપસ્વીઓનું નરનારાયણ રૂપ ધારણ કરી હિમગિરિની શિલા ઉપર પોતાનું આસન જમાવવું પડયુ હતું. પર્વતોની વચ્ચે ગંગાની પ્રમોદમયી ક્રીડાઓમાં, જ્યારે અજવાળી રાત્રીઓમાં ચંદ્રદેવ પોતાના સ્વરૂપને પિગળાવીને મેળવી દે છે, ત્યારે પ્રવાહના તરંગોના રૂપેરી ચળકાટની શોભા આગળ જગતનું સૌંદર્ય

ફીકું પડી જાય છે. ગંગાતરંગના વાયુથી શીતળ અને શાંત આ ક્ષેત્રમાં, વૈરાગ્ય ધારણાપૂર્વક તપસ્યા કરવાને સારૂ જ્યારે ભગવાનનું ચિત્ત પણ લલચાયું તો પછી ત્યાગી મનુષ્યનું મન પણ ત્યાં તપસ્યા રસિક થઈ જાય તેમાં શી નવાઈ?

ગંગાની આ મનોરમ ખીણોમાં વિચરતાંવિચરતાં સ્વામીજીને કોઈ કોઈ વખત દિવસોના દિવસો વહી જતા અને પોતે દૂર દૂરની, કૂલ, ગરૂડ આદિ ચટ્ટિયો ( યાત્રાળુઓને મુકામ કરવાનાં સ્થાન, જ્યાં થોડી વસતી પણ હોય છે ) માંથી રસ્તો ખોળતાખોળતા પાછા નીલકંઠ આવતા હતા. ગંગાના તટ ઉપર ધ્યાનને અર્થે બેસતાં જ પોતે યોગીન્દ્ર ભર્તૃહરિની આ ઉક્તિનો અનુભવ થવાની પ્રતિક્ષા કરતા હતા—

गङ्गातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य ।
किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः कण्डूयन्ते जरठहरिणाः स्वाङ्गमङ्गे मदीये॥

ગંગાની લહેરોથી પ્રક્ષાલિત, હિમગિરિ શિલા ઉપર પદ્માસને બેઠેલો હોઉં એવી સ્થિતિમાં મને પ્રભુના ધ્યાનમાં યોગનિદ્રા ( સમાધિ ) લાગી જાય. અને તે સમયે વૃદ્ધ જંગલી મૃગ મારા શરીરની સાથે પોતાના શરીરને નિઃશંક પણે ખંજવાળે, તો મારો એ સૌભાગ્યનો દિવસ કેટલો આલ્હાદક હોય?



ઋષિયોના નામથી પ્રસિદ્ધ કોઈ આશ્રમ પોતાના સાંભળવામાં આવે તો, ત્યાં પહોંચવાનું ગમે તેટલું કઠણ હોય તો પણ, ત્યાં હાલ પણ કોઈ ઋષિનાં, વખતે દર્શન થઈ જશે એવી આશાથી પહોંચી જતાં શેષધારા, વશિષ્ઠ ગુફા, તપોવન જેવાં પ્રાચીન

જંગલી સ્થાનોમાં પોતે એવા જ ઉદ્દેશથી ઘણીવાર તપસ્યાઓ કરી હતી. નીલકંઠને કેન્દ્ર બનાવી, તે તરફની પ્રસિદ્ધ ખીણો, કંદરાઓ, શિખરો, ઝરણાં અને ઝાડીઓ પોતે ખૂંદી વળ્યા હતા અને નિયમિત રીતે એ સર્વ જગાઓમાં સાધના કરી હતી. કેટલીક વાર કાંઈ દૈવી ઘટનાઓ તથા ચમત્કાર જોવામાં આવતા પણ તે પડદાની આડ પાછળ થતા હતા. એવો ભાસ થતો હતો કે, પ્રભુની પ્રત્યક્ષ લીલા હવે પ્રગટ થશે, પણ સર્વ કાંઇ દષ્ટિ સમીપ આવતાં જ પાછું વિલય થઈ જતું હતું. અને અંતમાં ભગ્ન હૃદયે આશ્વાસન પામવાને સારૂ નીલકંઠવાળા મહાત્માજીનો આશ્રય લેવો પડતો હતો. મહાત્માજી કહેતા કે—એક આસન ઉપર દૃઢ રહીને થોડા માહના તપસ્યા કરો. ત્યારે તેઓ કહેતા કે—જે પડદા પાછળ રહીને આ પ્રમાણે ટટળાવે છે તે એકવાર એક ક્ષણને સારૂ પણ દૃષ્ટિગોચર કેમ નથી થતા ? હું તો તેમને સારૂ અચળ થઇને બેસવાને તૈયાર છું.

મહાત્માજીની સલાહ પ્રમાણે હવે બહારનું ભ્રમણ બંધ થઈ ગયું. સ્નાન ભોજનને સારૂ જ આસન છોડતા, બાકીના વખતમાં અહર્નિશ ભજનમાં જ મગ્ન રહેવાનું વ્રત તેમણે લીધું.

પર્વતીય જીવન જેટલું મોહક દેખાય છે, તેટલું જ તેનાથી વિપરીત અને કઠણ પણ છે. વખતોવખત ક્લેશ, અગવડો, આશંકા અને વિપત્તિયો ડરાવ્યા કરે છે. પ્રકૃતિનાં સૌમ્ય તેમ જ ર સ્વરૂપોને બદલાતાં, ત્યાં જરા પણ વાર લાગતી નથી. કોઇ પહાડી પગદંડી ઉપર મંદ પવનની લહેરોમાં સ્વામીજી ચાલ્યા જતા હોય ત્યાં એકાએક સામેથી અચાનક જોરદાર વિનાશક પવનનો સપાટો આવતો અને ચાલ્યો જતો. પહાડના એક ભાગમાં આંધીના પ્રબળ આઘાતથી મોટાં મોટાં ઝાડો જડ મૂળથી ઉખડી જતાં ત્યારે બીજી તરફ તે જ પવન મંદ લહેરોથી આલ્હાદક લાગતો હતો. વર્ષાકાળમાં રાતે મુશળધાર વૃષ્ટિની સાથે એવા તો વીજળીના કડાકા થતા હતા કે જાણે, હજારો તોપો અગર ( પરમાણું બોમ્બો ) લશ્કરના આઘાતો પૂર જોરથી ચાલી રહ્યા છે, અને ક્રોધે ભરાયેલા યમરાજ દાંત પીસીને સર્વને ભસ્મ કરવાને તૈયાર થઇ ગયા છે.

કોઈ વાર એમ પણ થતું કે, એક કલાક પહેલાં જે નાળામાં છાછરા પાણીમાં થઇને ગયેલા હોય ત્યાં આવતી વખતે અથાગ જળ વહેતું હોય. રાત

પડી ગઈ હોય, મંદિર દૂર હોય, નાળાને પાર કરવું હોય, જીવનું જોખમ ખેડવાનું હોય અને તે ઉપરાંત હિંસક પશુઓના ક્રીડાસ્થાન એવા જંગલમાં અંધારી ઘોર રાતે જવાનું હોય, ત્યાં પ્રભુ સિવાય બીજા કોનું શરણું હોય? અનાયાસે જ સ્વામીજીના મુખમાંથી નીકળી જતું હતુ કે 'निराश्रयं मां जगदीश रक्ष' અને હાડ ઉપર ચઢીને સોંસરા નીકળી જાય એવા ઠંડા પવનના ઝપાટાઓમાં આખી રાત દાંત કકડાવવા પડતા હતા કોઈવાર એવું પણ બનતુ કે—મુશળધાર પાણી પડયુ હોય, અસાવધાનીથી ધૂણી ઠંડી પડી ગઈ હોય અને ભોજન સિદ્ધ કરવાનું હોય, શું થાય? માઈલ બે માઈલ જઈને અગ્નિ ન લવાય ત્યાં સુધી વ્રત જ કરવાનું રહે. કોઈ ગુફામાં રહેતા હોય અને તરસ લાગી હોય. તો એક કમંડળ પાણીને સારૂ માઈલ અડધો માઈલ ઉતરે અને જ્યારે સેંકડો દંડ બેઠકની કસરત થાય ત્યારે તરસ મટે. ભોજન આચ્છાદનની દ્રષ્ટિથી જોઈએ તો, તે સમયે સ્વામીજી જાણે પૃથ્વી લોકથી કોઈ બીજી જ દુનિયામાં હતા. જ્યા કેવળ ફીક્કો રસ જ ચાખવાને મળે, ખટરસની વાત તો દૂર પણ મીઠું, પણ કસ્તુરીના જેવું દુર્લભ, લુખુ સૂકું અન્ન વખતે કદી પેટ ભરીને મળતુ તો કદી અડધા ભૂખ્યા પણ રહેવું પડતું, કદી નિરાહાર તો કદી જંગલી કંદમૂળ ઉપર પણ રહેવું પડતું. પરંતુ 'मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्' ને અનુસરીને, સ્વામીજીના હૃદયમાં પ્રભુ પ્રેમનો જે અખંડ સ્રોત વહી રહ્યો હતો તે આ સર્વ સંકટોમાં કાયમ રહી તેમને ધીરજ અને સંતોષ આપતો હતો.

જટા વધી રહેલી હતી, દુર્બળતાથી શરીરનું પ્રત્યેક પાંસળુ ગણી શકાતુ હતું. પથરા, કાંકરા વાગે, ઠોકરો ખવાય અને એક ડગલુ પણ આગળ ન ચલાય એવો થાક લાગેલો હોય, તેવે વખતે પણ રાતે જંગલી જનાવરોથી બચવાને સારૂ, માઈલો દૂરની મજલો કરાતી ત્યારે નીલકંઠ આવતું.

એવી પરિસ્થિતિમાં નીલકંઠ પ્રદેશમાં તપશ્ચ્યા કરતાંકરતાં સ્વામીજી મહારાજને લગભગ બે વર્ષ વહી ગયાં. એટલામાં ખબર મળી કે હરિદ્વારમાં કુંભપર્વનો મેળો ભરાવાનો છે, તેથી મહાત્માજીની આજ્ઞા લઈને, ગુરૂદેવ તથા અન્યાન્ય સાધુ સંતોના દર્શનાર્થે સ્વામીજીએ નીલકંઠથી હરિદ્વાર પ્રસ્થાન કર્યું

# ગુરુદર્શનની ઉત્કંઠા.





મેળામાં આવતાં જ સ્વામીજીને જાણે કોઈ નવી દુનિયામાં આવ્યા હોય તેવો અનુભવ થયો. વન પર્વતોમાં આટલો વખત રહ્યા પછી ત્યાંનો જનસમુદાય પ્રથમ તો તેમને રુચ્યો જ નહિ. પુષ્પિત, પલ્લવિત હરિયાળીની સૃષ્ટિમાં, શાંતિ સામ્રાજ્યની વચ્ચે, ઘણીઘણી અડચણો અને તકલીફો વેઠીને પણ જ્યાં આનંદમય સંતોષ રહેતો હતો, ત્યાં હરિદ્વારની ભીડ, ધક્કાધક્કી તથા ઘોલધાપટમાં સ્વામીજીનો શ્વાસ રૂંધાવા લાગ્યો. હિમાલયમાં ડાળે ડાળે બેઠેલાં પક્ષીઓ જાણે પ્રભુની પ્રશંસામાં કલ્લોલ કરી રહેતાં તથા તૃણલતાઓના આશ્રયમાં રહેલાં જંતુઓ પોતાના સુરીલા ઝંકારથી પ્રભુના અખંડ વેણુનાદની સાથે પોતાનો સૂર મેળવતાં હોય એમ સ્વામીજીને જણાતું હતું. ત્યારે આણીપાસ મેળામાં મનુષ્યોના અહંભાવ તથા સંસાર પ્રત્યેનો અનુરાગ જોઇને, હિમાલયની મધુર સ્મૃતિને દુ:ખ થતું હતું. એ સર્વ નબળાઈઓથી સચેત રહેવાને સારૂ જ 'આ સર્વ એકઠા મળેલા હશે' એવો વિચાર કરતાકરતા સ્વામીજી પોતાના મંડળ, મહાનિર્વાણી અખાડામાં જઈ પહોંચ્યા. તપસ્યાથી ક્ષીણ પરંતુ તેજસ્વી ચહેરો જોઇને, પરિચિત સાથી અને સંતો-મહંતોએ તેમને આવકાર આપ્યો.

પરિચિતોમાં સર્વ કોઈ સ્વામીજીની કૃતિયોનાં વખાણ કરતું હતુ. તીર્થ-યાત્રા, દેશભ્રમણ, શિષ્યસેવકો દ્વારા સન્માન, પોતપોતાના પ્રચારનો પ્રભાવ, એવી જ વાતો સર્વના મુખ પર હતી. કોઈએ પોતાની મહતીની ઉન્નતિ, કોઇએ મઠમંદિરની સ્થાપના તો કોઇએ પોતાને ભેટ પૂજા દ્વારા પ્રાપ્ત થયેલું દ્રવ્ય અને તેનો કરેલો સદ્ઉપયોગ. એવાં એવાં ઘણાં ચરિત્રો સંભળાવ્યાં. સાથિયોએ સ્વામીજીને પણ તેમનો આટલા દિવસોનો હિસાબ પૂછ્યો. તેમની પાસે પોતાનાં વખાણ કરવા જેવી સામગ્રી હતી, તે હદથી જ્યાદે હતી, અને ન હતી તો કાંઈ પણ નહોતી. સ્વામીજીએ કહ્યુ કે—અમે તો જેવા ને તેવા જ ખાલી હાથે પડ્યા રહ્યા છીએ. અનુભવીઓ આ નિષેધની વાણીની અંદર પણ બહુ કાંઈ તત્વ ભરેલું જોયું, કે જે યથાર્થ હતુ.

સ્વામીજીએ નિયત મુહૂર્તમાં, મહાનિર્વાણી અખાડાની સ્નાન યાત્રામાં ગુરૂદેવ શ્રી સ્વામી ગોવિંદાનન્દજી મહારાજની સાથે પવિત્ર કુંભપર્વનું સ્નાન કર્યું અને દેશ દેશાંતરોથી આવેલા વૃદ્ધ મહાત્માઓનો સતસંગ કર્યો. આ પર્વમાં સ્નાનને સારૂ મહાનિર્વાણી અખાડા તરફથી સાધુ મહાત્માઓને સારૂ ઘણો સારો પ્રબંધ કરવામાં આવે છે. તે સમયની સ્નાનયાત્રાના સંયોજક, હરિદ્વારના મહંત બાવા રામગિરિજી આદિ હતા. કુંભના મેળામાં સાધુ સંતોની હાર ને હાર લાગી જાય છે, પરંતુ તેમાં પણ એવા અનેક બ્રહ્મદર્શી મહાત્માઓ હોય છે, કે જેઓ ઉપરની નજરે ઓળખી શકાય નહિ. એવા ગુપ્ત અને પ્રગટ સર્વ મહાત્માઓને ખોળીને સ્વામીજી રાત દિવસ તેમના સતસંગમાં જ રહેતા. તેમને પોતાની તપસ્યાના અનુભવ કહીને આગળ અને અધિક દ્રઢનિષ્ઠા વધારવાના ઉપાય પૂછતા. લોકો તો કહેતા કે—આટલી નાની ઉમરમાં સ્વામીજીએ ઘણી અત્યોન્નતિ કરી લગભગ સફળતાની નિકટ પહોંચી ગયા છે. સ્વામીજીને એમ લાગતું હતું કે, આ મહાત્માઓ કરતાં પોતે હજી નીચેની કોટિમાં હોઈ કાંઈ પણ સિદ્ધ કરેલું નથી. હવે તેમને એવું થવા માંડ્યું કે—ક્યારે મેળો પૂરો થાય અને ક્યારે હું કોઈ સિદ્ધ ક્ષેત્રમાં જઈ ધ્યાનમગ્ન થઈ જાઉં. સત્સંગમાં સિદ્ધ યોગી તથા પહોંચેલા સંતોના સંબંધમાં પણ તેઓ પૂછપરછ કરતા. લોકો કહેતા કે એવા ઘણા તપેશ્વરી મહાત્માઓ જંગલ પહાડોમાં સમાધિ લગાવીને બેઠેલા રહે છે. સ્વામીજીને એવા મહાત્માઓને મળવાની ફરી એક નવીન ઉત્કંઠા થઈ આવી.

## ગુરૂદેવના આશીર્વાદ.






તાના ગુરૂદેવ સ્વામી શ્રી ગોવિંદાનંદજી મહારાજનું આગમન થતાં જ નિયમપૂર્વક સ્વામીજી તેમનાં દર્શને જતા અને તેમના ઉપદેશોના સાચા શ્રોતા પોતે થતા હતા. પહેલે દિવસે પત્ર પુષ્પોથી પૂજા કરી રહ્યા પછી સર્વપ્રથમ સ્વામીજીને ગુરૂદેવે એ જ કહ્યું કે—પહેલાંના કરતાં તમારી આધ્યાત્મિક શક્તિ ઘણી વધેલી છે. તમારી સાધનાથી અમે પ્રસન્ન

છીએ. પ્રણામ કરતાં સ્વામીજીએ કહ્યું—ભગવન્, એ આપનાં ચરણોનો જ પ્રતાપ છે. હવે એવી કૃપા કરો કે જેનાથી એ શક્તિ હજી પણ વધારે વધી જાય. સર્વે સંન્યાસી મંડળની વચ્ચે ગુરૂદેવે સ્વામીજીને પોતાની છાતી સરસા ચાંપી ગદ્ગદ્ કંઠે કહ્યું—**વત્સ ! તમને એ જ પરમાત્માના સ્વરૂપમાં વિચરતા લોકો જોશે.** તમારા ઉપર પ્રભુનો વરદ હસ્ત છે, તેમાં સર્વેની, અમારી કૃપા પણ સમાયેલી જાણો. ગુરૂજીનાં આ વચનોથી સ્વામીજીને ઘણો સંતોષ થયો અને કુંભપર્વનો અલભ્ય લાભ પોતાને મળી ગયાનો અનુભવ થયો. ગુરૂજીનાં પ્રવચનોમાં, સ્વામીજીને નિત્યપ્રતિ તેમના બ્રહ્મનિષ્ઠ સ્વરૂપના અધિક ચમત્કારો દેખાતા. અત્યાર સુધીના સર્વે સત-સંગોનું તથા તપસ્યાની અપૂર્ણ વાતોનું સમાધાન એ પ્રવચનોમાં થઇ જતું હતું. સ્વામીજીને એમ લાગતું હતું કે, સેંકડો શ્રોતાઓમાં ગુરૂદેવ, પોતાની જ ઘટનાઓને લક્ષીને ઉપદેશ કરે છે. ગુરૂને, બ્રહ્મા વિષ્ણું તથા મહેશનાં પદ, શાસ્ત્રોએ આપેલાં છે, તે ઉચિત જ છે. આ પ્રમાણે સંવત્ ૧૯૭૨ ( સન ૧૯૧૫ ) ના હરિદ્વાર કુંભ વખતે સ્વામીજીને બાવીસ વર્ષ થયેલાં હતાં.

જુવાનીના ઉમંગમાં મનુષ્યની આંતરિક ભાવનાઓ ઘણી પ્રબળ હોય છે. તેમના તરંગોમાં વિવેકની માત્રા થોડી હોય છે તેથી ચંચળ તરંગો મનુષ્યને ક્યાંનો ક્યાં ઘસડી જાય છે. એ દિવસોમાં પ્રભુપ્રાપ્તિના તરંગોમાં સ્વામીજીની પણ એ જ દશા હતી. સૂરદાસજીના—

**નિસદિન બરસત નયન હમારે,**
**સદા રહત પાવસ ઋતુ ઈનમેં જબ તે શ્યામ સિધારે ।**

આ શબ્દો પ્રમાણે તે સમયે તેમનાં નેત્રોમાં પણ એ તરંગો અશ્રુરૂપે સાકાર થતા હતા. અને ભગવદ્ વિયોગની વિકળતાથી વૃત્તિ ચંચળ થઈ જતી હતી. જો તે સમયે તેમણે વિવેકનો આશ્રય લીધો હોત તો ગુરૂજીના આદેશ અનુસાર હિમાલયના કોઇ સ્થાનમાં સમાધિની સ્થિતિમાં બેસી ગયા હોત. પણ હવે તેમના સતસંગમાં 'અતિ' થઈ ગયેલી હતી, તેના ફળ સ્વરૂપ મનોવૃત્તિ સંકલ્પ વિકલ્પોમાં પડીને ચલયામાન થઇ ગઇ. તેમણે હરેક પ્રકારના સંગનો પરિત્યાગ કરવો જોઇતો હતો.

# તીર્થાટન



જયારે સાધુ સંતો પાસે, સ્વામીજીએ પ્રભુદર્શનની અધિરતા પ્રગટ કરી ત્યારે જવાબ મળ્યો કે—શક્તિ હોય તો તેને શોધી કાઢો, તીર્થોમાં ફરો—

જાકે હૃદય ભક્તિ જસ પ્રીતી,
પ્રભુ તહઁ પ્રકટ સદા યહ રીતી.

તમને પ્રભુના દર્શનની ઈચ્છા હોય તો વૃંદાવન જેવાં સ્થળોમાં જઈને પ્રેમથી આરાધના કરો તો આજના જમાનામાં પણ પ્રભુ પ્રગટ થઈ શકે છે, કોઈએ કહ્યું કે ચૈતન્યમય સિદ્ધિ ક્ષેત્ર ગિરનારમાં શોધ કરશો તો તપસ્વીઓના ચમત્કાર પ્રત્યક્ષ જોવામાં આવશે. જીંદગી વિતી જતાં પણ હિમાલયમાં પત્તો લાગવાનો નથી, જ્યારે ગિરનારની પરિક્રમા, એ તો થોડા દિવસની વાત છે. શરીરની દુર્બળતા જોતાં, હિમાલયના કષ્ટ ભરેલા નિવાસને સહન કરી શકાય તેને સારૂ નીચેના સપાટ પ્રદેશોમાં ભ્રમણ કરી શરીરને પાછુ સબળ કરવું એ ઉચિત પણ હતુ. સંભવ છે કે, પ્રભુની મરજી પણ તેવી જ હતી મધ્ય દેશના ભ્રમણમાં અન્ન જળના પરિવર્તનથી સ્વામીજીના ક્ષીણ શરીરનું સામર્થ્ય વધે તેની ખાસ જરૂર હતી. કિશોર અવસ્થામા ઘર છોડેલુ હોવાથી યુવકને ઉચિત પૌષ્ટિક આહારનો સુયોગ હજી સુધી પ્રાપ્ત થયેલો નહોતો અને એ જ સમયમા તપશ્ચ્યા, ભાવાવેશ તથા પ્રભુના વિરહની વેદના આદિનો ઘસારો ભાર, નિરંતર તેમના શરીર ઉપર પડયે જતો હતો. તે અગર બીજું કોઈ પણ કારણ હોય, પણ હરિદ્વારના કુંભ પછી સ્વામીજીના ચિત્તમાં ઉચ્ચાટ થઈ ગયો, અને પ્રભુ પ્રાપ્તિની લાલસામા વૃંદાવન તરફ ચાલી નીકળ્યા.

ગુરૂદેવ શ્રી ગોવિંદાનંદજી મહારાજના એક દિલ્લીનિવાસી શિષ્ય બ્રહ્મક્ષત્રી સજ્જન, હરિદ્વારમા સ્વામીજીના પરિચયમાં આવી ગયેલા હતા. દિલ્લીમા અકસ્માત તેઓ મળી ગયા, તેમણે સ્વામીજીને પોતાને ત્યા એકાદ દિવસ રહેવાનો ઘણો આગ્રહ કર્યો પણ સ્વામીજી મથુરા પહોંચવાને અધિરા થઈ ગયા હતા, તેથી તેમણે તે આમંત્રણનો સ્વીકાર કર્યો નહિ. મથુરા પહોંચીને સર્વ પ્રથમ વિશ્રામઘાટ ઉપર સ્વામીજીએ યમુના સ્નાન કર્યું અને પ્રેમાવેશથી યમુના મૈયાને વિનંતી કરવા લાગ્યા—

હે માતા, ભગવાને કંસાદિ અસુરોને માર્યા પછી જેવી રીતે આ સ્થાન ઉપર વિશ્રામ લાભ કરેલો હતો તેવી જ રીતે અમારા સંસારી અવિદ્યા દોષ, રાગ, દ્વેષ, મળ, વિક્ષેપ આદિનો વિનાશ કરીને તથા દર્શન દઇને હે શ્રીકૃષ્ણ પ્રભુ, અમારો શ્રમ પણ હરણ કરો. આટલી પ્રાર્થના કરતાં તો તેમના નેત્રોમાંથી આંસુ વહેવા માંડયાં, અને ધ્યાન મુદ્રામાં તેમને બહારનું જ્ઞાન પણ ન રહ્યું. તે જ વખતે કોઇએ તેમની સૉડમાં એક પેંડાની છાબડી મૂકતાં કહ્યું—'અરે બાવાજી ! કાઈ કું રોવૈ હૈ, લે મીઠો ખાઈ લૈ.' તે સમયે ચમકીને આંસુ લોહ્યા પછી સ્વામીજીએ આમતેમ જોયું, પણ સ્નાન કરનારાઓની ભીડમાં-દાતા નજરે પડયો નહિ. વખતે એ કેવળ કલ્પના પણ હોય. પણ અનુમાન થાય છે કે—પોતાના પ્રિય અનુરાગીનો એ સત્કાર વ્રજરાજ પ્રભુના તરફથી જ થયેલો હોવો જોઇએ. સ્વામીજીનું કહેવુ છે કે—તે પછી ઘણીએ વાર મથુરાની મીઠાઈ ખાધી છે પણ એવો સ્વાદ અને એવી તૃપ્તિ કદી પણ મળી નથી. સ્વામીજી મનમાં પ્રભુને ઠપકો આપતા બોલ્યા—પ્રભો ? આમ સંતાકુકડી રમીને એક છાબડીમાં જ મને સમજાવી ગયા પણ હું તમારો કેડો છોડવાનો નથી. એટલું કહી ત્યાંથી ઉઠયા અને સીધો વૃંદાવનનો રસ્તો લીધો.

વૃંદાવનનાં મંદિરોને દર્શને જતાં કાલીદહ, કુંજવન, બંસીવટ આદિ પ્રભુનાં સ્મૃતિચિન્હ દેખીને સ્વામીજીની વિહ્વળતા વધી ગઈ, અને કાનોમાં અસ્પષ્ટ બંસીની ધ્વની ગુંજાર કરવા લાગી. આખરે એક મંદિર આગળના ચબૂતરા ઉપર બેસી ગયા અને પ્રભુની સ્મૃતિમાં અચેત થઈ ગયા. છેક સાંજે પૂજારીએ આવી તેમને સમજાવીને ઉઠાડ્યા. યમુના મૈયાના ઘાટો ઉપર પ્રભુની લીલા જોવાની પ્રતીક્ષામાં કેટલીએ રાતો વિતી ગઈ. અને તે જ પ્રમાણે ગોવર્ધન, ગોકુલ, બ્રહ્માંડતીર્થ, રમણરેતી આદિ સર્વે લીલાભૂમિમાં વિચરણ કરતા રહ્યા. સ્વામીજી, એ સ્થાનોની ભૂમિ ઉપર લોટી, ત્યાંની પવિત્ર રજને મસ્તક ઉપર ચઢાવતા, અને તેમ કરતાં તેમનું શરીર રોમાંચિત થતું હતું, આંખોમાં આંસુ ભરાઈ આવતાં હતાં, અને ભાવાવેશમાં પ્રભુની કોઈ લીલાના ધ્યાનમાં અચેત પડી રહેતા હતા. એવી સ્થિતિમાં તેમને દેખી કોઈ કહેતું કે—હજી થોડા દિવસ ભજન કરો, પછી પ્રભુ દર્શન દેશે. વળી કોઈએ કહ્યું કે—મથુરાના એક ચોબાજીમાં અલક્ષ મંત્રબળ છે અને તેઓ કોઈ પણ દેવતાનો સાક્ષાત્કાર કરાવી શકે છે. સ્વામીજીએ તેમની ભાળ કાઢી પણ તેઓ પ્રવાસે ગયેલા હતા. અને એક બીજા જ ચમત્કારી ચોબાજી તેમને મળી

ગયા કે જેઓ કોટા રીયાસતના દિવાન પણ હતા. તેમણે ભગવાનના ધામની મોટીમોટી વાતો સંભળાવી અને કહ્યુ કે—થોડા દિવસ તમે અમારી રીત પ્રમાણે સાધના કરશો તો તમને જણાશે કે, અત્યાર સુધી તમે જે કાંઈ તપસ્યા કરી છે તે નિસ્સાર છે. વધારામાં તેમણે કહ્યું કે, ભગવાન કૃષ્ણ તો દ્વારકા ચાલ્યા ગયા છે, પછી તેમનાં દર્શન તમોને અહીં કેવી રીતે થઈ શકશે? થોડા દિવસ અમારી સાથે રહીને ધ્યાનવિધિ શીખી લેશો તો, ચૌદે ભુવનથી ઉપરના તત્ત્વોના સાક્ષાત્ દર્શન કરી શકશો. અને શ્રીકૃષ્ણ તો તેમની વચમા જ તમારા જોવામાં આવશે તેમના આડંબરભર્યા ઠાઠમાઠ તથા વાતોના પ્રભાવમા પડી સ્વામીજી તેમના સાથી થઈ ગયા અને તેમની સાથે કોટા ગયા.

## કરવાડ નરેશને સદ્‌બોધ






ટામાં ચોબાજીનું સ્વરૂપ ખુલ્લું પડી ગયુ. તેઓ 'રાધા સ્વામી પંથ' ના અનુયાયી હતા સ્વામીજીને તે પંથમા ભેળવવાની ઈચ્છાથી સાથે લાવેલા હતા એ રાધાસ્વામી પંથનો શ્રીરાધિકાજી અગર તો તેમના સ્વામી શ્રી કૃષ્ણની સાથે કાંઈ પણ સબંધ નથી થોડા વર્ષ પહેલા આગરાના કોઈ રાધાસ્વામી નામના ગૃહસ્થે ધ્યાનયોગના આધાર ઉપર તે મત ચલાવેલો છે, પરંતુ તેના સિદ્ધાંત અને આચાર બુદ્ધિમા ઉતરે તેવા નથી એવો શિથિલ મત સ્વામીજીને કેવી રીતે પસંદ પડે? ચોબાજીને નમસ્કાર કરી સ્વામીજી ત્યાંથી નીકળી પડ્યા કોટાથી ત્રીસ ચાળીસ માઇલ દૂર એક કરવાડ નામની જંગલી રીયાસત છે, ઇન્દ્રિગઢ સ્ટેશનથી લગભગ વીસ માઇલ પગે ચાલીને ત્યા જવાય છે ત્યાથી સોળ માઇલ દૂર 'ધ્રુવકુંડ' નામના તીર્થની પ્રશંસા સ્વામીજીએ પ્રથમ સાભળેલી હતી ધ્રુવજીએ ત્યા તપ કરેલુ હતું એમ કહેવાતું હતું બાળપણથીજ ધ્રુવજી, સ્વામીજીના જીવનનો આદર્શ બનેલા હતા તેથી તે સ્થાને જવાને જંગલ અને પહાડો ઓળંગતા ઓળંગતા સ્વામીજી કરવાડ તો પહોચ્યા. ત્યા તેમને કહેવામા આવ્યુ કે—આગળ બિયાબાન જંગલમા અન્ન કે પાણી મળશે નહિ તથા રસ્તામા હિંસક પ્રાણીઓ રાત દિવસ ફરતા રહે છે તેથી એકલા જઇ શકાય તેમ નથી તેથી તેમને કરવાડમા જ રહેવું પડયું અને ત્યા તેઓ એક બીજા જ ધર્મસંકટમા પડી ગયા. જે નીચે પ્રમાણે હતું

તે સમયે કરવાડના રાજા સાહેબ શાર્દૂલસિંહજી ઘણા મિલનસાર હતા. તેમના સહયોગથી ધ્રુવકુંડ જવાને સારૂ સ્વામીજી તેમના 'અતિથિ બની ગયા. સ્વામીજીના તેજસ્વી અને તપસ્વી સ્વરૂપનો તેમના ઉપર પ્રભાવ પડી ગયો અને તેઓ શિકારે ગયા તે વખતે સતસંગને સારૂ સ્વામીજીને સાથે લીધા. ધ્યાનભજન સિવાયના વખતમાં સ્વામીજી રાજા સાહેબને વૈરાગ્ય શતકના શ્લોકો સમજાવતા હતા. એ જ સમયમાં ટોંક રિયાસતના નવાબ પણ શિકારને સારૂ રાજા સાહેબના મહેમાન બની ગયા. એક દિવસ બધા શિકારને સારૂ નીકળ્યા. એક બળદની ગાડીમાં સ્વામીજી પણ તેમની સાથે જ હતા સાંજે પડાવ ઉપર પહોંચીને બધાએ તંબૂઓમાં મુકામ કર્યો. એક જુદા તંબુમાં સ્વામીજીને મુકામ આપ્યો. એક તરફ મોટા લોકોનો આમોદપ્રમોદ ચાલી રહ્યો હતો, ત્યારે બીજી તરફ સ્વામીજી પ્રભુચિંતનમાં લીન હતા. ભોજનનો સમય થયેલો હતો. રાજા સાહેબનો એક સિપાઈ થાળ ઉપર રૂમાલ ઢાંકીને દરબારી ઢંગથી સ્વામીજીની પાસે આવ્યો અને કહ્યું—હજૂરે આપને સારૂ ખાણું મોકલ્યુ છે. સ્વામીજીએ પાણી છાંટી થાળ મૂકાવી અને પગ ધોઇને ભોજનને સારૂ રૂમાલ ઉપાડી લીધો, તો ખાદ્ય સામગ્રી જોઇને સજડ જ થઇ ગયા. થાળમાં રાજપૂતાનાની બે મોટી રોટલીઓ, એક કટોરામાં કોઈ જાતનું શાક અને એક પ્યાલામાં તીક્ષ્ણ ગંધવાળી કોઈ વસ્તુ તથા એક દારૂનો સીસો હતાં, પૂછતાં સિપાઇએ કહ્યું કે—પ્યાલામાં સસલાનું માંસ તથા સીસામાં શરાબ છે. સ્વામીજીએ કહ્યુ—અમારી પાસે આ બધાનું શું કામ છે, આ થાળને જલદીથી ઉપાડીને લઈ જાઓ. નોકરે વિનય પૂર્વક અરજ કરી—મહારાજજી, આપનો થાળ મહારાજના ખાસ રસોઈ ઘરમાંથી આવ્યો છે. સ્વામીજીએ ઘૃણાથી નાપસંદગી બતાવી, ત્યારે તેણે સ્વામીજીને સમજણ પાડી કે—આ માંસ હજૂરના ખાસ હુકમથી બનેલું છે, અને પોતાને જ પીવાના દારૂમાંથી હજૂરે પોતાને હાથે આ દારૂ મોકલ્યો છે. અંતમાં સિપાઇને થાળ પાછો લઈ જવો પડયો. શાર્દૂલસિંહજીને તેની ખબર મળતાં તેઓ જાતે સ્વામીજીની પાસે આવીને કહેવા લાગ્યા—સ્વામીજી, એને આપ જમી લો, એ તો માતાજીનુ નૈવેદ્ય છે. સ્વામીજીને થયુ કે—સારી તપસ્યાને સારુ આવ્યા ત્યાં આવા રાક્ષસોની સાથે કયાં પલ્લો પડયો ? રાજાજીએ આગળ ચલાવ્યુ કે—મહારાજજી, ખોટું ન લગાડશો, પણ ભણેલા વિદ્વાન લોક મશાલચીના જેવા પોતે જાતે અંધારામાં રહીને, બીજાની આગળ

જ લાંબી પહોળી વાતો કરે છે, પણ તે પ્રમાણે પોતે સ્વય વર્તન રાખતા નથી. માતાજીને ભોગ ધરાવી નૈવેદ્યનો થાળ આપને સારૂ મોકલ્યો હતો, તેના અસ્વીકારથી પ્રસાદ અને માતાજી બ નેનું શું અપમાન નથી થતું ?

સ્વામીજીએ તેમને બેસવાનું કહ્યું અને સમજણ પાડી કે—આપનો એ વિચાર અધર્મને ધર્મ સમજવાને કારણે જ થાય છે. ધર્મને અનુસરીએ તો પૂજામાં મદ્ય માંસનો પ્રયોગ દોષપૂર્ણ છે કોઇ તેમ કરે તો પણ તેનો આશય એ છે કે—યથેચ્છ મદ્ય માંસ ખાવાનું છોડી દઇને પૂજાને બહાને તેના ઉપર સ યમ રાખી શકાય. તેથી અમારા જેવાને વાસ્તે તે કદી પણ ગ્રાહ્ય નથી. આપ તેનાથી ઉલટે માર્ગે ચાલશો તો પ્રજાને સારો માર્ગ કોણ બતાવશે ? આ ઉપરથી તો એમ જણાય છે કે, સારા સંત મહાત્માઓનો સત્સંગ આપને નથી ચર્યો. સાધુ સંત વખતે તેવાં દુર્વ્યસનોમાં પડેલા હોય, તો તેમને આપે ત્યાંથી પાછા હઠાવવા જોઇએ, પણ તેને બદલે તો આપ ઉલટ તેમને ખોટાં કર્મોમાં ફસાવો છો. નિશ્ચયપણે સ્વામીજીના મુખમાંથી નીકળેલાં આ સત્ય વચનોએ રાજાજીના ઉપર ઉંડી અસર કરી. થોડા વાદવિવાદ પછી રાજાજીએ કહ્યું— સ્વામીજી, ત્યારે આપ જ મને સારો રસ્તો બતાવો. સ્વામીજીએ તેમને થોડું સમજાવીને વિદાય કર્યા. અને તેમના ભોજનને સારૂ બીજી વ્યવસ્થા થઇ ગઈ.

આ ઘટનાથી સ્વામીજીને ઘણું આશ્ચર્ય થયુ કે—જવાબદાર વ્યક્તિયો કેટલા અજ્ઞાનાન્ધકારમાં પડેલી છે. સ સારમાં સારા ધર્મ ગુરૂઓની કેટલી બધી આવશ્યકતા છે, તેનો નમુનો દેખાડવાને સારૂ જ, સંભવ છે કે પ્રભુએ સ્વામીજી સાથે આ રાજાજીનો મેળાપ કરાવ્યો હશે. જ્ઞાનપ્રદ ગુરૂના રૂપમાં સ્વામીજીનો આ પહેલો જ અવતાર હતો. તપસ્યાને સારૂ અયોગ્ય, એવા એ પ્રદેશમાં, સ્વામીજીએ ધ્રુવકુંડના દર્શનની લાલસા પણ છોડી દીધી. અને સિદ્ધિ ક્ષેત્ર ગિરનાર તેમના અંત ચક્ષુ સામે આવીને ઉભો રહ્યો.

## રૈવતક ( ગિરનાર ) ઉપર આરોહણ




ઠિયાવાડ પ્રદેશમાં પહોંચીને સ્વામી શ્રી વિદ્યાનંદજી, સિદ્ધ સ તોની ખોળમાં ગિરનાર ( રૈવતક પર્વત ) ઉપર ચઢ્યા. એ પહાડનાં આઠ હજાર નવસો ને એંસી ( ૮૯૮૦ ) પગથિયાં ચઢીને ઠેઠ શિખર સુધી જઈ પહોંચ્યા. ત્યાંથી હનુમાન ધારા, કમંડલુ કુંડ, મૃગી કુંડ, ગૌમુખ આદિ સ્થાનો

જોતાજોતા આખો પહાડ ખૂંદી પછી નીચે ઉતર્યા. તેમના સાંભળવામાં આવ્યું હતું કે—મહાત્માઓ તથા દેવગણ, રાતને વખતે ત્યાં આવે છે અને દર્શન દે છે. તેથી વધારે ભાગે રાતને વખતે પણ આ સૂનસાન સ્થાનોમાં તેઓ વિચરણ કરતા. દત્તાત્રેય સ્વામીની ચરણપાદુકાનાં દર્શન કરવા તેઓ રાતને વખતે નીકળતા, તે એવી આશાથી કે, વખતે કોઈ સંત તેવે વખતે મળી જાય.

હિમાલયમાં, ત્યાંની કઠણાઇયોની સાથેસાથે ત્યાંની સરસતા અને રમણીયતાથી મન ઘણું આકર્ષિત થતું હતું. ત્યાંના નિવાસથી મનુષ્ય કંટાળતાં નહિ, ઉત્કંઠિત રહેતાં હતાં. પણ ગિરનારનો સૂકો પ્રદેશ કંઈક નીરસ અને કઠોર લાગતો હતો. એવી કષ્ટભરી અને અરૂચિકર જગોમાં રાત બેરાત એકલા રહેતાં હિંમતવાન પણ ગભરાઈ જાય તેમ હતું. આવાં સ્થાનોમાં પણ સ્વામીજી નિર્ભયપણે સ્વચ્છંદતાથી ઘૂમતા અને રાતો પસાર કરતા, પોતાના પ્રભુના પ્રેમમાં સમસ્ત સંસાર તેમને નંદનવન જેવો જણાતો હતો. પ્રભુની મોહક સ્મૃતિ તેમને કષ્ટમાં પણ આરામ આપતી હતી.

ભગવાનની સાથે જેમણે પોતાની મિત્રતાની દોરી સાંધી રાખેલી હોય છે, તેમનાથી સંકટ પણ ડરે છે. ભગવાન તેમના માર્ગમાંથી સર્વ હરકતો દૂર કરે છે. પરંતુ જેને ભરોસે અને જેના દર્શનને સારૂ સ્વામીજી આકાશ પાતાળ એક કરતા ફરતા હતા, એ શ્યામસુંદર લલચાવી લલચાવીને પણ પ્રત્યક્ષ થતા નહોતા. સાધારણ રીતે પણ એમ જોવામાં આવે છે કે, એક હઠીલી નટખટ વ્યક્તિ પોતાના પ્રેમીને ચિઢવી ચિઢવીને જ તેમાં આનંદ પામે છે. એવી જ કોઈ લીલા, પ્રભુ સ્વામીજીની સાથે રચી રહ્યા હતા.

*ગિરનારના ભ્રમણમાં સ્વામીજીને બધી તરેહનાં જંગલી જનાવરો* મળ્યાં, ખૂબ બિહામણાં તેમ જ સારાંસારાં મનમોહક દશ્યો જોવાને મળ્યાં, ભજનાનંદી અને દર્શનાનન્દી યાત્રિયો પણ જ્યાં ત્યાં મળ્યા. પણ જેની પોતે ચાહના રાખતા હતા તે ન મળ્યા, એ નટનાગરની છબિ જોવાને ન મળી. અર્જુનની પેઠે નીચેનાં વચન બોલવાને સ્વામીજી તરસી રહ્યા હતા—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्य जनार्दन ।
इदानीमस्मि संवृतः सचेताः प्रकृतिं गतः ॥

'હે જનાર્દન, આપના આ રૂચિકર મનુષ્ય રૂપને જોઇને હવે હું સ્વસ્થ થઈ ગયો છું, સંતુષ્ટ થઈ ગયો છું.' એવું સ્વાસ્થ્ય તથા સંતોષ મેળવવાને સારૂ

ગિરનારથી હતાશ થઈને સ્વામીજી નીચે ઉતર્યા અને પોતાની વિફળતાની કથા થોડા સત્સંગીઓને સંભળાવી.:તે સાંભળી કેટલાક સાધુ તથા ગૃહસ્થોએ કહ્યું—સ્વામીજી, આબૂના પહાડમાં મોટીમોટી ગુફાઓ છે, કે જેમાં પ્રાચીન મહાત્માઓનાં દર્શન હાલ પણ થાય છે. સઘન જંગલોમાં, અનેક ગુપ્ત અને પ્રગટ સિદ્ધ પુરૂષો વિચરતા રહે છે, ત્યાં તેમના દ્વારા જરૂર આપને પ્રભુનાં દર્શન થશે. એવું સાંભળીને હવે તેઓ આબુ તરફ ચાલી નીકળ્યા. હૃદયમાં લગની તથા ઉત્સાહ સિવાય તેમની પાસે એક કોડી પણ નહોતી. સાથીને નામે જંગલનાં પક્ષી હતાં, જે બોલતાં ચાલતાં તેમનો સાથ કરી રહ્યાં હતાં.

આવી પરિસ્થિતિમાં પણ ઉમંગભેર સ્વામીજી આબુ પર્વત ઉપર પહોંચી સંતોની ખોળ કરવા લાગ્યા. નક્કી તળાવ, અધર શિલા, ગુરૂશિખર, વસિષ્ઠ આશ્રમ, હાથી ગુફા, દેલવાડાનાં વિખ્યાત જૈનમંદિરો આદિ એક એકથી ચઢિયાતાં સ્થાનો જોયાં, પહાડી શૂન્ય પ્રદેશ, જંગલી ગુફાઓ, બાગ બગીચા, તથા ત્યાંની વિચિત્રતાઓ ખૂબ જોઈ, ઉત્તમ પ્રકારની કારીગરીની કૃતિયો તથા બીજી પણ સારીસારી વસ્તુઓ જોઈ, કેટલાએ સાધુસંતો જોયા, રાજા મહારાજા, હાકિમ આદીની કોઠીઓ, મોટામોટા બંગલા, પોલો અને ક્રિકેટ આદિનાં મેદાનો સર્વકાંઈ જોવાને મળ્યુ. પણ સ્વામીજી જેને જોવાની ચાહના રાખતા હતા તે ન મળ્યા. હાં, એટલું તો જરૂર થયુ કે, આ રજોગુણી સ્થાનોનાં સંસર્ગથી કઈક વિક્ષેપના ચક્કરમાં પડવું પડ્યું.

## આબુ પર્વત ઉપર રાજાઓનો મેળાપ.




બુ પર્વતમાં ડોલતા ફરતા, મઠી તથા ટેકરીઓમાં નિવાસ કરતાકરતા તે દિવસોમાં સ્વામીજી રામકુંડ ઉપરની એક પ્રાકૃતિક 'રામગુફા'માં રહેવા લાગ્યા. સવારના ધ્યાન ભજન પછી કઈક ભિક્ષા કરી તેઓ જંગલોમાં નીકળી પડતા. ત્યાંથી અંધારૂં થતાં પાછા ફરતા ત્યારે ગુફાના દ્વાર ઉપર નિત્ય બેચાર રૂપિયા પડેલા મળતા હતા. સ્વામીજીએ જોયું કે, આ દ્રવ્યથી પ્રભુ હવે પોતાને ચટોરા ( સારૂ સારૂ ખાવાના લાલચુ ) બનાવવાની ઈચ્છા રાખે છે, તો થોડા દિવસ એ પણ ઠીક છે.' કભી ઘી ઘના, કભી મુઠ્ઠીભર

ચના, તો કભી વહ ભી મના' એ ઢગ થોડા દિવસ ચાલતા જ રહ્યો અને સારો યોગ ક્ષેમ ચાલ્યો. એક દિવસ જંગલમાં મન લાગ્યુ નહિ અને વહેલા પાછા ફર્યા તો જુવે છે કે, તે ગુફા ઉપર કેટલાક મોટા લોકોની ચોકડી ચઢી આવેલી હતી. સ્વામીજી થોડા ખચાયા, પણ અંગરક્ષકોએ આગળ આવીને કહ્યુ કે—આ મહારાજા લોક આપનાં દર્શનને સારૂ કેટલાએ દિવસથી અહીં આવે છે. તેઓ અલવર, રતલામ તથા સૈલાનાના રાજાઓ હતા. સમાગમ થતા સર્વ જમીન ઉપર બેસીને સ્વામીજીની સાથે વાતચીત કરવા લાગ્યા. તરૂણ અવસ્થા, નિષ્કપટ પ્રભુ પ્રેમ તથા તપસ્વી વેષને જોઇને એ રાજાઓની શ્રદ્ધા સ્વામીજી ઉપર જામી ગઈ અને તેઓ નિત્ય સ્વામીજીના સત્સંગનો લાભ લેવા લાગ્યા. હવે સ્વામીજીને સારૂ ભોજન પણ દરબારી કોઠીઓમાંથી આવવા માંડયુ. પ્રથમના આગમનમાં રાજાઓનો ઉદ્દેશ માત્ર મનોરંજનાર્થે વાતો કરવાનો જ હતો, પણ પછીથી સ્વામીજીની વિચારપૂર્ણ નિર્ભયપણે કહેલી સત્ય વાતોના પ્રભાવથી તેઓ એટલા તો વશીભૂત થયા કે તેમને છોડવાને કોઈ પણ રાજી નહોતુ. અને બધાએ પોતાની સાથે આવવાનો સ્વામીજીને આગ્રહ કરવા લાગ્યા. વિશિષ્ટ વ્યક્તિયોને 'ના' કહેવાનું પણ ઠીક ન લાગ્યુ, તેમ સ્વામીજીની કોઈની સાથે જવાની મરજી પણ નહોતી. તો પણ તેમની સરળતાનો લાભ લઇને મહારાજ 'રાજર્ષિ' જયસિંહજીએ પોતાની વાક્ચાતુરી દ્વારા, સ્વામીજી પાસેથી અલવર પધારવાનો સ્વીકાર કરાવી લીધો. સ્વામીજી રામગુફા છોડીને તપસ્યાને સારૂ બીજી જગોએ રહેવા લાગ્યા અને થોડા દિવસ પછી ત્યાંથી પણ ખાલી હાથે નીચે ઉતર્યા. રાજાઓના વિક્ષેપમાં જે તપનું ખર્ચ થયેલુ હતુ તેને પાછુ જમે કરી લીધું હતુ, પણ પ્રભુ અગર તો તેમનો ખરો પ્રેમી, કહીં પણ મળ્યા નહીં.

## રાજપૂતાનામાં ભ્રમણ





છી પણ કોઇએ બતાવ્યુ કે, ઉદયપુરની પાસે ડુંગરપુરના પહાડામાં પણ સારાસારા મહાત્માઓનાં દર્શન થાય છે ડૂબતો માણસ તણખલાનો આશ્રય પણ શોધે છે. સ્વામીજીને લાગ્યુ કે—મહાત્મા લોક, મહારાણાના હિંદુ રાજ્ય તરફ પણ વખતે નીકળી પડ્યા હોય, માટે ત્યાં જઇને પણ જોવું

જોઈએ. એ પ્રકારે સ્વામીજીને ડૂંગરપુરના કાંટાળા પ્રદેશમાં પણ શરીરના કલેશ સિવાય કોઈ મહાત્મા મળી શકયા નહિ. પરંતુ મહાત્માઓની ખોળમાં તેમનું વિચરણ નિરર્થક ગયું નહિ. બીજાના હિતમાં, તીર્થરૂપ બનીને સ્વામીજીનાં દર્શન અને સત્સંગથી ઘણો લાભ થયો. ડૂંગરપુરમાં પ્રવાસ કરતાં ત્યાંના રાજા સાહેબ વિજયસિંહજીને સ્વામીજીની ખબર મળી ગઈ. અને તેમણે સ્વામીજીને પોતાના અતિથિ બનાવીને તળાવ ઉપરના રાજગુરૂવાળા મઠમાં મુકામ આપ્યો, અને શૈલાના નરેશનાં પુત્રી મોટાં રાણી સાહેબ, રાજકુમાર તથા રાજા સાહેબ, સર્વેએ તેમના ઉપદેશનો લાભ લીધો. રાણી સાહેબની શ્રદ્ધા એટલી બધી હતી કે, રાજપૂતાનાના એક વિશેષ અન્નની રોટલી તેઓ જાતે બનાવીને સ્વામીજીને સારૂ મોકલતાં હતાં. એ સર્વના આગ્રહથી થોડા દિવસ ત્યાં રોકાઈને પછી સ્વામીજી ઉદયપુર તરફ ચાલ્યા.

મેવાડના પ્રસિદ્ધ સંરક્ષક શ્રી એકલિંગનાથજી આદિ દેવતાઓનાં દર્શન કરતાંકરતાં, તે તરફનાં જંગલ તથા પહાડોમાં પણ સ્વામીજીએ ખૂબ વિચરણ કર્યું. તે સમયમાં આદર્શ ભક્તિમતી મીરાંબાઈની સાધનાભૂમિમાં પણ પ્રભુનું ચિંતન થોડા દિવસ વિશેષ રૂપથી થયું. પણ એમ જણાય છે કે—શ્રી 'ગિરધરગોપાળ' ને, મીરાંબાઈના અનોખા પ્રેમ સિવાય બીજા કોઈનો પ્રેમ રૂચતો નહિ હોય કારણ કે તે તરફથી પણ નિષ્ફળ થઈને સ્વામીજી મહારાજ, જયસિંહજી સાથે વચનબદ્ધ થયેલા હોવાથી અલવર તરફ ચાલ્યા. રાજા સાહેબે સારા સત્કારપૂર્વક સરકારી બગીચામાં સ્વામીજીને મુકામ આપ્યો નિત્ય સત્સંગ થવા માંડયો. મહારાજને ધર્મ ઉપર ઘણી આસ્થા હતી. તેમની સાથે કેટલાક સરદારો પણ દર્શન કરવાને આવતા હતા. પણ રાજાજીની રૂચિ તે તરફ સીમિત અંશમાં જ હતી.

## અલવર નરેશને નિડરપણે સલાહ






સમયમાં રાજા સાહેબે અલવરની પાસે પહાડી મેદાનમાં શિકારને લાયક જંગલી જનાવરોની વસાયત કરવાને સારૂ કેટલાંએ ગામ ઉજાડી દીધાં હતાં. અને ત્યાના નિવાસિયોને રહેવાને સારૂ બીજો કોઈ બંદોબસ્ત કરેલો નહોતો. તેમાંના કેટલાક લોકોએ પોતાના દુઃખની કહાણી સ્વામીજીને કહી. વિધિ-

તેના નિસ્વામીઓથી સ્વામીજીનું લોહી ગરમ થયું. તે લોકોને ધીરજ આપી, બીજે દિવસે સ્વામીજીએ રાજાજીનું એ લોકોને રહેવાને સારૂ કોઈ બીજી જગો આપવાનો બંદોબસ્ત થવા તરફ ધ્યાન ખેંચ્યું. રાજા સાહેબ તે વાત ગળી ગયા. પણ તે જ વાત ફરીથી કહેતાં રાજાજીએ જરા જોશમાં આવીને કહ્યું—'માઈ પોલિસિ' મારી નીતિમાં આપ દખલ ન કરશો. એટલું સાંભળતાં તે જ દિવસે સ્વામીજી ત્યાંથી ચાલ્યા ગયા. ખુશામત અને દબાયેલા રહેવું, એ આજકાલના લોકોની ખાસ વિશેષતા છે. એ બાબતમાં સ્વામીજી વ્યવહારમાં કેટલા ટેકીલા હતા તે તેમના અલવર ત્યાગથી જણાઈ આવે છે. આત્મગૌરવ ન હોવાથી એવે પ્રસંગે કેટલાએ લોકો નિરપેક્ષ થઈ જાય છે અથવા તો આગળ આવવાની હિંમત જ કરતા નથી. પરંતુ રાજસન્માનને જતુ કરી સ્વામીજીએ પ્રશંસનીય તેજસ્વીતાનો પરિચય કરાવ્યો હતો. અહીંથી પોતે જયપુર ગયા.

વેદવિદ્યાના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત મધુસૂદન ઝા, તે સમયે જયપુરના રાજપંડિત હતા. વેદવિદ્યાની ચર્ચા કરવાના હેતુથી સ્વામીજી તેમના અતિથિ બન્યા. સ્વામીજીનો સત્કાર કરીને પંડિતજી ઘણા ખુશ થયા. તથા વેદોની ઘણી રહસ્યપૂર્ણ વાતો સંભળાવી. સ્થાનીય ગોવિંદજીના મંદિરમાં, પંડિતજીના અનુરોધથી થોડા દિવસ સ્વામીજીએ ઉપદેશ કર્યો હતો. સત્સંગમાં મારવાડીઓની ખૂબ ભીડ થતી હતી. સાધારણ જનતાના પરિચયમાં આવીને સ્વામીજીએ જોયુ કે—રાજપૂતાનાની જનતા વિદ્યા, બુદ્ધિ, સસ્કાર અને શ્રદ્ધાની બાબતમા બીજા કોઈથી કમ નહોતી, રાજા લોકોની શોચનીય મનોવૃત્તિ કરતાં પ્રજાની ભાવના ઘણી સારી હતી.

જયપુરનો વૈભવ જોઈને સ્વામીજી બીકાનેર તરફ ચાલ્યા. એમ લાગતુ હતું કે—સાંપ્રત કાળના રાજાઓના આ સસર્ગનો મોકો ( લાગ ) જોઈને, રજોગુણ સ્વામીજી ઉપર કબજો મેળવવાની ઇચ્છા રાખતો હતો, પરંતુ ખરી રીતે પ્રભુની યાદમાં, સ્વામીજીની બેચેની ઓછી થયેલી હોય એમ નહોતું. તેને સારૂ તો હરિદ્વારમાં સંતોના બહુમુખી ઉપદેશ સાંભળ્યા પછી પશ્ચિમ દિશાના અંત સુધી સાહસભરી યાત્રા સ્વામીજીએ કરી, હવે પોતાની ઉદ્દેશપૂર્તિને સારૂ એક લાંબી છલગ ( કૂદકો ) ભરવાના વિચારથી સ્વામીજીનો ગતિમાં કંઈક મંદતા આવી ગઈ. દર્શનને સારૂ સ્વામીજી પ્રભુની પાછળ પડયા હતા, પણ—

'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्'

આ ગીતાના ન્યાય અનુસાર, પ્રભુ પણ બરાબર તેટલા જ સ્વામીજીની પાછળ લાગુ રહેલા હતા અને પરીક્ષા લેતા હતા તેને સારૂ ભગવાન, સિદ્ધિને લગભગ પહોંચેલા સાધકને લૌકિક વિભૂતિયોથી ભૂલાવામા નાખી દે છે રાજપૂતાનાની મરૂ ભૂમિમા, આ અસભવિત રાજસન્માનની સફેદ જાળ સ્વામીજીને ફસાવવા સારૂ જ પથરાયેલી હતી એ જાળનો છેડો બીકાનેર સુધી ચાલ્યો આવ્યો

## બીકાનેરમાં મહંતપદનો અસ્વીકાર




કાનેરમા રાજ્યમાન્ય મહત શ્રી ગોતીપુરીજીનો દેહાત થયે થોડા જ દિવસો થયા હતા તેમના પચમ દિરની ગાદી હજીસૂની જ હતી દૈવયોગે ફરતાફરતા સ્વામીજી પચમ દિરમા જઇને ઉતર્યા તે સમયે તે સ્થાનની દેખરેખ, શિવવાડીના મહત શિવપુરીજી આદિ મહાત્માઓ રાખતા હતા તેઓ સર્વ, ગાદીના કોઈ યોગ્ય ઉત્તરાધિકારીની શોધમા હતા, એટલામા સ્વામીજી ત્યા જઈ ચઢ્યા અને એ સર્વની નજરમા આવી ગયા સત્સગને બહાને સમાગમમા યોગ્યતા જણાયાથી, ચાર પાચ દિવસ પછી તેમણે સ્વામીજીને મહત બનાવવાની ઈચ્છા પ્રગટ કરી પણ સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો નહિ તો પણ તેમનો આગ્રહ ઘણો થવા માડ્યો, વૃદ્ધ સત મહતો તો જાણે સ્વામીજી ઉપર તેમનો હક્ક હોય તેવી રીતે આગ્રહ કરવા લાગ્યા, અને કેટલાક પ્રતિષ્ઠિત નગરજનોએ પણ તેમને સમજાવ્યા પરિણામે આ બધા આગ્રહની સ્વામીજીના મન ઉપર કઇક અસર થઈ પણ ખરી રૂપિયે ચાર આના પણ મહતીના રસ તરફ વલણ થયુ અને સ્વામીજીથી કાઈ પણ સ્પષ્ટ જવાબ આપી શકાયો નહિ વિચક્ષણ શિવપુરીજી ફાવી ગયા અને સ્વામીજીની મહારાજા ગગાસિહજી સાથે મુલાકાત પણ કરાવી દીધી હવે એક રીતે સ્વામીજીની ગાદીપતિ—મહત થવાની વાત પાકી થઈ ગઈ, અને તેમને સારૂ રેશમી ગાદી, તકિયા, રજાઈ આદિની સરભરા, સજાવટ પણ થઈ ગઈ ખાવાપીવામા પણ સત્કાર થવા લાગ્યો. મઠમા ગાયો ભેંસો પણ ઘણી હતી એટલે ઘીદૂધની તેમને સારૂ સારી છૂટ થઈ ગઈ ત્યાના સત

મહંતો, એક સુયોગ્ય સંન્યાસીને મહંતના પદ ઉપર લાવવાના પ્રયાસમાં સફળ થયા માની પ્રસન્ન થયા હતા.

ઉનાળાની મોસમ, મારવાડમાં ઘણું વિકરાળ સ્વરૂપ ધારણ કરે છે. ઘણાએ લોકોના, અદાહ્ય, અશોષ્ય, અકલેદ્ય કહેવાતા આત્મા પણ મારવાડી લૂની જ્વાળામાં શેકાઇ જઈ શીઘ્રતાથી પરબ્રહ્મમાં મળી જાય છે. એવા જ જેઠ મહિનાની પ્રખર ગરમીએ, એક દિવસે, શીતળ અને આલ્હાદક સમયે સ્વામીજીની પાસે ચૂપચાપ આવી કાંઇક સલાહ આપી.

પૂર્ણિમાનો ચંદ્ર આથમવાની તૈયારીમાં હતો, બ્રાહ્મ મુહૂર્તના વાયુએ રેતાળ પ્રદેશમાં શીતળતા પાથરી દીધી હતી. તે સમયે સ્વામીજી માથા નીચે મૂકેલા મખમલના તકિયાની ગરમીથી જાગીને બેઠા થઈ ગયા. જે તકિયાને સુખનું સાધન માન્યો હતો, તે જ પરિણામે ગરમીનુ પ્રતિકૂળ ફળ આપનારો થયો, એવા વિચારથી સ્વામીજી, તેને ત્યાજ્ય સમજવાનો વિચાર કરી રહ્યા હતા, એટલામાં મન આગળ વધ્યુ, વિચારધારા ચાલી "સસારમાં એવી કઈ વસ્તુ છે કે જે આ તકિયાની પેઠે પરિણામે દુઃખદાયક નથી? તો પછી સર્વ કાંઈ ત્યાજ્ય જ છે. અરે! વર્ષો પહેલાં હું તો એવો જ (સર્વ કાંઈ ત્યાજ્ય છે) નિશ્ચય કરી તે પ્રમાણે વર્તન કરવા બેઠો હતો. આ સ્થાનમાં હું આવ્યો ત્યારથી સૂતેલો જ છું, અને તેથી જ મારા ઉદ્દેશ-પ્રભુપ્રાપ્તિ—થી નજર દૂર કરીને, સ્વપ્નલીલા સમાન આ મહતપદના ચક્કરમાં પડવા તૈયાર થયો છું. જો અહીં મહત બન્યા તો, મકાનોની દેખરેખ, ગાયો ભેસોની સભાળ, દરબારમાં હાજરી આપવી, આદિ પ્રપચના ઝગડા સામા આવીને ઉભા રહેશે. જે પ્રભુના આનદને સારૂ, ઘરની ગાદી અને ગાયો તજી તે બધુ પાછું આવીને ગળે પડશે." એ સમયે સ્વામીજીને નીલકઠવાળા મહાત્માજીની ભવિષ્યવાણી યાદ આવી. અને વિચાર આવ્યો કે—શું આ એ જ પારમાર્થિક પ્રપચ મારી પાછળ નથી લાગ્યો? મનમા અનેક તરગો ઉઠ્યા, હૃદય મથન થવા લાગ્યું. આખરે સજગ થઇને પોતે પોતાના પૂર્વ નિશ્ચય ઉપર, તુળસીદાસજીના આ પ્રભાતીગાન દ્વારા ફરીથી દ્રઢ થયા—

**અબ લોં નસાની રામા, અબ ના નસૈહોં।**
**રામ કૃપા ભવ નિસા સિરાની, જાગે ફિર ન ડસૈહોં॥**
**પાયૌ નામ ચારૂ ચિન્તામણી, ઉર કર તે ન ખસૈહોં।**
**શ્યામ રૂપ સુચિ રૂચિર કસૌટી, ચિત કંચન હિં કસૈહોં॥**

પરબસ જાન હઁસ્યો ઈન ઇન્દ્રિન, જિન બસ હ્વૈ ન હઁસૈહૌં।
મન મધુકર પ્રણ કર તુલસી, રઘુપતિ પદ કમલ બસૈહૌં॥

ભજન પૂરૂં થતાંથતાં તો આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો, અનાયાસે જ સ્વામીજીનાં મુખમાંથી ફરીથી નીચેનું પદ નીકળ્યું—

સુનતે નહી દયાલ ક્યોં અબેર હો ગઈ।
જરા સી મેરી અર્જ ક્યા સુમેર હો ગઈ॥

આ ભજનોની મંત્રના જેવી અસર થઈ, ટન ટન પાંચના ટકોરા થયા, ત્યારના પહેરાવાળાએ મઠનો મુખ્ય દરવાજો ખોલી નાખેલો હતો. હવે વિલંબ શાનો ? પોતાના સાથી કમંડલુને જગાડીને, સ્વામીજીએ ચૂપચાપ તેને સંભાળી લીધુ અને બીજું સર્વ જેમનું તેમ છોડીને ધીરેથી સ્ટેશનનો રસ્તો લીધો. છ વાગે એક પંજાબ તરફ જનારી ગાડી તૈયાર ઉભેલી હતી, તેમાં બેસીને સીધા કોટકપુરા ( પંજાબ પ્રાંતમાં ) જઈને ઉતર્યા. સ્વામીજી ખિન્ન હતા, કારણ કે પ્રભુ પોતાનાથી કેમ દૂર રહે છે, દર્શન દેતા નથી, તેના કારણની શોધ લાગતી નહોતી. પરંતુ પ્રભુએ તેમનો સાથ છોડ્યો નહોતો, અણીને વખતે સ્વામીજીને સચેત કર્યા અને જ્યારે મહંતીપદ છોડવાનો તેમણે નિશ્ચય કર્યો ત્યારે શ્રૃંખલા તોડી, અવિચ્છિન્ન ઉપાયોથી ઝટપટ પંજાબ પહોંચી જવાયું. ભોળપણથી, વૃદ્ધોના દબાણને લીધે સ્વામીજી ફસાવાની તૈયારીમાં હતા, પણ પોતાના ખાસ હેતુની સિદ્ધીને સારૂ, જે પ્રભુએ, સ્વામીજી પાસે પ્રથમથી જ નિશ્ચય કરાવી રાખેલો હતો, તે પ્રભુ તેમને સહજમાં જ પોતાની છાયામાંથી કેમ નીકળી જવા દે ?

## પંજાબ પ્રવેશ



કોટકપુરામાં એક વૃદ્ધ મહાત્મા સ્વામી પુષ્પાનન્દજી રહેતા હતા. તેઓ ઘંટાકોઠી સ્થાનના પ્રથમ સંસ્થાપક, મંડલેશ્વર સ્વામી સંપતગિરિજી મહારાજના શિષ્ય હતા. સ્વામીજીને દેખતાં જ તેઓ તેમને ભેટી પડ્યા અને ઘણા સ્નેહપૂર્વક સ્વામીજીનો સત્કાર કર્યો. એક દિવસ પ્રસંગોપાત બીકાનેરની સર્વ હકીકત સ્વામીજીએ તેમને સંભળાવી. પ્રસન્નતાપૂર્વક હસીને તેમણે

કહ્યું—ઘણું સારૂં થયુ કે તમે તળાવના સડેલા કાદવમાં ફસતાં બચી ગયા. તમે ઘણું જ સમજદારીનું કામ કર્યું, હવે નિર્દ્વન્દ્વ થઇને વિચરો. સ્વામીજી પણ આટલા દિવસના નિષ્પ્રયોજન ભ્રમણથી કંટાળી ગયા હતા. અને માન સન્માનના ચક્કરમાં પડી પ્રભુને વીસરી જવાયુ તેનો ઉંડો આઘાત તેમના દિલમાં લાગ્યો હતો. પોતે મહંત બનીને રાજપૂતાનાના સન્માન્ય ધર્મગુરૂ જરૂર બની ગયા હોત પણ ત્યારે તો—'આયે થે હરિભજન કો, ઓટન લગે કપાસ;' એ ઉક્તિ ચરિતાર્થ થાત.

આ સમયે તેમના માનસ પટલ ઉપર જે વિચારો સ્ફુર્યા, તેમને આ સૂક્તિયોથી તેમણે પ્રગટ કર્યા—

संमानाद् ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ —म०स्मृ०

विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो ।
भवतो दर्शनं यत् स्यादपुनर्भवदर्शनम् ॥ भाग—०

બ્રહ્મપરાયણ વ્યક્તિ માન સન્માનથી, જાણે તે ઝેર હોય તેમ તેનાથી ડરે છે. અને નિત્ય અપમાનની આકાંક્ષા અમૃતના જેવી રાખ્યા કરે છે. સમજદાર પ્રાણી પોતાના ઉપર બરાબર, વિપત્તિયો આવતી રહે તો ઠીક એવી ઈચ્છા રાખે છે. કારણ કે સંપત્તિમાં ભગવાનનું વિસ્મરણ થઈ જાય છે અને વિપત્તિમાં તેમનું દર્શન અગર સ્મરણ ચિંતન થયાં કરે છે, કે જેનાથી આવાગમનરૂપી મહાવિપત્તિમાં ફરીથી પડવું પડતું નથી. હવે પોતે ફરી પાછા સરસ હિમાલયનુ સ્મરણ કરી તેના દર્શનને સારૂ ઉત્કંઠિત થઈ ગયા. ગીતા અનુસાર હિમાલય પણ સ્થાવરોમાં ભગવદ્ વિભૂતિ છે. સ્વામીજીએ હવેની વાર રોમાંચિત કરે એવું સાહસ કરવાનો વિચાર કર્યો, કે જેમાં પશ્ચિમથી પૂર્વ તરફ ફેલાયેલા સમસ્ત હિમાલયની પ્રદક્ષિણા યાત્રા ( પૂરા દક્ષિણ ભાગની યાત્રા ) કરવાની હોય છે. એવા અવસર ઉપર એક વાર **સૂરદાસજીએ** કહ્યું હતું કે—

**અંખિયાં હરિ દર્શન કી પ્યાસી,**
**દેખ્યૌ ચહત હૈં નન્દનદન કોં નિસદિન રહત ઉદાસી।**
**સૂરશ્યામ પ્રભુ તુમ્હરે દરશ કોં લેહૈં કરવત કાશી॥**

અર્થાત્, હે પ્રભુ હવે જો આપ દર્શન નહિ આપો તો, હવેના જન્મમાં

આપનાં નિરંતર દર્શન થાય તેને સારૂ, કાશી જઇને કરવત મૂકાવીશ. સ્વામી જીએ પણ કંઇક એવો જ નિશ્ચય કર્યો, પ્રાણ સકટને સારૂ હિમાલયની યાત્રા પણ કાશીના કરવતથી ઓછી ભયંકર નથી. જુના જમાનામાં તો બદ્રી-કેદારની યાત્રામાથી ભાગ્યે જ કોઈ હેમખેમ પાછું આવતું હતું. સ્વામીજીનો પણ નિશ્ચય હતો કે—કોઈ સિદ્ધ મહાત્મા અગર પ્રભુ આ વિકટ યાત્રામાં ન મળી જાય તો સદેહ કૈલાસ પર્વત ઉપર આરોહણ કરવું. તેના ઉદ્યોગમાં સ્વામી પુષ્પાનદજીનો આશીર્વાદ લઇને કોટકપુરાથી પોતે અમૃતસર ગયા.

## સુવર્ણમંદિરની ઝાંખી






સુવર્ણમદિરના 'અકાલ તખ્ત'નાં દર્શન કરતાં સ્વામી જીને એવો વિચાર આવ્યો કે—પ્રભુ પોતાના આ તખ્ત ઉપર બેસીને મને દર્શન આપે તો કેવુ સારૂં ? તેને સારૂ 'અમૃતસર' ( પવિત્ર તળાવ ) માં ડૂબકી મારીને પોતે ધ્યાન પણ કર્યું. પણ પાછા જ્યારે ભાનમાં આવ્યા ત્યારે તેમને સ્મરણ થયુ કે—આ તખ્ત ઉપર તો કાળાતીત પરમાત્માની ભાવના થાય છે અને મારી તો દેશકાળમય સાકાર વિગ્રહનાં દર્શન કરવાની ઈચ્છા છે તે અહીં ક્યાં ? સુવર્ણમદિરની પરિક્રમા કરતાં તેમને વિચાર થયો કે—કોઈ પણ કામ હોય, જેમાં પ્રથમ કઠણમાં કઠણ સકટોનો સામનો કરવો પડે, તો પણ તેમાં આગળ જતાં સુખ મળે છે આ ગુરુદ્વાર ઘણી ઘણી મુસીબતોની વચમાં પ્રથમ નાનીશી ગઢીના રૂપમા સ્થાપિત થયેલું હતું, કેટલાએ વિનાશના ઝપાટા સહન કરતાકરતા, ગુરૂઓ દ્વારા આ મદિરના રૂપમાં પ્રતિષ્ઠિત થયેલુ છે, જ્યાં લાખો આદમી આજ પોતાનાં મસ્તક નમાવી રહેલા છે. તેથી પ્રથમ જે નાનો થઇને દુ ખ સહન કરે છે, તે જ આગળ જતાં મહાન બને છે દુ ખ, આપત્તિ પડતાં મનુષ્યે ગભરાવું કે હતાશ થવુ ન જોઇએ પોતાની ઉન્નત ધ્વજા ફરકાવીને સુવર્ણમદિર એ જ ઘોષણા કરી રહેલુ છે ' અમૃતસરમાં પોતે દુર્ગ્યાના દશનામી અખાડામા થોડા દિવસ રહીને, યાત્રાની તૈયારીને સારૂ હિમાલયના માન ચિત્ર ( નકશા ) નું મનન કર્યું, તથા માર્ગોની આવશ્યક માહિતીને સારૂ અનેક અનુભવીઓને પૂછપરછ કરતા રહ્યા. તથાગત ગૌતમે પણ બુદ્ધ-

ત્વની પ્રાપ્તિની સારૂ સ્વામીજીની પેઠે જ અનેક કઠોરતર જપ, તપ, વ્રત આદિ સાધન કરેલાં હતાં, વિદ્યાતીર્થ ગુરૂજનોમાં તથા ધર્મતીર્થ ધામોમાં તેઓ પણ ઘણું ભટકયા હતા, પરતું તથાગત ગૌતમે અગર સ્વામીજીએ જ કાંઈ એવાં કષ્ટો સહન કર્યાં હતાં એમ નથી, પણ સિદ્ધ કોટિએ પહોંચીને ખ્યાતિ લાભ કરનારા પ્રત્યેક સાધકની એ જ દશા થાય છે. કેટલીએ જગોની રાખ ચાળવી પડે છે, કેટલીએ ઠોકરો ખાવી પડે છે, ત્યારે જ કાંઈ પ્રભુ કૃપા થાય તો હાથ લાગે છે. અને અંતમાં પોતાના જ સ્વત્વથી વિજય નગરમાં પ્રવેશ કરે છે. તથાગત ગૌતમે, જ્યારે સર્વ કાંઇ કરી ચૂકયા પછી, દ્રઢ નિશ્ચયની સાથે અમોઘ આસન ઉપર અનેક દિવસો સુધી અન્ન પાણી વગર શરીર સૂકવી નાંખીને દ્રઢ આત્મમથન કર્યું ત્યારે જ તેમને નિજાનંદનો લાભ થયેલો હતો. તેમનું દ્રઢ આસન સફળ થયુ અને સંસારે તેમને 'ગૌતમબુદ્ધ' ના સ્વરૂપમાં જોયા. હવે સ્વામીજીએ પણ કોઇ સાધુ સત અગર ઋષિમુનિને મળવાની આશા છોડી દીધી અને પોતાના જ બળ ઉપર કમર કસીને આ હિમાલયની યાત્રામાં પ્રાણાંતે પણ પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો નિશ્ચય કર્યો. જો કે ગૌતમબુદ્ધે ગીતાજીના આદેશ પ્રમાણે સ્થિર આસન ઉપર બેસી 'નિર્વાણ પરમા શાન્તિ' પ્રાપ્તિ કરેલી હતી—

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मन ।
उपविश्यासने युञ्ज्याद् योगमात्मविशुद्धये ॥

પરતુ સ્વામીજીએ પ્રભુપ્રાપ્તિને સારૂ વિચરણનો વિચાર કર્યો, તેમાં ગીતાની આજ્ઞાનું ઉલ્લઘન થયુ એમ સમજવું ન જોઇએ. કારણ કે ત્યાં સ્થિર આસન ઉપર બેસીને આત્માની વિશુદ્ધિને સારૂ યોગ સાધનનો આદેશ છે. અને તે ક્રિયાઓને પોતે નીલકંઠની ગુફાઓ તથા ગંગાની ખીણોમાં સફળતાપૂર્વક કરેલી હતી. હવે તો પોતે, પરિવ્રાજકાચાર્ય નામને ચરિતાર્થ કરવાને સારૂ 'चरन् वै विन्दते मधु' આ ઉપનિષદનું અનુસરણ કર્યું અને મધુરમૂર્તિ પ્રભુને મળવાને સારૂ ચોવીસ વર્ષની અવસ્થામાં હિમાલય તરફ પ્રયાણ કર્યું.



ॐ

# પ્રકરણ ૪ હિમાલયની યાત્રા.



## કાશ્મીર યાત્રા.




મૃતસરમાં સ્વામીજીએ સાંભળ્યુ કે આગામી શ્રાવણ માસમા કાશ્મીર પ્રાતની સુવિખ્યાત અમરનાથની યાત્રા થાય છે એ તીર્થમા ભગવાન શંકરે પાર્વતીજીને અમર કથા સભળાવી હતી, અને લીલાનો અભિનય, એક કબૂતરના જોઠાના રૂપમાં શકર પાર્વતી આજ પણ કરે છે સુભાગ્યે કદી આજ પણ તેમની એ અમરકથાને કોઈ સાભળી લે તો તેના અમર થવામા કાંઈ ઉણપ રહેતી નથી, સ્વામીજીને વિચાર થયો કે—ચાલો, સર્વ પ્રથમ અમરનાથ જવું એ જ ઠીક છે. જો અમર થઈ ગયા તો નિ શકપણે હિમાલયમા વિચરીશું તરત જ ત્યાંથી ઉઠી પોતે રાવળપિંડી ગયા. તે સમયે ત્યા કાશ્મીર જવાને સારૂ મોટરો ચાલતી નહોતી, તેથી કોહમરી અને બાગમૂલા સુધી પહાડોમા પાયદલ જ ચઢવુ પડયુ પછી કાશ્મીરની રાજધાની શ્રીનગર નાવ વાટે પહોચ્યા તે કાશ્મીર એ જ છે કે જેને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહેવામા આવે છે, ત્યાના દાર્શનિક, સાહિત્યિક, તાન્ત્રિક સર્વ વિષયોના પ્રખર વિદ્વાનો અને આચાર્યો દ્વારા સસ્કૃત ભાષા વાસ્તવમા અમૃતવાણી થયેલી છે આ સુપુત્રોથી વાગ્દેવી પોતાને ધન્ય માને છે એક સમયે ત્યાની એ ઉક્તિ ઉચિત જ હતી કે—કવિતા અને કેશરની જન્મભૂમિ કાશ્મીર જ છે

## કાશ્મીરના રાજા પ્રતાપસિંહનો મેળાપ.






જી અમરનાથની યાત્રાનો સઘ નીકળવાને એક મહિનાની વાર હતી. તેટલો વખત સ્વામીજીએ શકરાચાર્યની ટેકરી ઉપર એકાતમા પસાર કર્યો અહીં કાશ્મીરિયોની કેટલીક વિશેષ વિધિયો સાથે સ્વામીજીની ઉપાસના ચાલુ જ હતી શકરાચાર્યની ટેકરીના મહત સ્વામી શિવરત્નગિરિજી સાથે સ્વામીજીને ખૂબ પરિચય થઈ ગયો વ્યાસ પૂર્ણિમાને દિવસે, શ્રીનગરથી

આગળ 'ક્ષીરભવાની' નામના તીર્થસ્થાન ઉપર મેળો ભરાય છે, કાશ્મીરિયોનું એ ઘણું જ શ્રદ્ધાસ્પદ અને ચમત્કારી સ્થાન છે. આખા કાશ્મીર પ્રાંતમાં આ જ એક એવું સ્થાન છે કે જ્યાં માંસાહાર કરી શકાતો નથી. દેવીનું ધામ હોવા છતાં પણ પંડિત, રાજા, મુસલમાન સર્વેને સારૂ તેનો નિષેધ છે. મહંતજીની સાથે સ્વામીજી પણ દેવીના દર્શને ગયા અને આ પુણ્યસ્થળની મનમોહકતાને વશીભૂત થઈ થોડા દિવસ ત્યાં જ મુકામ રાખ્યો. ત્યાં દૂધના સમાન સ્વચ્છ પાણીનો કુંડ છે. તેની વચ્ચોવચ ભવાની દેવીનું મંદિર છે. આદ્યશંકરાચાર્ય સ્વામીએ શારદા યંત્રને પોતાની સાથે લાવીને અહીં જ તેની ઉપાસના કરેલી હતી. તેમની તપસ્યાના પ્રતાપથી આજ પણ કુંડના જળમાં શારદા યંત્ર સ્વયં બની જાય છે. કાશ્મીરી પંડિતો કહે છે કે, જ્યારે રાજ્ય ઉપર કાંઈ આપત્તિ આવવાની હોય છે, ત્યારે કુંડનું પાણી લાલ થઈ જાય છે. એવા સાત્વિક સ્થાનમાં સ્વામીજીનું મન રમી ગયું, અને ત્યાંની નીરવ શાંતિના શીતળ ખોળામાં બેસી, પોતે પ્રભુની ઉપાસના કરવા લાગ્યા.

દેશ કાળ જેટલો પવિત્ર અને સુંદર હોય છે, તેટલું જ અધિક મન ભગવાનને સારૂ ઉત્કંઠિત થાય છે. કાશ્મીરનાં વન, પર્વત, નદી, ઝરણાં, ઝીલ, લતાપત્ર તથા ફળ ફુલ, પરમાત્માની સુંદર સૃષ્ટિમાં, જાદૂગરીના નમૂના છે. પ્રકૃતિની એકથી એક ચઢિયાતી સુઘડ રચના ચિત્તને ગંભીર બનાવી પ્રભુના ગુણાનુવાદ કરવાની પ્રેરણા કરે છે. જપ, તપ, સમાધિપરાયણ વ્યક્તિને એવા સ્થળમાં તપસ્યા કરતાં પૂર્ણ સ્વરાજ્ય મળી જાય છે. સ્વામીજીએ પણ આ સ્થાનોના અપૂર્વ સૌંદર્યમાં, નીલકંઠના જેવી જ તપસ્યા કરવા માંડી, પણ પ્રભુના દર્શન વિના ત્યાંની રમણીયતા લૂખી લાગતી હતી. જેવી રીતે ઘરમાં પ્રિય બંધુ બાંધવોનો વિયોગ થતાં, તેમની વસ્તુઓને જોઈને કુટુંબીજન તેમની યાદમાં બેચેન રહે છે. તેમ તેનાથી પણ અધિક માત્રામાં કાશ્મીરની સૌંદર્યસંપત્તિએ સ્વામીજીને પ્રભુને સારૂ વ્યાકુળ બનાવી દીધા. કારણ કે ત્યાંની સ્થાવર જંગમ સર્વ કૃતિયોમાંથી પ્રભુની અભિનવ રચનાનો સૌંદર્ય રસ ટપકે છે. આ પ્રમાણે સ્વામીજી કેટલાક દિવસો સુધી અનેક સ્થાનોમાં રહેતાં રહેતાં, દૂર દૂરનાં વન, પર્વત તથા ઝીલોમાં પ્રભુની શોધ કરતા રહ્યા. જ્યાં ત્યાં ભજન કીર્તનમાં ભાવમગ્ન થઈ જતા અને દેહનું ભાન પણ રહેતું નહિ. એ અચેત અવસ્થાઓમાંથી કાશ્મીરની કઠોર ટાઢ જ તેમને સચેત કરતી હતી. શરીરના સ્વાસ્થ્ય ઉપર તેની ભારે અસર થઈ, દેહ દુર્બળ થઈ ગયો.

ક્ષીરભવાનીના મેળામાં મહારાજ પ્રતાપસિંહ પધારેલા હતા. તે સમયે મહંત શિવરત્નગિરિજીએ મહારાજની સાથે સ્વામીજીનો પરિચય કરાવી દીધો હતો. દરમિયાનમાં કદી કદી મહારાજ પણ સ્વામીજીની પાસે સત્સંગને સારૂ આવવા લાગ્યા. વાર્તાલાપથી મહારાજની સ્વામીજીના ઉપર ઘણી શ્રદ્ધા બેસી ગઈ. અને આગ્રહપૂર્વક સ્વામીજીને આમંત્રણ આપી શ્રીનગર લઇ ગયા. તે સમયે ફરીથી તેઓ શંકરાચાર્યની ટેકરી ઉપર રહ્યા. મહારાજની પૂજા તો લોક વિખ્યાત જ હતી, તેમણે કેટલાએ દિવસ મહેલમાં વિધિપૂર્વક સ્વામીજીની પૂજા કરી. મહારાજ કહ્યા કરતા હતા કે—પૂજાના સમયમાં હું મારા ઇષ્ટદેવને તથા આપને સરખા ગણું છું.

અમરનાથની યાત્રા હવે છેક સમીપ હતી, જો કે શ્રીનગરથી અમરનાથનું ધામ લગભગ નેવુ માઇલ દૂર છે. પણ તે એવું કઠણ અને અગમ સ્થાન છે કે, પ્રત્યેક ડગલાને મૃત્યુના મુખમાં મૂકીને જ આગળ વધાય છે. યાત્રામાં અખંડ બરફના સામ્રાજ્યની વચમાં કોઈ પ્રાણી એકલદોકલ જઈ શકતું નથી. કાશ્મીર દરબાર તરફથી ખાનપાનની ચીજો, દવા દારૂની સગવડ, રસ્તા, મુકામ આદિની વ્યવસ્થા થઇ ગયા પછી જ યાત્રાનો આરંભ થાય છે. તો પણ મોસમની અનુકૂળતા રહે તો જ દુર્ઘટનાઓ કમી થાય છે. બરફ ઉપર ચાલવું, બરફ ઉપર સૂવું, બરફના પ્રતિકૂળ પુલો ઉપર થઇને નદી નાળાં પાર કરવાં, તેમાં જો જરા પણ ગફલત થાય અને પગ ખસે, અગર પુલની નીચેનો બરફ ઓગળી જાય તો કોઈ અગમ ખાડામાં હાડકાં પાંસળાં પીસાઈ જાય અગર તો જળ ધારામાં ગડપ થઈ જઈ બરફની ચીર સમાધિમાં સુવું પડે. જ્યાં વરસાદ પડ્યો કે બરફની મોટીમોટી છાટો ફસડાઈ પડીને રસ્તાનું તથા રસ્તા ઉપર ચાલનારનું કચૂમર કરી નાખે છે. એવી વિકરાળ પ્રકૃતિની સાથે અટ્ટહાસ કરતા સ્વામીજી નીરવ એકાંતમાં પ્રભુનો આનંદ સ્વચ્છંદે માણવાને સારૂ, યાત્રાળુઓથી પહેલા જ તે માર્ગે ધીરેધીરે આગળ વધતા હતા. ભીષણ અને સૌમ્ય તેમ જ કઠોર અને સરસ એ બને ભાવોના મિશ્રણમાં પ્રભુની એક નિરાળી જ લીલા જોવામાં આવતી હતી, જ્યાં રૂચિ થાય ત્યાં એક બે દિવસ સ્વામીજી રોકાઈ જતા હતા જંગલ અને પહાડોમાં ઘેટાં ચરાવનારા જ તે સમયે સ્વામીજીના માર્ગદર્શક થતા હતા.

ભૂલવું ન જોઇએ કે, સ્વામીજીએ જે વખતે તે યાત્રા કરી હતી તે વખતે આજના જેવાં મોટર, રસ્તા આદિનાં સાધન નહોતાં, હાલ તેમાં ઘણો સુધારો

અને સગવડ થયેલી છે. શ્રીનગરથી પહેલગામ સુધીનો મોટર રસ્તો પણ થઈ ગયો છે. આજકાલ તો જે કોઈ સાધનસંપન્ન વ્યક્તિ ચાહે તો શ્રાવણ પૂર્ણિમાના પહેલાં પણ અમરનાથના દર્શને જઇ શકે છે.

## અમરનાથનાં દર્શન







નગરથી બેરીનાગ, મટનદેવ, પહેલગામ, ચંદનવાડી જેવાં પર્વતીય સ્થાનોમાં ઘૂમતાફરતા સ્વામીજી શેષનાગ પડાવ ( મુકામ ) ઉપર યાત્રાદળ સાથે મળી ગયા. શેષનાગ સરોવર પણ દૂધ જેવું સ્વચ્છ છે, જેમાં સેંકડોમણની બરફની ચટ્ટાનો ( છાટો ) સ્વચ્છંદે તરતી રહે છે. અને તેના ઉપર નવાં બરફનાં પડો પણ જામતાં રહે છે. તેની ત્રણે બાજુઓએ બરફથી આચ્છાદિત ભીમકાય પહાડો આવેલા છે. આગળ ચાલતાં રસ્તાનો એક ભાગ 'હત્યારા તળાવ' ને નામે પ્રખ્યાત છે, જે ખરેખર મૃત્યુનું ક્રીડાસ્થળ મનાય છે. ત્યાં એક ગહન ગંભીર કાળાકાળા બિહામણા તળાવની ઘાટીમાં થઇને ચૂપચાપ જવું પડે છે. તળાવની ચારે બાજુએ બરફથી લદાયેલા ઘન ઘોર પહાડોના પહેરામાં મૃત્યુ ચૂપચાપ સૂતેલું રહે છે ત્યાંથી પસાર થતાં, જો કોઈ સાહસ કરીને જોરથી બોલે, બૂમ પાડે અગર કોઈ તરેહનો શબ્દ કરે તો મૃત્યુ સૂઇ રહેલા સાપની પેઠે જાગીને તેને પોતાનો કોળિયો કરી દે છે. અર્થાત્ આસપાસના ઉભા પહાડો, પ્રતિધ્વનિ ( થી ટકરાઇને ) ના આઘાતથી પોતાનાં શિખરો ઉપરથી બરફની શિલાવૃષ્ટિ કરવા માંડે છે, અને યાત્રાળુ તેમાં દબાઇને મરી જાય છે. વરસાદ અગર તોફાન આવી જાય તો પણ એવા જ હાલ થાય છે. એક વાર યાત્રાએ જતા લગભગ પાંચ સો સાધુએ આ તળાવને કિનારે મુકામ કર્યો અને ધ્યાન ભજન પછી જ્યાં તેમણે ઘંટા અને શંખનાદ કર્યો કે તરત જ નિર્દય પહાડોએ ક્રોધે ભરાઈ તેમના ઉપર બરફ નાંખી ચૂરેચૂરા કરી, તળાવમાં ડુબાડી દીધા હતા. એ દુર્ઘટના પછી તે તળાવનું નામ 'હત્યારૂ તળાવ' પડયુ છે. હાલ કાશ્મીર દરબારે તે રસ્તાને બંને છેડે પહેરા બેસાડી તેને કેદ કરેલું છે અને યાત્રી લોક બીજે રસ્તે થઇને જાય છે. આગળ એક 'પંચતરણી' નામના પડાવ ઉપર મુકામ કર્યા પછી ત્યાંથી ચાર પાંચ માઈલ

ઉપર હિમના શૃંગારવાળા પર્વત શિખર ઉપર બરફની ગુફામાં અમરનાથ ભગ વાનનાં દર્શન થાય છે.

છેલ્લા પડાવ પંચતરણી ઉપર યાત્રાળુઓ તંબૂ નાખીને કે સાદડી-તાટની છાયા કરીને રહે છે. તેમાં ટાઢ તથા વરસાદની સાથે યુદ્ધ કરતા રાત કાઢીને સવારમાં દર્શને નીકળે છે. દેવસ્થાનમાં અમરગંગામાં સ્નાન અને શંકરજીનાં દર્શન કરી સાંજ સુધીમાં પાછા પંચતરણી આવી જાય છે. ટાઢ અને બરફની કઠોરતાથી અમરનાથમાં કોઇ રહી શકતું નથી. કોઈ કોઈ તિતિક્ષાસિદ્ધ સાધુ સંત જ ગુફામાં ધૂણી લગાવીને અગ્નિની મદદથી રાતે પણ ત્યાં રહે છે, તેમાંના એક આપણા ચરિત્રનાયક સ્વામીજી પણ હતા

અમરનાથની ગુફા મનુષ્યની કૃતિ નથી, એ પ્રકૃતિનું નિર્માણ કૌશલ્ય છે. તેમાં હજારો મનુષ્યો ખુશીની સાથે સમાઈ શકે છે. હિમની સફેદ ચાદર ઓઢેલી પર્વત શ્રેણીની વચમાં એ પરમપાવની ગુફા ઉભી રહેલી છે, પણ તેની અંદર બરફનું નામ પણ નથી. કેવળ ચાર જગોએ જ મૂર્તિના આકારમાં બર ફના પિંડ બાઝેલા હોય છે, જેમાં એક મહાદેવજીની પિંડી, બીજાં પાર્વતીજી, ત્રીજા ગણેશજી અને ચોથા નંદીશ્વરની પ્રતિમાના રૂપમાં પૂજા થાય છે. તેમાં આશ્ચર્યની વાત એ છે કે, ખોળ કરતાં પણ મૂર્તિઓના રૂપમાં પરિણત એ બરફ-ના સ્રોત, ઉપર નીચે, આગળ પાછળ, ક્યાંથી આવે છે, તે હજી સુધી જણાયુ નથી. આ બરફમય પ્રદેશમાં કોઈ ઝાડખીડ અગર પશુપક્ષી જીવિત રહી શકતાં નથી, તો પણ શ્રાવણ સુદિ પૂર્ણિમાના મેળાને દિવસે ગુફામાં એક કબૂતરનું જોડું અચૂક દર્શન દઈ જાય છે, માર્ગની કઠણાઇને લીધે વર્ષમાં એક જ વાર શ્રાવણ પૂર્ણિમાને દિવસે એ યાત્રા થાય છે કારણ કે રસ્તામાં મુકામની જગો ન હોવાથી સર્વસાધારણને સારૂ એ અતિ કઠણ છે એ સ્થળ ઘણું જ રમણીય છે, તેથી દ્રઢ વ્રત્તિવાળા પ્રભુપ્રેમીઓને એકાકાર વ્રત્તિનો ત્યાં અનુ ભવ થાય છે. તે દિવસે પ્રદોષ કાળમાં સ્વામીજીએ વૈદિક વિધિથી ભગવાનનુ પૂજન કર્યું અને અગ્નિની મદદથી ગુફાની વચ્ચે આખી રાત અખંડ જાગરણ કરી પ્રભુના ધ્યાનમાં નિમગ્ન બેઠા રહ્યા પણ તેમના પ્રભુ ટાઢમાં કોણ જાણે ક્યાં-એ ઠૂંઠવાઈ ગયા હતા કે, એવા એકાંતનો સુયોગ મળવા છતાં પણ સ્વામીજીને દર્શન દઈ શકયા નહીં.

તેથી ખિન્નચિત્ત થઇને ત્યાંથી પાછા ફરી કાશ્મીરની અન્ય મોટીમોટી રોનકદાર જગાઓમાં પ્રભુની ખોળમાં સ્વામીજી ફર્યા, શૈવાગમ મત તથા

શ્રી વિદ્યાસંપ્રદાયના ઉપાસકો સાથે પણ તેમની વાતચીત થઈ, પણ જેનાં દર્શનના અભિલાષથી તેઓ આવ્યા હતા તે કહીં પણ જોવામાં આવ્યા નહિ. તો પણ પ્રભુના વિયોગમાં એક મીઠી પીડાની સાથે તેમને અલૌકિક આનંદ મળતો હતો, તેમાં મસ્ત બનીને સ્વામીજી કાશ્મીરથી વિદાય થઈને રાવળપિંડી તરફ નીકળી પડયા, ત્યાં રામકુંડ ઉપરની ગુફામાં થોડા દિવસ નિવાસ કરી કાશ્મીરયાત્રાનો શ્રમ ઉતાર્યો. અહીં કુંડથી થોડે છેટે નાનીશી ગ્રામીણ વસ્તી છે, પહાડમાંથી નીકળતાં ઝરણાંથી પ્રાકૃતિક કુંડ બની ગયેલો છે, સ્થાન રમણીય છે, ત્યાંથી પ્રયાણ કરીને સ્વામીજી સીમાપ્રાંતવર્તી 'પંજાસાહબ' નામના તીર્થમાં આવી પહોંચ્યા.

પંજા સાહબના સંબંધમાં એમ કહેવાય છે કે—એક વાર ગુરૂ નાનકદેવજી ફરતાફરતા ત્યાં જઈ ચઢયા. તેમને તરસ લાગી હતી અને પહાડ ઉપર એક મુસલમાન ફકીરના ઝુંપડાની પાસે પાણીનો ઝરો હતો. ગુરૂજીનો એક શિષ્ય ફકીર પાસે પાણીને સારૂ ગયો ત્યારે ફકીરે કહ્યું—તમારા ગુરૂજી તો મોટા કરામતી સિદ્ધ બનેલા છે તો પછી પાણીને સારૂ આમ માર્યામાર્યા કેમ ફરો છો ? ગુરૂને કહી દો કે—નીચેથી જ પાણી કાઢી લો. દુઃખી શિષ્યે ગુરૂજી પાસે જઈને, ફકીરની હકીકત કહી સંભળાવી. પોતાના તપોબળના પ્રતાપથી પહાડમાં ગુરૂજીએ એવા જોરથી થપ્પડ મારી કે તેમાંથી જળનો પ્રવાહ ફૂટી નીકળ્યો. અને ત્યાં તેમના પંજાનું નિશાન પડી ગયુ. તે જ નિશાન આજ 'પંજા સાહબ' તીર્થના રૂપમાં પ્રસિદ્ધિને પામેલું છે. ત્યાંનું શીખોનું ગુરૂદ્વારા દર્શનીય છે. ત્યાંના નીવાસીઓએ સ્વામીજીનો હાર્દિક સત્કાર કર્યો. ગુરૂનાં ચરિત્ર તથા ઉપાસના સત્સંગમાં, એક સપ્તાહ સુધી શ્રદ્ધાળુ શીખોને સ્વામીજીએ તૃપ્ત કરી દીધા.

ત્યાં સુધી હિમાલયનો પશ્ચિમ છેડો લંબાયેલો છે. અને ત્યાર પછી હિંદુકુશ અને કારાકોરમ નામની પર્વત માળાઓનો આરંભ થાય છે, જે ભારતવર્ષની સીમાની બહાર છે, હવે અહીંથી હીમાલયની દક્ષિણ બાજુનાં વિવિધ તીર્થો તથા નદીઓનાં દર્શન સ્નાન કરતાકરતા સ્વામીજીએ પૂર્વ દિશા તરફ પ્રસ્થાન કર્યું. વૈદિક યુગના આર્યોની પવિત્ર તપોભૂમિ અગર વૈદિક સભ્યતાનું આદિમ વિકાસસ્થાન સિંધુ નદીની પાર પશ્ચિમ તરફ આગળ જતાં, વર્તમાન ભારતવર્ષની સીમાની બહાર સુધી જાય છે. આર્યગણ જે 'સપ્ત સિન્ધવઃ' દેશનું ગૌરવ અને સ્પૃહા સાથે વૈદિક સાહિત્યમાં સ્મરણ કરે છે, તે વૈદિક

પ્રદેશનો વિસ્તાર પંજાબથી સમરકંદ ( તુર્કસ્તાન ) સુધીનો માનવામાં આવે છે. ભગવાન રૂદ્રનું એક નિવાસસ્થાન, જે મૂજવાન્ પર્વત તે તે તરફ જ છે. કોઈ સુદૂર કાળમાં ત્યાંનો મહીમા હિમાલયથી થોડો નહોતો. પણ કાળક્રમે એ સર્વ મ્લેચ્છ દેશ થઈ ગયેલો હોવાથી સ્વામીજી હિમાલયના પશ્ચિમ છેડાથી આગળ ન જતા પૂર્વ તરફ વળી ગયા. આ યાત્રાને સારૂ તે વખતે ચાલતો ભાદ્રપદ માસ ઘણો જ અનુકૂળ હતો.

ત્યાથી આગળ વધતાં પંજાબના પહાડોમાં 'રેવાલસર' તીર્થ ઉપર સ્વામીજી પહોંચ્યા. એ હિમાલયના અત્યંત રમણીય સ્થાનોમાંનું એક છે. પર્વતોની તળેટીમાં ત્યાં એક સુંદર સરોવર છે, જેમાં અનેક ઝરણા પડે છે અને નીકળે છે, અને પ્રભુનો ચમત્કાર અહીં એવો અદ્‌ભુત છે કે સરોવરની વચમાં મોટામોટા હજારો મણના ભૂખડો પાણી ઉપર તરતા રહે છે અને યાત્રીઓ આવાહાન કરે ત્યારે કિનારે આવી પૂજા ગ્રહણ કરે છે, સરોવરમાં પડેલાં લતા પત્રો ઉપર માટી અને પથ્થર જામતાંજામતાં, તે ભીમકાય પાષાણખંડો બની ગયા છે, પ્રભુની કેવી વિચિત્ર કરામત છે કે અપાર બોજો હોવા છતાં પણ એ દ્વીપ ડૂબતા નથી, તેના ઉપર નવીન ઝાડો પણ ઉગતાં રહે છે પંચદેવોના સ્વરૂપમા એ પાચ મૂર્તિયો છે, પણ હવે એક બે ખંડ અચળ પણ થઈ ગયા છે તેમના પૂજારી લામા લોક છે

ત્યાના સ્નાનધ્યાનથી પોતાના 'તપોધનની ઝોળી ભરીને સ્વામીજી કાંગડા જીલ્લાનો પ્રસિદ્ધ શક્તિપીઠ 'જ્વાલામુખી' ચાલ્યા આવ્યા પંજાબમાં એ સ્થાન પ્રત્યક્ષ જાગ્રત ગણાય છે, ત્યાં એક પ્રાકૃતિક અગ્નિકુંડ તથા કેટલીક ગુફાઓના મુખમાથી, માતાજી જ્વાલા રૂપમાં સદાએ દર્શન આપ્યા કરે છે. ઘણાએ કર્મઠજન ત્યા અનુષ્ઠાન પૂજનમા આસક્ત જોવામાં આવે છે પ્રભુની એ અદ્‌ભુત વિભુતિ સર્વને સારૂ વંદનીય છે.

માતાજીના ધામની પાસે જ, નીચે એક ઊંડી ગુફામા 'ગોરખ ડિબ્બી' નામની વિચિત્ર વેદી છે જેની વચ્ચે ખાડામા પાણી ભરાયેલુ રહે છે અને તે ઘણા જોરથી ઘુમરડીઓ ખાતું રહે છે. તેમા કરામત એ છે કે તે પાણીનું આચમન કરવાથી કોઈ વિકાર થતો નથી, પાણી સ્વાદિષ્ટ છે, પણ જો તેના ઉપર દીવાસળી સળગાવવામા આવે તો તેમાંથી અગ્નિની એક ઝોળ ભભકી ઉઠે છે. આનાથી આગળ થોડા માઈલ દૂર કોટકાંગડાની પ્રસિદ્ધ દેવીના દર્શન પણ સ્વામીજીએ કર્યા મંદિરની બનાવટ સુંદર છે પણ તે ભૂકપથી તૂટી ગયેલું

હતું. આ શક્તિપીઠોમાં નિર્દોષ જીવોના બળિદાનની પ્રથા અધિક છે, 'નાથ' પુજારીઓના ભાવ પણ સાત્વિક નથી, તેથી તે બાજુની યાત્રામાં સ્વામીજીને ઘણી ગ્લાનિ થઈ.

ત્યાંથી કેટલીક નાનીનાની રીયાસતોને પસાર કરતાકરતા, સ્વામીજી મધ્ય પંજાબથી હિમાલયની શિવાલિક પર્વતમાળામાં આવ્યા. પરમપાવની સરસ્વતીનું ઉદ્ગમ સ્થાન ત્યાંજ છે. તેની પવિત્ર ધારાઓમાં સ્નાન કરી તેને કિનારેકિનારે કુરૂક્ષેત્ર તરફ ચાલ્યા. આ સ્થાન જો કે ભગવાનનું મહત્વપૂર્ણ કર્મક્ષેત્ર છે, શ્રીમદ્ભગવદ્ગીતાનો પ્રાદુર્ભાવ અહીં જ થયેલો હતો. તો પણ તે કૌરવપાંડવોની વિનાશભૂમિ હોવાથી તેમાં રોનક નથી.

ત્યાંથી ઉત્તર તરફ પ્રસ્થાન કરી યમુનાપાર, સ્વામીજીએ પંજાબમાંથી યુક્તપ્રાંતમાં પ્રવેશ કર્યો, અને સહરાનપુર, દેહરાદૂન થઇને સહસ્રધારા સ્થાનતરફ ચાલ્યા. પર્વતોની મધ્ય ઘાટીમાં, સહસ્રધારા પણ એક શાંત અને આશ્ચર્ય ભરેલું ગંભીર સ્થાન છે. ત્યાંથી વહેતી એક નદીની પાસે, ઉંચો સૂકો પહાડ ઉભેલો છે. તેમાંથી એક શિલાસમુદાય નદીની બાજુ તિરછા શિખરના સમાન નીકળી આવેલો છે, કે જે મધપૂડાના જેવા ગાઠોગાંઠોવાળા પીળા આકારથી છવાયેલો છે. તેની છેક નીચે એક ગુફા બનેલી છે અને તેની વચમાં એક પહોળા ગુફારૂપી મંદિરમાં હજારો જળબિંદુઓ દ્વારા ભગવાન શંકરનો અભિષેક નિરંતર થતો રહેછે અને તેથી તે એક દર્શનીય ધામ બની ગયેલું છે. ઉપરના શિખરમાંથી જળબિંદુ ઝરતાં રહેવાથી એમ લાગે છે કે જાણે વરૂણદેવે અખંડ રૂદ્રાભિષેકને સારૂ જ આ તીર્થની રચના કરેલી હોય. આસપાસ કેટલાંક ગંધક મિશ્રિત વહેણ છે, જેમાં સ્નાન કરવાથી રોગ દૂર થઈ જાયછે. આ સહસધારાના જળનો એવો અદ્ભુત પ્રભાવ છે કે તેમાં પડેલાં લાકડાં, પાન અગર માટી થોડા વખતમાં પત્થર બની જાય છે. જ્યાંથી એ જળધારાઓ પડે છે, તે ટેકરી ઉપર થઇને પહાડી રસ્તો જાયછે ત્યાં પાણીનું નામ નિશાન પણ જણાતું નથી.

આ મનોહર સજળ ગુફામાં આસન જમાવીને સ્વામીજીએ ભગવાનના અભિષેકમાં સહયોગ આપ્યો અને પ્રભુના સ્મરણ ચિંતનમાં નિમગ્ન રહીને થોડા દિવસ ત્યાં જ નિવાસ કર્યો. પંજાબદેશની વિકટ યાત્રાઓ પૂરી કર્યા પછી કેદારખંડમાં આ સ્વામીજીનો પહેલો મુકામ હતો.

હવે અહીં સુધી હિમાલયની લગભગ અડધી યાત્રા પૂરી થયેલી હતી. તેથી મનમાં એવો વિચાર આવવો એ સ્વાભાવિક હતું કે, પ્રભુના દર્શનમાં કેટલી સફળતા મળી ? અત્યાર સુધીના પર્યટનની સમીક્ષા કરતાં, સ્વામીજીના મસ્તકમાં હિમાલયનાં ઘનઘોર વન, વિકટ ચઢાણો, બિહામણી ખીણો. ગગનચુંબી બરફથી ઢંકાયેલાં શિખરો, ઝરણાંને કિનારે કંદરાઓમાં ધ્યાનમગ્ન દશા, સાગ દેવદારૂ જેવાં સુગંધિત વૃક્ષોની નીચે લૂખીસૂકી ભિક્ષા અગર કંદમૂળ શેકીને ખાવાં, એ સર્વ દ્રષ્ય એક પછી એક સીનેમાની ફિલમની પેઠે, તેમની આંખ આગળથી પસાર થઈ જવા લાગ્યાં. કેટલીએ વાર પહાડી પગદંડીઓમાં રસ્તો ભૂલી, ચક્રવ્યૂહની ભુલભુલામણીમાં ભટકવું પડેલું, કદીકદી કાળજું વલોવાઈ જાય, એવા કાળાકાળા ઘોર અંધકારમાં સુસવાટા મારતા અઘોર વનમાં, ભૂખ અને તરસથી પીડિત થઇને કેવી રીતે રામરામ કહેતાં રાતો વિતાવી હતી, તેના સ્મરણથી હજી પણ તેમને રોમાંચ થઈ જતાં હતાં. એવાં વન પર્વતોમાં બિહામણી રાતે લગાતાર જાણે વજ્રઘાત થતા હોય તેમ વીજળીના કડાકા થતા, અને મુસળધાર વરસાદ પડતો ત્યારે ઝાડોની બખોલોમાં કેવી રીતે રાતો ગાળી હતી, તે સ્વામીજી વગર બીજું કોણ જાણે ? જરા જેટલે છેટે, ઝાડીના ઓથામાં કોઈ ક્રૂર પ્રાણી, નિર્દોષ પ્રાણી ઉપર ઘૂરકીને તેનું ગળું દબાવી દે, અને તેનો અંતિમ ચિત્કાર બંધ થતાં, ઝાડીમાં થતા ખડખડાટથી સાફસાફ જણાઈ આવે કે હવે તે હિંસક પ્રાણી, પોતાના તરફ જ આવે છે, એક બાજુ હિંસક પ્રાણીનો ભય અને બીજી બાજુ નીચેને રસ્તે નદીનો પ્રખર પ્રવાહ આડે આવતો હોય, એવા સંકટના સમયમાં પ્રભુ સિવાય બીજા કોનો આશ્રય હોય ? એવાંએવાં અનંત દુર્ઘટના અને સુઘટનાઓનાં દ્રષ્ય સ્વામીજીના નાના શા મસ્તકમાં જેવી રીતે બાલકૃષ્ણે માટી ખાઇને યશોદાની સામે જરા જેટલું મ્હોં પહોળું કરતાં તેમાં ત્રણે લોક જણાયા હતા, તેવી રીતે જ એ દ્રષ્યોનું ચીત્રપટ જણાતું હતું.

સ્વામીજી વિચારમાં હતા કે—યશોદાએ તે મુખમાં એક બીજા કૃષ્ણને પણ પ્રતિબિંબિત જોયા હતા, તો તેજ પ્રમાણે મારા દ્રષ્યભર્યા મસ્તિષ્કમાં, કહીં પ્રભુની એ અનોખી ઝાંખી પણ દેખાય છે કે નહિ ? પણ એવું કોઈ દ્રષ્ય નહોતું. મંદિર દેવાલયોનાં દર્શન પૂજન દેખાયાં, સરોવરો અને ઝરણાંને કિનારે વિશાળ શિલાઓ ઉપર પોતે ધ્યાનમગ્ન બેઠેલાની મુદ્રા સ્મૃતિપટ ઉપર આવી ગઈ, અને ધ્યાનકાળમાં હૃદય વચ્ચે પ્રભુની મંદહાસ્યયુક્ત છબિ દ્રઢતર

હઠતી યાદ આવી. પ્રભુના એ હાથ છોડાવીને નાસવા જેવાના દ્રશ્યથી, જે ખીજવાટ થતો હતો, જે વિહ્વળતા થતી હતી, જે ભાવાવેશ થતો હતો, તેની સ્મૃતિમાં તે વખતે પણ સ્વામીજીની આંખો આંસુમાં ડૂબી જતી હતી. આ સ-વેના સ્મરણથી, મંત્ર પ્રયોગ થયેલા સર્પની પેઠે પરવશતામાં હૃદયમાંથી ઉંડા ગરમ નિશ્વાસ નીકળતા હતા અને અનંતમાં સમાઈ જતા હતા. વાણી પણ કઇંક અસ્પષ્ટ ગણગણવા લાગી અને પછી આ પ્રમાણે ખુલી ગઈ—

ક્રિયા બિસમિલ મુઝે ઉસકી અદાઁ કે હાથ ક્યા આયા ।
તડપતા છોડકર તેગે કજા કે હાથ ક્યા આયા ॥
ફિરા શાહરો બિયાબાઁ તાલ વે દીદાર નારાયણ ।
બિઠાયા ઉસકો પર્દે મેં હયાઁ કે હાથ ક્યા આયા ॥

આ પ્રમાણે ભૂતકાળની ઘટનાઓ શોધતાં જ્યારે કાંઈ પણ હાથ લાગેલું જણાયું નહિ, ત્યારે ઉજ્વલ ભવિષ્ય કે જે તેમને ખેંચી રહેલું હતું તેના ઉપર સ્વામીજીની નજર પડી. તેમણે વિચાર કર્યો કે—હવે આમ નાહિંમત થઈ જવાથી કામ ચાલવાનું નથી, હજુ તો હિમાલયના હૃદયવિહારી રાજા કેદારનાથ, બદરીનાથ બાકી જ છે. આગળ પણ અનેક પુણ્યધામ હોવાનું સાંભળ્યું છે. શેરડી ખાતાં ખાતાં જેમ રસ અધિક મીઠો થતો જાય છે, તેમ હિમાલયના પર્વતોમાં આગળ જતાંજતાં કેટલાએ ચમત્કારો ભર્યા પડ્યા હોવાનું સાંભળ્યુ છે, તેમને જોયા વગર શી રીતે ખબર પડે ? તેથી 'હારિયે ન હિંમત બિસા-રિયે ન રામ, પરે રહો દરબાર મે જબ લગ ઘટ મે પ્રાન'. વળી 'કબહૂઁ કે દીનદયાલ હૈ, ભનક પરેગી કાન'. એવા વિચાર કરી, કઇંક આશ્વાસન પામી સ્વામીજી આગળ ચાલ્યા.

## કેદારખંડની યાત્રા.







મરનાથથી ઉતર્યા પછી હિમાલયના નીચલા ભાગમાં જ અત્યાર સુધી અધિકાંશ યાત્રા થયેલી હતી. સહસ-ધારાથી સ્વામીજીએ ફરીથી હિમાલયની મધ્યમાં જવાનો વિચાર કર્યો. સહસધારાના શિખર ઉપરથી જ એક રસ્તો ટેહરી જાય છે. તે રસ્તે વિકટ પહાડી ચઢાવો પાર કરતાકરતા સ્વામીજી મસુરી અને ટીહરી વચ્ચેનો

રસ્તો કાપીને સીધા ઉત્તરકાશી આવી પહોંચ્યા. હરિદ્વાર તથા ઋષિકેશના સમાન ઉત્તરકાશી પણ સંત મહાત્માઓની તપોભૂમિ છે તેમ જ એ સ્થાનને કેન્દ્ર બનાવી ત્યાંથી યમુનોત્તરી તથા ગંગોત્તરીના રસ્તા છૂટા પડે છે.

સ્વામીજીએ ઘણા ઉલ્લાસની સાથે પ્રથમ યમુનોત્તરીનો રસ્તો લીધો મોહામણી શરદ ઋતુનો તો હિમાલયમાં સદાનો સુહાગ છે, તે સમયે વળી તેમાં પણ અધિક શોભા આવી ગયેલી હતી. સરસતા, શીતળતા, વનાવલીનાં અનોખાં દ્રશ્યો સ્વામીજીને આનદિત અને પ્રભુના દર્શન સારૂં ઉત્કંઠિત કરવા લાગ્યાં. ભારતમાતાના શુભ્ર લલાટ સમાન હિમ શિખરોને જોતાં મન ધરાતું નહોતું તેમને જ્યાં એક વખત નજર ભરીને જોયાં કે માર્ગનો બધો શ્રમ ઉતરી ગયો એવા જ આનદ સામ્રાજ્યની વચ્ચે છ દિવસમાં પહાડો અને ખીણો વટાવતાવટાવતા સ્વામીજી યમુનોત્તરી તીર્થમાં જઈ પહોંચ્યા

બરફ અને શીતની અધિકતાથી ત્યાં વસ્તી નથી. પડ્યા વગેરે સર્વે લોકોના ઘર નીચે ખરસાલી નામક ચટ્ટીમા હોય છે. હિમાલય શૃંખલાની વચ્ચે, બરફીલા પહાડની કરાડમાંથી, પોતાનું સુકોમળ નાજુક સ્વરૂપ પ્રવાહિત કરતી સૂર્યકુમારી માતા યમુનાનાં પ્રથમ દર્શન અહીં આ પ્રમાણે થાયછે—

कलिन्दगिरिमस्तके पतदमन्दपूरोज्वला
विलासगमनोल्लसत् प्रकटगण्डशैलोन्नता ।
सघोषगतिदन्तुरा समधिरूढदोलोत्तमा
मुकुन्दरतिवर्धिनी जयति पद्मबन्धो सुता ॥

સૂર્યપુત્રી હોવા છતા પણ યમુનાજીએ આ સ્થળે, પોતાના પિતા સાથે વિદ્રોહ કરીને પોતાના સ્વભાવને અત્યત શીતળ, બરફથી પણ વધારે ઠંડો બનાવી લીધો છે તો પણ પોતાની પુત્રીની શિશુ સહજ ચપળતાની ક્ષમા કરી, સૂર્યદેવે અહીં આવનારા યાત્રાળુઓની સુવિધાને સારૂ યમુનોત્તરી તીર્થમાં એક તપ્તકુંડની સૃષ્ટિ પણ કરી દીધેલી છે. સ્વામીજીએ યમુનોત્તરીમાં સ્નાન કરીને તેની ટાઢ તપ્તકુંડના જળથી ઉડાડી દીધી તે કુંડનુ પાણી એટલું તો ગરમ છે કે, તેની અદર કપડામા બાંધીને ચોખા શાક આદિ મૂકવામાં આવે તો તે ઘણી થોડી વારમા ચડી જાય છે બે દિવસ ત્યાં રહી ગગોત્તરી જવાને સારૂ સ્વામીજી પાછા ઉત્તરકાશી આવ્યા

ઉત્તરકાશીથી ગંગાજીને કિનારે પગદંડીનો ઘણો સાંકડો રસ્તો, જેની એક બાજુએ સેંકડો ગજ નીચે ગંગાજીનો પ્રવાહ જાય છે અને બીજી બાજુએ પહાડી ચટ્ટાનોની અચળ દીવાલ આવેલી છે, તે ગંગોત્તરી જાય છે. વરસાદમાં એ રસ્તો અસ્તવ્યસ્ત અને ભયંકર થઈ જાય છે, તો પણ યમુનોત્તરીના રસ્તા કરતાં તે કંઈક ઠીક છે. ભૈરવચટ્ટીથી આગળ વધતાં સ્વામીજીએ જોયું કે વિશાળ શિલાખંડોની નીચેથી વેગપૂર્વક નીકળતો, અમળ, ધવળ જળપ્રવાહ, એ જ ગંગોત્તરી તીર્થ છે.

જે સ્થળને વાસ્તવિક રીતે ગંગોત્તરી તીર્થ કહેવું જોઇએ, કે જ્યાં ગંગામાતાનાં સર્વ પ્રથમ દર્શન થાય છે, તેનું નામ ગોમુખી તીર્થછે. ત્યાં જવાને સારૂ ગંગોત્તરીથી આગળ બે દિવસનો રસ્તો છે. બરફ અને ટાઢને લીધે ત્યાં કોઈ વસ્તી કે જગો નથી. ખાદ્ય સામગ્રી પણ સાથે લઈ જવી પડે છે. એવા નિર્જન, નિર્જીવ હિમાચ્છાદિત પહાડોની વચમાં એક જગોએ, ગોમુખના જેવા આકારવાળા ઝરણામાંથી સ્રવિત થતી ( પડતી ), પરમ પવિત્ર ગંગાધારાનાં દર્શન, આચમન અને કોઈવાર હિંમતવાન યાત્રી સ્નાન કરીને તે જ દિવસે પાછો વળી જાયછે. સ્વામીજીએ પણ એ સાહસભરી ગોમુખી યાત્રાને પૂર્ણ કરી અને કવીઓની આ સિદ્ધ વાણીમાં ગંગાવતરણની સ્તુતિ કરતાકરતા ગંગોત્તરી પાછા આવી ગયા.

आदावादिपितामहस्य नियमव्यापारपात्रे जलम् ।
पश्चात् पन्नगशायिनो भगवतः पादोदकं निर्मलम् ॥
भूयः शम्भुजटाविभूषणमणिर्जह्नोर्महर्षेरियम् ।
कन्या कल्मषनाशिनी भगवती भागीरथी दृश्यते ॥

જે પ્રકારે યમુનાજીનું આગમન સૂર્યલોકથી છે, તે જ પ્રકારે ગંગાજીનું આગમન બ્રહ્મલોક ( બ્રહ્માજીના કમંડલુ ) થી છે. પરંતુ અખંડ હિમરાશી મય પહાડોની વચ્ચે કોઈ મનુષ્ય એ નથી જોઈ શકતું કે, દિવ્યલોકથી આવતી એ પવિત્ર જળધારા સર્વપ્રથમ ભૂતળ ઉપર ક્યાં પડેછે. બરફ તથા શિલાઓને ભેદીને, થોડા નીચે આવ્યા પછી જ, યમુનોત્તરી તથા ગંગોત્તરીના રૂપમાં આ દેવ નદીઓનાં પ્રથમ દર્શન થાય છે. ઋષિયોએ યોગબળથી જોઇને આ નદીઓનાં આદ્ય અવતરણસ્થળ કલિન્દ પર્વત તથા કૈલાસ પર્વત બતાવેલાં છે.

જગાઓએ ઢીલ થતી રહે છે તે પ્રમાણે આ દરબારમાં સુનાવણી થતાં વાર થાય એ સ્વાભાવિક છે. તેથી આવતે વર્ષે પટ ખુલતા સુધી મારે પ્રતીક્ષા કરવી જોઇએ અને તપશ્ચર્યા દ્વારા સુનાવણીના પ્રયત્નમાં લાગુ રહેવું જોઇએ. ગમે તેમ થાય પણ એ તો પાકો નિશ્ચય છે કે 'આયે હૈં તેરે દ્વાર પર તો કુછ કરકે હટેંગે.'

હવે આ અરસામાં, પોતાના તપને વધારે ઉગ્ર કરવાના વિચારથી સ્વામીજી, શ્રીમત્ શંકરાચાર્યે દ્વારા સ્થાપિત, પવિત્ર પીઠ જોશીમઠ (જ્યોતિર્મઠ) માં ઉતરી આવ્યા. પહાડી ચઢાણોનો થાક તથા બરફીલી હવાથી શરીર પણ ઘણું દુર્બળ થઈ ગયેલું હતું, તેથી પવિત્ર માગશર માસની ગીતા જયતી સુધીનો સમય, સ્વામીજીએ જોશીમઠની ભૂમિમાં એકાંતવાસ કરી બદરીવિશાલના ધ્યાનમાં વિતાવ્યો, કંઈક સ્વાસ્થ્ય લાભ થયા પછી ત્યાંથી ધીરેધીરે નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, રૂદ્રપ્રયાગ તથા દેવપ્રયાગના પવિત્ર નદી સંગમોમાં સ્નાન યાત્રા કરતાકરતા સકુશળ હૃષીકેશની ઝાડીમાં ઉતરી આવ્યા.

સ્વામીજીને હવે એક ઉણપ ખટકવા લાગી કે, કેદારનાથ સ્વામીનાં દર્શન તો હજી અધૂરાં જ રહી ગયાં, પશુપતિનાથના સન્મુખ ન જવાયાથી જ વખતે પ્રભુની નજર પોતાના ઉપર ન પડી હોય. તથા હિમાલયની પૂર્વ બાજુની યાત્રા હજી બાકી જ છે. તે તરફ તુષાર રાશિ (ધુમસ) ની વચ્ચે મુક્તિનાથ તથા દામોદરકુંડની યાત્રા પણ થાય છે. એ તીર્થોનાં દર્શનની ઉત્કંઠાથી પોતે પાછો પ્રયાણનો આરંભ કર્યો. પવિત્ર બદરીવનની પર્વતમાળામાં થોડા દિવસ સ્થિર રહીને સાધનામાં બેસવાનો તેમનો નિશ્ચય હતો, પણ મનની શાંતિને સારૂ, બાકીના હિમાલયનાં દર્શન કરી લેવાની જરૂર જણાઈ. તેથી તે યાત્રા પૂરી કરી લેવાને અર્થે, પોતે હરિદ્વારથી રેલ મારફતે અયોધ્યા આવ્યા.

ત્યાં કૈલાસકુમારી સરયુમાં સ્નાન કરી તથા હનુમાનગઢી, લક્ષ્મણ કિલ્લો, જન્મસ્થાન આદિની દર્શન યાત્રા કરીને સ્વામીજી કાશીપુરી પહોંચી ગયા. પછી ત્યાંથી યાત્રાને સારૂ આવશ્યક માહિતી મેળવીને નેપાળના પ્રવેશ દ્વાર વિહાર પ્રાંતમાં ગયા,



मोरग की झाडी ( नेपाल ) मे प्रभुचिन्तनमग्न स्वामीजी ।
મોરગની ઝાડી ( નેપાલ ) મા પ્રભુચિન્તનમગ્ન સ્વામીજી.

गीताधर्म प्रेस, साक्षीविनायक, काशी ।

શરદૃઋતુમાં દિવાળી ઉપર બદરીનાથનો પટ બંધ થઈ જાય છે, તેથી સ્વામીજી થોડા દિવસ ગંગોત્રીમાં ધ્યાન ભજન કરીને તરત જ આગળની યાત્રાએ નીકળ્યા. આ વખતે ઉત્તરકાશીથી ઉપર જ, ભટવારી ચટ્ટીથી ફંટાઈને બૂઢાકેદાર ત્રિયુગી નારાયણનાં દર્શન કરી, અનેક ખીણો અને પહાડો ઉપર ચઢી ઉતરી, હિમાલયના મુકુટમણી કેદારનાથ શિખર ઉપર આવી પહોંચ્યા અહીં ( ૨૧૦૦૦ ફૂટની ઉંચાઈએ ), સસારના સર્વોચ્ચ તીર્થ શિખરની પાદછાયા ( તળેટી ) માં, કેદારનાથ ધામની થોડી શી પહાડી વસ્તીની પાસે, ભગવાન શંકરનું ઉત્તુગ મંદિર છે. એ મંદિરમાં ભગવાનના પૃષ્ટભાગનાં જ દર્શન થાય છે બાકીનો શિરોભાગ, પહાડોની અંદર ને અંદર સેંકડો ગાઉ દૂર છેક નેપાળ સુધી પહોંચેલો છે, અને ત્યાં પશુપતિનાથના નામથી પ્રગટ થયેલો છે કેદારનાથમાં પણ બરફ અને શીતનુ પ્રમાણુ વધુ છે સારી વસ્તી લગભગ નહિ જેવી છે, તો પણ સ્વામીજીએ ધર્મશાળામાં રહીને થોડા દિવસ ભગવાન શકરની ઉપાસના કરી.

ત્યાંથી ઉતરીને ગૌરીકુંડ, મન્દાકિની ગગા તથા સોનપ્રયાગમાં સ્નાન કરતાકરતા સ્વામીજી તુગનાથ તરફ ચાલ્યા. એ યાત્રામા પ્રાકૃતિક સૌંદર્યના એકથી એક અનોખાં દ્રશ્યો જોવાને મળ્યાં. પહાડના ગર્ભમાથી નીકળીને, આકાશગગા નામની ધારાનું અમૃતકુડમાં પડવું તથા બરફના ખંડ પડેલા હોવાથી એકબીજા સાથે ગુથાયેલાં, મરકતમણીના સમાન દેખાતાં સઘન ઝાડીઓના ઝુંડ, તપસ્વીઓના ચિત્તનું આકર્ષણ કરી લે છે. સ્વામીજીની ઇચ્છા, ત્રિયુગીનારાયણ ( જ્યાં ત્રણ યુગની ધૂણી સચેત છે ), મન્દાકિની તટ તથા આ ઝાડીઓનાં તપોવનોમાં થોડા દિવસ તપસ્યા કરવાની હતી. પણ હજી એટલો સમય નહોતો તેથી એ કાર્યક્રમને આગળ ઉપર રાખી, સ્વામીજીએ 'તુંગનાથની ભયંકર ચઢાઈ ઉપર ચઢાઈ કરી. આ તરફ આવતી વખતે, કોઈએ તેમને સલાહ આપી હતી કે, ચઢવા ઉતરવાની કષ્ટદાયક એ નીરસ યાત્રા, તુંગનાથના દર્શનના બદલામાં ઘણી મોંઘી પડશે. તોપણ તેનું પુણ્યફળ ઘણું થશે, એવા નિશ્ચયની સાથે, તુંગનાથનાં દર્શન કરીને, સ્વામીજીએ પોતાની યાત્રામાં કમીપણું ન રહેવા દીધુ

તુંગનાથથી ઉતરીને સ્વામીજી ચમોલી, ગરુડગંગા, પાતાળગગાના સગમો પાર કરીને વિષ્ણુપ્રયાગ આવી ગયા. ત્યાંથી આગળ જતાં કલકલનાદિની

અલકનંદાને કિનારેકિનારે નરનારાયણ નામક પર્વત આવે છે. તેના ઉપર આરોહણ કરીને ઋષિગંગા તથા અલકનંદાના સંગમ ઉપર સ્વામીજી 'વિશાલા' નગરીમાં આવી ગયા.

વિશાલા નગરી ઉત્તરાખંડનાં તીર્થોની રાજધાની છે. અહીં દેવતા તથા ઋષિયોના પંચાયતન સાથે, ભગવાન બદરીવિશાલ બિરાજે છે શીત ઋતુ જ્યારે આ નગરીને બરફના આવરણથી ઢાંકી દે છે, ત્યારે ત્યાં કોઈ પણ પ્રાણી રહી શકતું નથી. એ છ મહિનામાં દેવતાઓ તરફથી, ભગવાનની પૂજા અને નગરીનું શાસન થાય છે, બરફ ઓગળી ગયા પછી શેષ છ માસ, મનુષ્યોને દર્શન પૂજનને સારૂ મળે છે. અથવા એમ પણ કહી શકાય કે ભગવાન વિષ્ણું કાર્તિક માસમાં ક્ષીરસમુદ્રની શેષ શય્યાનો ત્યાગ કરીને, અહીં વિશાલાનગરીમાં બરફની મોટી રજાઈ ઓઢીને છ માસ સુધી સૂઈ રહે છે, અને પોતાના 'અનંતશયન' ના નામને સાર્થક કરે છે.

જે સમયે સ્વામીજી વિશાલાનગરીમાં પહોંચ્યા, તે સમયે ભગવાનનો દરબાર બરખાસ્ત થવાની તૈયારીમાં હતો. થોડા પર્વતીય દર્શનાર્થિયો સિવાયના યાત્રીઓની આવજા બધ થયેલી હતી. મંદિરમાં પંડ્યા પૂજારી જ હતા. એવો નિરાળો એકાંત મળીજવાથી સ્વામીજીએ હૃદય ઉઘાડીને બદરી વનવિહારીની ભાવભરી પ્રાર્થના કરી. વિનયપૂર્વક કહ્યુ—'પ્રભો ! આપની રાજધાનીમાંથી ખાલી હાથે પાછો કાઢશો નહિ જો આપનો સાક્ષાત્કાર અહીં ન થયો તો પછી કયાં ઠેકાણું પડવાનું છે ? અત્યાર સુધી હું આપના દર્શનની લાલસામાં બહુ ભટકયો. હવે આપના મુખકમળના દર્શનનું સૌભાગ્ય જરૂર પ્રાપ્ત થવું જોઇએ એવા જ ઉત્કટ પ્રેમપ્રવાહના આવેશમાં આવી જઇને, પ્રભુના વિયોગમાં નિર્ઝર ધારાઓની સાથે પોતાનાં અશ્રુપ્રવાહનો સ ગમ કરાવતાકરાવતા સ્વામીજી વસુધરા તીર્થની યાત્રાને સારૂ ચાલ્યા. તે તરફ પણ હિમપુંજો તથા શિલાશિખરોમા ઘણી પ્રતીક્ષા કરી, પણ પ્રભુની ઝાંખી કહીં પણ થઈ નહિ. વસુધરા પ્રપાતની કુલઝરિયોમાં સ્નાન કરી, સ્વામીજીએ એ નીરવ નિર્જન પ્રદેશમા પોતાના ચિન્તના કરૂણ પોકાર ઘણી રીતે સંભળાવ્યા, પરંતુ જે રૂપમાં તેમને પ્રભુ દર્શનની ચાહના હતી, તે ન દેખાયુ હવે અસહ્ય શીત ઋતુને કારણે બદરી નારાયણનો પટ બ ધ થવાનો હતો. તેથી ભગવાનને હિમનિદ્રાની તૈયારી કરતા જોઈ, તેમણે પણ વિચાર કર્યો કે [illegible] રણારોમાં લગભગ બધી



श्री गङ्गाजी का धूआँधार।
શ્રી ગંગાજીનો ધૂઆઁધાર





शुभ काशी।
શુભ કાશી.





नन्दप्रयाग में सगम।
નન્દ પ્રયાગમાં સંગમ



# નેપાળ યાત્રા






માલયનો સંપૂર્ણ પૂર્વ પ્રદેશ, નેપાળના સ્વતંત્ર હિંદુ રાજ્યમાં અંતરગત છે. એ દેશમાં પ્રાચીન પરંપરાથી પાલન થતા ધર્માનુસાર ક્ષત્રિય રાજાઓ દ્વારા શાસન થાય છે. શાસકોનો ગોરક્ષા કરવાનો ધર્મ છે, તેથી એ લોક 'ગોરખા' પણ કહેવાય છે. ભારતદેશના અપરાધી તથા અવાંચ્છનીય લોક, નેપાળની શાંતિમાં ભંગ ન કરે તેટલા સારૂ, બહારના માણસોના પ્રવેશ ઉપર ત્યાં બંધી રાખવામાં આવેલી છે. વર્ષમાં એક વાર શિવરાત્રી ઉપર ધાર્મિક યાત્રાળુઓને નેપાળની સરકારની પરવાનગી મેળવીને રાજ્યમાં જવા દેવામાં આવે છે. વ્યાપાર આદિ વિશેષ કાર્યોને સારૂ બીજે સમયે પણ લોક જતા આવતા રહે છે. રસ્તામાં સ્વામીજીને ખબર પડી કે, આજ્ઞાપત્ર મળવામાં હજી થોડા દિવસની વાર છે. તેથી સીમા ઉપર નિરર્થક ન પડી રહેતાં, મિથિલાપુરીની યાત્રા કરી આવવાનું સ્વામીજીને ઠીક લાગ્યુ. તેથી તેઓ બ્રહ્મજ્ઞાની રાજા જનકની રાજધાની તરફ નીકળી ગયા, અને થોડા દિવસોમાં જનકપુર, સીતામઢી આદિમાં ભ્રમણ તથા દર્શન સમાપ્ત કરીને પાછા નેપાળમાં પ્રવેશ કરવાને સારૂ રકસોલ નગરમાં આવી પહોચ્યા. ત્યાં ઇંગ્રેજી રાજ્યમાંથી નીકળીને યાત્રી લોક નેપાલની હદમાં પ્રવેશ કરી વીરગજ નગરમાં આવે છે ત્યાં જઇને સ્વામીજીએ જોયુ તો આજ્ઞાપત્રને સારૂ સેંકડો સાધુસંતો તથા ગૃહસ્થોની ભીડ લાગેલી હતી. તો પણ પ્રભુ પ્રેરણાથી સ્વામીજીને આગળ જવાનો અનુમતિપત્ર બીજાના કરતાં પહેલો મળી ગયો ત્યાંથી બે દિવસ જંગલ તથા પહાડોમાં ચાલીને સ્વામીજી ભીમફેરી નામના પહાડી બજારમાં પહોચી ગયા, પહાડી રસ્તામાં તથા વચમાં મુકામની જગામાં ભીડ ન થાય તેટલા સારૂ યાત્રીઓને ક્રમશ જવા દેવામાં આવે છે. પરતુ ફક્કડ સાધુ સંતોને સારૂ કડક નિયંત્રણ રહેતું નથી હજી અધિક સખ્યામાં યાત્રીઓને આવવાનું શરૂ થયુ નહોતું, તેથી સ્વામીજી એકલા જ ભીમફેરીથી સીસાગઢી નામના વિકટ ઉભા ચઢાવ ઉપર આરૂઢ થયા અને હાંફતાહાંફતા મહામહેનતે સીસાગઢીના શિખર ઉપર પહોંચી ગયા. અહીં

નેપાળી સેનાની દ્રઢ મોરચાબંધી છે, સિપાઈયોએ પૂછપરછ કર્યા પછી, સાચા સાધુ જાણી સ્વામીજીનો સેવા સત્કાર કર્યો. ત્યાના શીતળ સમીર તથા જંગલ પહાડોનું સૌંદર્ય જોઈ સ્વામીજી થોડા દિવસ ત્યાં જ રહી પડયા. અને નીચેથી યાત્રાળુઓને આવતા દેખી, ત્યાંથી ચિતલાંગની ઘાટીમાં થઈને એકદંતા પર્વત ઉપર આવી પહોંચ્યા. ત્યાંની ખેડાણ જમીનમાંના ખેતરો તથા ક્યારીઓમાં ઉભા પાક લહેરાતા હતા. આશ્રમો જેવા ઘરોના મહેલ્લામા ઠેકઠેકાણે ઝરણા વહેતા હતા ત્યાના ગામલોકોએ પણ સ્વામીજીની ખૂબ આગતાસ્વાગતા કરી તથા વસ્તીથી ઉપર કાચી જમીનમા એક ગુફા ખોદીને સ્વામીજીને સારૂ ત્યા ધૂણી ચેતાવી આપી. પહાડી લોક ખાવા પીવાની સામગ્રીની સાથે ગાંજો તમાકુ પણ લાવતા અને સ્વામીજીને તેનો ઉપયોગ ન કરતા જોઇને તેઓ ચકિત થઈ જતા હતા ત્યાંથી ઉઠીને પોતે ભયંકર ચઢાવ પાર કરીને હિમાલયના શુભ્ર કિરીટોનાં દર્શન કરતાકરતા તથા પહાડી પગદંડીઓ ઉપર આમતેમ પોતાના રંગલાલ ખસીવાળાની ખોળ કરતાકરતા ચદ્રાગઢીની સામી બાજુની તળેટીમા જઈ પહોચ્યા અને ત્યા જ મુકામ કર્યો ત્યાંના બરફીલા પર્વતો ઉપર સાયંકાળના સૂર્યનાં સોનેરી કિરણોની રમત, બાળકૃષ્ણની ગોચારણ લીલાનું સ્મરણ કરાવતી હતી અજવાળી રાતે વાદળાના નાનાનાના ગાભલાની છાયા, બરફાચ્છાદિત ભૂમિમા જાણે કાળી કામળીવાળા ગોવાળ બાળકો સંતાકુકડી રમતા હોય તેવી જણાતી હતી

અહીંથી રાજધાની ખટમંડુ પહોચવાને વચમા સપાટ મેદાની રસ્તો જ બાકી હતો. ભયાનક પહાડોનાં ચઢાણ તથા ઉતરાણો પછી માઇલોના માઇલો સુધીનું સપાટ મેદાન જાણે કોઈ બીજી દુનિયા હોય એમ લાગતું હતું સર્વ બાજુએ ધાર્મિકતાનો પ્રવાહ હતો પર્વ પાસે આવતુ હોવાથી સ્વામીજી પણ નગરમા થઇને વાગમતી નદીના તીર ઉપર પશુપતિનાથધામમા જઈ પહોચ્યા નેપાળ નરેશનો કાષ્ટ તથા પત્થરનો કળાપૂર્ણ સભામંડપ, દરબાર, મહેલ રાજકાજની કચેરીઓ ઉત્તમોત્તમ બનેલા છે, પરાક્રમી સેનાઓના નિવેશ ( રહેઠાણ ) પણ વિશાળ છે, તથા સરકારી પુસ્તકાલયમાં દુર્લભ અને અમુલ્ય પ્રાચીન પુસ્તકોનો ભંડાર પણ ઘણો મહત્ત્વનો છે ત્યાં ફરતાફરતા એમ લાગે છે કે જાણે નીચેના પ્રદેશના કોઇ રોનકદાર નગરમા જ ફરીએ છીએ અને પશુપતિનાથધામની કળાપૂર્ણ રચના તથા ભવ્યતાથી એમ લાગે છે કે જાણે શાહી પ્રમાદ તે જ છે. સખ્યાબંધ દેવસ્થાન તથા દેવ

પ્રતિમાઓ, મઠ, મંદિર, ઘાટ તથા સેંકડો નાનામોટા ઘંટોથી એમ લાગતું હતું કે જાણે શંકર ભગવાનનું પોતાનું સ્વર્ગ જ અહીં વસી ગયેલું છે. મંદિરમાં ભગવાન પશુપતીશ્વર ઉપરાંત એકમુખી રૂદ્રાક્ષ તથા દક્ષિણાવર્ત શંખનાં પણ દર્શન થાય છે. જેવી રીતે કૈલાસમાં દેવ તથા દાનવ બંને શિવજીના ભક્ત છે, તેવી રીતે પશુપતિના દરબારમાં દેશો અને ભૂતાની લોક છે. નેપાળ સરકાર સર્વ સાધુ સંતોને સારૂ પાકું સીધું સામાન, શરપણ, પકવાન્નની સાથે ભાંગ ગાંજા સુધીની પણ વ્યવસ્થા કરે છે. અને સાધુ સંતો તેનો પૂર્ણ માત્રામાં લાભ લે છે. હજારો દેશી તથા પહાડી માણસોનો જમાવ લગભગ એક અઠવાડીઆ સુધી રહે છે. તે સમયમાં ત્યાંનો સરકારી શાસક વર્ગ સત્તાનો ગર્વ છોડી નમ્રતા તથા શિષ્ટતાનો અંચળો પહેરી લે છે. ત્યાંથી આગળ દૂરદૂર સુધી નાનાંમોટાં સેંકડો દેવસ્થાનો છે, તેમ જ તેમનો વૈભવ પણ વિશાળ છે. ઝરણાંના કુંડની વચ્ચે શેષશય્યા ઉપર સૂતેલા ભગવાનની, અહિંના જેવી 'મહતો મહીયાન્' પ્રતિમા બીજે કોઈ પણ ઠેકાણે નહિ હોય. ગગનચુંબી મંદિરમાંના ઘણા ઉંચા વિરાટ્ ભગવાનનાં દર્શન પણ અદ્વિતીય છે.

પશુપતીશ્વર ક્ષેત્રની દેવયાત્રા તથા સંત સમાગમમાં શિવરાત્રીનો ઉત્સવ પૂરો થયો, સ્વામીજીએ પણ પશુપતિનાં પાંચે મુખનાં દર્શન પૂજન કરી, પોતાને કૃતાર્થ માન્યા. આ જનસંકીર્ણ મેળામાં પ્રભુના નિત્ય ચિંતનનો અવસર થોડો મળતો હતો, એટલે દર્શનની સંભાવના તો દૂર જ રહી. પરંતુ ત્યાંની પુણ્ય ભૂમિની વિશેષતા એ હતી કે, કહીં નિરાળા એકાન્તમાં બેસવાથી ચિત્તની એકાગ્રતા તથા મનનો સંતોષ ખૂબ જ થતો. આસન લગાવતાની સાથે જ અનાયાસે વૃત્તિ લય થઈને ધ્યાનમુદ્રા બંધાઈ જતી હતી. ભજનના આ અલભ્ય લાભની ખાતર, સ્વામીજીએ દૂરદૂરનાં જંગલ પહાડોની યાત્રાનો આરંભ કરી દીધો. મોરંગની દુર્ગમ અને સઘન ઝાડીઓમાં (જ્યાં રૂદ્રાક્ષ થાય છે) સ્વામીજી ઘણા દિવસ રહ્યા. ચારેપાસના પહાડોને ઓળંગી નિર્જન તપોવનોમાં તેઓ મહિનાઓ સુધી ફરતા રહ્યા તો પણ પત્તો લાગ્યો નહિ.

## મુક્તિનાથની યાત્રા




મુક્તિનાથની કઠણ યાત્રા હજી બાકી જ હતી. ગ્રીષ્મ ઋતુમાં અનુકૂળ સમય આવતાં એ યાત્રાની શરૂઆત થાય છે તેની પ્રતીક્ષા કરતા સ્વામીજી નેપાળનાં વન તથા ગુફાઓનાં સુરમ્ય સ્થળોમાં યોગ સાધન તથા પ્રભુનું ચિંતન કરતા રહ્યા. ધીરેધીરે જેષ્ઠ માસે આવીને, હિમાલયની

નીચલી ઘાટીઓમાં સંચિત થયેલી બરફરાશીઓને ઓગાળવાનો આરંભ કરી દીધો. પહાડોને ફોડીને વહેનારી નદીઓના રસ્તામાંથી બરફ ખાલી થવા માંડયો. તેથી સાધુસંતોને પણ, ભેગા થઈને મુક્તિનાથ ધામની યાત્રાએ જવાની સગવડ મળી ગઈ. એ તીર્થ હિમાલયના ઘણા ઉંચા શિખરની પેલી પાર છે. ઘણો જ દુર્ગમ રસ્તો, અત્યંત કઠોર શીત તથા બરફની હવાનો સામનો કરવાને સારૂ ઘણી સહનશક્તિ તથા સાહસની જરૂર પડે છે, ઠંડકના કોઠા, પહાડી અને ભૂતાની લોક, નીચેના દેશવાસીઓના કરતાં એ બાધાઓને સરળતાથી સહન કરી શકે છે. સપાટ પ્રદેશમાં રહેનારા લોકોને ત્યાં ઘણું કષ્ટ સહન કરવું પડે છે, તેથી જીવના જોખમની આ યાત્રામાં, જીવનની પરવાહ ન કરનારા સાધુ સંતો જ ઘણેભાગે જોવામાં આવે છે, તેથી ભોજન તથા આચ્છાદનની વ્યવસ્થા, માર્ગમાં જ્યાં ગામ વસ્તી નથી ત્યાં યથાશક્ય, તે વ્યવસ્થા નેપાળ સરકાર તરફથી થતી હતી. કામળા, વાઘાંબર, મૃગચર્મ તથા ખર્ચને સારૂ થોડું દ્રવ્ય પણ અધિકારી યાત્રાળુઓને નેપાળ સરકાર તરફથી મળે છે, તથા જ્યારે જેને અનુકૂળ સમય મળે ત્યારે તે ચાલવા માંડે છે, પ્રથમના થોડા દિવસ બરફથી ભરેલા ખાડાટેકરાવાળા પહાડી રસ્તા ઉપર ચઢતા ઉતરતાં ઘણા કષ્ટનો સામનો કરવો પડે છે. પછી આગળ મધ્ય હિમાલયની ખીણો પાર કરવાને સારૂ ગંડકીનાં વહેણ ઉપરનો રસ્તો મળી જાય છે, આ સંકટની ઘડીઓમાં હિમાલયનું અમૃત સંચારક દિવ્ય જળ તથા વાયુ અને નયનાભિરામ પ્રાકૃતિક સૌંદર્ય જ જીવનનો આધાર થાય છે.

હિમાલયની દુર્ગમ સુવિખ્યાત યાત્રાઓ પૈકી આ એક જ યાત્રા સ્વામીજીને સારૂ બાકી હતી અત્યાર સુધીનાં તીર્થ ભ્રમણો તથા જપ, તપ અને વ્રતોના પરિશ્રમથી તેમનું સાહસ મંદ પડી ગયું હતું. જે પ્રભુ સાક્ષાત્કારના ઉદ્દેશથી તેઓ સર્વ સ્થાનોમા ભટકતા હતા તેમા કહીં પણ સફળતા મળી નહિ. પશુપતીશ્વરના દરબારમાથી પણ જ્યારે તેઓ એમ જ ખાલી નીકળી ગયા, ત્યારે મુક્તિનાથમા ઇષ્ટ સિદ્ધિ થશે એનો શો ભરોસો ? આશાનો અંતિમ અંકુર એટલો જ બાકી રહ્યો હતો કે, હવેની વાર અંતિમ રૂપમાં બદરીનારાયણના દ્વાર ઉપર સમાધિસ્થ થઈને સત્યાગ્રહ કરવો, અને તેમા સફળ ન થવાય તો જીવનની આશા છોડી, આગળ જઈ સ્વર્ગારોહણને રસ્તે કૈલાસ તરફ પ્રસ્થાન કરવું વૈશાખની અક્ષય તૃતીયાએ બદરીનાથનો પટ ખુલે છે, તેથી ત્યાં પહોંચવાની ઉત્સુકતા વધતી જતી હતી, તો પણ 'विक्रीते करिणी किमङ्कुशे

વિવાદઃ' હાથી વેચી દીધા પછી અંકુશને સારૂ ઝઘડો શો ? એ ન્યાયે સર્વ હિમાલય ખૂંદી વળ્યા પછી મુક્તિનાથ જ કેમ રહી જાય ? એવા વિચારથી સ્વામીજી તે યાત્રા તરફ ચાલ્યા. તેમાં પણ સઘન વનોના ચઢાવ ઉતારમાં પત્થરો ઉપર દિનભર ચાલતાંચાલતાં પગ છોલાઈ જતા ત્યારે સાંજે કોઈ મુકામ જડી જતો. જો એક બે સંગી સાથી થઈ જતા તો બધાનો એકઠો ભાત થઈ જતો અને જો એકલારામ હોય તો કોઈ કંદમૂળ અગર લૂખાસૂકા મમરા કે મકાઈ ખાઈને ચલાવી લેતા. ત્યાં લોટ, ખાંડ આદિ તો જાણે કોઈ બીજા લોકના જ પદાર્થ હતા. કોઈ પહાડી વસ્તીમાં દૂધનાં દર્શન થઈ જતાં હતાં અને કોઈ શ્રદ્ધાળુ ભક્ત સીધુ આપે તો તેમાં અધોળ નવટાંક શુદ્ધ ઘી પણ મળી જતું. શાક્તમતની અધિકતાને કારણે અગર કોઈ પ્રકારનો ભોજ્ય પદાર્થ ન થવાને કારણે ત્યાં માંસ ખાવાનો પ્રચાર ઘણો છે, તેથી અભ્યાગતોને ઘણેભાગે સીધુ આપવાનો રિવાજ છે.

નદીને રસ્તે આગળ વધતાં લગભગ એક સપ્તાહ પછી કેવળ બરફનો લોક જ આવે છે, હજારો ફૂટ ઉચાં શિખરો ઉપર બરફ જ બરફ લદાયેલો રહે છે. ધુમસ અને વાદળાં ઘેરાયેલાં રહે છે, અને ઓગળતા બરફનાં જ ઝરણાં બની જાય છે. હવાના વેગથી પણ બરફના કડકા ઉડીઉડીને વાગે છે. વનસ્પતિનું તો નામ જ નહિ, કોઈકોઈ જગોએ ઘાસનાં ભોથાં જોવામાં આવે છે. નદીના કિનારા સિવાય ચારે તરફ બરફનું કઠોર સામ્રાજ્ય વર્તી રહેલું હતું. અપાર હિમરાશીના ગર્ભમાંથી નાગણના સમાન વળ ખાતી વાંકી-ચૂંકી ગંડકી દોડતી જતી હતી. હૃદયને વલોવી નાંખે એવી હિમાલયની વિકરાળ કંદરાઓ, મંત્રમુગ્ધ વ્યાઘ્રના સમાન મ્હોં ફાડીને ઉભેલી હતી, ઝરણાં તેનાં આંસુ તથા અણિયાળી શિલાઓ જ તેની તીક્ષ્ણ દાઢો હતી.

ઠંડકથી હાથ પગ બહેરા થઈ જઈ ફાટતા હતા. તો પણ ધ્રૂજતા-ધ્રૂજતા સ્વામીજી ચાલ્યા જતા હતા, દિવસ આથમ્યા પહેલાં કોઈ પડાવ ઉપર ન પહોંચી જવાય તો ટાઢથી જકડાઈને બરફમાં જ સૂવા સિવાય બીજી ગતિ જ નહોતી. દિવસ આથમતાંઆથમતાં મેદાનમાં કોઈ રબારીનો પડાવ મળી જતો, તો નીચેના ખંડમાં ઘેટાં બકરાં અને ઉપરના ખંડમાં ઘેટાં બકરાંની પેઠે માણસો પણ ભરાઈ જતાં. આવી મુસીબતોમાં પણ ઉંઘ આવતાં વાર લાગતી નથી, અને સવાર પડે ત્યારે જ આંખ ઉઘડે છે. આ પ્રકારે જગતભરમાં સર્વોપરિ ગણાતાં ધવળગિરિ તથા ગૌરીશંકર નામનાં મુખ્ય

શિખરોની વચ્ચે હિમાલયનું હૃદય ચીરતો એ માર્ગ મુક્તિનાથ ધામમાં પહોંચી જાય છે.

મુક્તિનાથના અંતિમ પડાવમાં, લાકડાંનાં ઝુંપડાંમાં થોડી વસ્તી રહે છે, નેપાળ સરકાર તરફથી સાધુસંતોને સારૂ સદાવર્ત પણ છે, ત્યાં ચોખા, મીઠું તથા કંઈક શાક પણ મળે છે, યાત્રાળુ અહીં રોકાઈને દર્શને જાય છે, સુભાગ્યે સ્વામીજી બકરાં ઉપર માલ લાવનારા એક વ્યાપારીના ટોળા સાથે પડાવ ઉપર પહોંચી ગયા. એ લોકો તિબેટ અને નેપાળ વચ્ચે માલ લાવે છે અને લઈ જાય છે, તેઓ થોડા વખતને સારૂ સ્વામીજીના ઘણા સારા માર્ગદર્શક બની ગયેલા હતા. મુક્તિનાથથી થોડે દૂર 'દામોદરકુંડ'માંથી ગંડકી નદીનું ઉદ્‌ગમ થાય છે, તે જ કુંડ અને તેની આસપાસમાંથી શાલગ્રામ શિલાઓ નીકળે છે, અને કુંડના સ્રોતોમાં નિરંતર ઘસાઈઘસાઈને એ અસંખ્ય ભગવન્મૂર્તિયોનાં ચરણામૃતથી ગંડકી નદી વધારે પવિત્ર થતી રહે છે, અહીંથી આગળ પણ નેપાળની હદ જાય છે, પણ ત્યાં જંગલી તિબેટી લોકની આછી વસ્તી રહે છે, મુક્તિનાથના પૂજારી પણ તિબેટી 'લામા ગુરૂ' છે. તે યાત્રાળુઓને હેરાન કરતા નથી, પણ ગંભીર ભાવથી પોતાની ઉપાસનામાં લાગેલા રહે છે. મંદિરમાં મનુષ્યાકૃતિના મુક્તિનાથ ભગવાનના સન્મુખ અખંડ ઘીની જ્યોત ચાલુ રહે છે. અને તે દીવામાં મણ બે મણ ઘી પૂરાયેલું જ રહે છે.

## શાલગ્રામ પરિચય.





બદરીખંડના આ પ્રદેશમાં ગાઢી વસ્તી કોઈ પણ જગોએ નથી. તિબેટ જવા આવવાના રસ્તા ઉપર વ્યાપારીઓએ થોડથોડે છેટે, લાકડાં તથા પત્થરની ઓરડીઓ કરીરાખેલી હોય છે, તેમાં એ વ્યાપારીઓને આશ્રયે, બેચાર પહાડી અગર તિબેટી કુટુંબો રહે છે, શાસ્ત્રોમાં જે પરમપવિત્ર 'શાલગ્રામ' નો ઉલ્લેખ છે, તેનો જ આ ભાગ છે, તેનું અસલ સ્મારક તો મુક્તિનાથ અને દામોદર કુંડ જ છે, તેની આસપાસ, ચણાના દાણા જેટલાથી લઈને મણ બે મણ કે તેથી પણ વધારે વજનના હજારો શાલગ્રામ પડેલા હોય છે, તેમાંથી જે યાત્રીથી જેટલા લઈ શકાય તેટલા લઈ શકે છે,

મોટા શાલગ્રામ ભેદી શકાય નહિ એવા હોય છે, નાના શાલગ્રામને સુવર્ણ કણના લોભથી મોટા ઘણથી ભોટિયા લોકો તોડયા કરે છે.

આ તીર્થના માહાત્મ્ય સંબંધમાં એમ કહેવાય છે કે, એ સમયે ત્યાં શાલવૃક્ષની નીચે શાલંકાયન ઋષિએ ઘોર તપસ્યા કરી હતી, તેમના તપથી પ્રસન્ન થઇને ભગવાને વર આપ્યો હતો કે—તમારી પ્રસન્નતાને સારૂ હું આ શાલવૃક્ષમાં નિવાસ કરીશ. ત્યારથી શાલગ્રામ નામક વસ્તીની ત્યાં પ્રતિષ્ટા થઈ ગઈ. એ જ પ્રમાણે એકવાર ગંડકી તથા નર્મદા નદીઓએ પણ એ જ સ્થાનમાં તપસ્યા કરી હતી અને ક્રમશઃ વિષ્ણુ તથા શંકરજીને પ્રસન્ન કરીને તેમના જેવા જ પુત્રો માગ્યા. બંને ભગવાને કહ્યું—અમારા જેવા તો બીજા કોઈ હોઈ શકે નહિ, તેથી તમારા ગર્ભથી અમે જ પાષાણરૂપે જન્મ લઈશું તે પ્રમાણે ગંડકીમાં ગોળ અને કાળારૂપમાં વિષ્ણુ તથા નર્મદામાં નર્મદેશ્વરરૂપમાં શંકરજી ઉત્પન્ન થતા રહે છે. તેથી મુકિતનાથનો પ્રદેશ પુણ્યમય તથા સિદ્ધ તપોભૂમિ ગણાય છે.

સ્વામીજીએ કોઈ પણ ભોગે, આ પુણ્ય પ્રદેશમાં તપસ્યા કરવા નિશ્ચય કર્યો. પણ એ કઠોર શીત પ્રદેશમાં બેચાર લામા પૂજારી સિવાય એ શીતનું કષ્ટ સહન કરી કોઈ રહી શકતું નહોતું, તેમ જ મંદિરની પાસે એક બે કામચલાઉ ઝુંપડિયો સિવાય રહેવાની કોઇ જગો નહોતી. ખાવા પીવાનું પણ કાંઈ મળતું નહોતું. થોડી ખાલી જમીન છોડીને ચારે તરફ બરફનું જ સામ્રાજ્ય હતું. નીચેથી યાત્રી લોક આવતા હતા તે ખાવાનું પોતાની સાથે જ લાવતા હતા. અને તે જ દિવસે પાછા નીચે ઉતરી જતા હતા. બેચાર વનસ્પતિયો સિવાય ત્યાં કંદમૂળ, ફળ, પાંદડાં કાંઈ પણ થતું નહોતું.

એવા વિકટ સ્થાનમાં રાત કાઢવી પણ મુશ્કેલ હતી, પણ સ્વામીજીએ વિચાર કર્યો કે—લામા લોક પણ મનુષ્ય જ છે. પ્રભુ તેમને જેવી રીતે પોતાના શરણમાં રાખે છે, તેવી રીતે મને પણ કેમ નહીં રાખે ? એવો નિશ્ચય કરીને સ્વામીજી પ્રથમ દામોદરકુંડ જવા નીકળ્યા. રસ્તામાં વ્યાપારી લોક માર્ગ દેખાડીને, બીજી તરફ નીકળી ગયા. શીત અને હિમ અસહ્ય હોવાથી સ્નાન તો બાજુએ રહ્યું પણ દર્શન પણ દુર્લભ થઈ ગયા. છેવટે બીજે દિવસે સ્નાન કરવાનું રાખી, રસ્તાની બાજુમાં એક લાકડાની ઝુપડીમાં સ્વામીજીએ રાત કાઢવાનો વિચાર કર્યો. ઝુંપડીમાં તે વખતે કોઈ માણસ નહોતું. તો પણ બકરીની લીંડિયોની આગ રાખમાં દબાયેલી હતી. તેથી અનુમાન થતુ હતુ કે

રાતે ત્યાં કોઈ માણસ રહેતું હોવું જોઇએ. તેથી સ્વામીજીએ ત્યાં રહેવાનું સાહસ કર્યું. આગ મળી ગઇ, તો જાણે પ્રભુ જ મળ્યા. સાથના વ્યાપારીઓએ, છુટા પડતી વખતે થોડો મકાઇનો સત્તુ આપ્યો હતો અને થોડા ચોખા પણ સાથે હતા. સ્વામીજીએ થોડો ગીઠુ નાખેલો સત્તુ ખાધો અને 'શ્રીકૃષ્ણગો૦' વાળા મંત્રની ધૂન જમાવી અગ્નિને આશ્રયે બેઠા.

હવે રાત પડવા આવી હતી તો પણ ઝુંપડી તરફ કોઈ આવતું જણાયું નહીં, હવે તો એકલા નીચેના પહાડ ઉપર અગર મુક્તિનાથ સુધી જવાનું પણ અશકય હતું. વળી એમ પણ વિચાર થતો હતો કે, લીંડિયોનો દેવતા જો હોલવાઈ ગયો તો, શરતની ચામડી ઉતરી જાય એવી ટાઢમાં ઠ્ઠવાઇને અક ડાઈ જવાશે એ પણ ચોક્કસ છે. તે જ વખતે દૂરથી કાંઈ વાગતું હોય એવો અવાજ કાને પડ્યો, પણ હીમ પડતું હોવાથી કાંઈ દેખી શકાયુ નહી. થોડી વાર પછી મનુષ્યનો શબ્દ પણ કાને પડ્યો. અને લાલ રંગના ઉનના ઠગલા પહેરેલા, મોટા શરીરવાળા બે માણસો જોવામાં આવ્યા. પંખાના આકારના ચામડાથી મઢેલા વાજાને ડમરૂની પેઠે વગાડતા અને ગાતા એ લોક ઝુપડીમાં આવ્યા. અને સ્વામીજીને જોઇને ઘણા જ આશ્ચર્યમાં પડી ગયા. તેમાંનો એક કઇક હિંદી સમજતો હતો, અને મહામહેનતે, એકાદ બે શબ્દ બોલી શકતો હતો. ઘણી મુશ્કેલીથી આખરે તેણે સમજાવ્યુ કે–તેઓ તિબેટી સાધુ છે અને શાલગ્રામ ક્ષેત્રમાં મુક્તિનાથનાં દર્શન અને ભજનને સારૂ રહેલા છે. સ્વામીજીને પણ પોતાના જેવા જ જાણીને તેઓ ઘણા પ્રસન્ન થયા. સ્વામીજીની પાસે વસ્ત્રોનુ કમીપણું જોઈ પાસેના ખાડામાંથી ચાર પાચ મોટા ટોપલા ભરીને લીંડિયો, અગ્નિ સતેજ રાખવાને સારૂ લાવ્યા. તેમણે કહ્યું કે—અહીં મુગલાઈ ( મુગલોના દેશ હિંદુસ્તાન ) નો કોઈ આદમી રહી શકતો નથી, ભૂમિ ઘણી કઠણ છે. સર્વ યાત્રી મુકિતનાથથી પાછા વળી જાય છે, તેથી તમે પણ પાછા જાઓ. સ્વામીજીએ વિચાર કર્યો કે—આ સત્સગનો ઠીક મોકો છે. પણ ભાષાની બાધા દૂર ન થઈ શકે તેવી હતી ચારે બાજુએ શૂન્ય અંધકાર હતો. લામા સાધુઓએ ડમરૂ વગાડતાં ભજન કરવાનું શરૂ કર્યું અને સ્વામીજીએ પોતાની માળા સભાળી. અડધી રાતે એ લોકો તો સૂતા અને ઘસઘસાટ ઉંઘી ગયા અને સ્વામીજી અગ્નિના આશરામાં થોડીવાર અડધા ઉંઘતા પડી રહ્યા પણ પછી અતિશય ટાઢ લાગવાથી તેમણે આખી રાત બેસીને કાઢી.

બીજે દિવસે બહાર નીકળવાનું પણ જંગ જીતવા જેવું હતું. બને સાધુઓ સવારમાં જ કહીં ચાલ્યા ગયા હતા. પૂછતાં તેમણે જણાવેલું હતું કે, પાછા આવીને દામોદરકુંડ જઈશું; ત્યાં સુધીમાં તમે ભાત બનાવીને ખાઈ લેજો. નમતો પહોર થવા આવ્યો હતો, બહારથી પાણી લાવી સ્વામીજીએ કાચોપાકો ભાત બનાવ્યો અને મીઠાવાળા સત્તુના સહકારથી પેટમાં નાખ્યો. બપોરે સાધુઓના આવ્યા પછી સ્વામીજીએ દામોદરકુંડની યાત્રા કરી, હજી પણ ટાઢનો વેગ કમી નહોતો. આંગળાં ઠરી જાય એવી ટાઢ અને હવામાં પાણી તેજાબના જેવું લાગતુ હતું. કુંડથી નીચે ઝરણામાં ગમે તે પ્રકારે સ્નાનની વિધિ પૂરી કરી. ટાઢે સકડાઇને બેસવાની ફરજ પાડી, ભજન કરવાને સારૂ આસન બાંધીને સ્વયં બેસી જવાયુ. શરીરમાં ગરમી લાવવાને સારૂ થોડીવાર સુધી જુદેજુદે પ્રકારે પ્રાણાયામ કર્યા. ત્યારે જ શરીર સ્થિર થયુ. તે વખતે એવી શાંતિનું ધ્યાન થયુ, કે જાણે અમૃત સાગરમાં નિમગ્ન થઈ જવાયુ હોય; બે ત્રણ કલાક પ્રભુ ચિંતનમાં થઈ ગયા એટલામાં ઠીંગણા, આછી મૂછ અને ચપટા નાકવાળા કેટલાએક ભોટિયા લોક આવતા જોવામાં આવ્યા તેમાં કેટલાક સ્નાનાર્થિયો પણ હતા.

દામોદરકુંડ ઉપર સ્વામીજીને સમાધિ સ્થિતિમાં જોઇને, એ લામા સાધુઓ ઉપર ઘણો પ્રભાવ પડયો. આવતી વખતે એ લોકો ઘણા આદરપૂર્વક સાથે ચાલ્યા. એ લોક જીજ્ઞાસુ ભાવથી ઘણુ સાંભળવાની ઈચ્છા રાખતા હતા, પણ દુભાષિયો કોઈ નહોતો. તેમણે સમજાવતાં માલમ પડયુ કે—મુક્તિનાથ અને બુદ્ધ ભગવાન એક જ છે. સ્વામીજીએ પણ સમજાવ્યુ કે—અમે પણ બુદ્ધ ભગવાનને, વિષ્ણુંનું એક સ્વરૂપ માનીએ છીએ. એ પ્રમાણે હાવભાવ અને ઈશારાથી વાતો કરતાકરતા બધા મુક્તિનાથ આવી પહોંચ્યા. અને એ સાધુઓના સગનું ફળ એ થયુ કે, મુક્તિનાથના લામા ગુરૂઓ સ્વામીજીને વધારે સન્માનની નજરે જોવા લાગ્યા. કેટલાએ પ્રકારની યોગ પ્રક્રિયાઓ, મંત્રજપ અને ધ્યાનની શાસ્રીય રીતો સ્વામીજીએ લામાઓને બતાવી અને કહ્યુ કે—હું બાળક તપસ્વી તો આપ મહાત્માઓની પાસે પ્રભુપ્રાપ્તિની ભિક્ષા માગવાને આવ્યો છું. થોડા આપના અનુભવ પણ મને બતાવો.

## હૃદયનાં આંદોલન





વૈ થાકરણી લોક કહે છે કે. માત્ર સાત ડગલાં સાથે ચાલવાથી અથવા સાત શબ્દ બોલવા માત્રથી, સજ્જનોમાં મિત્રતા થઈ જાય છે. તેથી જ મિત્રતાનું નામ 'ન' સાપ્તપદીનું પણ છે. સ્વામીજીની સાથે લામાઓની ઘણી રહસ્યપૂર્ણ ચર્ચાઓ થઈ. પછી તેમની સાથે સ્વામીજીને ગાઢા સંબંધ કેમ ન થાય ? પરિણામે તે રાતે સ્વામીજી લામાઓની પાસે જ રહી ગયા. આ પુણ્યભૂમિમાં થોડા દિવસ રહેવાની સ્વામીજીની ઈચ્છા જોઇને, લામાઓએ ભોજન આચ્છાદનની સહાય કરવાનુ આશ્વાસન પણ આપ્યુ. અને ધીમેધીમે વન પર્વતોનાં નાકાં, ઘાટ, ગુફાઓ આદિથી પણ તેમને પરિચિત કરી દીધા તથા વખત બે વખત શીત ભૂખ આદિના નિવારણની ગુપ્ત ક્રિયાઓ પણ બતાવી દીધી. હવે થોડા જ દિવસોમાં પોતે પોતાના પગ ઉપર ઉભા રહીને આ દિવ્ય પ્રદેશમાં પોતાના પ્રભુને ખોળવાને સારૂ હિમાલય ઉપર વિચરવા લાગ્યા. તેનો અર્થ એ નથી કે શારીરિક કષ્ટ થતું નહોતું, હિમાલયના હિમમય પ્રદેશમાં 'કરતલ ભિક્ષા તરૂતલ વાસ' કરીને રહેવું, એ મોતની સાથે મિત્રતા કરવા જેવું છે. દિલને સખત રાખી સહનશક્તિ વધારવાથી જ પોતે થોડા દિવસ ત્યાં ટકી શકયા.

દૂરદૂર વમેલાં ઝુપડાંવાળા શાલગ્રામના લાંબા ધર્મક્ષેત્રમાં, હવે પોતે ફરીથી ધ્યાન સમાધિમા તત્પર થઈ ગયા. જ્યાં સુધી એક જગોમાં અનુકૂળતા રહેતી ત્યાં સુધી ત્યાં રહેતા. પ્રભુના નામ ઉપર ધારણ કરેલા આ ભ્રમણવ્રતમાં વિચિત્ર વાતો જેવા સાંભળવામાં આવતી, એકથી એક ચઢિયાતાં ભયંકર દ્રષ્યો જેયાં. કેટલીએ સંકટની ઘડીઓ એવી વિતાવી કે જેમાં જીવનનૌકા ડગમગીને હવે શાંત થઈ ગયેલી હતી.

## સ્વામીજીના તિબેટી લામાગુરૂઓ સાથે સંવાદ





એ સમયમાં એક વખત મુક્તિનાથના લામાગુરૂઓએ સ્વામીજીને કહ્યુ કે—અહીંથી થોડે છેટે ઉત્તર બાજુએ એક મઠમાં દૂરદૂરના લામા સાધુઓ એકત્ર થવાના છે, આપ ત્યાં જશો તો સતસંગનો સારો લાભ થશે. સ્વામીજી જવાને તૈયાર થયા, એટલે લામાઓએ મઠનો સીધો રસ્તો તથા

નિશાનીઓ આદિથી સમજાવી તેણીપાસ વિદાય કર્યા. તેમના નિર્દેશાનુસાર સ્વામીજી મુક્તિનાથથી ઉપર ઘણે દૂર ગયા. ત્યાં તેમના જોવામાં એક 'ગુમ્બા' ( મઠ ) આવ્યો. જે પહાડના ઉંચા શિખર ઉપર રમકડા જેવો ઘણો સુંદર દેખાતો હતો. મઠની દિવાલો તથા પતાકા ઉપર 'ૐ મણિ પદ્મે હુમ્' એ મંત્ર લખેલો હતો. મઠના 'લ્હા–ખંગ' ( જે ખંડમાં દેવમૂર્તિઓનું સ્થાપન કરેલું હોય તે ) ની સામે ઘણા લામા સાધુઓ બેઠેલા હતા, તેમને એક ઉચ્ચ આસન ઉપર બેઠેલા લામાગુરૂ, તિબેટી ભાષાનો 'ચ્યછેર્–રોલ્પા' નામનો ગ્રંથ કથાના રૂપમાં સંભળાવતા હતા.

સ્વામીજી એ જોઈને ઘણા પ્રસન્ન થયા. અને લામાઓએ ઈશારો કર્યો એટલે ત્યાં બેસી ગયા. લામા સાધુ આપસમાં કાંઈ વાતો કરતા હતા અને સ્વામીજી તરફ આદરની દ્રષ્ટિથી જોઈને કેટલીક ચેષ્ટાઓથી પ્રસન્ન થયેલા જણાતા હતા. પણ તેમની બોલી સમજાતી નહોતી

એટલામાં ત્યાં કહીંથી એક 'દાવ સન્દૂપ' (દુભાષિયો ) આવી પહોંચ્યો, તેનાથી ખબર પડી કે ત્યાં આજના એક ખાસ અવસર ઉપર તિબેટ, ભૂતાન, સકીમ, બ્રહ્મા તથા ચીન જાપાન દેશના લામા સાધુઓ ભેગા થયેલા હતા. તેમાં 'નાલજેર્પા' ( રમતા યોગી ) 'ત્રાપા' ( શિક્ષાર્થી ) 'ત્પા' ( જ્યોતિષી ) પણ હતા, તથા કેટલાક રિતોદ્' ( આશ્રમો ) ના તાંત્રિક લામા પણ આવેલા હતા, જેઓ સદાએ 'થબ્ થબ્' ( અનુષ્ઠાન ) માં મશગુલ રહે છે. 'ગેયોક' ( લામાઓના આશ્રિત, ગરીબ માત પિતાઓ દ્વારા સમર્પિત થયેલા ચેલા ) સેવા કાર્ય કરતા હતા. તથા અમુકઅમુક 'ત્રાશિલ્હુમ્પો' ની પ્રસિદ્ધ વિદ્યાપીઠના માનનીય દાર્શનિકો, 'એન ચે' મઠના વર્તમાન મહંત 'કુશોગ્ ચોસ–દ્–જેદ' નામના લામા ગુરૂ હતા કે જેઓ ઉચ્ચાસન ઉપર બેસીને સર્વને કથા ઉપદેશ સંભળાવતા હતા.

લામા સાધુ દીર્ઘાયુષી હોય છે, તેમાંના કેટલાક સાધુ યોગબળથી પોતાના મૃત્યુનો દિવસ સુદ્ધાંત બતાવી દે છે. તેમનામાં એકાંતવાસ અત્યંત શ્રેષ્ટ મનાય છે, તેથી તેમને સારૂ 'ત્યામ્સખાંગ' નામનાં ગૃહ વસ્તીથી ઘણે દૂર એકાંતવાસ માટે બનાવેલાં હોય છે, તેમના એકાંતવાસની અવધિ, ત્રણ વર્ષ, ત્રણ મહિના, ત્રણ સપ્તાહ અને ત્રણ દિવસની હોય છે, તે'અવધિ પૂરી થતાં, કોઈ કોઇ તેની બે ત્રણ આવૃત્તિયો પણ કરે છે. કોઈ કોઈ લામા સાધુ એવા પણ હોય છે કે જેમણે જન્મભર 'ત્યામ્સખાંગ' માં રહેવાનો નિશ્ચય કરેલો

હોય છે, કોઇ કોઇ સાધુ બિલકુલ અ ધારામાં રહીને એકાંત સેવન કરે છે, તેઓ આજન્મ પ્રકાશમાં જતા નથી. આ એકાંતવાસની રીત અતિ કઠણ હોય છે, એવાં એકાંતવાસનાં સ્થાન બ્રહ્મદેશમાં પણ જોવામાં આવે છે.

યુરોપ નિવાસી અધિકાંશ લોકોનો મત છે કે—કોઈ પણ મનુષ્ય અધિક દિવસ એકાંતમાં ચૂપચાપ જીવન વિતાવી શકતો નથી, જો તેમ કરે તો ગાંડો થઈ જાય. પરતુ આ લામા સાધુઓમા એવી કોઈ વાત જણાતી નથી. તેથી એમ જણાય છે કે 'ફિલિંગ' ( વિદેશી ) લોકો એ તેમાના વિષયમાં અધિક માહિતી મેળવેલી નથી. અસ્તુ—

એ લામા નામધારી બૌદ્ધ ભિક્ષુઓની સાથે સ્વામીજીનો જે કાંઈ વાર્તાલાપ થયો તેની ટૂકી નોધ, ભારતવાસિયોને ઘણી ઉપયોગી હોવાથી અત્રે આપવાનુ અસ્થાને નહિ ગણાય, આ વાર્તાલાપ દુભાષિયા દ્વારા થયેલો હતો.

લામાઓના પૂછવાથી સ્વામીજીએ ઉત્તર આપ્યો કે—'હું ભારતીય સન્યાસી છુ. શકરાચાર્યના સિદ્ધાત અનુસાર સર્વે જગોએ, હું મારો જ આત્મ ભાવ દેખુ છુ. હું આપ લોકના મેળાપથી ઘણા આનદનો અનુભવ કરૂ છુ.' એ સાંભળીને લામા સાધુઓ ઘણા પ્રસન્ન થયા અને મહા પંડિત 'કુશોગ-ચોસ્ દુ-જેદ' બોલ્યા—આર્ય સન્યાસિન ! આપ 'ગ્ય ગર' ( ભારતવાસી ) છો, અમે આપનુ 'ખા તગ્સ' ( અભિવાદન ) કરીએ છીએ આપ કાશી લામાગુરૂ છો, તેથી અમારા સન્માનાસ્પદ છો. જેવી રીતે આપ અમારા મેળાપથી પ્રસન્ન થયા છો, તે જ પ્રમાણે અમે સર્વે પણ આપ શ્રીમાનના દર્શનથી પવિત્ર થયાનો અનુભવ કરીએ છીએ. ભારતવર્ષ ઉપર અમારો પ્રેમ છે, અને ત્યાથી જ અમારી સસ્કૃતિનો આદિ સોત પ્રવાહિત થયેલો છે પણ દુ ખની વાત એ છે કે, ત્યાના લોકો અમારા પ્રત્યે એવો આત્મીયભાવ રાખતા નથી, કે જેવો તેમના પ્રત્યે અમારો છે, અમે લોક તેમનું સન્માન કરવાને તૈયાર છીએ, પણ ભારતના નિવાસી અમોને 'ઓપરા' ( જુદા ) સમજીને અમારી ઉપેક્ષા કરે છે

એ સાભળીને સ્વામીજીએ કહ્યુ—મહાત્મા પુરૂષો ! આપ લોકો પ્રતિ, ભારતિયોની ઉપરયુક્ત ધારણા કેટલેક અશે સત્ય હોવા છતા પણ સર્વથા આપ સમજો છો એટલી નથી ખરી વાત તો એ, આપના તથા અમારા પારસ્પરિક સપર્કના અભાવનુ ફળ છે, વસ્તુત આપ તથા અમે એક જ છીએ, હિંદુ છીએ. આપના પ્રધાન મહાપુરૂષ તથા ગત ગૌતમબુદ્ધ ભારતવર્ષના ક્ષત્રિય કુળના હતા. હિંદુ ધર્મ ઘણો વ્યાપક અને પ્રચીન છે આપ લોક ઘણા દૂર ભારતની

બહાર આવીને વસેલા હોવા છતાં, તેમ જ બૌદ્ધ સંપ્રદાયના અનુયાયી થઈ ગયેલા હોવા છતાં પણ હિંદુ જ છો. હિંદુઓમાં જેવા જૈન, શીખ, શૈવ, વૈષ્ણવ, શાક્ત આદિ અનેક સંપ્રદાયો છે, તેવો જ બૌદ્ધ સંપ્રદાય પણ છે. બૌદ્ધ-ધર્મ, અગર સદાચાર સંબંધી ઉપદેશોનો સંગ્રહ—કે જે ખ્રિસ્તી ધર્મના વિકાસમાં ઘણો સાહાય્યક થયો છે, તે મહાત્મા બુદ્ધે પ્રચાર કરેલો ધર્મ, સીધો વેદોમાંથી નીકળેલો છે. બુદ્ધદેવ હિંદુઓના ચોવીસ અવતારોમાંના એક છે, હિંદુલોક 'આર્ય્યાવર્તે બૌદ્ધાવતારે' એ સંકલ્પમાં નિત્ય બુદ્ધદેવનું સ્મરણ કરે છે.

બુદ્ધભગવાન અમારા છે, એટલે તેમના અનુયાયી અમારાથી જુદા નથી, પણ આજ અલગ જેવા પ્રતીત થઈ રહ્યા છે, તેનું કારણ એ છે કે—બુદ્ધદેવના હૃદય ઉપર અતિ અધિક માત્રામાં પશુ બલિદાનની ઘણી ખરાબ અસર થઈ અને તેઓ બ્રાહ્મણો ઉપરની અનુચિત દયા અને શુદ્રોની સાથેનો તેમનો કઠોર વર્તાવ સહન કરી શકયા નહિ. એ વૈષમ્યમાં તેમણે સુધારો કર્યો. ઉક્ત ભેદભાવથી હિંદુ જાતિની ઘણી હાનિ થઈ રહેલી હતી. બ્રાહ્મણ લોક જાતિગત પ્રતિષ્ઠાના ચક્કરમાં પડીને, પોતાની યોગ્યતા સંપાદન કરવાની પ્રક્રિયા ભૂલતા જતા હતા. તેથી આર્ય્ય જાતિમાં ધર્મ અને નીતિશાસ્રના વૈજ્ઞાનિકોની સંખ્યા કમી થતી જતી હતી. અને શૂદ્ર જાતિ ખિન્ન હૃદય થઈ જાત્યંતર અગર ધર્માન્તર ગ્રહણ કરી રહેલી હતી. તેથી જ્ઞાન તથા ગણનાની દ્રષ્ટિથી આર્ય્ય જાતિનો હ્રાસ થતો જતો હતો. બુદ્ધદેવે તેમાં સુધારો કર્યો અને જનતાને તે ગમી ગયો. હિંદુઓની ઘણી મોટી સંખ્યા તે તરફ આકૃષ્ટ થઈ અને પોતાને તેમનાથી જુદા સમજવા લાગી. પરિણામ એ આવ્યુ કે, આજ સંસારમાં હિંદુ સર્વથી ઓછા છે. તેમનાથી અધિક મુસલમાન છે, તેમનાથી જ્યાદા ખ્રિસ્તી છે, અને તેમનાથી પણ વધારે બુદ્ધ છે. પણ અમે તથા આપ જે વાસ્તવમાં એક જ છીએ તે ભેગા થઈ જાય તો અમારી સંખ્યા ઘણી જ વધી જાય.

અમે, ખાનપાન, પહેરવેશ, રીતિ રિવાજથી એકતા માનતા નથી, દેશ અને કાળના ભેદથી એમ થઈ પણ શકે. અમે તો સિદ્ધાંતથી એકતા માનીએ છીએ. અમારો તથા આપનો ઈશ્વરીય વિશ્વાસ એક જેવો જ છે. મૂળ એક છે. ધર્મનો આદિ સ્રોત એક છે, અને તે અનેક શાખા પ્રશાખાઓમાં ફેલાયેલો હિંદુ ધર્મ એક મહાવૃક્ષ છે. આપ લોક બૌદ્ધ હિંદુ છો, પછી ચાહે તો તિબેટમાં રહો, લંકામાં રહો, બ્રહ્મદેશમાં રહો, ભૂતાન, ચીન કે જપાન ગમે ત્યાં રહો.

બૌદ્ધોનાં પવિત્ર ધામ, બુદ્ધ ગયા, રાજગૃહ, નાલન્દ, તક્ષશિલા અને સારનાથ આદિ ભારતવર્ષમાં જ છે. એ તીર્થો પ્રતિ આપ જેટલો પૂજ્યભાવ રાખો છો, તેટલાં જ હિંદુઓને પણ તેઓ માન્ય છે. આજ ભારતવર્ષમાં આપ લોકોની સાથે જે સહયોગની ભાવના જાગ્રત થયેલી છે, તેનું જ મેં સ્પષ્ટિકરણ કર્યું છે.'

સ્વામીજીના ઉક્ત વિચારોથી, ત્યાં ઉપસ્થિત સર્વ લામા સાધુ ઘણા પ્રસન્ન થયા, અને તેમાંથી 'કુશોગ્રુ–ચોસ્–દૃ–જેદ' બોલ્યા—દર્શનીય અતિથિ! અમને આપની ઉદારતા ઉપર ઘણો હર્ષ થાય છે. આપના વિચારોથી અમે પ્રભાવિત્ થયા છીએ. 'આપે અમારી સાથે જે આત્મીયતા પ્રદર્શિત કરી છે, તેનો સાક્ષી ઇતિહાસ છે. અમે ભારતવર્ષને પરમપવિત્ર માનીએ છીએ, ત્યાં અમારાં પુણ્ય તીર્થો છે. એક તો અમૃત અને બીજું, તે, સુવર્ણ પાત્રમાં એક તો આપ ભારતીય સન્યાસી, બીજા, આપના આ ઉચ્ચ વિચાર. તેથી ભારતીય પરિવ્રાજક! અમે આપને આદરની દ્રષ્ટિથી જોઇએ છીએ. વધારે શું કહીએ? એક અશિક્ષિત સ્ત્રીના દ્રષ્ટાંતથી આપ જાણી શકશો કે, અમારા સમાજની ભારતવર્ષ પ્રત્યે કેવી ધારણા છે. યથા—

એક વ્યાપારી પ્રતિવર્ષ માલ લેવાને હિંદુસ્તાન જતો હતો. તેની વૃદ્ધ માતા 'પવિત્રધામ' થી કોઈ ચિન્હ લાવવાનો વારવાર આગ્રહ કરતી હતી. પણ એ હરવખત ભૂલી જતો હતો. એક સમયે જ્યારે તે દેશમાં પાછો ફરતો હતો ત્યારે ભારતવર્ષની સીમા ઉપર આવતાં તેને માતાની માગેલી ચીજ સાંભરી. તે સંકોચમાં પડી ગયો અને આમતેમ જોવા લાગ્યો. તેની દ્રષ્ટિ રસ્તાની બાજુએ એક મરેલા પડેલા કુતરા ઉપર ગઈ. તેણે તે કુતરાના જડબાંમાંથી એક દાંત કાઢયો, તેને ધોઇને, સુંદર રેશમી કપડામાં લપેટ્યો અને ભોળી માતાને આપતાં કહ્યુ—માતાજી, આના કરતાં વધારે પવિત્ર ચીજ સંસારમાં બીજી કોઈ નથી. એ સ્વયં ભગવાન 'સારિપુત્ત' ( સારિપુત્ર ) નો દાંત છે. ભારતવર્ષના એક મોટા મંદિરના દયાળુ પૂજારીએ પ્રસાદની સાથે મને આપેલો છે. ( સારિપુત્ર ગૌતમ બુદ્ધના શિષ્ય હતા ). ભોળા ડોશીમાએ ઘણી જ શ્રદ્ધા ભક્તિથી તે દાંતને ચાંદીની ડાબલીમાં બંધ કરી દેવઘરની વેદી ઉપર મૂકી દીધો. અને તેની રોજ પૂજા કરતાં હતાં. આસપાસની પાડોસી સ્ત્રીઓ તે પૂજામાં સામેલ થઈ પોતાને ધન્ય માનતી હતી. કહે છે કે થોડા દિવસ પછી તે જ દાંતમાંથી એક પ્રકારનાં તેજનાં કિરણો ફૂટવા માંડયાં.

આ વાત અમારા તિબેટ દેશમાં ઘણી પ્રસિદ્ધ છે, તે ઉપરથી કહેવત પણ પ્રસિદ્ધ થઈ ગઈ છે કે—

**'મૉસ ગુસ યૉદ ના, ક્યી સો ઑદ તંગ'**

અર્થાત્, અગર જો વિશ્વાસની ભાવના છે, તો કુતરાના દાંતમાંથી પણ પ્રકાશ પેદા થઈ શકે છે.

અમારા દેશના 'ॐ મણિ પદ્મે હુમ' 'ॐ વજ્ર સત્ત્વ' 'ॐ વજ્ર ગુરૂ પદ્મ સિદ્ધિ હુમ' ઈત્યાદિ જપ મંત્રોના પ્રારંભ ॐકારથી જ થાય છે, અને આર્યજાતિમાં પણ એ જ પ્રથા છે. અમે ધાર્મિક કૃત્યોમાં 'ચ્યાફ્ચગ' (સાષ્ટાંગપ્રણામ) કરીએ છીએ, જે હિંદુજાતિમાં પણ પ્રચલિત છે. દેશકાળના ભેદથી અમારા રીતિરિવાજો, ખાનપાન તથા પહેરવેશમાં ગમે તેટલો અંતર પડી ગયો હોય, પણ અમારો મૌલિક સંબંધ ભારતીય સંસ્કૃતિની સાથે જ છે. તેથી અમે પણ હિંદુ છીએ. અસ્તુ.

તે મઠના સત્સંગની એક ઘટનાનું વર્ણન ઉપર કરવામાં આવ્યુ છે. ગ્રંથ વિસ્તારના ભયથી અધિક કહી શકાતું નથી. ત્યાંથી પાછા ફરીને સ્વામીજી ફરીથી ત્યાંથી દૂરના હિમાલયના પ્રદેશમાં સ્વતંત્ર વિચરવા લાગ્યા.

પ્રિય પાઠકવૃંદ, હવે, સુવાનો સમય નથી. ઘણું ઊંઘ્યા. ભિન્ન ધર્માનુયાયી આપણાં અંગ વિચ્છેદ કરવાના પૂરા પ્રયત્નમાં લાગી રહેલા છે, કોઇ આ દેશના ટુકડેટુકડા કરવા માગે છે, એટલે કે ભારતવર્ષના મહાવૃક્ષની અખંડતા ઉપર કુઠારઘાત કરવાને તત્પર થયેલા છે. કેટલાક લોક આર્ય અનાર્યો વચ્ચેની ખાઈ ઊંડી કરવાને મથી રહેલા છે. કોઈ હિંદુ તથા શીખોને જુદા-જુદા જોવાની ઈચ્છા રાખે છે, કોઈ બ્રાહ્મણ અબ્રાહ્મણ, છૂત અછૂતના અડ્ડા જમાવીને બેઠા છે. કેટલાક મહાશય હિંદુ અને બૌદ્ધોની મૌલિક સંસ્કૃતિની દિવાલમાં ગાબડુ પાડવાની ઈચ્છા રાખે છે, કેટલાક વિદેશિયોનું તો ત્યાં સુધી સાહસ છે કે, તેઓ ગૌતમબુદ્ધને ભારતીય માનતા જ નથી. કેટલું કેટલું કહીએ ? એ લોક મનમાં આવે તેમ 'મહાભારત એક કાલ્પનિક ગાથા છે, રામાયણ તથા ભારતનાં પાત્ર રામ કૃષ્ણ આદિ હતા જ નહિ'. એમ કહીને તથા છ૦ શિવાજી અને મ૦ પ્રતાપ આદિ ઐતિહાસિક મહાપુરૂષોના સંબંધમાં મન ઉઠંગ વાતો લખીને હિંદુ જાતિના સાહિત્યને કાળુ કરી રહ્યા છે. આપ એમ ન સમજતા કે આ દુરાગ્રહ માત્ર વિચારમાં જ સીમિત છે, વિરોધિયોના પ્રયત્નોમાં સફળતા પણ મળતી જાય છે, આપણા વિદેશી શિક્ષાથી દીક્ષિત નવ-

યુવકો તેમની મિથ્યા વાતોને સત્ય માનીને ઊંધે રસ્તે ચઢતા જાય છે. આપણે જો સાવધાન નહિ થઇએ તો આર્ય ધર્મની નૌકા વમળમાં પડી જશે.

હિંદુધર્મ ઉદાર છે તેમાં સર્વનો સમાવેશ થાય છે પરંતુ પારસ્પરિક સહાનુભૂતિનો અભાવ છે. એક હિંદુ બીજાની દશાથી અજાણ છે, જાણવાનો યત્ન કરવાની ઇચ્છા પણ રાખતો નથી. હિંદુજાતિને પોતાના છુટા પડેલા ભાઈઓને પાછા એક સૂત્રમાં ગ્રથિત કરવા પડશે. સ્વામીજી મહારાજ એ જ યત્નમાં લાગેલા છે, તેઓ સર્વ સપ્રદાયો તથા ધર્મોને પોતપોતાના વિશ્વાસને અનુસરી પ્રભુનું આરાધન કરવાનો ઉપદેશ આપે છે. સ્વામીજીનું હિમાલય ભ્રમણ એવી જ કોઈ શક્તિની તલાશમાં હતું કે જે વિશેષત હિંદુ જાતિ માત્રના તથા સામાન્યત પ્રાણિમાત્રના હિત સાધનમાં પરમોપયોગી થાય. તે શક્તિ તેમને અંતે ગીતાના રૂપમાં જડી. પરંતુ અનેક કટુ અનુભવો અને કષ્ટોના રૂપમાં સ્વામીજીને તેની કીંમત ચૂકવવી પડી.

આદર્શ મહાપુરૂષ થવાને સારૂ શરૂઆતમાં એવા કટુ અનુભવોમાથી પસાર થવું જ પડે છે. તેના ઉપર જ્યારે વિજય પ્રાપ્ત કરે છે ત્યારે જ આગળ જતાં યોગારૂઢ થવાય છે સ્વય ભગવાન શ્રીકૃષ્ણે પોતાની મનુષ્યલીલામાં પ્રથમ જ્યાં સરસજીવન ગાળેલું હતું, ત્યાં હવા, આગ, પાણી અને વિષના ઉપદ્રવોનો સામનો કરેલો હતો ભગવાન બુદ્ધે પણ સિદ્ધિની પૂર્વે 'માર' દ્વારા કેટલાએ બિહામણાં દ્રશ્યો જોયાં હતા. જો કે સ્વામીજીએ પોતાની અનેક સાધના પ્રણાલી તથા વિઘ્ન, બાધા અને સ કટના પ્રસ ગોની વિશેષ ચર્ચા અમારી આગળ કરેલી નથી, તો પણ એ તો નિશ્ચય જ છે કે, તેમના આ સાધનાના સમયમાં, સુંદર દ્રશ્યાવલિયોની વચમાં અનેક ભીષણ પ્રસ ગો પણ આવતા રહેલા છે આ યાત્રામા પ્રખ્યાત હિંસક અને ક્રુર જનાવરો જવા કે, ગેંડા, હાથી, રીંછ, ચિત્તા આદિનો સામનો સ્વામીજીને કરવો પડ્યો હતો, તેની સાથે ત્યાંના મોટા કદના પ્રખ્યાત કસ્તુરી મૃગ, સાબર, પહાડી મેના પોપટ અને મોર, તેમના રૂપ રગ અને વાણીથી પ્રભુની સ્મૃતિમાં ઉદ્દીપક થતાં હતા.

ગગનચુંબી દેવદારૂ, સાગ, ચીઢ, ધુપ, શીશમ, આબા આદિ મનમોહક વૃક્ષો તથા ગુણમા અમૃતસાવણી મ ડપના આકારમાં ફેલાયેલી લતાઓ તેમ જ અનેક ચમત્કારી જડી બૂટિયો, જેમને પ્રત્યક્ષ જોઇએ ત્યારે જ બરાબર ખ્યાલ આવે, એવાં સ્વામીજીના જોવામાં આવ્યાં. તેમણે આ પોતાની હિમા

લયની યાત્રામાં કેટલાએ દિવસો આજ વનસ્પતિયોનાં ફળ ફૂલ ખાઈને કાઢયા હતા. એવી મુનિવૃત્તિમાં નિર્વાહ કરતા સ્વામીજીને, પ્રભુની સાક્ષાત અનુભૂતિ (અનુભવ) ને સારૂ પસંદ કરવામાં આવેલા હતા. પ્રકૃતિનાં શોભાધામ. મનાભિરામ ચિત્રસ્થળ, જેવાં કે સૂર્યના કિરણોથી માણેકના જેવાં દેખાનારાં બરફથી આચ્છાદિત પહાડોનાં શિખરો, લીલાછમ સજળ ઘાસથી, લીલમ અને મોતીથી જાણે પથરાએલાં હોય એવાં દેખાતા પર્વતીય મેદાનોને, સતૃષ્ણ અપલક નેત્રોથી (એકીટશે) આનંદપૂર્વક ચારે બાજુએ જોતાજોતા, વિહાર કરતા પ્રભુને ખોળતા ખોળતા, સ્વામીજી આક્રંદ કરી રહ્યા હતા.

## હૃદયનાં આંન્દોલન





જ દેવાત્મા હિમાલયના શિખર ઉપરના પવિત્ર ધામ શાલગ્રામના ઉજ્જડ પ્રદેશમાં તાત્કાળિક મુકામ રાખી સ્વામીજી દૂરદૂરના પ્રદેશોમાં દિવસોના દિવસો સુધી ભ્રમણ કરતા રહેતા હતા. એક દિવસ નારાયણી નદીના પુણ્ય પ્રવાહને જોતાજોતા સ્વામીજી ધ્યાનમાં ને ધ્યાનમાં પહાડીઓમાં ઘણે દૂર નીકળી ગયા. સૂર્ય માથે આવી ગયેલો હતો, ભૂમિ ઘણી રળિયામણી હતી. સ્વામીજી થાકીને એક શિલા ઉપર બેસી ગયા. એ ખરા બપોરને વખતે પણ ઝરણાંનાં પાણીથી છંટાએલી શીતળ પવનની લહરો ચાલી રહેલી હતી, ઝરણાંના ઝંકારમાં તેમ જ નારાયણીના નિર્ઘોષ (મૌન) માં અજબ સંગીત સંભળાતું હતું ચારેપાસ નિરવ સૂનસાનની ગંભીરતામાં અજબ મનોહરતા ઘેરાએલી હતી પાંદડે પાંદડેથી અને કણે કણથી શાંતિનો રસ ટપકી રહેલો હતો. એ થાકમાં પણ સ્વામીજીને સુખ હતુ થોડી વાર આંખો મીંચીને થાક ઉતારવા લાગ્યા થોડીવારના વિશ્રામ પછી એ મનોહર ભૂમિમાં સ્વામીજી પ્રભુના વિરહમાં પોકાર કરી ઉઠ્યા—

"अनन्तसंसारसमुद्रमध्ये मग्नं समभ्युद्धर वासुदेव ।
महानिशीथे मम मानसे कदा स्फुरिष्यति त्वन्मुखचारुचन्द्रिका ॥"

હે શેષશાયી ભગવાન ! હું સંસારના આ અનંત સમુદ્રમાં ખૂબ ડૂબકાં ખાઈ રહ્યો છુ, તેમાંથી મને ઉગારી લો. ગાઢ અંધકાર ભરેલા મારા માનસરૂપી

આકાશમાં આપના ચંદ્રમુખની ચાંદની કયારે ચમકશે ? પ્રભો ! તમે શા માટે આ- ટલો તલસાવો છો ? હું માનુછું કે અધિક તપવાથી મનુષ્ય સોનાની પેઠે નિર્મળ થઇ ચમકી ઉઠે છે, શુદ્ધ થતાં તેની કીંમત બમણી થઇ જાય છે, પણ તેમાં પણ કંઈક હદ તો હોય છે જ, જરા મારા તરફ નજર તો કરો, આ સૂનસાનમાં—આ બીયાબાનમાં—મારી ચારે બાજુએ આ શું છે, અહીં મારી પાસે કોણ છે ? કોઈ છે તો નહીં. હું શું છું ? તમે કોણ છો ? એનો ભેદ, એનું રહસ્ય હજી પણ નહીં ખુલ્લું કરો ? સર્વ કાંઈ તો મેં જોઈ લીધું. પણ તમને આજ સુધી કેમ ન જોઈ શકયો ? જે ઘણુંઘણું હું જોઈ ચૂકયો છું. તથા જે કોઇ—સૌંદર્યનો- સાગર—હાલ મારી ચારે બાજુએ હું જોઈ રહ્યો છું. શું, તમે તેમાં જ છો, કે તેથી અલગ છો ?

કરૂણા અને પ્રેમમય ક્ષોભથી ભરેલા આ ઉદ્‌ગારોમાં, સ્વામીજી આજ સૂરદાસજીની ‘ હરિ મૈ એક એક કરિ ટરિહૌં ’ એ ઉક્તિની પેઠે ડુબી ગયા. તેમના જીવનની એ ઘડીઓ ઘણા મહત્વની હતી. જ્યારે આપણે આંખ ઉઘા- ડીને મહાત્માઓની જીવનક્રાતિની નિર્ણયાત્મક ઉલટફેર ઘડીઓને જોઈ- એ છીએ ત્યારે તેમા કાંઈ એવી જ ઝળક જોવામાં આવે છે. પુરૂષોત્તમનો પત્તો ન લાગવાથી ત્રાસી ગયેલા દેવ, ઋષિ અને મુનિયોના અનતને કિનારે જઇને અનતશયનને કરેલા પોકારનું સ્મરણ થઈ આવે છે—

‘तमसो ताज्योतिर्गमय मृत्योर्मामृतत्त्वं गमय ।’

પ્રભુના આ મીલન વેદનાને સમયે સ્વામીજીએ નાનપણમાં યાદ કરેલુ તુળસીદાસજીનુ એક પદ સાંભરી આવ્યું પ્રથમ તો એ પદના ગાનમા તેમને કાંઈ વિશેષ રસ પડતો નહોતો. પણ આજ તેમાં ઘણો આનદ આવવા લાગ્યો. એમ લાગ્યુ કે, એ પદમા તુળસીદાસનો પ્રાણ નહિ પણ સ્વામીજીનો જ પ્રાણ પોકારી રહ્યો હોય—

**નાચત હી નિસિદિવસ મર્યૌ ।**
**તબ હી તે ન ભયૌ હરિ થિર જબ તે જીવ નામ ધર્યૌ ॥**
**બહુવામના વિવિધ કચુક ભૂષન લોભાદિ ભર્યૌ ।**
**ચર અરૂ અચર ગગન જલ થલ મેં કૌન સ્વાંગ ન કર્યૌ ॥**
**દેવ દનુજ મુનિ નાગ મનુજ નહિં જાચત કોઉ ઉબર્યૌ ।**
**મેરૌ દુસહ દરિદ્ર દોષ દુખ કાહૂ તો ન હર્યૌ ॥**

થકે નયન પદ પાનિ સુમાત બલ સંગ સકલ બિછુર્યાં ।
અબ રઘુનાથ સરન આયો જન ભવભય વિકલ ડર્યાં ॥
જેહિ ગુન તે બસ હોહુ રીઝિકરિ સો મોહિ સબ બિસર્યાં ।
'તુલસિદાસ' નિજ ભવન દ્વાર પ્રભુ દીજે રહન પર્યાં ॥

અંતિમ પંક્તિને વારંવાર ઉલટાવતાં સ્વામીજીની આંખો છલકાવા માંડી, ગળુ રૂંધાઈ ગયુ. એટલામાં એ નિરવતાની વચ્ચે એ બરફ આચ્છાદિત શિખરો, સઘન ઝાડીઓ, સ્વચ્છ આકાશ અને ઉન્મુક્ત વાયુમાંથી એક ગુંજાર કરતી ધ્વનિ નીકળી. સ્વામીજીએ તે સાંભળી અને ચકિત થઈને ચારેપાસ જોવા લાગ્યા. પણ તે ધ્વનિ પોતાની પ્રતિધ્વનિ મૂકીને વિલીન થઈ ગઈ, અને ફરીથી હતું તેવું જ શાંતિનું સામ્રાજ્ય ચારેપાસ પથરાઈ ગયુ.

## પ્રભુનો મધુર આભાસ.





શું એ કોઈ દૈવી સંકેત હતો કે અવ્યક્ત પ્રભુનો આદેશ હતો? કાંઈ સમજણ ન પડી. આજ એકાંત ઘણું જ પ્રિય લાગતું હતું. હૃદય ભારે અને અણુમન્યુ હતું તો પણ જાણે ઘણો ભાર હલકો થયેલો હોય તેમ લાગતું હતું.

આ નિર્જન વનમાં શાંતિની મોહકતા ઘણી આકર્ષક લાગતી હતી. તો પણ મનમાં સંતોષ નહોતો. કશાની ખોળમાં મન સતત હતું. તેને પકડવાને સારૂ, વિચાર પ્રદેશનો સહકાર લેતાં સ્વામીજીને લાગ્યુ કે—જરૂર, આ શાંતિમાં સુખ તો છે જ. અને તેથી જ સાધુ સંત, શાંત અને એકાંત પ્રદેશની ખોળમાં રહે છે. પરંતુ આ એકાંતથી જે કામ બનવું જોઇએ તે તો બનતું જ નથી, અસલી ચીજ પ્રભુનાં દર્શન કયાં થાય છે?

આ પ્રમાણે તર્ક વિતર્ક કરતા સ્વામીજી ચારેપાસ જોતા હતા. જરા કાંઈ ખડખડાટ થતો તો તે તરફ ધારીધારીને જોતા હતા. શરીર થાકેલું હતું, મન પણ શ્રાન્ત હતું. આંખો નિરાશ થઈ મીંચાઇ જતી હતી, પણ તેમાં અલૌકિક આનંદનો અનુભવ થતો હતો. તેમના મનમાં એકાએક વિચાર ઉઠ્યો—શું, પેલો ધ્વનિ કોઈ ઘટનાની પૂર્વ સૂચના તો નહીં હોય? શું, આ મારા ભગીરથ પ્રયત્નોને ફોગટના સમજીને, એવા પ્રયત્નોથી અલગ રહેવાનો એ ધ્વનિમાં સંકેત તો નહીં હોય? એવી ઉલટી વાત તો ન હોવી જોઇએ.

આ પ્રકારના ભાવના પ્રદેશના દ્રઢ સંકલ્પની સાથે જ પ્રભુમિલનની ઉત્કંઠામાં, સ્વામીજીને બાહ્ય પ્રદેશની વિસ્મૃતિ થઈ ગઈ. આંખો એની મેળે જ બંધ થઇ ગઈ અને હૃદયના ઊંડાણમાંથી એક અનિર્વચનીય, જળહળતા દિવ્ય પ્રકાશની પ્રગટ થતી જ્યોતનો અનુભવ થયો. સ્વામીજી નિર્વિષયાનંદમાં એકરસ હતા, એટલામાં અંતરમાંથી નાદ સંભળાયો—શું, આ જ પ્રભુનાં દર્શન નથી ? શું, પ્રભુ પ્રત્યક્ષ નથી દેખાતા ?

સ્વામીજીને એમ લાગ્યુ કે, કોઈ ઉત્તર આપે છે. સ્વામીજી સતર્ક થઇ ગયા.

'જે પ્રકારે તમે, ચારેપાસથી હતાશ થઈ થાકી જઈ, આંખો બંધ કરીને, હાલ શાંતિનો અનુભવ કરો છો, તે જ પ્રમાણે સંસારની યાત્રાથી થાકી જઈ આંખો બંધ કરી અંતરમાં દ્રષ્ટિ નાખશો ત્યારે તમને એ પ્રભુનાં દર્શન થશે.' આ સાન્ત્વના ભરેલાં વચનો સાંભળીને, સ્વામીજીએ હર્ષાતિરેકમાં અંતઃચક્ષુઓને કેન્દ્રિત કર્યાં અને મૌન વાણીથી બોલ્યા—પ્રભો ! હું તો આ દુનિયાથી ઘણો થાકી ગયો છું, હવે ક્યાં સુધી તરસાવશો ?

ઉત્તરના રૂપમાં અંતરવાણી સંભળાઈ—અરે ! એ પ્રભુ પ્રેમની જ્યોતિ છે, પ્રેમની યાત્રા કરો, પ્રેમની આંખોએ જુવો, જ્યારે સર્વની સાથે પ્રેમ કરવાનું છોડી દઈને, એ એક પ્રભુ તરફ જ જોશો, ત્યારે તે તમારી સામે આવી જશે.

ભગવન્ ! હું તો સદાએ તમારી સાથેના પ્રેમમાં જ રહું છું.

ઉત્તર—અરે ! પ્રથમ સર્વ દુનિયાને પ્રેમથી જુવો, પછી આંખ બંધ કરી દો અને એ પ્રેમભરી આંખોથી હૃદયમાં સ્થિત ઈશ્વરને જુવો. જો તમારો પ્રેમ સાચો હશે તો ઈશ્વર જરૂર દેખાશે.

સ્વામીજી ગાભરા બની ગયા—અરે ! ફરી સંસારની ઘોર યાત્રા કરવી પડશે. *અને ત્યારે બતાવશે કોણ કે મારો પ્રેમ સાચો છે કે જૂઠો ?*

ઉત્તર તૈયાર જ હતો—તમારૂં હૃદય જ તેનું સાક્ષી થશે. તમારી બંને આંખો બતાવશે કે અસલી પ્રેમ શું છે; તે ક્યારે મળશે—તમે પોતે જ સમજી જશો કે તે ક્યાં રહે છે, તમે જ બતાવશો. તમે આગળ વધો તો ખરા.

ભારે હર્ષ અને વિસ્મયથી, સ્વામીજીને બહારનું કાંઈ ભાન રહેલું નહોતું. શરીર રોમાંચિત થઈ ગયુ. હવે તેમની પાસે પૂછવાનું કાંઈ બાકી રહેલું નહોતું. હવે મૌન હતું, પણ કોણ જાણે કેમ, શરીરમાં વીજળી સંચાર થતો હોય તેમ તે ધ્રુજતું હતું. હવે શું કરવું તે પણ સુઝતું નહોતું. પાસેની શિલાનો ટેકો લઈ

તેઓ ફરી બોલ્યા—પ્રભો ! હવે મારે કરવું શું ? શું, અહીં જ પડી રહું ? મને તો કાંઈ સમજ પડતી નથી કે—હવે મારે શું કરવું. મારી બુદ્ધિ કાંઈ કામ આપતી નથી. આગળ વધવામાં મને તો ભય લાગે છે.

આ પ્રમાણે વિચારમંથન કરતાંકરતાં સ્વામીજીની આંખોમાં આંસુ ઉભરાવા માંડયાં, શરીર પરસેવાથી નહાવાઈ ગયુ. આંખો ઉઘાડી દીધી અને આરેપાસ જોતાજોતા વિચારવમળે ચઢયા.

સંસારમાં કોઈ ધનને સારૂ રૂવે છે, તો કોઇ પુત્રને સારૂ, કોઈની આંખોમાં મિત્રના વિયોગથી પાણી ભરાઈ આવે છે, તો કોઈનાં નેત્ર પુત્ર કલત્રના વિયોગથી ભરાઈ આવે છે, પરતુ હું, કે જે અહીં હિમાલયની એકાંત બરફાચ્છાદિત ટેકરીઓની વચ્ચે, જ્યાં મારૂં કોઈ સગુંસંબંધી નથી, કોઈ સાથી નથી, કોઈ છાનું રાખનાર નથી, ત્યાં બેસીને રોઉં છું શા માટે ? આ નિરતિશય આનંદની જગામાં પણ મારી આ આંખોમાં આંસુ કેમ ભરાઈ આવે છે ?

આખરે આ રોવાથી સ્વામીજીને ઘણી જ શાંતિ મળી. તેમના મગજમાં કેટલીએ જૂની વાતો, ઘટનાઓ તરી આવી. પણ તેથી તેમને ઘણું સુખ મળ્યુ. કારણ કે તેમાં પશ્ચાતાપ થાય એવું કાંઈ નહોતું તેમાં એક વિચિત્ર ઘટના પણ યાદ આવી. જો કે તે વખતે તો તે સાધારણ મામુલી હતી, પરંતુ આ વખતે તે ઘણી જ મહત્વની થઈ પડી. હાલ પણ તેને તેઓ, પોતાનો જીવનદીપક સમજે છે. તે હતી ગીતાજીના નાના શા શ્લોક પ્રસંગની એક ઘટના—

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ ૨।૧

સ્વામીજીએ બાલ્યકાળમાં પોતાના પિતાજી પાસેથી સાંભળ્યું હતું કે—અર્જુન જ્યારે શોકથી ગભરાઇને રોવા લાગ્યો ત્યારે એ પીતામ્બરધારીએ પોતાના ઉપવસ્રથી સ્વયં તેની આંખોનાં આંસુ લોહ્યાં હતાં. નાનપણના સંસ્કારનું એ સ્વરૂપ, હજી સુધી તેમના હૃદયમાં મોજૂદ હતું. આ સમયે તેમને એવો અનુભવ થયો કે જાણે કોઈ ઘણાજ સુકોમળ હાથે પાછળથી આવીને માખણ જેવા સુંવાળા વસ્રથી પોતાનાં આંસુ લોહ્યાં. આંખો જાણે અમૃતાંજનથી પ્રફુલ્લિત થઈ ગઈ. તે સમયે જે જ્યોતિપુંજ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો, તે શી રીતે લખી શકાય ?....એટલામાં કોઇએ સજગ કરીને આગળ વધવાનો સંકેત પણ કર્યો. અને પ્રથમની પેઠે જ ફરીથી તે જ આનંદસ્પન્દિની અલક્ષ્ય ધ્વનિમાં કહ્યું—

क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ट परन्तप ।

આ પહેલો જ પ્રસંગ હતો જવાબ મળતો કે—ભોજન વસ્ત્ર માગો અગર કોઈ રૂપિયા પૈસા માગો કે ભાગ ગાંજો માગો તો તે મળી શકે, પણ ગીતા તો અમે જોઈ પણ નથી તો તે કયાથી આપીએ ? સાક્ષર લોકોની પાસેથી એવા જવાબ સાભળીને, હવે સ્વામીજીને પ્રભુના આદેશનો કઈક સાર સમજાયો કે ગીતા સંસારથી વિખુટી પડી ગયેલી છે અને તેથી જ પ્રભુએ તેના પ્રચારની આજ્ઞા આપેલી છે અસ્તુ, આ લોકોને કયાથી ખબર હોય કે, વામન ભગવાનનાં ચરણોના જેવી નાની શી ગીતામાથી આગળ ઉપર જગતમા કેટલો વૈભવ પ્રગટ થવાનો છે ?

હવે જરા વધારે નીચે ઉતરી, સભ્ય ગણાતા નગરોમા પણ તેમણે ઘણી જગોએ ગીતા માગી પણ જેની પાસે માગતા, તે એવા પ્રતિપ્રશ્ન કરતા હતા કે—તમે શુ ભણ્યા છો ? તમારી સમજણમા ગીતા આવશે ? ગીતા ખરીદવાને સારૂ લોકો આપવાના હતા તો ચાર જ આના, પણ પૂછી પૂછીને નાહક હેરાન કરતા હતા ખેર, આખરે, એક વીરગજ ( નેપાળ ) નિવાસી ધાર્મિક સજ્જને એક ગીતાનું પુસ્તક, તેના ઉપર સોનાનો ટુકડો મૂકીને સ્વામીજીને આપ્યુ સ્વામીજીએ ગીતા તો લીધી, પણ સોનાનો ટુકડો પાછો આપવા માડયો પણ એ દીર્ઘદર્શી સજ્જને કહ્યુ—મહારાજ, આપ નાની ઉમરના યુવક છો, આપને દૂરદૂરની યાત્રાઓ કરવી પડતી હશે, તેથી કોઇ ને કોઈ પણ અણીને પ્રસંગે તે તમને કામ લાગશે ગીતાના આશ્રયમા ભગવાન રહે છે તેથી તેમની સાથે ( સોનારૂપી ) લક્ષ્મી પણ હોવા જ જોઇએ આપ જે સોનાને ઝેરના જેવુ ત્યાજ્ય માનો છો, તો તેના દોષનું શમન કરવાની દવા—ગીતા પણ સાથે છે જ એ પ્રમાણે સમજાવવાથી સ્વામીજીએ સોનાનો પણ સ્વીકાર કરી લીધો.

## બ્રહ્મદેશની યાત્રા





મુક્તિનાથના ધામમા થોડા જ દિવસો ઉપર લામાઓ સાથેના સત્સંગમા સ્વામીજીને માહિતી મળી હતી કે—બૌદ્ધોમા 'મહાયાન' તથા 'હીનયાન' નામક બે સંપ્રદાયો છે તે પૈકી લામા લોક ત્યાગમય મહાયાન મતને માને છે, તથા લોક પ્રવૃત્તિ પ્રધાન હીનયાન સંપ્રદાયની વિધિ વિધાનોથી બ્રહ્મદેશ તરફ ભગવાનની પૂજા થાય છે લામાઓની ભક્તિભાવના

આ હિંમતહીનતા ઠીક નથી. ઉઠ તું પુરૂષ છે, તેથી પરમ પુરૂષાર્થને વાસ્તે આ વિસ્તૃત ધર્મક્ષેત્રમાં મર્દની પેઠે આગળ ધપ.

## ગીતા પ્રચારનો આદેશ.






મીજીએ આશ્ચર્યચકિત થઇને ચારેપાસ જોયુ તો તે જ દ્રવ્ય સ્વરૂપમાં પ્રગટ થયેલું હતું. હિમ શિખરો ઉપર વાદળાં દોડમદોડી કરી રહ્યાં હતાં, સણુસણાટ કરતી નારાયણી (ગંડકી) પણ કોઈ શુભ સંદેશો લાવતી જણાતી હતી. સ્વામીજીને હવે એ સર્વમાં એ જ બંસીવાળા પ્રભુની ઝાંખી થતી હતી. મન આનંદની લહેરોમાં કલ્લોલ કરવા લાગ્યું, મુખથી અચાનક નીકળી પડયુ કે—ધન્ય છો પ્રભો ! કયાં તો અત્યાર સુધી હું રોતો હતો અને હવે તો જાણે હસુહસુ થઈ રહ્યું છે. ખરેખર જ તે સમયે સ્વામીજી ખૂબ હસ્યા. અને આગળ ચલાવ્યું—ઠીક છે, પ્રભો ! તમે હસાવો છોએ ખરા અને રડાવો છોએ ખરા. પરંતુ 'પીતવસન, કટિકાછની, કર મુરલી, ઉરમાળા' વાળા આપના સ્વરૂપમાં પ્રગટ કેમ નથી થતા ? તે જ હસતી અને ગુંજાર કરતી ધ્વનિ ફરીથી સંભળાઈ—

વાહ ! હું તો તમારી સાથે જ છું. **'તમે મારી વાણી ગીતાદેવીનું સ્વરૂપ પ્રગટ કરો, ગીતા ગ્રંથને હાથમાં લઇને ઘૂમો'.**

બસ, હવે શું બાકી હોય ! આ ગીતા પ્રકાશના આદેશ ઉપર પછી તો, ચારેપાસથી એવી જ પુષ્પવૃષ્ટિ થવા લાગી. ઉન્નત હિમશિખરોએ આદેશને ઝીલ્યો—ગીતા લો અને ઘૂમો. ઝરણાંએ પોતાના કલકલનાદ કરતાં કહ્યું—ગીતા લો અને ઘૂમો. લીલીછમ ઝડિયોમાંથી ગુંજાર નીકળ્યો—ગીતા લો અને ઘૂમો. રંગ બેરંગી પક્ષિયોએ પણ પોતપોતાની બોલીમાં કહ્યું—ગીતા લો અને ઘૂમો. ધીમો રવ કરતી પર્વતની કરાડોમાં થઇને આવતી પવનની લહેરો પણ કાનમાં કહી ગઈ—ગીતા લો અને ઘૂમો. સ્વામીજી સંપૂર્ણ એકતાનથી સાંભળતા સાંભળતા, આ વાગ્વર્ષાની ફુલઝડિયોનો આનંદ અનુભવી રહ્યા હતા. એમ લાગતું હતું કે, ભગવાનના આદેશથી સર્વ ચરાચર વ્યક્તિયોએ તે સમયે, ગીતાદેવીના પ્રકાશ અને પ્રચારના એક છત્ર રાજ્ય ઉપર જાણે કે સ્વામીજીનો

પૂર્ણાભિષેક ન કરી દીધો હોય ? પોતે ચારે બાજુએથી સર્વ કાંઈ જોઈ સાંભળી મુગ્ધ થઈ રહ્યા હતા.

હવે સ્વામીજી વળી પાછા વિચાર ક્ષેત્રમાં વળ્યા—ઘૂમવું એ તો મારા હાથની વાત છે, પેટ ભરીને ઘૂમીશ, પણ ગીતાદેવી પ્રગટ થશે કઈ વિધિથી ? તેનાં નથી તો કહીં દર્શન કર્યાં કે નથી તો મૂર્તિ સાંભળી અને ગીતા ગ્રંથને હાથમાં લઈ કરીશ શુ ? મોટામોટા પંડિત ગીતા સમજવામા ગોથાં ખાઈ જાય છે, જ્યારે હું તો ગીતા ભણ્યો પણ નથી ! એનાં ભાષ્યો જોયાં પણ નથી, ખાલી ગીતા લઈને શુ થાય ?

આખરે મનમાંથી જ તેના ઉત્તર જડી ગયા.—નાનપણમાં રટણ કરેલા શ્લોકોમાંના એકનો જ્યારે આવો અદ્ભૂત પ્રભાવ પડ્યો, ત્યારે પૂરી ગીતાનો પ્રભાવ કેટલો મહાન હશે ? મનમાં દ્રઢ નિશ્ચય કરી લીધો—ભલે તમે તેને ભણ્યા ન હો, પણ પ્રભુની આજ્ઞાનુ પાલન તો તમારે કરવું જ પડશે, **આ ગીતાથી સર્વ કામ બની જશે. અને સમય આવતાં, ગીતા-દેવીના સ્વરૂપને પ્રગટ કરવાની વિધિ પણ તેમાંથી જ સ્ફુરી આવશે.**

આ સમાધાનથી સ્વામીજી આપ્તકામ થઈ ગયા, મનની સર્વ સાધના પૂરી થઈ ગઈ. તેથી તેઓ પોતાને દેવતાત્મા હીમાલયના ઋણી સમજવા લાગ્યા. સાગોપાંગ યાત્રા સમાપ્તિને અણીને વખતે, એ પુણ્યભૂમિમા પ્રભુના સ્વરૂપની વિભૂતિ ઉપહારમાં આપીને, હિમાલયે તેમના મનની સાધના પૂરી કરી દીધી. આટલા દિવસ પછી, આ પ્રકારે દર્શન દેવાની રચના પ્રભુએ પ્રથમથી જ કરી રાખેલી હતી, અત્યાર સુધીની તેમની સર્વ ચેષ્ટા, પ્રભુ સંકેત ઉપર જ થતી આવતી હતી ગીતાનો વિરલ ( નહિંવત્ ) પ્રચાર પ્રભુને ખટકતો હતો, તેથી તેના ભવ્ય પ્રચારનો ભાર સુયોગ્ય વ્યક્તિ ઉપર મૂકવાને સારૂ, તેમણે સ્વામીજીને જ પસંદ કર્યા. અને ગીતાજીના આધિદૈવિક સ્વરૂપને પ્રગટ કરી પ્રતિષ્ટિત કરવાનો આદેશ પણ, પ્રભુના તરફથી ગીતા પ્રચારમા ચેતન અને સુસ્થિરતા લાવવાના હેતુથી જ આપવામાં આવેલો હતો.

પ્રભુના આદેશને માથે ચઢાવીને, સ્વામીજી દેવતાત્મા હિમાલયને વદન કરી, પ્રભુનું ચિંતન કરતા નીચે ઉતર્યા. અને ગીતાજીનુ પુસ્તક પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિમાં પડ્યા. પહાડી વસ્તીમાં કોઈ તિલકધારીને જોતા તો તેની પાસે ગીતાજીની જ યાચના કરતા જતા હતા. આ નવી ભિક્ષાની માગ ણીથી લોકોને નવાઈ લાગતી હતી આવી પુસ્તકની યાચનાનો, તેમને સારૂ



पंजाब में कटास राज्य के पहाड़ पर गीताकथा कहने का अभ्यास।

વાળી સાધનાનો સ્વામીજી ઉપર ઘણો પ્રભાવ પડેલો હતો. તેમ છતાં સ્વામીજીના મનમાં બીજા સંપ્રદાયના બૌદ્ધોને મળવાની ઈચ્છા જાગ્રત થઈ. તેમ જ પ્રભુના આદેશ પ્રમાણે ગીતા લઇને ભારતવર્ષમાં ભ્રમણ કરવાની પણ આવશ્યકતા હતી. તેથી સર્વપ્રથમ પૂર્વદિશાના બ્રહ્મદેશથી તે યાત્રાનો આરંભ કરવાનું ઠીક લાગ્યુ ( તે વખતે બ્રહ્મદેશ ભારતવર્ષ અંતરગત હતો ). આ દેશમાં પૈસા વગર પણ યાત્રા થઈ શકે છે, પણ બ્રહ્મદેશમાં મફત યાત્રા થઈ શકતી નથી.

ગીતા સાથે મળેલા સોનામાંથી ગીતાપ્રાપ્તિના સ્મારકરૂપ, એક નાની કૃષ્ણમૂર્તિ બનાવરાવીને નિત્ય દર્શન પૂજનને સારૂ સ્વામીજીએ રાખી લીધી. * અને બાકીનું સોનું વેચી દીધું. તેના મળેલા રૂપિયાથી સ્વામીજીએ કલકત્તા થઇને જહાજ દ્વારા બ્રહ્મદેશની યાત્રાનો આરંભ કર્યો. આ ક્ષેત્રમાં પદાર્પણ કરવાને સમયે તેમની અવસ્થા પચીસ વર્ષની હતી. આ પ્રમાણે સ્વામીજી સંવત ૧૯૭૨ ( સન ૧૯૧૮ ) ની વર્ષા ઋતુમાં રંગુન પહોંચ્યા.

અપરિચિત દેશમાં નવા આગંતુકનું ઠેકાણું પડવામાં ઘણી મુશ્કેલી પડે છે. પરંતુ ' उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्' ની ભાવનાવાળા, અથવા ગીતાના ' अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ' નાં લક્ષણ સ્વામીજીમાં વર્તમાન હોવાથી, ત્યાં પહોંચતાં જ રંગુનવાસિયોએ તેમનું સ્વાગત કર્યું. અને તેમનો મુકામ શેઠ શિવબક્ષ બાગલાની ધર્મશાળામાં રાખ્યો. ત્યાં ભારતીય લોક ઘણી મોટી સંખ્યામાં છે તથા નોકરી ધંધા દ્વારા ઘણી ઉન્નતિ કરી ચૂકેલા છે. અને ધાર્મિક સાધુસંત, ઉપદેશક આદિને સારૂ તેઓ ઘણા ઉત્કંઠિત રહે છે. તપોમૂર્તિ સ્વામીજીનાં પુણ્યમય વચનામૃતોથી રંગુનવાસિયોને ઘણી શાંતિ મળી. અત્યાર સુધીમાં એવા સાધુસ્વરૂપમાં કોઈ હિંદુ ધર્મોપદેશકનાં દર્શન ક્વચિત જ થયેલાં હતાં, તેથી દૂરદૂરનાં નગરોમાં પણ તેમના ધર્મોપદેશની પ્રસિદ્ધિ થઈ ગઈ.

વ્યાખ્યાન રૂપમાં ઉપદેશ કરવાની શૈલીનો અભ્યાસ, પોતે કનખલમાં ઘંટાકોઠીમાં ભણતા હતા તે વખતે કરી ચૂકેલા હતા, અને તે કળામાં તેમનો

---

* આગળ જતા ગુજરાત ભ્રમણને સમયે એ કૃષ્ણમૂર્તિ 'ગીતાધર્મ કાર્યાલય'ના વર્તમાન સંચાલક વડોદરાનિવાસી શ્રી ગોવર્ધનભાઈ મંગલભાઈ પટેલને પ્રસાદસ્વરૂપ સ્વામીજીએ આપેલી હતી. જે હજીપણ તેમને ઘેર પૂજામાં વિરાજમાન છે.

નંબર સર્વેમાં પહેલો ગણાતો હતો. તે પછી તપસ્યા તથા પર્યટનમાં, દેશ કાળના નાના પ્રકારના અનુભવ થતા રહેલા હતા. તેથી તેઓ પોતાના ઉપદેશોની અસર જનતા ઉપર ઘણી સારી રીતે પાડી શકતા હતા. તેની સાથે જ પ્રભુ પ્રેરણાની કોઈ અલૌકિક ચીજ તો તેમને મળેલી હતી જ. હવે પોતે ગીતાને પણ, ઉપદેશોમાં જનતા સમક્ષ લાવવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. તેને સારૂ ગીતાના અધ્યયન કરેલા કેટલાક શ્લોકોનો યથાસંભવ સંક્ષિપ્ત અર્થ વ્યાખ્યાનોમાં પ્રકરણાનુસાર સંભળાવ્યા કરતા હતા.

## ગીતાભ્યાસના શ્રીગણેશ



૫

રંતુ તેને સારૂ પ્રથમ, ગીતાનો પૂર્વાપર આશય સારી રીતે સમજી લેવાનું, તથા તેના સિદ્ધાંતોનો સમન્વય હસ્તગત કરી લેવાનું આવશ્યક હતું. ગીતાપ્રચારના પ્રભુના આદેશની પૂરી તૈયારી કરવાના ઉદ્દેશથી સ્વામીજીએ ગીતાભ્યાસની તપસ્યા કરવાનું શરૂ કર્યું. વ્યાખ્યાન પ્રણાલી ઓછી કરીને, વસ્તીથી દૂર જંગલો, ઝાડિયો અને પર્વતમાળાઓમાં ભ્રમણ કરવા લાગ્યા. અને જ્યાં કોઈ રમણીય અને શાંત સ્થાન મળી જાય ત્યાં ગીતાનો સ્વાધ્યાય કરતા હતા. ગીતાનું પૂરૂં પારાયણ નિત્ય નિયમમાં સામેલ થઈ ગયુ. અર્થ વિચારને સારૂ એકએક શ્લોકને ચારચાર પાંચપાંચ વાર વાંચતા, આંખો બંધ કરીને પૂરા અધ્યાયનું પ્રકરણ તથા તેનો સાર હૃદયગમ કરતા હતા. એ પ્રમાણે ધીરેધીરે સમસ્ત ગીતાનું શબ્દાર્થજ્ઞાન, અઢારે અધ્યાયોના વિષયનું સંકલન અભ્યસ્ત થવા લાગ્યુ. હવે કઠણાઈ એ આવી કે પૂર્વાપરના અર્થનો વિચાર કરતાં અનેક સંદેહ ઉઠવા લાગ્યા. ત્યાં તેનું સમાધાન કોણ કરી શકે ? કોઈ વિદ્વાન અગર ગીતાની વ્યાખ્યાઓનો સહયોગ પણ દુર્લભ હતો. તેને સારૂ સ્વામીજી. ફરી લોક સંસર્ગમાં આવવા લાગ્યા. જ્યા કોઈ સાક્ષર મળી જતો ત્યાં ગીતાનો વિષય છેડતા. કોઈના ખાનગી સંગ્રહમાં અને પુસ્તકાલયોમાં ગીતા સંબંધી ગ્રંથોની ખોળમાં જ રહેતા હતા.

ત્યાંના બૌદ્ધ વિહારો તથા 'પગોડા' ઓનાં દર્શનની ઈચ્છા તો હતી જ. અનેક બૌદ્ધ ગૃહસ્થો તથા 'ફુંગી' સાધુઓની સાથે તેમનો સંબંધ ગાઢો થઈ

ગયો હતો. સ્વામીજી ગીતા સ્વાધ્યાયથી બચેલો સમય તેમના મઠ મંદિરોમાં ગાળવા લાગ્યા. બ્રહ્મદેશવાસિયોએ કળા કૌશલ્ય તથા વૈભવને કેવી ખૂબીથી ધર્મને અર્પણ કરેલાં છે, તે જોઈને ઘણી પ્રસન્નતા થતી હતી. ત્યાંના બૌદ્ધ મંદિરોમાં ચિરકાળથી ભક્તોની પ્રેમભાવના હજી સુધી સોનેરી કળાના રૂપમાં સજીવ છે. તેમાં મનની ધાર્મિક ભાવનાઓનો ઘણો સુંદર સમાવેશ થાય છે. આ દેશના ભિક્ષુગણ પણ ઘણા વિનમ્ર અને ધર્મપ્રેમી છે.

સત્સંગના અભિલાષથી સ્વામીજી ભિક્ષુઓની પાસે દૂરદૂરનાં ગામો સુધી પણ ચાલ્યા જતા હતા. ગીતાના વિષય ઉપર ચર્ચા ચલાવતાં તેમણે જણાવ્યું કે એવો જ એક નાનો પૂજ્ય ગ્રંથ અમારે ત્યાં 'ધમ્મપદ' છે, તેનો થોડો ભાગ સાંભળવાથી જણાયું કે ગીતાની સાથે ધમ્મપદની સંગતિ ઠીક બેસે છે. પણ ગીતાની શંકાસ્પદ ગૂંચવણો ભારતવર્ષમાં જ ઉકલે તેમ હતું. તોપણ તેના અભ્યાસમાં પ્રભુનો રસ મળવા લાગ્યો. કદીકદી સ્વામીજી સ્વપ્નાવસ્થામાં જ ગીતાપાઠ કરતા હતા, તે સમયે એવું ભાન થતું હતું કે જાણે પ્રભુ સામા ઉભા રહીને કહી રહ્યા છે કે—હવે એ જ રસમાં આનંદ કરો. સ્વામીજી પ્રાર્થના કરતા કે—પ્રભો! આપની આંખીનો આનંદ આમાં કયાંથી મળે? આ ભાવનાઓ ઉપરથી સ્પષ્ટ છે કે ગીતા તે જ સમયથી સ્વામીજીને રોમેરોમ રમી રહેલી છે.

તે દિવસોમાં પણ તેમનાં વ્યાખ્યાનોનો પ્રભાવ કેટલો પ્રબળ હતો, તેનું પ્રમાણ ત્યાંની એક ઘટના ઉપરથી જણાઇ આવે છે—રંગૂનના શાસકોએ, એક સખત નિયમ બનાવીને હિંદુઓની ધાર્મિક ભાવનામાં મોટી અડચણ ઉભી કરી દીધી હતી. હિંદુઓ ગાયને પવિત્ર માનીને મંગલકારક પૂજ્ય ગણે છે. પ્રાતઃકાળે દર્શન, ગોગ્રાસ, પંચગવ્ય જેવાં કાર્યોમાં ગાય હિંદુ ધર્મનું મુખ્ય અંગ છે. જ્યા એ રહે ત્યાં ઘી દૂધના લાભ સાથે જ પવિત્રતા, રોગોનો નાશ તથા લક્ષ્મીનો વાસ માનવામાં આવે છે. પરંતુ શાસકોએ નિયમ બનાવ્યો હતો કે,નગરની સુધરાઇની સીમામાં કોઇ પણ વ્યક્તિ ગાય રાખી શકે નહિ. હિંદુઓ તરફથી તેનો વિનયપૂર્વક વિરોધ કરવા છતાં પણ તેમના ધાર્મિક હિતો ઉપર કોઈ ધ્યાન આપતું નહોતું. તેમણે સ્વામીજીને તે કામમાં કંઈ સહાયતા કરવાનું કહ્યું. પૂરી હકીકત સાંભળીને ગીતા, ગંગા, ગાયત્રી, ગોવિંદ અને ગુરૂની સમકક્ષ (સમાન) ગોમાતાના બહિષ્કારથી સ્વામીજીને ઘણો ખેદ થયો. સ્વામીજીએ સભાઓ, સમ્મેલનો અને વ્યાખ્યાનો કરીને, વિરોધી ઠરાવો કરાવ્યા, અને

પોતે પ્રતિનિધિરૂપમાં શાસકોનો મળીને તે નિયમ રદ કરાવ્યો. લોક સંગ્રહના ક્ષેત્રમાં ગોવિંદના ગીતારૂપી ચક્રનો સ્વામીજીને હાથે આ પ્રથમ વિજય હતો. સ્વામીજીની કીર્તિ આખા બ્રહ્મદેશમાં ફેલાઈ ગઈ.

ત્યાંથી પેગુ આદિ નગરોમાં ફરતાફરતા તેઓ મોલમીન નગરમાં ગયા—વ્યાપારિક દ્રષ્ટિએ મોલમીન પ્રધાન બંદર તથા રોજગારી નગર છે. ત્યાંના હિંદુઓ સ્વામીજીના દર્શનને સારૂ પ્રથમથી જ ઉત્કંઠિત હતા. ત્યાં અનેક જગોએ સ્વામીજીનાં વ્યાખ્યાનો, ઉપદેશ અને સત્સંગની ધૂમ મચી ગઈ. એ નગરમાં તેઓ મારવાડી શેઠ રૂકમીચંદના અતિથિ હતા. ત્યાં તેમનાં ચોખાનાં તથા ઇમારતી લાકડાંનાં મોટાંમોટાં કારખાનાં હતાં. સ્વામીજીનાં દર્શન અને સત્સંગની શેઠજી ઉપર એટલી બધી અસર થઈ ગઈ કે, બધો વ્યાપાર ધંધો છોડીને તેઓ ભારતનાં પુણ્યતીર્થોની દર્શન યાત્રાને સારૂ તૈયાર થઇ ગયા. પોતાનો બધો રોજગાર, એક યુરોપિયન પેઢીને ત્રણ વર્ષને સારૂ કેટલીક શરતો કરીને આપ્યો, અને તેઓ સહપરિવાર સ્વામીજીની સાથે ભારતમાં આવવાને નીકળ્યા. સ્ટીમરમાં સર્વેને સારૂ પહેલા વર્ગની ટીકીટો લેવામાં આવી હતી. આવતાં માર્ગમાં સ્ટીમર ઉપર એક મનોરંજક ઘટના જોવામાં આવી—

પ્રથમ શ્રેણીના જે સ્થાન ઉપર અમારી જગો હતી, ત્યાં એક બાજુએ, અમારી સાથેનો રસોઇયો પુરિયો તળવાને સારૂ શગડી તૈયાર કરતો હતો એટલામાં સ્ટીમરનો કપ્તાન ફરતો ફરતો ત્યાં આવી ચઢ્યો અને શગડી તૈયાર થતી જોઈ ચીડાઈ ગયો અને બોલ્યો—હિંદુઓએ તો પ્રથમ શ્રેણીની કેબીન ( નાની ઓરડી ) ને રસોડું બનાવી દીધું છે. તેણે હુકમ કર્યો કે, રસોઇ બનાવવાની આ રીત આ રૂમમાં નહીં ચાલી શકે. આમ કરવું હશે,તો નીચેના મજલામાં જવું પડશે. શેઠજીએ રંગમાં ભંગ થતો જોઈ વિચાર્યું કે, આની આંખમાં ચાંદીની ધૂળ નાંખવી જોઇએ, તેથી તેમણે પોતાના ગુમાસ્તાને કહ્યું કે, ધીરે રહીને કપ્તાનના ગજવામાં રૂપિયા પચાસની નોટો મૂકી આવ. તેમ કર્યા પછી થોડી વારે કપ્તાન પાછો ફરતો ફરતો આવ્યો અને બોલ્યો–બાબુ સાહેબ ! ચાહે તો અહીં રસોઇનું કામ થવા દેજો, નીચે જવાની આવશ્યકતા નથી. એ સાંભળીને સ્વામીજીને અચંબો લાગ્યો કે—વાહ ! લક્ષ્મીમાં કેટલું સામર્થ્ય છે, તેના જરા જેટલા ઇશારાથી બધા કાનૂન બાજુએ રહી જાય છે. લક્ષ્મીના આવા દબદબા વચ્ચે, ગીતાના રાજ્યની કેટલી બધી જરૂર છે કે જેમાં લોકોનાં કર્તવ્ય અને સગવડ, ન્યાય દ્રષ્ટિથી પારખીને તેના અમલનો પ્રબંધ કરવામાં આવે ?

હિમાલય યાત્રા પ્રકરણ ૪ સમાપ્ત.

ૐ

# પ્રકરણ ૫ તીર્થયાત્રા



## ભારત પરિક્રમા






લકત્તામાં સ્ટીમરમાંથી ઉતરીને સ્વામીજી સાથીઓથી છૂટા પડી મહેશ્વરી ભવનમાં જઈને ઉતર્યા. તેમના સત્સંગને સારૂ અહીં પણ ઘણા લોકો આવવા લાગ્યા. મારવાડી લોકોની શ્રદ્ધાભક્તિ પ્રસિદ્ધ જ છે, તેમના ધર્મ-પ્રેમી હૃદયમાં સ્વામીજીએ ગીતાના સંસ્કાર નાંખવા માંડ્યા. બ્રહ્મદેશના ગોપાલન પ્રતિબંધની છૂટવાળા મામલાથી, તેમની પ્રસિદ્ધિ વર્તમાનપત્રો દ્વારા કલકત્તાના શિક્ષિત વર્ગમાં પણ પહોંચી ગયેલી હતી. એવા સફળ જનનાયક મહાત્માનું સ્વાગત કોણ ન કરે ? બધા પ્રકારના સુશિક્ષિત અને ધનીમાની આસ્તિક જન, સ્વામીજીનાં દર્શન તથા સત્સંગને સારૂ આવ્યા કરતા હતા. વિભિન્ન પ્રકારના ધાર્મિક સમારંભોમાં, ઉપદેશ સાંભળવાને સારૂ સ્વામીજીને લોકો લઈ જતા હતા આ સર્વ સત્સંગ અને વ્યાખ્યાનોમાં તેમની નજર, ગીતાજીના માર્મિક સત્સંગની તલાશ ઉપર રહેતી હતી. સાધારણ સત્સંગમાં ગીતા ઉપર કોઈ પૂછતું તો, તેની સાથે ગીતાના ગૂઢ વિષયોની ચર્ચા કરીને—જીજ્ઞાસુનું સંતોષકારક સમાધાન કરી દેતા હતા, પણ સ્વામીજીને ગીતાના રહસ્યથી તૃપ્ત કરી દેનાર કોઈ મળતું નહોતું. તેથી તેમણે હવે ગીતાની વિવિધ ટીકાઓ અને ભાષ્યોનો અભ્યાસ કરવાનું શરૂ કરી દીધું.

ખબર પડી કે એવા ગ્રંથો તો ઘણા છે, પ્રસ્થાનત્રયીનું એક મુખ્ય અંગ હોવાથી ગીતા ઉપર સર્વ સંપ્રદાયના આચાર્યોએ પોતપોતાની મતિ અનુસાર ભાષ્ય ટીકા રૂપમાં રહસ્યપૂર્ણ ઉદ્ગારો પ્રગટ કરેલા છે, પણ લોકો પાસે એવા-ગ્રંથ ભાગ્યે જ હોય છે, અને પુસ્તકાલયોમાં ઇંગ્રેજી અગર બંગાળી ભાષા જાણ્યા વગર એ કામ કઠણ હતું. તો પણ તેમણે શ્રીધરી, શાંકરભાષ્ય, મધુ-

સૂદની આદિ યથાપ્રાપ્ત ટીકાઓનુ અનુશીલન કરવા માંડ્યું, અને તે કાર્યની પૂર્તિને સારૂ બીજા સ્થાનોની યાત્રાનો વિચાર પણ કર્યો. તેમના ઉપદેશોની અસરથી કલકત્તાના ઘણા સજ્જનોનુ વલણ ગીતા તરફ થયું ત્યારથી ગીતાસ્વાધ્યાય અને ગીતાપ્રચારના ક્ષેત્રમાં મારવાડી લોક ઘણા ઉત્સાહથી અગ્રસર થવા લાગ્યા છે. ગીતાસાહિત્ય એક જ સ્થાન ઉપર સુલભ ન હોવાની ખામી તેમને પણ ખટકી. હવે તો તેમણે એક આંતરરાષ્ટ્રીય ખ્યાતિનું ઉત્તમ 'ગીતામહાલય' પણ પ્રસ્તુત કરી દીધું છે.

ગીતાજ્ઞાનની વૃદ્ધિને સારૂ સ્વામીજીએ વિચાર કર્યો કે—જેવી રીતે, સિદ્ધમહાત્મા અને પ્રભુની ખોળમાં મેં દેશદેશાંતરોમાં ભ્રમણ કર્યું છે, તેવી રીતે ગીતાપ્રેમિયોની ખોળમાં પણ દેશાટન કરવું જોઈએ, પ્રભુનો આદેશ પણ એવો જ છે, એ પ્રમાણે નિશ્ચય કરીને તેમણે આ વખતે સાધુશાહી રીતે ચારે ધામ, ચોરાસી અડ્ડા અને સપ્ત પુરીઓની યાત્રાને અર્થે કલકત્તેથી પ્રયાણ કર્યું. ત્યાંથી સર્વપ્રથમ ચૈતન્ય મહાપ્રભુની લીલાભૂમિ તથા અંગદેશની પ્રખ્યાત વિદ્યાપીઠ નવદ્વીપ નદિયા શાંતિપુર ગયા, અને ગીતા લઈને થોડો વખત કેટલાક વૃદ્ધ પંડિતોનો સત્સંગ કર્યો. ત્યાંથી જગન્નાથધામનાં દર્શને ગયા પુરીના સુરમ્ય સમુદ્રતીર ઉપર રહીને થોડા દિવસ, જગન્નાથસ્વામીને ગીતાપરાયણ સંભળાવ્યુ અને ત્યાંથી દક્ષિણની યાત્રાએ નીકળી ગયા. સાક્ષીગોપાળનાં દર્શન અને ત્યાંથી આગળ ખંડિત 'કોણાર્ક' (સૂર્ય) મંદિરનાં કળાકૌશલ્ય જોતાજોતા સ્વામીજી સપ્ત ગોદાવરીતીર્થમાં આવી પહોચ્યા અહીં ગોદાવરીની સાત ધારાઓ તથા સમુદ્રનો પવિત્ર સંગમ થાય છે. અહીંની દુર્બોધ અને અજાણી ભાષાને કારણે સત્સંગનો અવસર ક્વચિત જ મળતો હતો. વ્યવહારનાં કાર્યોમા પણ અડચણ આવતી હતી, તેથી મુખ્યમુખ્ય તીર્થોની દર્શન યાત્રામાં શીઘ્રતા થવા લાગી, અને સ્વામીજી સીધા સેતુબંધરામેશ્વર પહોંચી ગયા.

જગન્નાથપુરીથી માંડીને તે અહીં સુધીના માર્ગમાં નદી, પર્વતો અને સમુદ્રના સંગમ ઘણા જ મનમોહક લાગતા હતા. રેલયાત્રાથી વિકળ થઈને વચ્ચેવચ્ચે એક બે દિવસ તેઓ વિશ્રામ પણ કરતા હતા જ્યારે પોતે નારિયેળ અને તાડનાં વનની નીચે સમુદ્રતીર ઉપર જતા, ત્યારે અગાધ જળ રાશીને જોતાં જ સમાધિની ભાવના જાગ્રત થઈ જતી હતી અને પ્રભુના ધ્યાનમાં મગ્ન થઈ જતા હતા. આણીપાસ રામેશ્વર તથા ધનુષકોટિની યાત્રામાં સમુદ્ર દર્શનથી પ્રભુના ધ્યાનમાં ચિત્ત જામી જતું હતું. આગળ

દેશને અંતિમ છેડે, ભારતમાતાના ચરણ પ્રક્ષાલન કરતા સમુદ્ર ઉપર થોડા દિવસ વિશ્રામ કરીને પોતે સમુદ્રસ્નાન તથા પ્રભુભજનનો આનંદ લેતા રહ્યા. એ દક્ષિણ દેશના અતિમ છેડાથી પાછા વળી મદુરામાં મીનાક્ષીદેવીનાં દર્શન કરીને શ્રીરંગમ અને કાંચીપુરી તરફ ચાલ્યા. તે તરફ દેવતાઓની અપેક્ષા મંદિરોની અદ્દભૂત રચના નિરાળા જ પ્રકારની છે, સર્વત્ર ધાર્મિકતા કટ્ટર જોવામાં આવે છે. શૈવ અને વૈષ્ણવોની પ્રતિદ્વંદ્વિતા આ યાત્રામાં ખૂબ જોવામાં આવતી હતી. પરંતુ સ્વામીજીનામાં તો, કૃષ્ણ ભગવાનની ગીતા તથા શંકર ભગવાનનો જટા વિભૂતિમંડિત વેશ, એ બંનેનો સંગમ થયેલો હતો, તેથી સર્વનાં તેઓ સમાન ભાવે દર્શન કરતા હતા.

આ પ્રમાણે દક્ષિણ દેશનાં મુખ્યમુખ્ય તીર્થ અને દેવસ્થાનોનાં દર્શન પૂજન કરતાકરતા સ્વામીજી ઉત્તર દિશા તરફ વળ્યા. સત્સંગ અને વ્યાખ્યાનોનો ક્રમ, પરિચિત ભાષા મળવાથી બંધ હતો તે, ચાલવા માંડ્યો. આ યાત્રામાં સ્વામીજીને લગભગ ચાર મહિના થયા, પણ દક્ષિણ દેશની અવ્યક્ત જેવી બોલી હોવાથી તે ચાર મહિના ચાર વર્ષ જેવા લાગ્યા. હા, ત્યાં જનતાની સાથે સત્સંગ ચર્ચાને બદલે પોતે સર્વ દેવતાઓને ગીતાનું પારાયણ અવશ્ય સંભળાવતા હતા. કદીકદી કોઈ સંસ્કૃતજ્ઞ પંડિત, ગીતા પાઠના આકર્ષણથી મળી જતા, તો થોડા પ્રશ્નોત્તર થઈ જતા. આ યાત્રામાં ઘણુંખરુ તેઓ એકલા જ ફરતા હતા.

ત્યાંથી સ્વામીજી નિઝામ રાજ્યના પર્વતીય પ્રદેશમાં આવેલા મલ્લિકાર્જુન શંકરનાં દર્શને ગયા. ત્યાથી ફરતાફરતા પંચવટી, ત્ર્યબકેશ્વર તથા બ્રહ્મગિરિના શિખર ઉપર ગોદાવરી ગંગાની ગોમુખીનાં દર્શન તથા સ્નાનને માટે આવ્યા. આ સ્થાનો ઉપર હિમાલયનાં સરસ દ્રશ્યો ફરી જોવામાં આવ્યાં. મહારાષ્ટ્ર દેશનું સુપ્રસિદ્ધ ભક્તિક્ષેત્ર પંઢરપુર ત્યાંથી પાસે જ હોવાથી ત્યાં જઈ પાંડુરંગ ભગવાનનાં દર્શન કર્યા. એ વિઠ્ઠલ ભગવાનના ધામમાં ભક્તમંડળીઓનાં ભાવભર્યાં કીર્તનોથી સ્વામીજીને ખુબ આનંદ થયો.

શ્રી પાંડુરંગના ભક્તોને ગીતાનો સંદેશ સંભળાવી, સ્વામીજી માહોરગઢની યાત્રામાં દત્તાત્રેય સ્વામીનાં દર્શન કરતાકરતા વરાડ પ્રાંતના ધામંતરી સ્થાનમાં આવ્યા. અહીં વર્ધા નદીના તટ ઉપર, તેમના પૂર્વ પરિચિત મહાત્માઓનો એક સર્વાંગસુંદર આશ્રમ અને સુવિશાળ શિવમંદિર છે. દક્ષિણ યાત્રાની સમાપ્તિ થતાં આ આશ્રમમાં સ્વામીજીએ વધારે સમય નિવાસ કર્યો,

આશ્રમના જ્ઞાન–વયોવૃદ્ધ મહત શ્રી એતવારગિરિજીની સ્વામીજી ઉપર ઘણી કૃપા હતી. ( હાલ પણ છે ) અને તેમના સત્સંગમાં સ્વામીજીને ઘણો અનુભવ પ્રાપ્ત થયો. ત્યાંથી વિદાય લઈને નર્મદાતટ ઉપર ઓંકારેશ્વર મહાદેવનાં દર્શન તથા ઉજ્જયનીપુરીમાં શ્રી મહાકાલેશ્વર પ્રભુની યાત્રા કરતાકરતા સ્વામીજી ગુજરાત તરફ આવ્યા. અને સીધા રણછોડરાય ભગવાનના ડાકોર ધામમાં ગયા. પ્રભુના સ્મરણમાં ત્યાં પણ થોડો વખત સારો ગયો. ડાકોરનાથનાં દર્શન કરતાં, ભગવાનની તે લીલા તેમની આંખો સામે આવી ગઈ, જેમાં ભક્તોના વિનોદને અર્થે, જરાસન્ધને મ્હોંઢે ભગવાને કહેવડાવ્યું હતું કે—

'જરાસન્ધ કી સેના ભારી, અબ ક્યોં ભાગે જાત મુરારી ॥

તે વાત યાદ આવી. એ શ્રીરણછોડરાય પ્રભુને જ્યારે સ્વામીજીએ ગીતા પારાયણ સંભળાવ્યું, ત્યારે એવું લાગ્યું કે જાણે, અર્જુનને ભારત સંગ્રામમાં ઉત્સાહિત કરવાનો પ્રસંગ સાંભળીને, મંદહાસ્ય કરતા રણછોડરાયજી, સ્વામીજીના તરફ તિરછી નજરે નિહાળતા ન હોય ? અસ્તુ, અહીંથી પોતે સોમનાથ, સુદામાપુરી, અને દ્વારકાંની યાત્રાએ ચાલ્યા આવ્યા.

શ્રી દ્વારકાધીશના દર્શનથી, હવે તેમની ભારતવર્ષની પ્રદક્ષિણા અને ચારે-ધામ આદિની યાત્રા પૂર્ણ થતી હતી. આ પ્રમાણે ભારતપરિક્રમા કરવાનો રિવાજ ધર્માચાર્યો અને વિદ્વાનોમા જુના જમાનાથી ચાલ્યો આવે છે. એ લોક એવી યાત્રાઓમાં 'विद्या विवादाय' ના સિદ્ધાંત અનુસાર ઠેકાણેઠેકાણેના પઠિત લોકો સાથે વાક્કલહ પણ કરે છે. પોતાની પાછળ પ્રભુ પ્રેરણાનું બળ હોવાથી સ્વામીજી પણ એવો પ્રયાસ કરી શકતા હતા. તેની સાથે પોતે ગીતા-ના સૂક્ષ્મ વિષયોનુ ઊંડુ અધ્યયન પણ કરતા હતા, અને તે ઉપર વિવિધ મત-મતાતરોના નિબંધો જોઈને, એ પણ જાણી લીધુ હતું કે, કેવે પ્રકારે ગીતા, સર્વ સંપ્રદાયીઓની વિશેષતા પારખવાની કસોટી છે યાત્રામા તીર્થો અને દેવ-સ્થાનોની સાથેસાથે સ્વામીજીનો વિદ્વાનો સાથે પણ સમાગમ થતો રહેતો હતો. પણ તેમણે "पण्डित पण्डित दृष्ट्वा स्वानवद्घुर्घुरायते" એ સિદ્ધાંતને છોડીને, આ વ્રતને અપનાવેલું હતું—

दानाय लक्ष्मी सुकृताय विद्या चिन्ता परब्रह्मविनिश्चयाय।
परोपकाराय वचांसि यस्य वन्द्यस्त्रिलकीतिलोकः स एव ॥

દાનને સારૂ જ ધન, સત્કર્મને સારૂ જ વિદ્યા, બ્રહ્મપ્રાપ્તિને સારૂ જ

વિચાર તથા પરોપકારને સારૂ જ જે મનુષ્યની વાણીનો ઉપયોગ થાય છે, તે જ ત્રણે લોકનું ભૂષણ અને વંદનીય છે. પોતાનું અનુશીલન કરનારાને ગીતા, એવી જ વૃત્તિ ધારણ કરવાને પ્રેરે છે, અને હજી સુધી પણ બરાબર સ્વામીજીનું જીવનવ્રત, તે જ તરફ વધતું જતું જોવામાં આવે છે. પોતે સર્વ યાત્રાઓમાં નીરક્ષીર વિવેકપૂર્વક ગુણ ગ્રહણ કરવાની એ જ પરમહંસ વૃત્તિનું આદર્શ રૂપમાં પાલન કર્યું. સત્સંગમાં કોઈ સાક્ષર કાંઈ સમાધાનની ઈચ્છા રાખતા, તો તેઓ તેમને સંતુષ્ટ કરતા, અને તેમની પાસેથી કાંઈ મળી આવે તો તેને પોતાની ગીતાની ઝોળીમાં સ્થાન આપતા.

દ્વારિકાપુરીની દર્શન યાત્રાથી નિવૃત્ત થઈને સ્વામીજીએ તીર્થોના ગુરૂ પુષ્કરરાજ આવી થોડા દિવસ ત્યાં મુકામ રાખ્યો, અને પછી વિચારવા લાગ્યા કે—હવે ચતુર્દિગ્ ભ્રમણનું એક પર્વ પૂરૂં થયું. આગળ શું કરવું ? જવાબમાં પ્રભુની હિમાલયવાળી એ વાણી પણ સાંભરી કે—આગળને સારૂ સર્વ વાતોના ઉત્તર ગીતામાંથી જ મળી આવશે. ગીતા લઈને આગળ વધવાનો આદેશ તો હતો જ. બસ, તેમને પ્રભુનું એ જ વચન સ્ફુરિત થઈ આવ્યું કે—

"कथयन्तश्च मां नित्यं नित्ययुक्ता उपासते ।"

તે ઉપરથી તેમણે એવો સિદ્ધાંત બનાવી લીધો કે—ગીતા દ્વારા ભગવાનનું કથન કરતાકરતા આગળ વધો, જોઈએ, હવે પ્રભુ શો આદેશ આપે છે ? અહીંથી સ્વામીજીએ પોતાની સિદ્ધિ લાભની પ્રથમ સોપાનભૂમિ હૃષીકેશ તરફ પ્રયાણ કર્યું. અને ત્યાં થોડા દિવસ ગંગા તટ ઉપર વિશ્રામ કર્યો. એ સ્વામીજીના જીવન યુગનો, પરિવર્તન—સંધિકાળ હતો. પોતાના જીવનને તેમણે ગતિમય બનાવી દીધું હતું. ગતિ જ જગતનું જીવન છે. અગતિ અગર સ્થિરતાને તેઓ કેવી રીતે આશ્રય આપી શકે ? તેમણે પોતાના પરિવ્રાજકાચાર્ય વિશેષણને સાર્થક કરી દેખાડયું. માર્ગમાં કદી કોઈ ટિકિટ કઢાવી આપે તો ઠીક, નહીં તો કોઈની પરવાહ ન રાખતાં, જ્યાં જે તરફ ઈચ્છા થાય ત્યાં ચાલીને જતા હતા અને ઇચ્છા થાય ત્યાં મુકામ કરતા હતા. શીત, વર્ષા, તાપ, નદી, જંગલ, પર્વત કોઈનામાં પણ તેમની ગતિને રોકવાનું સામર્થ્ય નહોતું. અબાધ ગતિ અને અવિશ્રાંત ભાવથી ચાલતા રહેતા હતા.

પરંતુ શું, સ્વામીજીની એ યાત્રાઓ ઉદ્દેશ વગરની હતી ? ના. એ લાંબી યાત્રાઓમાં ઊંડું રહસ્ય રહેલું હતું. અનેકાનેક ચમત્કારી અનુભવો તેમને

થતા હતા. જે સર્વસાધારણને થવા ઘણા કઠણ છે, તે કાળના તેમના કેટલાક, સાથીસંગી સાધુસંતોના સહયોગથી જ, આ યાત્રાનાં કેટલાંક વૃત્તાન્ત પ્રકાશમાં આવી શકયાં છે. આ યાત્રાઓમાં સ્વામીજીનામાં કષ્ટ સહિષ્ણુતાની શક્તિ ઉત્પન્ન થઈ અને શરીરના પ્રતિ અનાસક્તિનો ભાવ આવી ગયો. દેહની બધી મોહ મમતાથી પોતે મુક્ત થઈ ગયા. જુના વસ્ત્ર પેઠે બદલાનારા શરીરની ચિંતા શી? આના સિવાય બીજો પણ લાભ એ યાત્રાઓથી એ થયો કે—

यस्तु पर्यटते देशान् यस्तु सेवेत पण्डितान् ।
तस्य विस्तारिता बुद्धिस्तैलबिन्दुरिवाम्भसि ॥

'જેઓ દેશદેશાંતરોમાં પર્યટન કરતા પંડિતોની સેવા કરતા રહે છે, તેમની બુદ્ધિ જળમાં તેલબિંદુની પેઠે વિશાળ થઈ જાય છે,' આ વૃદ્ધવચન પ્રમાણે બુદ્ધિની કુશાગ્રતાની સાથે જ, પ્રકૃતિના સૂક્ષ્મ અધ્યયનનો એ નટનાગરની રચનાચાતુરીનું સૂક્ષ્મ અવલોકન કરવાનો અવસર ઘણો મળી ગયો.

## પંજાબ અને સીમાપ્રાંતમાં ધર્મપ્રચાર



વે હૃષીકેશના સંત મહાત્માઓ સાથે વિચાર વિમર્શ કરી તેમની સલાહ પ્રમાણે, તથા કેટલાક જુના સત્સંગીઓની પ્રેરણાથી, ગીતા અને ધર્મપ્રચારને સારૂ સ્વામીજી પંજાબના અમૃતસર નગરમાં ગયા. પોતાની બૃહત્ યાત્રાના આરંભમાં પણ, બે વર્ષ પહેલાં જ્યારે પોતે અમૃતસર ગયા હતા, ત્યારે ત્યાંના સભા સંમેલનવાળાઓએ થોડાં વ્યાખ્યાન તથા ઉપદેશ કરવાનો સ્વામીજીને આગ્રહ કર્યો હતો. પરંતુ તે સમયે પ્રભુની ખોળમાં સતૃષ્ણ હોવાથી તેમણે તે તરફ ધ્યાન આપ્યું નહોતું અને આગળ ચાલ્યા ગયા હતા. પંજાબના હિંદુ સંખ્યામાં અન્ય ધર્મોવાળા કરતાં ઓછા છે, તેથી સંગઠિત રૂપમાં ધર્મપ્રચારનું પ્રચલન અધિક છે, સાધુસંતો ઉપર લોકોની શ્રદ્ધા પણ છે, સ્વામીજી ત્યાં જતાં જ, પરિચય વગર પણ તપસ્વીના આકાર પ્રકારથી પ્રભાવિત થઈને લોક તેમનો ઉપદેશ સાંભળવાને આવવા લાગ્યા. અને પોતાનાં સંમેલનોમાં વ્યાખ્યાનો આપવાને સારૂ સ્વામીજીને નિમંત્રણ આપી લઈ જવા લાગ્યા.

તે સમયે સ્વામીજી અમૃતસરમાં લાલા ગાગરમલની પાઠશાળામાં ઉતર્યા હતા. ગીતા ઉપર વ્યાખ્યાન આપવાનો તેમને આ ઘણો સારો અવસર મળી ગયો. ભક્તિ જ્ઞાન અને યુક્તિથી પૂર્ણ હોવાને કારણે તેમનાં વ્યાખ્યાન ઘણાં જ સરસ, હૃદયગ્રાહી થતાં હતાં. અખિલ ભારતની આટલી પવિત્ર અને વિશાળ યાત્રા, તપસ્યા, શાસ્ત્રચિંતન અને પ્રભુનો સાક્ષાત અનુભવ, જ્યાં એ સર્વ એકઠાં હોય એવા સિદ્ધપુરૂષની વાણી અવશ્યપણે અમોઘ અને અસર કરનારી હોય જ. તેથી પંજાબમાં સ્વામીજીની લોકપ્રિયતા વધવા માંડી.

# 'સિંહસભા' માં સ્વામીજીનો શીખોને ઉપદેશ






હસભા—અમૃતસરના ઉત્સવમાં સ્વામીજીએ, શીખ સમુદાયની વચ્ચે પણ ઉપદેશ આપેલો હતો, તેનો થોડો ભાગ નીચે આપ્યા પ્રમાણેનો હતો. યથા—

ગુરૂપ્રેમી ભક્તો, વૈદિક કાળથી લઇને તે આજ સુધી જેટલા આચાર્યો થયેલા છે તેમણે એક હાથમાં માળા તથા બીજા હાથમાં પુસ્તક લઇને ઉપદેશ કરેલો છે. પરંતુ શીખોના ધર્મ-ગુરૂઓના સંબંધમાં એવી જ વાત નથી. આપની દશ 'પાદશાહી' અર્થાત દશ ધર્મગુરૂઓ થયેલા છે. તેમાંના કેટલાક ગુરૂઓએ શાંતિની દશામાં ઉપદેશ કરેલા છે. પરંતુ જ્યારે ધર્મવિરોધીઓની ઉદ્દંડતા ઘણી વધી ગઈ, અને એ આતતાયીઓએ ઉન્મત્ત થઇને અત્યાચાર કરવા માંડ્યા ત્યારે તેમને રોકવાને સારૂ ગુરૂઓએ જે હાથમાં માળા લીધેલી હતી તે હાથમાં શસ્ત્ર ધારણ કર્યાં. હિંદુધર્મની રક્ષા, ગૌ-સાધુ તીર્થોની પ્રતિષ્ઠા તથા સ્ત્રીઓનાં માન-મર્યાદાના રક્ષણને સારૂ પ્રબળ વિરોધિયો સાથે તેમણે સંગ્રામ કર્યાં. જરૂર જણાતાં આપભોગ પણ આપ્યા. દેશ-ધર્મની રક્ષા સારી રીતે થઈ શકે તેને સારૂ ગુરૂ ગોવિંદસિંહે તે દળનું સંગઠન કર્યું. જે આજ શીખ સંપ્રદાયને નામે પ્રસિદ્ધ છે. શિષ્યગણ તો ગુરૂ નાનકદેવના સમયથી જ હતા, પણ તેમનામાં સૈનિકતાનો નવીન પ્રાણ સંચાર કરનાર તો ગુરૂગોવિંદસિંહજી હતા.

એ તો આપ સર્વ જાણો છો જ કે, ભારતવર્ષનો ઇતિહાસ, આક્રમણ, લૂંટ, મારફાડ અને લડાઈ ઝગડાથી ભરપૂર છે. બુદ્ધ અને મહાવીર દ્વારા જરૂર

કરતાં વધી ગયેલી અહિંસાનો અનુચિત લાભ લઈને યુનાન આદિ દેશવાસિયોએ આજની પેઠે ભારતરૂપ સોનાના પક્ષી ઉપર આક્રમણ જ નહિ પણ પદદલિત કર્યું. અને અંતમાં તેમણે અહીં રાજ્ય સ્થાપન પણ કર્યું.

સમાજની અધોગતિની દશામાં ગુરુ નાનકદેવજીએ જન્મ ધારણ કરીને હિંદુ મુસલમાન બંનેને ઈશ્વર ભક્તિના પાઠ ભણાવ્યા અને મૃતપ્રાય હિંદુ જાતિમાં પ્રાણ સંચાર કર્યો. ગુરૂ નાનકદેવજીએ બતાવ્યુ કે 'ધર્મનું સ્થાન માત્ર શબ્દોમાં, તીર્થભ્રમણમાં, ધ્યાનમગ્ન થઈને બેસવામાં કે ઉત્સવો કરવામાં જ નથી, પણ તેનું સ્થાન એવા જીવનમાં પણ છે કે જે સર્વ પ્રાણિયોને એક સમાન દેખે છે. જે "शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः" છે. નીચ તથા ઉચ્ચમાં, સ્ત્રી તથા પુરૂષમાં, શાસક તથા પ્રજામાં સમભાવ રાખે છે.

ગુરૂજીનો એવો પણ ઉપદેશ છે કે, સત્ય બોલવું, પરમાત્માનું નામ જપવું તથા મદ્યમાંસ છોડીને ગુરૂની આજ્ઞાનું પાલન કરવું, એ જ ઈશ્વરીય કર્તવ્ય છે. આ શરીર પરમાત્માનું મંદિર છે, તેથી જીવહિંસા ન કરવી જોઈએ. સંસારમાં ત્યાગ વૈરાગ્યની એટલી આવશ્યકતા ન પણ હોય. પણ મનની સચ્ચાઈ સર્વપ્રથમ જોઈએ. જેના હૃદયમાં વિવેક છે, મનુષ્યત્વ છે, પ્રભુભક્તિ છે એ જ સાચો હિંદુ છે અને એ જ સાચો મુસલમાન છે.

સજ્જનો! પ્રાણિ માત્રને મૃત્યુ, રોગ અને ત્રાસનો સતત સામનો કરવો પડે છે. પ્રત્યેક યુવા અને હરેક નવીન વસ્તુ, વિકૃત અને ક્ષીણ અવસ્થાને ઉત્પન્ન કરતી છેવટે નષ્ટ થઈ જાય છે. ખરેખર જે સંસારમાં આપણે રહીએ છીએ, તેમાં યથાર્થતાના કરતાં અસારતાનો ભાવ અધિક છે. પરંતુ એ અસારતામાંથી પણ મહાત્મા લોક, સાર ( તત્ત્વ ) નો ખજાનો શોધી કાઢે છે. ગુરૂ નાનકદેવજીએ તેની કુંચી બતાવી છે. 'નામ' એ ભગવન્નામની શક્તિથી શીખ સંપ્રદાય સંપન્ન છે. ગુરૂજીએ ભગવન્નામ જપ તથા કીર્તનને ઘણું મહત્વ આપેલું છે

ગુરૂનાનકદેવજીના ઉપદેશો મધુરતા અને વિનયથી ભરપૂર છે, નમ્રતાના તો તેઓ અવતાર જ હતા. તેમણે "નાનક દાસ ઇહૈ સુખ માઁગે મોકૌ કર સંતોં કી ધૂડે" આ વાક્યમાં પોતાને મહાત્માઓના ચરણોની રજ થવાનું ઈશ્વરની પાસે વરદાન માગેલું છે.

દસમા ગુરૂ ગોવિંદસિંહજી વધારે આગળ વધ્યા, તેમણે સમસ્ત જનતામાં ભક્તિની સાથે વીરતાનો ભાવ પણ ભરી દીધો. સૈનિક સંગઠનને સારૂ

કેટલાક નિયમો બાંધ્યા. જેવા કે પંચ કકાર અર્થાત્ કચ્છ, કડુ, કેશ, કંધા અને કૃપાણ. આ જ સંગઠનથી ઔરંગજેબની વધતી જતી ધર્માધતા રોકાઈ હતી. શીખ, સૈનિક જાતિ અગર સંપ્રદાય છે, દુનિયાભરમાં માત્ર શીખોમાં જ 'ભક્તિ અને વીરતા' સાથે જ દ્રષ્ટિગોચર થાય છે. તેમનો મૂળમંત્ર છે 'વાહ ગુરૂની ફતેહ', 'વાહ ગુરૂનો ખાલસા' અર્થાત્ ગુરૂના ધર્મ અને શક્તિનો વિજય હો. આ ધર્મમાં 'તેગ અને દેગ' ને અધિક મહત્વ આપવામાં આવેલું છે, એટલે કે શસ્ત્ર અને ભોજન. ભાવ એ થયો કે શૂરવીર બનો અને ભોજન આપો. આપને ત્યાં પ્રત્યેક કામના આરંભમાં 'શ્રીગણેશાયનમઃ' ને બદલે '૧ ઓંકાર સતગુરૂ પ્રસાદ' વાક્ય બોલાય છે. શીખ જાતિ લોહખંડની ભક્તિમાં વધારે પ્રેમ રાખે છે. કોઈકોઈ શીખ તો લોઢા સિવાય અન્ય ધાતુનો સ્પર્ષ પણ કરતા નથી. તેમને 'સર્વલોહિયે' કહેવામાં આવે છે. આપ 'શ્રીગુરૂ-ગ્રંથ સાહેબ' નામના પુસ્તકને વેદવત્ પવિત્ર માનો છો. તેના સિવાય કોઈ પણ અચળ પદાર્થમાં આપને અનુરાગ હોય તો તે શસ્ત્રો જ છે. આપની ઉપાધિ 'સિંહ' છે, તથા આપ લોકોની સાધારણ બોલચાલની ભાષામાં ઘણે-ભાગે સૈનિક શબ્દોનો ઉપયોગ થાય છે. જેમકે—એકને સવા લાખ કહેવું, પોતાને ફોજ કહેવી, કહીં જઈને કામ કરવાને 'મોરચો' તથા સભા સોસાઈટી ને 'દિવાન', કોઈ ભદ્ર પુરૂષને 'સચ્ચા બાદશાહ'. ઈત્યાદિ નામોથી સંબોધન કરવું. ગુરૂ ગોવિંદસિંહે, આપ સર્વને 'અકાલી' બનાવ્યા, એટલે કે કાળથી પણ ન ડરનારા. આપ તમાકુ નથી પીતા અને ક્ષૌર કર્મ પણ નથી કરાવતા. જાત ભાતનું બંધન પણ નથી. કહેવાનો અભિપ્રાય એ છે કે, ભારતીયતા, હિંદુધર્મ, ગો, મંદિર આદિની રક્ષાને સારૂ શીખ ધર્મને બની શકયો તેટલો પુષ્ટ કરેલો છે.

ગુરૂના પ્રેમી સજ્જનો, આજ આપની એ વીર જાતિમાં અનેક દોષોએ પ્રવેશ કરેલો છે. ગુરૂ ગોવિંદસિંહજીએ હિંદુઓને કડું, કચ્છ, કૃપાણ, કંધા (કાંસકો) અને કેશ ધારણ કરાવીને વીર યોદ્ધા બનાવેલા હતા, અને અમૃત છાંટીને કાળથી સદા નિર્ભય બનાવી 'અકાલી' પદથી સન્માનિત કર્યા હતા. તેમને જાતિ બંધનથી મુક્ત કરી એક સૂત્રમાં ગૂંથ્યા હતા. પણ આજ શીખોમાં પણ કેટલી ઉપજાતિ તથા સંપ્રદાય બની ગયા છે? આજ 'તેગદેગ' નું મહત્વ ભૂલાતું જાય છે. ગુરૂ શિક્ષાના સિદ્ધાંતનો ત્યાગ કરી કેવળ બહારના આચાર વિચારને અપનાવી લેવામાં આવેલા છે. જે દૂધના છલોછલ ભરેલા કટોરા પીને દાઢી મૂંછ ઉપર હાથ ફેરવતા સિંહના સમાન તેજસ્વી નેત્રોથી ઘૂર-

કતા હતા, તેઓ આજ ચાના પ્યાલા પીને ઊંઘી રહ્યા છે. પહેલાં પંજાબી જવાનના ચાલવાથી એવી પ્રતીતિ થતી હતી કે જાણે નાવની પેઠે ધરતી હાલી રહી છે, પણ આજ તો તેમને જમીન ઉપર હાથનો ટેકો દઇને ઉભા થવું પડે છે અને ચાલે છે તો જાણે જમીન ઉપર કાંટા પાથરેલા હોય અમે માનીએ છીએ કે, આજકાલ ખાનપાનમાં ઘણી ત્રુટિ પડેલી છે, પણ એ દોષ કૃષિ તથા ગોપાલનથી દૂર થઈ શકે તેવો છે.

આપ લોક સદાના બહાદુર છો, ધર્મની રક્ષા આપ લોકોએ કરેલી છે. હજી પણ અમે આપ લોક પાસેથી એવી જ આશા રાખીએ છીએ હું આપને ગીતાના શબ્દોમાં શૂરવીર જોવાની ઈચ્છા રાખુ છુ, વિલાસી જીવનમાં નહિ અમને આપનું 'સરકાર' પણું એટલું સારૂં લાગતું નથી કે જેટલું 'સરદાર' પણું લાગે છે.

ગીતા કહે છે—

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
मामनुस्मर युद्धय च।
तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्त्वा शत्रून् भुङ्क्ष्व राज्यं समृद्धम्॥

સિંહ સભામાંના ઉપર ઉક્ત ઉપદેશને સાંભળીને એક દિવસે અમૃતસરમાં સનાતનધર્મ હાઈસ્કૂલ લાહોરના હેડ માસ્તર શ્રી કૃપાચંદજી સ્વામીજીને મળવાને આવ્યા, તેમને સત્સંગમાં ઘણો આનંદ આવ્યો, અને આગ્રહ કરી સ્વામીજીને લાહોર લઈ ગયા. ત્યાં તેઓ સનાતન ધર્મિયોના પ્રમુખ ધાર્મિક સ્થાન શીતલા મંદિરમાં ઉતર્યા હતા. ઉપદેશ અને વાખ્યાનોનો ક્રમ અહીં પણ જારી થયો. થોડા દિવસ લાહોરમાં રહીને પોતે ગુજરાનવાલા શહેરમાં આવ્યા અને દીવાન મંગલસિંહની કોઠીમાં ઉતર્યા. નિત્ય સંધ્યાકાળે સત્સંગ થતો હતો, દીવાનજી ત્યાંની સનાતનધર્મસભાના સભાપતિ તથા પોતાની બેંકના મેનેજીંગ ડાઇરેકટર હતા તેથી સત્સંગમાં ખૂબ ભીડ થવા લાગી. તેમને ત્યાંથી પોતે જ્યારે જવાનું નામ દેતા હતા ત્યારે દિવાનજીનાં પત્ની તથા બે નાનાં બાળકો રોવા માંડતા હતાં સર્વ લોકોના ઘણા આગ્રહથી થોડા દિવસ ત્યાં રહ્યા પછી સ્વામીજીએ નીચેનું પદ સંભળાવી ત્યાંથી વિદાય લીધી—

**પાની તો બહતા ભલા, કલી ન ગદલા હોય।**
**સાધૂ તો રમતા ભલા, દાગ ન લાગે કોય॥**

# સીમાપ્રાંતમાં ગીતાનો ઉપદેશ.



ત્યાંથી રાવળપિંડી પહોંચીને સ્વામીજીએ સુજાનસિંહના બાગમાં મુકામ કર્યો. ત્યાં પોતે સ્વતંત્રપણે વિચરતા રહેતા, બગીચાના ગુરૂદ્વારમાં ચુપચાપ રહેતા હતા. એટલામાં ત્યાંની સનાતન ધર્મ સભાના સંમેલનનો આરંભ થયો. સભા સંચાલકોએ સ્વામીજીને વ્યાખ્યાન આપવાનો ઘણો આગ્રહ કર્યો. હવે પોતે વ્યાખ્યાનબાજીના કરતાં સ્વતંત્ર સત્સંગને અધિક ઉપયોગી સમજવા લાગ્યા હતા. તેનાથી લોકોના હૃદય ઉપર ગીતાના ઉપદેશોનો જેવો સ્થાયી પ્રભાવ પડતો હતો, તેવો અનેક વક્તાઓની સભામાં પડતો નહોતો. સંમેલનોમાં, સભાસંચાલન, ઠરાવો આદિના પ્રસ્તાવો મુખ્ય રહેતા અને ગીતા ગૌણ થઈ જતી હતી.

એ વાતો સ્વામીજીને રૂચિકર નહોતી, તો પણ રાવળપિંડીના સંમેલનમાં વ્યાખ્યાન આપવાને સારૂ સંચાલકોએ સ્વામીજીને મનાવી લીધા. બીજે દિવસે સ્વામીજીનું સ્વતંત્ર વ્યાખ્યાન થયું, તેનાથી જનતા ઘણી પ્રભાવિત થઈ. જયઘોષ અને કરતલ ધ્વનિથી વારંવાર લોકો સન્માન પ્રદર્શન કરતા હતા.

એ ઉત્સવમાં પેશાવરની સનાતનધર્મ હાઈસ્કૂલના સંચાલક રાયબહાદુર કાશીનન્દ ખત્રી પણ આવેલા હતા. તેમની સ્કૂલના ઉત્સવમાં સ્વામીજી પાસે ઉપદેશ અપાવવાની તેમની ઇચ્છા થઈ ગઈ તેથી તેઓ તેમને પોતાની સાથે લઈ ગયા. તે સમય લડાઇનો જમાનો હતો. અફગાનીસ્તાનિયોનો ઉપદ્રવ પણ થઈ ચૂકેલો હતો. તેથી 'ફ્રાંટિયર રેગ્યુલેશન' અન્વયે બહારવાળાઓ ઉપર તથા સભાસંમેલનો ઉપર ઘણો જાપ્તો હતો, તેના ડરથી કોઇ પણ ઉપદેશક તે તરફ જવાને તૈયાર નહોતો. સ્વામીજીને પોતાની સાથે પેશાવર જવાનો આગ્રહ કરતાં હેડમાસ્તરે હસતાંહસતાં કહ્યું—અમારી પેઠે તમારા ઘરમાં કોણ રોનારૂં છે ? સ્વામીજીએ વિચાર્યું—હરકત પણ શી છે ? ઉપદેશની સાથે દેશ ભ્રમણ પણ થશે. પેશાવરના સ્ટેશન ઉપર પોલીસવાળાઓએ બારીકાઇથી તેમનો તપાસ કર્યો, નામ, ગામ, જન્મ આગળ પાછળની હકીકત સર્વ કાંઈ લખી લીધું ત્યારે જવાની રજા મળી.

બીજે દિવસે સ્કૂલના ઉત્સવનો આરંભ થયો. સાધારણ પ્રજા ઉપરાંત

ત્યાંના કલેક્ટર તથા ગુરખા ફોજના ઈંગ્રેજ કપ્તાનને પણ બોલાવવામાં આવેલા હતા. કાશીનન્દજીએ સ્વામીજીને સ્કૂલના સંબંધમાં વ્યક્તવ્ય સમાપ્ત કર્યા પછી યુદ્ધ ( ૧૯૧૪–૧૮ ) ના સંબંધમાં કાંઈ અનુકૂળ આલોચના કરવાની વિનતી કરેલી હતી. સ્વામીજીનું વ્યાખ્યાન સર્વે જનતાને તો હૃદયગ્રાહી થયું જ, પણ ફોજના કપ્તાન તો તેનાથી ઘણા જ ખુશ થયા અને ઉત્સવ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ત્રીજે દિવસે એક શ્રદ્ધાળુ વ્યક્તિએ, સ્વામીજીને કોહાટ આવવાની આગ્રહપૂર્વક વિનંતી કરી. એટલે પેશાવરના નાગરિકોની શ્રદ્ધાંજલી લઈને, તેની સાથે પેશાવરથી કોહાટ જવા ટ્રેનમાં નીકળ્યા. પેશાવરથી આગળ પાંચ છ સ્ટેશન દૂર ગાડી નીકળી ગયેલી હતી એટલામાં અચાનક પોલીસવાળાઓએ આગલે સ્ટેશને ટ્રેનને રોકી લીધી. અને સ્વામીજીને એક તાર દેખાડીને કહ્યું કે—આપને પેશાવરની ફોજના કપ્તાન બોલાવે છે, તેથી વળતી ગાડીએ આપને પાછા પેશાવર જવું પડશે. સ્વામીજી મનમાં જરા અકળાયા કે—ફોજવાળા નિષ્કારણ મને, પ્રભુ જાણે, ક્યા ચક્કરમાં નાખવાનું ધારતા હશે ?

## સૈનિકોને ઉપદેશ





પોલીસના હુકમ પ્રમાણે સ્વામીજીને પાછા પેશાવર જવું પડયું ત્યાં સ્ટેશન ઉપર કાશીનંદજી પહેલેથી જ હાજર હતા. તેમણે કહ્યું—આપના ઉત્સવ વખતના ભાષણથી કપ્તાન સાહેબ ઘણા જ ખુશ થયા છે અને સૈનિકો આગળ આપની પાસે ભાષણ કરાવવાની ઇચ્છા રાખે છે. સ્વામીજીએ કહ્યું—હું તો અહીં આવતાં એવા વિચારમાં હતો કે, વખતે હવે જેલમાં ઘંટી દળવાનો વખત પણ આવે. પણ એ પ્રભુનો જ અનુગ્રહ છે કે તેમણે આવા ભીષણ ફોજીયોને પણ, પોતાની ગીતાના સંદેશવાહકને સારૂ આટલા અનુરક્ત બનાવી દીધા. નિયત સમય ઉપર મોટામોટા ઑફીસરો તથા સૈનિકોની સભામાં સ્વામીજી વ્યાખ્યાન આપવાને પધાર્યા તેમાં તેમને કોઈ પણ વાતની હરકત કે વિચારની આપ લે કરવી પડી નહીં. કારણ કે જે ગીતારૂપી 'મેગેઝીન' ( દારૂગોળો ) એક વાર ભરવાથી, અર્જુનરૂપી મહાઅસ્ત્રે અનેક ચતુરંગિણી સેનાઓનો સંહાર કરી નાખ્યો હતો, એ ગીતા તો સૈનિકોને ઉત્સાહિત કરવાની એક ખાસ ચીજ જ હતી.

બીજા અધ્યાયના કેટલાક ભાગની વ્યાખ્યા કર્યા પછી સ્વામીજીએ કહ્યું કે—લડાઈ અગર સંસારનું કોઈ પણ કાર્ય કરતી વખતે, તમે પોતપોતાના હૃદયમાં, આ યુદ્ધક્ષેત્રવર્તી શ્રી કૃષ્ણાર્જુનની મુર્તિને બેસાડી રાખશો તો પ્રત્યેક કામમાં તમારી ફત્તેહ જ થશે. વ્યાખ્યાન સાંભળીને ઑફીસરોએ કહ્યું કે—હવે તો મહાયુદ્ધ લગભગ સમાપ્ત થયેલું છે, અગર જો સ્વામીજીનો ઉપદેશ અમને પ્રારંભમાં જ મળી ગયો હોત તો તેનાથી ઉત્સાહિત થયેલા અમારા સૈનિકો જોતજોતામાં વિજય પ્રાપ્ત કરી લેત. ત્યાંથી વિદાયની વખતે એક પ્રશંસાપત્ર પણ એ લોકોએ સ્વામીજીને આપ્યુ. રાવળપિંડીના ઉપદેશકોના ગભરાટનો ખ્યાલ કરીને, એ યમદૂતોના આટલા સન્માનને પણ સ્વામીજીએ ઘણું કરીને માની લીધું અને ત્યાંથી કોહાટ ચાલ્યા ગયા.

## કોહાટના હિંદુઓને એકતાનો સંદેશ






હાટના ભક્તોને સ્વામીજીના આવવાની પહેલેથી જ ખબર મળી ગયેલી હતી. રાતના આઠ વાગે સ્ટેશન ઉપર પહોંચતાં સ્વામીજીએ જોયુ કે, સ્વાગતકર્તાઓમાં વીસ પચીસ આદમી બધુક તલવરોથી સજ્જ થઈ ઉભેલા હતા. અભિવાદન થઈ ગયા પછી સ્વામીજીએ પૂછયું કે—એક સંન્યાસીને સારૂ આટલા હથિયારબંધ આપ લોક શા માટે આવ્યા છો? ભક્તોએ કહ્યું કે—એમ ન કરીએ તો, અહીંના પઠાણો હિંદુઓની પ્રસિદ્ધ વ્યક્તિયોને ઉપાડી જાય છે અને બદલામાં મનમાન્યુ દ્રવ્ય લઇને છોડે છે. સ્વામીજીએ જોયુ કે, એ મુસલમાનોના પ્રદેશમાં સેંકડે પાંચ ટકા હિંદુઓ છે અને તેમાં પણ એક આર્યસમાજી તો બીજો સનાતની, ત્રીજો દેવસમાજી તો ચોથો શીખ, એવી રીતે એકનો બીજા સાથે મેળ નહિ. સભામાં તેમણે સમજાવ્યુ કે—ભાઇઓ, જો તમે એક બીજા સાથે મળીને રહેશો તો વિધર્મિયોનો સામનો કરીને સુરક્ષિત રહી શકશો. ત્યાંથી નીકળી ગયા પછી થોડે દિવસે સાંભળવામાં આવ્યુ કે પઠાણોએ આક્રમણ કરી કોહાટને લૂંટયું, આગ લગાડી અને ઉત્પાત મચાવી મૂકયો હતો,

# સ્વામીજીનો 'મુસ્લિમ નવજવાન જમાયત' માં ઉપદેશ



એ સમાચારથી ખિન્ન થઈ એક દિવસ સ્વામીજી શહેર બહાર ફરવા ગયેલા હતા. ત્યાં તેમને કેટલાક સુપઠિત મુસલમાન સજ્જનોનો સાથ થઈ ગયો થોડી વાતચીત થયા પછી તેમનું સ્વામીજી તરફ આકર્ષણ થયુ, અને અંતમાં તો સ્વામીજીના ઘણાં જ વખાણ કરતાં તેમણે કહ્યુ—સાઈ સાહેબ, આપ અમારી મજલીસના જલસામાં એક દિવસ જરૂર આપની 'પાક તકરીર' ( ધર્મોપદેશ ) સભળાવો પછી જલસાને દિવને એ લોકો આગ્રહ કરીને સ્વામીજીને તેડી ગયા. સ્વામીજીએ તેમની 'મુસ્લિમ નવજવાન જમાયત' માં જે ઉપદેશ આપેલો હતો, તેનો સાર આ પ્રમાણે છે—

પ્યારે ભાઈઓ ! આપ લોક 'મુસલમાન' છો, સીયા, સુન્ની આદિ જેટલા ભેદ છે, તે સર્વે 'ઈસ્લામ' ધર્મમાં આવી જાય છે. 'ઈસ્લામ' શબ્દ 'અસલમ' શબ્દ ઉપરથી બનેલો છે, જેનો અર્થ થાય છે 'આત્મત્યાગ કરવો'. વિદેશી ઇતિહાસજ્ઞ લોક 'ઇસ્લામ' શબ્દનો અર્થ—' તે ધર્મ, કે જેમાં મનુષ્ય, વિશ્વાસ અને કર્તવ્યના સબધમાં પોતાને સપૂર્ણપણે પરમાત્માની ઈચ્છા ઉપર છોડી દે છે' એવો કરે છે. સૈયદ મીરઅલીએ તેનો અર્થ—'ધર્મનું પાલન કરવાનો ઉદ્યોગ કરવો' એવો કરેલો છે કુરાન શરીફમાં લખ્યું છે કે—જે કોઈ મુસલમાન છે તે સત્યનો રસ્તો ખોળે છે મુસલમાન પડિતોએ આ આયતના ઘણા અર્થ કરેલા છે જેવા કે—મુસલમાન શબ્દનો અભિપ્રાય એવી વ્યક્તિયો સાથે છે કે—'જેઓ પોતાની ગર્દન, પરમાત્મા દ્વારા બતાવાએલા ધર્મની નીચે મૂકી દે' અગર 'જે ઈસ્લામમાં મળી જાય અને જે સાચા મનથી એકેશ્વરવાદના મતનો સ્વીકાર કરી લે' 'સાચા રસ્તા' રસ્તાનો અર્થ એવો કરેલો છે કે—'સારાં કર્મોના ફળને પ્રાપ્ત કરવાં, અથવા સારાની અભિલાષા' કેટલાક લોકોના કથનાનુસાર સાચો મુસલમાન તે જ છે કે, જે મુસલમાન ધર્મના રીતિરિવાજોનું પાલન કરે છે, તથા જે ઈશ્વર, ફરિસ્તા, ખુદાઈ કિતાબો, પેગંબરો તથા કયામતનો દિવસ આદિ વાતોમાં વિશ્વાસ રાખે છે

ફારસી ભાષાના જ્ઞાતાઓએ 'મુસ્લિમ' શબ્દનો અર્થ, 'મુનકદ'

( વિનમ્ર ) 'હુકમવરદાર' ( આજ્ઞાઓનું પાલન કરનારા ) કરેલો છે. જે હોય તે, પણ ઉપર ઉક્ત અનેક અર્થ મુસલમાન જાતિની મહત્તાનો બોધ કરે છે. હજરત મુહમ્મદ સાહેબના પહેલાં જે દેશ, અંદર અંદરના કલહથી દોજખ (નરક) બનેલો હતો તેને તેમણે સદ્‌ઉપદેશોથી શાંત કરી સ્વર્ગ બનાવી દીધો હતો. સૌભાગ્યથી આપ લોક તે જ માહત્માના અનુયાયી છો.

આપ લોકોનું પ્રધાન તીર્થસ્થાન અરબિસ્તાનનું 'મક્કાશરીફ' છે. તમે તેને પૂજો, માનો અને ત્યાંની યાત્રા કરો. પણ એ ભૂલશો નહીં કે, હિંદુસ્તાન તમારો દેશ છે. તમે અહીં જ ઉત્પન્ન થયેલા છો, અને સર્વ કામ કરીને અહીંની જ માટીમાં મળી જવાનું છે. થોડા દિવસ પહેલાં, એક પ્રતિષ્ઠિત મુસલમાનની લાશને મક્કે મદીને લઈ જઈને ત્યાં દફનાવવામાં આવેલી હતી. તેથી બીજા દેશનું કાંઈ સન્માન વધ્યું નહિ, અને પોતાની માતૃભૂમિનું અપમાન જરૂર થયું. આ દેશના હાનિલાભમાં જ તમારા સર્વના હાનિલાભ સમયેલા છે. અહીં દુકાળ પડે તો આપ બચી શકવાના નહીં. ભૂકંપ મહામારી રેલ આદિની અસર પણ સર્વ ભારતિયોને સમાન જ થવાની. જો આકાશમાંથી મોતીનો વરસાદ પડે તો તે આપના ઘર ઉપર પણ તેવો જ વરસવાનો કે જેવો બીજાના ઘર ઉપર. સરકારી નિયમ પણ આપ લોકો ઉપર તેવો જ લાગુ પડવાનો કે જેવો બીજા લોકો ઉપર. તમારે ભારતના અન્ય ધર્મિયોની સાથે પ્રેમથી વર્તાવ કરવો જોઈએ. મેળમાં જ શક્તિ છે, જ્યારે તમે તાકાતવાન થશો ત્યારે અન્ય દેશવાસિયો તમારી સાથે સ્વયં મિત્રતાનો હાથ લબાવશે. ભારતમાં હિંદુ અને મુસલમાન બે પ્રધાન જાતિયો છે, જ્યારે તે લડે છે ત્યારે વિદેશી લોક તેમની હાંસી ઉડાવે છે.

આજ કોઈ પણ જાતિ અગર દેશ એકાન્ત સેવન કરીને જીવિત રહી શકે તેમ નથી. યાતાયાતનાં સાધનોથી સર્વ દેશ સમીપ થઈ ગયેલા છે. એકની પ્રતિક્રિયાની અસર, બીજા ઉપર પડ્યા વિના રહેતી નથી. હવે તો બળવાન દુર્બળોને પોતાના ઘરમાં પણ રહેવા દેવાનું ઇચ્છતા નથી. હવે જે કમજોર છે તેને જીવન વ્યતીત કરવાનું પણ કઠણ થઈ પડવાનું, જેનામાં સંગઠન નહિ હોય તે બળવાન થઈ શકશે નહીં. લડવા ઝગડવાથી સમાજ જાતે જ દુર્બળ થઈ જાય છે. જે કાંઈ શક્તિ બચેલી રહે છે તેને અન્ય બળવાન નષ્ટ કરી દે છે. જ્યારે અમે સાંભળિયે છીએ કે, અમુક જગાએ હિંદુ મુસ્લિમનો કોમી ઝગડો થયો, તો લજ્જાથી મસ્તક અવનત થઈ જાય છે. આજકાલ પારસ્પરિક

કલહ ન થવો જોઇએ. તેનાથી આપણી અશાંતિ તો વધે છે જ, પણ તેની સાથે સરકારને પણ તકલીફમાં ઉતરવું પડે છે. માટે—

ઇશ્વરના નામ ઉપર, ધર્મની આજ્ઞાથી, સમાજ રક્ષાની ભાવના રાખીને તથા પ્રતિષ્ઠા જાળવવા ખાતર પરસ્પરના વૈમનસ્યનો ત્યાગ કરી દો. ભાઇઓ સાથે લડવાથી જોરનો અંદાજ નીકળી શકતો નથી. શક્તિ પ્રદર્શન શત્રુ સામે જ થઈ શકે છે. પરસ્પર શસ્ત્રબળનું પ્રદર્શન ન કરો, શાસ્ત્રબળનું કરો. વિવાદાસ્પદ ઝગડા આપસઆપસમાં સમજી લો. કરવાથી સર્વ કાંઈ થઈ શકે છે.

આપના સંપ્રદાયમાં સૂફી ઘણા દયાળુ, સાધુ અને સમદર્શી હોય છે. તેમનામાં કટ્ટરતા ઓછી હોય છે. તેઓ અન્ય સંપ્રદાયવાળાઓનો તિરસ્કાર કરતા નથી. હું તેમને કહીશ કે તેઓ પારસ્પરિક સદ્‌ભાવનાનો પ્રચાર કરે.

કુરાન શરીફમાં હજરત મુહમ્મદ સાહેબ પેગમ્બર અલ ઉસ્લામે ફરમાવેલું છે કે—

"અફ્‌જલુલ ઈમાની ઉત્‌ તોહિબ્બો લિન્ન સે મા તોહિબ્બો લે નફસકા; વ તક્ર હો લહુમ્‌ તક્ર હો લે નફ્સેકા".

અર્થાત્‌—'સબસે અફ્‌જલ, સબસે બડા ઉમ્દા યહી હૈ કી જો, અપને લીએ ચહાતે હો, વહી દૂસરોં કે લીએ ચાહો, ઔર જો અપને લીએ કરીહ તકલીફ દેહ સમજતે હો ઉસે દૂસરોં કે લીએ ભી દુઃખદાયી સમજો'.

સ્વામીજીનો આ ઉપદેશ સાંભળી મુસ્લિમ જનતા ઘણી જ પ્રભાવિત થઈ. વાહવાહ બોલીને ઇજ્જતની સાથે અનેક પ્રતિષ્ઠિત મુસલમાન તેમને તેમના સ્થાન સુધી પહોંચાડવાને ગયા અને તેમના ભક્ત થઈ ગયા. અસ્તુ.

હવેની વાર રાવળપિંડીમાં. 'ભારતધર્મ મહામંડળ' કાશીના પંડિત લક્ષ્મીનારાયણજીની સાથે સ્વામીજીની મુલાકાત થઈ. તેમની યોગ્યતા જોઇને પંડિતજી ઘણા પ્રભાવિત થયા. અને તેમણે ઇચ્છા પ્રગટ કરી કે સ્વામીજી, જો પોતાના ભારતધર્મમહામંડળનું અંગ બની જાય તો તે સંસ્થાની ઘણી ઉન્નતિ થાય. સ્વામીજીએ કહ્યું—જો સંસ્થાનો ઉદ્દેશ ધર્મ પ્રચાર જ છે, તો હું તેનું અંગ બન્યો બનાવેલો જ છું. તો પણ પંડિતજીએ સ્વામીજીને પોતાની સાથે આવવાનો આગ્રહ કરતાં કહ્યું કે—તેનાથી, સભાસમિતિયો, તથા પ્રચાર કાર્યોના સંબંધમાં પણ આપનું કાર્ય કૌશલ અને અનુભવ વધશે.

# યુક્ત પ્રાંતમાં ધર્મપ્રચાર.



છેવટે સ્વામીજી તેમની સાથે કાશી ગયા. અને મહામંડળના સહયોગથી કાનપુર, લખનૌ આગરા, મેરઠ, દિલ્હી આદિ નગરોમાં ધર્મ પ્રચારાર્થે તેમણે જવા માંડ્યું. મંડળના વ્યવસ્થાપક બનીને પણ પોતે કાશીથી ઉત્તર ભારતના સર્વ પ્રદેશોમાં દૂરદૂર સુધી ઉપદેશાર્થે જતા હતા. પરંતુ ગીતાનું પ્રધાન કાર્ય અહીં પણ અપ્રધાન થઈ જતું, અને સંમેલનોનાં વિધિ-વિધાન પ્રધાન બની જતાં. તેથી શુદ્ધ ગીતા પ્રચારના ધ્યેયથી પહેલાંની પેઠે સ્વતંત્ર રીતે તેઓ વિચરવા લાગ્યા. પંજાબની જનતા તેમના ઉપદેશા-મૃતનું પાન, ઘણી શ્રદ્ધા ભક્તિથી કરતી હતી. તેથી કાશીથી તેઓ તે તરફ ચાલ્યા ગયા.

એકવાર સ્વામીજી દિલ્હીમાં સત્સંગીઓના આગ્રહથી રોકાયા હતા. ત્યાંથી પતિયાલાના સનાતનધર્મ સંમેલનમાં જવાને સારૂ કેટલાક લોક ઘણો આગ્રહ કરવા લાગ્યા. સ્વામીજીને કહ્યું કે—સંમેલનના સભાપતિ પતિયાળા-નરેશ થશે, તેથી સારા વક્તાઓ ન હોવાને કારણે મહારાજ ઉપર સનાતની-ઓનો પ્રભાવ ઓછો પડશે. એ સાંભળીને સ્વામીજી પતિયાળાના સંમેલનમાં ગયા. તેમના ઉપદેશોથી જનતા ઘણી પ્રસન્ન થઈ. સભા પૂરી થયા પછી મહારાજા સાહેબ પણ સન્માનની સાથે સ્વામીજીને મળ્યા. અને તે તરફની જનતાને ઉપદેશ દ્વારા સન્માર્ગે દોરવાનું નિવેદન કર્યું. તે તરફ જઇને સ્વામીજી અનેક નગરો તથા વસ્તીઓમાં, કદી સ્વતંત્ર તો કદી સભાસમિતિયોમાં, ઉપદેશ કરતા રહ્યા, મોગામંડી, ફીરોજપુર, લાયલપુર, હોશીઆરપુર, ઝેલમ, લાલા લજપતરાયની જન્મભૂમિ જગરવાં, નાનકાસાહબ, તરનતારન, આદિ નાનીમોટી વસ્તીઓમાં ઘણો સમય ભ્રમણ કરતા રહ્યા. એ પ્રમાણે યુક્તપ્રાંત તથા પંજાબના પ્રવાસમાં બે વર્ષ વિતી ગયાં. આ વખતે સ્વામીજીની અવસ્થા સત્તાવીસ વર્ષની થઈ ગયેલી હતી.

# વ્યાખ્યાન પદ્ધતિથી ઉપરામતા






પ્રકારે ધર્મોપદેશકોના ક્ષેત્રમાં સ્વામીજીની ઠીકઠીક પ્રસિદ્ધિ થયેલી હતી. પણ એ વ્યાખ્યાનોના પ્રસંગમાં એક વાત એવી જોવામાં આવી કે, તેનાથી તેમનું મન તે બાજુથી હઠી ગયું. જ્યાં સભા સંમેલનો થાય ત્યાં આમથી તેમથી પાંચ સાત ઉપદેશકો ભેગા થઈ જાય, તેમનામાંના જેનાથી બીજા- ના કરતાં શ્રોતાઓ ઉપર વધારે પ્રભાવ પડે, તેની બીજા ઉપદેશકો ઈર્ષા કરતા હતા. અને વક્તાઓમાં કદીકદી 'તૂ તૂ-મૈં મૈં' ની નોબત પણ વાગી જતી હતી. આ પરિસ્થિતિમાં સ્વામીજી પોતાની શાંતિનો ભંગ થતો જોવાની ઇચ્છા રાખતા નહોતા. આખરે સ્વામીજીએ વ્યાખ્યાનબાજી છોડી દેવાનો સંકલ્પ કર્યો. કે જેનાથી 'ન રહે વાંસ કે ન રહે વાંસળી'. એ નિર્વેદ હતો કે હૃદયની હાર હતી, તે પ્રભુ જાણે, તેના સિવાય એક એ વાત પણ હતી કે—એ પ્રમાણે વ્યાખ્યાનની રીતિથી ગીતાનો વિશુદ્ધ પ્રચાર ઉપર તરી આવવા પામતો નહોતો. તેથી હવે આગળ ઉપર વ્યાસપીઠ ઉપર બેસીને ગીતાનું પ્રવચન તથા કથા વાચનની રીત અપનાવવાનો સ્વામીજીએ વિચાર કર્યો. તેમાં કઠણાઈ એ હતી કે, આ પ્રકારે કથાની શૈલી ઉપર ગીતાનો પ્રચાર, અત્યાર સુધીમાં ઘણો ઓછો જોવા સાંભળવામાં આવેલો હતો. અધિકતર પઠનપાઠન, પ્રાસંગિક પ્રમાણ, આપવામાં તથા અંદરઅંદરના સંવાદ અગર સત્સંગના રૂપમાં ગીતાનો વ્યવહાર થતો આવેલો હતો, તો પછી ગીતાની રોચક કથાશૈલીનો આવિષ્કાર કેવી રીતે થઈ શકે ? એ સવાલ સ્વામીજી આગળ ખડો થયો. પરંતુ ગીતા પ્રદાન કરતી વખતે જ ભગવાન સ્વામીજીને કહી ચૂક્યા હતા કે—તમારી આગળની સર્વ સમસ્યાઓ આ ગ્રંથથી છૂટતી જશે. એવા વિચારથી જ્યારે પોતે એકાગ્ર મનથી તેના સમાધાનનું અનુધ્યાન કરવા લાગ્યા ત્યારે અચાનક આ શ્લોકની હૃદયમાં સ્ફુરણા થઈ—

विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ।
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥

આ ગીતા વચનને અંતરવાણી દ્વારા પ્રભુનો આદેશ સમજીને સ્વામી-

જીએ એ નક્કી કર્યું કે—જન સમુદાયથી દૂર રહીને કોઈ શાંત એકાંત દેશનું સેવન અધ્યાત્મ જ્ઞાનમયી ગીતાની કથાના આવિષ્કારને સારૂ જરૂરનું છે. આ પ્રમાણે સંવત ૧૯૭૬ (૧૯૨૦) ની શીત ઋતુમાં સ્વામીજીએ વ્યાખ્યાન પ્રથા છોડી દીધી.

## કટાસરાજમાં કથાભ્યાસ તથા ગીતાદેવીનાં દર્શન





આ સમયે સ્વામીજી જ્યાં હતા તે સ્થાનની પાસે જ પંજાબ દેશનું પ્રસિદ્ધ 'કટાસરાજ' નામક તીર્થ હતું. આ તીર્થની પવિત્રતા અને મહત્તા, એ કારણથી પ્રસિદ્ધ છે કે—પુષ્કરરાજ તથા કટાસરાજ, એ બંને પૃથ્વી માતાનાં નેત્ર સમાન ગણાય છે. એ તરફ પહાડી અને જંગલી ભૂમિમાં વસ્તી ઘણી ઓછી છે. આ તીર્થથી થોડા માઇલ નીચે સૈન્ધવ—મીઠાની મોટી મોટી ખાણો છે. ગામડિયા વસ્તીથી છ સાત માઇલ ઉપર પહાડ ઉપર કટાસરાજ તીર્થમાં એક ટેકરીની નીચેથી જળની ધારા નીકળે છે. તેની ઉંડાઇનું માપ નીકળી શકતું નથી. તેની આગળ કુંડ બનેલો છે. આસપાસ કેટલાંક જુનાં મંદિરો છે. જે પાંડવો દ્વારા સ્થાપિત થયેલાં હોવાનું કહેવાય છે. સમીપમાં કેટલાક સાધુઓની વસ્તી પણ છે. મેષસંક્રાંતિ ઉપર અહીં પંજાબીઓનું પુણ્ય પર્વ ઉજવાય છે.

કથા વાચનનો આરંભ કરવાને સારૂ સર્વપ્રથમ સ્વામીજીએ પૃથ્વી દેવીના નેત્ર સમાન આ પ્રદેશને પસંદ કર્યો અને પોતાના ઉદ્દેશની સિદ્ધિને સારૂ કટાસરાજમાં પદાર્પણ કર્યું. ત્યાં વક્તા તેમ જ શ્રોતાના ભાવ પોતાનામાં જ કલ્પિત કરીને કથાના રૂપમાં ગીતા પ્રવચનના શ્રીગણેશ થઈ ગયા. સ્વામીજીની સમીપમાં તે વખતે બીજું કોઈ નહોતું. ગીતાનાં સ્થળોનું સૂક્ષ્મ મનન, અને તેનું સંદર્ભ રીતિથી કથન કરવાને સારૂ ક્રમવાર શ્લોકોની પસંદગી એ જ તેમના અભ્યાસનો ક્રમ હતો. તે નિર્જન ઉજ્જડ ભૂમિમાં પોતે જ કથા કહેતા અને પોતે જ સાંભળતા. જ્યારે કોઈ ભૂલ્યો ભટક્યો પહાડી ત્યાં આવી ચઢે તો, તેને સ્વામીજીને બડબડતા સાંભળીને ઘણી નવાઈ લાગતી હતી. વાક્તપસ્યાના ભેદને એ બિચારો શું જાણે ? તોપણ કોઇકોઈ દિવસ આવનારા યાત્રીની ટોળી સ્વામીજીની કથાની શ્રોતા થઈ જતી હતી. અન્નવસ્ત્રદાનની દ્રષ્ટિથી

પંજાબી લોક ઘણા ઉદાર હોય છે. તેથી કોઈ એક જ ટોળી ભોજ્ય પદાર્થોની એટલી બધી ભેટ ચઢાવી જતી હતી કે, સપ્તાહો સુધી સ્વામીજીને ભિક્ષા માગવાની જરૂર જ રહેતી નહોતી. એ અન્ન વસ્ત્રમાંથી અધિકાંશને તો સ્વામીજી જે કોઈ તેમની પાસે આવે તેને ઉઠાવી જવાનું કહેતા હતા. ખરી રીતે જ્યારે તેઓ મનસા, વાચા અને કર્મણા પ્રભુના કાર્યમાં લાગી રહેલા હતા ત્યારે તેમના યોગક્ષેમની પૂર્તિમાં ખામી કેવી રીતે આવે ? આ પ્રમાણે અપરિગ્રહી અને વિવિક્તસેવી બનીને ગીતા પ્રવચનનો અભ્યાસ કરતાંકરતાં સ્વામીજીને કેટલાક મહિના વિતી ગયા. આ સમયમાં એક અભૂતપૂર્વ ચમત્કાર તેમના જોવામાં આવ્યો. યથા—

એક દિવસ સ્વામીજી મહારાજ કટાક્ષરાજ તીર્થમાં સમાધિસ્થ હતા. એવે સમયે ધ્યાનાવસ્થામાં તેમણે પોતાના સન્મુખ એક ગૌરવર્ણા, હાસ્યવદના, ખર્વાકૃતિ ( ઠિંગણી ) લાવણ્યમયી દિવ્યકન્યા જોઇ. તેના ઉપર દ્રષ્ટિ પડતાં જ સ્વામીજી આનંદ સાગરમાં નિમગ્ન થઈ ગયા. થોડી વાર તેના તરફ જોઇ રહી સ્વામીજીએ પૂછ્યું—પુત્રી! તું કોણ છે ? તેણે હસીને કહ્યું—નેપાળ પર્વત ઉપર જેનો પ્રકાશ અને પ્રચાર કરવાની પ્રભુના તરફથી તમને આજ્ઞા મળેલી છે, તે જ હું મૂર્તિમતી ગીતાદેવી છું.



એટલું કહી ગીતા દેવીના અંતર્ધાન થયા પછી થોડીવારે ત્યાં અકસ્માત એક મહાત્મા આવી ચઢ્યા. તેમનું શુભ નામ સ્વામી શ્રીસ્વરૂપાનંદજી હતું. તેઓ તપોવયોવૃદ્ધ મહાત્મા હતા. સ્વામીજીને ઊંડા વિચારમાં જોઇને તેમણે

પૂછયું—ચિંતિત જેવા શા માટે જણાઓ છો ? સ્વામીજીએ તેમને સર્વ ઘટના જણાવી. તે સાંભળીને સ્વામી સ્વરૂપાનંદજીએ કહ્યું—એ કોઈ નવી વાત નથી. ભવિષ્યની ઘટનાનું એ શુભ સૂચન છે, જે પ્રકારે મહાપ્રભુજી શ્રી વલ્લભાચાર્યજીએ જનતામાં શ્રીનાથજી પ્રભુનું મૂર્તસ્વરૂપ પ્રગટ કર્યું, જેવી રીતે શ્રી ચૈતન્ય મહાપ્રભુ દ્વારા વૃંદાવનનું લુપ્ત થયેલું લીલાસ્થળ પ્રગટ કરવામાં આવ્યું અને જેવી રીતે શ્રી શંકરાચાર્ય દ્વારા ચારે ધામ પુનઃ સ્થાપિત થઈ લોક પ્રસિદ્ધ થયાં, તે જ પ્રમાણે શ્રી ગીતાદેવી આપના દ્વારા ભવિષ્યમાં મૂર્ત સ્વરૂપમાં પ્રગટ થવાની ઇચ્છા રાખતાં હશે. સ્વામી સ્વરૂપાનંદજીનાં એવાં વચન સાંભળીને, સ્વામી વિદ્યાનન્દજીને સ્વપ્નમાં પણ એવો ખ્યાલ નહોતો કે, એ સૂચના નિકટ ભવિષ્યમાં સાચી થવાની છે. સ્વામી સ્વરૂપાનંદજી દ્વારા પૂર્વ સૂચિત એ શુભ સંકલ્પ, થોડા દિવસ પછી આજ રાજનગર અમદાવાદમાં, નર્મદાતટ ઉપર કરનાળીમાં અને ગાયકવાડની રાજધાની વડોદરામાં તથા જુનાગઢ આદિ સ્થાનોમાં ગીતામંદિરોના રૂપમાં પ્રગટ થયેલો છે.

આ ઘટનાના થોડા દિવસ પછી પંડિત લક્ષ્મીનારાયણજી આવીને સ્વામીજીને કટાસરાજના શિખર ઉપર બ્રહ્મચર્યાશ્રમમાં ઉપદેશ તથા સહાયતાને સારૂ બોલાવી લઈ ગયા.

પંડિતજીએ કહ્યું—સ્વામીજી ! ચોથી સ્નાનને હજી વાર છે. ત્યાં સુધી થોડા દિવસ આપ અહીં જ નિવાસ કરીને બ્રહ્મચારીઓને સત્સંગનો લાભ આપો. થોડા દિવસ ત્યાં રહી, પર્વને દિવસે પાછા કુંડ ઉપર આવ્યા. ત્યાં દેશ દેશાંતરોથી અનેક મહાત્માઓ આવેલા હતા. ત્યાં નિત્યપ્રતિ સાયંકાલે સત્સંગ ચાલુ થયો. એક દિવસ વાર્તાલાપમાં એ મહાત્માઓમાંથી કેટલાકે ગુજરાત દેશનું વર્ણન કરતાં કહ્યું કે—ત્યાં સંન્યાસીઓનું કાંઈ પણ સન્માન થતું નથી. ગુજરાત વૈષ્ણવ પ્રધાન દેશ હોવાથી વર્તમાન કાળમાં ત્યાં કષાય વસ્ત્રધારીઓનો આદર થતો નથી. એટલું જ નહિ પણ અન્નપાણી આપવામાં પણ લોક ધર્મ બાધા અને સ્પર્શાસ્પર્શના વહેમમાં પડેલા છે. ત્યાંના કેટલાક બ્રાહ્મણ કોઈ કોઈ દંડી સ્વામીને કંઈક માન આપે છે. એ પ્રમાણે વાતો કરતાકરતા એ મહાત્માઓએ, સ્વામીજીને ગુજરાત દેશમાં જઈ ગીતા પ્રચાર કરી જનતામાં સત્ય ધર્મનો પ્રચાર અને હિંદુ જાતિના ઉત્થાનની પ્રાર્થના કરી. તેમ કરવાથી બૃહત્ ગુજરાતની જનતાનું તો કલ્યાણ થશે જ, તે ઉપરાંત સાધુસમાજ પણ આપનો ઉપકાર માનશે. વળી મહાત્માઓએ કહ્યું—અમે

દ્વારકાજીથી આવીએ છીએ. માર્ગમાં અમને અનુભવ થયો છે કે ત્યાં સાચા અને વિદ્વાન મહાત્માઓની કાંઈ પણ કદર થતી નથી.

પાઠકવૃંદ ! જરા ખ્યાલ કરો, જે ગુજરાતમાં આજથી ત્રીસ વર્ષ પહેલાં વિદ્વાન, મહાત્મા તથા પંડિતની કથા સાંભળવાને સારૂ, ગૃહકાર્યમાં અસમર્થ થયેલાં ડોસાંડગરાં આવીને બેસતાં હતાં, ત્યાં આજ તે જગા ઉપર-તે જ ગુજરાત દેશમાં—હું જોઉં છું કે સ્વામીજીના પ્રચાર પ્રભાવથી, જ્યાં કોઈ સાધારણ પંડિત મહાત્મા કથા પ્રવચન કરે છે ત્યાં પણ મોટી સંખ્યામાં આબાલ વૃદ્ધ વનિતા અને કોલેજોની નવયુક પાર્ટી કથા શ્રવણને સારૂ બેઠેલી જોવામાં આવે છે. તેમના પ્રભાવથી લોક ધાર્મિક કાર્યોમાં લાખો રૂપીઆ વ્યય કરી રહેલા છે, તથા, ગુજરાતની પ્રજા અને કથાવાચકો સ્વામીજીનું સ્મરણ કરીને તેમના ગુણાનુવાદ ગાયા કરે છે.

સ્વામીજી કટસરાજથી નીકળ્યા તે વખતે, ત્યાંના ઉપસ્થિત સર્વ સંતો તથા બ્રહ્મચારીઓએ, દેશમાં તેમની ગીતા પ્રચારની સફળતાની શુભ કામના પ્રગટ કરી. એ સંતોમાંથી એક સફેદ લાંબી દાઢીવાળા વૃદ્ધ મહાત્માએ આગળ આવીને કહ્યું—હે નવયુવક સંન્યાસીન ! હું આશીર્વાદ આપું છું કે, તમે આ કાર્યમાં પૂર્ણ સફળતા પ્રાપ્ત કરશો. પણ તમે તમારા જીવન કાળમાં મારી એક વાત જરૂર યાદ રાખજો. એમ કહીને તેમણે ગીતાજીનો એક શ્લોક કહ્યો. યથા—

तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान् यः स मे प्रियः ॥

કારણ કે—કર્મયોગીઓ સમક્ષ, આસુરી જીવોની નિન્દા અને સાત્વિક પ્રાણિયોની પ્રશંસાના અનેક પ્રસંગો ઉપસ્થિત થતા રહે છે, તેનાથી સાવધાન રહીને તમારે કોઈ પણ સાંસારિક પ્રલોભનમાં ફસાવું નહિ. તેમ જ માન અપમાનની કાંઈ પણ પરવાહ ન રાખતાં પોતાના પ્રચાર ધ્યેયને જ લક્ષમાં રાખી સર્વ બાધાઓને પાર કરવાના ઉદ્યોગમાં લાગેલા રહેવું.


તીર્થયાત્રા પ્રકરણ ૫ સમાપ્ત.

ૐ

# પ્રકરણ ૬ ગીતાપ્રચાર



## દ્વારકા પ્રસ્થાન






હીંથી પ્રથમ સ્વામીજીએ દ્વારકા જવાનો વિચાર કર્યો. કારણ કે શ્રીકૃષ્ણ ભગવાને પણ વૃંદાવનમાં બાળલીલા સમાપ્ત કરીને દ્વારકા આવ્યા પછી જ કુરૂક્ષેત્રમાં ગીતાનો ઉપદેશ કરેલો હતો. ગીતા પ્રચારને સારૂ દ્વારકાધીશનો આશીર્વાદ પ્રાપ્ત કરવાનું સ્વામીજીને ઉચિત લાગ્યું. અને સર્વપ્રથમ બૃહત્ ગુજરાત દેશને જ પોતાના પ્રચારનું કેન્દ્ર બનાવ્યો. દ્વારકા જતાં રસ્તામાં જામનગર આવે છે. સ્વામીજીનો ત્યાં ઉતરવાની ઇચ્છા થઈ અને તેઓ ઉતરી ગયા.

## હાથીભાઈ શાસ્ત્રીનું આતિથ્ય.






મનગરમાં એક મોટા રાજપ્રતિષ્ઠિત વિદ્વાન પંડિત હાથીભાઈ શાસ્ત્રી રહેતા હતા. થોડા દિવસ કાશી હિંદુ વિશ્વવિદ્યાલયમાં તેઓ વેદાન્ત દર્શનના અધ્યાપક તરિકે પણ રહી ચૂકેલા હતા. સંયોગવશ સ્વામીજી તેમને જ ઘેર પહોંચ્યા. સવારમાં આઠ વાગે થોડો સત્સંગ કર્યા પછી જ્યારે સ્વામીજી જવાને તૈયાર થયા ત્યારે શાસ્ત્રીજીએ કહ્યું—સ્વામીજી! હવે ભોજનનો સમય સમીપ છે. હું આપને ભૂખ્યા નહિ જવા દઉં. ભિક્ષા કરીને જજો. તેમનો ઘણો આગ્રહ જોઇને સ્વામીજી રહી ગયા. પરંતુ જ્યારે ભોજનની સર્વ સામગ્રી તૈયાર થઈ ચૂકી અને પગ ધોવાનો સમય આવ્યો

ત્યારે શાસ્ત્રીજીએ સ્વામીજીને તેમની જાતિના સંબંધમાં પ્રશ્ન કર્યો કે—સ્વામીજી ! આપ પૂર્વાશ્રમમાં કઈ જાતિના હતા ? સ્વામીજીએ પૂછ્યુ—કેમ ? તેમણે કહ્યું—સ્વામીજી ! હું સનાતનધર્મી છું, બ્રાહ્મણ છું. જો આપ બ્રાહ્મણ હો, તો હું આપના પગ ધોઈશ, પૂજા કરીશ, અન્યથા કેવળ મસ્તકે ચંદન લગાડી પૂજા પૂરી કરીશ, પાદ પ્રક્ષાલન નહિ કરૂં. એ ઉચિત પણ છે. કેટલાક લોક બ્રાહ્મણેતર થઈને પણ બ્રાહ્મણની પાસે પગ ધોવડાવે છે, અને સનાતન ધર્મી બને છે સ્વામીજીએ કહ્યું—શાસ્ત્રીજી ! આપ આટલા ગભરાઓ છો શા માટે ? આપની વાતોમાં, આપની અંદરનો છૂપાઈ રહેલો આ ક્રોધ ક્યાંથી ફૂટી નીકળ્યો ? હું જાતિનો બ્રાહ્મણ છું, સરયુપારી ત્રિવેદી કુળમાં મારો જન્મ થયેલો છે. આપ ચાહો તો મારા સંબધમાં મારે ઘેર પૂછાવી માહિતી મેળવી શકો છો. તે પછી મારા પગની પૂજા કરી સ્વામીજીએ એટલું કહ્યા પછી શાસ્ત્રીજી પ્રસન્ન થયા અને બોલ્યા—સ્વામીજી ! આજકાલ દુનિયાની ઘણી વિચિત્ર અવસ્થા છે. સાધુસમાજ પણ, આજ ગૃહસ્થોને સારૂ એક કોયડો બની ગયેલો છે. સર્વ પ્રકારના લોક એ સમાજમાં ઘુસી જાય છે, અને શાસ્ત્રીય નિયમોને તોડીને પોતાની પૂજા કરાવવાની જ ફિકરમાં રહે છે. ગમે તે જાતિના હોય પણ તે થોડું ભણીગણી વેશ ધારણ કરી સિદ્ધમાં ખપવાને ઉત્સુક રહે છે. જો કોઈ ધાર્મિક ગૃહસ્થ તેમની જાતિ પૂછે તો તે છૂપાવવાની ચેષ્ટા કરે છે અને બ્રહ્મજ્ઞાન દેખાડવા માંડે છે. આંખોમાં ધૂળ નાખે છે, અને કહે છે કે, જાતભાત કેવી ? પરંતુ જે વિદ્વાન અગર અપઠિત સંન્યાસી, બ્રાહ્મણ જાતિના હોય છે તેઓ એમ કરતા નથી. તેઓ ખુશીથી પોતાની જાતિ બતાવે છે. બીજાની આંખમાં ધુળ નાખી જાય તેની મને ઘણી ચીઢ છે સ્વામીજી ! જ્યારે આપ લોક પૂજા કરાવો છો, રૂપીઆ લો છો, એક જગાએથી બીજી જગાએ જાઓ છો, ચેલા બનાવો છો, એ સર્વ વ્યવહાર કરો છો, તો કેવળ જાતિ બતાવવામાં જ બ્રહ્મજ્ઞાની શા માટે બની જાઓ છો ? ના, સ્વામીજી ! હું હાથ જોડીને આગ્રહ કરૂં છું કે, આપ લોક દંડ ધારણ કરી લો. જો પરમહંસ દશામાં જ રહેવું હોય તો બીજા પૂછે ત્યારે આપની જાતિ અવશ્ય બતાવ્યા કરો. સ્વામીજીએ કહ્યું—શાસ્ત્રીજી, સંન્યાસ ધારણ કરતી વખતે સર્વ સંન્યાસી દંડ ધારણ કરે છે, અને સ્વતંત્ર રીતિથી વિચરનારા પરમહંસ તેનો ત્યાગ કરી દે છે, તે પછી શાસ્ત્રીજીએ પગ ધોઈને પૂજા કરી અને ભોજન વિધિ અટોપાઈ.

જામનગરથી સ્વામીજી દ્વારકા પહોંચી ગયા. ત્યા જઇને તેમણે ગોમતી

સ્નાન કર્યું. તથા પ્રભુનાં દર્શન કરી ગદ્‌ગદ કંઠે પ્રાર્થના કરી કે—હે ભગવન્, આપની આજ્ઞા મને નિજવાણી ગીતાનો પ્રકાશ અને પ્રચાર કરવાની થયેલી છે, તો જેમ આપે અર્જુનની સાથે રહીને તેનો મહાભારત વિજય કરાવ્યો હતો, તે જ પ્રમાણે મારા આ આધ્યાત્મિક અને લૌકિક ઉપાયોવાળા દ્વિવિધ*

---

૧—આધ્યાત્મિક પ્રચાર—

૧—ગીતાકથા દ્વારા સ્વામીજીનો સમગ્ર દેશમાં ગીતાપ્રચાર.

૨—ગીતામંદિરોની રચના દ્વારા જનતાને ગીતાનો અભ્યાસ કરવાનું તથા સમજવાનું માર્ગદર્શન.

૩—ગીતાદેવીની સ્થાપના દ્વારા જનતામાં શ્રદ્ધા અને ભાવનાનો પ્રસાર.

૪—ગીતાગૌરવ ભાષ્ય દ્વારા લોકોમાં ઘેરઘેર ગીતાપ્રચાર.

૫—ગીતાનાં અનેક તરેહનાં સચિત્ર પુસ્તકો છપાવી જનતાનાં મન તે તરફ આકર્ષિત કરવાં.

૬—'ગીતાધર્મ' માસિક દ્વારા લોકોમાં ગીતા વાંચવાની વૃત્તિ ઉત્પન્ન કરવી.

૭—'ગીતાધર્મ ગ્રંથમાળા'નાં વિવિધ પુસ્તકો દ્વારા જનતામાં ગીતાવિષયક સાહિત્યનો પ્રચાર કરવો.

૨—લૌકિક પ્રચાર—

૧—ગીતાપ્રવચન કરતા સ્વામીજીની કથાની રેકર્ડ ઊતરાવી તે તરફ જનતાનું આકર્ષણ કરવું.

૨—ગીતાની ફિલ્મ ઊતરાવી જનતાની રુચિ ગીતા તરફ આકર્ષવી.

૩—રેડિયો દ્વારા ગીતા કથાનો બ્રૉડકાસ્ટ કરીને નવશિક્ષિતોનું લક્ષ ખેંચવું.

૪—વિક્રમમીલમાં 'ગીતાપ્રેમી' એ લેખની કિનારીવાળા ધોતિયાં બનાવી ઉજ્જન, પ્રયાગ આદિ કુંભોમાં સંન્યાસી આદિ સર્વ સંપ્રદાયોના મહાત્માઓને આપી ગીતા તરફ લોકોની રુચિ વધારવી.

૫—'ગીતા રજત મહોત્સવ' એ વાક્યની કોરવાળી સાડિયો, સ્ત્રીઓને પહેરવાને સારૂ સૌ- નન્દાબ્હેન જયદેવલાલ ચિનાઈના મુંબાઇના કારખાનામાં છપાવી હજારોની સંખ્યામાં મુંબાઈ, અમદાવાદ આદિ શહેરોમાં પહેરવાની પ્રેરણા કરવી.

૬—આપણા દેશમા કુંવારી કન્યા તથા સધવા સ્ત્રીઓ કપાળે ચાંલ્લા ચોડે છે, તે ઘણેભાગે કાશીમા જ બને છે. સ્વામીજીએ કારખાનાવાળાઓને કહીને તેના ઉપર 'ગીતા' એ શબ્દ લખાવ્યો. જેને હવે લાખો સ્ત્રીઓ મસ્તકે ચોડે છે અને ગીતાને સંભારે છે. એ રીતે ગીતાપ્રચાર કરવો.

૭ –નિશાળમાં ભણતા છોકરાઓને ઉપયોગી નોટબુકો, તથા એક્સરસાઇઝ બુકો ઉપર ગીતાદેવીનુ ચિત્ર તથા શ્લોકો છપાવી વિદ્યાર્થીઓમાં વહેંચવી. એ રીતે ગીતાપ્રચાર કરવો.

ગીતાપ્રચારને આપ પૂર્ણ કરાવજો. તે સમયે સ્વામીજીના હૃદયમાં પ્રભુના એવા ચમત્કારની પ્રતીતિ થઈ કે—તું અર્જુનની પેઠે પહેલેથી જ શા માટે ગભરાય છે ? આજ્ઞાનું પાલન કરો, પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા રાખો, સર્વ કાંઈ બની જશે, હું તારી સાથે જ છું.

સ્વામીજીનું હૃદય પ્રફુલ્લિત થયું, ત્યાંથી તેઓ બેટ દ્વારકા ગયા. ત્યાં સ્નાન, ધ્યાન અને પ્રભુનાં દર્શન કર્યાં. રાતે શંખતળાવ ઉપર, જે થોડે દૂર જંગલમાં છે, ત્યાં જઈ નિરાહાર સુઈ રહ્યા. પ્રાતઃકાળે ભગવાનનાં દર્શન કરીને એક ચબૂતરા ઉપર બેઠા હતા, એટલામાં એક ભક્ત ત્યાં આવ્યો અને તેણે એક ત્રણ ચાર મૂળાનો ઝૂડી આપી. મૂળા મળતાં જ સ્વામીજીને, 'તેની સાથે જરા મીઠું પણ મળી જાત તો ઠીક સ્વાદ આવત' એવી ઇચ્છા થઈ. સામેની દુકાનમાં મીઠાનો ઢગલો પડયો હતો ( ત્યાં મીઠું પાકતું હોવાથી ઘણું જ સોંઘું મળે છે ). ત્યાં જઈ દુકાનદાર પાસે થોડું મીઠું માગ્યુ. દુકાનદારે કહ્યું—આખો દિવસ માગીમાગીને તમે લોકો હેરાન કરી નાંખો છો. અવશ્ય જ દુકાનદારે ઘણા માગનારાઓથી કંટાળીને એ પ્રમાણે કહ્યું હશે. 'પ્રભુ ઇચ્છા' તથા એમ કહીને કે—

'દિન પ્રતિ લાભ લોભ અધિકાઈ'

અગર જ્યારે મૂળો મળ્યો ત્યારે તેની સાથે સ્વાદને સારૂ મીઠાની ઇચ્છા થઈ, તેથી દુકાનદારની વાત સાંભળવી પડી. સ્વામીજી હસીને પાછા ફરી ગયા. તેનાથી એ શિક્ષા મળે છે કે, દુનિયામાં ઇચ્છાઓની અધિકતાથી સાંસારિક પ્રાણિયોને અનેક અપ્રિય વચન તથા નિરાશાઓના કટુ અનુભવ કરવા પડે છે, અસ્તુ.

## દિવાન સાહેબની સાથે સ્વામીજીની કચ્છયાત્રા






હીંથી સ્વામીજીનો વિચાર કચ્છદેશ જવાનો થયો. દ્વારકાથી અઠવાડિયામાં એક દિવસ કચ્છ તરફનું વહાણ જતું હતું. તેની પ્રતીક્ષામાં સ્વામીજી ત્યાં સાત દિવસ રહેવાનો વિચાર કરતા હતા, એટલામાં એક સજીને તૈયાર થયેલું નાવ ત્યાં આવી પહોંચ્યુ. તેના ખલાસીને, એ નાવ કોને

સારૂ આવ્યું છે ? એમ સ્વામીજીએ પૂછતાં, ખલાસીએ મશ્કરીમાં કહ્યું કે—તમારે સારૂ. સ્વામીજીને વિચાર થયો કે—મારે સારૂ તૈયાર થયેલું આ નાવ મોકલનારો તે વળી કોણ હશે ? એટલામાં એક ચપરાસી નાવ તરફ જતો હતો તેને પૂછતાં, તેણે કહ્યું કે—કચ્છના દિવાન સાહેબ માંડવી જાય છે તેમને સારૂ એ નાવ આવેલું છે. દિવાન સાહેબ પાછળ જ આવતા હતા. સ્વામીજીને દેખીને તેમના ઘરની સ્ત્રીઓએ પ્રણામ કર્યાં. દિવાન સાહેબને સ્વામીજીએ, પોતાને કચ્છ જવાની ઇચ્છા દર્શાવતા, તેમણે ઘણી ખુશીથી કહ્યું—ચાલો બેસી જાવ, સંતોનો સાથ હશે તો અમારો બેડો પાર થઇ જશે સમુદ્રના વિકટ માર્ગમાં, મહાત્માઓના સમાગમ લાભદાયી થાય છે.

બોટ ચાલી. થોડીવાર પછી સ્વામીજી પોતાના નિયમાનુસાર ગીતા કાઢીને પારાયણ કરવા બેઠા. ગીતાના શ્લોકો સાભળીને દિવાન તથા તેમના પરિવારની સ્ત્રીઓને થયુ કે, સ્વામીજી, સાથેસાથે થોડી વાખ્યા કરીને સમજાવતા જાય તો ઠીક પડે. એટલે તેમણે તેમ કરવાની વિનંતી કરી.

સ્વામીજીને તો ગીતાની વાખ્યામાં રસ પડતો જ હતો. તેમણે આનંદની સાથે તે જ નાવ ઉપર ગીતાજીની કથા શરૂ કરી. પ્રભુની કૃપાથી ગીતાના અમૃતનો, દિવાન પરિવારને એવો તો સ્વાદ લાગ્યો કે તેઓ સર્વ સ્વામીજીને ગુરૂવત્ માનવા લાગ્યાં. માંડવીમાં ઉતરીને તેમણે સ્વામીજીની, ભક્તિપૂર્વક ઘણી મહેમાનદારી કરી. જ્યારે ભોજનનો સમય થયો, ત્યારે એક શણગારેલા સ્વચ્છ ખંડમાં તેમને સારૂ એક વિશિષ્ટ આસન બિછાવી તેમને ભોજન કરવાને બોલાવવામાં આવ્યા. સ્વામીજીએ ત્યા પહોચતાં જોયુ તો સર્વને સારૂ બેસવાના પાટલા તથા થાળી મૂકવાના બાજઠ ઉપર ચાંદીનાં કામ કરેલાં હતાં. ચાંદીની થાળીઓ તથા વાટકા વાટકિયોમાં બહુમૂલ્ય, સુંદર સ્વાદિષ્ટ તથા સુગંધિત ભોજનના પદાર્થો પીરસેલા હતા. સ્વામીજીએ આસન ઉપર બેસીને આ સર્વ જોયુ ત્યારે તેમના હોઠ ઉપર જરા સ્મિત આવી ગયુ. દિવાન તથા તેમના પરિવારને આ સ્મિતનું કારણ જાણવાની ઇચ્છા થઈ. સ્વામીજીએ પ્રથમ તો વાત ઉડાવી, પણ પછી સર્વનો આગ્રહ જોતાં તેમણે કહ્યું—મને પ્રભુની લીલા જોઇને હસવું આવ્યુ. ક્યાં તો તે કાલવાળો દિવસ હતો કે જ્યારે એક દુકાનદાર મૂળા ખાવાને એક પૈસાભાર મીઠું પણ આપતો નહોતો, અને ક્યાં આ આજનો દિવસ છે, કે કોઈ સેંકડો રૂપીઆનાં પાત્રોમાં આવું વિશિષ્ટ ભોજન મળે છે.

તે પછી સ્વામીજીએ સર્વને ઉપદેશ આપ્યો કે—મિત્રો, જ્યારે આપણે

લાભ અને હાનિમાં આપણને અડોલ ( સમદ્રષ્ટિવાળા, સ્થિર ) બનાવી લઈશું, ત્યારે પ્રભુ આપણા હૃદયમાં પરમ સુખ અને શાંતિ પ્રદાન કરશે. સુખ દુઃખ તથા લાભ હાનિને જ્યાં સુધી મનુષ્ય, સમાન અર્થાત્ બરાબર નહીં માને, ત્યાં સુધી પ્રભુનો વાસ્તવિક ભક્ત કહેવડાવવાને તે લાયક થઈ શકતો જ નથી—

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाऽजयो ।
ततो युद्धाय युज्यस्व··········· ॥

સુખ દુઃખ, લાભ હાનિ, જય પરાજય, સર્વને સમાન ગણીને યુદ્ધ, અર્થાત્ સ્વધર્મનિષ્ઠ થઈ જાઓ.

## કચ્છથી ગુજરાતનો પ્રવાસ




મીજી થોડા દિવસ પછી કચ્છથી વડોદરે ગયા. ત્યાંથી નર્મદાતટ ઉપર માલસર ક્ષેત્રમાં ગયા. ત્યાં અંગારેશ્વરનું એક પ્રાચીન શિવમંદિર છે. ત્યાં મહંત મોહનપુરીજી નામના એક ઉચ્ચ સાધન સંપત્તિવાળા મહાત્મા રહેતા હતા. જેમની પાસે યોગ વિષયક ચર્ચા કરવાને સારૂ પાંડીચેરીવાળા યોગી શ્રી અરવિંદ ઘોષ, જેઓ તે વખતે વડોદરા કોલેજમાં પ્રોફેસર હતા તે વખતોવખત જતા હતા. એ વાર્તાલાપના પ્રસંગ મહંતજી સ્વામીજીને સંભળાવતા હતા. થોડા દિવસ ત્યાં રહી સ્વામીજી ત્યાથી મહંતજીની સાથે નાવમાં અનસુયા, વ્યાસ, શુકદેવ, ગંગનાથ, ચાંણોદ અને ત્યાંથી કરનાળીક્ષેત્રમાં જઈ થોડા દિવસ ત્યાં રહ્યા.

## ડભોઇ પ્રસ્થાન




ભોઈના મહજનોની, ડભોઈ ગ્રામસ્થ દશાલાડની વાડીમાં રેવાશંકર નામક એક ભજનાનંદી બ્રાહ્મણ દ્વારા ભજન સપ્તાહનો સમારોહ કરવામાં આવેલો હતો. તે બ્રાહ્મણના નિમંત્રણથી સ્વામીજી કરનાળીથી ડભોઇ ગયા. ત્યાં કૃષ્ણચરિત્ર ઉપર ત્રણ દિવસ સુધી સ્વામીજીનું વાખ્યાન થયું.

તેમાં સ્વામીજીએ કહ્યુ—કૃષ્ણચરિત્ર અનંત છે, તેમની લીલાઓ અનંત છે, નાના અવતાર ધારણ કરીને તેઓ જેકાંઈ કરે છે, તેને પારાવાર નથી. જેમ કોઇ પણ પક્ષી આકાશમાં ઉડીને પણ આકાશને પાર પામી શકતું નથી તેમ જ ભગવાનનો મહીમા અસીમ છે. શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર હતા. તેમણે અન્યાય પથ ઉપર ચાલનારા કૌરવોનો જેવી રીતે પક્ષ ન કર્યો, તેવી જ રીતે પોતાના સ્વકુટુંબી યાદવોનો સાથ પણ તેમણે છોડી દીધો કે જ્યારે તેઓ—

'कोऽन्तस्ता······ किस्वित्संजनयिष्यति'

એ ભાગવત કથનાનુસાર ઋષિયોના ઉપહાસનો અશિષ્ટાચાર કરવા લાગ્યા.

ભગવાન શ્રી કૃષ્ણ ધર્મસ્વરૂપ છે, ધર્માવતાર છે. તેમની પ્રતિજ્ઞા 'यदा यदा हि धर्मस्य··············संभवामि युगे युगे' અનુસાર, ધર્મ તથા ધાર્મિક લોકોની રક્ષા તેઓ કરે છે. તેથી ધર્મરૂપી ભગવાનને—

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

એ વચનમાં, यतो 'धर्मस्ततो जयः' કહેલા છે.

શ્રી કૃષ્ણનો અવતાર થયો, વૃંદાવનાદિ સ્થળોમાં લીલાઓ કરી અને પુનઃ પોતાની જ્યોતિમાં વિલીન થઇ ગયા. પરંતુ તેમનું જ્ઞાન શરીર 'શ્રીમદ્-ભગવદ્ગીતા'ના રૂપમાં આજ પણ જગતની સામે વર્તમાન છે. ગીતા પ્રભુનો દેહ છે, વાણી છે, પ્રાણ છે. ગીતાનો એક શ્લોક પણ અનેક જન્માર્જિત પાપ પુંજનો નાશ કરવાને સમર્થ છે. જ્યારે એક પ્રાકૃત નૃપતિનો કૃપાકટાક્ષ કોઈ પણ દરિદ્રીનું દારિદ્રય હરણ કરી શકે છે, તો પછી સર્વ વિભૂતિ ભાંડાગાર પ્રભુની કૃપા, પ્રાણીની જન્મ મરણાદિ દરિદ્રતા દૂર કરે તેમાં શી નવાઈ ?

ઈશ્વરનિર્મિત જીવો ઉપર દયા રાખો, તેમની સાથે સહાનુભૂતિ રાખો, તેમની સેવા કરો, પરંતુ તેના બદલાની આશામાં ઈશ્વરને ભૂલશો નહીં. મહા-પુરૂષો પાસેથી તમે જે કાંઈ આશા રાખો છો, તેના કરતાં પ્રભુની દયા ઉપર નિર્ભર રહો. મનુષ્યમાં દુર્બળતાઓ ઘણી છે, દુર્બળ નિર્ભય થઈ શકતો નથી જે પ્રભુનું ભજન કરશે તે નિર્ભય થશે. ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે—

मन्येऽकुतश्चिद्भयमच्युतस्य पादाम्बुजोपासनमत्र नित्यम् ।
उद्विग्नबुद्धेरसदात्मभावाद्विश्वात्मना यत्र निवर्तते भीः ॥

અર્થાત્ આ સંસારમાં ભગવાનના ચરણારવિંદની ઉપાસના કરવી; એ જ સર્વ પ્રકારના ભયનો નાશ કરનારૂં ઉત્તમ કલ્યાણકારી સાધન છે, એમ હું માનું છું. કારણ કે, દેહ ગેહાદિ મિથ્યા પદાર્થોમાં 'હું' અને 'મારૂં' એવું અભિમાન કરવાથી, હમેશાં મનમાં ખિન્ન રહેતો મનુષ્ય સર્વ સંસારી ભયની ઉપાસના કરી નષ્ટ થઈ જાય છે.

આ પ્રમાણે સ્વામીજીનું ત્રણ દિવસ સુધી વાખ્યાન થયુ. ત્યાંથી તેઓ વડોદરે થઈને દક્ષિણ તરફ ચાલ્યા. અમરાવતી જીલ્લામાં, વર્ધા નદીને કિનારે ધામંતરી ગામમાં મહંત એતવારગિરિજીના સ્થાનમાં તેમની સાથે એકાંતમાં રહી થોડા દિવસ સત્સંગ કર્યો. ત્યાંથી ડભોઈવાળાના અતિ આગ્રહથી પાછું ડભોઈ જવું ,પડયુ. ત્યાં અધિક શ્રાવણ માસમાં ગીતાજીના પંદરમા, સોળમા અધ્યાયની કથાનો આરંભ કર્યો. તે સમયે સ્વામીજીએ વાઘનાથ મહાદેવની પાસે શેઠ ચુનીલાલ ગિરિધરના જીનના બંગલામાં મુકામ રાખેલો હતો અને કથા પટેલ મહોલ્લામાં કરતા હતા. તે સમયે મુંબાઈમાં લોકમાન્ય તિલકનો કૈલાસવાસ થયો. ડભોઈમાં જનતાએ તેમની શોક સભા કરી તેમાં સભાપતિનું સ્થાન સ્વામીજીને આપ્યુ. તે સભામાં સ્વામીજીએ ઘણા સારગર્ભિત શબ્દોમાં કહ્યું—શ્રી લોકમાન્ય તિલક ખરેખર ભારત માતાના મસ્તકના તિલક હતા. તેમનામાં ધાર્મિક પથપ્રદર્શકતા તેમ જ રાજનૈતિક નેતૃત્વ એ બંને યોગ્યતાઓ સાથે હતી. ધર્મ અને રાજનીતિ એ બંનેના નેતા થવું, એક જ વ્યક્તિને સારૂ અત્યંત કઠણ છે. દેશની જાગ્રતીના મહાવૃક્ષને, તેમણે પોતાનું જીવનામૃત સીંચીને પલ્લવિત કર્યું છે, તે ભવિષ્યમાં પુષ્પિત અને ફ્લિત થશે એ નિઃશંક છે. તેમની યોગ્યતા, ગુણ અને ત્યાગ સર્વ શ્રેષ્ટ હતા. વધારે શું કહીએ, તે કહેવાને વધારે વખત નથી. હું તેમના પ્રત્યે શ્રાદ્ધાંજલી સમર્પિત કરતાં, ગીતાપતિ પ્રભુની વાણી ગીતા ઉપર તેમણે 'ગીતા-રહસ્ય' લખીને ધાર્મિક જગતમાં પોતાની કીર્તિ અમર કરી છે, તેથી ગીતા-પ્રચારકના નાતાથી તેમના સ્વર્ગીય આત્માની હું શાંતિકામના કરૂં છું. તથા સંન્યાસીના નાતાથી તેમના પરિવારના, આ વજ્રઘાતોપમ શોકનું શમન થાય એવો આશીર્વાદ આપુ છું.

સ્વામીજીના આ વાખ્યાનનો જનતા ઉપર આશાતીત પ્રભાવ પડ્યો હતો.

# ડભોઇમાં સર્વ પ્રથમ ગીતા કથાનો નિયમિત પ્રારંભ






રે પહેલવહેલો ડભોઈમાં ગીતાની કથાનો પ્રારંભ કર્યો, ત્યારે કેટલાએ મંદિરવાળાઓએ તથા ઘણા પંડિત બ્રાહ્મણોના તરફથી એવી ચર્ચા ઉપાડવામાં આવી હતી કે—'ગીતાની કથા, અને તે વળી ખાસ કરીને સંન્યાસીને વ્યાસગાદી ઉપર બેસીને, કરવાનો અધિકાર નથી. ગીતાની કથા સર્વસાધારણ જનતાને સારૂ નથી.' લોકોમાં એ વાત ફેલાતાં કેટલાક લોકોએ એ વાતનો નિર્ણય કરવાનું કહ્યું તેનું સમાધાન કરતાં સ્વામીજીએ કહ્યું—ભાઈઓ, આ ગીતા તો પ્રભુની વાણી છે, તેથી તે ઇશ્વરીય વસ્તુ હોવાથી તેનું શ્રવણ તથા અભ્યાસ કરવાનો અધિકાર સર્વને સમાન પ્રાપ્ત જ છે. પ્રભુની વસ્તુ કોઈ એક અમુકને સારૂ જ નથી. જેવી રીતે તેનાં નિર્માણ કરેલાં જળ, વાયુ, અગ્નિ, ભૂમિ, આકાશ, સૂર્ય, ચંદ્રમા આદિ પદાર્થોનો ઉપયોગ તથા ઉપભોગ સર્વને સરખો યથાશક્તિ કરવાનો અધિકાર છે, તે જ પ્રમાણે પ્રભુની એ ગીતાજ્ઞાન સંપત્તિ સર્વને સારૂ સમાન છે, તેનો લાભ જેનાથી જેટલો લઈ શકાય તેટલો લઈ શકે છે. તેથી અમે—

'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।'

એ ભગવદ્ વાક્યાનુસાર તેનો પ્રચાર મુક્તકંઠે સર્વને સારૂ કરીએ છીએ. પ્રભુની વાણીના રસનો પ્રભાવ એવો છે કે—જેમજેમ તેમાં પ્રવેશ થતો જાય છે, તેમ તેમ તેના આકર્ષણનો વેગ વધતો જાય છે. તેથી ધીમેધીમે સર્વની ઉક્ત ધારણા સ્વયં સમાપ્ત થઈ જાય છે, અને ભવિષ્યમાં તેઓ સર્વ ગીતાપ્રેમી બની જાય છે.

# આણંદમાં ગીતાપ્રચારનો વિશેષ અવસર






ભોઈથી, આણંદ નગર નિવાસી પટેલ આશાભાઈ ખુશાલભાઈ, માસ્તર શામળદાસ તથા ત્યાંના જગન્નાથના મંદિરના મહંત શ્રી શંકરપુરીજીના આગ્રહથી સ્વામીજી આણંદ ગયા. ગામ બહાર લગભગ એક માઈલ દૂર (ગૌચર) જંગલમાં જગન્નાથ મહાદેવના દેવળમાં મુકામ કર્યો. ત્યાં

ગામના કેટલાએ ભાવિકો સત્સંગને સારૂ આવતા હતા. તે સમયે સ્વામીજીનું તેર મહીના સુધી ચાલુ કાચી ચણાની દાળ ખાવાનું વ્રત ચાલુ હતું. આણંદ, જે પ્રમાણે રેલ્વેનું જંકશન છે, તે પ્રમાણે ધર્મનું પણ જંકશન છે. તે સમયે સર આગાખાનની ખેડા જીલ્લાના તેમના ભક્તોએ નિમંત્રણ આપી, સ્પેશીઅલ ટ્રેન માર્ફતે પધરામણી કરાવેલી હતી. સર ખાન સાહેબ જેવા ખોજા મુસલમાનોના ધર્મ ગુરૂ છે, તેવા આંતર રાષ્ટ્રીય પ્રદેશમાં પણ વિખ્યાત પુરૂષ છે, તે વખતે ત્યાં એમની એક મદ્રેસા ( નિશાળ ) ચાલતી હતી. તે જ વખતે મુક્તિ ફોજના જનરલ અમેરિકાથી હિંદુસ્તાનમાં ભ્રમણ કરતા-કરતા, ખેડા જીલ્લાની સર્વ મુક્તિ ફોજની સંસ્થાઓના આમંત્રણથી ત્યાં આવી ચૂકેલા હતા. તેમણે પોતાના ધર્મનો પ્રચાર ત્રણ દિવસ સુધી કર્યો. આ બંને પ્રચારકોના વ્યાખ્યાનનો પ્રભાવ હિંદુજનતા ઉપર ખરાબ રીતે પડયો.

તે સમયે આણંદમાં 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' ની હાઈસ્કૂલ ચાલતી હતી. સોસાયટીના પ્રેસીડેન્ટ ગુજરાત રત્ન વિઠ્ઠલભાઇ પટેલ તથા તેના પ્રાણ સ્વરૂપ મોતીભાઇ અમીન, જેઓ વડોદરા રાજ્ય મધ્યવર્તિ પુસ્તકાલયના આસીસ્ટન્ટ કયુરેટર હતા તે તથા ઠક્કરબાપા; એ સોસાયટીના સંચાલકોમાં હતા. તથા ભીખાભાઈ પટેલ તેના સેક્રેટરી તથા તેઓ જ હાઇસ્કૂલના હેડમાસ્ટર પણ હતા. એ ભીખાભાઈ પટેલ, ગામના પ્રતિષ્ઠિત લોકો સાથે સ્વામીજી પાસે આવ્યા અને કહ્યું—સ્વામીજી ! કેટલા શોકની વાત છે કે, પરધર્મી લોક હજારો ગાઉ દૂરથી આપણા દેશમાં આવે છે અને પોતાના ધર્મનો પ્રચાર કરે છે. જ્યારે આપણે ત્યાં વૈષ્ણવ શૈવ આદિ મોટામોટા ધાર્મિક સંપ્રદાયો છે, અને સ્વામીનારાયણનું મહાસંસ્થાન વડતાલ તો પાસે જ છે, એમ હોવા છતાં પણ આપણી સંસ્કૃતિ અને ધર્મના સંબંધમાં તેઓ બિલકુલ ઉદાસીન રહે છે, તેથી આપણા ધર્મના અજ્ઞાની લોકનું વલણ પરધર્મ તરફ વધતું જાય છે અને આપણો સમાજ પણ, નાસ્તિક તથા શંકાશીલ થતો જાય છે. તેઓ આપણા ધર્મ તથા સંસ્કૃતિ ઉપર થતા આક્ષેપોના સમાધાનકારક ઉત્તર આપવાનો પ્રયત્ન કરતા નથી. તેથી આપ કૃપા કરીને તે વિષય ઉપર ધ્યાન આપો, એવી અમારી તથા જનતાની પ્રાર્થના છે.

આ વાત સાંભળીને સ્વામીજીએ ત્રણ ચાર દિવસ સુધી સોસાયટીની સ્કૂલમાં વ્યાખ્યાન આપ્યાં, તેનો સાર એવો હતો કે—હિંદુજાતિ પ્રકૃત્યા શાંત છે, હિંદુ લોક કોઇની પણ ધાર્મિક ભાવના ઉપર આઘાત કરતા નથી. આજ

સુધીમાં હિંદુ જાતિએ બળપૂર્વક કોઇને પણ પોતાનામાં સંમિલિત કરવાનો યત્ન કરેલો નથી. જ્યારે કેટલાક અન્ય ધર્માવલંબિયોએ પોતાના ધર્મપ્રચારમાં શસ્ત્રથી કામ લીધેલું છે, અને આજ પણ કેટલાક લોક લાલચો આપી પોતાના સંપ્રદાયની વૃદ્ધિ કરવાનો યત્ન કરી રહ્યા છે પણ એ રીત ખોટી છે, તેનાથી તો પરસ્પર ઘૃણાના ભાવને ઉત્તેજન મળે છે.

'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः'

એ ગીતાના વચનાનુસાર સર્વ લોક પોતપોતાના સપ્રદાયાનુયાયીઓની ઉન્નતિ કરે, તેમને દેશપ્રેમી, સદાચારી અને ભ્રાતૃભાવનાવાળા બનાવે. તે એવું જાણીને કે કોઈ પણ ધર્મનો વાસ્તવિક પ્રચાર તલવાર કે ધનના બળ ઉપર થઈ શકતો નથી. આવશ્યકતા છે, પોતાના જ ધર્મમાં રહી થોડા ઉદાર બનવાની. પ્રત્યેક મનુષ્ય પોતાના ધર્મની ઉત્તમતા તથા પોતાના વિચારોનું ઔચિત્ય બીજાની સમક્ષ પ્રગટ કરી શકે છે, પણ તેને બીજાના સિદ્ધાંતોની નિંદા કરવાનો અધિકાર નથી. હિંદુ જાતિએ ઉક્ત ધારણાઓને યથાશક્તિ જાળવી રાખેલી છે.

કેટલાક કાળથી આર્ય જાતિએ દુર્બળતાને અપનાવવાનો આરંભ કરી દીધેલો છે. સસારના બીજા સર્વ સમાજો પોતાના ધર્મ તથા પૂર્વજોનું સન્માન કરે છે, પણ હિંદુઓમાં આજ પોતાની પ્રાચીન સંકૃતિની મજાક ઉડાવનારા લોક જોવામાં આવે છે. એ સ્થિતિ શોચનીય છે.

अभयं सत्यमस्तेयं ब्रह्मचर्यं धृतिः क्षमा ।
सेव्यं सदाऽमृतमिव स्त्रीभिश्च पुरुषैस्तथा ॥

અમારી ચાહના છે કે હિંદુ જાતિ બળવાન થાય, ઉત્તમ સદાચારી જ બળવાન થઈ શકે છે. આપ લોક સ્કૂલમાં વિદ્યાર્થિયોને ઉદાર ધર્મની શિક્ષા આપો. કે જેનાથી તેઓ હિંદુ ધર્મમાં સુદ્રઢ રહીને બીજાના ગુણોને ગ્રહણ કરે, અને ફુટબોલની પેઠે, પરધર્મિયોના કહેવાથી આમથી તેમ ઠોકરો ખાતા ન ફરે. આપ ગીતાને અપનાવો, તેનુ અભેદ્ય કવચ પહેરી લો. તેમાં મનુષ્યજીવનો પયોગી કર્તવ્ય જ્ઞાનનિધિ ભરેલી છે, તેમાં સર્વ શંકાઓનાં સમાધાન છે.

આ વ્યાખ્યાનનો પ્રભાવ લોકો ઉપર ધારવા કરતાં વધારે પડ્યો. અને ગામલોકોના આગ્રહથી ગામમાં મોટા અડધની એટલે કે પાટીદારોની મોટી શાખાની ધર્મશાળામાં ગીતાના બીજા અધ્યાયનું સ્વામીજીએ પ્રવચન કર્યું. આ

કથાની વ્યવસ્થા આણંદ ગામના સદ્‌ગ્રહસ્થ આશાભાઈ ખુશાલભાઇ પટેલ, શામળદાસ માસ્તર તથાગોવર્ધનભાઈ કરતા હતા.

તે વખતમાં આણંદ ગામમાં ઘોડાગાડી કે મોટરનું નામ સુદ્ધાંત પણ નહોતું. તેથી સ્વામીજીને ગામમાં કથા કરવાને સારૂ જગન્નાથ મહાદેવથી પગે ચાલીને આવવું જવું પડતું હતું. એક દિવસ શામળદાસ માસ્તરને, કે જેમની ગામમાં અનાજની દુકાન હતી તેમને એક પ્રેરણા થઈ. તે એવી કે, તેમણે પોતાની દુકાનના એક નોકરને કહ્યું—'આ સાતસો રૂપિયા લે, અને નડિયાદ જઇને એક ઘોડાગાડી લઈ આવ. તેમાં શરત એટલી કે, નિત્યપ્રતિ સ્વામીજીને જગન્નાથથી ગામમાં લાવવા લઈ જવા. બાકીના સમયમાં ગાડી ભાડે ફેરવવી. જ્યારે તું દુકાનના બધા રૂપિયા ચૂકતે કરી દઈશ ત્યારે ગાડીઘોડો તારાં થઇ જશે'. તેનું પરિણામ એ થયુ કે, તેણે એક જ વર્ષમાં શેઠના બધા રૂપિયા ચૂકતે કરી દીધા અને તે ઉપરાંત સારૂં કમાયો. તેનું જોઇને પછી તો ગામમાં ઘણી ગાડીઓ થઈ ગઈ.

## સત્યાગ્રહ આશ્રમ જોવાનું માતાશ્રીકસ્તુરબાનુંઆમંત્રણ






ક દિવસ ડાકોરમાં મંદિરની પાછળના સભામંડપમાં સ્વામીજી બેઠા હતા. તે વખતે સૌ. કસ્તુરબા ચાર પાંચ બ્હેનો સાથે શ્રીરણછોડરાય ભગવાનનાં દર્શન કરવાને આવ્યાં. તેમની સાથેની બાઇયો ગાતી હતી–'સાબરમતીના તીરે, આશ્રમ બાંધ્યા ફકીરે, સ્વરાજ્ય લેવા કારણે' ઇત્યાદિ. એ ગીત ગાતી હતી. સ્વામીજીને તે ઘણું પ્રિય લાગ્યુ, અને પૂછયુ—આપ કોણ છો ? ક્યાંથી આવો છો ? બાઇયોએ મહાત્મા ગાંધીનું નામ દઇને, ઇશારાથી બતાવ્યું કે, આ તેમનાં ધર્મપત્ની કસ્તુરબા છે. શ્રી કસ્તુરબાએ સ્વામીજીને પ્રણામ કરીને કહ્યું—આપ અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ જોવાને જરૂર પધારજો. સ્વામીજીએ 'પ્રભુ ઇચ્છા હશે તો આવીશ' એવું કહ્યા પછી તેઓ ચાલ્યાં ગયાં.

તેના થોડા દિવસ પછી સ્વામીજી અમદાવાદ જઈ ભીમનાથમાં ઉતર્યા. ત્યાંથી નિત્ય સવારમાં સાબરમતીમાં સ્નાન કરીને પેલી પાર આશ્રમમાં જતા હતા. પહેલે દિવસે સવારમાં વાતચીત થયા પછી તેમણે આશ્રમ દેખાડવાને સારૂ એક માણસને સ્વામીજીની સાથે કરી દીધો. તે સમયે આશ્રમમાં પણ

કુટીરો હતી. વચમાં રેંટિયા ચલાવવાને સારૂ એક મોટું મકાન હતું. સ્વામીજી આશ્રમ જોઇને ઘણા ખુશી થયા. આશ્રમ જોઇને આવ્યા પછી મહાત્માજીએ કહ્યું–આપ પાંચ મિનિટ થોભી જાવ, પછી આપણે જેલ રોડ ઉપર ફરવાને જઈશું.

ફરતાંફરતાં વાતચીતમાં સ્વામીજીએ મહાત્માજીને કહ્યું—'આપના આશ્રમમાં જે સહભોજનની પ્રથા છે, એટલે કે બધી જાતિયોએ એક સાથે બેસીને જમવાનો રિવાજ છે, તે લોકોને પસંદ નથી. સમાચાર પત્રોમાં તથા લોકોમાં તેની ઘણી ચર્ચા થાય છે.' તેના ઉત્તરમાં મહાત્માજીએ કહ્યું—આશ્રમમાં તેના સંબંધમાં બે રીતની વ્યવસ્થા છે. એક તો જે આશ્રમમાં પરિવારિક જીવન ગાળવાની ઇચ્છા રાખતા હોય તેમને સારૂ સર્વની સાથે અગર સર્વના હાથનું ભોજન કરવાનું બંધન છે. તથા બીજી, જેઓ એક પરિવારના ઢંગથી રહેવાનું ઇચ્છતા નથી તેમને ખાનપાનની સ્વતંત્રતા છે. હવે રહી સમાલોચનાની વાત, એ તો સંસારનો કાયદો જ છે કે, કોઇ સારૂંએ કહે અને કોઈ ખોટુંએ કહે.'

સ્વામીજી અમદાવાદમાં ત્રણ દિવસ રહી અન્યત્ર ચાલ્યા ગયા. મ. ગાંધીજીનો સત્યાગ્રહ આશ્રમ જેલરોડ ઉપર છે તે ઠીક જ છે. મહાત્માઓનો કૃષ્ણજન્મ મંદિરો ઉપર ખાસ પ્રેમ હોવો જ જોઇએ. તેથી જ મહાત્માજી ઘણેભાગે જેલરોડ ઉપર ફરવા જતા હોવા જોઇએ. અમે એ આશ્રમ જોયો છે. તેનું વાતાવરણ એવો ધ્વનિ સંભળાવે છે કે—

> આજ અહિંસાસે ઠુકરા દે, હિંસાભરે મસૌદે કો ।
> અય શહીદ ! સર સે સર કરના, સ્વતંત્રતા કે સૌદે કો ॥

## વડોદરામાં ગીતાપ્રચાર





ત્યાંથી સ્વામીજી આણંદમાં આવ્યા. ત્યાં વડોદરેથી વયોવૃદ્ધ મહંત શ્રીમોહનપુરીજી, મ૦ શ્રી હરિનારાયણગિરિજી, મ૦ શ્રી હરિશ્ચંદ્રગિરિજી તથા મ૦ શ્રી લક્ષ્મણગિરિજી સ્વામીજીની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે—શ્રી પંચ મહાનિર્વાણી અખાડાએ નિશ્ચય કરીને અમને અહીં આપની પાસે મોકલ્યા છે કે–'આપ વડોદરે આવીને મ૦ નિ૦ અખાડા તરફથી, રાજ્યમાં તથા પ્રજામાં ગીતાનો ઉપદેશ કરો. કારણ કે અમારા અખાડાનો તથા મરાઠા

રાજાઓનો ઘણા જુના કાળથી ઘનિષ્ટ સંબંધ ચાલ્યો આવે છે. **પ્રથમથી** જ અમારો અખાડો ભોસલે તથા પેશવા રાજાઓના જમાનાથી રાજ્યાશ્રયમાં હતો અને ગુરૂ તુલ્ય પૂજાતો હતો. અને તે જ પ્રમાણેનો સત્કાર ગ્વાલિયર આદિ બીજા રાજાઓમાં થતો હતો અને હાલ પણ થાય છે. વડોદરામાં તો અખાડો પરંપરાથી રહેતો આવેલો છે અને તેને ખાનપાન આદિનો ખર્ચ રાજ્ય તરફથી મળતો રહે છે. દશેરાને દિવસે અમારે રાજમહેલમાં જઈ માળા પ્રસાદી આશીર્વાદ આપવાના હોય છે.'

આ મહંત લોકોના સન્માનની રક્ષાને અર્થે, તેમ જ પોતાના ગીતા પ્રચારની અનુકૂળતાના લક્ષ્યથી સ્વામીજી વડોદરામાં આવ્યા અને ખંડેરાવ મહાદેવની જગ્યામાં જ્યાં અખાડાનો મુકામ હતો ત્યાં રહ્યા. ત્યાં શ્રીમાન ખાસેરાવ જાદવ તથા પોલિસ કમીશ્નર ઘાટગે સાહેબની સાથે પરિચય અને સત્સંગ થયો. ચાર પાંચ દિવસ પછી ખાસેરાવ સાહેબે કહ્યું—'સ્વામીજી ! આપ/એકલા ફરો છો, ઉચ્ચ કોટિના આનંદનો અનુભવ કરો છો, પણ તેનાથી જનતાને શો લાભ ? આ આપની એકલાની આત્મતુષ્ટિને સ્વાર્થીપણું ન કહેવાય ? આપના અનુભવનો થોડાઘણો પણ લાભ જનતાને અવશ્ય મળવો જોઈએ '

આ સાંભળીને પાસે બેઠેલા શ્રી હરિશ્ચંદ્રગિરિજી આદિ મહંતોએ કહ્યું— 'આપ કહો છો તે જ ભાવનાથી, એટલે કે ગીતાના પ્રચારને અર્થે સ્વામીજીને અમે અત્રે બોલાવેલા છે અને સ્વામીજીએ તેનો સ્વીકાર કરેલો છે' પછી મહંતોના કહેવાથી ખાસેરાવજીએ તારકેશ્વરમાં કથાનો પ્રબંધ, સરકાર તરફે કરાવી બિછાયત ઇલેક્ટ્રિક લાઇટ પંખા આદિની સવડ કરાવી આપી.

ભાદ્રપદ કૃષ્ણપક્ષ પ્રતિપદાથી તારકેશ્વરમાં ગીતા પ્રવચનનો પ્રારંભ થયો. શરૂઆત પાંચ સાત શ્રોતાઓથી થઈ તેમા અખાડાના ચાર મહાત્મા, ખાસેરાવજી, ઘાટગેસાહેબ, ડૉ. મોરે તથા એક ઉચ્ચ કુટુંબની કોઈ દક્ષિણી બાઈ હતાં. તે ઉપરાંત મંદિરના પૂજારી તથા પહેરેદાર પણ કદીકદી આવીને બેસતા હતા. ધીમેધીમે શ્રોતાઓની સંખ્યા વધવા માડી. દશેરા સુધી જ વડોદરામાં પ્રચાર કરવાની સ્વામીજીની ઇચ્છા હતી પરંતુ નગરશેઠ મગનભાઈ હરિભક્તિ, રાજ્યના પ્રધાન પંડિત બદ્રીનાથ શાસ્ત્રીજી, કૅન્ટ્રાક્ટર ઉમેદભાઈ, વેણીશંકર તથા મહારાજાના સંબંધી કદમસાહેબ આદિના આગ્રહથી કથાપ્રસંગ દોઢ માસ વધારે ચાલ્યો. અને શ્રોતાઓની સંખ્યા એટલી વધી કે ઘણા શ્રોતાઓને

મંદિરમાં જગા ન હોવાથી પાછા જવું પડતું હતું. કથા શરૂ થતી હતી છ વાગે અને લોકો ચાર વાગેથી જગો રોકી લેતા હતા. ભીડ ઘણી થતાં શોરબકોર પણ ઘણો થતો હતો. પરંતુ સ્વામીજીના વ્યાસપીઠ ઉપર બેસતાં જ બધું એકદમ શાંત થઈ જતું હતું.

એક દિવસ ઘાટગે સાહેબ તથા મહારાજાના સેક્રેટરી પાનીમંગલોરે આવીને ખબર આપી કે મહારાજા સાહેબ કથા સાંભળવાને આવવાના છે. તે સાંભળી કેટલાક ભક્તોએ તે સમયને યોગ્ય સારાં વસ્ત્રો પોતે તૈયાર કરવાનું જણાવ્યું. સ્વામીજીએ બધાનું સાંભળી રહીને જણાવ્યું—'રાજમહેલમાં રેશમી વસ્ત્રોની કમી નથી. તે જોવાને મહારાજા અહીં આવવાના નથી. તેઓશ્રી તો પ્રભુની વાણી સાંભળવાને આવવાના છે, મહારાજા સાહેબ આવ્યા હતા તે દિવસની કથામાં, ઘણા અધિકારીઓ તથા બીજા પ્રતિષ્ઠિત નાગરીકોએ કથા મંડપની બધી જગો આંતરી લીધી હતી તેથી નિયમિત કથા સાંભળનારા લોકોને દૂર બેસીને તથા ઉભા રહીને કથા સાંભળવી પડી હતી. ઘણા મંડળ સાથે મહારાજા કથા સાંભળવા આવ્યા હતા અને ઘણા પ્રસન્ન થઈ તેમણે ઘાટગે સાહેબને કહ્યું—'તમે આ કથા સાંભળવાનો પ્રસંગ યોજ્યો તે ઘણું સારૂ થયું'. તે પછી એક દિવસ સર્વ રાજકુટુંબની ઉપસ્થિતિમાં રાજમહેલમાં પણ કથા થઈ. એક દિવસ નગરમાં દિવાન સાહેબ સર મનુભાઈની અધ્યક્ષતામાં સાર્વજનિક વ્યાખ્યાન થયું. સભાપતિ દિવાન સાહેબે પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું—'સ્વામીજીની અપ્રતિહત ધારા પ્રવાહી વાણીથી નીકળતા, ગીતાપીયુષ પ્રવાહથી જનતા શુદ્ધ થશે. એમાં જરાએ સંદેહ નથી. તેમની ભય કંપાદિથી રહિત ઓજસ્વી વક્તૃત્વતાથી જનતાની નિમ્નગામી મનોવૃત્તિયો ઉચ્ચ કક્ષામાં આવતી જશે. 'નિર્માનમોહા, જીતસંગદોષા' મહાપુરૂષ જ લોકકલ્યાણ કરવામાં સમર્થ થાય છે, આપણે સર્વ સ્વામીજી મહારાજના ચિરકૃતજ્ઞ છીએ. તેમને અમારી પ્રાર્થના છે કે તેઓ આ પ્રકારનો ગીતાપ્રચાર અખંડિત રીતે ચાલુ રાખે, ઇત્યાદિ. સ્વામીજી જ્યારે વડોદરેથી સંખેડા બહાદરપુર જવાને 'ગોયાગેટ' સ્ટેશન ઉપર આવ્યા ત્યારે તેમને વિદાય કરવાને આવેલા મોટા જનસમુદાયની આંખોમાંથી અશ્રુ નીકળતાં હતાં ‡

‡ એ એક વિલક્ષણ વાત છે કે—સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ, જે સ્થાનમાં થોડા દિવસ રહી ગીતાપ્રચાર કરીને જ્યારે બીજી જગોએ જાય છે ત્યારે ઘણાં સ્ત્રી પુરૂષો અધીરાં થઇને, રામવનગમન વખતે અયોધ્યાવાસિયોની પેઠે, સજળનયન થઈ જાય છે, તેથી એવી પ્રતીતિ થાય છે કે જાણે ત્યાંની ભાવિક જનતા અશ્રુથી સ્વામીજીનાં પાદપ્રક્ષાલન કરીને વિદાય કરે છે. આ દશા ઘણેભાગે સર્વત્ર જોવામાં આવે છે.

# સંખેડામાં સ્વામીજીના સદ્‌ઉપદેશથી બ્રાહ્મણ તથા વૈષ્ણવોના મતભેદનું દૂર થવું.



વડોદરા રાજ્યની ધારાસભાના તે વખતના સભ્ય શેઠ શ્રી ગોવિન્દલાલ હરિવલ્લભદાસ, શેઠ હલસુખભાઈ અને તે પ્રાંતના પ્રધાન કાર્યકર્તા જેઠાલાલ બક્ષી આદિ નાગરિકોના આગ્રહથી સ્વામીજી સંખેડા જવા નીકળ્યા. વચમાં ડભોઇમાં, શેઠ ચુનીલાલ ગિરધર આદિ સદ્‌ગૃહસ્થોની વિનતીથી ચાર દિવસ પ્રવચન કર્યું ત્યાંથી સંખેડે ગયા. તે સમયે ત્યાંના વૈષ્ણવ લોક સંન્યાસીની કથા સાંભળવામાં પાપ માનતા હતા. તે ભાવને લઇને તેમણે સ્વામી શ્રી શંકરાચાર્યનું પણ અપમાન કર્યું હતું કેટલાએ લોકોએ સ્વામીજીને કહ્યું—' આપ પણ ભાગવાં વસ્ત્રધારી છો, તેથી વખતે આપનું પણ ત્યાં અપમાન થવાનો સંભવ છે,' સ્વામીજીએ કહ્યું—'પ્રભુની ઇચ્છા અનુસાર જે થવાનું હશે તે થશે પ્રભુની વાણી ગીતા સર્વને સારૂ છે તેમાં કોઇનાથી કોઈ પણ પ્રકારનો આક્ષેપ, બાધા પહોંચાડી શકાતી નથી ' સ્વામીજીએ વૈષ્ણવોની દશાલાડની વાડીમા પંદર દિવસ ગીતાની કથા કરી તેમાં તેમણે કહ્યું—

'ગીતામા સર્વનો ઉદ્ધાર કરવાની શક્તિ છે, જે ગીતાજ્ઞાનને પોતાના આચરણમા લાવે છે તેનાથી કોઇનો પણ દ્વેષ થઈ શકતો નથી ગીતાનો બારમો અધ્યાય વાંચી તેનો વિચાર કરશો તો, તમારા પારસ્પરિક કલહ અને ભેદભાવ મટી જશે ભગવદ્‌વાક્ય છે કે—

> अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
> निर्ममो निरहङ्कार समदुःखसुखः क्षमी ॥

પ્રભુના આરાધનથી શાંત પુરૂષ, સર્વ ભૂતો પ્રત્યેના દ્વેષ ભાવથી રહિત, સ્વાર્થરહિત, પ્રેમી તથા હેતુરહિત દયાળુ થાય છે તથા મમતારહિત, અહંકાર ત્યાગી, સુખ દુઃખની પ્રાપ્તિમાં સમાન ભાવવાળો અને ક્ષમાવાન એટલે કે અપરાધ કરનારાને પણ અભય દેવાવાળો થાય છે ગીતાનો એવો ઉપદેશ, ત્રિવિધ તાપથી ધકધકતાં હૃદયોમાં શીતળતા પ્રદાન કરે છે આપ લોક જ્યારે

સર્વત્ર પ્રભુમયતાની ભાવના દ્રઢ કરી લેશો ત્યારે ન તો કોઇની હાનિની ચાહના થશે, કે ન તો કોઈ આપનું નુકસાન કરવાની ચાહના રાખશે. અગિયારમા અધ્યાયના વિરાટ સ્વરૂપમાં સર્વ જગત પ્રભુનો જ દેહ બતાવવામાં આવેલો છે. તેને ગમે તો હરિ કહો કે હર કહો. કારણ કે—

उभयोरेका प्रकृतिः प्रत्ययभेदाद् भिन्नवद् भाति ।
कलयति कश्चिन्मूढो हरिहरभेदं विना शास्त्रम् ॥

કથા સાંભળ્યા પછી તેની એવી તો અસર થઈ કે વૈષ્ણવોના દ્વારકાધીશના મંદિરમાં કથાનો પ્રબંધ થયો. આ પ્રસંગથી વૈષ્ણવો તથા બ્રાહ્મણોનો ઘણા વખતથી ચાલતો વિરોધ મટી ગયો, અને તેમના મેળાપથી જનતામાં ખૂબ આનંદ ફેલાયો. હવે કોઇ પણ મહાત્મા ત્યાં જાય છે તો લોકો ઘણા પ્રેમથી તેમની કથા સાંભળે છે અને સત્કાર કરે છે.

## વડોદરામાં મ. મં. સ્વામી શ્રી ભાગવતાનંદજીનો સમાગમ.






મીજી ત્યાંથી પાછા વડોદરે આવ્યા. અને કથા શરૂ કરી. તેવામાં મહામણ્ડલેશ્વર ષડ્દર્શનાચાર્ય સ્વામી શ્રી ભાગવતાનંદજી પોતાની મંડળી સહિત મુંબાઇમાં કથા સમાપ્ત કરી વડોદરે આવ્યા. તેમને સ્વામીજીએ પોતાની સાથે જ ખંડેરાવમાં મુકામ આપ્યો. સ્વામી શ્રી ભાગવતાનંદજીએ વડોદરામાં એક માસ કથા કરી, તે પછી તેમને પૂર્ણ માન પ્રતિષ્ઠા સાથે સ્વામીજીએ દ્વારકા વિદાય કર્યા.

## વીરસદમાં શ્રી વિદ્યાનંદસંન્યાસાશ્રમનું ઉદ્‌ઘાટન






રસદ તાલુકાના વીરસદ ગામના રહીશ, વડોદરા રાજ્યના પ્રતિષ્ઠિત કોન્ટ્રાક્ટર શ્રી ઉમેદભાઈ ડાહ્યાભાઇએ પોતાના ગામમાં વિદ્યાનંદસંન્યાસાશ્રમ બનાવવાની ઇચ્છાથી તેનું શિલારોપણ કરાવવાને સારૂ તેઓ સ્વામીજીને વીરસદ લઈ ગયા. તે સમયે તે જ ગામના, એલેમ્બિક કેમિકલ વર્ક્સના માલિક રાજ્યરત્ન ભાઇલાલભાઇને ત્યાંના યજ્ઞમાં આમંત્રણથી ગયા હતા.

ત્યાંથી સ્વામીજી કાશી થઈને, ઉત્તરાખંડમાં પ્રભુની અપાર ઐશ્વર્ય સંપત્તિરૂપ, હિમાચ્છાદિત શીતળ પર્વત માળાઓમાં થોડા દિવસ ધ્યાન કરીને કુરૂક્ષેત્રમાં આવ્યા દરમિયાનમાં વડોદરાના ઘણા ભાવિકોના વડોદરે આવી કથા શરૂ કરવાના આગ્રહ ભર્યા પત્રોથી સ્વામીજી વડોદરે ગયા અને ભાગવતની કથા શરૂ કરી પ્રથમ સ્વામીજીએ એકાદશ સ્કંધના વીસમા અધ્યાયના ત્રીસમા–

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।

क्षीयन्ते चाऽस्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥

આ શ્લોકનું વ્યાખ્યાન કર્યું કે—સર્વના આત્મારૂપ જે હું છું, તેનું દર્શન થયા પછી પુરૂષના હૃદયમાં સ્થિત અહંકારરૂપી ગાંઠ છૂટી જાય છે, તેના સર્વ સંશયો ટળી જાય છે તથા તેના સર્વે કર્મોના બંધન નષ્ટ થઈ જાય છે

ભગવાન શ્રીકૃષ્ણ વૈજ્ઞાનિક છે તેમ જ લીલા પુરૂષોત્તમ પણ છે શ્રીમદ્ ભાગવતમાં બંને સ્વરૂપોના વર્ણન છે તેથી તેને પરમહંસ સંહિતા કહેવામાં આવે છે

તે પછી સ્વામીજીએ વ્રજલીલાની કથા કરી મહતોમહીયાન આનંદ કંદ ભગવાન ભક્તવશ થઈને કેવા અણોરણીયાન થાય છે એ કહીને એકાદશ સ્કંધની થોડી લીલાઓની કથા કરી

## શ્રી શારદાપીઠસ્થ શંકરાચાર્ય પીઠાધીશતાનો અસ્વીકાર.





વડોદરામાં આ કથા ચાલતી હતી તે સમયે વડોદરા રાજ્યના રાજપંડિત બદ્રીનાથ શાસ્ત્રી, પોલીસ કમીશ્નર બાજીરાવ ઘાટગે, નગર શેઠ મગનભાઇ હરિભક્તિ, મહાનિર્વાણી અખાડાના મહંત શ્રી મોહનપુરીજી, ડૉ મોરે તથા કૉન્ટ્રાક્ટર શ્રી વેણીકર આદિ સજ્જનોએ ડેપ્યુટેશનના રૂપમાં આવી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને પ્રાર્થના કરી કે—અમે હિંદુ સનાતનધર્માનુયાયી પ્રજા તરફથી પ્રાર્થના કરવા આવ્યા છીએ કે આપ દ્વારકાધામની શ્રી શંકરાચાર્યજીની પરમપ્રતિષ્ઠિત ગાદીનો સ્વીકાર કરવાની કૃપા કરો એ પદ



१—उमेदभाई अमीन द्वारा स्थापित श्री विज्ञान आश्रम, वीरसद ३—भजनमंडली द्वारा स्वागत समारोह, राजगा
४— कन्यागीतापाठशाला की उद्घाटनक्रिया, धर्मज २—बिहारभूकम्प के समय पीडितों के सहायतार्थ मुंगेर में

આજકાલ પૂજ્ય સ્વામી શ્રી શાંન્ત્યાનંદતીર્થ શંકરાચાર્યજીના બ્રહ્મીભૂત થવાથી ખાલી છે. અમારા દ્વારા, જનતાની એ પ્રાર્થના છે કે આપ તેનો સ્વીકાર કરો, કારણ કે એ શારદાપીઠનું સ્થાન ગાયકવાડના રાજ્યમાં છે અને ગાયકવાડ સરકાર સયાજીરાવ તથા મહારાણી સાહેબ રાજમહેલમાં તથા બહાર આપના ઉપદેશ સાંભળી ચૂક્યા છે અને તેમનો આપના ઉપર પ્રેમ તેમજ શ્રદ્ધા પણ છે.

એ સાંભળીને સ્વામીજીએ ઉત્તર આપ્યો—સજ્જનો, આપ કહો છો તે ઠીક છે, પરંતુ મારી છત્ર, ચામર, છડી આદિના બંધનમાં પડવાની ઇચ્છા નથી. હું સ્વતંત્ર પ્રવૃત્તિનો મનુષ્ય છું, અત્યાર સુધી સ્વતંત્ર રહેલો છું. શ્રી શંકરાચાર્યનું જે પ્રચાર આદિ કાર્ય છે તે કરૂં છું અને આગળ પણ તે જ કરવાનો વિચાર છે. આપ શ્રી શંકરાચાર્યના પદને સારૂ જે સુયોગ્ય વ્યક્તિને પસંદ કરવાનો યત્ન કરો છો તેને સારૂ હું આપ સર્વને ધન્યવાદ આપું છું. આપના એ શુભ કાર્યમાં ગીતાપતિ પ્રભુ સફળતા આપે એવી પ્રાર્થના કરૂં છું. એ પદ ગ્રહણ કરવાની મારી ઇચ્છા નથી.

## ડાકોરની પેદળ સંઘયાત્રા.





ભગવાનની ગોકુળ વૃંદાવનની કથાનું રહસ્ય લોકોના હૃદય ઉપર અંકિત થયુ હતું, એ સંસ્કારવશ, કેટલાક ભકતોએ સ્વામીજીને પ્રાર્થના કરી કે—'આપે જેવી રીતે ભાગવતની કથામાં, પ્રભુના ગોપો સાથે રહેવાનું તથા તેમની સાથે વ્રજભૂમિમાં ભ્રમણ કરવાના ઉપાખ્યાનનું વર્ણન કર્યું છે, તેવી રીતે આપ અમને બધાને સાથે લઇને સંઘના રૂપમાં ડાકોરમાં શ્રીરણછોડરાયનાં દર્શન કરાવો. રસ્તામાં આપની સાથે બે ચાર દિવસ લાગશે, તે જ અમારે સારૂ વ્રજ ચોરાસીની લીલાનો અનુભવ થશે.' સ્વામીજીએ એ વાતનો સ્વીકાર કર્યો અને સૂચના કરી કે જેટલા પુરૂષ હોય તે અમારી સાથે સંઘના રૂપમાં પેદળ ચાલો અને સ્ત્રીઓ રેલ મારફત જાય. આ યોજના સર્વને પસંદ પડી અને લગભગ પાંચસો આબાલવૃદ્ધ યુવા ભાવિક ભક્ત તૈયાર થઈ ગયા. સાથમાં સામાનને સારૂ બળદનાં બે ગાડાં લીધાં. સંઘમાં એવા પણ કેટલાક શ્રીમાન ગૃહસ્થો હતા કે જેમને શહેરમાં પાકી સડકો ઉપર પણ વધારે ચાલવાનો અભ્યાસ

નહોતો. સવારમાં છ વાગે તુળસીવાડી ઉપર બધા ભેગા થઈ નીકળ્યા સાથે ચોકસી લોકોનું એક બેન્ડ પણ હતું: તેમનો એવો નિયમ હતો કે, ભગવાન રણછોડરાય સિવાય બીજા કોઈની આગળ બેન્ડ વગાડવું નહીં. તેઓ પોતાની ખુશીથી સંઘની આગળ બેન્ડ તથા બ્યુગલ વગાડતા શ્રદ્ધા અને ઉલ્લાસથી ચાલતા હતા.

'શ્રીકૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે ! હે નાથ ! નારાયણ ! વાસુદેવ !' આ મંત્રથી પ્રભુનું સ્મરણ કરતાકરતા, 'રણછોડરાયકી જય, ગીતામાતા કી જય, સ્વામીજી મહારાજ કી જય' ના ઘોષ કરતાકરતા લગભગ દસ વાગે 'સોખડા' ગામે આવી પહોંચ્યા. એ ગામની ભજન મંડળી, સારા સારા બ્રાહ્મણ, દેસાઈ તથા વૈશ્ય સદ્‌ગૃહસ્થો ગામની બહાર વાજાગાજા સાથે સ્વાગતને સારૂ ઉપસ્થિત હતા. ગામમાં એક વિશાળ મંદિરમાં વિશ્રામની વ્યવસ્થા હતી. ભોજન કર્યા પછી થોડી વારે સ્વામીજીનું ગીતા પ્રવચન થયુ. પછી ભજન કીર્તન કરતો સંઘ ગામમાંથી વિદાય થઈ આગળ ચાલ્યો. ગામવાસિયોની ઉલ્લાસિત મુખાકૃતિયોને જોઈને એવું લાગતુ હતુ કે જાણે ગામમાં એક અપૂર્વ મહોત્સવનો સાગર ઉમટ્યો હોય. ત્યાંથી સંઘ 'ભાદરવા' ગામે પહોંચ્યો. ત્યાંના ઠાકોર સાહેબ તથા ગામ લોકો તરફથી સંઘનો સર્વ પ્રકારનો સ્વાગતસત્કાર થયો. તે ગામ મહીસાગર નદીના તટ ઉપર વસેલું છે, ગામમાં પહોંચતાં જ સ્વામીજીનું ગીતા ઉપર પ્રવચન થયુ. પ્રાતઃકાળમાં મહી નદીમાં સ્નાન કરી નદીપ્રદેશની પ્રાકૃતિક શોભા અને મંદમંદ વાયુની શીતળ લહેરોનો અનુભવ કરતો સંઘ, ઉલ્લાસિત હૃદયે બાલસૂર્યની પ્રાણપૂરક રશ્મિયોમાં આગળ ચાલ્યો. પહેલા દિવસનો પંદર માઇલ ચાલ્યાનો થાક તો ફક્ત પ્રાકૃતિક દ્રશ્ય જોતાં જ ઉતરી ગયો. મજલ દડમજલ કરતાંકરતાં બપોરે બાર વાગે સંઘ 'ઓડ' ગામે પહોંચી ગયો. ત્યાં આણંદના ભક્તોએ પ્રથમથી જ વિશ્રામ તથા ભોજનની વ્યવસ્થા કરેલી હતી. ગામમાં સ્વામીજીનું ગીતાપ્રવચન તથા ભજનકીર્તન થયાં એ ગામમાં વરુણદેવતાની વિશેષ કૃપાદ્રષ્ટિ નહોતી. ત્યાંના કુવાનાં પાણી ઘણાં ઊંડાં હોય છે, એ ગામમાં પાણીના સંબંધમાં એક કહેવત પ્રચલિત છે કે—

**'ઓડ ઉમરેઠના ઊંડા કુવા, દિકરી દે તેનાં માબાપ મુવાં.'**

અર્થાત્ એ ગામમાં સ્ત્રીઓને પાણી ભરવામાં ઘણો પરિશ્રમ કરવો પડે છે. સંઘના લોકો કુવા ઉપર સ્નાન કરવા ગયા તેમને ત્યાંની માતા, બહેનોએ સહાનુભૂતિપૂર્વક સ્નાન કરાવ્યાં. સાયંકાળે ભોજનની પહેલાં સ્વામીજીએ

ગીતા ઉપર પ્રવચન કર્યું—બીજે દિવસે ત્યાં રહેવાનો ગામ લોકોએ ઘણો આગ્રહ કર્યો પણ તેનો સ્વીકાર થઈ શક્યો નહીં. ત્યાં રાત્રી ભજનકીર્તનમાં પસાર કરી બીજે દિવસે સવારે સંઘ ત્યાંથી નીકળ્યો. બધે રસ્તે આસપાસના ગામ લોક આવી શ્રદ્ધાપૂર્વક સંઘનો સત્કાર કરતા હતા. તથા ઘણા લોક સંઘની સાથે સામેલ પણ થઇ જતા હતા. રસ્તામાં જંગલમાં કોઈ વૃક્ષની સઘન છાયામાં બેસીને સ્વામીજી વૃંદાવનને યાદ કરી ભાગવતનો કથાપ્રસંગ પણ ચલાવતા હતા. તેના પ્રભાવથી ઘણા લોક કૃષ્ણદર્શનની ભાવનામા મગ્ન થઈ જતા હતા. આઠેક વાગે 'ઉમરેઠ' પહોંચ્યા. ગામના બ્રાહ્મણ તથા વૈષ્ણવ લોક સંઘને બ્રાહ્મણોની વાડીમાં લઈ ગયા, અને ત્યાંના બ્રાહ્મણોએ સ્વામીજીની ષોડશોપચાર પાદપૂજા કરી. સ્વામીજીનું ગીતાપ્રવચન થયુ. એક કલાક ત્યાં રહી સંઘ તે જ દિવસે બપોરે બાર વાગે 'ડાકોર' પહોંચ્યો. તે સમયે સંઘમાં ઉમેરો થતાંથતાં એક હજારને આશરે યાત્રી થયાં હતાં. તે સર્વને રહેવાનો તથા ભોજનાદિનો પ્રબંધ વડોદરાના સદ્ગત ઝવેરી માણેકલાલજી, શરાફ લાલભાઈ ચુનીલાલ તથા ઠક્કર રણછોડભાઈ વગેરે સ્વામીજીના સેવકો તરફથી થયેલો હતો. ત્યાં પણ પહેલેથી સૂચના મળેલી હોવાથી મંદિરના સેવક બ્રાહ્મણો, હાઈસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત્ ગિરિજાશંકર ભટ્ટ તથા ડાકોરના અન્ય ગદ્ગૃહસ્થો તરફથી ગામ બહાર સંઘ સહિત સ્વામીજી મહારાજનું સ્વાગત કરવામાં આવ્યું હતુ. નાગરિકો તરફથી સ્વાગત વક્તૃત્વમાં સ્વામીજીને સંબોધીને કહેવામાં આવ્યુ હતુ કે—આજ અમે સર્વ ડાકોરવાસી માનીએ છીએ કે, પ્રભુના દર્શન કરવાને પ્રભુ જ પધારેલા છે. કારણ કે ગીતા શ્રી રણછોડરાય પ્રભુની વાણી છે, અને તેનો જ પ્રચાર આપ કરી રહ્યા છો.

સ્વામીજી સંઘ સહિત ગોમતીમાં સ્નાન કરી જે સમયે મંદિરમાં એકાગ્રતાથી પ્રભુનાં દર્શન કરતા હતા તે સમયનું દ્રશ્ય અલૌકિક હતું. મંદિરનો કોલાહલ એકદમ શાન્ત થઈ ગયો હતો અને મંદિરનુ એકંદર વાતાવરણ નિર્મળ બની ગયુ હતું પ્રભુનાં દર્શનની સાથેસાથે જનતા શ્રદ્ધા અને ભક્તિ ભાવથી સ્વામીજીનાં દર્શન કરીને, પોતાને કૃતકૃત્ય માનતી હતી. પ્રભુ પોતાના ભક્તોને સ્વસ્વરૂપમાં પરિણુત કરી દે છે. ગો૦ તુળસીદાસજીએ કહ્યુ છે કે—

**'સેવત તુમહિ તુમહીં હ્વૈ જાઈ, તુમ્હરી કૃપા સુનહુ રઘુરાઈ.'**

તે સમયે દર્શન કરનારા લોક 'દેવોભૂત્વા યજે દેવમ્' થઈ રહેલા હતા,

આ પ્રમાણે સંઘ ડાકોરમાં બે દિવસ રહીને પાછો વડોદરે આવી ગયો.

## વડોદરામાં એક વ્યક્તિ ઉપર કથાનો ચમત્કારી પ્રભાવ.




ડોદરાની કથા તથા ડાકોરની યાત્રાથી એક રૂપાના અલંકાર ઘડનાર ઉપર એવો પ્રભાવ પડયો કે તે ભગવત્પ્રેમમાં ગાંડો થઇ ગયો. તેની દુકાનમાં ગ્રાહકોની જે ચાંદી આવેલી હતી તેની તેણે એક રાધાકૃષ્ણની મૂર્તિ બનાવી અને તે સ્વામીજીને આપવાને ગયો. સ્વામીજીએ તે લેવાનો ઇન્કાર કરીને તેને સમજાવ્યો. પણ તેણે માન્યું નહીં અને મૂર્તિ મૂકીને ચાલ્યો ગયો. સ્વામીજીએ તેના ઘરનાં માણસોને બોલાવી તે મૂર્તિ આપી દીધી. તેમણે કહ્યું—મહારાજ, એ ગાંડો થઈ ગયો છે, આપની તથા શ્રી કૃષ્ણની મૂર્તિને સામી રાખી બારણાં બંધ કરીને કંઇક જપ કરતો બેસી રહે છે. સ્વામીજીએ કહ્યું—થોડા દિવસ તેને શાંતિથી રહેવા દો. ઠીક થઈ જશે. પછી પાંચ છ મહિને તે સારો થઈ ગયો.

## નર્મદાજીની પેદળ સંઘયાત્રા




ર મહિના પછી અધિક ચૈત્ર માસમાં વડોદરેથી લગભગ બે હજાર આદમિયો સાથે ચાલીને નર્મદા તટે કરનાળી ક્ષેત્રમાં ગયા. રસ્તામાં 'ભીલપુર' ગામવાળાઓએ તથા સોની મહાજન તુલસીદાસે ભોજન આદિનો પ્રબંધ કર્યો હતો. બીજે દિવસે 'ડભોઈ' ગામે મુકામ થયો. ત્યાં શેઠ ચુનીલાલ ગીરધરના જીનમાં મુકામ કર્યો, અને સર્વના ભોજનની વ્યવસ્થા તેમણે જ કરી હતી. બધા નગર તરફથી સ્વામીજીનો અપૂર્વ સત્કાર થયો, ત્યાંથી ચાણોદ જતાં ત્યાંના લોકોએ તથા ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થ જગન્નાથ પાઠક તથા મોહન લાલે સ્વામીજીનાં સ્વાગતસન્માન કર્યાં. ચાણોદથી કરનાળી જતી વખતે નર્મદા તથા ઓર નદીની ઉંચી ભેખડો ઉપર જ્યારે સર્વ સંઘ ચઢવા ઉતરવા લાગ્યો ત્યારે, જાણે ગિરિરાજ પર્વત ઉપર શ્રીકૃષ્ણના ગ્વાલબાલોની ટોળી ચઢી ઉતરી રહી હોય તેવો ભાસ થતો હતો. કરનાળી જઇને સર્વ સંઘે શ્રી

મુરલીધરનું મંદિર, સત્યનારાયણનું મંદિર, નર્મદાજીનું મંદિર આદિ જોઇને શેઠ ખેમજી કુંવરજીના બંગલામાં મુકામ કર્યો. ભોજનાદિની સેવા શેઠ ગોવિંદલાલ હરિવલ્લભદાસ, ઉમેદભાઈ કૉન્ટ્રાકટર, મંગળદાસ લાલભાઈ, ચુનીલાલ મનસુખભાઈ વગેરે ભકતો તરફથી થયેલી હતી.

ગુજરાતનિવાસિયોને શ્રી સ્વામીજી સાથે, ઋષિ મુનિયોની યાત્રાનું સ્મરણ કરાવનારી આ ઠાદોર તથા કરનાળીની સંઘરૂપ યાત્રાનો પહેલો જ પ્રસંગ હતો. આ પ્રસંગથી શ્રીમત્ શંકરાચાર્ય, શ્રીમત્ રામાનુજાચાર્ય, શ્રીમત્ વલ્લભાચાર્ય, તથા શ્રીચૈતન્ય મહાપ્રભુની પેદળ યાત્રાઓ તથા પરિક્રમાની સ્મૃતિ, મૂર્તરૂપમાં દ્રષ્ટિગોચર થતી હતી. તે સમયમાં એક વર્ષ સુધી સ્વામીજી કેવળ અટાકાનું જે ફરાળ કરતા હતા, કે જે પ્રમાણે તેમણે પ્રથમ ગિરનાર, આબુંદ આદિ સ્થાનોમાં ચણાની કાચી દાળ ખાઇને સાધન ભક્તિ કરેલી હતી. એ યાત્રા કરીને સ્વામીજી વડોદરે આવ્યા.

## વડોદરામાં શેઠ બાળાભાઈનો મેળાપ.





તે સમયે અમદાવાદમાં એક મોક્ષ મંદિર નામની સંસ્થા હતી. તેના સંચાલક હતા રામશંકર મોનજી ભટ. તે સંસ્થા તરફથી તે વખતે ઘણો સારો ધર્મ પ્રચાર થતો હતો. એ સંસ્થાના કાર્યકર્તા થોડા લોકોને સાથે લઈ સંઘરૂપમાં નાસિક જતા હતા. રસ્તામાં વડોદરામાં તેમનો મુકામ થયો. તેમને ખબર પડી કે 'સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ અહીં ગીતા કથા કરે છે અને તેનો પ્રભાવ વડોદરા નગર ઉપર ઘણો સારો પડયો છે.' એ સાંભળીને તેઓ સ્વામીજીને, મુકામે ખંડેરાવ આવ્યા, અને તેમની આજ્ઞાથી તેમણે ત્યાં સાંજે પોતાનાં ભજન કીર્તનનો પ્રોગ્રામ રાખ્યો. સ્વામીજી તરફથી તેનો આવશ્યક પ્રબંધ કરવામાં આવ્યો હતો. તેમણે પોતાનાં ભજન કીર્તન સમાપ્ત કર્યાં પછી સ્વામીજીને પ્રાર્થના કરી કે—'આવતી કાલે કેવળ અમારા લોક માટે જ કથા થાય' એ લોકોની સાથે અમદાવાદના શેઠ બાળાભાઈ વ્રજવલ્લભદાસ નામક ગૃહસ્થ પણ હતા. તે પણ સંઘનાં માણુસો સાથે કથા સાંભળવાને આવ્યા હતા. સ્વામીજીની કથાનો એ શેઠજી ઉપર એટલો તો પ્રભાવ પડયો કે તેમણે

સંઘની સાથે નાસિક જવાનું મોકૂફ રાખી વડોદરામાં જ રહી ગયા અને કથા સાંભળવા લાગ્યા. પછીથી તેઓ વખતોવખત અમદાવાદથી સ્વામીજીની કથા સાંભળવાને વડોદરે આવતા હતા. ઘણીવાર એવું થતું કે, શેઠ બાળાભાઈ અમદાવાદથી રાતે ૧૧-૧૨ વાગે વડોદરે આવે અને દરવાજા બંધ હોવાથી આખી રાત ખંડેરાવના દરવાજા બહાર ઓટલા ઉપર સૂઈ રહે. પાઠક સમજી શકશે કે, આ સદ્‌ગૃહસ્થને સ્વામીજીનું કથામૃત પાન કરવાની કેટલી અભિલાષા હતી.

એક દિવસ તેમણે પોતાના શ્વસુર શેઠ મોતીલાલ હીરાભાઈ જેઓ અમદાવાદના સદ્‌ગૃહસ્થ, કરોડપતિ તથા કેટલીએ મીલોના માલીક હતા તેમને કહ્યું—વડોદરામાં એક સ્વામી વિદ્યાનંદ સંન્યાસી આવેલા છે, તે ગીતાજીની ઘણી જ ઉત્તમ કથા કરે છે, અને રોજ કથામાં હજારોની મેદની એકત્ર થાય છે. સ્વામીજીની કથાનું વર્ણન કરતાં તેમણે એ પણ કહ્યું કે-'તેમના ગળામાંની માળા સ્વયં ફરે છે.' તે વખતે ત્યાં તેમના પુત્ર હિંમતભાઈ, બીજા પુત્ર શેઠ કનુભાઈ, પૌત્ર શેઠ નરસીભાઈ, શેઠ રમણલાલ, શેઠ રતનલાલ, ભાણેજ ભોગીભાઇ તથા સૌ. મણીબા આદિ ઉપસ્થિત હતાં. શ્રી બાળાભાઈએ એ પણ કહ્યું કે તેમને અહીં બોલાવીને કથા સાંભળવી જોઈએ. આપની આજ્ઞા હોય તો તેમને અહીં બોલાવીએ. પરંતુ તે સમયે કાંઈ નિશ્ચય થઈ શકયો નહીં. થોડા દિવસ પછી શેઠના પૌત્ર રમણલાલ તથા બાલાભાઇના ગ્રેજ્યુએટ પુત્ર ભોગીલાલ વડોદરે આવ્યા. સ્વામીજીનાં દર્શન કર્યાં. કથા સાંભળવાને બેઠા, પણ ધ્યાન સ્વામીજીના ગળામાંની માળા ઉપર રહ્યું. કથા સાંભળીને પ્રસન્ન થયા અને શેઠ બાળાભાઈની 'ગળાની માળા ફરવાની' વાતનો નિશ્ચય થયો. થોડા દિવસ પછી શ્રી બહુચરાજીના પરમ ભક્ત શ્રી વલ્લભ ધોળાની પ્રતિવર્ષ મનાતી જયંતી આવી. તે જયંતીમાં ભાગ લેવાને સારૂ ડાહ્યાભાઈ મહેતા તથા દેવીભક્ત પુંજાલાલ સ્વામીજીનો બોલાવવાને વડોદરે આવ્યા અને તેમને અમદાવાદ આવવાની પ્રાર્થના કરી. સ્વામીજીએ કહ્યું—અમદાવાદથી શેઠ બાળાભાઈ અહીં આવે જાય છે, તેમની સાથે વિચાર કરીને પછી આવશે. તે પછી ડાહ્યાભાઈ મહેતા શેઠ બાળાભાઈને લઇને વડોદરે આવ્યા અને સ્વામીજીને કહ્યું કે—અમે અમારી કમીટી તરફથી આપને આમંત્રણ આપવા આવ્યા છીએ. સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો.

# અમદાવાદમાં ગીતાકથાની શરૂઆત.



વડોદરાના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સાથે લઇને ઉક્ત ઉત્સવમાં ભાગ લેવાને સારૂ સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાં સાબરમતી નદીની પાર શેઠ મોતીલાલ હીરાભાઇના બંગલામાં મુકામ કર્યો. સવારે ટંકશાળમાં ગીતાના પંદરમા અધ્યાયની કથા, સાંજે પ્રેમાભાઈ હોલમાં વ્યાખ્યાન, એ પ્રમાણે ત્રણ દિવસ સુધી સ્વામીજીનાં પ્રવચન થયા. એ ત્રણ દિવસના પ્રચારમાં એટલી તો અધિક સંખ્યામાં નરનારી એકત્ર થતાં હતાં કે જાણે પ્રવચન મહિનાઓથી ચાલતું હોય. કથા સાંભળતી વખતે લોકોની દ્રષ્ટિ માળા ઉપર રહેતી હતી. તે વખતે આખા શહેરમાં તે જ વાતની ચર્ચા થતી હતી—'એક એવા મહાત્મા આવ્યા છે કે કથા કરતી વખતે તેમના ગળામાંની માળા આપોઆપ ફરે છે' આ ચિરસ્મરણીય અને પ્રભાવશાળી વ્યાખ્યાનોથી જનતાની ધાર્મિક ઉદાસીનતા એકદમ જતી રહી. નગરવાસિયોએ સ્વામીજીની સેવામાં, કથા બરાબર જારી રાખવાની પ્રાર્થના કરી અને શેઠ મોતીલાલ તથા શેઠ ચિનાઇએ સર્વ જનતા તરફથી નિવેદન કર્યું કે—સ્વામીજી, આપ આ ચોમાસુ અમદાવાદમાં કરો. સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો અને લોકોની પ્રેમપૂર્વકની વિદાયગિરિ લઇને તેઓ વડોદરે આવ્યા. ત્યાંથી તેઓ હરદ્વાર ગયા અને ત્યાંથી કાશી થઇને આશાડ સુદી એકાદશીને દિવસે ચાતુર્માસ કરવાને સીધા અમદાવાદ આવી ગયા. ત્યા શેઠ હિંમતભાઈની બોરડી મીલના બંગલામાં નિવાસ કર્યો અને કથા શહેરમાં તાગિયાની વાડીમાં શરૂ કરી. ત્યાં જગો મોટી હોવા છતાં પણ જનતાની ઉપસ્થિતિ ઘણી વધારે વધી જવાથી આઠ દિવસમાં જ કથાનુ સ્થાન બદલવું પડયુ. અને શેઠ હિંમતલાલ મોતીલાલના ડેહેલામાં, જે ઘણુ મોટુ હતુ તેમાં કથા થવા લાગી. ત્યાંથી પણ ઘણી મોટી સંખ્યામાં જન ઉપસ્થિતિ થવાને કારણે કથા સ્થાન પરિવર્તનની જરૂર પડી. હવે શહેરમાં એટલી મોટી જગો નહોતી. સ્વામીજીએ કથામાં જ કહ્યુ કે—'જ્યાં સુધી જગા પૂરતા પ્રમાણમાં ન થાય ત્યાં સુધી કથા થવી કઠણ છે.' એ સાંભળી શેઠે કહ્યું કે—'જ્યાં આપનો મુકામ છે ત્યાં બોરડી મીલમાં એક ઘણુ મોટુ ગોદામ ( વખાર ) છે, આપ તેને પસંદ કરી લો.' એ સાંભળી કેટલાક

લોકોએ હરકત બતાવી કે—એ ભીલનો લત્તો સારા લોકોનો નથી. તેથી સ્ત્રીઓ તથા બાળકો તે તરફ જઈ શકશે નહીં.' સ્વામીજીએ કહ્યું—

સભી ભૂમિ ગોપાળ કી, વામે 'અટક કહાં ।
જાકે મનમેં ખટક હૈ, સોહી અટક રહા ॥

ચિંતા ન કરો પ્રભુની વાણી સાંભળનારાની રક્ષા પ્રભુ કરશે. સજ્જનો ! એ જ સ્થાન ઉપર અઢાર વર્ષ સુધી કથા શરૂ રહી, એ રસ્તા ઉપર રાતદિવસ હજારો સ્ત્રીઓ બાળકો આવતાં જતાં પણ કોઇનો વાળ પણ વાંકો થયો નથી એટલે કે કોઈ પણ જાતની દુર્ઘટના થઈ નથી. સવાર સાંજ તાળિયા પોળના યુવકો દેખરેખ રાખતા હતા.

ત્યાંથી થોડા દિવસ પછી વડોદરે આવીને સ્વામીજીએ કથા કરી. અમદાવાદના લોકોના આગ્રહથી સ્વામીજી, પ્રતિ રવિવારે સાંજે અમદાવાદ જઈ કથા કરતા હતા. તેમાં વિશેષતા એ હતી કે, વડોદરાની સાંજની કથામાં કોઈ પણ દિવસ અનાધ્યાય થવા પામ્યો નહોતો.

## સંઘની સાથે હરિદ્વાર કુંભયાત્રા.





વે આવનારા ચૈત્ર માસમાં હરિદ્વારમાં કુંભપર્વની યાત્રા હતી. ઘણા લોકોએ સ્વામીજીને કહ્યું—આણીપાસના લોકોને ખબર નથી કે કુંભપર્વ કેવી રીતે ઉજવાય છે, આપની સાથે આવીને કુંભપર્વથી પરિચિત થવાની અમારી ઇચ્છા છે, વિશાળ મહાત્મા સમૂહનાં દર્શન તથા ગંગાસ્નાન કરીને જીવન સફળ કરીશું. સ્વામીજીએ તેનો સ્વીકાર કરીને અમદાવાદ તથા વડોદરાની કથામાં કુંભમાં જવાનો નીચે પ્રમાણેનો પ્રોગ્રામ સંભળાવ્યો. યથા—

સાથે આવનારાના પાંચ વિભાગ થશે—પહેલો જે રૂ. ૩૦૦) આપે તે, ૨—બીજો રૂ. ૧૫૦, ૩—ત્રીજો રૂ. ૭૫, ૪—ચોથો કેવળ રેલભાડું, ૫—પાંચમો મહાત્મા, બ્રહ્મચારી તથા કેટલાક સ્વયંસેવકોને મફત. એ વિષયમાં લેણદેણ આદિનો પ્રબંધ કરનારા ખજાનચી, સ્વયંસેવક, કલાર્ક, વ્યવસ્થાપક સર્વે સ્વામીજીના સેવક હતા. અર્થાત્ સ્વામીજીએ જેને જે આજ્ઞા કરી તેણે તે કામ ઉત્સાહપૂર્વક ઉપાડી લીધું.

એક દિવસ એવું બન્યું કે, સ્વામીજી અમદાવાદમાં જે જગાએ રહેતા હતા ત્યાંના કબાટમાં તેમના ખજાનચી મેવકે રૂ. ૫૦૦) મૂકયા હતા. એ રૂપિયા હરિદ્વાર કુંભને નિમિત્તે લોકો તરફથી આવેલા હતા. સ્વામીજી જ્યારે કથા કહેવા ગયા તે વખતે કોઈએ કબાટનું તાળું તોડીને એ રૂપિયા ચોરી લીધા. કથામાંથી સ્વામીજી આવ્યા ત્યારે તેમને તે વાતની ખબર મળી. સ્વામીજીએ કહ્યું—'હરિઇચ્છા, જેના હતા તે લઈ ગયો.' યથા—

प्राप्तव्यमर्थं लभते मनुष्यो दैवोऽपि तं लङ्घयितुं न शक्तः ।
तस्मान्न शोचामि न संशयो मे यदस्मदीयं नहि तत्परेषाम् ॥

તે પછી પાંચ છ દિવસે કથામાં કોઈએ સ્વામીજીને એક બંધ કવર આપ્યુ. તેમાં સો સોની પાંચ નોટો તથા એક ચિઠ્ઠી હતી. તેમાં લખેલું હતું કે—'મેં આપના કબાટમાંથી રૂ. ૫૦૦) ચોર્યા હતા. મારૂં જે કામ હતું તે નીકળી ગયુ. પાંચ છ દિવસથી મારા જીવને ઘણો ઉદ્વેગ રહેતો કે, એ રૂપિયા હું કયારે પાછા આપી દઉં.' એ ચિઠ્ઠી સ્વામીજીની પાસે હાથોહાથ આવેલી હતી. સ્વામીજીએ પૂછયુ—આ કવર કોણે આપ્યુ? ઉત્તરમાં કોઈએ કહ્યુ—આણે, તેને પૂછયુ તો તે કહે—આણે, ફરી તેને પૂછયુ તો જવાબ મળ્યો—આણે. એ પ્રમાણે પૂછતાં પરંપરયા એક બીજાને બતાવતા હતા, પણ મૂળ આપનારનો ઘણો તપાસ કરતાં પણ તેનો પત્તો ન લાગ્યો.

## કુંભ શું છે.





મદાવાદ તથા વડોદરાના કેટલાક ભક્તોએ કુંભના સંબંધમાં પૂછતાં સ્વામીજીએ કહ્યું—'ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે. ધર્મ પ્રચારક મહાત્માઓ હોય છે, કારણ કે તેમને આ વિસ્તૃત દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી ભ્રમણ કરવાનો વખત મળી શકે છે તેઓ નિઃસ્વાર્થ પણ હોય છે. તેમણે ધર્મ પ્રચારમાં સહાયતા અને સરળતાને અર્થે હરિદ્વાર, પ્રયાગરાજ, નાસિક ત્ર્યંબક તથા ઉજ્જૈન, એ ચાર જગાએ કુંભ મહાસંમેલન ધાર્મિક તથા સામાજીક, એ બંને દ્રષ્ટિથી ઋષિ મુનિયોએ સ્થાપિત કરેલું હતું. તેની પ્રસિદ્ધિ કરનારા મહાત્મા લોક છે. અસલમાં કુંભ, એ મહાત્માઓ તથા તેમના અંતર્ગત

રાજાઓ તથા ગૃહસ્થોનું સંમેલન ( કૉન્ફરન્સ ) છે. ભારતવર્ષના સર્વ વિભાગોની અનુકૂળતાને ધ્યાનમાં રાખીને ઉપર બતાવેલી ચાર જગાઓ નક્કી કરવામાં આવી. તેમાં સર્વે વિભાગોના સર્વે સંપ્રદાયોના મહાત્મા તથા ગૃહસ્થો સંમિલિત થાય છે. પરંતુ પહેલાં રેલ, મોટર આદિ યાતાયાતનાં સાધનોનો અભાવ હોવાને કારણે વધારે ભાગે મહાત્માઓ જ આવી શકતા હતા. અહીં સર્વે મહાત્માઓ મળીને વિચાર વિનિમય કરે છે, તેનાથી જણાઈ આવે છે કે પાછલાં ત્રણ વર્ષમાં કયા કયા મહાત્માઓએ કયા કયા વિભાગમાં કેવો કેવો ધર્મપ્રચાર કર્યો તથા સમાજ ઉપર તેની કેવી અસર થઈ અને આગળ કયા વિભાગમાં કેવા પ્રકારના ધર્મપ્રચારની જરૂર છે, અને ત્યાં કોણે જવું. એક કુંભ પ્રતિ બાર વર્ષે આવે છે અને એ ચારે ત્રણત્રણ વર્ષે આવે છે. તેથી દર ત્રીજે વર્ષે મહાત્મા લોકને મળીને ધાર્મિક વિચાર કરવાનો અવસર મળી રહે છે.

આશ્ચર્યની વાત છે કે, કુંભમાં આવવાને સારૂ નોટિસો છાપવામાં આવતી નથી. કે એવો કોઈ પ્રોપેગેન્ડા પણ કરવામાં આવતો નથી. કેવળ પંચાંગોમાં જ્યોતિષિયોના લેખના ઇશારા માત્રથી કુંભપર્વ ઉપર લાખો યાત્રિયો એકત્ર થઈ જાય છે. મહાત્મા લોક દૂરદૂર દેશોથી તથા પહાડોની એકાંત ગુફાઓમાંથી, કે જ્યાં કાગળ કે તાર પહોંચી શકતા નથી ત્યાંથી બરાબર સમય ઉપર આવી પહોંચે છે. હરિદ્વાર, પ્રયાગની મેળા પ્રબંધક કમિટિના રિપોર્ટથી જણાઇ આવે છે કે કુંભપર્વો ઉપર ત્રીસત્રીસ લાખ સુધી યાત્રી લોક ત્યાં જાય છે.

આજકાલ જેવી રીતે અન્ય દેશોમાં તથા આપણા દેશમાં ત્રણત્રણ વર્ષે કાઉન્સિલોની ચૂંટણી થાય છે, તે આ પ્રચીન મેળાની ચૂંટણીની નકલ હોય એમ જણાઇ આવે છે. આ મેળામાં પ્રાચીન રીત્યાનુસાર સર્વપ્રથમ સ્નાન, સંન્યાસી મહાત્માઓના અખાડા તથા તેમના અંગભૂત મંડલેશ્વરો, મઠધારિયો અને વિરક્તોનાં થાય છે, તેમના પછી અન્ય સંપ્રદાયો, રાજામહારાજાઓ અને અન્ય ગૃહસ્થોનાં સ્નાન થાય છે. તેથી પ્રતીત થાય છે કે વૈદિક કાળથી લઇને આજ સુધી સંન્યાસિ સમાજ ધાર્મિક પ્રચાર કરીને દેશનું કલ્યાણ કરતા રહે છે. તેના સંબંધમાં પુરાણ ધર્મશાસ્ત્ર તથા જ્યોતિષગ્રન્થોમાં આધ્યાત્મિક તથા ઐતિહાસિક દ્રષ્ટિથી ઘણા વિચાર કરવામાં આવેલા છે. યથા—

कुम्भराशिगते जीवे मेषराशिगते रवौ ।
हरिद्वारे कुम्भपर्वनिश्चयो मुनिभिः कृतः ॥

જ્યારે કુંભ રાશીમાં ગુરૂ હોય અને મેષ રાશીમાં સૂર્ય હોય ત્યારે હરિદ્વારમાં કુંભપર્વ થાય છે, એવો મુનિયોએ નિશ્ચય કરેલો છે.

हरिद्वारे कुशावर्ते बिल्वके नीलपर्वते ।
स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते ॥

હરિદ્વાર, કુશાવર્તઘાટ, નીલધારા, કનખલ ( દક્ષઘાટ ) માં સ્નાન કરવાથી અને બિલ્વકેશ્વર મહાદેવનાં દર્શન કરવાથી ફરી જન્મ થતો નથી.

गङ्गातीरे ब्रह्मकुण्डं वर्तते मम सर्वदा ।
यत्रापि स्नानकर्तारो मद्रूपाः स्युर्न संशयः ॥

—स्कन्दपुराण

ભગવાન કહે છે કે, મારી સાથે સંબંધ રાખનારા ગંગાના તટ ઉપર બ્રહ્મકુંડ નામક સ્થાનમાં જે પ્રાણી સ્નાન કરે છે તે મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે, એમાં જરાએ સંશય નથી, અસ્તુ.

સ્વામીજી ફાગણ વદી નોમને દિવસે અમદાવાદથી વડોદરે આવ્યા, ત્યાંથી ફાગણવદી ૧૦ મે અમદાવાદ તથા વડોદરાના લગભગ પાંચસો ભક્તો સાથે દિલ્હી એક્સપ્રેસમાં સ્વામીજીએ, હરિદ્વાર કુંભને સારૂ પ્રયાણ કર્યું. અમદાવાદના શેઠ મોતીલાલ હીરાભાઈ.મીલ એજન્ટ તથા અન્ય શેઠ લોક, વિદ્વાન ગૃહસ્થ તથા વડોદરાના શેઠ, શાહુકાર, ઝવેરી, સરકારી અમલદાર, કોલેજના વિદ્યાર્થી તથા પ્રોફેસર આદિ સર્વ શ્રેણીના ભક્તજન સાથે હતા. રસ્તામાં ગોધરા, રતલામ, પચપહાડ, ભવાનીમંડી અને કોટા આદિ સ્ટેશનો ઉપર સર્વ સંઘને સારૂ ત્યાંના ગૃહસ્થોએ દૂધ, ફલાહાર, ઠંડું પાણી આદિનો પ્રબંધ, કરેલો હતો. ગાડી જે સ્ટેશન ઉપર જતી હતી ત્યાં સ્વામીજીના જયજયકાની સાથે ઘણા લોક આવતા જતા હતા. પ્લેટફોર્મ ઉપર જ સ્વામીજી તેમને કંઈ ને કંઈ પણ ઉપદેશ આપતા હતા. એ પ્રમાણે સંઘ સાથે સ્વામીજી દિલ્હી પહોંચી ગયા. ત્યાં ઘણા મારવાડી તથા ગુજરાતી લોકોએ ગીતા માતા તથા સ્વામીજીના જયજયકાર સાથે સંઘનું સ્વાગત કર્યું અને સર્વને સારૂ તે દિવસે અગિયારશ હોવાથી ફલાહાર આદિની વ્યવસ્થા કરી. ગાડી ઉપડવાને બે કલાકની વાર હતી, તેથી કેટલાક ભક્તો યમુના સ્નાન કરી આવ્યા તથા કેટલાક દિલ્હી જોઈ આવ્યા ત્યાંથી સહારનપુર આવી ગાડી બદલી.

# શેઠ સ્વાવલંબી બન્યા.





જરાતિયો પાસે અન્ય દેશના યાત્રિયો કરતાં સામાન કંઈક અધિક હોય છે. મેળાની ભીડ અને તેમને પરદેશી સમજીને મજુરોએ પ્રત્યેક યાત્રીનો સામાન ઉપાડવાની મજુરીના બબ્બે રૂપિયા માગ્યા. સ્વામીજીને તે વાતની ખબર પડી ત્યારે તેમણે સર્વેને એક જ આજ્ઞા આપી કે—'સર્વ પોતપોતાનો સામાન જાતે ઉપાડીને બીજી ગાડીમાં મૂકે.' બધાને તેમ જ કરવું પડ્યું. જ્યારે સર્વ સંઘના લોક ગાડીમાં બેસી ગયા ત્યારે તેઓ કહેવા લાગ્યા કે—સ્વામીજી મહારાજ, આજ આપે અમારા સર્વના મળીને એક હજાર રૂપિયા અડધા કલાકમાં બચાવ્યા તે એક, તથા બીજું મોટાઈને કારણે પોતાનું કામ પોતે કરી લેવામાં જે સંકોચ થતો હતો તે એકદમ દૂર કરી દીધો. અમારો એ લાભ તો તીર્થના માર્ગમાં જ થઈ ગયો, પછી તીર્થ ઉપર જે હિતસાધન થશે તેનું તો કહેવું જ શું ? ત્યાંથી સંઘ રાતે આઠ વાગે હરિદ્વાર પહોંચી ગયો. અને આખી રાત મુસાફરખાનામાં મુકામ રાખ્યો.

સવારે શ્રી મહાનિર્વાણી અખાડા તરફથી ઘણા મહાત્માઓ સ્વાગતપૂર્વક હાથી, ડંકા નિશાન, છત્ર, ચામર તથા ઘોડા, વાજાં આદિ સાથે જલૂસના આકારમાં સ્વામીજીને લેવાને આવ્યા અને તેમને હાથી ઉપર બેસવાની પ્રાર્થના કરી. સ્વામીજીએ કહ્યું—જ્યાં ઘણા મહાત્માઓ, જેમાં જટિલ, પરમહંસ, તપસ્વી, ધ્યાની, જ્ઞાની અને બ્રહ્મચારી સર્વ સંતો છે તે પગે ચાલે અને હું હાથી ઉપર બેસું, એમ બની શકે નહીં. હું પણ સર્વની સાથે પગે ચાલીશ. સ્ટેશનથી જલૂસની સાથે સ્વામીજી સંઘ સાથે અખાડાની છાવણીએ પહોંચ્યા. રસ્તામાં સંઘના લોક ભજન કીર્તન કરતા જતા હતા.

શ્રી મહાનિર્વાણી અખાડાના ઇષ્ટદેવ—શ્રી ગુરૂચરણ પાદુકાને, અખાડાના સર્વ મહાત્મા, મંડલેશ્વર જ્યારે પહેલવહેલા કંઈ બહારથી આવે છે ત્યારે સન્માનસૂચક યથાશક્તિ ભેટ ચઢાવે છે. એ નિયમ અનુસાર સ્વામીજીએ ત્યાં એક સો રૂપિયા, એક સોનાની છડી તથા એક ચાંદીની નાગફણી ભેટ કરી. અખાડાના શ્રી પંચ તરફથી સ્વાગત સન્માન થયા બાદ સ્વામીજીને એક રૂદ્રાક્ષની માળા એક વયોવૃદ્ધ મહાત્માને હાથે પહેરાવવામાં આવી. ત્યાંથી પોતાના

પેઠે ત્યાં એવું નથી કે, જેને જ્યારે ફાવે ત્યારે તે ત્યાં સ્નાન કરી આવે. કુંભ ઉપર સંન્યાસિયોના અખાડા ક્રમશઃ નિર્દિષ્ટ સમય ઉપર સર્વથી પહેલા જલૂસ ની સાથે સ્નાન કરવાને જાય છે. આ અખાડાઓ સાથે તેમના અંગભૂત, મંડલેશ્વર, મઠાધીશ, વિરક્ત આદિ સર્વ પ્રકારના મહાત્મા હોય છે. તે સમયે અખાડાના મહાત્મા, સ્વામીજીને સ્નાન કરવાને સાથે તેડી જવાને આવ્યા. આ જલૂસમાં ગૃહસ્થોને જવાનો નિયમ નથી. પણ સ્વામીજીના કહેવાથી વિશેષ ચિન્હની સાથે સંઘના ગૃહસ્થોને પણ સાથે જવાની આજ્ઞા મળી ગઈ. તેઓ સર્વ અર્ધ સંન્યાસીના જેવા ઉઘાડે પગે, એકમાત્ર ચાદર ઓઢીને, પાન બીડીના પ્રયોગ વગર, કીર્તન કરતાકરતા સાથે ચાલ્યા. બ્રહ્મકુંડમાં ઇષ્ટદેવના સ્નાન પૂજન કર્યા પછી સર્વનું સ્નાન થયું. સંઘના લોકોએ મહાત્માઓ સાથે સ્નાન કરીને અલૌકિક આનંદનો અનુભવ કર્યો.

સ્નાનને ત્રીજે દિવસે સ્વામીજી તરફથી ઘંટાકોઠીમાં સર્વ મહાત્માઓનો સમષ્ટિભંડારો તથા સર્વનો વસ્ત્ર પૂજા આદિથી સત્કાર કરવામાં આવ્યો. ભંડારા પહેલાંથી જ શ્રી મહાનિર્વાણી અખાડાના મહાત્માઓએ સ્વામીજીને મંડલેશ્વર બનાવવાની તૈયારી કરી રાખી હતી. ભંડારાને દિવસે સ્વામીજીની પાસે સર્વેએ એ વિચાર પ્રગટ કર્યો. તે સાંભળીને સ્વામીજીએ સંઘના લોકોની સલાહ લીધી. ઘણા લોકો એ સાંભળીને 'અમારા ગુરૂજીને ગાદી ઉપર બેસવાનો અવસર મળી ગયો છે એવા વિચારથી' ખુશ થયા. પણ સ્વામીજીએ તેનો અસ્વીકાર કર્યો. ત્યારે અખાડના મહંતોએ કહ્યું—આ સમયે તો નહીં, પણ અમે હવેના કુંભ ઉપર આપને 'મંડલેશ્વર' બનાવ્યા વગર છોડવાના નથી.

ભંડારો થઈ ગયા પછી સંઘના કેટલાક લોકો સ્વામીજીની આજ્ઞા લઈ જ્યાં ત્યાં યાત્રા કરવાને સારૂ નીકળી પડ્યા. જે રહ્યા તેમને સાથે લઇને સ્વામીજી મથુરા વૃંદાવન ગયા. ત્યાં ચોબાઓને ભોજન કરાવી આઠસો ધોતિયાં દાનમાં આપ્યાં. ત્યાંથી ફરી પાછા હરિદ્વાર આવી અંતિમ સ્નાનમાં સામેલ થઈ ગયા.

## બદ્રીનારાયણની યાત્રા.




રિદ્વાર કુંભ સમાપ્ત થયા પછી સ્વામીજીનો વિચાર બદ્રિનાથની યાત્રા કરવાનો થયો. તેટલામાં શ્રી મહાનિર્વાણી અખાડાના પંચે સ્વામીજીને કહ્યું કે—'આપ તથા અમે સાથે યાત્રા કરવાને જઇએ તો, અમારા લોકોને રસ્તામાં આવતાં પ્રત્યેક તીર્થસ્થાનનાં માહાત્મ્ય શ્રવણ કરવાનું

નિવાસ સ્થાન ઘટાકોઠીમાં સ્વામીજી આવ્યા. તે જગા શ્રી મહાનિર્વાણી અખાડાના સદસ્યોએ સ્વામીજીને સારૂ પ્રથમથી નિયુક્ત કરી રાખી હતી જલુસમાં સ્વામીજીની સાથેના વડોદરાના એક કસરતી કંસારા જ્ઞાતીના યુવાને, હનુમાનજીનું રૂપ બનાવી, તે આમથી તેમ કુદકાસ મારતો, કસેલો ઝાંધિયો, પૂછડું, ગદા, શરીરને લાલ રંગથી રંગીને અને મ્હોં ઉપર મહાવીરનું મ્હોડું લગાવીને આનંદનો સ્રોત વહેવડાવતો હતો, તેનાથી દર્શકો ઘણા જ પ્રસન્ન થતા હતા. સંઘની સાથે ચાળીસ આદમિયોનું એક બેન્ડ વાજુ, ગાયકવાડી રાજ્યના બે પોલીસના સિપાઈ તથા એક ઔષધાલય પણ હતું, જેમાં અમદાવાદના ડૉક્ટર નવનીતલાલ પુરશોત્તમલાલ તથા વડોદરાના ડૉ. પુંજાલાલ હતા.

## ઘંટાકોઠીમાં સ્વામીજીનું પ્રવચન.





સવારે સંઘનું કીર્તન તથા સાંજે સ્વામીજીની કથા થતી હતી. તેને સારૂ લોકચિત્તાકર્ષક એક વિલક્ષણ મંડપ બનાવવામાં આવ્યો હતો. તે સમયે કથામાં સંન્યાસી, વૈરાગી, બ્રહ્મચારી, નાગાઓ તથા ગૃહસ્થોનો ઘણો મોટો સમૂહ એકઠો થતો હતો. કથા પ્રસંગમાં સ્વામીજીએ કહ્યું—સર્વ પ્રાણિયોમાં ઈશ્વરે મનુષ્યને શ્રેષ્ઠ બનાવ્યો છે, કારણ કે તેનામાં પોતાનો ઉદ્ધાર કરવાની યોગ્યતા છે પ્રથમ તો મનુષ્ય જન્મ પ્રાપ્તિ જ અનેક પૂર્વપુણ્ય કર્મોનું ફળ છે, તેમાં ઉત્તમ કુળમાં જન્મ થવો એ દુર્લભ છે. જો તેમ થયું તો વળી તેમાં દીર્ઘાયુ અને નિરોગતા તો ગણ્યા ગાંઠ્યાને જ મળે છે. જો એ પણ સૌભાગ્યથી કદી મળી ગયુ તો સારા મિત્રોનો સાથ, સુપુત્રની પ્રાપ્તિ અને સતી સ્ત્રીનું મિલન એ તો ભાગ્યે જ કોઇને મળી શકે છે. તે ઉપરાંત પાંડિત્ય, સૌજન્ય, ઈંદ્રિયનિગ્રહ તથા સત્પાત્રને દાન આપવાની શ્રદ્ધાને વિરલ જ પામી શકે છે. સંસારમાં કોઇને સર્વ કાંઇ મળી જાય, પણ નારાયણની ભક્તિમાં મન લાગવું એ તો પૂર્વ પૂર્ણ પુણ્યપુંજ વગર અસંભવ જ છે. હા, એક વાત છે, કે જેના ઉપર પ્રભુની કૃપા થાય તે આ પૂર્વોક્ત શૃંખલાનો અધિકારી થઈ શકે છે.

મનુષ્ય જીવનની અનેક સાંસારિક, આર્થિક, સામાજીક તથા રાષ્ટ્રિય જટિલ સમસ્યાઓ ઇશ્વર, ધર્મ, વેદ તથા મોક્ષના જ્ઞાન વગર ઉકલી શકતી

નથી. ઈશ્વરને માન્યા વગર, તેની પ્રાપ્તિના ઉપાય કર્યા વગર, તથા સદાચાર વગર કરેલાં અનુષ્ઠાનથી મનુષ્યમાં સમતા, દયા અને પ્રેમના ભાવ જાગૃત થઈ શકતા નથી અને તેમના વગર સંસારમાં વ્યવસ્થા ટકી શકતી નથી. મહાત્મા લોક હમેશાં જનતાને ઈશ્વર ભક્તિનો ઉપદેશ આપ્યા કરે છે. તેઓ જાણે છે કે સંસારી જન, નાના જંજાળોની ચિંતાઓથી જર્જરીભૂત થઈ જાય છે. તેમને તે રોગોથી મુક્ત કરવાનો એકમાત્ર ઉપાય પ્રભુપ્રેમ છે. ગીતામાં ભગવાન, પોતાના ભક્તોના—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

એ વચનથી જુમ્મેદાર બને છે.

આજ આપ જ્યાં બેસીને કથા શ્રવણ કરો છો, તે તીર્થનું નામ કનખલ છે.

खलः को नाम मुक्तिं वै भजते तत्र मज्जनात् ।
अतः कनखलं तीर्थं नाम्ना चक्रुर्मुनीश्वराः ॥

આ કેદારખંડના વચનથી આપને જણાશે કે કોઈ ખલ એવો નહીં હોય કે જેની અત્રે સ્નાન કરવાથી મુક્તિ ન થાય. આ કનખલ હરિદ્વાર ( માયાપુરી ) માં છે, જે સપ્તપુરિયોમાંનું એક છે. અહીં દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કરેલો હતો. અહીં નાગકન્યા ઉલૂપીએ વીર અર્જુન ઉપર મુગ્ધ થઇને તેમનું પતિ રૂપમાં વરણ કરેલું હતું, અને ગંગાનાં પ્રથમ દર્શન, દેશવાસિયોને અહીં થયાં હતાં.

સ્વામીજીએ એ વચન ઠીક જ કહ્યાં છે, આ તીર્થ એવું જ છે. અમને પણ તે વખતે આ વચન યાદ આવી ગયાં હતાં—

ઘંટાકોઠી કી ગુહા, બની ગંગ કે તીર ।
મન વિહંગ ઉડતા નહી, નિરખત નિરૂપમ નીર ॥
સત મંડલી મેં કહત, યોગી વિદ્યાનન્દ ।
ગીતાગૌરવ ભાષ્ય કો, પઢો ભજો યદુનન્દ ॥

ઘંટાકોઠી એન ( બરાબર ) ગંગા તટ ઉપર છે. ત્યાં કાચા ઘાટ ઉપર કીચડ થઈ જવાથી સ્નાનાર્થિયોનુ કષ્ટ જોઇને, સ્વામીજીએ એક સારો પાકો વિશાળ ઘાટ બંધાવેલો છે. જે આજ પણ સર્વ સાધારણના ઉપયોગમાં આવે છે.

કુંભપર્વ ઉપર સ્નાન કરવાની રીત કંઇક વિલક્ષણ છે. અન્ય તીર્થોની

પેઠે ત્યાં એવું નથી કે, જેને જ્યારે ફાવે ત્યારે તે ત્યાં સ્નાન કરી આવે. કુંભ ઉપર સંન્યાસિયોના અખાડા ક્રમશઃ નિર્દિષ્ટ સમય ઉપર સર્વથી પહેલા જલૂસ ની સાથે સ્નાન કરવાને જાય છે. આ અખાડાઓ સાથે તેમના અંગભૂત, મંઠલેશ્વર, મઠાધીશ, વિરક્ત આદિ સર્વ પ્રકારના મહાત્મા હોય છે. તે સમયે અખાડાના મહાત્મા, સ્વામીજીને સ્નાન કરવાને સાથે તેડી જવાને આવ્યા. આ જલૂસમાં ગૃહસ્થોને જવાનો નિયમ નથી. પણ સ્વામીજીના કહેવાથી વિશેષ ચિન્હની સાથે સંઘના ગૃહસ્થોને પણ સાથે જવાની આજ્ઞા મળી ગઈ. તેઓ સર્વ અર્ધ સંન્યાસીના જેવા ઉઘાડે પગે, એકમાત્ર ચાદર ઓઢીને, પાન બીડીના પ્રયોગ વગર, કીર્તન કરતાકરતા સાથે ચાલ્યા. બ્રહ્મકુંડમાં ઈષ્ટદેવના સ્નાન પૂજન કર્યા પછી સર્વનું સ્નાન થયુ. સંઘના લોકોએ મહાત્માઓ સાથે સ્નાન કરીને અલૌકિક આનંદનો અનુભવ કર્યો.

સ્નાનને ત્રીજે દિવસે સ્વામીજી તરફથી ઘંટાકોઠીમાં સર્વ મહાત્માઓનો સમષ્ટિભંડારો તથા સર્વનો વસ્ત્ર પૂજા આદિથી સત્કાર કરવામાં આવ્યો. ભંડારા પહેલાંથી જ શ્રી મહાનિર્વાણી અખાડાના મહાત્માઓએ સ્વામીજીને મંડલેશ્વર બનાવવાની તૈયારી કરી રાખી હતી. ભંડાગને દિવસે સ્વામીજીની પાસે સર્વેએ એ વિચાર પ્રગટ કર્યો. તે સાંભળીને સ્વામીજીએ સંઘના લોકોની સલાહ લીધી. ઘણા લોકો એ સાંભળીને 'અમારા ગુરૂજીને ગાદી ઉપર બેસવાનો અવસર મળી ગયો છે એવા વિચારથી' ખુશ થયા. પણ સ્વામીજીએ તેનો અસ્વીકાર કર્યો. ત્યારે અખાડના મહંતોએ કહ્યું—આ સમયે તો નહીં, પણ અમે હવેના કુંભ ઉપર આપને 'મંડલેશ્વર' બનાવ્યા વગર છોડવાના નથી.

ભંડારો થઈ ગયા પછી સંઘના કેટલાક લોકો સ્વામીજીની આજ્ઞા લઈ જ્યાં ત્યાં યાત્રા કરવાને સારૂ નીકળી પડ્યા. જે રહ્યા તેમને સાથે લઈને સ્વામીજી મથુરા વૃંદાવન ગયા. ત્યાં ચોબાઓને ભોજન કરાવી આઠસો ધોતિયા દાનમાં આપ્યાં. ત્યાંથી ફરી પાછા હરિદ્વાર આવી અંતિમ સ્નાનમાં સામેલ થઈ ગયા.

## બદ્રીનારાયણની યાત્રા.



(હ)રિદ્વાર કુંભ સમાપ્ત થયા પછી સ્વામીજીનો વિચાર બદ્રિનાથની યાત્રા કરવાનો થયો. તેટલામાં શ્રી મહાનિર્વાણી અખાડાના પંચે સ્વામીજીને કહ્યુ કે—'આપ તથા અમે સાથે યાત્રા કરવાને જઇએ તો, અમારા લોકોને રસ્તામાં આવતાં પ્રત્યેક તીર્થસ્થાનનાં માહાત્મ્ય શ્રવણ કરવાનું

સૌભાગ્ય પ્રાપ્ત થાય.' સ્વામીજીએ તેમને સાથે આવવામાં સમતી આપી. કુંભ સમાપ્તિ પછી ચાર ધામો પૈકીના કોઈ એક ધામની યાત્રા કરવાનો અખાડાનો નિયમ છે. ઘટાકોઠીમાં કુંભનો જે સામાન બચેલો હતો તે ઘોડાઓ ઉપર સાથે લીધો. ગુજરાતથી હરિદ્વાર સુધી તો ગૃહસ્થ ભક્તો સાથે હતા, પણ હરિદ્વારથી બદ્રીનારાયણની પર્વતીય યાત્રામાં સ્વામીજીની સાથે કેવળ મહાત્મા લોક જ હતા. પહેલો મુકામ હૃષીકેશ થયો. સ્વામીજીએ સર્વને અહીંનું માહાત્મ્ય અને ભરતનું આખ્યાન શ્રવણ કરાવ્યું. તેનો ટુંકો સાર આ પ્રમાણે છે—

સ્કંદ પુરાણ અનુસાર, જ્યારે વિષ્ણુ ભગવાને મધુ કૈટભાદિ દાનવોનો સંહાર કર્યો, તે સમયે અહીં આમ્ર વૃક્ષ નીચે તપસ્યામાં અનુરક્ત 'રૈભ્યઋષિ' નો ઉદ્ધાર કરેલો હતો. અહીં ભરતજીનો ઘણો પ્રભાવ છે. રામ લક્ષ્મણ બ્રહ્મ હત્યા દૂર કરવાને સારૂ અહીં તપ કરવાને આવેલા હતા પરંતુ શત્રુઘ્નને લઇને ભરતજી, અહીં રઘુકુળના નિયમ પ્રમાણે તપસ્યા કરવાને આવ્યા હતા. જે પ્રમાણે નૈમિષારણ્યમાં ઋષિ લોક પુરાણ, ઇતિહાસ ઉપર વિચાર કરવાને નિવાસ કરતા હતા, તે પ્રમાણે અહીં બ્રહ્મનિષ્ટ, બ્રહ્મશ્રોત્રિય, અદ્વૈત બ્રહ્મવિદ્યાભ્યાસી ઋષિ, મુનિ અને મહાત્માઓની નિવાસપરંપરા આજ સુધી ચાલી રહેલી છે. અહીંથી ત્રણ માઇલ આગળ લક્ષ્મણઝુલા નામનો દોરડાનો પુલ હતો, જે એક વિલક્ષણ રીતે બનાવેલો હતો અને હાલ્યા કરતો હતો. લક્ષ્મણજીને, મેઘનાદને મારવાથી બ્રહ્મહત્યાનું પાપ લાગેલું હતું, તેને દૂર કરવાને અહીં બદ્રીકાશ્રમમાં તપસ્યા કરવાને આવેલા હતા. તેમણે ગંગા પાર કરવાને જે દોરડાનો પુલ બનાવેલો હતો તેને લક્ષ્મણઝુલા કહે છે. તેને હવે થોડા દિવસ પહેલાં પાકો બનાવવામાં આવેલો હતો પણ ગંગાજીના પ્રચંડ પૂરમાં તે તણાઈ ગયો છે. ‡

અહીંથી આગળ ચાલીને ગરૂડચટ્ટી ઉપર મુકામ થયો, અહીં સ્વામીજીએ કહ્યું કે—સર્વેએ ગરૂડજીનું પૂજન તથા સ્મરણ કરવું જોઇએ. એ ભગવાનનું વાહન છે, તેઓ આ અતિ કઠણ પર્વતીય યાત્રામાં સર્વને સાહ્યક થાય છે. તેમની કૃપાથી યાત્રી લોક આનંદથી જાય છે અને આવે છે. ત્યાંથી થોડા દિવસ પછી દેવ પ્રયાગ પહોંચ્યા. અહીંની વસ્તીવાળા પંડા, બ્રાહ્મણ આદિએ, 'શ્રીમહાનિર્વાણી અખાડાનું પંચ તથા સ્વામીજી મહારાજ આવે છે' એવું સાંભળી ગામ બહાર આવી સ્વાગત સત્કાર કર્યો અને વાજા વગાડતા નગરમાં લઈ ગયા. સ્વામી

‡ લક્ષ્મણઝૂલાનો દર્શનીય વિલક્ષણ પુલ હવે પાછો તૈયાર થઈ ગયો છે.

જીએ 'ત્યાનો' તીર્થમહિમા સંભળાવ્યો—અહીંના રામમંદિરની શ્યામલમૂર્તિ શ્રીશંકરાચાર્યજીની સ્થાપિત કરેલી છે. અહીંથી શ્રીનગર પહોંચ્યા. ત્યાંનું માહાત્મ્ય બતાવતાં કહ્યું કે—રામાયણમાં નારદના મોહની કથા આવે છે, તે એ જ રાજા શીલનિધિનું નગર છે., જેની કન્યા ઉપર મુગ્ધ થયેલા નારદને પ્રભુએ મર્કટનું મુખ આપી અભિમાનરહિત કરેલા હતા. તથા અહીં શ્રીદુર્ગાદેવીએ શુંભનિશુંભ રાક્ષસોનો વધ કરેલો હતો.

અહીંથી રૂદ્ર પ્રયાગ, જ્યાં શંકરજીએ નારદજીને ગાનવિદ્યા શીખવી હતી તથા ચ્યવન ઋષિએ તપ કરેલું હતું 'ત્યાંથી આગળ સર્વ મંડળ કેદારનાથ પહોંચ્યુ ત્યાં પણ દેવપ્રયાગની પેઠે શ્રી મહાનિર્વાણી અખાડાનું પંચ તથા સ્વામીજી સાથેસાથે આવે છે એવા સમાચાર સાંભળી ગામનિવાસી લોક પહાડીવાજા સાથે સ્વાગત કરીને તેમને પુરીમાં લઈ ગયા. ત્યાં ત્રણ રાત્રિ રહી શ્રી કેદારનાથજીની પૂજા તથા નગર ભોજન કર્યું. એ પ્રદેશ હિમઆચ્છાદિત છે, ત્યાંના પર્વત ચાંદીના બનેલા હોય એવા દેખાય છે, ટાઢ ઘણી છે પણ દ્રષ્ય, નયનાભિરામ તથા મનોહર છે, મંદિર બરફથી ઢકાઈ જાય છે, કદીકદી બરફને ખોદીને રસ્તો બનાવવો પડે છે. શાંતિ અપૂર્વ છે. અહીં સાંસારિક વિભવ નજરે પડતો નથી. અહીં સ્વામીજીએ કહ્યુ કે—

'ઉપમન્યુએ અહીં તપ કરેલું હતું. દ્વાપરના યુદ્ધમાં પોતાના બંધુબાંધવોને મારીને વ્યાસજીના ઉપદેશથી પાંડવ લોક અહીં આવેલા હતા. પણ કુળદ્રોહી હોવાને કારણે પાંડવોને દર્શન ન આપવાની ઇચ્છાથી, મહાદેવજીની મૂર્તિ જમીનમાં પેસવા લાગી. એ દેખીને ભીમસેને તેને પકડી લીધી, પ્રાર્થના કરવાથી શંકરજી પ્રસન્ન થયા. અને જમીનમાં પેસતાં જે પાછલો ભાગ રહેલો હતો તેના ઉપર પાંડવોએ મંદિર બાંધ્યુ.

ત્યાંથી તુંગનાથ, લાલસાંગા આદિ સ્થાનોમાં થઈને સર્વ મંડળ શ્રી બદ્રીનારાયણપુરીની સીમા ઉપર જઈ પહોંચ્યુ. ત્યા પણ નગરવાસિયો તરફથી સ્વાગતસન્માન થયુ. અહીં પણ નગરભોજન કરાવવામાં આવ્યું, બ્રાહ્મણોને દાન, ખાન, પાન આદિથી સન્માનિત કર્યા. અહીં અખાડાના નિયમાનુસાર તેમના ઇષ્ટદેવનો, બદ્રીનારાયણ ભગવાન સાથે સ્પર્શ સાક્ષાત્કાર કરાવવામાં આવ્યો. પછી સ્વામીજીએ—

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

એ વચનનું ઉચ્ચારણ કરીને શ્રીબદ્રીનાથધામમાં અખાડાના સર્વે મહાપુરૂષો તથા બીજા પણ ગૃહસ્થ યાત્રિયોને ઉપદેશ કરતાં કહ્યું કે—જેમ ચારે યુગોમાં સત્યયુગ પ્રધાન છે, દિવસના ચારે પહોરોમાં પ્રાતઃકાળ મુખ્ય છે, અને તેમાં પણ ઉષઃકાળ બ્રાહ્મમુહૂર્ત ઉત્તમ છે. તેવી જ રીતે આ ધામ પણ સર્વ શ્રેષ્ટ છે. તેની યાત્રામાં ઇષ્ટદેવના મંત્રનો જપ કરતા, શાંત ચિત્તથી પ્રભુમાં મન એકાગ્ર કરીને સ્વાભાવિક ગતિથી ચાલવું જોઇએ. કોઈ પણ યાત્રી તે સમયમાં જે વાતો કરે તે, ભગવત્ સંબંધીની જ હોવી જોઇએ. આ પર્વતીય પ્રાકૃતિક દ્રશ્યોને જોઇને, મનને ચિંતારહિત કરી લેવું ઉચિત છે. એ પ્રદેશ ભૂવૈકુંઠ છે.

આ બદ્રીનારાયણ ધામ મંદરાચળ પર્વત ઉપર વસેલું છે, અહીં વિશાળ રાજાએ તપ કરેલું હતું, તેથી તેનું નામ વિશાલાપુરી પડયું છે. આ શ્રીબદ્રીનારાયણની શ્યામલ મૂર્તિને શ્રી શંકરાચાર્યજીએ નારદ કુંડમાંથી કાઢી સ્થાપિત કરેલી છે. તેની વિશેષતા એ છે કે, શ્રી બદ્રીનારાયણને હિંદુ, બૌદ્ધ, તથા જૈન સર્વ સમાનભાવથી માને છે અને પૂજે છે. આ નરનારાયણની તપોભૂમિ છે.

આ પ્રદેશ પ્રકૃતિની નિશાળ છે. સર્વે ઋષિ મુનિ તથા આચાર્ય અહીંના વિદ્યાર્થી હતા. અહીં જે સમાધિ અને ભજન કરે છે, તેને અહીંનું પ્રાકૃતિક દ્રષ્ય ઘણી સહાયતા કરે છે. રાત દિવસ વેગથી વહેનારી પહાડી નદીઓ તથા ઝરણાંનાં જળ વહ્યાં કરે છે. પહેલી ક્ષણે જે જળમાંથી આચમન કરેલું હોય છે તે જળ બીજી ક્ષણે ક્યાંનું ક્યાં ચાલ્યું જાય છે. બસ, એ જ દશા મનુષ્ય જીવનની છે. તેની એક એક ક્ષણ વીતતી જાય છે તે કદી પાછી આવતી નથી, તેથી સમયના સદ્ઉપયોગનું શિક્ષણ મળે છે.

આ ઘણી મહેનતે ઓળગી શકાય એવી પર્વતમાળા ચઢવા ઉતરવાનો અનુભવ તો આપ કરી જ રહ્યા છો. તે જ પ્રમાણે માનવ જીવનને પણ અનેક ઉંચી નીચી દશાઓમાંથી પસાર થવું પડે છે. જુવો આપની સામે હવે જે જે કર્મો કરવાનાં છે તે જ પર્વત શ્રેણી છે. તે કર્મોમાં પ્રવૃત્ત જીવ અનેક ઉત્થાન પતન તથા આઘાત પ્રત્યાઘાત સહન કરતો સફળતારૂપ ધામને પહોંચે છે. જેવી રીતે અહીંના શ્રમથી ભયભીત થઈ સાધારણ મનુષ્ય અહીં આવી શકતો નથી, તેવી રીતે વિઘ્નોની આશંકા કરનારા પોતાની ઈષ્ટસિદ્ધિ સુધી પહોંચી શકતા નથી.

આપ લોક આ પહાડોને જુવો અને સમજી લો કે—અમારૂં જીવન કર્તવ્ય પણ એટલું જ દુર્ગમ છે. જેવી રીતે અમે ભૂતળના ધામોને પાર કરી તદ્ધામને

મેળવી લીધું છે, તેવી રીતે કોઈ પણ મનુષ્ય ઉદ્યોગથી સર્વ કાંઈ મેળવી શકે છે. આ યાત્રાનો રસ્તો આપ સર્વને ઉપદેશ આપે છે કે—'હું જડ છું, જે મારો આશ્રય લે છે તેને હું બદ્રીશપ્રભુના ધામ સુધી પહોંચાડી દઉં છું. પરંતુ આપ લોક ચૈતન્ય છો, મહાત્મા છો, જે આપના સત્સંગી થશે, આપના શરણાપન્ન થશે, તેને આપ પ્રભુના પ્રેમી અવશ્ય બનાવી લેશો, તેનો પ્રભુ સાથે મેળાપ કરી દેશો. જુવો, લોક રસ્તાને પગથી ગુંદે છે, ગંદો કરે છે તો પણ તે કોઇને અટકાવતો નથી, ધારેલી જગોએ પહોંચાડે છે. તે પ્રમાણે સંતજન સંસારી લોકના દુર્વ્યવહારનો ખ્યાલ ન કરતાં તેમને સુમાર્ગે ચઢાવવાનો યત્ન કર્યા કરે છે. જેવી રીતે દાવાનળથી ગંગાજીનું પાણી ગરમ થઈ શકતું નથી, તેવી રીતે સાંસારિક અશાંતિથી સંતોનાં મન ક્રોધાદિ વિકારાગ્નિથી ઉષ્ણ થતાં નથી. આપ અહીંનાં પક્ષિયોના કલરવ નિત્ય સાંભળો છો, તેમની ભાષાનો અર્થ સમજાતો નથી, તો પણ એ શિખામણ આપે છે કે, મનુષ્યે મિથ્યા ખુશામદ તથા અનુચિત શબ્દપ્રયોગથી પોતાની વાણી દૂષિત કરવી નહીં, એવી વાણીમાં માધુર્ય રહેતું નથી અને તેનો પ્રભાવ પણ નષ્ટ થઈ જાય છે.

આ યાત્રાને આધુનિક સાધનોની સહાયતાથી સરળ બનાવવાનો યત્ન કરવામાં આવ્યો છે, આ યાત્રા તપસ્વિયોએ કરવા યોગ્ય છે. ગૃહસ્થ પણ અહીં તપસ્વી થઇને આ યાત્રાનું રસાસ્વાદન કરે છે. વાહન ઉપર જનારાઓની યાત્રામાં આનંદ કમી થઈ જાય છે. અમારા ઋષિ, મુનિ, આચાર્ય આદિ પૂર્વજોએ પગે ચાલીને જ આવી યાત્રાઓ કરેલી હતી.

પછી સ્વામીજીએ પૌરાણિક કથાનું કથન કરીને પોતાનું વ્યક્તવ્ય પૂરૂં કર્યું. યાત્રાવિધિ સમાપ્ત થયા પછી પાછા આવતી વખતે સ્વામીજીએ કહ્યું કે—હવે આપણે બધાએ મહાત્માઓની ( ઉતાવળી ) ચાલે ચાલવું, તેમ કરવાથી સર્વ મંડળ માત્ર છ દિવસમાં બદ્રીનારાયણથી હરિદ્વાર આવી પહોંચ્યું.

## વડોદરામાં રેલસંકટ



રિદ્વારથી સ્વામીજી વડોદરે ગયા. થોડા દિવસ પછી, બધા ગુજરાતમાં એક ઘણી મોટી રેલ આવી. ત્રણ દિવસ સુધી લગાતાર મૂસળધાર પાણી વરસતું રહ્યું. બધો દેશ જળ જળ બિબાકાર થઈ ગયો અને હાહાકાર વર્તાઇ ગયો. તે સમયે કેટલાક ભક્તો વડોદરા ખંડેરાવમાં સ્વામીજી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે—'આ આપત્તિ કાળમાં

અમારી સહાયતા કરો. આપના ઉપર જનતાનો પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા છે.' સ્વામીજીએ કહ્યું—'ભાઈ! એ કામ દ્રવ્યસાધ્ય છે' લોકોએ કહ્યું—'આપ બહાર નીકળો, આપના પ્રભાવથી હજારો રૂપિયા અને ઘણો ઉપયોગી સામાન મળી જશે.' સ્વામીજીએ કરૂણાપૂર્ણ હૃદયથી તેનો સ્વીકાર કર્યો. બીજે દિવસે ત્યાંના એક ગૃહસ્થ ઝવેરી માણેકલાલ નરોતમદાસે સ્વામીજીને કહ્યું—'મહારાજ, પહેલા આપ મારે આંગણે પધારો'. સ્વામીજી ત્યાં ગયા એટલે તેમણે સ્વામીજીના કમંડલુમાં એક હજાર રૂપિયા ભરી દીધા. એ પ્રમાણે ઘણા ગૃહસ્થોએ પોતાને ઘેર બોલાવીબોલાવીને સ્વામીજીની ઝોળી ભરવા માંડી. સ્વામીજીની સાથે એક મોટું કમંડળ હતું તેમાં તેઓ રૂપિયા લેતા હતા. તે તરત જ ભરાઈ જતું હતું, ખાલી કરી લેતાં પાછું જલદીથી પરિપૂર્ણ થઈ જતું હતું. ઘણા લોકો સ્વામીજીને મુકામે ખંડેરાવમાં રૂપિયા, વાસણ, કપડાં આદિ આપી જતા હતા. આ પ્રમાણે થોડા જ વખતમાં હજારોની રકમ એકઠી થઈ ગઈ, અને તે જ દિવસે સાંજથી પીડિતોને સહાયતા આપવાની શરૂઆત થઈ ગઈ. તેને સારૂ સ્વામીજીએ દસ અગિયાર કાર્યકર્તાઓને નિયત કરી દીધા હતા. લગભગ પાંચ સાત હજાર કપડાં તથા છ ગુણો અનાજ થોડે થોડે કરીને એકત્ર થઈ ગયુ અને જરૂરી તાંબા પીત્તળનાં ઘણાં વાસણ પણ આવી ગયાં.

ઘણા પીડિત લોકો સહાયતા લેવા લાગ્યા. કેટલાક સહાયતાની અત્યન્ત આવશ્યકતાવાળા ગૃહસ્થો પણ હતા, તેમને આ સહાયતા લેવામાં સંકોચ થતો હતો. તે લોકોને પણ સહાયતા મળે તેને સારૂ સ્વામીજીએ એવી વ્યવસ્થા કરાવી કે, તેમને સસ્તે અગર અડધે દામે અન્ન વસ્ત્ર કાટમાળ આદિ આપવાં. નામે લખીને ઉધાર પણ કેટલાક રૂપિયા આપવામાં આવ્યા. તેનાથી સર્વ લોકોને લાભ પહોંચી ગયો. કોને. કેવા પ્રકારની કઈ સહાયતા આપવામાં આવી તેનું સાધારણ વીવરણ નીચે પ્રમાણે છે—

ઘણાં મધ્યમ વર્ગનાં પરિવારોને બિલકુલ ગુપ્ત રીતે ઘેરબેઠે અનાજ કપડાં પહોંચાડવામાં આવ્યાં. ખુલ્લી રીતે તો આખો દિવસ વિતરણ થતું રહેતું હતું. બિલકુલ ગરીબ લોકોને લોખંડનાં પતરા મફત આપવામાં આવતાં હતાં તથા મધ્યમવર્ગના લોકો પાસેથી અડધી કીંમત લેવામાં આવતી હતી. કેટલીક પ્રસૂતિ કાળમાં મદદ આપવામાં આવી હતી. રેલમાં ફસેલા લોકોને વીશીમાં ખાવાની વ્યવસ્થા પણ થયેલી હતી. ઘરોની દુરસ્તીને સારૂ ઇંટ, ચુનો, સિમેન્ટ વાંસ, લાકડાં આદિની સહાયતા પણ આપી. પડી ગયેલાં મકાનોના કચરા સાફ

કેરાવ્યા. ઘણા સુતાર લુહાર આદિ કારીગરોને તેમનાં ઓજારો મંગાવી આપ્યાં. સ્ટેશન ઉપર રોકાઈ ગયેલા મુસાફરોને ટીકીટો કઢાવી આપી, તથા સ્કૂલ કોલેજના ઘણા વિદ્યાર્થીઓને પુસ્તકો મંગાવી આપ્યાં. સ્વામીજીની આજ્ઞાથી વડોદરાના ખારવા મંડળે જનતાની ઘણી મફત સેવા કરી. સહાયતાનું ઉક્ત વિવરણ તે સમયનાં વર્તમાનપત્રોમાં છપાયું હતું. સહાયતાને સારૂ બહારથી પતરાં આદિ જે સામાન લાવવામાં આવતો હતો તેના ઉપરનો મ્યુનીસિપાલીટીનો ટૅક્સ માફ કરાવેલો હતો. પતરાં મંગાવવામાં વડોદરાના સ્થાનીય ઑફીસર મણીલાલ નાણાવટી જેઓ પાછળથી 'રીઝર્વ બેંક ઓફ ઇન્ડિયા' ના ડેપ્યુટી ગવર્નર થયા છે તેમણે અનેક સવલતો આપી હતી.

આ રેલમાં નદી ઉપરનો ગોલા જાતિનો મકાનો સાથે આખો મહેલ્લો જ તણાઈ ગયેલો હતો. તે એટલે સુધી કે તેની જમીન પણ ફરી ઘર બાંધવા લાયકની રહેલી નહોતી તેમને સરકાર તરફથી વસવાટને સારૂ બીજી જમીન આપવામાં આવી. તેના ઉપર મકાનો બાધવામાં સ્વામીજીએ ઘણી સહાયતા આપી તેથી તે મહેલ્લાની વચ્ચેની જમીનને 'વિદ્યાનંદ ચોક' નામ આપવામાં આવ્યું અને તેનું ખાત મુહૂર્ત પણ સ્વામીજીને હાથે જ કરવામાં આવ્યું હતું. તે સમયે દિવાન સાહેબ, ચીફ એન્જીનીયર આદિ સરકારી અમલદારો તથા શહેરના અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપસ્થિત હતા.

## પ્રભુની વિચિત્ર લીલા.



જે સમયે સ્વામીજી રેલપીડિતોને સહાયતા પહોંચાડતા હતા. તે સમયે એક એવી ઘટના થઈ કે—એક મનુષ્યે સ્વામીજી પાસે પ્રાર્થના કરી કે, મારૂં સર્વ કાંઈ રેલમાં તણાઈ ગયુ છે. આપ મને કાંઈ સહાયતા આપો. સ્વામીજીએ સહાયતાનું રૂપ પૂછતાં તેણે જણાવ્યુ કે—ચાર ડબ્બા ઘાસતેલ, એક પમ્પ તથા એક થેલો મને મળી જાય તો હું મારૂં ગુજરાન ચલાવું. સ્વામીજીએ તેની માગણી પ્રમાણે સામાન અપાવ્યો તેમાં ત્રીસ બત્રીસ રૂપીયા થયા હશે. પ્રભુકૃપાથી તેણે તે કામમાં ઉન્નતિ કરી થોડા દિવસ પછી એક દુકાન ખોલી. જ્યારે તેમાં પણ તે કંઇક કમાયો ત્યારે મુંબાઇ ચાલ્યો ગયો.

જ્યારે તેર વર્ષ પછી સ્વામીજી મુંબાઈમાં કથા કરતા હતા ત્યારે એક

આદમીએ આવીને સો સો રૂપીયાની બત્રીસ નોટોની તેમનાં ચરણોમાં ભેટ કરી. સ્વામીજીએ પરિચય પૂછતાં તેણે ઉત્તર આપ્યો કે—આપ મને ઓળખતા નથી. પણ હું આપને ભૂલી શકતો નથી. પછી તેણે વડોદરાની રેલપીડિતાવસ્થામાં ચાર ડબ્બા ઘાસતેલ તથા થેલા આદિની સહાયતાનું વૃત્તાંત સંભળાવ્યુ. સ્વામીજીએ કહ્યું—આટલા બધા રૂપીયા કેમ આપો છો ? તેણે કહ્યુ—આપની કૃપાથી, હવે તેમ કરવાની મારી સ્થિતિ છે. પછી તેણે પોતાને ઘેર સ્વામીજીની પધરામણી કરાવી અને પચીસસોની નોટો ચરણમાં અર્પણ કરી. પૂછતાં જણાયું કે હાલ તેની પાસે દાદરમાં એક ચાલી છે અને મોટો વેપારી ગણાય છે.

આ બનાવ ઉપર સ્વામીજીએ જણાવ્યું કે—જે મનુષ્ય ગરીબ અવસ્થામાં ત્રીસ બત્રીસ રૂપીયાની નજીવી સહાયતા લેવાને આવેલો હતો, તે આજ આટલી મોટી રકમ આપવાને સમર્થ થયેલો છે. મહાત્માઓની કૃપાપૂર્વક આપેલી આશીર્વાદરૂપી સહાયતાને પ્રાપ્ત કરીને ઇમાનદારીની સાથે જે તેનો ઉપયોગ કરે છે તેને પ્રભુની કૃપાથી અમૃતોપમ ફળ મળે છે. જુવો પ્રભુનો મહિમા એ—

ચાહે સુમેરૂ કો છાર કરે, ઔર ધૂરિ કો ચાહે સુમેરૂ બનાવે ।
ચાહે તો રંક કો રાવ કરે, ચાહે રાવ કો દ્વારહિં દ્વાર ફિરાવે ॥
રીતિ યહી કરૂણાનિધિ કી, કવિ દેવ કહે બિનતી મોહિ ભાવે ।
ચિઉંટી કે પાવેં મેં બાઁધ ગયન્દહિં, ચાહે સમુદ્ર કે પાર લઘાવે ॥

માટે આપ યથા શક્તિ બીજાને સહાય આપો. પ્રથમ રજકણવત્ પ્રતીત થનારી વ્યક્તિ કોણ જાણે ક્યારે હીરાના જેવી ચમકવા લાગશે ? કોઇને પણ નગણ્ય સમજીને તેની ઉપેક્ષા કરશો નહીં.

## આણંદમાં તેલની મીલનું ઉદ્‌ઘાટન.




પછી થોડે દિવસે આણંદથી ત્યાંની મ્યુનીસિપાલિટીના પ્રેસીડેન્ટ પુરૂષોત્તમદાસ ગોરધનભાઈ તથા આશાભાઇએ આવીને કહ્યું—સ્વામીજી, આપને વરદ હસ્તે અમારે 'શ્રીકૃષ્ણ ઓઇલમીલ' નું ઉદ્‌ઘાટન કરાવવું છે. તેનો સ્વીકાર કરીને સ્વામીજીએ તે મીલનું ઉદ્‌ઘાટન કર્યું. લોકોના આગ્રહથી ત્યાં બે દિવસ ઉપદેશ કર્યો. આ પ્રસંગમાં સ્વામીજીના કેટલાએ શિષ્ય, ભક્તો પણ અમદાવાદથી આવેલા હતા, જે સ્વામીજીને અમદાવાદ લઇ ગયા.

અમદાવાદથી વડોદરે થઈ સ્વામીજી સુરત ગયા. ત્યા અખિલ ભારતવર્ષીય હિંદુમહાસભાનું વાર્ષિક અધિવેશન થવાનું હતું તેમાં કુર્તકોટી શંકરાચાર્ય, ડૉ૦ મુંજે આદિ અનેક પ્રતિષ્ઠિત નેતા આવવાના હતા. સભામાં સ્વામીજીને નિમંત્રણ કરવામાં આવ્યું. ત્યાં તેમનું તે જ દિવસે હિંદુસંગઠન ઉપર પ્રભાવશાળી વ્યાખ્યાન થયુ યથા—

# સુરતમાં હિંદુ સંગઠન ઉપર સ્વામીજીનું વ્યાખ્યાન.



જ્યાં સુધી હિંદુ જાતિ બળવાન નહીં થાય, ત્યા સુધી દેશનું ક્ષુબ્ધ વાતાવરણ શાંત થઈ શકવાનું નથી બળવાનને જ સંપત્તિનો એકમાત્ર અધિકારી થવાનો હક્ક મળી શકે છે. આર્યજાતિ સદાથી શાંત રહેલી છે. તેમનું ઐશ્વર્ય કોઇને પણ દુઃખદાયી થયેલું નથી. હિંદુ બળવાન હશે તો બીજાની રક્ષા જ કરશે અન્ય જાતિની પેઠે કોઇનો નાશ થવા દેશે નહી

દુર્બળતા વસ્તુતઃ એક અભિશાપ છે, પાપ છે, જે કમજોર હશે તેને કોઈ જીવિત રહેવા દેશે નહીં. જો તે જીવશે તો તેને ગુલામ બનીને રહેવુ પડશે. દુર્બળ ઉપર સર્વ કોઈ પોતાનું જોર અજમાવવાની ઇચ્છા રાખે છે વાસ્તવિક રીતે જોતા દુર્બળો, પ્રબળોને પાપકર્મ કરવામાં પ્રવૃત્ત થવાને લલચાવે છે. ઉપનિષદોમા કહેલુ છે કે—'नाययात्मा बलहीनेन लभ्य' અર્થાત્ નિર્બળ, આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી કે આત્મ સન્માન ટકાવી રાખી શકતો નથી 'संघे शक्ति कलौयुगे' આજકાલ સંગઠન, સમુદાયમા જ શક્તિ છે—

अल्पानामपि वस्तूना सहति कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नै र्बध्यन्ते मत्तदन्तिन ॥

ઘણા તૃણોને ભેગા કરી વળ દેવાથી તેમનામાં હાથીને પણ બાંધી લેવાની શક્તિ આવી જાય છે. વેદમાં 'सवदध्व सगच्छध्वम्' 'सहनाववतु सहनौभुनक्तु' આદિ મંત્રોથી સંગઠનથી કામ કરવાના મહત્વનું બોધન કરેલુ છે પરંતુ આજ હિંદ રાષ્ટ્ર એ ઉપદેશોને ભૂલી ગયેલું છે આજથી નહી દશવીસ ચાસ અગર વર્ષોથી નહીં, સો બસો વર્ષોથી પણ નહીં, પરંતુ લગભગ પાંચ હજાર વર્ષોથી આર્યજાતિ આ જ નૈતિક, આર્થિક તથા સામાજીક દુર્બળતાઓનો શિકાર બની

રહેલી છે. પ્રતાપી પ્રતાપનું ચિતોડ, પદ્મિની પ્રભૃતિ વિભૂતિયોની ચિતાથી આજ પણ ધગધગી રહેલું છે. અહલ્યાબાઈ, જવાહર, તારા, દુર્ગાવતી તથા લક્ષ્મીબાઈ આદિએ સતીસ્વરૂપ ધર્મયજ્ઞમાં આહુતિયો બનીને પોતાનાં બલિદાન આપ્યાં તો પણ હિંદુજાતિની કુંભકર્ણી નિદ્રા ભંગ થયેલી નથી.

વ્યાસ, વસિષ્ટ, ગૌતમ, પતંજલી અને માર્કંડેય પ્રભૃતિ ઋષિયોનાં જ્ઞાન-વિજ્ઞાનના અધિકારી, આચાર્ય શંકર, રામાનુજ, બુદ્ધ અને મહાવીર જેવા મહાપુરૂષોના અનુયાયી, કાળીદાસ, ભવભૂતિ, શ્રીહર્ષ, વરાહમિહિર અને કુલ્લુક ભટ્ટ જેવા દિગ્ગજ પંડિતોના ગ્રંથોના પાઠક તથા નાનક, કબીર, તુકારામ, તુલસી સૂર તથા મીરાંબાઈની ભક્તિનો ભક્ત હિન્દુ સમાજ, પોતાની સંસ્કૃતિ અને સભ્યતાને ખોઇને, દિપક ઉપર પતંગોની પેઠે, શું વિનાશની આગમાં પડવાને સારૂ આગળ વધતો જતો નથી ?

ઘણા ઇતિહાસવેત્તા કહે છે કે મહાભારતના યુદ્ધે જ હિન્દુ રાષ્ટ્રની પડતી આણેલી છે. પણ એ કથન વ્યાજબી જણાતું નથી. આર્ય જાતીયતા તે પહેલાં જ નષ્ટ થઈ ચૂકેલી હતી. અને તેથી જ મહાભારતનું યુદ્ધ થયું. તેને હજારો વર્ષ વીતી ગયાં, તે અરસામાં હરેક પ્રકારે પાછળ પડેલી અનેક વિદેશી જાતિયો આજ સભ્યતાના શિખરે પહોંચેલી છે. એક માત્ર હિન્દુ જાતિ જ એવી અભાગિણી છે કે, સમયની ગતિવિધી ઉપર કાંઈ પણ ધ્યાન ન આપતાં એક ઝંડા નીચે એકઠી થતી નથી, જ્યારે કે તેના જન્મ મરણનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. જેવા આ ઘરમાં અનેક છે, તેવા જ બહારના દેશોમાં પણ વિભિન્નતા છે.

હિંદુ જાતિનો એ અનેકતાનો રોગ ઘણો જુનો છે, સાંઘાતિક છે, એ વર્ષોની ગુલામી તથા અધાર્મિકતાનાં પાપોનું ફળ છે, તેમ જ તે હિંદુ જાતિના સુપુત્રોની અકર્મણ્યતાનું પરિણામ છે. પોતાની અકર્મણ્યતાને છૂપાવવાને સારૂ હિંદુ કહ્યા કરે છે કે—સાહેબ, આ સર્વ દોષ કળિયુગનો અગર રાજશાસનનો છે. પણ એ વાત બિલકુલ ગલત છે. પોતાનો દોષ છૂપાવવાને સારૂ તેને બીજાને માથે મઢી દેવો એ પુરૂષાપરાધ છે. શું, તમે તમારી વહુ બેટિયોની માનરક્ષા કરવાનું જાણો છો ? શું, તમે તમારા ભાઇઓની ઉપેક્ષા અગર તિરસ્કાર કરીને વિધર્મિ થવાને લલચાવતા નથી ? તમારા ધર્મને સંકટમાં દેખી, તેને ટાળવાને સારૂ શું, તમે તૈયાર થઈ જાઓ છો ? હર્ષ પ્રસંગોમાં તમારી વિધવાઓનાં અપમાન કરીને શું, તમે તેમને બીજાઓને સોંપી દેતા નથી ? તથા તમે હિંદુ ધર્મ ઉપર

અનુરાગ રાખનારાને ભેટવાનો સ્વીકાર કરો છો ? જો એ વાતો છે તો તમે તમારા દોષથી જ દૂષિત છો, તેમાં બીજાનો શો અપરાધ ?

મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી, છત્રશાલ, રામસિંહ, ગુરૂગોવિંદસિંહ અને બંદા વેરાગી આદિ વિભૂતિયોનાં ઉદાહરણ આપની સામે મોજૂદ છે કે ચાહે તેટલી આપત્તિયોમાં પણ તેમણે પોતાનો ધર્મ છોડયો નથી. અને તેમનાથી જ થોડેઘણે અંશે પણ હિંદુત્વ ટકી રહેલું છે.

હિંદુઓનું એક પ્રતિક ( ચિન્હ ) હોવું જોઇએ, કે જેના સન્માનને અર્થે સર્વ હિંદુ જાતિ એકત્ર થઈ શકે. તે જ પ્રમાણે હિંદુ જાતિનો એક સર્વ સામાન્ય ધાર્મિક તથા રાષ્ટ્રીય ગ્રંથ હોવો જોઇએ. તે 'શ્રીમદ્ ભગવદ્-ગીતા' જ થઈ શકે તેમ છે. અને પ્રતિક, ગૌમાતા થવાને યોગ્ય છે. પ્રથમ ગીતાને અપનાવો, તેને સંગઠનનું પ્રધાન સાધન બનાવો. નિર્ભય લોકોનું 'સંગઠન' લાભદાયી થઈ શકે છે. ગીતા 'नैनं छिन्दन्ति शस्त्राणि', 'अभयं सत्त्वसंशुद्धि' આદિ મંત્રોપદેશથી મનુષ્યને ભય કંપાદિથી રહિત કરે છે. અસ્તુ,

આ સંગઠનાત્મક વ્યાખ્યાન પછી નગરમાં બાલાજીના મંદિરમાં પણ ત્રણ દિવસ સુધી સ્વામીજીનું ગીતા ઉપર પ્રવચન થયું. ત્યાંથી કેટલાક સરકારી અમલદારો તથા ગૃહસ્થોના આમંત્રણથી સ્વામીજીએ નવસારી જઇને પાની મંગલોર નાયબ સુબાને બગલે નિવાસ કર્યો તથા ત્યાંના જીલ્લા જડ્જ મીઠાભાઈ, જીલ્લા કલેકટર નાડકરણી તથા નગરના શેઠ, ગૃહસ્થો તથા પ્રતિષ્ઠિત પારસીઓની ઉપસ્થિતિમાં આઠ દિવસ સુધી ગીતાનો ઉપદેશ કર્યો.

## નવસારીમાં પારસીઓને સ્વામીજીનો ઉપદેશ.





એક દિવસ ખાસ પારસીઓની સભામાં પણ સ્વામીજીએ ઉપદેશ આપેલો હતો, તેનો સારાંશ નીચે પ્રમાણે છે—

મિત્રો, પ્રભુના પ્રેમિયો, આપ લોકોનો ધર્મ ઘણો પ્રાચીન છે. હજરત ઈસા મસીહના પહેલાં લગભગ છ સો વર્ષ ઉપર ઈરાનમાં એક પ્રતાપી મહાત્માએ જે 'જરદુસ્તી' ધર્મ પ્રચલિત કરેલો હતો, તે પારસ ( ઇરાન ) દેશમાં પ્રચલિત હોવાને કારણે 'પારસી' કહેવાયો. ઈસાની સાતમી શતાબ્દીમાં મુસલમાનોએ આક્રમણ કરીને જ્યારે પારસ અગર ફારસ દેશ કબજે કર્યો, ત્યારે આપના

પૂર્વજો ધર્મ રક્ષણાર્થે ભારતવર્ષમાં ચાલ્યા આવ્યા. તે વખતે અહીંના હિંદુ શાસકોએ આપના પૂર્વ પુરૂષો પ્રતિ જે સર્વોત્તમ ઉદારતાપૂર્ણ વ્યવહાર કરેલો હતો, તેનો બદલો આપ લોકોએ આ દેશને, સ્વમાતૃભૂમિ સમજીને તથા સભ્યતા, ધન, વિદ્યા, શાંતિ આદિ સદ્ગુણ તથા સદ્વ્યવહારથી પોતાનો કરી દીધો.

આપ લોક અગ્નિપૂજક ( ગબ્ર ) પણ કહેવાઓ છો. પ્રાચીન ઈરાનવાસીઓનો વિશ્વાસ હતો કે અગ્નિ જ ઈશ્વર અને જીવની વચમાં એકત્વ કરવાનું એકમાત્ર સાધન છે, તથા સમસ્ત સૃષ્ટિની ઉત્પત્તિ અગ્નિથી થયેલી છે, તેથી અગ્નિની ઉપાસના કરવી, એ પોતાનો પરમ ધર્મ માનો છો. 'દ્રૂરે હું' બાદશાહે ઘણાં અપૂર્વ તથા ઉચ્ચ કોટીનાં મંદિર નિર્માણ કરીને તેમાં 'અગ્નિ કુંડો' ની સ્થાપના કરેલી હતી. એ 'કુંડ' કોઈ દેવતાના નામથી બનાવવામાં આવતા હતા. જેમ કે ચોથા નંબરના 'નવ બહાર' નો 'અગ્નિકુંડ' ચંદ્રમાના નામથી બનાવવામાં આવ્યો. અહીંના નાનાનાના પૂજારી કોઈ મોટા ધનાઢ્યથી કમ નહોતા. નાનાનાના પૂજારીઓને રહેવાને સારૂ ત્રણ સો સાઠ કોટડિયો હતી. પ્રભાવશાળી મુખ્ય પૂજારી આગળ મોટા મોટા રાજા મહારાજા નત મસ્તક થતા હતા. અહીં 'જરદુસ્તે' થોડા દિવસ એકાંતવાસ કરેલો હતો તથા અહીં એક ઈરાનના વૃદ્ધ બાદશાહે આજન્મ વાસ કરેલો હતો. એ મંદિર તથા તેના પૂજારી હિંદુ જાતિના મઠ તથા મંદિરો જેવા હતા. પારસીઓનો અગ્નિ પૂજા પ્રકાર પણ આર્ય જાતિને મળતો છે. વૈદિક લોક પણ અગ્નિ પૂજે છે. ગુજરાત દેશની સાધારણ બોલચાલની ભાષામાં અગ્નિને 'દેવતા' કહે છે. 'अग्निमीले पुरोहितम्' આદિ અનેક વૈદિક મંત્રોમાં, અગ્નિનું સન્માન કરવામાં આવ્યુ છે. અગ્નિહોત્રધારી વૈદિક લોક અગ્નિને કદી પણ હોલવાવા દેતા નથી. ગીતામાં—

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

એમ કહીને ભગવાને અગ્નિને પોતાનું રૂપ જણાવેલું છે. આપની ઘનિષ્ટતા હિંદુઓ સાથે વધારે છે, કારણ કે આપ લોક ગોભક્ત છો. ગોમૂત્ર પાન કરવાનું પણ અનુચિત સમજતા નથી. બળદ (વિશેષે કરીને ધોળો) ની ઘણી પ્રતિષ્ઠા કરો છો. અગ્નિને અતિ પવિત્ર સમજીને શબને અગ્નિદાહ કરતા નથી. અગ્નિમાં સુખડનો હોમ કરો છો. કે જેવી રીતે આર્યલોક અગ્નિમાં સુગંધિ દ્રવ્યો નાખે છે. આપ લોકોના અંત્યેષ્ટિ સંસ્કાર 'પાવી' ( ગોળ કુવો ) માં થાય છે. આર્ય લોક પણ—

મરના ભલા વિદેશકા, જહાં અપના નાહં કોય ।
માટી ભખે જીનાવરા, કોટિ યજ્ઞ ફળ હોય ॥

એ કહેવતનું અનુમોદન કરે છે. પારસીઓનો વિશ્વાસ છે કે મૃતકનો આત્મા ત્રણ દિવસ સુધી આ લોકમાં રહે છે હિંદુઓમાં પણ કેટલાક લોકોની, જીવાત્માના સંબંધમાં, તે અંતરિક્ષમાં ઘુમતો રહે છે એવી ધારણા છે. આપ લોકોના મુખ્ય ધાર્મિક ગ્રંથ 'ઝીન્દાવસ્તા' ની ભાષા સંસ્કૃતને મળતી છે. હવે તો આપની માતૃભાષા ગુજરાતી થઈ ગયેલી છે. આપ લોક યજ્ઞોપવિત તરીકે 'કસ્તી' પહેરો છો. વાત એ છે કે પારસી અને વૈદિક સિદ્ધાંતોની સામ્યતા એટલી સ્પષ્ટ છે કે તેમની એકતામાં કોઈ સંદેહ કરી શકે તેમ નથી.

આપ લોક પહેલા હિંદુ છો, પછી બીજા કોઈ. આપના ધર્મ પુસ્તકોમાં આર્ય ઋષિયોની કથા આવે છે. 'જરદુસ્તી' ગ્રંથમાં લખ્યુ છે કે—"ઇશ્વર જરદુસ્તને કહે છે કે—વ્યાસ નામક એક ઘણો બુદ્ધિમાન બ્રાહ્મણ, જેના સમાન પૃથ્વી ઉપર કોઈ નહીં હોય, તે ભારતવર્ષથી આવશે, તે તમને, 'વિશ્વનો રચયિતા કેવળ ઇશ્વર જ કેમ નથી ?' એવો પ્રશ્ન કરશે" ઇત્યાદિ. પારસી ગ્રંથોના લેખાનુસાર બંને મતોના આચાર્યોનો મેળાપ, એ મહત્વપૂર્ણ ઘટના છે. પવિત્ર વૈદિક ધર્મ અને જરદુસ્તી મત એક જ જેવા છે. બુદ્ધ સમાન જરદુસ્ત એક આર્ય સુધારક હતા.

સજ્જનો, આપની જાતિ ઘણી સભ્ય છે, શાંત છે. તેની સાથે ઇસાઈ, મુસલમાન, હિંદુ સર્વ પ્રેમ કરે છે અને સંબંધ જોડવાની ઇચ્છા રાખે છે. શ્રી દાદાભાઇ નૌરોજી, સર ફીરોજશાહ મહેતા, સર રતન ટાટા આદિ મહાપુરૂષો એ રાષ્ટ્રીય તથા વ્યાપારિક ક્ષેત્રમાં જે કામ કરેલા છે તેને સારૂ પ્રત્યેક ભારતીય ગર્વ લે છે આપની જાતિ ઉપર દરિદ્ર દેવતાનો કોપ નથી. આપની કોમમાં સાધારણ આદમી પણ સંપન્ન પ્રતીત થાય છે

પરન્તુ હવે આપની જાતિમાં કેટલાક એવા દોષોએ પગપેસારો કર્યો છે કે, ભવિષ્યમાં કોઈ ફુલી ફળી શકવાનો સંભવ ઘણો જ થોડો છે, જીવનનું ખર્ચ ઘણું જ વધારી દીધુ છે. જે કોઇને સારૂ પણ ભવિષ્યમા અભિશાપરૂપ થઇ પડે છે. હજી સુધી દુનિયા એમ જ જાણતી રહી છે કે—પારસી ગરીબ હોતા નથી. પણ હવે કેટલાક વિવાહિત પારસી એવા પણ થતા જાય છે કે જેમને પોતાનાં બાળ બચ્ચાંનું પોષણ કરવાનું પણ કઠણ પડે છે. પારસી જાતિ ફેશનની ગુલામ થતી જાય છે પ્રાચીન ધર્મ કર્મ ઉડતાં જાય છે, અને તેની

સાથે શાંતિ અને સ્વાસ્થ્યમાં પણ ક્ષતિ થતી જાય છે. સાંભળવામાં આવ્યું છે કે નવસારીની તાડી ઘણી વખણાય છે, તેને પીવાનું વ્યસન પારસી સ્ત્રી પુરૂષોમાં ઘણું વધેલું છે.

આપના પૂર્વજોએ આ દેશમાં આવી અટૂટ પરિશ્રમથી જે સંપત્તિ તથા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, તેને આપ પવિત્ર વારસો સમજીને સુરક્ષિત રાખજો. એ વાત કદી પણ ભૂલશો નહીં કે, તપોમય જીવન જ જીંદગી છે અને ભોગપરાયણ જીંદગી મોત છે. જે પાશ્ચાત્ય લોકોના વિલાસી જીવનનું આપ અનુકરણ કરો છો, તે કોણ છે તે તમે જાણો છો ? તેઓ સ્વતન્ત્રતા દેવીના મસ્તાન પૂજારી છે, અતુલ ઐશ્વર્યના અધિષ્ઠાતા છે, તેઓ બળવાન છે, જ્ઞાની છે, ધની છે, માની છે, તેની સાથે વીર પણ છે. વેરાન પ્રદેશોમાં શાસન કરે છે, યુદ્ધોમાં લોહી વહેવડાવે છે, પાઠશાળાઓમાં રાત દિવસ બુદ્ધીની ઝીણવટથી પ્રયોગો કરે છે. નિડર બનીને અથાગ પાણીમાં મરજી પડે ત્યાં જવાનું સાહસ કરે છે તથા ભય કંપાદિથી રહિત થઈને હવામાં ઉડે છે. એવા લોકોના વિલાસ, આમોદ પ્રમોદ કંઇક ઠીક પણ લાગે છે.

હું એમ નથી કહેતો કે કોઈએ મન બહેલાવવું નહીં. મારૂં કથન તો એ છે કે, એક ભારતવાસીને સારૂ ઘોડદોડમાં શરતો લગાવવી એ શોભાપ્રદ છે કે દેશના લાચાર લોકોને સારૂ અન્ન, આરોગ્ય અને પાઠશાળાઓની વ્યવસ્થા કરવી એ ઠીક છે ? આપ લોક ગીતાનો અભ્યાસ કરો, તેમાં બતાવેલી દૈવી સંપત્તિને અપનાવો, જે કાંઈ ત્રુટિયો આવી ગયેલી છે તેને દૂર કરો. અને આગળને સારૂ સંભાળી લો. બસ.

એક દિવસ 'થીયોસોફીકલ સોસાયટીના મેમ્બરો તરફથી પણ સ્વામીજીને બોલાવી તેમને સભાપતિનું સ્થાન આપ્યું, ત્યાં તેમણે ગીતા ઉપર પ્રવચન કર્યું. કેટલાક લોકો જે ત્યાંના જ હતા, તેમના આગ્રહથી એક દિવસ ગણદેવી જઈ ત્યાં પણ ગીતા ઉપર પ્રવચન કર્યું. ત્યાંથી વડોદરે આવીને કાછીયાની વાડીમાં શ્રી કૃષ્ણ ભજન મંડળી તરફથી પુરૂષોત્તમ માસમાં, ગીતાનો 'નવાહ' એટલે કે નવ દિવસમાં ગીતાના અઢારે અધ્યાય કહેવાનો ઉત્સવ કરવામાં આવ્યો. તેનો હજારોની સંખ્યામાં જનતા લાભ લેતી હતી. ત્યાંથી અમદાવાદ, નાગપુર, થઈને કાશી આવ્યા. જ્યાં, કર્નલ રવીરાવ, સેટલમેન્ટ ઑફીસર ઉમરાવવિહારી તથા રિટાયર્ડ સરસુબા રા. બા. બાલમુકુંદ સાહેબ આદિના આગ્રહથી સ્વામીજી ગ્વાલિયર ગયા. ત્યાં લશ્કર શહેરમાં એક માસ પ્રજામાં ગીતા ઉપર

પ્રવચન કર્યું તથા પંદર દિવસ ગ્વાલિયર રાજમહેલમાં ગીતાની કથા કરી. રાજમહેલના પ્રવચનમાં માત્ર રાજકુટુંબ, સરકારી ખાતાંના મુખ્ય અમલદારો, સરદારો તથા આમંત્રિત વિદ્વન્મંડળીને જ આવવાની આજ્ઞા હતી. વર્તમાન મહારાજા સાહેબ નિત્ય આવીને વ્યાસપીઠ ઉપર બેઠેલા સ્વામીજીની પૂજા કરી મસ્તક ઉપર પંઢરપુરનો બુકકો ( એક પ્રકારની ભસ્મ ) લગાડતા હતા. તેમણે સ્વામીજી પાસે ગીતાના પંદરમા અધ્યાયનું શ્રવણ કરી તેનો અભ્યાસ તે સમયમાં કરેલો હતો તથા કથામાં સર્વ સરદારોના બાલકોને સાથે લઈને બેસતા હતા. સમાપ્તિને દિવસે સ્વામીજીની પૂજા કરી અને પ્રાચીન અકબરી મહોરો તથા આઠ જોડી દુશાલાની ભેટ કરી. સ્વામીજી સાથે કેટલાક મહાત્માઓ તથા મહંત હરનારાયણગિરિજી પણ હતા, તેમનું પણ રાજ તરફથી પૂજાસન્માન કરવામાં આવ્યું હતું.

સ્વામીજી બે વર્ષ પહેલાં પણ એક વખત ગ્વાલિયર ગયા હતા, તે વખતે તેમની સાથે શ્રી મહાનિર્વાણી અખાડાના સો સંત મહાત્માઓ હતા. તે વખતના તેમના શિષ્યો, સેવક તથા ગ્વાલિયરના મહારાજા સાહેબ શ્રી માધવરાવ સિંધિયા સ્વામીજીના દર્શને આવતા હતા. એક દિવસે સ્વામીજીએ તેમને ઉપદેશ આપતાં કહ્યું—' આપ એક ઘણા મોટા રાજ્યના નરપતિ છો. ' એ સાંભળી, તેમણે નમ્રભાવે ઉત્તર આપ્યો—' હું નરેશ નહીં, પણ પ્રજા, જનતા જનાર્દનનો સેવક છું ' એ મહારાજા એવા ઉદાર, નિષ્પક્ષપાતિ તથા ધર્મ સહિષ્ણુતાવાળા હતા કે, તેમણે પોતાના રાજકીય બગીચામાં એક તરફ સનાતન ધર્મનું હિંદુમંદિર, બીજી તરફ શીખોનું ગુરૂદ્વાર તથા ત્રીજી તરફ મુસલમાનોની મસ્જીદ કરાવેલાં હતાં. તેઓ એ ત્રેણે સ્થાનો સ્વામીજીને બતાવવાને લઈ ગયા હતા. તેમણે સ્વામીજીને શિવપુરીમાં ગણેશ ઉત્સવ ઉપર બોલાવ્યા હતા. ત્યાં કદીકદી મહારાજા સાહેબ ખુદ ભગવી અલફી પહેરી હાથમાં કરતાલ લઈ કીર્તન કરતા હતા.

## કરનાળીમાં ગીતામંદિરની સ્થાપના.






મહંત હરનારાયણગિરિજી સ્વામીજીની સાથે કાશીથી ગ્વાલિયર આવેલા હતા. એક દિવસ તેમણે કહ્યું—સ્વામીજી, કોઈ તીર્થમાં આપણું એક સ્વતંત્ર સ્થાન થવું જોઇએ. સ્વામીજીના 'ત્યાં રહેશે કોણ ?' એમ પૂછવાથી મહંતજીએ કહ્યું— 'હું રહીશ'. પછી સ્વામીજીએ કહ્યું–'આપને આજન્મ સદૈવ રહેવું પડશે.' મહંતજીએ એ વાતનો પણ સ્વીકાર કર્યો. અસ્તુ,

થોડા દિવસ પછી ગ્વાલિયરથી વડોદરે આવીને જ્યારે સ્વામીજી ત્યાં કથા કરતા હતા ત્યારે બે ચાર ગૃહસ્થ શિષ્યોએ આવીને કહ્યું કે, કરનાળીમાં એક મકાન વેચવાનું છે, તેને લેવામાં આવે તો ઠીક થાય. સ્વામીજીએ કહ્યું—એ કામ પૈસાથી બની શકે, તે અહીં કયાંથી ? એટલે શેઠ રણછોડદાસ હરગોવિંદદાસ ઠક્કરે તથા ડભોઈવાળા શેઠ ચુનીલાલ ગિરિધરદાસે કહ્યું—આપ પૈસાની ફિકર ન કરશો. અમે અડધાઅડધા આપીશું, આપ અને આપની સાથે અમે પણ કદીકદી કરનાળી આવતા જતા રહીશું. ત્યાં રહેવાની સગવડ સારૂ એ મકાન લઇ લેવાથી ઠીક પડશે. સ્વામીજીએ કહ્યું—'તમારા બંનેના નામ ઉપર ખરીદી લો.' તે સાંભળી તેમણે કહ્યું—અમે એ કામ ગુરૂજીને સારૂ કરીએ છીએ. અમારૂં સ્વત્વ રાખવાની ઇચ્છા નથી. એ કામ ગુરૂ અર્પણ થશે. સ્વામીજીએ મના કર્યા છતાં પણ તે મકાન સ્વામીજીના નામ ઉપર ખરીદવામાં આવ્યું. તે મકાનને મંદિરના રૂપમાં ફેરવી નાખવામાં જે વ્યય થયો તથા તેમાં જે સાધનોની જરૂર હતી, તે સર્વે ગોવિંદલાલ રાજનગરવાળા, દલસુખભાઇ મનસુખભાઈ ભાણા, લાલભાઇ ચુનીલાલ શરાફ તથા રતનલાલ વગેરે તરફથી પૂરૂં કરવામાં આવ્યું. સ્વામીજીએ તે મકાનનું નામ પહેલેથી જ 'ગીતામંદિર' રાખેલું હતું. તેની ઉદ્દઘાટન વિધિ સંવત્ ૧૯૮૫ ના કાર્તિક શુકલ ચૌદશને રોજ કરવામાં આવી હતી. તેનું સાધારણ વિવરણ નીચે પ્રમાણે છે.

આ મંદિરની સ્થાપના સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની અધ્યક્ષતામાં ધાર્મિક વિધિપૂર્વક થઇ હતી. તે પ્રસંગે અમદાવાદ, વડોદરા, આણંદ, નડિયાદ, ભરૂચ, સુરત, પાદરા આદિના ભાવિક ભક્તોની ભીડ જામવાનો સંભવ હોવાથી, તેમ જ કરનાળી નાનું ગામ હોવાથી ત્યાં આવશ્યક સાધનો મેળવવાની સવડ ન હોવાથી છ માસ પહેલાં જ સ્વામીજીએ ઠક્કર હિંમતલાલ રણછોડદાસ તથા મહંત શ્રી હરનારાયણગિરિજીને પ્રબંધને સારૂ નિયુક્ત કર્યા હતા. ઉત્સવના થોડા દિવસ પહેલાંથી જ વડોદરા અમદાવાદથી લોકો આવવાની શરૂઆત થઈ ગયેલી હતી. મંદિરનું ઉદ્દઘાટન કરવાને સારૂ સેંકડો મહાત્માઓને સાથે લઇને કાશીનિવાસી સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજ મહામણ્ડલેશ્વર સ્પેશીઅલ ટ્રેન માર્ફતે પધાર્યા હતા. મહામંડલેશ્વરજીને લેવાને સ્વામીજી ડભોઈ સામા ગયેલા હતા, તે સમયે ટ્રેનમાં તથા સ્ટેશનો ઉપર 'ગીતામાતા કી જય, વિદ્યાનંદજી મહારાજ કી જય, મહામંડલેશ્વરજી મહારાજ કી



શ્રી નર્મદાજીમાં થી કરનાળી ગીતામંદિરનો દેખાવ. श्री नर्मदाजी के बीच से करनाली गीतामन्दिर का दृश्य।

જય ' ના ઘોષથી તથા ભજન કીર્તનની ધ્વનિથી અને સ્વય સેવકોના બેન્ડના અવાજથી આકાશ ગુંજી ઉઠતું હતું. ચાણોદ સ્ટેશનથી મોટા જલુસ સાથે સર્વ સંત તથા ભક્ત મંડળી મંદિરમાં આવી. આગન્તુક જનતાની સવડને સારૂ 'ઓર' નદીમાં કામ ચલાઉ પુલ બાંધવામાં આવેલો હતો. વિજળીના કારખાનદાર સ્વર્ગીય શેઠ ધીરજલાલ ચુનીલાલે ખાસ એન્જીન લાવીને પ્રકાશનો પ્રબંધ કર્યો હતો. પ્રાતઃકાળમાં આગંતુક જનતા તથા મહાત્માઓએ નર્મદાસ્નાન કરીને સ્વામીજીની સાથે સંપૂર્ણ ભગવદ્‌ગીતાનું પારાયણ કર્યું. પછી હિંમતભાઈ રણછોડદાસ તથા જીવણલાલ ચુનીલાલ એ બે ગૃહસ્થોને હાથે, પંડિત બદ્રીનાથ કાશીનાથ શાસ્ત્રી, વેદાંતકેશરી શ્રી છોટુ મહારાજ, અમૃતરામશાસ્ત્રી તથા શંકરલાલ શાસ્ત્રીએ વિધિપૂર્વક પૂજા કરાવીને ગીતાની સ્થાપના કરાવી. અને સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજ મહામંડલેશ્વરના કરકમળથી ગીતામંદિરનું ઉદ્‌ઘાટન કરાવ્યું.

આ અવસર ઉપર રાજકુમાર શ્રી ધૈર્યશીલરાવ મહારાજ, શ્રીલાલસિંહરાવ ગાયકવાડ, ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ મણીલાલ મહેતા, પોલીસ કમીશ્નર ઘાટગે સાહેબ આદિ ભક્ત મંડલી સાથે પધાર્યા હતા. સ્વામીજીએ તેમનો બે ગીતોનાં પુસ્તકોથી સત્કાર કર્યો હતો તથા મંદિરની સ્થાપનાને અંગે એક મહાયજ્ઞ પણ કર્યો હતો. જેમાં સર્વ આગંતુક વિદ્વાનોનો સત્કાર કરી નગર ભોજન કરાવવામાં આવ્યું હતું. દિવસના ભાગમાં સર્વ ધાર્મિક કૃત્ય થઈ ગયા પછી નર્મદા તટના સોમનાથઘાટ ઉપર પૂર્ણિમાની ચંદ્રિકામાં નવ દસ હજાર ભાવિક સ્ત્રી પુરૂષના સમૂહ સમક્ષ સ્વામીજીનું વ્યાખ્યાન થયું હતું. પ્રથમ પંડિત યમુનાશંકરજીએ સ્વરચિત સ્વાગત ગીત ગાયા પછી કહ્યું કે–' ગીતા મંદિરની સ્થાપનાથી કરનાળી ક્ષેત્રની મહિમાપ્રસિદ્ધિમાં વધારો થયો છે. ' પછી સ્વામીજીએ વ્યાખ્યાન કરતાં કહ્યું કે–'આજ પ્રભુ ભક્તિ તથા ગીતા સ્મરણને સારૂ હજારો નરનારી નર્મદાજીના તટ ઉપર પૂર્ણમાસીને દિવસે એકત્રિત થયેલાં છે. આ પ્રસંગ કરનાળી ક્ષેત્રના ઇતિહાસમાં મહત્વનો ગણાશે. હિંદુઓના મનમાં જેવી રીતે ગંગા યમુનાની પવિત્રતા ઉપર વિશ્વાસ છે, તેવી જ રીતે આર્ય જાતિને 'નર્મદા' પણ છે. સત્યનારાયણ દેવની કથા, જે ગુજરાતમાં ઘેરેઘેર થાય છે અને જેનો પ્રચાર આખા ભારત દેશમાં છે તેના પ્રત્યેક અધ્યાયના અંતમાં 'સ્કંદપુરાણે રેવાખંડે' લખેલું છે. એ જ રેવાજીનું બીજું નામ નર્મદા છે. રેવાખંડનું માહાત્મ્ય ગુજરાત દેશમાં આદરપૂર્વક ઘેરઘેર ગવાય છે. લોકો ગામેગામ શિવજીના



શ્રી નર્મદાજીમા થી કરનાળી ગીતામંદિરનો દેખાવ. श्री नर्मदाजी के बीच में करनाली गीतामन्दिर का दृश्य।

બાણની પૂજા કરે છે, પરંતુ નર્મદેશ્વર મહાદેવ જેવું માહાત્મ્ય બીજાનું નથી. પહાડના પત્થરના ટુકડા થઈ થઇને પાણીમાં પડે છે, અને ત્યાં ઘસડાઇ, ઘસાઈ લાંબા, ગોળ ચિકણા થાય છે ત્યારે તેમને નર્મદેશ્વર કહેવામાં આવે છે અને ઘેરઘેર તેમની પૂજા થાય છે. ગીતામાં—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।

એ પ્રકારે ભગવાને કહ્યું છે, એટલે કે જગતમાં જે જે કાંઈ છે તે મારૂં જ સ્વરૂપ છે. જ્યારે પત્થરના ટુકડા ઘસાઇ, ધોવાઈને લાંબા ગોળ થઇને શંકરના રૂપમાં પૂજાય છે, તો પછી મનુષ્ય, જેને ઉક્ત વાક્યમાં પોતાનો અંશ કહેલો છે તે નર્મદાજળમાં સ્નાન કરીને શું પવિત્ર ન થઈ શકે ? અવશ્ય થશે. પ્રભુનું ભજન સર્વ ઠેકાણે થઈ શકે છે પણ અહીં કરવામાં ખાસ વિશેષતા છે. કારણ કે—

रेवातटे तपः कुर्यान्मरणं जाह्नवीतटे ।

કહેલું છે. દેશ, કાળ, પાત્ર ભેદથી ક્રિયામાં પણ વિભિન્નતા આવી જાય છે. રેવા ઉપર તપ કરનારા, નરનારાયણ થઇ જાય છે, તીર્થનું એ માહાત્મ્ય છે. લોકો તીર્થમાં જઇ કોઇ ફળનો ત્યાગ કરવાનો નિયમ લે છે, પણ ગીતામાં 'सङ्गं त्यक्त्वा फलानि च' 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' ઇત્યાદિ વાક્યો થી 'કર્મફળ' નો ત્યાગ કહેલો છે. તેનો ભાવ એ છે કે, મનુષ્ય નિષ્કામ ભાવથી કામ કરે. પછી તો 'योगक्षेमं वहाम्यहम्' અનુસાર, પ્રભુ તેનાં સર્વ પ્રયોજનોને સિદ્ધ કરવાની જુમેદારી પોતાને માથે લે છે. સકામ કર્મ બંધનનો હેતુ થાય છે. (ગીતાના વિષયમાં જેને કાંઇ વધારે જાણવાની ઇચ્છા હોય તેણે સ્વામીજી દ્વારા નિર્મિત 'ગીતાગૌરવ ભાષ્ય' જોવું ).

લોકોને ગીતાનું યથાર્થ જ્ઞાન થાય, તેનો પ્રચાર સર્વસાધારણમાં સદા થતો રહે, સર્વ ઉપદેશ સાંભળે, ગીતા વાંચે, ભણે તથા મનન કરે એવા ઉદ્દેશને લઇને આ ગીતા મંદિરની સ્થાપના કરવામાં આવી છે. વાત એ છે કે, ગીતા સર્વ જગતમાં માન્ય ગ્રંથ છે, તેમાં કોઈ સંપ્રદાયનું ખંડન નથી, તેમ જ કોઇનું મંડન પણ નથી. એ યથાર્થતાપૂર્ણ પ્રભુનો વિશુદ્ધ જ્ઞાનભંડાર છે, ભગવાન શ્રી શંકરાચાર્યજી મહારાજે—

गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

# સ્વામીજી ખાદીધારી.




સંતરામજીના ઉત્સવ ઉપર નડિયાદમાં સ્વામીજીનાં વ્યાખ્યાનોની જનતા ઉપર એટલી તો પ્રભાવશાળી અસર પડી કે, ત્યાંની જનતાએ સ્વામીજીને હાથે નડિયાદ ખાદી પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરાવ્યું. તે પછી મુંબાઇ કાઉન્સિલ (ધારાસભા) નાં કોંગ્રેસી મેમ્બર, સ્વામીજીનાં શિષ્યા સૌભાગ્યવંતાં નન્દૂબ્હેન ડૉ૦ કાનુગાએ કહ્યુ કે—'સ્વામીજી, આપ શુદ્ધ ખાદી જ પહેર્યા કરો' સ્વામીજી બોલ્યા—'એ વાત ઠીક છે, હું તેમ કરવાનો પ્રયત્ન કરીશ. હું વિરક્ત સન્યાસી છુ, મારે જ્યા ત્યાં જવું પડે છે. ત્યાં જેવું કોઈ આપે, તેનાથી જ કામ ચલાવી લેવું પડે છે. તેથી નિયમ લેવાનું તો જરા ભારે પડે.' નન્દૂ બ્હેને કહ્યું—' જ્યાં સુધી આરૂં શરીર છે ત્યાં સુધી હું આપને ખાદી પહેરવાને મોકલાવીશ.' ત્યારથી આજ સુધી સ્વામીજી ખાદી જ પહેરે છે. તથા સ્વામીજીના કોંગ્રેસી શિષ્ય લોક પણ ગુરૂ પૂર્ણિમા ઉપર તેમને ખાદીની જ ભેટ મોકલે છે. જે અન્ય ખાદીધારી મહાત્માઓના ઉપયોગમાં પણ આવે છે.

# રાયપુર તથા નાગપુરમાં ગીતાપ્રચારનો પહેલો અવસર.




છી સ્વામીજી અમદાવાદ થઇને શ્રી મહાનિર્વાણી અખાડાના નિમંત્રણથી રાયપુર ગયા. ત્યાના શેઠ બાળકૃષ્ણ નાથાણી બિકાનેરવાળાના તરફથી સર્વ પ્રકારની, કથા તથા ભોજન આદિની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી ત્યાં એક માસ કથા કરીને છોકરાઓને ગીતા પારિતોષિક આપ્યુ ત્યાથી સ્વામીજી તથા શ્રી મહાનિર્વાણી અખાડાનું પંચ સાથેસાથે જ નાગપુર ગયા ત્યાં સીતાબર્ડી પટવર્ધન ગ્રાઉન્ડ ઉપર ગીતાપ્રવચન શરૂ કર્યું ત્યાના લોક ઉપર ગીતાનો એટલો પ્રભાવ પડ્યો કે પટવર્ધન ગ્રાઉન્ડનું નામ બદલી, તેનું 'ગીત ગ્રાઉન્ડ' નામ રાખ્યું. આજ પણ તે જ નામથી તેની પ્રસિદ્ધિ

એમ કહીને ગીતાના ગુણાનુવાદ ગાયેલા છે. આચાર્ય શ્રી રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, સહજાનંદજી તથા તેવે જ પ્રકારે શ્રી જ્ઞાનદેવ, તુકારામ, એકનાથ આદિ જ્ઞાની ધ્યાનિયોએ ગીતા ઉપર પોતાના ઉપદેશોનો પાયો રાખેલો છે. તથા સર્વ સંપ્રદાય ગીતાથી અનુમોદિત બતાવવામાં આવે છે, એટલે કે સર્વ આચાર્યો પોતપોતાના સંપ્રદાયને ગીતા સિદ્ધાંતાનુકૂળ બતાવવાની અગર બનાવવાની ચેષ્ટા કરે છે. તેનાથી સર્વ કોઇથી સમજી શકાય તેમ છે કે, ગીતામાં કેટલું પ્રામાણ્ય છે. યુરોપના પ્રાચીન દાર્શનિક અરસ્તુ ( એરીસ્ટ્રોટલ ) વગેરે તત્ત્વજ્ઞોએ તથા તિલક આદિ અહીંના પંડિતોએ ગીતા ઉપર ઘણું લખ્યું છે. ગીતા ઉપર જર્મન ભાષામાં એકસો છ ભાષ્યો ( ટીકાઓ ) લખાયેલી છે, તેના સિવાય લેટિન, ગ્રીક્, ફ્રેંચ, ઇંગ્રેજી તથા ફારસી આદિ વિદેશી ભાષાઓમાં ગીતા ઉપર સાહિત્ય છે, જગન્માન્ય સર્વોપયોગી ગ્રંથ જો જગતમાં કોઇ પણ થઈ શકે તેમ હોય તો તે ગીતા છે. કોઈ પુસ્તકનો પ્રચાર રાજનૈતિક પ્રભાવથી અગર વિપુલ ધન વ્યયથી ભલે વધારે થયેલો હોય, પરંતુ તત્ત્વ દ્રષ્ટિથી ગીતાના જેવો પ્રચાર જગતમાં બીજા કોઈ ગ્રંથનો થયેલો નથી. આ પુસ્તકમાં પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાનનો ઉપદેશ છે. શ્રીકૃષ્ણ ભગવાન પૂર્ણાવતાર હતા, તેથી તેમનું જ્ઞાન ( ગીતા ) પણ સંપૂર્ણ તત્ત્વમય છે. આ પુણ્ય ક્ષેત્રમાં ગીતા મંદિરની સ્થાપનાથી શ્રીકૃષ્ણની વાણી ગીતાના પ્રચારને ઘણો વેગ મળી શકશે. આ સંસ્થાથી જૈન, બૌદ્ધ, શીખ, આર્ય આદિ સર્વ હિન્દુ સમાન લાભ લઈ શકશે. આ તો જીવનની અશાંતિ અને કલહપૂર્ણ સ્થિતિ દૂર કરવાનું સ્થાન છે. ભાવી સંતતિ સંસ્કૃત તથા ધર્મિષ્ટ થાય, તેને કલેશ કલહને બદલે શાન્તિ સુખમય જીવન પ્રાપ્ત થાય, તથા તે પોતાનું મનુષ્ય કર્તવ્ય સમજવાને સમર્થ થઈ શકે તેને સારૂ પ્રત્યેક માતા પિતાએ, હરેક આચાર્ય અને ધર્મ ગુરૂએ તથા શિક્ષકોએ પોતાને આધીન વ્યક્તિ પ્રતિ ગીતા શ્રવણ તથા અધ્યયનનું પ્રોત્સાહન આપવું જોઇએ.

દુઃખની સાથે કહેવુ પડે છે કે આજકાલ જનતામાં સંસ્કૃત ભણવાનો અભાવ વધતો જાય છે, તો પણ તેમાં આશાનો સંચાર એ જ છે કે, હવે ગુજરાત પ્રદેશમાં ગીતાપ્રચારમાં ભાગ લેવાની અભિરૂચિ વધી રહેલી છે. તેનું પ્રમાણ, આ ગીતા મંદિરની સ્થાપનાના અવસર ઉપર આ જન સમૂહ ઉત્સાહ પૂર્વક એકત્ર થયો છે એ છે. આપ લોક આપના ઘરનાં કામકાજ, દુકાન, મીલ કારખાનાં અને ઘર કુટુંબિયોને ભૂલીને પ્રભુના પ્રેમ સાગરમાં નિમગ્ન થઈ રહેલા

છો, તે આ પવિત્ર સ્થાનનો મહિમા છે, કે જ્યાં બેસીને આપ લોકોનું રોમરોમ ગીતાપતિની ભક્તિ ક્રીડામાં રમી રહ્યું છે.'

સ્વામીજીના આ પ્રવચન પછી પં૦ શ્રી છોટુ મહારાજ તથા સ્વામી શ્રી કૃષ્ણાનંદજીનું ગીતા તથા મંદિરના મહત્વ ઉપર વ્યાખ્યાન થયું. પછી મહામંડલેશ્વર સ્વામી શ્રી જયેન્દ્રપુરી મહારાજે પોતાના વ્યાખ્યાનમાં ગીતામંદિરની ઉપયોગિતા તથા સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજના ગીતા પ્રચાર કાર્યનાં વખાણ કરતાં કહ્યું—'હું નર્મદા માતાને પ્રાર્થના કરૂં છું કે, આ ગીતામંદિરની શાખા પ્રશાખાઓ આખા દેશમાં પથરાઈ જાય.' નર્મદાના તટ ઉપર શુદ્ધ હૃદયથી, ઘણા વખત ઉપર કરેલો મહામંડલેશ્વરજીનો આ 'શુભ સંકલ્પ' આજ કાર્યરૂપમાં પરિણત થતો જોવામાં આવે છે.

તે પછી અમદાવાદની આટામીલનાં માલીક શ્રી જયકોરબાઈએ સ્વામીજીના ચરણમાં ભેટ મૂકતાં કહ્યું કે—'આ ઉપહાર હું પ્રતિમાસ ગીતામાતાની સેવામાં મોકલતી રહીશ' જે આજ સુધી ચાલુ છે. તે જ પ્રમાણે શરાફ લાલભાઈ ચુનીલાલ, નારણદાસ ઠક્કર તથા રણછોડભાઈ ઠક્કર આદિએ પણ કાંઈ કાંઈ સહાયતા આપવાનું ગુરૂદેવની સામે વચન આપ્યું. તેજ પ્રમાણે વાડીલાલ નરસિંહદાસ રંગવાળા, શેઠ હિંમતભાઈ મોતીલાલે પણ સહાયતા પ્રદાન કરવાનું કહ્યું. એ પ્રમાણે એ સમારોહ સાનંદ સંપન્ન થયો.

## વિક્રમ મિલનું ઉદ્‌ઘાટન.





અમદાવાદમાં એક બુદ્ધિમાન શેઠ રમણલાલ લલ્લુભાઈ મિલ એજન્ટે એક નવીન મિલ બનાવી, તેનું નામ 'વિક્રમમિલ' રાખ્યું. ભારતવર્ષમાં આજ સુધી જેનો સંવત ચાલે છે, હજારો મિલ હોવા છતાં પણ એ પ્રતાપી નરેશના નામની એક પણ મીલ દેશમાં નહોતી. તેમના નામ સ્મરણમાં આ મિલ સ્થાપન કરવામાં આવી. સ્વામીજીને અમદાવાદ બોલાવી શેઠે તેમને હાથે ઉદ્‌ઘાટન કરાવ્યું. પછી સ્વામીજી શ્રી સંતરામજીના ભક્તોના આગ્રહથી નડિયાદ ગયા.

છે. ત્યાં અઢી માસ સુધી ગીતાની કથા કરી. એ નગર શિક્ષિત છે, તો પણ પ્રથમ ઘણા થોડા લોક કથા સાંભળવા આવતા હતા. પછી 'આ ગીતાની કથા કોઈ વિલક્ષણ છે' એવી વાત નગરમાં ફેલાતાં ઊંચા દરજ્જાના લોક તેમ જ સાધારણ જનતા, કથા થવાના બબ્બે કલાક પહેલાં જ ઘણી મોટી સંખ્યામાં આવી જગા રોકી લેવા લાગી.

વિશેષ એક વાત એ છે કે, અમદાવાદ, વડોદરા તથા મુંબાઈ આદિ સ્થાનોમાં જે ફુલહાર સ્વામીજી ઉપર ચઢતા હતા તેના કરતાં વધારે નાગપુરમાં સ્વામીજી ઉપર ચઢતા હતા કે જેનું વજન બબ્બે મણ થવા જતું હતું. સ્વામીજીએ લોકોને હાર લાવવાનો નિષેધ કરતાં કહ્યું—'આપ લોક જે પૈસા હારોમાં ખર્ચ કરો છો તેને કોઈ ઉપયોગી અન્ય કાર્યમાં વાપરો તો ઠીક થાય.' પણ વળી ભક્ત લોક માને છે જ ક્યારે ?

એક દિવસ નાગપુરના હેલ્થ ઑફિસર રામલાલ તુલી સાહેબ, જેઓ આજકાલ 'ડાયરેક્ટર ઑફ હેલ્થ સી. પી. અને વરાડ' છે. તેઓ પોતાનાં ધર્મપત્ની સાથે સ્વામીજીની પાસે આવ્યા. તુલી સાહેબે સ્વામીજીને પ્રાર્થના કરી કે—'હું આપની પાસે ગુરૂમંત્ર લેવાની ઇચ્છા રાખું છું, પણ હું વિલાયત જઇ આવેલો છું. કહો, મારે શું પ્રાયશ્ચિત કરવું પડશે.' સ્વામીજીએ કહ્યું—'બસ, ગીતાપારાયણ કરી લેવું એ જ પૂરતું છે. તેમણે તેમ જ કર્યું. તે જ દિવસથી તેઓ ગીતાપાઠ કરે છે અને બીજાને પણ ગીતાપ્રેમી બનાવે છે.

## એક વિચિત્ર ઘટના.





નાગપુરમાં એક દિવસ એવી ઘટના બની કે, એક બંગાળી માતા જેની ઉમ્મર લગભગ પચોતેર વર્ષની હશે, અને જેનો દિકરો ત્યાંનો જડ્જ હતો, તે પોતાને હાથે દૂધનો ફળાહાર બનાવીને, પોતાને ઘેરે મોટર ગાડી હોવા છતાં પણ પગે ચાલીને, નિત્ય સ્વામીજીને સારૂ લાવ્યા કરતાં હતાં અને ઘણા પ્રેમથી પોતાની સામે બેસાડીને ખવડાવતાં હતાં. અને કહેતા કે—'આપ તો મને ચૈતન્ય મહાપ્રભુ અને ગોપાળકૃષ્ણ જેવા પ્રતીત થાઓ છો.' તે દિવસે સ્વામીજીએ કથા કરતાં ગીતાનો નીચેનો શ્લોક સંભળાવ્યો—

સૂકાતું નથી. ભારતના વૈજ્ઞાનિક તથા ઝવેરી તેને જોવાને આવે છે, અવલોકન કરે છે અને આશ્ચર્યચકિત થઈ જાય છે. અમેરિકાથી એક ભ્રમણ કરતી ટોળી આવેલી હતી. તેમણે એ નર્મદેશ્વરને જોઇને તેની એકવીસ હજાર રૂપિયા કીંમત આપવાનું કહ્યું તથા 'તેને લઈ જઇને લેબોરેટરીમાં રાખીશું' એમ કહ્યું. સ્વામીજીએ આપવાની ના કહી. ત્યાં તેમની સાથે આવેલા વર્મા સાહેબે તેમને સમજાવ્યુ કે 'એ અમારા દેવ છે, એ કોઇને આપવાની વસ્તુ નથી.' એ સાંભળીને તેમનામાંના એક વિજ્ઞાનવેત્તાએ કાચની મદદથી ઘણી બારીકાઈથી નિરિક્ષણ કર્યું. અને કહ્યું કે—નીચેના જળાધારીના આકારના પત્થરમાંના પાણી ઉપર શિવલિંગના આકારનો પત્થરનો ટુકડો પડી તેનું જળાધારી સાથે મળી જવું અને પાણીનું અંદર એરટાઇટ થઈ જવું, એ ક્રિયા થતાં લગભગ અઢી લાખ વર્ષ થયેલાં હોવાં જોઇએ. તેથી આ પત્થર લગભગ બે લાખ વષનો હોવો જોઇએ.' એ નર્મદેશ્વર હજી પણ સ્વામીની પાસે છે અને તેનાં દર્શન લાખો માણસોએ કરેલાં છે.

## વડોદરામાં સ્વામીજીનું સ્વદેશી ઉપર વ્યાખ્યાન.






થી આવીને સ્વામીજીએ વડોદરામાં કથા શરૂ કરી. ત્યાં એક વખત વડોદરા પ્રજામંડળના કાર્યકર્તાઓએ 'મહારાજા થિએટર' માં સ્વદેશી ઉપર વ્યાખ્યાન આપવાની સ્વામીજીને પ્રાર્થના કરી. ત્યાં ઘણા મોટા સમુદાયમાં બોલતાં સ્વામીજીએ કહ્યું—' બ્રિટન, અમેરિકા, ફ્રાંસ, જાપાન આદિ વિદેશી લોક પોતપોતાના દેશમાં બનેલી વસ્તુઓનો ઉપયોગ કરે છે. તેઓ તેમ કરવામાં પોતાનું ગૌરવ તથા લાભ સમજે છે, તેનાથી આપણા દેશના લોકોએ એ શિક્ષા લેવી જોઇએ કે—આપણે ઘરમાં તથા બહાર આપણા દેશમાં બનેલી વસ્તુઓનો ઉપયોગ કરવો જોઇએ. જેવી રીતે તમારો દિકરો કાણો, બહેરો, લંગડો કે મુંગો હોય તો પણ તમે તમારી સંપત્તિ તેને જ આપો છો. તથા સમય ઉપર એ જ તમારા કામમાં આવશે એવી આશા રાખો છો, પડોશીના વિદ્વાન, સારા દિકરાને નથી આપતા, તેવી જ રીતે પોતાના દેશની બનેલી ચીજ ગમે તેવી હોય તો પણ તેનો જ ઉપયોગ તમે સ્વયં કરો, અને બીજાને

તેમ કરવાની સલાહ આપો. આપણા દેશના વ્યાપારિયોએ પણ વ્યક્તિગત સ્વાર્થના કરતાં દેશના સ્વાર્થને અધિક મહત્વ આપવું જોઇએ, તેઓ સ્વદેશી વસ્તુઓના વ્યાપારને ઉત્તેજન આપે, સ્વયં કારખાનાં ખોલે, અને જનતાને સ્વદેશી વસ્તુઓની અધિક સગવડ કરી આપે. અસ્તુ, એ પ્રવચન પૂરૂ થતાં ધન્યવાદના થોડા શબ્દો કહીને પ્રાણલાલ મનુશી, છોટાભાઈ સુતરિયાએ હાર પહેરાવી સ્વામીજીને વિદાય કર્યા.

## કથામાં પં. શ્રી માલવીય તથા બાબુ રાજેન્દ્ર-પ્રસાદનું આગમન.





એ સમયે અમદાવાદમાં બોરડી મિલમાં જ્યારે કથા ચાલતી હતી, ત્યારે એક દિવસ સ્વામીજીને શેઠ અંબાલાલ સારાભાઈનાં પુત્રી મૃદુલાબ્હેને સવારમાં છ વાગે આવીને કહ્યું કે—'આજે ગુજરાત મેલમાં પં મદનમોહન માલવીયજી તથા બિહારરત્ન બાબુ રાજેન્દ્રપ્રસાદજી મુંબાઈથી અમદાવાદ આવે છે અને આજે જ રાતની ગાડીમાં તેઓ જવાના છે. એ લોકોનું વ્યાખ્યાન અવશ્ય થવું જોઇએ, નોટિસ છપાવવાનો તથા તેનું વીતરણ કરવાનો વખત નથી. આપની કથામાં, એ લોકોનાં વ્યાખ્યાન સાંભળવાને લાયકની જનતાની ઘણી મોટી સંખ્યામાં ઉપસ્થિતિ થાય છે, જો આપ આજ્ઞા આપો તો આપની કથામાં એ લોકોનું સ્વદેશી ઉપર વ્યાખ્યાન કરાવવામાં આવે.' સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો. એ લોકો અન્ય નેતાઓની સાથે ત્યાં આવ્યા. સ્વામીજીએ તેમને પોતાની પાસે બેસવાની ગાદી આદિની ગોઠવણ કરાવી આપી.

બાબુ રાજેન્દ્રપ્રસાદજીએ આવતાં જ કહ્યું—'અમને આપની સાથે બેસવાનો અધિકાર નથી. મહાત્માથી નીચે બેસવામાં જ અમે આનંદ માનીએ છીએ.' આગ્રહ કરવા છતાં પણ તેઓ નીચે જ બેઠા, અને ત્યાં ઉભા રહી સ્વદેશી ઉપર વ્યાખ્યાન આપ્યું. પછી મિલવાળા શેઠ હિમતભાઇ મોતીલાલે તેમને હાર પહેરાવી સન્માનપૂર્વક વિદાય કર્યા.

# અમદાવાદમાં બોરડી મિલમાં સ્વામીજીનો શ્રમિક વર્ગને ઉપદેશ.



એક વખત સ્વામીજી બોરડી મિલમાં કથા કરતા હતા. તે સમયે મિલના મજુરોએ, શેઠ હિમતલાલ મોતીલાલને સન્માનિત કરવાને સારૂ સ્વામીજીની અધ્યક્ષતામાં મેળાવડો કર્યો. તે સમયે સ્વામીજીએ શ્રમિક વર્ગને જે સામયિક ઉપદેશ કરેલો હતો તેનો ભાવ નીચે પ્રમાણે છે.

ભાઇઓ, 'વ્યાપારે વસતે લક્ષ્મીઃ' જો દેશને ધનથી પરિપૂર્ણ કરવો હોય તો વ્યાપારી બનો. આજકાલ મોટામોટા સામ્રાજ્યાધિપતિયોનો પણ એટલો પ્રભાવ નથી કે જેટલો તેમનો છે, કે જેમના ઘરના ખજાના સોનાથી ભરેલા છે. દુનિયામાં અમેરિકાની થેલીઓ જે કામ આપે છે, તે કામ મોટા મોટાથી પણ થવાને કઠણ પડે છે. તેનું કારણ વ્યાપાર છે. જે દેશ વાણિજ્ય વ્યાપારમાં જેટલો કમી હશે તે તેટલો જ દુર્બળ જાણજો.

વ્યાપારના સાધન ગમે તે હોય, ગમે તે રીતે તેને કરવામાં આવતો હોય તો પણ તેનો આત્મા તેને ચલાવનારાઓ છે. વ્યાપાર શરીરમાં તેઓ પ્રાણસ્થાનીય છે તેથી મારા કહેવાનો અભિપ્રાય એ થયો કે દેશની સંપત્તિના આધારભૂત સ્થંભ તમે છો. તમે લોક એ તો જાણી શકો છો કે, કોઈ પણ કામ સમય, બળ, બુદ્ધિ, તથા ધનની સહાયતા વગર થઈ શકતું નથી પ્રકૃતિનો નિયમ છે કે, તેનુ પ્રત્યેક કાર્ય, તેના કારણ કલાપના મેળથી ચાલે છે, અનેક વસ્તુઓના સંયોગથી ચાલે છે. શેઠ, મિલમાલિક, કારખાનેદાર રૂપિયા એકઠા કરે છે, તેનાથી નવાનવા પરિવર્તન કરીને કારખાનાં તથા મિલો બનાવે છે, પછી તેમાં આપ લોકોને કામે લગાડી તેનુ સંચાલન કરે છે અને તેની હાનિનુ જોખમ પોતે ખેડ છે, જો તેમાં લાભ થાય તો તે દ્રવ્યને બીજા વ્યાપારમાં વાપરે છે, આણીપાસ આપ લોક ઘોર શારીરિક પરિશ્રમ કરીને તે કાર્યને સફળ બનાવો છો. ભાવ એ છે કે, બંનેનો ઉદ્યોગ પૂરો છે, બરબર છે તેથી બંનેએ પ્રેમથી હળીમળીને પોતપોતાના કર્તવ્યનું પાલન કરવું જોઇએ.

આજ આપ લોક શેઠ હિમતભાઈ પ્રત્યે સન્માન પ્રદર્શિત કરવાને

એકત્રિત થયેલા છો તેથી એમ જણાય છે કે આપ લોકનો તથા શેઠનો પૂર્ણ સહયોગ છે, આ મિલ કારખાનાં રાષ્ટ્રીય શ્રી મ દિરો છે, જેમાં શેઠોપાધિક પૂજારી આપ લોકોને લક્ષ્મીરૂપ પ્રસાદનું વિતરણ કરવાની વ્યવસ્થા કરે છે. આજનો મારા વ્યાખ્યાનનો વિષય ધનપતિ વર્ગ નથી, પણ પ્રસ ગોપાત એટલું તો અવશ્ય કહીશ કે શેઠ લોક શ્રમિક વર્ગને પોતાના પુત્ર સમજે, તેમના ખાવાપીવાનો, શિક્ષા નિવાસ આદિનો સમુચિત પ્રબ ધ કરવામાં જરાએ કસર ન રાખે. મારે આજ 'ખાસ કરીને આપને કઈંક કહેવું છે. મને ખબર છે કે આપ લોકોની આવકનો અધિક અ શ મદ્ય, માંસ, તમાશા આદિ દુર્વ્યસનોમાં વ્યય થાય છે. તેમ થવું અનિષ્ટ છે. તેનાથી તમારા વ્યક્તિગત શરીર ઉપરાંત રાષ્ટ્રનુ શરીર દુર્બલ થાય છે. '

આપ લોક પોતાને દુર્બળ હીન, તુચ્છ, નગણ્ય સમજશો નહીં ઘર, વસ્ત્ર આદિ જીવનને ઉપયોગી વસ્તુઓનાં નિર્માણ કરીને આપ લોક સમાજની સેવા કરો છો. આપ એવા ભ્રમમાં ન રહેતા કે ધનવાન જ મોટા છે. ગરીબાઈને લોક મુસીબત સમજે છે, વાસ્તવમાં એ વાત બરાબર નથી. જો મનુષ્ય દૃઢ તાથી સ્વાવલ બી થાય તો નિર્ધનતા તેને સારૂ આશીર્વાદ સમાન છે. તમારે એ યાદ રાખવું જોઈએ કે પ્રભુ તેને સહાયતા કરે છે કે જે સ્વય પોતાના ભરોસા ઉપર કામ કરે છે. જેમ 'ધનની પૂજા' કરવાથી સર્વ વ્યાવહારિક કાર્યની સિદ્ધિ થતી જોવામા આવે છે, તેનાથી પણ અધિક, કાર્ય સિદ્ધિનું સાધન 'શક્તિ પૂજા' છે. ગમે તેટલી વિકટ જણાનારી હરકતોને પણ દૂર કરી, અત્યત નિર્ધન મનુષ્ય પણ સર્વોચ્ચ પદને પહોંચી ગયા છે. આપલોક સહયોગથી કામ કરો. કદીકદી મતભેદ ભલે પડે પણ હૃદયભેદ ન પડવા દેશો.

*આજકાલના ભેદભાવદૂષિત વાતાવરણથી વિચલિત થશો નહી. દૃઢતા* ની સાથે બીજાની સહાયતા લેવી અને પોતાના પગ ઉપર ઉભા રહેવું, એ બ ને વાતો પરસ્પર વિરૂદ્ધ હોવા છતાં પણ સાથેસાથે રહી શકે છે. દેશનું મહત્વ ઉદ્યોગ ધ ધા ઉપર જ નિર્ભર છે. તેનાથી પશ્ચિમના દેશો ફળી ફુલી રહ્યા છે. અને તેના અભાવથી આપણી આ શોચનીય દશા થયેલી છે. પેરીસ અને લ ડનની મહીલાઓ ઢાકાની મલમલ પહેરીને ગર્વ કરતી હતી. વિદેશી વૈજ્ઞાનિકોને આશ્ચર્યમાં નાખનારો દિલ્લીનો લોહસ્ત ભ તથા સારનાથનો 'પાષાણ સ્તૂપ' ભારતીય કારીગરીના એવા નમુના છે કે જાણે આજ જ તેમના ઉપર પાલીશ કરવામાં આવ્યું હોય.

ભાઈઓ, આપણા શારીરિક તથા માનસિક પરિશ્રમથી કમાએલી રોટલીના જેવો મીઠો પદાર્થ બીજો કોઈ નથી. પરિશ્રમ આશીર્વાદ છે, તે પ્રભુએ મનુષ્યના હાથ પગની રગેરગ ઉપર લખ્યુ છે કે, 'પરિશ્રમ મનુષ્યનું જીવન છે.' ગરીબાઈથી જે વિઘ્નબાધાઓ માર્ગ રોકી રહેલી હોય છે, તે શ્રમશીલની સામે હુજૂંય નથી.

'आत्मानं नावमन्येत'

તમે પોતાને બીજાના કરતાં કમી સમજશો નહી, નમ્ર બનો, પણ દ્રઢતા છોડશો નહી, જેટલો આદર ધનનો કરો તેનાથી વધારે આદર સત્યનો કરો. ગીતાને નિત્ય વાંચો, સાંભળો અને તેમાં ઉપદેશેલી શિક્ષાને વ્યવહારમાં લાવો. મોટામોટાં નગરોના ગગનચુંબી મહેલોથી લઇને ઘાસનાં ઝુંપડાં સુધી તમે બનાવેલાં છે, તોપથી માંડી ટાંકણી સુધીના નિર્માણકરતા તમે છો, પછી તમે કોઇનાથી પણ કમી શી રીતે કહેવાઓ ? આપ લોક ઈશ્વરના અંશ છો. એમ કદી પણ ન માની લેશો કે—'અમારાથી કાંઈ થવાનું નથી.' એવા વિચારોને તિલાંજલિ આપો અને ઉચ્ચાભિલાષી તથા મહત્ત્વાકાંક્ષી બનો. દ્રઢતાથી જ મનુષ્યમાં ધૈર્ય, આશા, ઉત્સાહ, વીર્ય તથા નિશ્ચય આદિ સ્વાભાવિક ગુણો કાયમ રહે છે. સદાગ્રહથી સ્વાર્થ અને પરમાર્થ બને બની શકે છે.

## સ્વામીજીનો સ્ત્રી સમાજને સારૂ ખાસ ઉપદેશ.





એક સમયે અમદાવાદ ખોરડી મિલમાં સ્વામીજીની કથા ચાલતી હતી, તે વખતે ત્યાંની કેટલીક બહેનોએ આવીને કહ્યુ—'મહારાજ, એક દિવસ આપનો ઉપદેશ કેવળ સ્ત્રીઓને સારૂ જ થાય' સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો. નિશ્ચિત કરેલે દિવસે માધવબાગમાં સભાની વ્યવસ્થા થઈ. ત્યાંના હોલમાં એટલી બધી ભીડ થઈ ગઇ કે, વ્યાસપીઠ ત્યાંથી ઉંચકીને બહાર ચોગાનમાં લાવવી પડી આવી પરિસ્થિતિ કાંઈ તે દિવસની જ નહોતી. નાગપુરમાં દક્ષિણી સ્ત્રીઓનો, કલકત્તામાં મારવાડી તથા બંગ મહીલાઓનો, કરાંચીમાં અને કચ્છમાં ત્યાંની સ્ત્રીઓનો સમુદાય સ્વામીજીના ગીતા ઉપદેશામૃતનું પાન કરવા સમુદ્રના જેવો ઉભરાય છે. પરમ સૌભાગ્યની વાત છે કે, માતૃશક્તિમાં

ગીતા પ્રત્યે આટલો અનુરાગ વધતો જાય છે. ગીતાનું અધ્યયન કરનારી માતાઓ જે પુત્રોને તૈયાર કરશે, તેઓ દેશની એક વિભૂતિ થશે, રત્ન થશે.

તે સમયે નારી સમુદાયમાં સ્વામીજીએ જે ઉપદેશ આપેલો હતો તેનો સાર નીચે પ્રમાણે છે.

માતાઓ, બ્હેનો, કોઈ પણ મોટા કામની સિદ્ધિને સારૂ, તેની તૈયારી પણ તેટલી જ મોટી કરવી પડે છે. કોઈ જાતિ અગર દેશ જ્યાં સુધી ત્યાંનાં સ્ત્રી-પુરૂષ સબળ, સમર્થ અને શિક્ષિત ન હોય ત્યાં સુધી કોઈ પણ કાર્યને સારૂ યોગ્ય ગણવામાં આવતો નથી. આપણે ત્યાં સ્ત્રી શિક્ષાનો કાંઈ પણ પ્રબંધ નથી, એવી દશામાં તેઓ પોતાના પતિના કામમાં શી રીતે મદદગાર થઇ શકે ? કેટલીક સ્ત્રીઓ શહેરોમાં ભણેલી જોવામાં આવે છે, પણ દેશ કાંઈ શહેરોમાં નથી. ભારત ગામોમાં વસેલું છે. ઘણા લોકો તો "સ્ત્રીઓ ઘરની રાણી છે" એટલું કહીને જ સ્ત્રીઓ પ્રત્યેના પોતાના કર્તવ્યની ઇતિ શ્રી માને છે, 'સ્ત્રી' સ્ત્રીરૂપમાં દેવી છે, શક્તિ છે, સર્વ કાંઈ કરવાને સમર્થ છે. યાદ રહે, કે આપ લોક તો જાતીયતાની સંસ્થાપિકા છો, એટલે કે દેશભક્ત તૈયાર કરનારાં છો અને પુરૂષ તેને સ્વ-પરને લાભાન્વિત કરનારો છે. તમે જનની છો અને પુરૂષ ઉત્પન્ન થઇને પરતત્ત્વની તલાશ કરવાવાળો છે તાત્પર્ય એ છે કે તમે બનાવવાવાળાં છો અને પુરૂષ પામવાવાળો છે. અગર એમ પણ કહી શકો કે, તમે માનવ જીવનમાં સર્વ આવશ્યક યોગ્યતાઓનો સંગ્રહ કરનારાં છો, અને પુરૂષ તે યોગ્યતાઓના સાધનથી પરમપદ સુધી પહોંચી જનારો છે. તમે તમારા સ્વરૂપને ભૂલી ગયાં છો. તમે તમારો ઉદ્ધાર કરવાને તૈયાર થઈ જાઓ. ગીતા વાંચ્યા કરો, ગીતાથી તમને પ્રેરણા મળશે. ગીતાએ અર્જુનને માર્ગ દેખાડ્યો હતો.

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।

આ ભગવદ્ ઉક્તિ આપ લોકોને ગીતા ધર્મ માર્ગાનુગામિનિ બનવાની આજ્ઞા પ્રદાન કરે છે. હવે એ ભાવનાનો પરિત્યાગ કરી દો કે—"અમે પગની રજ છીએ." તમે સમાજનું આવશ્યક અંગ છો, અડધું અંગ છો. એવી તુચ્છ ભાવના સમાજ શરીરનું અંગ ભંગ થવાનું કારણ બને છે.

આપ લોક પ્રકૃતિ દેવીની સાહેલિયો, પ્રેમની પ્રતિમા, ભારતની દેવિયો, દયાનાં ભંડાર અને સેવા ધર્મનાં અવતાર છો. આપનામાં પૃથ્વીની સહનશીલતાથી વધારે દુઃખ સહન કરવાની શક્તિ છે. આપ લોક સુશિક્ષિત થઇને

અવસર આવતાં પુરૂષોને યુદ્ધમાં સહાયતા, કષ્ટમાં શાંતિ, સુખમાં કર્તવ્યની સલાહ, અને રોગમાં ચતુર પરિચારિકાનું કામ કુશળતાથી આપી શકે છે. નાના પ્રકારનાં કષ્ટો સહન કરતાં પણ પતિભક્તિ, કુટુંબસેવા તથા પુત્રપાલનમાં સ્નેહ આદિ કાર્યોમાં ખામી આવવા દેતી નથી. જે સ્ત્રી જાતિમાં માતાના રૂપમાં વાત્સલ્ય, ભગિની સ્વરૂપમાં સૌહાર્દ, સ્ત્રીનો પ્રણય, અને કન્યાના સમાન સેવાભાવ હોય તેને જો શિક્ષાના ભૂષણથી શણગારવામાં આવે તો સુવર્ણ સુગંધ સહયોગ પ્રત્યક્ષ જોવામાં આવે.

ભારતીય નારી સમાજમાં જાગ્રતિ તો ઉત્પન્ન થઈ છે, પરંતુ તેનું લક્ષ્ય પાશ્ચાત્ય સભ્યતા થતું જાય છે. માતૃપણાના પવિત્ર આદર્શોનો મહેલ ભારતીયતાની મજબૂત પ્રાચીન ભૂમિકા ઉપર જ બનવો જોઇએ. સ્વાધીનતા મનુષ્ય માત્રનો સ્વાભાવિક જન્મ સિદ્ધ હક છે, પણ નિયમપૂર્વક. કોઈ કેટલોએ સ્વતંત્ર હોય, પણ તેને સામાજીક નિયમો તો માનવા જ પડશે. અને રાજ્યના કાયદા કાનુનથી તો પોતે પોતાની મેળે જકડાએલા છે જ. 'સ્વાધીનતા' એ છે કે જેમાં નિયમન હોય, અન્યથા તે 'ઉચ્છૃંખલતા' છે.

સ્ત્રી સમાજે પોતાના ઉદ્દેશ્યની પૂર્તિને સારૂ પશ્ચિમિ સંસ્કારનું અધ્યયન કરવું જોઇએ, પરંતુ તેના ચમકીલા ક્ષણિક, તથા વિલાસમય આદર્શો આગળ આપણા આદર્શોને ભૂલવા એ ઉચિત નથી.

બહેનો, કોઈ પણ દેશની ઉન્નતિ અવનતિનો અંદાજ તેની માતૃશક્તિની પરિસ્થિતિ ઉપરથી નીકળી શકે છે. કોઈ પણ ઘર અગર ખાન્દાનની ગૃહસ્થાઇનો પતો તેની સ્ત્રીઓની લાયકાત ઉપરથી જણાઈ આવે છે.

આપ લોક સ્વતંત્રતાનો એવો અર્થ સમજો કે, વિવેકપૂર્વક પ્રભુ આજ્ઞાનું પાલન કરતાં, નિઃશ્રેયસ તથા અભ્યુદયનું જે કારણ હોય તેને સ્વતંત્રતા કહે છે.

પાશ્ચાત્ય શિક્ષાથી પુરૂષોનાં મસ્તિષ્ક તો વિકૃત થઈ રહ્યાં છે, પણ આશા એ હતી કે માતૃશક્તિ તેને ઠેકાણે લાવશે. પરંતુ હવે તો સ્ત્રીઓ, પુરૂષોથી પણ એક પગલું આગળ વધી ગઈ છે. તેઓ પોતાના ઉછાંછળા વિચારો અને પાશ્ચાત્ય ફૈશનોની ગુલામ બની રહી છે અને તેમની બધી રચનાઓ કૃત્રિમ અને કેવળ વિલાસપૂર્ણ છે. નસેનસમાં ગૌરાંગ મહાપ્રભુઓ ( યુરોપિયનો )નું ભોગમય અનુકરણ તથા સ્વસભ્યતા ઉપર અપ્રીતિ વધતી જાય છે. તેમને દૂધ વાયડુ પડે છે અને ચ્હા દિલ તથા મગજને તાજું કરનારી ચીજ લાગે છે. મોહનભોગ જેવા ખાણાનો ત્યાગ કરીને બિસ્કિટ, ડબલરોટીને મહાપ્રસાદ

માને છે તથા સ્વદેશી રહેણીકરણી તથા આચાર વિચાર તેમને કાંટાની પેઠે ખૂચે છે. તેઓ 'અહિંસા પરમોધર્મ' ને ભુલી 'જેની લાઠી તેની ભેંસ' ના સિદ્ધાંતનું સમર્થન કરે છે. તેઓ કહે છે કે—'અમારી ઘરના કેદખાનામાં ગોંધાઈ રહેવાની ઈચ્છા નથી.'

બહેનો ! આપ એવી શિક્ષાને અપનાવો કે જેનાથી માતા તથા ગૃહલક્ષ્મીના રૂપમાં ગૃહસ્થ જીવનની અંદર નવીન ઉત્સાહ, સ્ફુર્તિ, પ્રેમ, અહિંસા તથા સહાનુભુતિનું વાંછનીય સુમધુર વાતાવરણ સદાએ કાયમ રહે.

બહેનો, હું સન્યાસી છું, મારાં સર્વ છે, હું સર્વનો છું, હું આપ લોકોને પ્રભુમય દેખુ છું હું ગીતા ભણીને જે સત્ય તથા નિર્ભયતાને પામી શકયો છુ, મારી ઈચ્છા છે કે તે જ પ્રમાણે સર્વ ભય કંપાદિથી રહિત થઈને સસારમાં સ્વતત્રતાપૂર્વક પ્રભુચિતનમા પોતાનું જીવન ઉન્નત કરે. આપ લોકોનું ડરપોકપણું મારા જેવા ગીતામય જીવનવાળાને, સારૂં લાગતું નથી. હું જે કહુ છુ તે ધ્યાનપૂર્વક સાંભળો—

તમે સડક ઉપર એકલાં ચાલતાં ડરો છો, રેલ, સિનેમા આદિમાં બૈરાંની જગાનો પ્રબધ કરવો પડે છે. ઈમાનદાર પુરૂષોની સહાયતાથી આત્મ રક્ષા કરો છો, પરતુ સ્વતત્ર વ્યક્તિત્વ, સ્વતત્ર અસ્તિત્વનું નિર્માણ તો તમારે સ્વય કરવાનું છે. તમે તમારી શક્તિથી પરિચિત બનો. જો આપ દુર્ગા બનો તો દુરાચારીના હાત તોડી શકો, જો લક્ષ્મીબાઈ જેવાં વીરાંગના બનો તો ઘણી ખુશીથી બહાર નીકળી શકો. દુર્ગાના રૂપમા માતૃશક્તિ બનીને ઘરથી બહાર નીકળનારી આઓ તરફ કોણ નજર કરી શકે? પરતુ જ્યારે આપ હેન્ડબેગ હાથમાં લઈને, ઉંચી એડીના બૂટ પહેરીને, રગ બેરગી સાડિયોમાં લપેટાઈને, સ્વેચ્છાચારો પુરૂષોની બોલચાલથી ગભરાઈને નિગ્રહાવગ્રહમાં અસમર્થ હો, એવી દશામાં આપની પ્રતિષ્ઠા ક્યાં સુધી કાયમ રાખી શકશો ?

અમારૂ એમ કહેવું નથી કે તમે ખડ્ગ ધારણ કરીને યુદ્ધ ક્ષેત્રમાં પદાર્પણ કરો, જો કે તમે એમ કરી શકો તેમ છે, તો પણ તેનાથી એટલો લાભ નથી કે જેટલો બળિ વેદિકા ઉપર પોતાને નિછાવર કરનારા સપૂત, બહાદૂર તથા વિદ્વાન પુત્રોને ઉત્પન્ન કરો જ્યારે તમે ખુદ દુર્બળ અને અશિક્ષિત રહેશો ત્યારે પછી નિર્ભય તથા બુદ્ધિમાન સતાન કેવી રીતે તૈયાર કરી શકશો ? તમારામા શક્તિ અને સયમ છે, તો કોઈ પણ ઉચ્છૃખલ તમારા તરફ નજર કરવાની પણ હિંમત કરી શકશે નહીં

અંતમાં એમ કહીને સ્વામીજીએ પોતાનું વ્યક્તવ્ય સમાપ્ત કર્યું, કે—મહીલાઓએ જગતની દ્રષ્ટિમાં પોતાનું ઉચ્ચ સ્થાન તેમણે જાતે જ સંભાળી લેવાનું છે.

## ગીતાગૌરવ ભાષ્યનું મંડાણ





થોડા દિવસ પછી નાગપુરના લોકોના બોલાવવાથી સ્વામીજી ત્યાં ગયા. ત્યાં કેટલાક દિવસ ગીતા પ્રવચન કરી 'ગીતા-ભજનમણ્ડળ' ની સ્થાપના કરી.

જ્યારે સ્વામીજી પહેલી વાર નાગપુર પધારેલા હતા ત્યારે તેમની સારગર્ભિત ગીતા કથાનો શ્રી હજારીલાલ શ્રી વાસ્તવ નામના એક ભકત ઉપર એવો ઉંડો પ્રભાવ પડયો કે, તેનાથી પોતાને જે શાંતિ મળતી હતી તે શાંતિનો લાભ દેશની જનતા પણ મેળવી શકે તેવા હેતુથી તેમણે સ્વામીજીની આજ્ઞા મેળવી ત્રણ વર્ષના અરસામાં ગીતાજીના અઢારે અધ્યાયની સ્વામીજીની કથાની નોંધ કરી લીધી. તેમણે કરેલી નોંધ આજ 'ગીતાગૌરવભાષ્ય' ના રૂપમાં દળદાર પાંચ ભાગમાં ( પૃષ્ટ લગભગ ૨૭૦૦ ) 'ગીતાધર્મ પ્રેસ કાશી' થી પ્રકાશિત થયેલું છે. તે ગુજરાતી તથા હિંદી બને ભાષામાં નીકળેલું છે, તેની સર્વજનપ્રિયતાનું પ્રમાણ એ છે કે તેના પહેલા ભાગની ચાર, તથા બીજા ભાગની ત્રણ આવૃત્તિયો નીકળી ચૂકેલી છે, આગળના ત્રણ ભાગોની માગણી મોટા પ્રમાણમાં છે પણ કાગળ મળવાની મુશ્કેલીથી તેની આવૃત્તિ નીકળી શકેલી નથી. તેનું ઇંગ્રેજી સંસ્કરણ પણ થોડી મુદતમાં જનતાના હાથમાં આવી જવાનો સંભવ છે. તેની અધિક પ્રશંસા ન કરતાં એટલું જ કહીશ કે ગીતા પ્રેમી જનતા તેને એક વાર જરૂર જુવે. વાંચે.

નાગપુરથી સ્વામીજી સીધા કરનાળી ગીતામંદિરમાં આવ્યાં. ત્યાં, મહા-મંડલેશ્વર સ્વામી શ્રી ભાગવતાનંદજી મહારાજ ષડ્દર્શનાચાર્ય, વેદાન્ત, સાંખ્ય, યોગ, કાવ્ય, ન્યાયતીર્થ, એમનો પોતાની સર્વ મંડળીસહિત એક માસ સુધી મુકામ રહ્યો. તે સમયમાં સાણંદ દરબારના કારભારી પોતાને ત્યાં યજ્ઞ-મહોત્સવમાં ભાગ લેવાને સારૂ સ્વામીજી તથા મહા મંડલેશ્વરજીને બોલાવ-વાને આવ્યા. તેથી બંને ત્યાં ગયા અને ત્રણ દિવસ સુધી સ્વામીજીનાં ગીતા

ઉપર વ્યાખ્યાન થયાં તથા સ્વામી ભાગવતાનંદજીએ પણ યજ્ઞાદિ વિવિધ વિષયો ઉપર વ્યાખ્યાન કર્યાં શ્રી દરબાર સાહેબ તથા તેમનાં માતાનાં પણ ધાર્મિક પ્રશ્નોનાં યુક્તિયુક્ત સંતોષજનક સમાધાન કર્યાં.

ત્યાંથી વડોદરે આવીને સ્વામીજીએ સ્વદેશી બજારનું ઉદ્‌ઘાટન કર્યું, એ રાજમહેલની સામેના મેદાનમાં તૈયાર કરવામાં આવ્યુ હતુ. તેમાં પ્રતિષ્ઠિત અમલદારો તથા પ્રજા વર્ગનો સહકાર હતો. ત્યાં સ્વામીજીનું સામયિક વ્યાખ્યાન થયું.

## નાસિકની કુંભયાત્રા.






ડોદરાથી અમદાવાદ જઈને સ્વામીજીએ થોડા દિવસ કથા કરી તે પછી અમદાવાદ તથા વડોદરાના સેંકડો ભક્તોને સાથે લઈને સ્વામીજી નાસિકત્ર્યંબકના કુંભપર્વ ઉપર ગયા ત્યાં એક માસ ગીતાપ્રચાર તથા મહાત્માઓનો સવસ્ત્ર સમષ્ટિભંડારો કર્યો, એટલે કે સંન્યાસિયોને ભોજન કરાવ્યુ, અને કપડા આપ્યાં

## પંઢરપુર અને પૂનાયાત્રા.






થી કેટલાક ભક્તોને સાથે લઈને પંઢરપુર ગયા ત્યાંથી સીધા પૂના જવાને નીકળ્યા. સાથમા સ્ત્રી પુરૂષો સર્વ હતાં. રસ્તામા મોટર બગડવાથી તે રાત્રી ભજનકીર્તનની સાથે જંગલમા વીતાડવી પડી ઘોર અંધારી રાતથી આચ્છાદિત આકાશ, બિહામણું જંગલ અને સાથમા ઉચ્ચ ઘરાણાંનાં સ્ત્રી પુરૂષ, ગીતાધર્મ પ્રેસના મેનેજર શ્રી ગોવર્ધનભાઈ પટેલ, વડોદરાના શરાફ રા૦ ડાહ્યાભાઈ પટેલ તથા સુતરિયા સાહેબનાં પુત્રી સૌ લીલાબહેન આદિ હતાં સર્વ મંડળીએ કહ્યુ—'સ્વામીજી, આ નિર્જન વનમા આપની સાથે અમે જેમ ઘરમા જ હોઈએ એમ લાગે છે આપ અમારી જરા પણ ફિકર કરશો નહીં '

ત્યાંથી પૂને જવાનું હતું ત્યાં શિક્ષા વિભાગના મિનિષ્ટર દિવાન બાહાદુર હરિલાલ દેશાઇ, ડેપ્યુટી કલેકટર કવિ સાહેબ, પ્રોફેસર ત્રિવેદી સાહેબ તથા જે૦ પી૦ અંબાલાલ દામોદર ભટ્ટ સબરજીસ્ટ્રાર સાહેબ આદિ સ્વામીજીના આવવાની પ્રતીક્ષા કરતા રાતના દસ વાગતા સુધી નિયત સ્થાન ઉપર ઉપસ્થિત રહ્યા, અંતે નિરાશ થઇને સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા હતા. કારણ કે મોટર બગડવાથી સર્વ મંડળ સહ સ્વામીજીને આખી રાત જંગલમાં કાઢવી પડી હતી. બીજે દિવસે સર્વ પૂના પહોંચ્યા તો ત્યાં કોઈ જોવામાં આવ્યા નહીં અને એ લોકોના ઘરના ઠેકાણાની ખબર ન હોવાથી ત્યાંથી સીધા આલંદીતીર્થ, જે જ્ઞાનેશ્વરી ગીતાના પ્રણેતા, દક્ષિણ દેશમાં ( હવે તો ભારતભરમાં ) પ્રસિદ્ધ મહાત્મા યોગી શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું જન્મસ્થાન છે, ત્યાં ગયા. સ્નાન, ધ્યાન, દર્શન કરીને બપોરે ત્યાંથી સીધા કોલેજમાં જઇને પ્રોફેસર ત્રિવેદીને મળ્યા. પછી ભટ સાહેબ જે સ્વામીજીના શિષ્ય છે, તેમને ઘેર મુકામ કર્યો. ત્યાં સર્વ લોક મળવાને આવ્યા. બીજે દિવસે છત્રપતિ શિવાજીનો સિંહગઢ જોઇને વડોદરે આવી ગયા.

## રતલામના રાજમહેલમાં કથા.





વડોદરે આવતાં જ ખાજાના ઠયોઢી આ સાહેબ રતલામના તરફથી બે આદમી સ્વામીજીને બોલાવવાને આવ્યા. તેમની સાથે જઇને સ્વામીજીએ રાજમહેલમાં એક માસ સુધી કથા કરી, તેમાં સર્વ સાધારણને પણ આવવાની છૂટ હતી. તે સમયે દશેરાનો તહેવાર આવ્યો. ત્યાંનો એક રિવાજ છે કે, તે દિવસે જમીનમાં એક ખૂંટો દાટવામાં આવે છે. જે વ્યક્તિ પૂરપાટ ઘોડો દોડાવતો ભાલાથી તે ખૂંટાને ઉખાડી દે, તેને પહેલા નંબરનો નિશાનબાજ ગણવામાં આવે છે. એ દ્રશ્ય જોવાને સારૂ હજારો નરનારી ભેગાં થાય છે. તે જોવાનું સ્વામીજીને પણ આમંત્રણ હતું. સંયોગતઃ તે દિવસે મહારાજકુમારે જ લક્ષ્યભેદન કર્યું. ખૂંટાને ઉખાડવાને સારૂ જ્યારે એક પછી એક રજપૂત યુવકોએ સડસડાટ ઘોડા દોડાવવા માંડ્યા ત્યારે સ્વામીજીને રજપૂતોની પ્રાચીન ધીરતા વીરતાનું સ્મરણ થઇ આવ્યું. એક દિવસ ભારતભૂમિ એવા સપૂતોની જનની હતી. અફસોસ છે

કે આજના રજપૂતો ડાન્સ કરવામાં જ પોતાની બહાદૂરીની પરાકાષ્ટા માની બેઠા છે. હવે તો—

સેલ ગઈ બરછી ગઈ, ગયે તીર તલવાર।
ઘડી છડી એનક ભએ, છાત્રન કે હથિયાર ॥

ભારતની વીર જાતિ વિલાસના પારણામાં ઝૂલી રહી છે. સ્વામીજીએ ભગવાનની પ્રાર્થના કરી કે—પ્રભુ આ રજપૂતોમાં ફરી એ જ ગૌબ્રાહ્મણ પ્રતિપાલનનું બળ મૂકે.

બીજે દિવસે રાજમહેલમાં કથા સમાપ્ત કરી. રાણી સાહેબાએ કંઇક ભેટ ચઢાવવાનો આગ્રહ કર્યો—સ્વામીજીએ કહ્યું—' હું કથાના નિમિત્તમાં ભેટનો સ્વીકાર કરતો નથી. ' રાણી સાહેબે કહ્યું—' અમારી કોઈ પણ સેવાનો સ્વિકાર કરવાની કૃપા કરો. ' સ્વામીજીએ કહ્યું—' આજથી છ સાત માસ પછી ઉજ્જૈનમાં કુંભનો મેળો થવાનો છે. તે આપના રાજ્યની સમીપ છે. હું ત્યાં ગીતાપ્રચાર કરવાને જઈશ. અને સંતોનો સમષ્ટિ ભંડારો પણ કરીશ. તેમાં જે ખરચ થાય તે સર્વ આપ આપો. આપ તેમ કરવામાં સમર્થ છો. રાણીસાહેબે તે વાત સહર્ષ સ્વીકારી લીધી.

કથા સમાપ્ત કરીને સ્વામીજી નાગપુર ચાલ્યા ગયા. ત્યાં ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ રાયબહાદૂર લાલા જયનારાયણના તરફથી સર્વ વ્યવસ્થા કરવામાં આવી હતી. બે માસ સુધી કથા થઈ. એક દિવસ બૉયલર ઈન્સ્પેક્ટર સાહેબ, પોતાના મિત્ર કાલેજના પ્રોફેસર કાલિકાપ્રસાદજીની સાથે કથા સાંભળવા આવ્યા. તેમના ઉપર કથાની એવી અસર થઈ કે તેઓ સ્વામીજીની સામે સાશ્રુનયને આવીને બોલ્યા કે— ' મારૂં જીવન કેવી રીતે પવિત્ર થશે ? ' એ સાંભળીને તેમના સાથી પ્રો૦ કાલિકાપ્રસાદે કહ્યું—' સ્વામીજીનાં ચરણોમાં આવી જાઓ. મેં જ્યારથી ગુરૂમંત્ર લીધો છે, ત્યારથી મારૂં જીવન પલટાઈ ગયુ છે ' બીજે દિવસે આવીને તેમણે ગુરૂમંત્ર લીધો. સ્વામીજીએ તેમને કહ્યું કે—' આપ મને એક વર્ષમાં સંપૂર્ણ ગીતા કંઠસ્થ કરીને સાંભળાવો. ' તેમણે કહ્યું—' હું સંસ્કૃતનો એક અક્ષર પણ જાણતો નથી. તો પણ ગુરૂ કૃપાથી હું એ કામ કરીશ. ' આખરે એક વર્ષ પછી સ્વામીજી પાછા જ્યારે નાગપુર ગયા, ત્યારે તેમણે આખી ગીતા મોંઢે સ્વામીજીને સાંભળાવી હતી. દુર્વ્યસનમાં તેમનો, જેટલા રૂપીઆનો વ્યય થતો હતો તેટલા રૂપીઆનાં ગીતાનાં પુસ્તકો મંગાવી લોકોમાં તેઓ વહેંચવા લાગ્યા. એક દિવસ તેમણે સ્વામીજીની પાસે આવીને કહ્યું—

'બીજાને વખતે કાંઈ ફાયદો થયો હોય કે ન થયો હોય, પણ મારૂં જીવન તો સફળ થયું.'

એક દિવસ સી. પી. ના મિનિસ્ટર ભરૂકા સાહેબના મંત્રી, હાર ફુલ લઈને સ્વામીજીની કથામાં આવ્યા, પૂજન કર્યું સ્વામીજીએ આશીર્વાદ દેતાં કહ્યું—'જે પદ ઉપર રાજાપ્રજાની સેવાને અર્થે આપ નિયુક્ત થયા છો તેનું રાષ્ટ્રીય મર્યાદાનુસાર પાલન કરવાનું પ્રભુ આપને સામર્થ્ય આપે.'

નાગપુરમા એક આઠ વર્ષના બ્રાહ્મણ બાળકે સંપૂર્ણ ગીતા કંઠસ્થ સંભળાવી, બાર વર્ષના એક માળીના દિકરાએ પણ ગીતાના અઢારે અધ્યાય મોઢે સંભળાવ્યા. તેમને સ્વામીજીએ આશીર્વાદ દેતા પારિતોષિક આપ્યા.

## ઈન્દોરમાં કથાપ્રસંગ



અહીંથી સ્વામીજી કેટલાક સજ્જનોના આમંત્રણથી ઇન્દોર ગયા, ત્યા મિલવાળા શેઠ જગન્નાથની ધર્મશાળામા ઉતર્યા. ગીતાની કથાની જે નોટિસ છપાવવામા આવી હતી, તેમાં નિવેદકોની જગાએ કાઉન્સિલના મેમ્બરો, મિલમાલિક તથા શહેરના અનેક વિદ્વાનોના નામ હતા કથા શરૂ થઈ, તે કરતા પંદર વીસ દિવસ થયા તો પણ પચીસ ત્રીસ આદમિયોથી વધારે શ્રોતા આવતા નહોતા. નોટિસમા જેમના નામ હતા તેઓ પણ આવતા નહોતા. એક દિવસ રાતમા સ્વામીજીએ વિચાર કરીને પ્રભુને પ્રાર્થના કરી કે—'આ ગીતાનો ફીક્કો પ્રચાર તો મને ઠીક નથી લાગતો' સવારમા ઉઠતા જ સ્વામીજીએ જગન્નાથ શેઠને કહ્યુ—'કાલથી ક્ષત્રી બાગ જે શહેરની બહાર છે તેમા હું ગીતાપ્રચાર કરીશ' શેઠે કહ્યુ—'મહારાજ, જ્યારે લોક અહીં જ નથી આવતા ત્યારે ત્યા કોણ આવશે'? સ્વામીજીએ કહ્યુ–'કાંઈ પરવાહ નથી, ત્યાં જ પ્રચાર થશે.' બીજે દિવસે કોઈના પણ નામ વગરનું વિજ્ઞાપન વહેંચાવી દીધુ. તેમાં લખ્યુ હતું કે—'પ્રભુપ્રેમી, ગીતાની કથા સાંભળવાને ક્ષત્રી બાગમા સાંજે છ વાગે આવે' ત્યા કથા પ્રારંભ થતા જ આઠ દિવસની અંદર હજાર બે હજાર આદમી આવવા લાગ્યા પછી તો દસ બાર હજાર મનુષ્યોની ભારે ભીડ થવા લાગી તેમા નગરના શેઠ શાહુકાર જેવા કે સર હુકમચંદ, રાજમાતા આદિ આવીને જમીન ઉપર બેસવા લાગ્યા કારણ કે ત્યા સ્વામીજીની

પાસે પાથરવાનું કાંઈ પણ નહોતું. પછી તો બિછાનાં, રોશની આદિનો સર્વ પ્રબંધ તેમણે સ્વયં કરી લીધો. એક દિવસ કથામાં સ્વામીજીએ કહી દીધું કે—'જુવો પ્રભુની લીલા, જ્યાં સર્વ પ્રકારનો પ્રબંધ હતો ત્યાં લોક આવતા નહોતા. અને અહીં જંગલમાં આવનારાઓની ગણત્રી નથી'

## પ્રભુની વિચિત્ર ઘટના.



એ અરસામાં ઉજ્જૈન મેળા પ્રબંધક કમીટી તરફથી સ્વામીજી ઉપર પત્ર આવ્યો કે—જે જગો આપને ઉજ્જૈન કુંભમેળા સારૂ આપવામાં આવી છે તેનો કબજો લઈ આંતરી લો. તે વાંચીને સ્વામીજીએ એક આદમીને, રાણી સાહેબ પાસે પૈસા વગેરેના પ્રબંધને સારૂ રતલામ મોકલ્યો, કારણ કે કુંભનો સમય ઘણો પાસે આવી ગયેલો હતો. તેણે રતલામ જઈને જોયુ તો ચારેપાસ શોક જોયો. તપાસ કરતાં તેને જણાયું કે, રાણી સાહેબનો સ્વર્ગવાસ થયેલો હોવાથી રાજકુટુંબમાં તથા પ્રજામાં શોક છે! હવે તો પાસો પલટાઈ ગયેલો હતો. સહાયતાને સારૂ નાનામોટા સર્વ કર્મચારીઓને કહેતાં સર્વ બાજુથી નકારમાં જવાબ મળ્યો. રાણી સાહેબનું મૃત્યુ થઈ જવાથી ડ્યોઢીના બધા ખંડો ઉપર સીલ થઈ ગયેલી હતી. અને રાજા પ્રજા સર્વ શોકમાં હતાં. આદમીએ પાછા આવીને એ સમાચાર સ્વામીજીને કહ્યા. ત્યારે પ્રભુની મરજી ઉપર તેઓ આશ્ચર્ય ચકિત થઈ ગયા અને વિચાર કરવા લાગ્યા કે—'હે પ્રભુ શું થાય ? હવે તો વખત પણ નથી કે બીજી કંઈક ગોઠવણ થઈ શકે. આઠ-માસ ઉપર એક વ્યક્તિએ સર્વ પ્રબંધ કરવાનું કહેલું હતું અને હવે તો આઠ દિવસ પણ નથી રહ્યા. મારો ટેક શી રીતે પૂરો થશે ?' સ્વામીજી એ મુંઝવણમાં હતા, એટલામાં અમદાવાદના શેઠ મોહનલાલ ગોવિંદલાલ આવી પહોંચ્યા. તેમને આવવાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યુ કે—'મારા સસરા ગુજરી ગયા છે, અને તેમની એક સારી જેવી મિલકત મને મળેલી છે. આપ આજ્ઞા કરશો તે પ્રમાણે તે પૈકીનો ભાગ મારે ધર્માર્થ ખરચવો છે. કૃપા કરીને કહો, હું તે અર્થ કયે માર્ગે કરૂં ?'

સ્વામીજીએ, રાણી સાહેબની કુંભ ઉપર સહાયતા આપવાની ઘટનાની પૂરી હકીકત તેમને કહીને કહ્યું—"જો આપવુ હોય તો, પવિત્ર અવંતિકાપુરીના

ગીતા જ્ઞાનયજ્ઞના હવનની વેદીમાં તમે તમારા તરફથી થોડી ઘણી આહુતિ આપી દો.” સ્વામીજીની એ વાતનો સહર્ષ સ્વીકાર કરીને, તેમને બીજા કોઇને પણ સહાયતાને સારૂ કહેવાની મના કરી, પ્રબંધ કરવાને સારૂ તેઓ ઉજ્જૈન ચાલ્યા ગયા.

સજ્જનો, ત્યાં ઘણો સારો પ્રબંધ થયો. અહીં એ વિચારવાની વાત છે કે, જે આઠ મહિના પહેલાં આ જ્ઞાનયજ્ઞની સહાયતા કરનારૂં શરીર હતું, તેની સહાયતા તો પ્રભુએ નામંજુર કરી દીધી. અને જેની બિલકુલ આશા નહોતી તેને કોણ જાણે કયાંથી લાવીને તેના દ્વારા સર્વ કાંઈ કરાવ્યું. આ ઘટના જોઇને તે સમયે સ્વામીજીએ કહ્યું હતું કે—'એ પ્રભુ એક તરફથી તોડે છે, તો બીજી તરફથી જોડે છે, વિશ્વાસ જોઇએ.

## ઉજ્જૈન કુંભમાં.





ઈન્દોરમાં કથા સમાપ્ત કરીને સ્વામીજી ઉજ્જૈન ગયા ત્યારે નગરના હજારો આદમી તેમની સાથે ત્યાં સુધી ગયા. ઉજ્જૈનના સ્ટેશન ઉપર સ્વામીજીને એક રાજકર્મચારીએ કહ્યું 'આપના જલુસની તૈયારી થાય છે, માટે આપ પાંચ છ કલાક સ્ટેશન ઉપર જ બિરાજો.' પછી રાજ્યના સ્થાનીય મોટા અમલદારો, નગરના ગૃહસ્થો ડંકા નિશાન, સ્કાઉટપાર્ટી, સંસ્કૃતના વિદ્યાર્થી વગેરે, હાથી, ઘોડા આદિ પણ હતાં, તેવા લાંબા જલુસ સાથે સાંજે સ્વામીજીને ગીતા કેમ્પમાં પહોંચાડી આવ્યા. ત્યાં સ્વાગત કરનારા લોકોને સ્વામીજીએ આશીર્વાદ આપ્યા. ઉજ્જૈનકુંભમાં સ્વામીજીનો ગીતાપ્રચાર પ્રભાવશાળી થયો.

કુંભપર્વ સ્નાન સમાપ્તિને બીજે દિવસે રાજ્ય તરફથી, સર્વ સંપ્રદાયના અખાડા, મહામંડલેશ્વર, તથા મહંતોને, વિદાયગિરિ આપવામાં આવે છે. આ મેળામાં વર્તમાન મહારાજા સાહેબ સ્વતઃ વિદાયગિરિ આપવાને બેઠા હતા. આમંત્રણથી સ્વામીજી પણ ત્યાં ગયા. સર્વ સંપ્રદાયના મહાત્માઓએ, તેમના સર્વના તરફથી મહારાજા સાહેબને આશીર્વાદાત્મક કંઇક બોલવાનું કહ્યું. સ્વામીજીએ આશીર્વાદ આપતાં કહ્યું—'ચાર કુંભોમાં ત્રણ તો ઈંગ્રેજી રાજ્યમાં થાય છે, પણ આપ મોટા પુણ્યાત્મા છો કે આપના રાજ્યમાં પણ એક કુંભપર્વ

થાય છે, જેનાથી ઘેર બેઠે જ આપને સંત સમુદાયનાં દર્શન થઈ જાય છે. અને આપ પણ આર્ય સંસ્કૃતિની મર્યાદાનુસાર તેમનું સન્માન કરો છો. છત્રપતિ શિવાજી મહારાજે જે જાતિમાં ઉત્પન્ન થઈ, હિંદુધર્મની રક્ષા કરી હતી, તે જ મહારાષ્ટ્ર જાતિમાં આપ ઉત્પન્ન થયેલા છો. આપ પણ પ્રાચીન વૈદિક ધર્મની રક્ષા કરો છો. તેથી હું, સર્વ સંપ્રદાયોના મહાત્માઓ તરફથી આશીર્વાદ આપું છું કે, આપ સહકુટુંબ, સપ્રજા, ચિરંજીવી હો, તથા નિરંતર સંત, ગૌ, બ્રાહ્મણ તથા પ્રજાનું પ્રતિપાલન કરતા રહો.' એટલું કહીને સ્વામીજીએ મહારાજા સાહેબના ગળામાં હાર પહેરાવ્યો. ઉજ્જૈન કુંભમેળામાં આવેલા સર્વ મહાત્માઓમાં વહેંચવાને સારૂ 'વિક્રમમિલે' જે 'ગીતાપ્રેમી' કોરનાં ધોતિયાં બનાવ્યાં હતાં તે તેમને પ્રસાદીમાં આપ્યાં. આ નવી વિચિત્ર રચનાને જોઈને મહારાજા સાહેબ ઘણા જ ખુશ થયા. પછી રાજ તરફથી ભેટ પૂજા કરીને, સ્વામીજીને વિદાયગિરિ આપવામાં આવી. તેની સાથે જ શ્રી મહાનિર્વાણી અખાડા આદિ સર્વ સંપ્રદાયોના મહાત્માઓના રાજકીય સત્કાર કરવામાં આવ્યા.

તે પછી અકોલાના શેઠ જગન્નાથપ્રસાદ તથા એસીસ્ટન્ટ કલેકટર બાબુ લક્ષ્મીનારાયણ શ્રી વાત્સવના આગ્રહથી સ્વામીજી અકોલા ગયા. તે શેઠ સપત્નીક વિલાયતથી નવા જ આવેલા હતા. તેથી અકોલાના મારવાડી સમાજમાં બે પક્ષ પડી ગયેલા હતા. સ્વામીજીના પંદર દિવસના વ્યાખ્યાન કથાના પ્રભાવથી તેમનું અંદરઅંદરનું વૈમનસ્ય દૂર થઈ ગયું.

ત્યાંથી નાગપુર જઈને થોડા દિવસ કથા કરી. એક દિવસ હેલ્થ ઑફીસર તૂલી સાહેબે નાનાં ગરીબ બચ્ચાંને દૂધ પાવાને સારૂ રુપીઆની આવશ્યકતા જણાવી સ્વામીજીને કહ્યું—'એક દિવસ આપનું વ્યાખ્યાન મ્યુનિસિપાલીટીના મેદાનમાં થાય તો ઠીક. હું તેમાં ટિકિટ લગાડીશ, તેનાથી ગરીબ બચ્ચાંને દૂધ પાવાના રૂપીઆ એકઠા થઈ જશે.' સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યા પછી, કથા સાંભળવા આવનારાઓ પાસેથી એકએક આનો વસુલ કરવામાં આવ્યો. કેટલાક લોકોએ એક આનાની જગાએ ખુશ થઈને અધિક પણ આપ્યુ. એ આયોજનથી હજારો રૂપીઆ એકઠા થઈ ગયા.

અહીં સ્વામીજીના શિષ્ય માસ્તરોએ એક સ્કૂલ કાઢી છે, જેનું નામ વિદ્યાનન્દ હાઈસ્કૂલ' રાખવામાં આવ્યું છે. એક દિવસ ત્યાં સ્વામીજીએ ઉપદેશ આપીને, કાર્યકર્તાઓને પ્રોત્સાહન તથા આશીર્વાદ આપ્યા, તેથી થોડા સમયમાં સ્કૂલને ઘણા રૂપીઆ મળી ગયા.

# બિહારભૂકંપમાં સહાયતા.






મીજી નાગપુરમાં કૃથા કરતા હતા. એટલામાં બિહારમાં પ્રલયોપમ ભીષણ ભૂકંપ સમાચારથી દેશમાં હાહાકાર વ્યાપી ગયો. ખબર મળી કે આખો પ્રાંત તવા ( સફા ) થઇ ગયો છે, તેથી દેશના સર્વ ભાગોમાંથી સહાયતા પહોંચાડવાના પ્રબંધ થતા હતા.

આ કરૂણાપૂર્ણ બનાવના સમાચાર સાંભળીને સ્વામીજીનું હૃદય દયાર્દ્ર થઇ રહ્યું. ઘણા કથાના શ્રોતાઓએ કહ્યું—'સ્વામીજી, આપ અપીલ કરો તો ઘણું કામ બની જાય.' સ્વામીજીએ અપીલ કરી, તેનાથી સહાયતાર્થે ધડાધડ સામાન આવવા લાગ્યો તેમાં ત્રણ સો ગુણો ચોખા, ઘઉં, દાળ, વગેરે અનાજ, કેટલાક હજાર કામળા, ઘીના ડબ્બા તથા ઘણાં વાસણ હતાં. એક ભક્તે તો પોતાની ખાદીની દુકાનનાં બધાં કપડાં આપી દીધાં હતાં.

આણીપાસ સ્વામીજીનું સહાયતાર્થ સામાન સંગ્રહનું કામ ચાલી રહ્યું હતું, બીજીપાસ ડૉ. ખરે, જે મધ્યપ્રાંતના પ્રધાનમંત્રી હતા, તેમણે પોતાના ઔષધાલયમાં ડબલ્યુ૦ આર૦ પૌરાણિક, જી૦ વી૦ દેશમુખ, પી૦ એન૦ નાયડુ, એચ૦ એન૦ ગોખલે જી૦ એ૦ ઓગલે, ડી૦ વી૦ દેશમુખ તથા ડૉ૦ સેનક આદિ પ્રતિષ્ઠિત પુરૂષોની ઉપસ્થિતિમાં એક રિલીફ સોસાઇટીની યોજના કરી. તેમાં મિનિસ્ટર ખરેએ સ્વામીજીના કાર્યની પ્રસંશા કરી. તેઓ આવીને સ્વાસ્વામીજીને મળ્યા તથા બિહારભૂકંપ સહાય કાર્યમાં સહયોગ આપવા બદલ ધન્યવાદ આપ્યો. એ સંબંધીનો વિસ્તૃત રિપોર્ટ તા-૩૧-૧ ૩૪ ના 'ડેલીમેલ' પત્રમાં છપાયો હતો. તેની નકલ નીચે પ્રમાણે છે—

"The Daily Mail."

31 st. January. 1934.

Swami Sets An Example

About Rs. 4,000 collected in kind and coin at Gita Sermons.

Nagpur. January. 30.

A meeting of the executive committee of the Earthquake Relief Fund, Nagpur was held at the dispensary of Dr.

N. B. Khare, this evening, Dr. Khare, Messrs. W. R. Puranik, G. V. Deshmukh, P. M. Naidu, H. N. Gokhale, G. A. ogale, D. V. Deshmukh, Dr. Sonak and others attended.

Dr Khare announced that since the formation of the committee he approached Swami Vidyananda who has been delivering sermons on Gita on the Patwardhan ground, to exert his influence and collect donations for the fund from his audience and it was gratifying to note that he made personal appeal and has already obtained donations in the shape of grain, cloth and utensils to the value of Rs 4,000 *approximately and cash Rs 400. it is expected that* he will be able to obtain much more during the two or three days more for which he will be lecturing.

Dr. Khare stated that he had already expressed his thanks to Swamiji and the committee unanimously adopted a resolution, thanking the Swamiji and his assistant Lala Mohanlal for the services rendered by them in the cause of the distressed.

પછી નાગપુરથી કુલ સામાન લઇને દસ સ્વયંસેવકો સાથે સ્વામીજી જાતે બિહાર ગયા. મુંગેરમાં જઇને કેમ્પ કાયમ કર્યો. સરકારે સામાન લઈ જવા આદિની તરત જ સવડ કરી આપી હતી. મુંગેર જઇને સ્વામીજીના તરફથી જે નોટીસ કાઢવામાં આવી હતી તે નીચે પ્રમાણે છે—

ॐ

અહીં સર્વસાધારણ લોકોની સહાયતાને સારૂ
અનાજ, કપડાં, સાડિયો, કોટ, ખમીસ, તથા વાસણ આદિ
નાગપુરથી શ્રી સ્વામી વિદ્યાનન્દજી ગીતાવાચસ્પતિ લાવ્યા
છે. ખાસ કરીને મધ્યમ શ્રેણિના લોકો વિના સંકોચ અહીં

જાહેર અગર ગુપ્ત રીતે આવીને પ્રભુપ્રસાદ સમજીને લઈ જાય.

ઠેકાણું—સ્ટેશન પાસે મુંગેર.

નિવેદક—

ગી૦ કે૦ મ૦ ત્રિવેણીગિરિ એતવારપુરી.

બાબુ દુર્ગાપ્રસાદ, ધનતોલી.
હરિલાલ, સીતાવર્ડી.

**નોટ**—ગામના દેહાતી ભાઇઓને સૂચના આપવામાં આવે છે કે, ઊપર લખેલા મુકામ ઊપર આવીને, કાપડાં, કામળા તથા અનાજ વગેરે લઈ જાય. શહેરના જાણકાર ભાઇઓને વિનતી કરવામાં આવે છે કે, જે ગામમાં જરૂરત હોય તેની સૂચના આપવામાં આવે તથા ત્યાં સામાન પહોંચાડવાનું સાધન બતાવીને અમોને મદદ કરે.

આ નોટિસ પ્રમાણે કામ શરૂ કરી દીધું. કેટલાએ પ્રતિષ્ઠિત લોકોને રાતમાં ઘેરબેઠે ગુપ્ત રીતે સહાયતા અપાવા માંડી.

સ્વામીજીનો સ્ટોક દેખીને પં૦ જવાહરલાલ નહેરૂ તથા જીલ્લા કલેક્ટરે ખુશ થઇને કહ્યું હતું કે—'આવો ઉત્તમ સામાન કોઈ સ્ટોરમાં નથી'. એ હતું પણ બરાબર. કારણ કે સ્વામીજીની કથામાં દક્ષિણી બહેનોએ કીમતી સાડીઓ અને ઉત્તમ સામાન શ્રદ્ધાપૂર્વક આપેલો હતો, એ ઘરમાંનો સામાન હતો, બજારનો સસ્તો ખરીદેલો નહોતો.

સ્વામીજી કદીકદી શહેરનાં ખડેરોમાં ફરવા નીકળતા હતા, એક વાર રાતમાં એક વૃદ્ધ માણસ તમાકુ પીતોપીતો ભગવાનને ગાળો દઈ રહ્યો હતો, તેની વૃદ્ધા સ્ત્રી પણ રોતીકકળતી કંઇકંઈ કહી રહી હતી. સ્વામીજીએ દુઃખનું કારણ પૂછતાં તેણે કહ્યું—'શું, કહીએ! અમારૂં મોત ન આવ્યુ. ભગવાનના ઘરમાં પણ ન્યાય નથી. અમારી કાંઈ કસુર નહોતી, સફાચટ થઈ ગયાં છીએ.' સ્વામીજીએ કહ્યુ—'નાગપુરથી એક મહાત્મા આવેલા છે તે બધાને ખાવા પહેરવાની મદદ કરે છે, તેમની પાસેથી લઇ આવો.' એ સાંભળી તેમણે જવાબ દીધો—'ત્યાંથી જ લાવીને ખાઇએ છીએ, આ મકાનમાં અમારો દિકરો દબાઇને મરી ગયો છે, તેથી અમે ઘણાં જ દુઃખી છીએ.' સ્વામીજીએ એ સાંભળીને સવારમાં જ, કાટમાળકચરો હઠાવવાનું જે કામ ધીરેધીરે નંબરવાર થતું હતું તે કામ ત્યાં પહેલું જલદી કરાવવામાં મદદ કરી તેથી તેમનો દિકરો તેર દિવસ પછી પણ જીવતો નીકળ્યો. તેને આટલા દિવસ સુધી જીવતો શી રીતે રહ્યો, તે પૂછતાં તેણે જણાવ્યુ કે—'મારી કરિયાણાની દુકાન સાથેની હવે-

લીના કાટ નીચે દબાઈ ગયેલી હતી, તેમાંની બદામ, દ્રાક્ષ ખાતો અને તૂટેલી પાઈપમાંથી વહેતું પાણી પીતો હતો.' તેનો જીવ સ્વામીજીના શીઘ્ર કચરો હઠાવવાના ઉદ્યોગથી બચ્યો. તે સમયે સ્વામીજીએ કહ્યું હતું કે—'પ્રભુ ધ્રુવ, પ્રલ્હાદની પેઠે જેની રક્ષા કરે છે તેને મારવાની તાકાત કોની છે?'

તે સિવાય બીજી પણ એવી વિચિત્ર ઘટનાઓ બની હતી પણ તે સર્વેનો અહીં ઉલ્લેખ કરવાની જગો નથી. સ્વામીજી પોતાની સાથે જે શુદ્ધ ખાદી લઈ ગયેલા હતા, તેને સ્વયંસેવકોએ કીંમત આપી લેવાની ઈચ્છા દર્શાવી. કારણ કે તેઓ તાત્કાળિક નીકળેલા હતા અને જ્યાં ત્યાં દુર્ગમ સ્થાનોમાં ફરી ફરીને તેમને સેવા કરવાની હોવાથી તેમની સાથે વધારે સામાન પોસાય તેવું નહોતું. સ્વામીજીએ કહ્યું—'અમારી પાસેનો સર્વ સામાન સહાયતા કરવાને સારૂ છે, તેથી પ્રભુપ્રસાદ સમજીને વગર કીંમતે લઇ લો' એમ કહીને જરૂર પ્રમાણે શુદ્ધ ખાદી તેમને વહેંચી આપી.

તે જ પ્રમાણે સ્ટોકમાં ઘણાં ફ્રૉક અને ચડ્ડિયો હતી. ત્યાં એક એંગ્લો ઇન્ડિયન છોકરીઓની બોર્ડિંગ હતી. તેનો સર્વ સામાન નષ્ટ થઈ જવાથી, ત્યાંની કાર્યકર્ત્રિયોએ આવીને સ્વામીજીને પૂછયું—"શું, અમે લોકોને પણ કાંઈ સહાયતા મળી શકશે ? સ્વામીજીએ ફ્રૉક ચડ્ડિયો તેમને વહેંચી આપી.

કોઈ આદમીએ કલેકટર સાહેબને ફરિયાદ કરી કે—'સ્વામીજી, માત્ર-હિંદુઓને જ મદદ કરે છે'. તેથી કલેકટરે આવીને પૂછયું—'શું, આપ કેવળ હિંદુઓને જ સહાયતા કરવા- આવ્યા છો?' સ્વામીજીએ કહ્યું—'ના, અહીં સર્વેને સહાય પ્રદાન કરવામાં આવે છે. કોઈ જાતિ અગર ધર્મનો અહીં સવાલ જ નથી. આ તો મનુષ્ય તો શું, પણ જીવમાત્રને સહાયતાનું કાર્ય છે.' એમ કહીને સ્વામીજીએ, સામાન આપ્યાનું નામ જાતિ સહિતનું રજીસ્ટર તેમને દેખાડયું, જેમાં સર્વ સહાય પ્રાપ્ત કરનારાનાં પૂરાં નામ તથા ઠેકાણાંનું વીવરણ નોંધેલું હતું. એટલામાં જ એક સમૃદ્ધ, મુસલમાન મોલવી જેમનો બંગલો ગીતા કેમ્પની સામે જ હતો, તેમણે આવીને કલેકટર સાહેબને કહ્યું કે-'મારી પાસે પણ કેટલાક લોક એ જ ફરિયાદ લાવેલા હતા કે, અહીં હિંદુઓનો પક્ષપાત કરવામાં આવે છે. તેથી મેં એક મુસલમાનને મોકલ્યો, પરંતુ તેને પણ જે પ્રમાણે હિંદુઓને મદદ આપવામાં આવે છે તે જ પ્રમાણે મદદ આપવામાં આવી. હું રોજ જાતે જોતો રહુ છું કે અહીં કોઈ ધર્મવાળાની તરફ

દારીની ગંધ પણ નથી. તેથી સ્વામીજીની મદદમાં મેં મારા દીકરાને તેમના રિલીફ મંડળમાં વોલેંટિયર બનાવ્યો છે'.

તે ઉપર સ્વામીજીએ કહ્યું હતું કે—'સંતોના દરબારમાં પક્ષપાત નથી હોતો. અમે તો સર્વને પ્રભુમય જોઇને સર્વની સાથે સમાન વ્યવહાર કરીએ છીએ. જ્યારે હું નાગપુરમાં સહાયતાર્થે સામાનનો સંગ્રહ કરતો હતો, તે સમયે ભવાનીશંકર નિયોગી હાઇકોર્ટ જજ્જ મારી પાસે આવ્ય, અને સો રૂપીઆની નોટ આપતાં બોલ્યા કે—'આપ જે કામ કરો છો તે આપના સ્વરૂપને અનુકૂળ જ છે હું પણ આ પરોપકાર યજ્ઞમાં આ આહુતિ આપુ છું. અમારે સરકારી રિલીફ ફંડમાં કાંઇ ને કાંઈ આપવું તો પડે છે જ, પણ આપને આપેલું તો, જરૂર ગરીબ લોકો સુધી સીધું પહોંચી જશે.'

સજ્જનો ! નિયોગી સાહેબે જે કહ્યું, તે એવા જ ભાવથી હતું કે, મહાત્માઓને ત્યાં પક્ષપાત હોતો નથી. તેઓ જ્યાં જેવું દેખે છે ત્યાં તેવું જ કરે છે.

સ્વામીજી દ્વારા ભૂકંપ પીડિતોમાં, વિતરિત અન્ન, વસ્ત્ર તથા અન્ય સામગ્રીની અમૂલ્ય સહાયતાથી, ત્યાંના લોકોની કેટલી ઉપયોગી સેવા થઈ, તેને સારૂ ત્યાંના કેટલાંક તત્કાલીન સમાચાર પત્રોનાં ઉદ્ધરણ, વિભિન્ન સહાયતા કમિટિયો તથા વિશિષ્ટ મહાનુભાવોના આભારદર્શક પત્રો, અહીં પ્રકાશિત કરવામાં આવે છે—

નાગપુરનું સુપ્રસિદ્ધ ઇંગ્રેજી પત્ર 'હિતવાદ' પોતાના તા. ૧૫ ૨-૩૪ ના અંકમાં લખે છે કે—

'Hitawada' Thursday, February 15-1934.

Swami Vidyanandji At Monghyr.

Relief Work.

"Nagpur Rice centre" to be opened.

Monghyr. Frb. 11

Pandit Jawaharlal Nehru arrived here on Saturday and visited the different relief centres in the town. Soon after his arrival a combined meeting of the Bihar Central Relief Committee Monghyr, and the Congress Relief Committee was

held, at which Swami Vidyanand Geeta Bachaspati, who had specially come here from Nagpur to see things with his own eyes and organise relief, also attended at the special request of both the Committees.

After discussions lasting serveral hours, the following two resolutions on the motion of Swami Vidyanand were unanimously adopted.

(1) In as much as the middle class people feel shy to come to relief centres to ask for help, be it resolved that, seven days ration be distributed to every middle class family at a time.

(2) This Committee further recommends that a fresh census should be taken to facilitate the relief work ( of the town of Monghyr ).

Goswami Tribeni Giri, Messrs Harilal Tamboli, Durga Prasad Mujumdar, Etwar puri who have come here from Nagpur with Swamiji, are doing useful work and have taken up the town of Monghyr and the neighbouring villages for relief work.

The middle class people being the most hard hit, Vidyanandji Maharaj is extending his chaerity to them very secretly, and many such families have been provided with clothings, blankets, utensils and rations. As the articles sent from Nagpur are all brand new, the Central Committee has expressed great satisfaction and decided that these may only be distributed to middle class people. Swamiji at present has gone to Vasudeopur near Monghyr to open the "Nagpur Rice Centre" there for the distribution of rice mong the stricken people.

## પીડિત જનતાની રક્ષાર્થે સ્વામીજી મુંગેર ગયા.

મુંગેર તા. ૧૧ ફેબ્રુઆરી—પં૦ જવાહરલાલ નેહરૂ મુંગેર પધાર્યા અને જૂદાંજૂદાં કેંદ્રોનું નિરિક્ષણ કર્યું. 'બિહાર સેન્ટ્રલ રિલીફ કમીટી' તથા 'કોંગ્રેસ રિલિફ કમીટી' એ બંનેની મીટીંગ થઇ. તેમાં શ્રી સ્વામીજીને, જે નાગપુરથી સામાન લઇને સહાયતાને સારૂ ગયેલા હતા તેમને ખાસ કરીને નિમંત્રણ આપવામાં આવ્યું ત્યાં ઘણી વાટાઘાટ થયા પછી સ્વામીજીએ બે ઠરાવ મૂકયા.

(૧) મધ્યમ વર્ગના પીડિતોને ભોજન સામગ્રી મોકલવામાં આવે. તથા

(૨) મુંગેરના લોકોની સહાયતા સારૂ ત્યાંના મનુષ્યોની ગણતરી કરવી.

એ બંને ઠરાવ સર્વાનુમતે પાસ થયા. ત્યાં સ્વામીજીએ કપડાં વાસણ, અનાજ તથા અન્ય પદાર્થોનું મધ્યમ શ્રેણીના મનુષ્યોમાં વીતરણ કર્યું.

(૨)

બિહાર સેન્ટ્રલારલીફ કમીટી.

(બ્રેંચ) મુંગેર તા. ૧૪-૧૧-૩૪

**શ્રદ્ધેય શ્રી ૧૦૮ સ્વામી વિદ્યાનન્દજી મહારજની સેવામાં,**

મહોદય !

સેવામાં નિવેદન કે શ્રીયુત્ કૃષ્ણમોહન પ્યારેપ્રસાદ સિંહજી આપની પાસે આવે છે. તેમને, હવે આપની પાસે જે કોઈ પ્રસાદી શેષ રહેલી હોય તે સોંપી દેવાની કૃપા કરશો. તેઓ જીલ્લા રિલીફ કમીટી તરફથી આપે કહ્યા પ્રમાણે સામાન લેવાને આપની સેવામાં આવે છે. અત્યાર સુધી આપે આ શહેરના અભાગી ભૂકંપપીડિતોને સારૂ આપની પ્રસાદી દ્વારા જે કાંઈ ઉપકાર કરવાની ઉદારતા દેખાડી છે તેને સારૂ શહેર આપનું ચિરઋણી રહેશે. કૃપા રાખશો.

ભવદીય

નિરાપદ મુખરજી, સભાપતિ

(૩)

**બિહાર રિલીફ કમીટીને આપેલા સામાનનો સ્વીકૃતપત્ર.**

To Swami Vidyanandji.

Sir,

I thankfully accept your offer of some bags of rice, clothes and utensils and two bales of blankets (one open) on behalf

of my Committee for distribution to deserving persons affected by Earth quake I beg it thank you on behalf of the people of Monghyr for your financial and sympathetic help at this critical juncture of their lives. We also appreciate the distribution, you have made to a large section, especally the middle class people.

.Yours faithfully
N. Mukerji
14, 2, 34.

શ્રી સ્વામીજી !

આપે મોકલેલો સામાન—અનાજ, ચોખા, વાસણ, બ્લેંકેટ્સ આદિ વસ્તુઓ, ભૂકંપથી પીડિત લોકોને સારૂ અમને પ્રાપ્ત થઇ. એ અનુગ્રહને સારૂ હું આભારી છું. તથા પીડિત જનોના તરફથી આપનો ઉપકાર માનું છું.

આપનો
નિ૦ મુખરજી. ૧૪-૨-૩૪.

( ૪ )

Ram Krishna Mission.
Relief Camp, Monghyr.

Received with thanks from Swami Vidyanandji of Nagpur the following artcles, clothing etc for the relief work at Monghyr.

(1) Rice 3 bags 8¼ maunds.
(2) Atta 3 bags 2 maunds.
(3) Wheat 1 bags 2 maunds.
(4) Dal 1 bags 2¼ maunds.
(5) Blanket 1 Bunndle ( Original Packing )
(6) Utensils 1 bag.
(7) One bundle Clolthng

Swami Sarveshanand.
13 - 2 - 34.

શ્રી રામકૃષ્ણમીશન રિલીફ કેમ્પ, મુંગેર
૧૩-૨ ૩૪.

ભૂકંપપીડિત લોકોમાં વિતરણ કરવાને સારૂ નાગપુરથી આવેલા સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ દ્વારા આવેલા નીચે લખેલા સામાનનો હું સધન્યવાદ સ્વીકાર કરૂં છું.

ચોખા મણસાડા આઠ બંગાળી, આટો મણ ૨ બંગાળી, ઘઉં મણ બે બંગાળી, દાલ મણ ૨॥ બંગાળી, બ્લેંકેટ ગાંસડી એક, વાસણ કોથળો એક તથા કપડાં ગાંસડી ૧.

સ્વામી સર્વેશાનન્દ.

( ૫ )

સાર્વજનિક દવાખાનામાં આપેલી વસ્તુની પ્રાપ્તિ સ્વીકૃતિ.

Received the following clothing from Swami Vidyanand of Nagpur on 14, 2, 1934 for the use of male and female patients of the Sadar Hospital, Monghyr, with thanks :—

| | | | |
|---|---|---|---|
| Black bed Sheet | ... | ... | 5 Pairs |
| White " " | ... | ... | 34 only. |
| Bed sheets White and thick | | ... | 2 only, |

One thin drill of 13 yards.

Assistant Surgeon
Sadar Hospital.
Monghyr.
14. 2. 34.

નાગપુરથી આવેલા સ્વામી વિદ્યાનન્દજી દ્વારા તા૦ ૧૪—૨—૩૪ ના રોજ સદર દવાખાનાના પુરૂષ તથા સ્ત્રી દર્દિયોના વાપરને સારૂ આવેલાં કપડાં, ચાદરો તથા ડ્રીલ સધન્યવાદ રાખી લેવામાં આવ્યાં છે.

આસીસ્ટન્ટ સર્જન સદર હોસ્પિટલ માંગીર.
૧૪—૨—૩૪

મુંગેરના ભૂકંપથી પીડિત લોકોને ધોતિયાં, સાડી, વાસણ, કપડાં, બ્લેંકેટ,

કામળિયો તથા અનાજ આદિ વસ્તુઓનું વિતરણ સ્વામીજીએ જાતે પણ કરેલું હતું તેના સંબંધમાં મુંગેરના કલેક્ટર સાહેબનો આવેલો પત્ર—

( ૬ )

Monghyr.

A relief party from Nagpur C. P. which came with Swami Vidyanand has distributed a good deal of grain, blankets, clothing ( Dhotis and Saris ) and utensils to needy persons in Monghyr, suffeing from the effects of the earth qrake this help has been very welcomed.

P. Menan
Collector,
Monghyr
14. 2. 34.

નાગપુર ( સી૦ પી૦ ) થી સ્વામી શ્રી વિદ્યાનન્દજી એક સહાયક-મંડળ સાથે આવેલા હતા. તેમણે ઘણું અનાજ કામળા, કપડાં ( ધોતિયાં તથા સાડીઓ ) તથા વાસણ ભૂકંપ પીડિતોને મુંગેરમાં વહેંચેલાં છે. આ ઉચિત સમય ઉપર અપાયેલી મોટી સહાયતાને સારૂ અમે તેમનું અભિનંદન કરીએ છીએ.

પી૦ મેનન, કલેક્ટર મુંગેર.

## દક્ષિણ હૈદરાબાદમાં ગીતાપ્રચાર.





ઉપર પ્રમાણે જુદીજુદી સકથાઓમાં નાગપુરથી લાવેલા સામાનનું વીતરણ કરતાં વધેલો સામાન ‘ મારવાડી રિલીફ સોસાયટી ’ માં આપીને સ્વામીજી કાશીમાં શ્રી વિશ્વનાથ-જીનાં દર્શન કરી ૐકારનાથ ચાલ્યા ગયા. ત્યાં કેટલાક શ્રી મહાનિર્વાણી અખાડાના મહાત્માઓએ કહ્યું—‘ સ્વામીજી, આપ દક્ષિણ હૈદરાબાદ જઇને ગીતા પ્રવચન કરો. ત્યાં પ્રચાર પણ થશે અને મહાત્માઓનું સન્માન પણ વધશે. ’ એ લોકોની સાથે નિજામ હૈદરાબાદ જઇને સ્વામીજીએ જગન્નાથ દ્વારાની જગામાં ગીતાની કથાનો આરંભ કર્યો. દશ

પંદર દિવસ કથા થઈ પણ ઠીકઠીક સંખ્યામાં લોક આવ્યા નહીં. એટલે સનાતનધર્મ સભાના સેક્રેટરીએ કહ્યું—'સ્વામીજી, આપ ખાસખાસ લોકોને નિમંત્રણ પત્ર મોકલશો ત્યારે તે આવશે. એવો અહીંનો રિવાજ છે.' સ્વામીજીએ જવાબ આપ્યો—'આ તો પ્રભુની વાણીનો પ્રચાર થાય છે, જેનું સુભાગ્ય હશે તે સાંભળશે.' અહીં પણ વાત એ હતી કે હિંદુઓ ભેગા થવામાં ડરતા હતા.

પ્રભુની ઇચ્છાથી એક દિવસ ત્યાંના રાજા સરકૃષ્ણપ્રસાદ, જેમની ઉમર લગભગ પચોતેર વર્ષની હશે તેઓ કથા સાંભળવાને આવ્યા. એક દિવસ તેઓ સ્વામીજીના નિવાસસ્થાન ઉપર આવીને એકાંતમાં કહેવા લાગ્યા કે—'આપને મારે બે વાતો કરવાની છે. પછી તેઓ દુઃખી મનથી કહેવા લાગ્યા કે, આ મારો દિકરો છે, એનું નામં ખ્વાજા પ્રસાદ છે. તેને હજી સુધી નિજામ સરકારે મારા ઉત્તરાધિકારીની મંજુરી આપી નથી.' સ્વામીજીએ કહ્યુ—તેની ચિંતા ન કરો, પ્રભુ કૃપાથી સર્વ ઠીક થઈ જશે, આ ગીતાના અગિયારમા અધ્યાયના 'તસ્માત્વમુત્તિષ્ઠ' શ્લોકનો નિત્ય અગિયાર વખત જપ કર્યા કરો ? તેમના પુત્રે શ્રદ્ધાથી તેમ કરવા માંડયુ. ત્રીજે દિવસે સરકારે બોલાવીને કહ્યું—'અમુક દિવસે દરબારમાં, તમારા કુવરને ઉત્તરાધિકારી થવાની મંજુરી આપવામાં આવશે.' તેથી રાજા સાહેબની શ્રદ્ધા વધારે વધી ગઈ, અને તેઓ નિત્ય કથામાં આવવા લાગ્યા. પછી તેમની દેખાદેખી એટલી ભીડ થવા લાગી કે, એક સફેદ ચાદર માત્ર કેટલાક રાજાઓને બેસવાને સારૂ જ પથરાવા માંડી.

ત્યાંની ભીડમાં એક વિચિત્રતા એવી જોઇ કે, કેટલાક આદમિયોની જુદીજુદી ટોળિયો વચમાં તાડીનું પાત્ર મૂકીને કથામાં બેસતી હતી. તેમાંના લોક કથા સાભળતા હતા અને થોડીથોડી વારે તાડી પીતા જતા હતા. એ દેખીને સ્વામીજીએ મના કરતાં તેમણે કહ્યું—'આને પીને કથા સાંભળવામાં ઘણો આનદ આવે છે.' એ દેશમાં તાડી પીવાનો ઘણો રિવાજ છે.

ત્યાંના અભ્યાસિયોને પણ ગીતા પ્રતિયોગિતામાં પારિતોષિક આપવામાં આવ્યાં હતાં. કથા સમાપ્તિ વખતે સનાતનધર્મ સભાના સભ્ય, હાઇકોર્ટના જડ્જ ગિરિરાવ તથા રાજા ધનરાજગિરિ આદિ પ્રતિષ્ઠિત નાગરિકોએ સ્વામીજીને સ-સન્માન વિદાય કર્યા.

# વડોદરામાં શ્રી શંકર જયંતિ





ત્યાં થી સ્વામીજી વડોદરે આવ્યા. એક દિવસ ત્યાંની વિદ્વાન મંડળીએ તારકેશ્વરના મંદિરમાં ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યજીનો જયંતિ મહોત્સવ ઉજવ્યો. તેમાં સભાપતિના સ્થાન ઉપરથી સ્વામીજીએ જે વાખ્યાન આપ્યું તેનો સાર નીચે પ્રમાણે છે—

'ભગવાન શંકરાચાર્ય વ્યવહાર અને પરમાર્થ બંને માર્ગોના પ્રદર્શક હતા. તેમણે ચારે ધામની પુનઃ સ્થાપના, વર્ણાશ્રમ ધર્મ મર્યાદા, બ્રાહ્મણોના દસવિધ ભેદ તથા વેદ વિરૂદ્ધ મતોનું ખંડન કરીને વ્યવહાર તથા પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય રચના કરીને અદ્વૈત મત પ્રતિપાદનથી પરમાર્થ સાધન કર્યું. અદ્વૈત સિદ્ધાન્ત મનુષ્યની સંપૂર્ણ શાંતિનો સાધક છે. અમારી ચાહના છે કે આચાર્ય ચરણના સદુપદેશ માર્ગે ચાલીને મનુષ્ય 'तद्धाम परमं मम' ને પ્રાપ્ત થાય.'

તેના આઠ દિવસ પછી પ્રોફેસર માણેકરાવજીના અખાડામાં છત્રપતિ શિવાજીના જયતી મહોત્સવ ઉપર સ્વામીજીને નિમંત્રણ કરવામાં આવ્યુ. તે સમયે ત્યાં સર્વ શ્રેણીના સરકારી અધિકારી તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપસ્થિત હતા. પ્રોફેસર સાહેબે ઉપદેશ કરવાની પ્રાર્થના કરતાં સ્વામીજીએ કહ્યું—'મુસલિમ રાજ્યકાળમાં હિંદુ ધર્મ તથા સમાજના રક્ષક ત્રણ રાજનૈતિક મહાપુરૂષ થઈ ગયા છે, એક પંજાબમાં ગુરૂ ગોવિંદસિંહ, બીજા મેવાડમાં રાણા પ્રતાપ તથા ત્રીજા દક્ષિણમાં છત્રપતિ શિવાજી મહારાજ. આજ આપણે શિવાજીના જયંતી મહોત્સવ પ્રસંગે એકત્ર થયેલા છીએ. જે જાતિમાં વીર પૂજા થાય છે તે જાતિમાં શૂરવીર ઉત્પન્ન થાય છે. હું આપ લોકોને સામાન્યતઃ હિંદુ રાજાઓની અને તેમાં ખાસ કરીને છત્રપતિ શિવાજી મહારાજની વિશેષતા બતાવું છું. હિંદુ નૃપતિ જગોજગોએ મંદિરો બધાવે છે ખરા પણ મસ્જિદો તોડતા નથી. હિંદુ રાજા પોતાની પ્રજાને સમાન દ્રષ્ટિથી દેખતા હતા, જ્યારે મુસલમાન બાદશાહ ઘણા જ ભેદવાદી હતા. તથા હિંદુ રાજાઓના રાજ્યમાં સર્વ ધર્મોની રક્ષા તથા સન્માન થતાં હતાં, પરંતુ યવન રાજ્યકાળમાં એ વાત નહોતી. હિંદુ રાજા કોઈના ધર્મ ઉપર પણ આઘાત પહોંચાડતા નહોતા. છત્રપતિ શિવાજીએ સર્વથા પ્રતિકૂળ સમયમાં, પ્રબળ વિરોધિયોના

અસ્તિત્વમાં પણ બૃહત્ હિંદુ રાજ્યની સ્થાપના કરી. તેમના ગુરૂ સમર્થ સ્વામી રામદાસના તરફથી તેમને દૈવીશક્તિ તથા પ્રેરણા મળ્યા કરતી હતી.

હવે હું આપને છત્રપતિના ત્યાગ તથા ગુરૂસેવાના મહત્વ ઉપર એક વાત કહું તો તે અહીં અપ્રાસંગિક નહીં થાય, તે એ કે, એક દિવસ રામદાસ સ્વામીએ શિવાજીના દરવાજા ઉપર "નારાયણ હરે" નો અવાજ કરીને ભિક્ષા માગી. શિવાજીને વિચાર થયો કે—'મારાથી તેમને શું આપી શકાય તેમ છે? એવા મહાપુરૂષને આપવા જેવું મારી પાસે છે જ શું?' એવો વિચાર કરીને એક કાગળના ટુકડા ઉપર 'આ બધું રાજ્ય આપને અર્પણ છે' એવું લખીને સ્વામીજીની ઝોળીમાં નાખી દીધો. એ જોઇને ગુરૂ રામદાસ બોલ્યા—'અરે શિવાજી! આને લઇને હું શું કરીશ, રોટલીનો ટુકડો આપ્યો હોત તો ખાઈ પણ શકત'. એ સાંભળીને શિવાજીએ કહ્યું—'ચાહે તે કરો, પણ હવે તો આ રાજ્ય આપનું છે.' એ સાંભળીને સ્વામી રામદાસજીએ ઉત્તર આપ્યો—'તું મારો શિષ્ય છે, ગુરૂભક્ત સેવક છે, મારી આજ્ઞાથી મારા તરફથી તું આ રાજ્યનો પ્રબંધ કર'. આ મહારાષ્ટ્રીય કિંવદંતી છત્રપતિના આત્મત્યાગ તથા ગુરૂ ભક્તિના મહત્વનો બોધ કરે છે, આજ પણ ઘણેભાગે મહારાષ્ટ્ર (મરેઠા) રાજાઓના ઝંડા ગુરૂભક્તિસૂચક ભગવા રંગના હોય છે. ઇતિહાસની એક વાત છે કે—એક સમયે છત્રપતિ શિવાજીના એક સેનાપતિએ, કોઈ નવાબને જીતીને લૂંટમાં તેની એક સુંદર બેગમને શિવાજી મહારાજ પાસે લાવીને કહ્યું—'અન્નદાતા, આ સુંદર ભેટ આપને સારૂ લાવ્યો છું, આપ તેનો સ્વીકાર કરો'. શિવાજી મહારાજે ભરદરબારમાં તે બેગમને પ્રણામ કરીને કહ્યું—આહા, આવી સુંદર માતાને પેટે મારો જન્મ થયો હોત. તો હું પણ કેવો ખૂબસૂરત હોત' એવું કહીને સૈનિકોને કહ્યું—'હવેથી આ પ્રમાણે કોઈ પણ સ્ત્રી પ્રત્યે આવો વર્તાવ કરવો નહીં. કેવો ઉંચો આદર્શ અને વર્તાવ? મહારાજ છત્રપતિનાં ઈષ્ટ ભગવતી માતા ભવાની હતાં.

## શક્તિનો મહિમા






સ્વામીજીનું શક્તિની ઉપાસનાના સંબંધમાં કહેવું ઠીક જ હતું. શક્તિની ઉપાસના વગર સફળતા પ્રાપ્ત થઈ શકતી નથી. ગુરૂ ગોવિંદસિંહે શક્તિ ભગવતીની ઉપાસના કરીને કાર્યનો આરંભ કરેલો હતો. મહારાણા પ્રતાપના પ્રભાવનું કારણ ભગવતી દેવી જ હતાં. બ્રાહ્મણ લોક

ગાયત્રી માતાના મહિમાથી બ્રહ્મવર્ચસ્વનો લાભ કરીને સર્વશ્રેષ્ઠ મનાય છે. શ્રી શંકરાચાર્યે શ્રી યંત્ર શક્તિની શારદામઠમાં પ્રતિષ્ઠા કરી હતી વધારે શું કહીએ, પાઠકગણ પ્રત્યક્ષ જ દેખી, સાંભળી અને અનુભવ કરી રહ્યા છે કે જે, વર્ષોથી ભારતવર્ષમાં અનવરત ધર્મોપદેશ દેતા રહ્યા છે, જેમણે ઘેરઘેર જ નહીં પણ સર્વના હૃદય મંદિરમાં ગીતાજ્ઞાન દેવતાની સ્થાપના કરી દીધેલી છે, તે કૌપીનવન્તઃ ખલુ ભાગ્યવન્તઃ' એકાકી સંન્યાસી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને જે સફળતા મળી છે, તે સર્વ શ્રી ગીતામાતાની અનન્યોપાસનાનું પરિણામ છે.

## અમદાવાદમાંથી સ્વામી વિદ્યાનંદજીનું એકાએક હિમાલય પ્રયાણ



ડાદરેથી અમદાવાદ જઈને સ્વામીજીએ ત્યાં ત્રણ માસ ગીતાની કથા કરી. જ્યારેજ્યારે સ્વામીજી બહાર જવાનો વિચાર કરતા હતા ત્યારેત્યારે ત્યાંના લોકો તેમને સાગ્રહ રોકી લેતા હતા. સ્વામીજીના ચિત્તમાં બહુ ઉપરામતા આવી ગયેલી હતી, તેથી તેઓ એક દિવસ વગર કહે રાતે હિમાલય જવાની ઇચ્છાથી, દેહરાદૂનથી ઉપર વીરપુરના જંગલમાં ચાલ્યા ગયા તેમના જવાથી ત્યાંના ભક્ત લોક ઉદાસ થઈ ગયા. 'વિદ્યાનંદ સત્સંગ મંડળ' ની યોજના કરીને તેમણે કામનાથ મહાદેવમાં કથા, કીર્તન, ભજન કરવાનું શરૂ કર્યું. કેટલાએ ભક્તોએ સ્વામીજીના પાછા આવતા સુધીને માટે નિયમો (બાધા) લીધા. જેમ કે એક અન્ન ખાવું, ફલાહાર કરવો, ગીતાપારાયણ કરવું; ઇત્યાદિ.

## વિદ્યાનંદ સંત્સગમંડળમાં સ્વામી શ્રી જયેન્દ્રપુરીજીના ઉપદેશ



અમદાવાદમાં શેઠ સોમનાથ ભૂધરદાસે કામનાથ મહાદેવના એક ભાગમાં વિશાળ મકાન બંધાવેલું હતું અને તેનું ઉદ્ઘાટન સ્વામીજીને હાથે કરાવેલું હતું તે બાબતનો શિલાલેખ તેમાં લગાડેલો છે. તેની વ્યવસ્થા શેઠનાં પુત્રી સૌ ચંદનબ્હેન, જમાઈ શેઠ બદ્રીપ્રસાદ, તથા માવલંકર દાદા

આદિ ટ્રસ્ટી લોક કરે છે. ભક્તોએ સ્વામીજીની અનુપસ્થિતમા આ જ સ્થાનમાં ગીતાજયંતિ મહોત્સવ ૫૦ ૫૦ સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહામંડલેશ્વરની અધ્યક્ષતામાં કરેલો હતો. મહામંડલેશ્વરજીએ ગીતા ઉપર પ્રવચન કર્યા પછી કહ્યું કે—'આપ સર્વે આપના ગુરૂ સ્વામી વિધાનંદજી ઉપર જે પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમ ભાવના રાખો છો, તેનાથી આકર્ષિત થઈને જરૂર તેઓ પાછા આવશે. જેવો તમારો પ્રેમ તેમના ઉપર છે, તેવો જ અમારો પણ તેમની સાથે સ્નેહ છે, કારણ કે ગુજરાતમાં આજ જે ભગવા વસ્ત્રનું સન્માન થાય છે, તે તેમના પ્રચારને કારણે જ છે'.

## દેહરાદૂનમાં ઇસાઇયોને સ્વામીજીનો ઉપદેશ





દેહરાદૂનના વીરપુરના જંગલમાં સ્વામીજી લગભગ ગુપ્તવાસમાં હતા. ત્યાં એક દિવસ કેટલાએક ધર્મપ્રચારક તથા ભ્રમણશીલ ક્રિશ્ચિયનો ફરતાફરતા સ્વામીજીની પાસે આવી ચઢ્યા. વાતચીતમાં સ્વામીજીને એક કુશળ પ્રચારક જાણીને તેમણે ધાર્મિક ચર્ચા છેડી. સ્વામીજીએ સર્વ ધર્મોની એકતા હોવાનું કહ્યું પણ એ વાત તેમને માન્ય ન થઈ, અને આગ્રહપૂર્વક કહ્યું કે—'આપ અમારા મિશનમાં આવીને પાદરિયો સમક્ષ આવીને તેમની સાથે વિચાર વિનિમય કરો, ત્યારે અમારા માનવામા આવશે. પછી તેમના આગ્રહ આમંત્રણથી દેહરાદૂનમાં સંમિલિત ક્રિશ્ચિયન મિશનમાં સ્વામીજીએ એક દિવસ ઉપદેશ કર્યો. તેનો થોડો સાર નીચે પ્રમાણે હતો—

'પ્રિય મિત્રો, ઈશ્વરના પરમપ્રિય પુત્રવત્ અભિન્નાત્મા, 'ઇસુખ્રિસ્ત' એમણે યહુદી સમાજમાં જન્મ ગ્રહણ કરીને, પ્રેમ અને શાંતિનો ઉપદેશ કરી પૃથ્વી ઉપર 'સ્વર્ગરાજ્ય' ની સ્થાપના કરવાની ઉચ્ચ ભાવનાથી, જગતને સારૂ આત્મોત્સર્ગ, એટલે કે—વિશ્વાત્મામાં ક્ષુદ્ર સ્વાર્થનું સંપૂર્ણતાથી વિસર્જન કરી દીધું હતું. અર્થાત્ સાંસારિક વિદ્વેષિયોને હાથે તેમણે પોતાના પંચભૌતિક દેહને નષ્ટ થવા દીધો હતો. ઇસુખ્રિસ્તની શિક્ષા ઘણી જ શાંત છે. પણ આશ્ચર્ય એ છે કે તેને, ઉપદેશોનાં વચનોમાં જ સિમિત કરી દેવામાં આવે છે, જ્યારે કોઈ સ્વાર્થનો પ્રશ્ન આગળ આવી જાય છે ત્યારે ઇસામસીહના સર્વ ઉપદેશો

ખીંટીએ મૂકી દેવામા આવે છે. ઇસુખ્રિસ્તે પહાડ ઉપર ચઢીને ઉપદેશ કરેલો હતો. અહીં તેની થોડી ચર્ચા કરવી એ અપ્રાસ ગિક નહીં ગણાય—

ઉપદેશ વાક્યો—જે કોઈ બીજાને મુર્ખ કહીને સ બોધન કરશે, તે નરકાગ્નિના સંકટમાં પડશે. જો તમે કોઈ મ દિરમાં પૂજા કરવાને ગયેલા હો, અને તમને ખબર પડે કે તમારો કોઈ ભાઈ તમારા વિરૂદ્ધ કઇક અપ્રિય ભાવ રાખે છે, તો તે જ ક્ષણે પૂજા અધુરી મૂકી, પ્રથમ તે ભાઈની સાથે મિત્રતા જોડો, અને પછી આવીને પૂજા પૂરી કરો. જો તમારૂં દક્ષિણ નેત્ર, તમને સન્માર્ગથી ભ્રષ્ટ કરવાનું કારણ બને તો તેને ફોડીને ફે કી દો. કારણ, તમારે સારૂ હિતકર તે જ છે કે—તમારૂં એક જ અ ગ વિનષ્ટ થાય, ન કે સમસ્ત શરીરને નરકમાં નાંખવામાં આવે. અસાધુતાનો પ્રતિરોધ ન કરો, પરંતુ જો કોઈ તમારા એક ગાલ ઉપર આઘાત કરે, તો તેના આગળ બીજો ગાલ ધરો……જો કોઈ તમારૂં પહેરણ ઉતારી લેવા માગે તો તેની સાથે તમારો દુપટ્ટો પણ આપો……એક માઈલ સુધી કોઈ તમને પોતાની સાથે જવાનું કહે તો તમે બે માઇલ સુધી તેની સાથે જાઓ અને જે કરજ માગે તેને ઉધાર આપો. તમે જ્યારે દાન કરો ત્યારે તમારા ડાબા હાથને પણ તે જાણવા દેશો નહીં, કે તમારો જમણો હાથ શું કરે છે. જે માપ થી તમે બીજાને માપશો, તે જ માપથી તમે પણ મપાશો. તમે તમારા શત્રુઓ ઉપર સ્નેહ રાખો, જે તમારૂં અનિષ્ટ ચાહે તેને તમે આશીર્વાદ આપો, જે ઘૃણા કરે તેનું મગળ કરો, જે તમારી નિંદા અથવા દ્વેષ કરે, સતાવે તેને સારૂ પ્રાર્થના કરો.

ઉપર ઉક્ત વાક્યોમાં જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે ઘણા પ્રાચીન કાળથી ગીતામાં આવી ગયેલો છે. જેમકે—

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचार स उच्यते ॥

કર્મેન્દ્રિયો—વાક્, પાણિ, પાદ, પાયુ તથા ઉપસ્થનો સ યમ કરીને જે વ્યક્તિ મન દ્વારા વિષયોનુ ચિંતન કરે છે, તે વિમૂઢાત્મા ( સ દિગ્ધચિત્ત ) પુરૂષ કપટાચારી એટલે કે દાંભિક કહેવાય છે. તેમ જ નીતિશાસ્ત્રનું પણ એક વચન છે કે—

नामन्त्रमक्षरं किञ्चिन्नच द्रव्यमनोषधम् ।
नायोग्य पुरुष कश्चित प्रयोक्तैव तु दुर्लभ ॥

એવો કોઈ અક્ષર નથી કે જે મંત્ર ન હોય, ન કોઈ એવું દ્રવ્ય છે કે જે ઔષધિ ન હોય તથા ન કોઈ એવો મનુષ્ય છે કે જેને અયોગ્ય (મૂર્ખ) કહી શકાય. બસ, પ્રયોગ કરનાર જ દુર્લભ છે.

આપ લોક ભણેલા ગણેલા તો છો, પણ એ વિદ્યા નથી ભણ્યા કે જેના જાણી જવાથી સર્વ કાંઈ જાણી જવાય છે. એ છે, 'શ્રીમદ્ભગવદ્ગીતા'. એક વાર ગીતાને વાંચી જુવો, એ સંવાદને જગત્ ઘણા આશ્ચર્યથી સાંભળે છે કે, લડાઇના પ્રસંગથી શરૂ થયેલું ગીતાશાસ્ર, અસીમ શાંતિમાં સમાપ્ત થાય છે.' અસ્તુ.

. થોડા દિવસ પછી બે ભકતોએ વીરપુર આવી સ્વામીજીને જબલપુર આવવાની પ્રાર્થના કરી. સ્વામીજીએ તેનો નિષધ કરતાં તેમણે કહ્યું—'હજી આપનો એકાંત સેવન કરવાનો સમય નથી, હજી આપના શરીરથી લોકકલ્યાણની આવશ્યકતા છે. આપના ઉપદેશથી અમારા જેવા અનેક લોકોનું કલ્યાણ થશે. જનતા બિલકુલ સંસ્કારહીન થઈ ગયેલી છે, જો આપ તેને છોડીને ધ્યાનાવસ્થિત થઈ જશો તો જગતની ધાર્મિક મર્યાદા વધારે અવનત દશાએ પહોંચી જશે.' તેમની વાત માનીને થોડા દિવસ કાશી આદિ સ્થાનોની યાત્રા કરીને પછી સ્વામીજીએ જબલપુર જવાનો સ્વીકાર કર્યો.

## કાશીમાં ગીતાધર્મ માસિક પત્રની સ્થાપના







રપુરથી પ્રથમ કાશી આવ્યા. એક દિવસ ગંગા કિનારે શિવાલાઘાટ મહાનિર્વાણી અખાડામાં સ્વામીજી ગીતાપારાયણ કરતા હતા તેટલામાં હિંદુ વિશ્વવિદ્યાલયના બે સ્નાતકો સ્વામીજી પાસે આવ્યા. તેમાંનો એક એમ૦ એ૦ તથા બીજો સંસ્કૃતનો વ્યાકરણાચાર્ય હતો. તેમણે કહ્યું—'સ્વામીજી, આપ જેનું પારાયણ કરો છો, તે જ ગીતાનો પ્રચાર કરવાને સારૂ 'ગીતાધર્મ' નામનું એક માસિક પત્ર કાઢવાનો અમારો વિચાર છે. તેમાં આપની આજ્ઞા અને સહાયતાની આશા રાખીએ છીએ'. સ્વામીજીએ સહાયતાના સ્વરૂપ સંબંધમાં પૂછતાં તેમણે જણાવ્યું કે—'આપ અમને પાંચ સો ગ્રાહક બનાવી આપો, બસ, અન્ય કામ અમે સ્વયં કરી લઈશું, કારણ કે અમે ભણેલા છીએ, સારૂં લખી શકીએ છીએ, ઇન્ડિયન

પ્રેસમાં છપાવ્યા કરીશું'. સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો અને કેટલાક બ્રાહ્મણ વિદ્યાર્થિયોને ભોજન કરાવી સમગળ એક ભાડાના મકાનમાં તેની સ્થાપના કરી અને નક્કી કરી દીધું કે, માગશર સુદી ૧૧ એટલે કે ગીતાજયંતીને દિવસે તે પત્ર પ્રગટ થાય. તેના પ્રચારને સારૂ સ્વામીજી વડોદરા, અમદાવાદ, નાગપુર આદિ પોતાના કાર્યક્ષેત્રમાં ચાલ્યા ગયા. ત્યાં કથાના સમયમાં 'ગીતા-ધર્મ' માસિકપત્રના ગ્રાહક બનવાનું પણ કહેતા હતા. પ્રભુની એવી કૃપા થઈ કે, પત્ર નીકળતા પહેલાં જ પાચસોની જગોએ પાંચ હજાર ગ્રાહક બની ગયા. પત્ર સંચાલકોએ તો પાંચસો જ ગ્રાહકોની ઇચ્છા રાખેલી હતી

આ પ્રસગમાં સ્વામીજીને તેડવા વીરપુર ગયેલા ગૃહસ્થના આમંત્રણનું સ્મરણ થવાથી તેઓ જબલપુર ગયા. ત્યાં પણ લોકોએ ઉત્સાહપૂર્વક તેમનો સ્વાગત સત્કાર કર્યો પછી સ્વામીજીને કથા કરવાનો આગ્રહ કરવાથી ગીતાજીની કથા કરી તેની સમાપ્તિ થતાં, જનતા તરફથી સુદરબધુ પ્રેસના અધ્યક્ષ, પ૦ ગોવિંદપ્રસાદ અવસ્થીએ સ્વામીજીને જે સન્માન પત્ર આપેલું હતું તે નીચે પ્રમાણે છે—

## શ્રી પૂજ્યબ્રહ્મનિષ્ઠ સ્વામી વિદ્યાનન્દજીની સેવામાં સંમર્પણ.



આપે જબલપુરમાં પધારી દોઢ માસ સુધી જે ગીતાનો સીધા સાદા ઢંગથી ઉપદેશ, ઉદાહરણો આપીને, અમારા હૃદયમાં સ્રોત વહેવડાવ્યો છે, તેને સારૂ હું મને આપની પ્રશંસા કરવાને યોગ્ય સમજતો નથી. તોપણ આપના સ્વાર્થરહિત પરિશ્રમના ઉપકારના સબધમાં કાંઈ કહ્યા વગર પણ રહેવાતું નથી.

આપે અમો સર્વને ગાઢ નિદ્રામાંથી જાગ્રત કરી, પ્રભુ પ્રેમનો સાચો માર્ગ સુઝાડ્યો છે, તેને સારૂ આભારી થઈને જબલપુરનાં ભાઇબહેનો તરફથી આપને અનેકાનેક ધન્યવાદ આપીને આ સન્માનપત્ર હૃદયથી અર્પણ કરૂં છું.

સુદરબધુ પ્રેસના અધ્યક્ષ—<br>
પ૦ ગોવિંદપ્રસાદ અવસ્થી.<br>
તા૦ ૧૭-૫-૩૫.

પછી અહીંથી, કેટલાક ગૃહસ્થોનાં બોલાવવાથી સ્વામીજી નાગપુર ગયા. ત્યાં થોડા દિવસ કથા કર્યા પછી 'હિંદી ભાષાભાષી સંઘ' તરફથી સ્વામીજીને, જે માનપત્ર આપવામાં આવ્યું તે પૂરેપૂરૂં નીચે પ્રમાણે છે—

ॐ शिवः शरणम्

## मानपत्रम्

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकाराय सतां विभूतयः ॥

શ્રીમાન્ પદવાક્યપારાવારધુરીણ યમનિયમાસનપ્રાણાયામપ્રત્યાહારધ્યાનધારણાસમાધ્યષ્ટાંગયોગસ્થિત શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્યચરણાધ્યાત મહામંડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮ ગોવિન્દાનન્દજી મહારાજપદકિન્જલ્કોદ્ભવ શ્રી શ્રી શ્રી ૧૦૬ સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજની સેવામાં—

ભગવન્ ! એક સમય એવો હતો કે જ્યારે અખિલ ભારતવર્ષ, આપાતરમણીય ચાર્વાક બૌદ્ધાદિ નાસ્તિક મતોથી સંમોહિત થઈને, પોતાના સાચા સનાતન વૈદિક ધર્મને ભૂલી બેઠો હતો. તે સમયે શ્રીમદ્જગદ્ગુરૂ શંકરાચાર્યજીનું જ કામ હતું કે, તેમણે ભારતના ભિન્નભિન્ન ભાગોમાં ફરીને અમારા પ્રાણથી પણ વહાલા સત્ય સનાતન વૈદિક ધર્મની સ્થાપના કરી, તથા તેની સાથે જ દિગ્વિજય પણ પ્રાપ્ત કર્યો, કે જે સમસ્ત સંસારને વિદિત છે. સારાંશ એ કે આજ સુધી ભારતમાં જે કાંઈ સનાતન ધર્મ ટકેલો છે તે શ્રીમદ્જગદ્ગુરૂ શંકરાચાર્યજીની જ કૃપા અને કઠણ તપસ્યાનું ફળ છે.

સ્વામિન્, આ સમયે પણ જો જોવા જઈએ તો ભારત પુનઃ તે જ સંચામાં ઢળાતો જઈ ખાડામાં ઉતરતો જાય છે, પરતુ અમારો એ વિશ્વાસ દ્રઢ થઈ ગયેલો છે કે, આપ પુનરપિ અમારા સત્ય સનાતન વૈદિક ધર્મની રક્ષાને સારૂ, જાણે બીજા શંકરાચાર્ય જ અવતીર્ણ થયેલા છો. તેમના જેવી જ હિમાલયની કઠણ તપસ્યા પછી, આ કરાળ કળિકાળમાં શ્રીમાને, ભારતના ભિન્નભિન્ન ભાગોમાં, વૈદિક ધર્મનું સાચું જ્ઞાન કરાવનારી શ્રીમદ્ભગવદ્ ગીતાનો ઉપદેશ શરૂ કરી દીધેલો છે. એટલું જ નહી પણ તન, મન અને ધનથી આપે, જગદ્ગુરૂની પેઠે લાખો પ્રાણિયોનો ઉદ્ધાર કર્યો છે અને કરો છો. એમાં સંદેહ નથી કે આપના આ

ગીતા ધર્મોપદેશે સમસ્ત ભારતમાં ઘણું મહત્વનું કામ એ કર્યું છે કે, અગણિત પ્રાણી, જે પોતાના ધર્મથી ચ્યુત થતા જતા હતા, તેઓ પણ શ્રદ્ધાપૂર્વક સનાતન વૈદિક ધર્માનુયાયી બની ગયા છે અને બનતા જાય છે.

મહારાજ, આપ કેવળ વાણી દ્વારા જ પ્રાણિયોની રક્ષા નથી કરતા, પણ દયાથી દ્રવીભૂત થઇને અસખ્ય પ્રાણિયોની અન્ન, વસ્ત્ર તથા ધનાદિ દ્વારા રક્ષા કરી રહ્યા છો. વસ્તુતઃ આપ દયાના સાગર છો. તેનો પરિચય દેશવાસિયોને ગુજરાતના રેલ સંકટમાં તથા બિહાર ભૂકંપાદિના સમયમાં ઘણી સારી રીતે મળી ગયો છે. આપના દયામય મહોપદેશનો જ એ પ્રભાવ હતો કે જેનાથી બિહાર ભૂકંપને સમયે ત્યાનાં દુઃખિત પ્રાણીની રક્ષાર્થે અન્ન, વસ્ત્ર તથા વાસણો આદિનો ઢગ લાગી ગયો હતો.

અમોને આશા જ નહીં, દ્રઢ વિશ્વાસ પણ થઈ ગયેલો છે કે, આપના દ્વારા જ અમારા વહાલા ધર્મની રક્ષા થશે. એટલું જ નહીં પણ આપના દ્વારા પ્રકાશિત 'ગીતાધર્મ' પત્ર ભારતના ખૂણેખૂણામાં વૈદિક ધર્મની દુન્દુભિ વગાડશે અને તે પાછો એવો દ્રઢમૂળ બની જશે કે, કોઇનો હલાવ્યો ન હાલતાં અનંતકાળ સ્થિર રહેશે. આપ આપના ધર્મ ઉપદેશને નિમિત્તે રાષ્ટ્રભાષા 'હિંદી' નો પણ કમી પ્રચાર કરતા નથી. આપના આ સરળ હિંદી ઉપદેશથી આજ લાખો પ્રાણી હિંદી બોલવા, લખવા તથા ભણવા લાગ્યા છે.

શ્રીમાનને વિદિત હશે કે, અમારા નાગપુર નગરમાં આખા પ્રાંતના તરફથી આગામી ઈસ્ટરના તહેવારોમાં અખિલ ભારતવર્ષીય હિંદી સાહિત્ય સમ્મેલનના પચીસમા અધિવેશનને સપન્ન કરવાનું આયોજન થઇ ચૂકેલું છે. શ્રીમાન દ્વારા તેમાં પણ પૂરેપૂરી સહાયતા મળશે, એવી અમારી દ્રઢ ધારણા છે.

ઉપર્યુક્ત સર્વ ગુણોથી સમ્મોહિત થઇને આજ નાગપુરીય 'હિંદીસંઘ' ઘણી ભક્તિપૂર્વક આ સન્માન પત્ર આપની સેવામાં સમર્પણ કરે છે. આશા છે કે આપ સુદામાના તાંદુલની પેઠે સઘની આ તુચ્છ ભેટનો સ્વીકાર કરશો.

પરમ પિતા પરમાત્મા આપને લોમેશનો આયુ પ્રદાન કરે, કે જેથી આપના દ્વારા સદૈવ આ જ પ્રમાણે નાના દુઃખોથી ઉદ્ધાર પામી અમારા પ્રાણ-પ્રિય દેશ, ધર્મ તથા રાષ્ટ્ર ભાષા હિંદીની પણ રક્ષા થતી રહે.

નાગપુર
તા. ૮-૧૨-૩૫.

આપનો કૃપા ભાજન
હિંદી સંઘ.

માનપત્રના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું'—

ઈશ્વરની કૃપાથી આપણો દેશ ઘણો લાંબો પહોળો છે. અહીં ઘણી ભાષાઓ બોલાય છે. હવે એ બતાવવાની જરૂર નથી કે, આપણા સમગ્ર દેશને સારૂ એક ભાષા ન હોવાથી કેટલી પરેશાની વેઠવી પડે છે. જ્યારે આખા દેશે એક જ સૂત્રમાં ગુંથાવાનું નક્કી કર્યું છે તો પછી દેશમાં એક જ રાષ્ટ્રભાષા હોવાનું કેટલું આવશ્યક છે તે સમજી શકાય તેમ છે. દેશના સમજદારોએ રાષ્ટ્રભાષા થવાની યોગ્યતા હિંદી ભાષામાં જોઇ છે. 'હિંદી, હિંદુ, હિંદુસ્તાન' એ કથન રાષ્ટ્ર શરીરનું બોધન કરે છે. તેનો અભિપ્રાય એ છે કે, હિંદુસ્તાનમાં જે નિવાસ કરે છે તે હિંદુ છે, અને તેમણે 'હિંદી' જાણવી જોઇએ.

અમે સર્વ ધર્મોની સંસ્કૃતિનો આદર કરીએ છીએ. સર્વ દેશોના લોક પોતપોતાના પ્રાંતની ભાષામાં લખે, બોલે તથા ભણે છે અને તેમના સાહિત્યને ઉન્નત કરે છે. આપણા દેશના લોક અનેક ભાષાભિજ્ઞ થાય, જેમાં ઉચ્ચકોટિનું સાહિત્ય હોય તે ભાષાને જરૂર જાણે, પણ રાષ્ટ્ર ભાષાનું અધ્યયન જરૂર કરે, કે જેનાથી એક પંજાબીને એક મદ્રાસીના મ્હોં સામું તાકીને જોઈ રહેવું ન પડે.

હવે આપ લોક રાષ્ટ્ર ભાષાના પ્રચારમાં લાગી જાઓ. હિંદી ભાષા ઘણી સરળ છે, તેમાં ફાલતુ અક્ષરો નથી. તેમાં એક ખાસ વિશેષતા એ છે કે—જેવું લખાય છે તેવું જ વંચાય છે. તેની વર્ણમાળા વૈજ્ઞાનિક છે. બીજાના પ્રતિ પોતાના ભાવ અભિવ્યક્ત કરવા તથા બીજાના ભાવ જાણવાને સારૂ કોઇ પણ ભાષામાં જે વિશેષતાની આવશ્યકતા હોય છે, તે સર્વ હિંદી ભાષામાં મોજુદ છે.

રાષ્ટ્ર ભાષાનું કામ અત્યાર સુધીમાં પુરૂં થઇ જવું જોઇતું હતું. અફસોસ છે કે હજી તો તેનો આરંભ જ થાય છે. તેનાથી પણ વધારે શોચનીય વાત એ છે કે, ભારતીય લોક 'રાષ્ટ્ર ભાષાની આવશ્યકતા છે, અને તે હિંદી જોઇએ' તેના જ ઝગડા ઉકેલવામા ગુથાયેલા છે. અસ્તુ, અમારો પ્રભુ ઉપર વિશ્વાસ છે કે, તે આ જનતા જનાર્દનોપયોગી કાર્યમાં અવશ્ય સફળતા પ્રાપ્ત કરવાનું બળ પ્રદાન કરશે.'

## કમિશ્નરના અતિથિ





જ્યારે નાગપુરમાં કથાની સમાપ્તિ થઈ ગઈ ત્યારે બાલાઘાટના ડેપ્યુટી કમિશ્નર હીરાલાલ વર્મા જે સ્વામીજીના શિષ્ય હતા, તે તેમને પોતાની સાથે લઈ ગયા. બાલાઘાટમાં તેમના બંગલા ઉપર અગિયાર દિવસ ગીતાપ્રચાર કર્યો. બંગલાના મેદાનમાં કથા થતી હતી. ગામડાંના પણ ઘણા લોક કથા સાંભળવા આવતા હતા.

કેટલાક લોકોએ પ્રશ્ન ઉપાડ્યો કે—'સરકારી બગલા ઉપર ગીતાનો પ્રચાર થવો ઉચિત નથી. તેનાથી ઉંચા દરજ્જાના અમલદારનો, કોઈ એક ધર્મ પ્રતિ પક્ષપાત હોવો સિદ્ધ થાય છે.' તે ઉપર કમિશ્નર સાહેબે કહ્યું—'આ પ્રચાર સમ્રાટની પ્રજામા એકતા સ્થાપિત કરનારો છે. રાજા પણ પ્રજામાં સુખ શાંતિ ચાહે છે, અને એ જ કામ અમે કરીએ છીએ, તેમાં કોઈએ શંકા કરવી ન જોઇએ. ગીતામાં ' स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ' 'स्वे स्वे कर्मण्यभिरत.' કહીને સર્વને પોતપોતાના ધર્મનું પાલન કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે.'

કમીશ્નર સાહેબના એક પટાવાળાએ સ્વામીજી પાસે ગુરૂમંત્ર લીધો હતો, એક દિવસ સાહેબે હસીને તેને કહ્યું—'ભાઇ, પહેલાં તો તું મારો ચપરાસી હતો, પણ હવે તો ગુરૂભાઇ થઈ ગયો.' એ સાંભળીને સાહેબનાં ધર્મપત્ની, જેમનું નામ સ્વામીજીએ સાધવી રાખેલું હતું, તેમણે કહ્યું—'આપને તો લાભ જ થયો, કે એક ભાઈ વધ્યો, જન્મનો ભાઈ તો ભાગ પણ માગે, પણ આ તો કાંઈ માગશે નહીં અને સમય ઉપર કામ આપશે ભાઈથી વધીને, કારણ કે એ તો ધર્મ ભાઈ ઠર્યો.' સત્ય છે—

महाजनस्य संसर्ग कस्य नोन्नतिकारक ।

અર્થાત્ મહાત્માઓની શરણાગતિથી નાની વ્યક્તિ પણ મોટી થઈ જાય છે, એ તેનો ખાસ મહિમા છે.

## પ્રયાગ કુંભમાં વ્યાપક ગીતાપ્રચાર






પછી સ્વામીજી, કેટલાક લોકોને સાથે લઇને બૃહદ્ રૂપમાં ગીતાપ્રચાર કરવાને સારૂ પ્રયાગ કુંભ ઉપર આવી પહોંચ્યા. ત્યાં પ્રથમથી જ, શ્રી સ્વામી શિવાનંદજી મહારાજ ધન્વંતરીગુરૂ, મહંત હરનારાયણગિરિજી, અમદાવાદનું ખારવા મંડળ તથા નાગપુરના શ્રી ઇંગલે પેન્ટરે એક વિશાળ મંડપ તૈયાર કરી રાખેલો હતો.

ત્યાં એક માસ ગીતાપ્રચાર થયા પછી ' અખિલ ભારતવર્ષીય ગીતાસમેલન' કરવામાં આવ્યુ હતું. તેમાં જે પ્રમુખ મહાનુભાવો પધારેલા હતા તથા જે પ્રસ્તાવો પાસ થયા હતા, તેનું સંક્ષિપ્ત વિવરણ નીચે પ્રમાણે છે—

## ઉપસ્થિત પ્રધાન પુરુષોનાં કેટલાંક નામ.

ગોવર્ધન ( જગન્નાથપુરી ) પીઠાધીશ્વર શ્રી ૧૧૦૮ શ્રીમાન શંકરાચાર્યજી મહારાજ, પરમહંસ પરિવ્રાજકાચાર્ય અદ્વૈત બ્રહ્મવિદ્યામાર્તંડ બ્રહ્મનિષ્ઠ ૧૦૮ સ્વામી જયેન્દ્રપુરીજી મહારાજ મહામંડલેશ્વર, પરમહંસપરિવ્રાજકાચાર્ય અદ્વૈત બ્રહ્મવિદ્યામાર્તંડ બ્રહ્મનિષ્ઠ શ્રી ૧૦૮ સ્વામી ભાગવતાનંદજી મહારાજ મહામંડલેશ્વર, વેદાંત, સાંખ્ય, યોગ, ન્યાય, કાવ્યતીર્થ વેદરત્ન ષડ્દર્શનાચાર્ય, પરમહંસ પરિવ્રાજકાચાર્ય અદ્વૈત બ્રહ્મવિદ્યામાર્તંડ શ્રી સ્વામી કૃષ્ણાનંદજી મહારાજ મહામંડલેશ્વર, કાશીવિશ્વવિદ્યાલય-કુલપતિ ભારતદિવાકાર મહામના પંડિત શ્રી મદનમોહન માલવીયજી, ડૉ. ગંગાનાથ ઝા મહામહોપાધ્યાય, વાઈસ ચેન્સેલર ઈલાહબાદ યૂનીવર્સિટી, ગોસ્વામી ગણેશદત્તજી, પ્રધાનમંત્રી પંજાબ સ૦ ધ૦ પ્રતિનિધિસભા, સ્વનામ ધન્ય શ્રી પુરુષોત્તમદાસ ટંડન મહોદય તથા દુલારેલાલ ભાર્ગવ, આદિ.

### પ્રસ્તાવ

૧—આ અખિલ ભારતવર્ષીય ગીતા સંમેલન, પાઠશાળા, વિદ્યાલય, તથા સ્કૂલ કોલેજોના સંચાલકોને સાગ્રહ અનુરોધ કરે છે કે, તેઓ પોતાના પાઠ્ય-પુસ્તકો ( કોર્સ ) માં શ્રીમદ્ભગવદ્ ગીતાને અવશ્ય સ્થાન આપે.

૨—આ અખિલ ભારતવર્ષીય ગીતાસંમેલન, સાધુઓ, મહાત્માઓ, વિદ્વાનો તથા ઉપદેશકોને પ્રાર્થના કરે છે કે પોતપોતાની રીતે યથાશક્તિ ગીતાનો પ્રચાર કરે.

૩—આ અખિલ ભારતવર્ષીય ગીતાસંમેલન, સર્વ લોકોને અનુરોધ કરે છે કે, તેઓ પ્રતિગ્રામ તથા હરેક શહેરોમાં ગીતામંદિર અને ગીતાક્ષેત્ર કાયમ કરે કે જેથી ગીતા અને ધર્મપ્રચારને સુગમતા થાય.

એક દિવસ શ્રી રામકૃષ્ણમિશનના મહંત, સેક્રેટરી તથા કાર્યકર્તાઓએ સ્વામીજીને કહ્યું—' શ્રી રામકૃષ્ણદેવ પરમહંસનો સર્વ પ્રથમ શતાબ્દી મહોત્સવ ઉજવવાને સારૂ આપ આપનો મંડપ અમને આપો ' સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો. અને ત્યાં તે ઉત્સવ ઘણી ધામધૂમથી મનાયો.

એક દિવસ ત્યાં ગીતામાતાની સવારીનો જલૂસ દારાગંજ મહાનિર્વાણી અખાડાના સ્થાનથી ગીતાકેમ્પ ત્રિવેણી તટ ઉપર લાવવાનું આયોજન કરવામાં આવેલું હતું. અને તેમાં ઘણી મોટી સંખ્યામાં લોકોએ ભાગ લીધો હતો.

# પં. જવાહરલાલ નેહરૂને ઘેર ભોજન પ્રસંગ




ડિતજીનાં માતા શ્રીસ્વરૂપરાણી નેહરૂ પ્રયાગના કુંભમાં કથા શ્રવણ કરવાને આવ્યા કરતાં હતાં. એક દિવસ તેમણે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ તથા સ્વામી શ્રી ભાગવતાનંદજી મહારાજને મંડળીસહિત નિમંત્રણ આપીને પોતાના 'આનંદભૂવન'માં બોલાવી ભોજન કરાવી ભેટ પૂજા કરેલી હતી. ત્યાં પં૦ મોતીલાલજીએ પણ મહાત્માઓનાં દર્શન કર્યાં હતાં. તે સમયે માતાજીએ કહ્યું—'મહાત્માઓથી જ દેશ તથા ધર્મનું ભલું થશે. જો આપ લોક દેશની કમાન આપના હાથમાં લો તો, ઘણા મોટા પ્રશ્નનો નીકાલ થઈ જશે. જ્યારે દેશની દશા સુધરશે ત્યારે ધર્મપ્રચારમાં ઘણી સરળતા થશે.' માતાજીને સમજાવતાં સ્વામીજીએ કહ્યું—'શિવાજીને જેવી રીતે સમર્થ ગુરૂ રામદાસની જરૂર હતી, તે જ પ્રમાણે દેશમાં ધર્મ ગુરૂઓની જરૂર છે. રાજનીતિમાં સુધારાની સાથે સાથે જનતાને સદાચારની શિક્ષાની પણ જરૂર છે, તે કામ ધાર્મિક નેતા કરતા રહે તો ઠીક થાય, કારણ કે તેથી પ્રજાનું નૈતિક બળ વધશે'.

# પ્રયાગ કુંભ મેળામાં સાધુ સમાજને સ્વામીજીનો ઉપદેશ.




મી વિદ્યાનંદજી મહારાજની કથા મેળામાં એટલી રોચક, સરળ અને વ્યાવહારિક થતી હતી કે, તેને શ્રવણ કરવાને સારૂ સંન્યાસી, બ્રહ્મચારી, દંડી, વૈરાગી, ઉદાસી, નિર્મળ સાધુ, કબીરપંથી, દાદૂપંથી, ચરણદાસી તથા રામસ્નેહી આદિ સર્વ સંપ્રદાયોના સાધુ મહાત્મા લોક ઘણી મોટી સંખ્યામાં ઉપસ્થિત થતા હતા. એક દિવસ મેળામાં સાધુ સમાજને સ્વામીજીએ જે ઉપદેશ કરેલો હતો તેનો સાર નીચે પ્રમાણે હતો—

'મહાત્માઓ; આપે એક દેશ, કુટુંબ, તથા જાતિ સાથેના સંબંધનો

ત્યાગ કરીને પ્રભુની સમષ્ટિ સૃષ્ટિ સાથે નાતો જોડેલો છે. હવે આપ સર્વના તથા સર્વ આપના છે. આશ્રમ પરિવર્તન કરવાથી આપ લોકોની જુમેદારી ઘણી વધી ગયેલી છે. હવે આપ લોક અશાંત, ત્રસ્ત, અજ્ઞ જનતાની ખબર લો. સંસાર અંધારા તરફ ધસી રહેલો છે, પારસ્પરિક કલહ, દુરાચાર તથા અનીતિ આદિના રોગોથી તેનું શરીર ઘેરાઈ ગયું છે, તેને આપ વૈદ્ય બનીને ધર્મનું ઔષધ પ્રદાન કરો.

મારી સમજ પ્રમાણે પ્રથમ, આપ લોક હિંદુ ધર્માનુયાયિઓનું સંગઠન કરો. આપનામાં સંગઠન તથા પ્રચારની પૂરી શક્તિ છે, સમય છે. કમી કોઈ વાતની નથી, કમી માત્ર ઉત્કંઠાપૂર્ણ ઉદ્યોગની છે. આ સંગઠન એટલા માટે આવશ્યક થઈ ગયું છે કે, હિંદુઓ પોતાના સિદ્ધાંતોને ભૂલતા ગયા છે. જો આપ લોકોનો એ વિશ્વાસ છે કે આર્ય (હિંદુ) ધર્મ આત્મોન્નતિકારક છે, તો તેનો પ્રચાર ભારતવર્ષમાં તો શું, પણ સર્વત્ર થવો જોઇએ.

કોઈ પણ ધર્મના પ્રચારને સારૂ એક ગ્રંથની આવશ્યકતા હોય છે, તે પુસ્તક એવું હોવું જોઇએ કે, જેમાં સર્વ એવા ગ્રંથોના ઉત્તમ અંશ વિદ્યમાન હોય કે જેને સર્વ હિંદુ સમાન ભાવથી માનતા હોય. હિંદુ જાતિના સાહિત્ય ભંડારમાં વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્‌, ઇતિહાસ, પુરાણ આદિ અનેક રત્ન વિદ્યમાન છે, પણ તેમનો વિસ્તાર એટલો મોટો છે કે, તે સર્વમાંથી સારસંગ્રહ કરવાનું કામ હરેકથી થઇ શકે તેમ નથી.

સૌભાગ્યથી આર્ય જાતિની પાસે એક એવો સર્વમાન્ય શ્રેષ્ટ ગ્રંથ છે કે જેને શ્રીમદ્‌ભગવદ્‌ ગીતા કહે છે. તે જેવો હિંદુ જાતિને સારૂ ઉપયોગી છે તેવો જ મનુષ્ય માત્રનો પથદર્શક છે. તેના એકએક મંત્રમાં કોઈ પણ જીજ્ઞાસુનું જીવન સફળ કરવાનું સામર્થ્ય છે. હું નિત્ય ગીતાપ્રચાર કર્યા કરૂં છું. ગીતામાં પરમાર્થ તથા વ્યવહાર સાધન કરવાની શક્તિ મોજૂદ છે. તે જેવી રીતે દુકાન ઉપર બેઠેલા વ્યાપારીનો જન્મ સફળ કરી શકે છે, તેવી જ રીતે કોઈ પણ એકાંતસેવી યોગીનો પણ ઉદ્ધાર કરે છે. કહેવાનું પ્રયોજન એ છે કે હિંદુ ધર્મની એક જરૂરી આવશ્યકતાની પૂર્તિ ગીતાથી થઈ શકે છે.

આજ હિંદુ જાતિની બીજી આવશ્યકતા ગુરૂની છે. હવે વર્તમાન મંદિરો, હિંદુઓની નસોમાં ઈશ્વરીય શક્તિનો પૂરતો સંચાર કરી શકતાં નથી. મંદિરોમાં સકામ ઉપાસના થવા લાગી છે. મંદિરોમાં નિયમતઃ નિત્ય વેદ-

પાઠ, પુરાણવાચન, ઉપનિષદ્‌કથા તથા ગીતાપાઠ થતા નથી. જો પ્રત્યેક મંદિરે કોઈ પણ એકએક ધર્મ પુસ્તકના પ્રચારનો ભાર ઉપાડી લીધો હોત તો આજ સર્વ ગ્રંથોનો ઉપદેશ હિંદુ જાતિના મસ્તિષ્કમાં રમી રહેલો હોત. મેં ગીતા પ્રચારને સારૂ એવાં મંદિરોનું નિર્માણ કર્યું છે.

મારી ઉમેદ છે કે, સારાસારા શાસ્ત્રજ્ઞ, ઉપદેશક, કથાવાચક મહાત્મા પ્રત્યેક ગામમાં જઇને રહેવા લાગે, ત્યાં ગીતાનો ઉપદેશ કરે, કે જેનાથી નિષ્કામ ઇશ્વર ભક્તિનો પ્રચાર થાય. એ કામ સંસ્થાપિત મઠો, મંદિરો, ધર્મશાળાઓમાં રહીને કરવામાં આવે, જ્યાં તે ન હોય ત્યાં તેને સંસ્થાપિત કરે, અને જ્યાં તે પણ ન થઈ શકે તેમ હોય ત્યાં કોઈ પણ ઠેકાણે રહીને કોઈ પણ રીતે જીવિકોપાર્જન કરીને આપ લોક ગીતાનો પ્રચાર કરવાનો આરંભ કરી દો. એ કામ આપના સ્વરૂપને અનુરૂપ છે અને શક્તિની બહાર પણ નથી. તેનાથી જનતા જનાર્દનની સેવા કરવાનો સુવર્ણયોગ પ્રાપ્ત થશે.

હું પ્રથમ કહી ચૂક્યો છું, કે, વેદ સર્વ સાધારણની પહોંચની બહાર છે, તથા ઇતિહાસ પુરાણો પ્રતિ ભણેલા લોકો વિશ્વાસ કરતા નથી. પરંતુ ભગવદ્‌ગીતામાં સર્વની શ્રદ્ધા છે, તે સર્વની સમજણમાં સહેલાઈથી આવી શકે તેમ પણ છે. વાસ્તવમાં ગીતામાં પ્રભાવોત્પાદક રીતે હિંદુ ધર્મના સિદ્ધાંતોનું વિવરણ કરવામાં આવેલું છે અને તે ઘણું જ ઉચ્ચ કોટિનું છે. તેથી તેને જ સર્વપ્રધાન ગ્રંથ માનીને તેનો જ પ્રચાર કરવામાં આવે તો હિંદુ ધર્મના આત્માનો પુનરૂદ્ધાર થઈ જાય. હિંદુ ધર્મમાં, નિષ્કામ ભક્તિ અને નિષ્કામ કર્મનો ઉપદેશ કરવાવાળું ગીતાથી વધીને બીજુ કોઈ પુસ્તક નથી.

આપ લોક દેશ દેશાંતરમાં ભ્રમણ કરો છો, ઉપદેશ આપો છો, સાંભળો છો તથા મનન, યોગ, ભક્તિ, સેવા આદિ સત્કર્મ પણ કરો છો. તેથી આપ મહાનુભાવોને મારો ઉપદેશ પિષ્ટપેષણ થઈ જાય, તેથી મેં આપના આગળ હિંદુ જાતિના પુનરૂદ્ધારનો કાર્યક્રમ રજુ કરેલો છે. ઉપદેશ તો ઘણા કરતા રહે છે, પણ તેઓ તેને કાર્યમાં પરિણત કરવાની રીત જાણતા નથી. જેમ કે કાંઈ ઉપદેશ કરે કે–'સાચું બોલવું જોઇએ, એ જ ધર્મ સત્ય છે' પણ એ નથી બતાવતા કે, કેવી રીતે સર્વ સત્યવાદી થઈ શકે.

હું આજકાલ ઉપદેશ આપવા ઉપર એટલું જોર રાખતો નથી કે, જેટલું તેને આચરણમાં લાવવામાં. મેં લોકોને ભણાવી ગીતા પ્રચાર કર્યો છે, ગીતા મંદિરોથી ગીતા અધ્યયનને પ્રોત્સાહન આપ્યુ છે. કથા સંભળાવીને ગીતાપ્રેમી

બનાવ્યા છે. એ જ પ્રકારે પ્રેમથી, સમાચાર પત્રો તથા ચિત્રો ફિલ્મો દ્વારા તેમ જ પ્રેસ દ્વારા ઘેરેઘેર, ગામેગામ, શહેરેશહેર ગીતાનો સંદેશ મોકલ્યો છે. મેં તો–

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।

ને અનુસરીને—

यत्करोषि यदश्नासि ।······तत्कुरुष्व मदर्पणम् ।

એ અજ્ઞાનું પાલન કર્યું છે. મને તો ખબર પણ નથી, પણ લોકોમાંથી સાંભળ્યુ છે કે—'સ્વામીજીના ગીતાપ્રચારને લોકોએ પ્રેમથી સાંભળ્યો છે, અને તેનો લાભ પણ લીધો છે.' જો તેમ થઈ શક્યુ હોય તો પ્રભુને અનેક ધન્યવાદ છે કે, જેમણે પોતાની સ્વવાણી ગીતાનો મારી પાસેથી પ્રચાર કરાવીને સેવા લીધી.

આપ સમાજના પથદર્શક છો, ધાર્મિક નેતા છો, નેતૃત્વની જુમેદારી, એ હાંસી ખેલ નથી. 'आत्मवत् सर्वभूतेषु' એ ભાવને સાથે લઈને 'स्वे स्वे कर्मण्यभिरतः' એ ભગવદુક્તિ લક્ષમાં રાખીને સાધુઓએ સમાજ સેવામાં જુટી જવું જોઇએ.

જે વખતે રેલ, મોટર, હવાઈ જહાજ આદિ ગમનાગમનનાં કાંઈ પણ સાધન નહોતાં તે વખતે પગે ચાલીને, અટકથી કટક તથા હિમાલયથી કન્યાકુમારી સુધી, શ્રી શંકરાચાર્યજી, સ્વામી રામદાસ સમર્થ, ગુરૂગોવિંદસિંહ, બન્દા વૈરાગી, ચૈતન્ય મહાપ્રભુ, શ્રીરામાનુજ, શ્રી વલ્લભાચાર્ય, નાનક, તુલસી, કબીર, સૂર, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, સ્વામી દયાનંદ સરસ્વતી આદિ સંત જન ઘણાંઘણાં કામ કરી ગયેલા છે.

પાશ્ચાત્ય દેશોમાં તપસ્યા નથી, ગુરૂભક્તિ નથી, નથી તો માતૃ પિતૃ શ્રદ્ધા કે નથી સ્ત્રીઓમાં સતીત્વ. આ સદ્‌ગુણોના અભાવમાં પણ ત્યાંના લોકોએ પોતાની જે ઉન્નતિ કરી છે, તેનું એકમાત્ર કારણ 'પુરૂષાર્થ' છે. તેઓ ભૌતિકવાદના ભક્ત છે, તેથી તેમને સર્વ કાંઈ પ્રાપ્ત હોવા છતાં પણ શાંતિ નથી. ભારત અધ્યાત્મવાદનું પૂજારી છે, જો આપ લોકોની સહાયતા રહી તો ભારત ફરી પાછો અતિ ગૌરવશાળી થવાને સમર્થ થશે.

આપ લોક એ ભારતને 'नियत कुरु कर्म त्वम्' 'अनाश्रितः कर्मफलम्', 'काम्यानां कर्मणां न्यासम्' 'नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्' 'कर्मणैव हि संसिद्धिम्' ઇત્યાદિ ગીતા વચનોનો અભિપ્રાય સમજાવીને તેને કર્મઠ, પ્રાજ્ઞ બનાવવું જોઇએ'.

પ્રયાગમાં આ પ્રમાણે ગીતા પ્રચાર કાર્ય સમાપ્ત કરીને તથા સર્વ મહાત્માઓને ભોજન વસ્ત્રથી સન્માનિત કરીને સ્વામીજી કાશી ગયા.

## ગીતાધર્મ પ્રેસની સ્થાપના







શીમાં આવીને સ્વામીજીએ ગીતાધર્મ પ્રેસની સ્થાપના કરી. જે આજ કાશીમાં મોટાં પ્રેસોમાંનું એક ગણાય છે. તેમાં આજ બ્લોકવર્કસ આદિ શાખાઓ ઉઘાડવામાં આવી છે. અને તેના દ્વારા ગુજરાતી તથા હિંદી ગીતાઓનો બૃહદ રૂપમાં પ્રચાર થઈ રહેલો છે. સારગર્ભિત તથા સરળ 'ગીતાગૌરવ ભાષ્ય'નું પાંચ ભાગમાં આજ પ્રેસમાંથી પ્રકાશન કરવામાં આવેલું છે.

## કાશી ધામમાં મહાવિષ્ણુયાગ







તાધર્મ પ્રેસના ઉદ્ઘાટન-ઉપલક્ષ્યમાં પ્રેસના મકાનમાં મહાવિષ્ણુયાગ પણ કરવામાં આવ્યો હતો. જેમાં કાશીના પ્રમુખ વિદ્વાનો સંમિલિત થયેલા હતા. યજ્ઞમાં એક દિવસ શ્રી કાશીનરેશ યુવરાજ સહિત પધારેલા હતા. આજ સુધી એવો પ્રસંગ આવેલો નહોતો કે જેમાં શ્રી કાશીરાજ કાશીનિવાસી મહાત્માના કાર્યમાં સંમિલિત થયા હોય અસ્તુ. મહારાજના સમક્ષ કાશીના પંડિતોની સભા કરીને તેમને વસ્ત્ર તથા દક્ષિણાથી સન્માનિત કરવામાં આવ્યા હતા.

## કાશીના પંડિતોની સભામાં સ્વામીજીનો ઉપદેશ







શીજીના પંડિત સમાજ દ્વારા ઉક્ત સભામાં શાસ્ત્રચર્ચા થયા પછી, સ્વામીજીએ જે ઉપદેશ આપેલો હતો તે સંક્ષેપમાં નીચે પ્રમાણે છે—

'સન્માન્ય વિદ્વજ્જનો, આનંદવનસ્થ અવિમુક્ત 'વારાણસી ક્ષેત્ર, શિવજીનું પવિત્ર ધામ કાશી, પ્રાચીન કાળથી સર્વ

ધર્મોનું કેન્દ્ર રહેલું છે શૈવ, શાક્ત, વૈષ્ણવ, જૈન, બુદ્ધ, મુસલમાન, ઇસાઈ સર્વનાં ત્યાં સ્થાન છે. ગૌતમ બુદ્ધે પ્રથમ અહીંથી જ ધર્મનો પ્રચાર શરૂ કરેલો હતો. એ આર્ય સભ્યતા તથા સંસ્કૃત વિદ્યાનું મુખ્ય કેન્દ્ર છે. કાશીએ ઘણાં મોટાં પરિવર્તનો જોયાં છે, ઘણાઘણા આઘાતો સહન કરેલા છે. કુતુબુદ્દીન તથા ઔરંગઝેબે અહીંનાં લગભગ બધાં મંદિરો તોડી નાંખ્યાં હતાં. પણ કાશી આજ પણ જેમનું તેમ વિદ્યમાન છે. હા, એટલું અવશ્ય થયું છે કે, અત્યાચારી સલ્તનત ધૂળમાં મળી ગયેલી છે.

કાશીની કોઈ પણ સ્થિતિ રહેલી હોય, પરંતુ અહીંના બ્રાહ્મણ વિદ્વાનોએ, તે સમયે પણ, જ્યારે વેદ શાસ્ત્રો ભણવાં અગર પુસ્તકો રાખવાં, એ અપરાધ ગણાતો હતો ત્યારે કંઠસ્થ કરી તેમની રક્ષા કરી. તેથી જ વેદ તથા ધર્મશાસ્ત્રોનાં શ્રુતિ સ્મૃતિ નામ પડેલાં છે. આપ લોકના તપોબળનો જ એ પ્રભાવ છે, કે જેનાથી સંસ્કૃત વાઙ્મય આજ સુરક્ષિત રહેલું છે. આપના સમાજે આર્ય ધર્મની રક્ષા કરેલી છે. આજ સંસારમાં હિંદુ, મુસલમાન, યહૂદી, ઈસાઈ એ ચાર જીવિત ધમ છે. (બૌદ્ધ, પારસી તથા શીખ હિંદુ ધર્મમાં આવી જાય છે). પ્રાચીનતાની દ્રષ્ટિથી હિંદુ ધર્મ સર્વથી જૂનો છે. તેમાં ત્યાગી દધીચી, સત્યવાદી હરિશ્ચંદ્ર, ધર્માવતાર યુધિષ્ઠિર તથા દાનશીલ મોરધ્વજ આદિ અનેક મહાનુભાવોનો આવિર્ભાવ થયેલો છે.

સર્વ ધર્મોનો આદિ સ્રોત હિંદુ ધર્મ નદથી જ પ્રવાહિત થયેલો છે, આ હિંદુ ધર્મનો પ્રધાન ગ્રંથ છે વેદ. વેદ અખિલ વિદ્યાઓનો ભંડાર છે, પણ એ ભાન્ડાગાર સર્વ સાધારણને સારૂ બંધ છે. તેને ઉઘાડવાની શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, ઇતિહાસ તથા પુરાણ એ છ ચાવિયો (કુંચિયો) માં છે, જેમને સંસ્કૃતના પંડિતો બ્રાહ્મણોએ અનેક કષ્ટોને સહન કરીને પોતાની પાસે આજ સુધી સુરક્ષિત રાખેલી છે. મુસલમાન શાસકોએ તેનો વિનાશ કરવામાં કાંઈ કસર-બાકી રાખેલી નહોતી, પણ ઇંગ્રેજી રાજ્યમાં સંસ્કૃત વાઙ્મયને પ્રોત્સાહન મળ્યુ. એ સૌભાગ્યની વાત છે કે ઇંગ્રેજી રાજ્યમાં સંસ્કૃત ગ્રંથોનાં પ્રકાશન તથા અધ્યયનમાં કોઈ પ્રકારની રોકાવટ થઈ નથી, ઉલટ તેને ઉત્તેજન મળેલું છે.

મહાનુભાવો, હવે સમય બદલાયો છે. આજકાલ આપ લોકોનું જ્ઞાન પુસ્તકો અને કોટડિયો સુધીમાં જ સીમિત રહેલું છે. જેવી રીતે આપ લોકોએ વેદો તથા સનાતન ધર્મની આજ સુધી રક્ષા કરી, તે પ્રમાણે સર્વત્ર પ્રચાર કરો

આપ લોક પંડિત છો, તેથી આ શ્લોકની વ્યાખ્યા કરવાની મારી ઇચ્છા નથી. હું કેવળ એટલું જ કહીશ કે સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીને વેદોનો ઉદ્ધાર કરવાનું શરૂ કરી દો. સનાતન ધર્મનો દુર્ગ, કાશીધામ સંસ્કૃતનું કેન્દ્ર, પંડિતોના આધિક્યવાળું હોવા છતાં પણ અહીં ગીતાનો પ્રચાર ન હોય, એ વાત 'જેમ બધી પ્રતિમા તો સુવર્ણની પણ નાક પીત્તળનું, તેના જેવી છે.

અહીં સરસ્વતી–વિદ્યા, ગંગા તથા શિવભક્તિ એ ત્રણેનો ત્રિવેણી સંગમ છે. અહીંના સંસ્કૃત વિદ્વાન બ્રાહ્મણોએ આર્ય જાતિની મૌલિક સંસ્કૃત ભાષા દેવવાણીની અનેક પ્રતિકૂળ સંજોગોમાં પણ રક્ષા કરેલી છે અને કરે છે. તેમણે આપેલી ધાર્મિક વ્યવસ્થા દેશના બધા લોકોને શિરોધાર્ય છે. આ પવિત્ર ધામ સદાથી 'બહુપરિવ્રાજિકા નગરી' રહેલું છે. આ વારાણસી, અદ્વૈત વિદ્યામાર્તંડ સંન્યાસિયોનું નિવાસ સ્થાન એટલા માટે છે કે, અહીં સર્વને 'काशीमरणान्मुक्तिः' નો પ્રસાદ મળતો રહે છે.

આ ક્ષેત્રમાં મોટામોટા ગ્રંથ રત્નોની રચના થયેલી છે. અહીં ગીતા ઉપર ઘણાં ભાષ્ય તથા વ્યાખ્યાઓ લખાયેલી છે. પણ આજકાલ અહીં ગીતાનો પ્રચાર જેવો હોવો જોઇએ તેવો નથી. મારી ચાહના છે કે—

यदि जयति मुकुन्दस्मेरवक्त्रारविन्द–
स्रवदमलमरन्दानन्दनिष्यन्दजन्मा ।
अविरतमिह 'गीता'ज्ञानपीयूषसिन्धु-
कृतमथ भवतापैरत्र मज्जन्तु सन्तः ॥

જો ભગવાન શ્રી કૃષ્ણના મંદહાસ્યયુક્ત વદનારવિંદથી નીકળતા મકરંદ રૂપ આનંદ દ્રવથી પ્રગટ થયેલી જ્ઞાનામૃત તરંગિણી 'ગીતા' આ જગતમાં નિરંતર પ્રવાહિત થતી રહેલી છે તો પછી સસારના તાપ શું કરી શકે તેમ છે ? સંતજન હવે તેમાં જ ડૂબકી લગાવ્યા કરે.' અસ્તુ.

એક દિવસ ત્યાંના કમિશ્નર શ્રી પન્નાલાલજી દર્શન કરવાને આવ્યા, યજ્ઞ સમારંભ જોઇને તથા સ્વામીજી સાથે વાતચીત કરીને ઘણા પ્રસન્ન થયા. તેમણે સ્વામીજીને મંડળી સહિત પોતાને બંગલે બોલાવીને ભોજનાદિથી સન્માનિત કર્યાં. સ્વામીજીનો તેમના શ્રી વર્ગ આગળ થોડો ઉપદેશ પણ થયો. કાશીના યજ્ઞ સમારોહનું કાર્ય સ્વામીજીની અધ્યક્ષતામાં નિર્વિઘ્ન સમાપ્ત થયું.

નહીં. ઉલટ વેદના પ્રચાર પ્રસારમાં અનેક બંધનો મૂકી દીધાં. જરા સંસાર ઉપર દ્રષ્ટિપાત કરો, થોડા જ લોક વેદનું નામ જાણે છે, ઘણાએ તો સાંભળ્યું સુદ્ધાંત પણ નહીં હોય, જોવાની તો વાત જ ક્યાં. જેમ કોઈએ રૂપીઆ તો ઘણા ભેગા કરી લીધા, પણ ખરચ્યુ તો કાંઈ નહીં, તેમ જ ધર્મ તથા શ્રુતિની રક્ષા તો આપે કરી પણ તેમને સર્વ સાધારણ સુધી પહોંચાડ્યાં નહીં. જો એ સાચું જ છે, તો તેને છૂપાવ્યુ શા માટે ? જ્યારે વેદ સર્વ હિંદુ સંપ્રદાયોને માન્ય છે, તો પછી તેમને તેનાથી અજ્ઞાન શા માટે રાખવામાં આવ્યા ? હું માનું છું કે કુપાત્રોને વિદ્યા આપવી જોઈએ નહીં, ચર્મપાત્રમાં ગંગાજળ ભરવું ઉચિત નથી, પરંતુ સુપાત્રને પણ ન આપવામાં આવે એ અનુચિત છે.

જ્યારે વેદોનો પ્રચાર કમી થઈ ગયો, એટલે કે તેના જ્ઞાતાઓએ, ભણવાની ઇચ્છાવાળાઓને કોઈ ખાસ જાતિમાં ઉત્પન્ન થવાને કારણે ભણાવ્યા નહીં, ત્યારે વેદને બદલે નવાં નવાં કલ્પિત પુસ્તકો થયાં, જેઓ તેમને ધર્મ પુસ્તકો માને છે, તેમનો અમે ઓછો આદર કરતા નથી, પણ અમે વેદોની ગાદી ઉપર કોઈ પણ પુસ્તકને બેઠેલું જોવાની ઇચ્છા રાખતા નથી.

જે થયુ તે થઈ ગયું. આપણે ભૂતને ભવિષ્યનું સ્થાન આપી શકવાના નથી, હા, વર્તમાનને સુધારી શકીએ છીએ. હજી પણ આપ ધર્મના રક્ષણને અર્થે ઉદારતાથી કામ લો. સનાતન ધર્મ આક્રાંત છે, જો તેનો બચાવ કરવામાં નહીં આવે તો તે પદદલિત થઈ જવાનો સંભવ છે.

વેદ તો શું, આપની પાઠશાળાઓમાં ગીતા સુદ્ધાંતને પણ નિયમિત રીતે ભણાવવામાં આવતી નથી કે જે આર્ય જાતિનો રાષ્ટ્રીય ગ્રંથ છે. કાશીમાં તો 'કોઈ અમુક વિદ્વાન ગીતા જ્ઞાનની પ્રતિમા છે' એવી પ્રસિદ્ધિવાળો અમુક પંડિત હોવો જ જોઈએ. ભલા, આપ લોક જ કહો કે, એવી કેટલી પાઠશાળાઓ છે કે જેમાં પ્રારંભ તથા સમાપ્તિ વખતે ગીતાનો શાંતિ પાઠ ભણવામાં આવે છે ? ઘણાએ પંડિતો પાસે વેદનું પુસ્તક સુધાં પણ હોતું નથી, અસ્તુ.

આપ લોક પંડિત છો, મહાભારતાદિ ગ્રંથોમાં પંડિત શબ્દની વ્યાખ્યાનાં પ્રકરણોનાં પ્રકરણ ભરેલાં છે. પણ પંડિતનો વાસ્તવિક અર્થ જાણવાને સારૂ ગીતાનો આશ્રય લેવો જોઈએ. જેમ કે—

*यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिता ।*
*ज्ञानाग्निदग्धकर्माणं तमाहु: पण्डितं बुधाः ॥*

આપ લોક પંડિત છો, તેથી આ શ્લોકની વ્યાખ્યા કરવાની મારી ઇચ્છા નથી. હું કેવળ એટલું જ કહીશ કે સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીને વેદોનો ઉદ્ધાર કરવાનું શરૂ કરી દો. સનાતન ધર્મનો દુર્ગ, કાશીધામ સંસ્કૃતનું કેન્દ્ર, પંડિતોના આધિક્યવાળું હોવા છતાં પણ અહીં ગીતાનો પ્રચાર ન હોય, એ વાત 'જેમ બધી પ્રતિમા તો સુવર્ણની પણ નાક પીત્તળનું, તેના જેવી છે.

અહીં સરસ્વતી–વિદ્યા, ગંગા તથા શિવભક્તિ એ ત્રણેનો ત્રિવેણી સંગમ છે. અહીંના સંસ્કૃત વિદ્વાન બ્રાહ્મણોએ આર્ય જાતિની મૌલિક સંસ્કૃત ભાષા દેવવાણીની અનેક પ્રતિકૂળ સંજોગોમાં પણ રક્ષા કરેલી છે અને કરે છે. તેમણે આપેલી ધાર્મિક વ્યવસ્થા દેશના બધા લોકોને શિરોધાર્ય છે. આ પવિત્ર ધામ સદાથી 'બહુપરિવ્રાજિકા નગરી' રહેલું છે. આ વારાણસી, અદ્વૈત વિદ્યામાર્તંડ સંન્યાસિયોનું નિવાસ સ્થાન એટલા માટે છે કે, અહીં સર્વને 'काशीमरणान्मुक्तिः' નો પ્રસાદ મળતો રહે છે.

આ ક્ષેત્રમાં મોટામોટા ગ્રંથ રત્નોની રચના થયેલી છે. અહીં ગીતા ઉપર ઘણાં ભાષ્ય તથા વ્યાખ્યાઓ લખાયેલી છે. પણ આજકાલ અહીં ગીતાનો પ્રચાર જેવો હોવો જોઇએ તેવો નથી. મારી ચાહના છે કે—

यदि जयति मुकुन्दस्मेरवक्त्रारविन्द–
स्रवदमलमरन्दानन्दनिष्यन्दजन्मा ।
अविरतमिह 'गीता'ज्ञानपीयूषसिन्धुः
कृतमथ भवतापैरत्र मज्जन्तु सन्तः ॥

જો ભગવાન શ્રી કૃષ્ણના મંદહાસ્યયુક્ત વદનારવિંદથી નીકળતા મકરંદ રૂપ આનંદ દ્રવથી પ્રગટ થયેલી જ્ઞાનામૃત તરંગિણી 'ગીતા' આ જગતમાં નિરંતર પ્રવાહિત થતી રહેલી છે તો પછી સંસારના તાપ શું કરી શકે તેમ છે ? સંતજન હવે તેમાં જ ડૂબકી લગાવ્યા કરે.' અસ્તુ.

એક દિવસ ત્યાંના કમિશ્નર શ્રી પન્નાલાલજી દર્શન કરવાને આવ્યા, યજ્ઞ સમારંભ જોઇને તથા સ્વામીજી સાથે વાતચીત કરીને ઘણા પ્રસન્ન થયા. તેમણે સ્વામીજીને મંડળી સહિત પોતાને બંગલે બોલાવીને ભોજનાદિથી સન્માનિત કર્યા. સ્વામીજીનો તેમના સ્ત્રી વર્ગ આગળ થોડો ઉપદેશ પણ થયો. કાશીના યજ્ઞ સમારોહનું કાર્ય સ્વામીજીની અધ્યક્ષતામાં નિર્વિઘ્ન સમાપ્ત થયું.

તે પછી સ્વામીજી કરાંચી ગયા. ત્યાંનાં લોકોએ તેમને ગીતાની કથા કરવાનો આગ્રહ કર્યો. ત્યાં વીસ દિવસ સ્વામીજીએ ગીતાનો ઉપદેશ કર્યો.

## જૈનિયોને સ્વામીજીનો ઉપદેશ.



એક દિવસ કરાંચીમાં કેટલાક પારસ્પરિક વિવાદોની શાંતિને સારૂ સર્વ સંપ્રદાયના જૈનિયોએ ટાઉન હોલમાં સભા કરી. તેના સભાપતિ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને બનાવવામાં આવ્યા. સ્વામીજીએ ત્યાં જે વ્યાખ્યાન આપેલું હતું તેનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છે—

જૈન સંપ્રદાયાનુયાયી મિત્રો, જેમ 'શ્રી ઋષભદેવજી' ને આદ્ય તીર્થંકર માનીને તેમનું પૂજન કરે છે, તે જ પ્રમાણે હિંદુ જાતિ પણ, વિષ્ણુના ચોવીસ અવતારો પૈકીના તેમને ગણીને તેમનો આદર કરે છે. તેમના પુત્ર જડ ભરતના નામથી 'ભારત'દેશમાં પ્રસિદ્ધ છે. જૈન ધર્મમાં સર્વજ્ઞ, રાગ દ્વેષ વિજયી ત્રૈલોક્ય પૂજીત, યથા સ્થિતાર્થવાદી સમર્થ સિદ્ધ પુરૂષોને 'આર્હત' કહેવામાં આવે છે. તથા રાગદ્વેષ રૂપી શત્રુઓ ઉપર વિજય મેળવેલાને કારણે, મહાપુરૂષોને 'જિન' ઉપાધી મળેલી છે. તેમના દ્વારા પ્રચારિત થયેલો હોવાથી એ ધર્મ આર્હત તથા જૈન કહેવાય છે. તેમાં શ્વેતામ્બર તથા દિગમ્બર એ બે સંપ્રદાયો મુખ્ય છે. 'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः' આ યોગસૂત્રાનુસાર જૈનોની અહિંસાના પ્રભાવથી અન્યાન્ય લોકોના પારસ્પરિક વિરોધ દૂર થઈ જાય છે. એ ધર્મ અવિચ્છિન્ન શાંત જીવન વ્યતીત કરતા ભારતવર્ષમાં સુખથી નિવાસ કરે છે. બે હજાર વર્ષ પહેલાં જે આચાર વિચારથી એ ધર્મ પળાતો હતો, આજ પણ યતિસંઘ તેને તે જ પ્રમાણે નભાવવાનો યત્ન કરે છે.

જૈનધર્મ અહિંસા પ્રધાન છે. ભારતવર્ષના સર્વથી મોટા રાજનૈતિક મહાપુરૂષ મહાત્મા શ્રી ગાંધીજીએ, એ જ અહિંસાની દીક્ષાથી દીક્ષિત થઈને દેશમાં જે જાગૃતિ ઉત્પન્ન કરી દીધેલી છે તેને સર્વ જાણે છે. ઇસાઇયો, બૌદ્ધો તથા વૈષ્ણવોએ પણ અહિંસા મતના પાયા ઉપર પોતાના કિલ્લા રચેલા હતા. પણ તેમના અનુયાયીઓ આજ તેને ભૂલી બેઠા છે. વૈષ્ણવોએ તેને નભાવ્યો. પરંતુ જૈન સંપ્રદાય તો આ મહાવ્રત ઉપર શૈલશિલાની પેઠે હજારો વર્ષોથી અચળ છે.

જૈન સંપ્રદાય અલ્પસંખ્યક હોવા છતાં પણ દુર્બળ નથી, તેમાં મહાત્મા, વિદ્વાન, ધની તથા જ્ઞાની સર્વ શ્રેણીના લોક વિદ્યમાન છે. પૂર્વ કાળમાં પણ સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્ય, કાશીરાજ વિશ્વસેનના પુત્ર (શ્રી પાર્શ્વનાથ) આદિ અનેક મહારાજાઓએ એ સંપ્રદાયમાં દીક્ષા ગ્રહણ કરીને શાંતિ લાભ કર્યો હતો. હું આપ લોકને કહું છું કે, આપ લોકથી હિંદુ જાતિ ગૌરવાન્વિત છે. આપ એકતાથી જ આપનું અસ્તિત્વ કાયમ રાખી શકશો. લોકોને સાંભળીને નવાઈ લાગે છે કે, આટલી શાંત અને સમજદાર જાતિમાં આ પારસ્પરિક વૈમનસ્યનો અભિશાપ કયાંથી લાગી ગયો ? સજ્જનો, સર્વ હિંદુ એક છે, ઉપાસના ભેદથી, ઉદ્દેશ્ય ભેદ ન હોવો જોઇએ. આપ સર્વ નીચેના શ્લોક ઉપર ધ્યાન આપો—

श्रोतव्यः सौगतो धर्मः कर्तव्यः पुनरार्हतः ।

वैदिको व्यवहर्तव्यो ध्यातव्यः परमः शिवः ॥

અસ્તુ.

સ્વામીજીના પરમ પરિચિત સ્વામી જ્યોતિર્મયાનંદજી સંન્યાસીએ હરિદ્વારમાં એક 'સિદ્ધાશ્રમ' નામનું સ્થાન બનાવેલું હતું. સંન્યાસીજીએ સ્વામીજીને કરાંચી પત્ર લખ્યો કે—'સિદ્ધાશ્રમ' નું વાસ્તુપૂજન (ગૃહપ્રવેશ) કરવાનું છે. આપ અહીં આવીને જરૂર દર્શનનો લાભ આપો.' જ્યારે સ્વામીજી હરિદ્વાર પહોંચ્યા ત્યારે ખબર પડી કે એ મહાત્મા બે દિવસ પહેલાં જ સમાધિસ્થ થઈ ગયેલા હતા. હરી ઈચ્છા.

સ્વામીજીનો, હરિદ્વાર ગંગાતટ ઉપરની ઘટા કોઠીમાં એક માસ રહેવાનો વિચાર હતો. એક દિવસ તેઓ ગુફામાંથી નીકળીને ગંગાતટ ઉપર બેઠા હતા, એટલામાં જ હરિદ્વારના ભીષ્મપિતામહ (વયોવૃદ્ધ) મહાત્મા સ્વામી શ્રી જગદીશ્વરાનંદજી ભારતીની સાથે કલકત્તાના સદાસુખ કટરાના માલિક શેઠ દાઉદયાળજી, પોતાના કુટુંબ તથા રામપ્રસાદ સુંદડા સહિત આવ્યા, નમસ્કાર કરીને બેઠા અને સત્સંગ થવા માંડ્યો. વાતચીતમાં જણાયુ કે તેઓ હૃદયથી ઘણા દુઃખી હતા. પૂછતાં જણાયુ કે તેમની એક પુત્રી કે જેનું લગ્ન ઘણું ખર્ચ કરીને કરવામાં આવ્યુ હતું તે, લગ્ન કર્યાં પછી છ મહિને વિધવા થયેલી હતી. આ દુઃખથી તેઓ મકાન તથા કારોબાર છોડીને જ્યાં ત્યાં તીર્થોમાં શાંતિ લાભને સારૂ મહાત્માઓના સત્સંગમાં ફરતા હતા. શેઠજીએ પ્રાર્થના કરી કે—'અમે હવે ઘર તરફ જઇએ છીએ, આપ અમારા ઉપર કૃપા કરીને કલકત્તે પધારો અને અમને શાંતિનો ઉપદેશ આપો.'

# સ્વામીજીનો સંતોની સાથે વિચાર






ઠજીના ગયા પછી સ્વામીજીએ ત્યાં ઉપસ્થિત મહાત્માઓને કહ્યું—'સંતો, એ ગૃહસ્થ મહાધનપાત્ર છે. તેમને કોઈ પણ સાંસારિક વસ્તુની કમી નથી, તો પણ તેમને શાંતિ પ્રાપ્તિ નથી. તો કહો, તે કોના નસીબનો દોષ છે?'

તેનો ઉત્તર શાસ્ત્ર તથા સંતજન એવો આપે છે કે—'સત્સંગ' જ એક એવો ઉપાય છે કે જેનાથી સર્વ સાંસારિક ક્લેશ નિવૃત થઈ જાય છે. જે ઘટનાથી સર્વસાધન સંપન્ન, પણ સત્સંગરહિત પુરૂષ રોઈ રોઈને આંધળો થઈ જાય છે, તે જ ઘટનાને સત્સંગી શાંતિથી સહન કરી લે છે અને તેનું મૃત્યુ 'ओमित्येकाक्षरं ब्रह्म०' એટલે કે ૐકારનું ઉચ્ચારણ કરતાં થાય છે.

परिचरितव्या सन्तो यद्यपि कथयन्ति नो सदुपदेशम् ।
यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ॥

સંતજન કોઈ ઉપદેશ ન પણ કરે તો પણ તેમની સેવા કરવી જ જોઈએ. કારણ કે તેવા પુરૂષોની સ્વેચ્છાથી થતી વાતોથી એમ જ જણાય છે કે તેઓ કોઈ આનુપૂર્વી શાસ્ત્રિય વચનોનો અનુવાદ કરી રહ્યા છે.

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न च्छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकात् ॥

હે રહૂગણ, મહાન પુરૂષોની ચરણરજનું સેવન કર્યા વિના એ પદ ઉપર પહોંચી શકાતું નથી. યજ્ઞથી, દાનથી, વેદથી તેમ જ જળ, અગ્નિ અને સૂર્યથી પણ સત્પુરૂષોના સહવાસથી જ તપ, યજ્ઞ, દાન, વેદ આદિના પ્રયોગની સાંગોપાંગ વિધિ જાણી શકાય છે. તેથી ત્યાગી અને ગૃહી બંને લોકોએ સત્સંગ જરૂર કરવો જોઈએ. આ ગૃહસ્થ તથા તેની કન્યા સત્સમાગમથી જ સુખી થઈ શકશે. પહેલાં પણ આ સત્સંગે મોટા મોટાને દુઃખાર્ણવથી પાર ઉતારેલા છે.

થોડા દિવસ પછી સ્વામીજી કલકત્તે ગયા. ત્યાં શેઠજીએ માહેશ્વરી ભવનમાં રહેવા જમવાનો તથા હાઈસ્કૂલમાં કથાનો પ્રબંધ કર્યો, બે માસ કથા થઈ, શ્રોતાઓની ઘણી મોટી ઉપસ્થિતિથી સ્કૂલ ભરાઈ જતી હતી, તેથી તેના સર્વ ખંડોમાં લાઉડસ્પીકરની વ્યવસ્થા કરવી પડી હતી. કદી કદી અગ્રવાલ

મારવાડીઓના આગ્રહથી વિશુદ્ધાનંદ વિદ્યાલયમાં પણ પ્રવચન કરવા જવું પડતું હતું.

## કલકત્તા માહેશ્વરી ભવનમાં સ્વામીજીનો બાળાઓને ઉપદેશ



એક દિવસ ખાસ કરીને કન્યાઓ આગળ પણ સ્વામીજીનું વ્યાખ્યાન થયું હતું, તેનો સાર નીચે પ્રમાણે છે—

બહેનો ! તમારી માતાઓ અને દાદિયોએ પોતાની સ્વાધીનતા તથા સતીત્વની રક્ષાને સારૂ ધગધગતી ચિતાઓમાં પોતાનાં સુવર્ણ જેવાં શરીરોની રાખ કરી દીધી હતી. તમે એ પ્રાચીન ગૌરવના નામ ઉપર મહાશક્તિના અવતાર બનો. સૂર્યના સમાન તેજસ્વી તથા સિંહના જેવાં સાહસિક બનો. પરિશ્રમ, ત્યાગ, સાદગી, વિદ્યા, વિવેક તથા પવિત્રતાની પ્રતિમા બનો. તમારૂં કુળ તથા ઘર ધન્ય થઈ જાય કે જેમાં તમે જન્મ લીધો છે.

તમે દેશની દેવી, આબરૂ તથા જીવનધન છો. એવું કોઈ કામ ન કરો કે જેનાથી દેશને શરમાવું પડે. ભારે ઘરેણાં પહેરવાના બેહૂદા મોહનો ત્યાગ કરો. ગીતાને સદાએ તમારી પાસે રાખો. તેને ઘરેણું બનાવો, એ જ તમારા શરીર તથા આત્માનું ઉપયોગી ભુષણ છે. તપસ્વિની બનો, ધ્રુવ, પ્રહ્લાદ, રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ તથા શંકર જેવા પુત્રરત્નોની રક્ષા કરીને તેમના દ્વારા દેશનું મુખ ઉજ્વલ કરો.

તમે ગમે તે ભણો, લખો, સાંભળો પણ એ શિક્ષણને તમારી સંસ્કૃતિના સંચામાં ઢાળજો, વિદેશીના ચક્કરમાં પડીને તમારા સ્વરૂપને ભૂલી જશો નહીં.

અનુશાસન—વિધિનું પાલન કરવાની ટેવ પાડો, તેનાથી સંયમી જીવન વ્યતીત કરવાનો અભ્યાસ થઈ જાય છે ગીતાના પાઠ તથા તેના મનનથી તમને તે કામમાં ઘણી સહાયતા થશે. ગીતા ધર્મગ્રંથ તો છે જ પણ તે ઉપરાંત તે રાષ્ટ્રીય ગ્રંથરત્ન પણ છે. વિશેષતા એ છે કે તેને સર્વ ધર્મની બાલિકાઓ ભણી શકે છે. અંતમાં હું પ્રભુની પ્રાર્થના કરી આશીર્વાદ આપું છું કે—'આપણા દેશની બાળિકાઓમાં આત્મિક બળ તથા બુદ્ધિનો વિકાસ થાઓ, કે જેનાથી તેઓ ધર્મ, દેશ તથા જાતિની ઉન્નતિમાં સહાયક થઈ શકે.'

ત્યાંથી પટેલ આશાભાઈ તથા મોદી કેશવલાલ અને શેઠ નાથજીભાઇની પ્રાર્થનાથી સ્વામીજીએ ગોધરે જઇને આઠ દિવસ કથા કરી. એક દિવસ દેવગઢ બારિયાનાં રાણી સાહેબના આમત્રણથી મોટરમાં ત્યાં જઈ ગીતાનો ઉપદેશ કર્યો. તેમ જ લુણાવાડાના લોકોના આગ્રહથી મોટર દ્વારા ત્યાં જઈ ગીતાનું પ્રવચન કર્યું.

## મુંબાઇમાં ગીતા પ્રવચનનો પ્રારંભ




થી સીધા સ્વામીજી મુંબાઈ ગયા. ચિનાઈ શેઠના બગલામાં બે દિવસ મુકામ રાખ્યો, પછી માધવબાગની ધર્મશાળામાં રહ્યા. કારણ કે તે સ્થાન, કથા સ્થાનની સમીપ જ હતું.

## મુંબાઇમાં રામનવમીનો ઉત્સવ




બાઈ માધવબાગમાં પાંચ સાત વર્ષથી સ્વામીજીની અધ્યક્ષતામાં રામનવમીનો ઉત્સવ ઘણી ધામધૂમથી કરવામાં આવે છે, તેમાં ૨૦ ૨૫ હજારથી વધારે નરનારિયોનો જમાવ થાય છે.

તે જ પ્રમાણે વાંદરામાં શેઠ વિઠ્ઠલદાસના આગ્રહથી, વિઠોબાના મ દિરમાં ચૈત્ર સુદી પૂર્ણિમાને દિવસે શ્રી 'હનુમાન જયતી' નો ઉત્સવ પણ સ્વામીજીની અધ્યક્ષતામા કરવામાં આવ્યો હતો.

## અત્યારથી સાધુ કેમ બનાવ્યા ?




ક દિવસ સ્વામીજી પોતાના નિવાસ સ્થાન ઉપર બેઠા હતા, એટલામાં શેઠ વીરજી પ્રહ્લાદભાઈ સવારે દસ વાગે સ્વામીજીનાં દર્શને આવ્યા. ત્યાં બ્રહ્માનંદ અને રવિન્દ્રાનંદ નામના બે નાની ઉમરના સાધુઓને બેઠેલા જોઇ તેમણે પૂછ્યું— 'સ્વામીજી, આ નાના બાળકોને આપે અત્યારથી સાધુ કેમ

બનાવ્યા ?' સ્વામીજીએ કહ્યું—'શેઠજી, સંન્યાસિયોની 'શ્રી મહાનિર્વાણી અખાડા' નામની એક ભારતવ્યાપી સંસ્થા છે, જેનું સ્વરૂપ સર્વ સાધારણ રીતે કુંભપર્વો ઉપર જોવામાં આવે છે. આ બંને છોકરા ત્યાંના મહંતોના ચેલા છે. પોતાના સિદ્ધ ગુરૂની આજ્ઞા લઇને મારી પાસે ગીતા ભણવાને આવેલા છે અને સાથમાં રહે છે. તેથી હું જ્યાં જાઉં છું, ત્યાં સાથે આવે છે. અને આપે જે નાની ઉમરના સાધુ થવાની બાબતમાં જે શંકા કરી તે ઠીક નથી. ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

यदहरेव विरजेचदहरेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा ।

જ્યારે જ્ઞાન થઈ જાય ત્યારે સંન્યાસ ધારણ કરવું ઉચિત છે. સમર્થ સ્વામી રામદાસજી, શ્રી શંકરાચાર્યે તથા શ્રી ચંદ્રજી આદિ મહાત્મા બાલ્યાવસ્થાથી જ સાધુ થઈ ગયેલા હતા, અને તેમણે લોકોપકાર પણ ઘણો કરેલો છે.

એક દિવસ 'મૉડલ પિક્ચર્સ કૉર્પોરેશન' ના માલિકે આવીને કહ્યું—'સ્વામીજી, હું આપની કથા ઘણા દિવસથી સાંભળું છું, આપ વ્યાસ પીઠ ઉપરથી તો ગીતાનો પ્રચાર કરો છો, પણ સત્યનારાયણની કથાની અમારી જે ફિલ્મ તૈયાર થાય છે, તેમાં જો આપ ગીતાની કથાને સારૂ અનુમતિ આપો તો ફિલ્મની સાથે ગીતાનો પ્રચાર પણ સર્વત્ર થઈ શકશે. અને મનોરંજન સાથે ગીતા પ્રચાર પણ સર્વ લોકોને ગમશે' સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો નહીં. એટલે આરટી મિલના સેક્રેટરી પ્રભુદાસ તથા શેઠ અંબાલાલે કહ્યું—'આપના જીવનનો ઉદ્દેશ તો સર્વ ઉચિત ઉપાયોથી ગીતા પ્રચાર કરવાનો છે. તો પછી આજકાલના જમાનામાં તો એ પ્રચારનું પ્રધાન સાધન ગણાય છે. તેથી જો ગીતાનો પ્રચાર થતો હોય તો આ અનાયાસે હાથમાં આવેલી તક શા માટે ગુમાવવી જોઇએ ?'

તે ઉપર સ્વામીજીએ કહ્યું—'આજ સુધી કોઈ મહાત્માએ ફિલ્મ દ્વારા કોઈ પ્રચાર કરેલો નથી. આ કામ તો એકદમ નવું છે.' ઉત્તરમાં શેઠજીએ કહ્યું—'આપ તો ઘણાંએ સારામાં સારાં નવીનવી રીતે પ્રચારકાર્ય કરો છો, જે કોઇએ પણ કર્યા નથી. તો પછી આને નવું સમજીને જરૂર કરવું જોઇએ. પહેલ પ્રથમ જ્યારે સ્વામી વિવેકાનંદજી તથા સ્વામી રામતીર્થ હિંદુ ધર્મનો પ્રચાર કરવાને સારૂ સમુદ્રપાર યુરોપ અમેરિકા ગયા ત્યારે ઘણાઓએ તે કાર્યને અનુચિત જણાવેલું હતું, પણ આજ તેમનું એ કામ ઘણા આદર તથા પ્રતિષ્ઠાની દ્રષ્ટિથી જોવામાં આવે છે. મને તો એવું લાગે છે કે, આપનાં ઘણાં કાર્યો કે જે હાલ નવા જેવાં પ્રતીત થાય છે તેમને આગળની પેઢી ઘણા આદરથી જોશે.

મારા વિચાર પ્રમાણે તો આપ એકલી ફિલ્મ જ નહીં પણ ગીતાની રિકાર્ડ પણ ઉતરાવો, કે જેનાથી સર્વત્ર આબાલવૃદ્ધ વનિતામાં ગીતા પ્રચાર થઈ શકે.' એ સાંભળી સ્વામીજીએ તેનો સ્વીકાર કર્યો.

સ્વામીજીએ મુંબાઈથી અમદાવાદ આવી ખોરડી મિલમાં કથા કરી. એક દિવસ અમીન ગોવર્ધનભાઇ તથા અમીન ઉમેદભાઈ સવારે મોટરમાં અમદાવાદ આવી કેટલાક ભકતો સહિત સ્વામીજીને બારેજામાં યજ્ઞ પ્રસંગ ઉપર લઈ ગયા. ત્યાં ગીતા પ્રવચન કરી સ્વામીજી સાંજે અમદાવાદ પાછા આવ્યા.

## સ્વામીજીનું ધોળકા પ્રસ્થાન







ક દિવસ શ્રી માણેકલાલ મગનલાલ રાવળ તથા તેમનાં પુત્રી અ. સૌ. દયાલક્ષ્મીના આમંત્રણથી સન ૧૯૩૫ માં ભક્ત મંડળ સહિત સ્વામીજી, પાંડવોના સમયના વિરાટ નગર ધોળકા પધાર્યા. સ્વામીજીને, સ્ટેશનથી નિશાન, ડંકા, છડી, ચામર તથા વાજાગાજાવાળો ઘણો વિશાળ જલૂસ, કે જેમા નગરના અનેક ગણ્યમાન લોક તથા કલશવતી સ્ત્રીઓનો સમૂહ હતો તેની સાથે મોટરમાં તપસ્વી જાતિના શેઠ માણેકલાલનાં કેવળિયા સ્થાનમાં લઈ ગયા. ત્યાં ૧૧-૧૨ દિવસ નિવાસ કરીને ધોળેશ્વર મહાદેવના મંદિરમાં ગીતાના પંદરમા અધ્યાયની કથા કરી. ઘણી ભીડ થતી હતી, આસ પાસના ઘણા ગામોના લોકો આવતા હતા.

એક દિવસ ત્યાં રાષ્ટ્રીય કન્યા વિદ્યાલયના ઉદ્‌ઘાટનને પ્રસંગે આવેલા ગાંધીજી સાથેની વાતચીતમાં ગાંધીજીને તેમણે પૂછ્યું–' આપ કાશી ગયા હતા, ત્યાં આપે ગીતાધર્મ પ્રેસ તથા ગીતાધર્મ પત્રનું નિરીક્ષણ કર્યું હતું ?' તે ઉપર ગાંધીજીએ કહ્યુ—' આપનો શિષ્ય પ્રેસ કર્મચારી વર્ગ, ઘણી સારી રીતે કામ કરે છે તેઓ મને ઘણી વાર મળ્યા હતા. હું તેમના ગીતા પ્રચાર કાર્યની રીત જોઇને ઘણો ખુશી થયો છું ' પ્રથમ પણ સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં સ્વામીજીનો ગાંધીજી સાથે ઘણી વાર મેળાપ થઈ પરિચય થયેલો હતો.

# હરિજનો ઉપર સ્વામીજીની અમીદૃષ્ટિ




ચ છ વર્ષ પહેલાં એક સમયે સ્વામીજી બોરડી મિલમાં બેઠા હતા. ત્યાં ત્રણ ચાર આદમિયોને સાથે લઇને હરિજનોના ધર્મ ગુરૂ 'ગરોડા બ્રાહ્મણ' આવીને બોલ્યા કે—'મહારાજ, મહેસાણા, કડી આદિના પ્રદેશોના હરિજનોને બ્હેકાવી અન્ય ધર્માવલંબિયો, વિધર્મી બનાવે છે. આપ કંઇક સહાયતા કરો તો અમે લોક, એ લોકોને વિચલિત થતા બચાવી શકીએ.' સ્વામીજીએ ઘણી ખુશીથી કહ્યું—અમારાથી જે બનશે તે સહાયતા આપવાને તૈયાર છીએ, કહો, મારી પાસેથી તમે કેવા પ્રકારની સહાયતાની આશા રાખો છો ? ઉત્તરમાં તેમણે કહ્યું—'બધાથી પહેલું અમારે જોઇએ તેટલી ગીતા અમોને આપો, અને કદી આર્થિક સહાયતાની જરૂર પડે તો તે આપવાની કૃપા કરતા રહેજો.' સ્વામીજીએ તેમને ઉત્સાહિત કરીને પાંચ સો ગીતા તથા થોડું દ્રવ્ય આપીને કહ્યું—'જ્યારે જરૂર પડે ત્યારે નિઃસંકોચ મારી પાસે આવજો.'

એ સમય પછી સ્વામીજી તેમને પ્રતિ વર્ષ હજાર પાંચ સો ગીતા આપતા રહે છે. કદી કુવા બનાવવામાં તથા અનાજની પણ સહાયતા કરવામાં આવે છે. આ ઉત્સાહ પ્રદાનથી એ લોકોમાં ઠેઠ કાઠિયાવાડથી કાનમ સુધીના પ્રદેશમાં ખૂબ પ્રચાર થતો રહે છે.

એક દિવસ સ્વામીજી એ લોકોને કઇંક આપતા હતા તેવામાં ત્યાં બેઠેલા એક આદમીએ પૂછયુ—'મહારાજ, આપ આ લોકોને આટલી સહાયતા શા માટે આપો છો ?' સ્વામીજીએ કહ્યુ-'ભાઈ, જ્યારે એ હિંદુ છે, મંદિરનું શિખર દેખીને નમસ્કાર કરે છે, ગાયને પૂજે છે, ઘેર તુલસી વાવે છે, તેઓ જ્યારે વિધર્મી થઈ જશે ત્યારે મંદિરોને તોડશે, ગાયને મારશે અને તુળસીને ઉખાડી નાખશે. પછી શિક્ષિત થઇને કૌન્સિલોમાં જઇને હિંદુ ધર્મનો વિરોધ કરશે.

તેમને વિધર્મી થવાનું કારણ આપવું, એ હિંદુ જાતિના કટ્ટર શત્રુ તૈયાર કરવા બરાબર છે. એ લોક સદા હરિભક્ત બન્યા રહે તથા હિંદુ ધર્મનું પાલન કરતા શાંત જીવન વ્યતીત કરે, એ કારણથી તેમને સહાયતા કરવાનું અમે ઉચિત સમજીએ છીએ.

લાલ હરિભક્તિ, મંત્રી નટવરલાલ જેઠાલાલ મહેતા, પ્રોફેસર માણેકરાવજી, શ્રી વડોદરા રાજ્ય પ્રજામંડળના સભાપતિ છોટાભાઈ સુતરિયા, શ્રી બાબુલાલ મુનશી, શેઠ હરિલાલ છગનલાલ, ઝવેરી માણેકલાલ નરોત્તમદાસ, શ્રી ચિમનલાલ ડૉક્ટર, શ્રી બકોરભાઈ હરિગોવિંદદાસ, શ્રી લાલભાઈ ચુનીલાલ શરાફ, શ્રી ચુનીલાલ પુરૂશોત્તમદાસ શાહ, શ્રી ગોવર્ધનભાઈ મંગળભાઈ પટેલ આદિ ગૃહસ્થોએ વિઠ્ઠલ ક્રીડાભવનમાં તા૦ ૨ ૧ ૧ ૩૭ ના રોજ એકઠા થઈને સ્વામીજીનું સન્માન કરવાનો તથા ગીતામાતાની સવારી કાઢવાનો નિશ્ચય કર્યો અને ત્યાં એ પણ નિશ્ચય થયો કે દિવાન સાહેબને સભાપતિ બનાવીને તેમને હાથે માનપત્ર અપાવવું.

પછી પ્રોફેસર માણેકરાવ આદિ લોકોએ આવીને કહ્યું—'આપને જનતા તરફથી સન્માનપત્ર તથા થેલી ભેટ આપવાનો નિશ્ચય થયેલો છે.' સ્વામીજીએ કહ્યું—'હું થેલી તો લઈ શકતો નથી, પણ આપ લોકોએ જે સન્માનની વાત કરી તે મારૂં નહીં, ગીતામાતાનો સત્કાર છે, એટલે હું તેને સારૂ તૈયાર છુ'

બીજે દિવસે ગીતાજીની સવારી સાથે સ્વામીજી નિયત સ્થાને પહોચ્યા. ત્યાં દિવાન સાહેબના સભાપતિત્વમા કાર્યારંભ થયો લોકોની અટૂટ ભીડ હતી. તે સમયે શેઠ રતનલાલ હરિભક્તિએ વડોદરાની સર્વ ધર્મપ્રેમી શહેરી જનતા, અન્યાન્ય ધાર્મિક સંસ્થાઓ તથા હિંદુમહામંડળ તરફથી જે સન્માનપત્ર વાચી સંભળાવ્યુ તે નીચે પ્રમાણે છે—

શ્રીમાન પૂજ્યપાદ સનાતનધર્મધ્વજધારી, ગીતા વિશારદ, ગીતા વ્યાસ, લોક સગ્રહી સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજની સ્પૃહણીય ચરણ સેવામા—

ભગવન્! આજને પવિત્ર દિવસે અમો વીરક્ષેત્ર (વડોદરા) નગર નિવાસી હિંદુઓને શ્રીમાનનું પૂજન તથા સન્માન કરવાનો જે અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે, તેનાથી અમને ઘણો આનંદ થાય છે આપ લગભગ બાર તેર વર્ષથી સામાન્યત: ભારતવર્ષ ઉપર તેમાં વિશેષે કરીને ગુજરાત પ્રાંત ઉપર અત્યન્ત કૃપા કરી રહેલા છો આપે ગુજરાત પ્રાંતના ભિન્ન ભિન્ન સ્થાનોમાં શ્રીમદ્ભગવદ્ગીતા, મહાભારત, રામાયણ તેમ જ ભાગવત જેવા પવિત્ર તથા અગ્રગણ્ય ધર્મગ્રંથોના અધ્યયનની પ્રેરણા કરેલી છે. અને સનાતન ગ્રંથોના સતત લોકગમ્ય ઉપદેશો કરીને, ગુજરાતની જનતાને સત્યમાર્ગ ઉપર ચલાવી,

# ગીતાવ્યાસની ઉપાધિ






શ્રી સ્વામીજી કાશી ગયા. તે સમયે કાશીના લગભગ તમામ પ્રતિષ્ઠિત વિદ્વાનો તથા મહાત્માઓએ મળીને સ્વામીજીને 'ગીતાવ્યાસ' ની ઉપાધિ આપતાં જે માનપત્ર આપેલું હતું, તે 'સુવક' આદિ સ્થાનીય પત્રોમાં છપાયેલું હતું તેનો સાર નીચે પ્રમાણે છે.

### શ્રીમદ્યતિપ્રવર સ્વામીજી મહારાજની સેવામાં–

મહાભાગ ! આપ મહાન્ પરોપકારી વિદ્વાન, પરમ ત્યાગી તથા સહૃદય મહાત્મા છો. આપે આપના જીવનમાં અત્યાર સુધી એવાંએવાં કાર્યો કરેલાં છે કે જેનો સવિસ્તાર ઉલ્લેખ કરવામાં આવે તો ધાર્મિક ઇતિહાસમાં સર્વ પ્રથમ આપની જ જીવન કથાને શ્રેય પ્રાપ્ત થાય. આપે આપનું જીવન લોકોપકાર, લોકસંગ્રહ તથા ગીતાના પ્રચારમાં વ્યતીત કરેલું છે, ભારતવર્ષમાં જે સમયે ગીતાના પ્રસારનો લગભગ બિલકુલ અભાવ હતો અગર એમ કહીએ કે ગીતા લુપ્ત થઈ રહેલી હતી, તે સમયે સન્યાસી સપ્રદાયમાં આપ જ પહેલા મહાત્મા છો, કે જેમણે ભારતના ખુણેખુણામાં ગીતાનો પ્રચાર કર્યો છે, વડોદરા, અમદાવાદ, સિંધ, સુરત, મુંબાઈ, કલકત્તા આદિ સ્થાનોમાં તો આપે પ્રભુના મહિમાથી અદ્ભૂત ચમત્કાર કરી બતાવ્યો છે. હજારો અને લાખોની સખ્યામાં લોકોનું એકત્રિત થવું અને આપનું ગીતાપ્રવચન સાંભળી મુગ્ધ થવું, એ સામર્થ્ય કેવળ આપના ગીતાપ્રવચનમાં છે, બીજાનામાં નથી. આપે વડોદરા રાજ્યમાં નર્મદાતટ ઉપર આવેલા કરનાળી ક્ષેત્રમાં સોમનાથના ઘાટ ઉપર એક વિશાળ ગીતામંદિરની સ્થાપના કરેલી છે, જેમાં પુસ્તકાલય, વાંચનાલય, પાઠશાળા તથા અન્નક્ષેત્ર ઉઘાડેલાં છે, જે અત્યાર સુધી સુચારૂ રૂપમાં ચાલે છે. એ સર્વ હોવા છતાં પણ આપનો ઉદ્દેશ છે કે, શેષ જીવન ગીતા ધર્મના પ્રચારમાં ગાળી પ્રાણીમાત્રનું કલ્યાણ કરવું. તેથી અમો આપને 'ગીતાવ્યાસ' ની સન્માનિત પદવીથી વિભૂષિત કરીએ છીએ.

કાશીધામ. આપના કૃપાપાત્ર વિદ્વત્પરિષદ્‌ના સદસ્ય.

આ કાશીપ્રવાસ પછી ચિનાઈ શેઠના આગ્રહથી સ્વામીજી મુંબાઈ ગયા. થોડા દિવસ કથા કરીને વડોદરે ગયા. ત્યાં પ્રોફેસર માણેકરાવજીની અખાડામાં

હિંદુમહાસભા તરફથી 'શ્રી કૃષ્ણજયંતિ' નો ઉત્સવ કરવામાં આવ્યો હતો. તેમાં સર્વ સંપ્રદાયના હિંદુ એકત્ર થયેલા હતા. ત્યાં સ્વામીજીનું પણ વ્યાખ્યાન થયું હતું. એ પ્રસંગે ગીતાના ચોથા અધ્યાયના અવતારવાદ સંબંધીના શ્લોકો કહી, ભાગવતમાં કહેલી કૃષ્ણજન્મની કથાનું સ્મરણ કરાવતાં સ્વામીજીએ કહ્યું—'જ્યારે હૃદયાકાશમાં આત્માનો પ્રકાશ થાય છે, તે સમયે સંસારનાં બંધન છૂટી જાય છે. જ્યારે એ પ્રકાશ હઠી જાય છે ત્યારે જીવ બંધાઈ જાય છે. પાછા પૂર્વવત્ સાંસારિક જીવનસ્રોતમાં એ જ પ્રમાણે વહેવા લાગે છે. જે સમયે કંસ રાજાએ ઇશ્વરીય સત્તાને ભૂલીને પોતાના બળના અભિમાનથી પોતાના પિતાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયા, ઉચ્છૃંખલતાથી સ્વેચ્છાચારી થઈ અત્યાચાર કરવા લાગ્યો. તે સમયે સર્વ લોકોના કરૂણાપૂર્ણ પોકારથી ભગવાને અવતાર લઇને સર્વનાં દુઃખ દૂર કર્યાં. અગ્નિમાં બળતા ગોપોની રક્ષા કરી. આ પ્રસંગના ભાવને સમજાવતાં સ્વામીજીએ કહ્યું—'સંસારના કામ ક્રોધ રૂપ અગ્નિમાં લોક બળી રહેલા છે, તેનાથી બચાવવાને સારૂ પ્રભુનો શાંત પ્રકાશ શીતળતા પ્રદાન કરે છે.'

વ્યાખ્યાનના અંતમાં સ્વામીજીએ કહ્યું—'સર્વ હિંદુ માત્રે સુસંગઠિત થઇને કામ કરવું જોઇએ. ભગવાને ગીતામાં વિરાટરૂપ દેખાડીને અર્જુનને એ બતાવ્યું કે પ્રાણીમાત્ર 'સૂત્રે મણિગણા' પ્રમાણે અનુસ્યૂત છે શ્રીકૃષ્ણ પૂર્ણાવતાર હતા. તેમને પૂર્ણ જ ઓળખી શકે છે, પૂર્ણતા સમષ્ટિમાં છે, તેથી સર્વ મળીને કામ કરો.' અસ્તુ, એ પ્રસંગમાં સ્વામીજી કૃત 'ગીતાગૌરવભાષ્ય' ના બીજા ભાગમાંના ચોથા અધ્યાયમાં વિશેષ વિસ્તારપૂર્વક વિચારાયું છે, જીજ્ઞાસુએ તેને જોવું.

## વડોદરામાં સ્વામીજીને સાર્વજનિક સન્માનપત્ર




ઘણા દિવસ ગીતાપ્રચાર કર્યાં પછી સ્વામીજીની કોઇ એકાંત સ્થાનમાં જવાની ઈચ્છા થઈ. એ વાતની જાણ થતાં જ ગુજરાત પ્રાંતના પ્રતિષ્ઠત પત્ર 'નવ ગુજરાત' માં એવો લેખ આવ્યો કે—'સ્વામીજીનું સાર્વજનિક સન્માન થવું જોઇએ' એ વિષયમાં વિચાર કરવાને સારૂ, હિંદુમહામંડળના સભાપતિ રાજમિત્ર નગર શેઠ રતન-

તેમનાં જીવન ઉત્કૃષ્ટ અને પવિત્ર કરીને અમો સર્વને કૃતાર્થ કર્યા છે. આપની નીતિ રિતિ વૈરાગ્ય, પ્રેમ, સદ્ભાવ, સ્થિતપ્રજ્ઞતા. તેમ જ આપના અપ્રતિમ વક્તૃત્વે અમોને સદાને સારૂ ઋણી બનાવી દીધા છે. અમો આપનું સન્માન કયે પ્રકારે કરીએ અને કેવી રીતે ઋણમુકત થઇએ, તેની અમોને સમજણ પડતી નથી.

આપ કેટલાક સમયને સારૂ ઉપદેશ પ્રવૃત્તિને છોડીને, એકાંતવાસની ઇચ્છા રાખો છો, તે અમારા જેવા સ્વાર્થી જીવોને અપ્રિય લાગે છે તેથી અમો આપને વિનતી કરીએ છીએ કે, આપ આપનાં વચનામૃતનું પાન અમોને થોડા દિવસ વધારે કરાવો, આ સમયે કોઈ કારણવશ જો અમારી પ્રાર્થના ન પણ સ્વીકારી શકો, તો આપ આપનો એકાંતવાસ અલ્પ સમયમાં પૂરો કરી ગુજરાતને ફરી દર્શન દઇને આપનાં વચનામૃતનો લાભ આપશો, એવો અમારો દ્રઢ વિશ્વાસ છે.

અંતમાં અમે, કૃપાનિધાન પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ કે, તેઓ આપને એકાંતવાસમાંથી જન કલ્યાણને સારૂ ગુજરાત અને વડોદરામાં જેવા છો તેવા જ જલદી આવવાની પ્રેરણા કરે.

આપનો કૃપાકાંક્ષી

ધર્મપ્રેમી નાગરિકો, તથા ધાર્મિક સંસ્થા તરફથી વડોદરાના નગર શેઠ—

**રાજમિત્ર રતનલાલ મગનલાલ હરિભક્તિ**

૫-૧૧-૩૭ સભાપતિ હિંદુમહામંડળ, વડોદરા.

આ સન્માનપત્ર શેઠજીએ સર્વને સંભળાવી સભાપતિ વડોદરાના દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચાર્યને હાથે સ્વામીજીની સેવામાં સાદર સમર્પિત કરાવ્યુ.

પછી ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર, લેખક તથા વડોદરા રાજ્યના સુબા શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇએ સ્વામીજી પ્રત્યે શ્રદ્ધાંજલિ અર્પિત કરતાં કહ્યું—'ગીતાજી સદા નવીન છે અને સમાજવાદી આદિ સર્વ વર્ગોને નવાનવા અર્થમાં પ્રેરણા આપે છે. વિદ્વાન, અવિદ્વાન, સનાતન, અર્વાચીન સર્વનો એ પ્રિય ગ્રંથ છે. ગીતા આપણી સંસ્કૃતિનું બીજ છે. દુનિયાના ઉત્તમોત્તમ ઈશ્વર પ્રેરિત ગ્રંથોમાં ગીતાજીની ગણના છે. તેનો જનતાને પરિચય કરાવનારા મહાન સાધુ પ્રતિ આજ આપણો સદ્ભાવ પ્રગટ કરવાને અહીં ભેગા થયા છીએ. પરંતુ તેમનું યથાર્થ સન્માન તો તેમણે સંભળાવેલા ઉપદેશોને આચરણમાં

લાવીને કરવું જોઈએ. ગીતા એકમાત્ર હિંદુ જનતાને સારૂ જ નથી, પરંતુ સમસ્ત સંસારને સારૂ તે ઉત્તમ ઉપદેશની ધારા વહેવડાવે છે.' તે પછી તેમણે સ્વામીજી તરફ પૂજ્યભાવ પ્રગટ કર્યો તથા નિષ્કામ કર્મ ઉપર થોડું વિવેચન કર્યું.

તે પછી અમદાવાદ વિક્રમમિલના માલિક શેઠ રમણલાલ લલુભાઈએ અમદાવાદ તરફથી, સ્વામીજીને હાર્દિક અભિનંદન આપતાં કહ્યું—'સ્વામીજીએ ગીતા, રામાયણ, ભાગવત આદિની કથા દ્વારા જે ઉપદેશ કરેલો છે, તેનાથી ગામેગામ અને ઘેરઘેર લોકો નિત્ય ગીતાપાઠ કરતા થયા છે. જનતા ભાવોન્મત્ત થઈ, કથામાં જગો ન મળવાથી બહાર ઉભી રહીને સ્વામીજીની અમૃતવાણી, ઉપદેશ સાંભળવાનો આનંદ લે છે, સ્વામીજીએ બાર વર્ષ સુધી જે ઉપદેશ કરેલો છે તેને સારૂ અમદાવાદની પ્રજા તરફથી આભાર માનું છું અને આશા રાખુ છું કે, ભવિષ્યમાં સ્વામીજી એવો જ ઉપદેશ આપીને જનકલ્યાણ કરતા રહે એવી અમારી પ્રાર્થના છે.

તે પછી સ્ત્રી સમાજ તરફથી વડોદરા રાજ્યની કન્યાપાઠશાળાઓનાં લેડી ઇન્સ્પેકટર પારસી મહિલા શ્રીમતી મીસ તહેમીના ગજદરે સ્વામીજીના ગુણ તથા કાર્યો પ્રતિ શ્રદ્ધા પ્રગટ કરતાં કહ્યું—'ગીતાના પ્રત્યેક અધ્યાયનું મનન કરીને તે અનુસાર વર્તનાર આ સંસારમાં સંપૂર્ણ વ્યાવહારિક કાર્ય કરવા છતાં પણ પરમાત્માને પામી શકે છે. એવા પ્રભાવશાળી ઉપદેશ સ્વામીજીએ સંભળાવ્યા છે અને અમોને ધર્મપ્રેમી બનાવ્યાં છે. કારણ કે ધર્મ વિના મનુષ્ય સુકાન વગરના નાવ જેવો છે.'

અંતમાં દિવાન સાહેબે સભાપતિ પદ ઉપરથી સ્વામીજી પ્રત્યે પૂજ્યભાવ વ્યક્ત કરવાનો અવસર મળવાથી પ્રસન્નતા પ્રગટ કરતાં કહ્યું—'સંસારના અનેક વ્યવસાયોમાં જીવનના ગૂઢ સત્ય તરફ ધ્યાન ખેંચીને અમારા લોકોનાં જીવન ઉચ્ચ બનાવવાને સ્વામીજીએ જે નિરંતર કાર્ય કરેલું છે, તેનો બદલો વળી શકે તેમ નથી. તેમના ઉપદેશને આચરણમાં લાવવા એ જ માત્ર તેનો બદલો છે. વડોદરાના નાગરિકોએ સ્વામીજીની જે પ્રતિષ્ઠા અને સેવા કરેલી છે, તેમાં હું પણ સામેલ થાઉં છું. તથા તેઓ ભવિષ્યમાં પણ એ જ પ્રમાણે લોકકલ્યાણ કરતા રહે એવી આશા રાખું છું. અને ફરીથી તેમના પ્રતિ પૂજ્ય ભાવ પ્રગટ કરૂં છું.'

તે પછી સ્વામીજીએ ઉત્તર આપતાં આશીર્વાદ રૂપમાં કહ્યું—'પ્રભુની ગાયેલી ગીતાને સમજી, વ્યવહારમાં લાવી તથા મારા દેહનું સાર્થક કરીને જ્યારે મેં તેનો ઉપદેશ કરવાનો આરંભ કર્યો, ત્યારે મને સ્વપ્નામાં પણ એવો

ખ્યાલ નહોતો કે, પ્રભુના પ્રેમી મારા એ કાર્યનો આવો આદર કરશે. ઘણાં વર્ષો પ્રચાર કરીને, મારી કોઈ એકાંત સ્થાનમાં જઈને પ્રભુચિંતન કરવાની ઇચ્છા થઈ, એ સમાચાર 'નવગુજરાત' પત્રમાં પ્રકાશિત થયા, એ સૂચનાથી સજ્જનોએ મારૂં સન્માન કર્યું છે. મારી ઇચ્છા ન હોવા છતાં પણ આપ લોકોની અભિલાષાથી તેમાં મારે સંમિલિત થવું પડયુ છે. આ સન્માન પ્રભુની વાણી ગીતામાતાનું થઈ રહ્યું છે. મારૂં નહી.'

પછી ચીફ જસ્ટિસ શ્રીયુત મોતીલાલ છોટાલાલ દેસાઇએ સ્વામીજીને ધન્યવાદ આપતાં કહ્યું—'જે ઉપકાર આપે કરેલા છે, તેને આપ માનવાને તૈયાર નથી, પણ પ્રજા આપની ઋણી છે. મુંબાઈથી ઘણા લોક આવી શકયા નથી, પરંતુ તેમના તરફથી ધન્યવાદના તાર તથા પત્રો આવેલા છે' તે પછી દિવાન સાહેબે સ્વામીજીને હાર પહેરાવી સભા વિસર્જન કરી.

## રામટેક પર્વત ઉપર પ્રસ્થાન





સ્વામીજીએ વડોદરેથી રામટેક જઈ થોડા દિવસ એકાંતવાસ કર્યો. તે નાગપુરથી અઠાર માઇલ દૂર એક ઐતિહાસિક પહાડી સ્થાન છે. પ્રતીત થાય છે કે કવિ કાળીદાસના મેઘદૂતનો યક્ષ અહીં આવીને રહેલો હતો. મેઘદૂત કાવ્યમાં રામગિર્યાશ્રમથી લઈને કૈલાસની અલકાપુરી સુધી જવાના રસ્તામાં આવનારાં શહેરો તથા અન્ય સ્થાનોનાં વર્ણન કરવામાં આવેલાં છે, તે રામટેકથી જ બંધ બેસે છે. ચિત્રકુટથી નહીં. અહીં જંગલી હિંસક જનાવરો પણ રહે છે. એક તરફ ઘણા માઈલોના ઘેરાવાવાળું વિશાળ જળાશય છે. એ પર્વતના ઉંચા શિખર ઉપર રામ તથા લક્ષ્મણજીનાં જૂદાંજૂદાં મંદિરો છે. મંદિરો સુધી પહોંચતાં રસ્તામાં સાત દરવાજા આવે છે. લોકોક્તિ છે કે, કિલ્લાના રૂપમાં બનેલાં એ મંદિરો છત્રપતિ શિવાજી મહારાજનાં બંધાવેલાં છે. તે જગો ઉપર નાગપુરના ભક્ત રાયસાહેબ જયનારાયણ, એમ્પ્રેસમિલવાળા શેઠ માધવભાઈ તથા શેઠ મંજીભાઈ દાનાએ ત્યાં સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપેલી હતી.

આ પર્વતનું રામટેક નામ એવા કારણથી પડેલું છે કે, રાક્ષસોએ ભક્ષણ

કરેલા ઋષિયોનાં હાડકાંને જોઇને રામચંદ્રજીએ તેમને મારવાની આજ સ્થાન ઉપર 'ટેક' ( પ્રતિજ્ઞા ) લીધી હતી. એ કથા રામાયણમાં પ્રસિદ્ધ છે.

સ્વામીજી જ્યારે રામટેક પર્વત ઉપર વાસ કરતા હતા ત્યારે દર રવીવારે મોટરો દ્વારા ઘણા ભક્ત લોક, દર્શન તથા સત્સંગનો લાભ લેવાને આવ્યા કરતા હતા. તેમાંથી કોઈ કોઈ શ્રી રામચંદ્રજીના સંબંધમાં પ્રશ્નો કરતા હતા. તેના ઉત્તર, સ્વામીજી નીચે જણાવ્યા પ્રમાણે આપતા હતા—

## અપકારી પ્રતિ પણ ઉપકાર






એક દિવસ એક આદમીએ સ્વામીજીને પૂછ્યું—'મહારાજ! જે સાધુઓ સાથે દુર્વ્યવહાર કરે છે, તેમનું પણ શું તેઓ ભલું કરે છે? સ્વામીજીએ કહ્યું—'सन्तः स्वयं परहितेषु धृताऽभियोगा.' મહાત્મા લોક કદી પણ કોઇનું બૂરૂં કરતા નથી. સંતોનાં ચિત્ત કોઇના દુર્વ્યવહારથી, ઘાસની આગથી જેમ ગંગાજળ ગરમ થતું નથી તેમ વિકૃત થતાં નથી. એ વાત દ્રષ્ટાંતથી એવી રીતે સમજાય છે કે—એક સમયે એક માણસ કોઈ સાધુની ચાદર લઇને નાસી ગયો. મહાત્મા સ્મશાનમાં આવીને બેઠા. લોકોએ કહ્યું—બાવાજી, જે માણસ આપની ચાદર લઇને નાસી ગયો છે, તેને અમે ઓળખીએ છીએ, એ બગીચાની પાસેના ગામમાં જ રહે છે. તે ગામનો ધણી મોટો ધર્માત્મા છે, તેની પાસે જશો તો આપની ચાદર પાછી અપાવશે અને તેને દંડ પણ દેશે.' બાવાજીએ કહ્યું—'અરે ભાઈ, કોણ આમ તેમ રખડીને તેનો પીછો પકડવાની ભાંજઘડમાં પડે, અમે તો એવી જગાએ આવીને બેઠા છીએ કે તેને અહીં જરૂર આવવું પડશે.' પેલો ચોર સાધુના સ્મશાનમાં બેઠાની વાત સાંભળીને મરણનું સ્મરણ કરતો ચોરી આદિ દુષ્કર્મ કરતો બંધ થઈ ગયો. તેને લાગ્યુ કે, બાવાજી હું પતીતનો ઉદ્ધાર કરવાને સારૂ જ સ્મશાનમાં રહેલા છે, નહીં તો તેમને ચાદરોની શી ખોટ હતી? તે ચોરે સાધુ મહાત્મા પાસે જઇને ક્ષમાની યાચના કરી. સાધુએ કહ્યું—'ભાઈ, લોકોની જુની ફાટેલી ચાદરથી તારા તાપત્રયના કલેશ દૂર થઈ શકવાના નથી. પ્રથમ તું આ શરીરરૂપી ચાદરને તો સંભાળ, જેના સંબંધમાં કબીરદાસજીએ કહ્યું છે કે—

**ઝીની ઝીની બીની ચદરિયાં ... ... .... ...।**
**દાસ કબીરા ઐસી ઓઢી જ્યોં કી ત્યોં ધર દીન્હીં ચદરિયા ॥**

જા, પ્રથમ તેને હરિનામના સાબુથી ધોઈ લે પછી તેના ઉપર પ્રભુભક્તિ તથા પ્રેમનો રંગ ચઢાવી શકાશે. 'ગીતા જ્ઞાન' ના પ્રભાવથી આ તારા શરીર-રૂપી ચાદર એવી આકર્ષક થઈ જશે કે તે ઓઢીને તું પ્રભુને રિઝાવી શકીશ. એજ ચાદર તારા ત્રણે તાપને દૂર કરશે.'

કહેવાની મતલબ એ છે કે, મહાત્મા લોક અપકારી ઉપર પણ ઉપકાર જ કર્યા કરે છે. તેમનો સ્વભાવ જ એવો હોય છે.

# પાપોના પ્રાયશ્ચિતના ઉપાય





એક દિવસ સ્વામીજીને કોઇએ કહ્યું—'ભગવન્ ! મેં ઘણાં પાપ કર્યાં છે, હવે મને એવો રસ્તો બતાવો કે જેનાથી મારાં પાપ કર્મ છૂટી જાય અને મારૂં કલ્યાણ થાય.' સ્વામીજીએ કહ્યું—'જ્યારે તું પાપ કરે, તે દિવસે ઇશ્વરે આપેલાં અન્ન પાણી તારે ન લેવાં.' તેણે કહ્યું—'સર્વ કાંઈ ભગવાનનું જ છે તો પછી અન્ન પાણીનો ત્યાગ કેમ થઈ શકે ? સ્વામીજીએ કહ્યું—'જ્યારે તું જાણે છે કે સર્વ કાંઈ પ્રભુનું છે, તો પછી તેનું ખાઇને તેની આજ્ઞા વિરૂદ્ધનું કામ શા માટે કરે છે ? તું જ વિચાર કરી લે કે—'શું એ ભલમનસાઈનું કામ છે ? કાં તો તેણે આપેલા અન્ન પાણીનો ત્યાગ કર અગર તેનું રાજ્ય છોડી બીજે ઠેકાણે જઇને પાપ કર.' એ સાંભળીને તેણે કહ્યું—'પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ તથા ઉપર નીચે બધે તેનું રાજ્ય છે, તો પછી ક્યાં જવું ? સ્વામીજીએ કહ્યું—'તો પછી તેના રાજ્યમાં રહીને તેની આજ્ઞાઓ પાળવી જ જોઇએ, કે નહીં ? જેનું આપેલું ખાવું અને જેના રાજ્યમાં રહેવું તેની સમક્ષ પાપ કરવું ઉચિત છે. ઠીક, તું પાપ કરતો રહે, અને અંતે જ્યારે મૃત્યુ આવે ત્યારે તેને કહેજે કે—'જરા ઉભું રહે અને મને પ્રાયશ્ચિત કરી લેવા દે.' તેણે કહ્યું—'એમ તે કાંઈ બની શકે ? અંત તો એક ક્ષણનો પણ સમય આપતું નથી.' સ્વામીજીએ કહ્યું—'ત્યારે તો તું અત્યારથી જ પ્રાયશ્ચિત કરવાનું શરૂ કરી દે.' ભક્તે કહ્યું—'મહારાજ, એ તો મારાથી નહીં બની શકે, હું લાચાર છું.' મહારાજે કહ્યું—કાંઈ હરકત નહીં, પાપ કરતો રહે, જ્યારે ધર્મરાજા નરકમાં લઈ જવાની આજ્ઞા

કરે, ત્યારે કહેજે કે—હું નરકમાં નહીં જાઉં, એટલે પછી તને સ્વર્ગમાં જ મોકલી દેશે.' ભક્તે કહ્યું—'ના, ના, ગુરૂદેવ, મના કરવા છતાં પણ જબર્દસ્તીથી એ મને નરકમાં જ ધકેલી દે, ત્યાં મારૂં કાંઈ ચાલે નહીં.

સ્વામીજીએ કહ્યું—'તારો એવો વિશ્વાસ છે, અને થાય પણ તેમ જ, તો પછી ભાઈ, તારા પાપ કરવાને કાંઈ પણ સમર્થન મળતું નથી.' સંતોના ઉપદેશ આમ યુક્તિથી થાય છે.

એક દિવસ કોઈએ પૂછયું—'મહારાજ, સંતોનાં જીવન પવિત્ર કયાં કારણોથી મનાય છે ?' સ્વામીજીએ ઉત્તર આપ્યો—

સરાયા પાક હૈં ધોયે જિન્હોંને હાથ દુનિયાઁ સે।
નહીં હાજત કિ વે પાની બહાઅઁ સર સે પાવોં તક॥

## અભેદમાં ભેદની પ્રતીતિ






ક દિવસ કોઈ ભક્તે પૂછયું—'મહારાજ, રામ અને કૃષ્ણમાં કાંઈ ભેદ છે કે નહીં ?' સ્વામીજીએ કહ્યું—'વાસ્તવિક ભેદ નથી, પણ વિગ્રહોપાધિથી ભેદ જેવું જણાય છે. અથવા એ બેનો માત્ર શરીરથી જ ભેદ છે. રામજીનું જીવન સાદુ છે. સર્વેની સમજણમાં તે સહેલાઈથી આવી શકે છે. વિદ્વાન અવિદ્વાન સર્વ શ્રેણીના લોકોને તેનાથી શિક્ષા મળે છે. પણ શ્રીકૃષ્ણનું ચરિત્ર ગૂઢ તથા રહસ્યપૂર્ણ છે. મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામની પેઠે લીલા પુરૂષોત્તમ શ્રી કૃષ્ણના ચરિત્રને સહેલાઈથી સમજવું એ કઠણ કામ છે.

બીજા ભક્તે પૂછયું—'રામનો અર્થ શો છે ?' તેના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું—'તેના અર્થ અનંત છે. 'રામ' શબ્દ ઓમકારનો અનુવાદ છે. પણ 'રમતે યોગિનો અસ્મિન્ ઇતિ રામ.' એ વ્યુત્પત્તિ સમજાવવાને સારૂ ઠીક છે, જેના સ્મરણ ધ્યાનથી યોગનિષ્ઠોને આનંદ પ્રાપ્ત થાય છે, તે રામ છે. 'શત કોટિ રામાયણ'માં તેનું માહાત્મ્ય ભરેલું પડયુ છે. સાંભળો—

દેશ ઉપર, બહારથી આવી પડેલી આર્ય સંસ્કૃતિની નાશક વિપત્તિયોથી દેશની રક્ષા કરનારા રામ છે. રાવણ વૈદિક ધર્મનો વિરોધી હતો, તેના વિનાશક શ્રીરામ છે. તથા દેશમાં જ ઉત્પન્ન થયેલા આતતાયિઓના

ઉત્પાતથી માતૃભુમિને બચાવનાર શ્રી કૃષ્ણ છે. અર્થાત્ રામ બહિરંગ વિપત્તિથી, તથા શ્રી કૃષ્ણ અંતરંગ વિપત્તિથી દેશની રક્ષા કરનારા છે. તે જ પ્રમાણે શરીર-રૂપી દેશની બહાર તથા અંદરના સંરક્ષક રામ તથા કૃષ્ણ છે.'

# ધર્મજમાં ગીતાકન્યાપાઠશાળાનું ઉદ્ઘાટન





ર્મજ ગામ તરફથી શ્રી કિશોરભાઈ પટેલ, ત્રિભુવનદાસ પટેલ, તથા પટેલ મિલવાળા શ્રી ફકીરભાઈ તથા ઈશ્વરભાઈ પટેલના નિમંત્રણથી સ્વામીજી વડોદરે થઈને ધર્મજ ગયા. ત્યાં સર્વ ગામ લોકોએ સ્વામીજીને હાથે 'ગીતા-કન્યાપાઠશાળા' નું ઉદ્ઘાટન કરાવ્યું. જેમાં હાલને સમયે બસો ત્રણ સો બાલિકાઓ ભણે છે. ઇંગ્રેજી તથા ગુજરાતીની સાથે જ પાઠ્ય-ક્રમમાં ગીતાપઠન પણ રાખેલું છે. તેના વ્યયને સારૂ લોકોએ ગામ તથા આફ્રિકાથી સારી જેવી રકમ જમા કરેલી છે. અને તે ઘણા જ ઇચ્છનિય સ્વ-રૂપમાં હાલ ચાલી રહેલી છે. તે સમયે સ્વામીજીએ જે ઉપદેશ આપેલો હતો, તેનો સાર નીચે પ્રમાણે છે—

'પુત્રીઓ! તમે શિક્ષિતા બનો, હવે અજ્ઞાનાંધકારમાં પડી રહેવાનો સમય નથી. સંસાર સભ્યતામાં ઘણો આગળ વધી ગયો છે, અન્ય દેશોમાં સ્ત્રી શિક્ષાની માત્રાનું પડ ઘણું ઉંચું ચઢી ગયેલું છે. તમારે તો સર્વપ્રથમ સર્વ ઉન્નત્તિયોના મૂળની શિક્ષાને અપનાવવી જોઇએ.

તમે સર્વ ગીતા જરૂર ભણો, ગીતા મનુષ્યને નિર્ભય બનવાની શક્તિનું પ્રદાન કરે છે. સદાચાર, નિર્ભયતા તથા સેવાભાવ મનુષ્યને દેવ બનાવી દે છે. કારણ કે કોઇ પણ વસ્તુની કીંમત તેના ગુણ ઉપરથી અંકાય છે. જેવી રીતે અગ્નિની કીંમત તેના તાપથી, ફળની તેના રસથી, ઘડિયાળની તેની બરાબર ચલનક્રિયાથી, જળાશયની પાણીથી, ઔષધની તેના ગુણ ઉપરથી કીંમત તથા મહત્વ હોય છે, તે જ પ્રમાણે તમારી પ્રશંસા સદાચાર, નિર્ભયતા તથા સેવા-ભાવ પ્રમાણે થશે.

આપ દયાની દેવિયો બનો, સ્વર્ગનાં દેવતા બનો, પ્રેમની સાક્ષાત પ્રતિ-માનું રૂપ ગ્રહણ કરો, સૌંદર્યનાં આકર (ભંડાર), આનંદનાં ઉદધી તથા ઇશ્વ-રની મહાશક્તિયોનાં રૂપ ધારણ કરીને દેશોદ્ધારિકા બનો. કારણ કે ભવિષ્યની

લગામ આપના હાથમાં આવવાની છે, જ્યારે તમે સુશિક્ષિતા બનશો ત્યારે જ તમે ભવિષ્યને પ્રકાશમય બનાવી શકશો.

યાદ રાખજો કે ભાષા અને ભાવનો સંબંધ ઘણો જ નિકટનો છે. જેની ભાષાનો જે જાતુકાર હોય છે તેને અનુસરીને જ તેના ભાવોમાં પરિવર્તન થવું અનિવાર્ય છે. તેથી હું પાઠશાળાના કાર્યકરતાઓને કહીશ કે, બાલિકાઓની શિક્ષાનો પ્રારંભ હિંદી કે ગુજરાતી તથા સંસ્કૃતથી થવો જોઇએ. અંતમાં ઇંગ્રેજી શિક્ષા ભલે આપો. પ્રારંભથી જ ઇંગ્રેજી ભાષાનું વિષ બાલિકાઓનાં કોમલ હૃદયોમાં પ્રવિષ્ટ ન થવા દેવું. જોઇએ. જો પ્રથમથી જ બાલિકાના હૃદયમાં, ભારતીયતા, ધાર્મિક સંસ્કૃતિ, તથા જાતીયતાનો સમાવેશ થઇ ગયેલો હોય તો પછી વિદેશી ભાષાની વિશેષજ્ઞ બનવા છતાં પણ તેમના વિશુદ્ધ અને દૃઢ સંસ્કાર મટી શકતા નથી. અર્થાત્ આજકાલની શિક્ષા ઇચ્છા વગર પ્રાપ્ત થયેલી પરાધીનતા, ગુલામી, અક્કડબાજી, તથા મદોન્મત્તતાનો કાળો રંગ તેમના દિલ ઉપર ચઢવા પામશે નહીં.'

એક દિવસ ત્યાંની હાઇસ્કૂલમાં પણ સ્વામીજીનું વ્યાખ્યાન થયેલું હતું. એક સપ્તાહ ધર્મજમાં કથા કર્યા પછી અમીન તુળસીભાઈ બકોરભાઈ વગેરેના આગ્રહથી એક દિવસ ભાદરણમાં પણ ગીતાનો ઉપદેશ કરવામાં આવ્યો હતો. એક દિવસ અમીન ઉમેદભાઈ ઠાકોરભાઈના આમંત્રણથી વીરસદમાં ગીતાનો ઉપદેશ કર્યો. આ ગામમાં ઉમેદભાઇએ 'વિદ્યાનંદ સંન્યાસાશ્રમ' બંધાવેલો છે. સ્વામીજીએ તેમાં જ રહીને ઉપદેશ કરેલો હતો. ત્યાંથી વડોદરે આવી ભક્ત મંડળની સાથે સ્વામીજી બાજવા ગયા. ત્યાં શેઠ હિંમતભાઈ રણછોડભાઇ ઠક્કર જેમણે રાઇસમિલ બનાવેલી છે તેમાં જ સ્વામીજીનો ઉપદેશ તથા ભજનકીર્તન થયાં. એ આનંદ ત્રણ દિવસ ચાલ્યો. બાજવાથી વડોદરા થઇને શેઠ ગોવિંદલાલ હરિવલ્લભદાસના આમંત્રણથી ઓર નદીના તટ ઉપર આવેલા રાજનગર જઇ ત્યાં બે દિવસ ગીતાનો ઉપદેશ કર્યો. આ શેઠે સ્વામીજીને પંદર વીસ વીંઘાં જમીન કોઈ પણ કામમાં તેનો ઉપયોગ કરવાને સારૂ અર્પણ કરી.

## નાંદોદમાં ગીતાકથા






થી સ્વામીજી કરનાળી ગીતામંદિરમાં ગયા. ત્યાંથી રાજપીપળાસ્ટેટ કે જે નર્મદાની પેલી પાર છે ત્યાંના નાયબ દિવાન ચંદુભાઈ, શેઠ દશરથલાલ, શેઠ ભગવાનદાસ, તથા જાની આદિના આમંત્રણથી સ્વામીજી નિત્ય નાંદોદમાં ગીતાનો ઉપદેશ કરવા મોટર માર્ફત જતા હતા અને રાતે ગીતામંદિરમાં પાછા આવતા હતા.

એક દિવસ માતાઓના આગ્રહથી પિનકીદાદાના રાજમહેલમાં કથા થઈ હતી. પિનકીદાદાની બે કન્યાઓ વિવાહયોગ્ય થયેલી હતી. એ કન્યાઓની માતાએ સ્વામીજીને કહ્યું—'યોગ્ય વર, ઘર ન મળવાને કારણે અત્યાર સુધી મારી પુત્રિયોના વિવાહ થયા નથી. તેમના યોગ્ય ઘરમાં વિવાહ થઈ જાય એવી આપ કોઈ કૃપા કરો.' સ્વામીજીએ કહ્યું—'ગીતાના બીજા અધ્યાયના કાર્પણ્ય દોષો....' એ સાતમા શ્લોકનો આપની પુત્રિયો પાસે શ્રદ્ધાપૂર્વક નિત્ય અગિયાર વખત નિયમપૂર્વક પાઠ કરાવો, પ્રભુ કૃપાથી બધું ઠીક થઈ જશે.' તે જ પ્રમાણે ભક્તિપૂર્વક થોડા દિવસ પાઠ કર્યા પછી એક તો સુકેતમંડિની રાણી થઈ અને બીજી કાઠિયાવાડના રાજઘરાણામાં ગઈ.

## નર્મદા તટ ઉપર દલિત જાતિયોનો ઉદ્ધાર




રનાળીમાં જ્યારે સ્વામીજીએ ગીતામંદિરની સ્થાપના કરી ત્યારે તે પ્રદેશના માછી, કોળી, ધાણુકા, ભીલ આદિ પછાત જાતિયોને મદ્ય, માંસ, માછલી આદિ ખાતા જોયા. તેઓ મદિરા પીને અસભ્યતાનાં જીવન ગાળી રહ્યા હતા. સરકારે તેમનાં ગુનેહગારના હાજરી પત્રકમાં નામ દાખલ કરેલાં હતાં. તેથી તેમને પોલીસમાં હાજરી આપવી પડતી હતી. તેઓ પોતાના જ ગુન્હા અને પ્રમાદને કારણે દુ:ખી હતા. સ્વામીજીને તેમની શોચનીય દશા જોઇને દયા આવી. સ્વામીજીએ તેમને બોલાવીને એક ભજનમંડળીના રૂપમાં સંગઠન કર્યું, તેમને કંઠી પહેરાવી, હરિનામનો મંત્ર આપ્યો, તેમનાં મદ્યાદિ વ્યસનો છોડાવ્યાં. અને પછી પોલીસમાં "તેઓ હવે રસ્તા ઉપર આવી ગયા છે, ચોરી આદિ ગુનાઓ છોડી દીધા છે" એમ જણાવીને સ્વામીજીએ તેમનાં નામ પોલીસના હાજરી પત્રકેથી કમી કરાવ્યાં.

ભારતની ઘણીએ જાતિયો પોતાના ઉદ્ધારના ઉપાય જાણતી નથી મહાત્માઓનું એ કર્તવ્ય છે કે તેમને તમના સ્વરૂપનો પરિચય કરાવે, તેમને આર્ય જાતિનું અંગ બનવાની શિક્ષાનું પ્રદાન કરે.

## હરિદ્વારના કુંભ ઉપર સ્વામીજીનું પ્રસ્થાન




રનાળીથી સ્વામીજી અમદાવાદ પધાર્યા, ત્યાં ભક્તોને સારૂ હરિદ્વાર કુંભ ઉપર જવાની વ્યવસ્થા કરી, હરિદ્વાર આવી ઘંટા કોઠીમાં સ્વામીજીએ મુકામ કર્યો. ત્યાં એક વર્ષ આગમચથી જ સ્વામીજી તરફથી મહાત્માઓના ભોજનને સારૂ અન્નક્ષેત્ર ઉઘાડેલું હતું. તેનું સંચાલન કેટલાક ભક્તો

તથા સ્વામી આત્માનંદજી કરતા હતા. સ્વામીજીએ ત્યાં દોઢ માસ કથા કરી. પછી સ્વામીજીના નિવાસ સ્થાન ઘંટા કોઠીમાં તૈયાર કરાવેલા મંડપમાં 'દ્વિતીય અખિલ ભારતવર્ષીય ગીતામહાસંમેલન' ભરવામાં આવ્યુ. તેમાં હરેક દેશના ગૃહસ્થો તથા સર્વે સંપ્રદાયના મહાત્માઓ ઉપસ્થિત હતા. સંમેલનના પ્રારંભમાં સ્વામીજીએ કહ્યું—' આ સંમેલન પ્રભુની વાણી ગીતાને સારૂ છે સભાના નિયમ અનુસાર તેના સભાપતિ હોવાનું આવશ્યક છે, તેથી આજની સભાના સભાપતિ શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુને જ બનાવીએ તો કેમ ? આ પ્રસ્તાવનું, અમદાવાદના શેઠ અંબાલાલ હિમતભાઈ તથા મુંબાઈના શેઠ ચિનાઈ આદિ વડોદરા નાગપુર અને અન્ય સ્થાનોએથી આવેલી જનતાએ હાથ ઉંચા કરી, ' વંદે કૃષ્ણં જગદ્ ગુરૂમ્' એ જયઘોષની સાથે, અનુમોદન તથા સમર્થન કર્યું.

## હરિદ્વાર કુંભમાં મોતીબાઈ ચિનાઇનું ગીતાવીતરણ



આ સંમેલનમાં સૌભાગ્યવતી મોતીબાઈ જીવણલાલ ચિનાઇના તરફથી 'ગીતાધર્મ' પ્રેસ કાશી' માં છપાવેલી હજારો ગીતાઓ મહાત્માઓ તથા ગૃહસ્થોમાં વહેંચવામા આવી. એ મહીલાની એ ગીતાજ્ઞાન યજ્ઞમાં આપેલી આહુતિ પ્રશસનીય છે. ગંગા કિનારે ગીતાપાઠથી જે અપૂર્વ પુણ્યની ઉત્પત્તિ થશે તે શ્રીમતી ચિનાઇના મોક્ષમાર્ગને સ્વચ્છ કરી દેશે આ કાર્યનું અનુકરણ જો અન્ય લોક કરે તો તેમને પણ ગીતાપ્રચાર કાર્યમાં સાહાય કર્યાનું અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય. આ સમયે વડોદરાનિવાસિ શ્રી મટુબ્હેનના તરફથી પણ ગીતા કેલેન્ડર વહેંચવામાં આવ્યાં હતાં.

## સ્વામીજી અને પં. પન્તજીનો વાર્તાલાપ



આ હરિદ્વારના કુંભ ઉપર શ્રી મહાનિર્વાણી અખાડાની છાવણીના મહંત શ્રી હરિશ્ચંદ્રગિરિજી તથા બાબા રામગિરિજીએ પં ગોવિંદવલ્લભ પન્તને જેઓ તે સમયે યુક્ત પ્રાંતના પ્રધાન મંત્રી હતા, અને કુંભ મેળાનો પ્રબંધ જોવાને આવેલા હતા, તેમને આમંત્રણથી બોલાવ્યા એક કલાક સુધી

તેમણે સ્વામીજીની ગીતા કથા સાંભળી. તે પછી તેમણે અખાડાની તથા સ્વામીજીની પ્રશંસા કરતાં કહ્યું—'મહારાજ, આપ લોક જે ધર્મનો પ્રચાર કરો છો તે હિંદુઓની સભ્યતા તથા સદાચારનો પોષક છે. અમને રાષ્ટ્રીય સંન્યાસિયોની પણ આવશ્યકતા છે. આપ સદાએથી અમારા પૂજ્ય રહેલા છો અને ભવિષ્યમાં પણ રહેશો, આપના ઉપર અમારી મોટીમોટી આશાઓ છે.' તે પછી પંતજી સ્વામીજીની સાથે ઘણા વખત સુધી વાર્તાલાપ કરતા રહ્યા.

## હરિદ્વાર કુંભમાં સ્વામીજીને 'મહામંડલેશ્વર' ની ઉપાધિ





તે દરમિયાન શ્રી મહાનિર્વાણી અખાડાના મહંત શ્રી હરિશ્ચંદ્ર ગિરિજી અખાડાના અન્ય મહંતોને સાથે લઇને સ્વામીજી પાસે આવ્યા અને કહ્યુ—'શ્રી પંચની ઇચ્છા છે કે આપને 'મહામંડળેશ્વર' ની સન્માનિત પદવી પ્રદાન કરવી.' એ સાંભળીને સ્વામીજીએ જવાબ દીધો—'અમે જેવા છીએ તેવા જ રહેવા દો, તેમાં અમને આનંદ છે.' મહંતોએ કહ્યું—'તે આપને ભલે ઉચિત પ્રતીત થતું હોય, પણ અમને ઠીક નથી લાગતું, આવા ઉચ્ચ કોટિના મહાપુરૂષનો, અન્ય મહામંડલેશ્વરોના સમાન સત્કાર કરીને જ અમને પ્રસન્નતા થશે.' તે ઉપર સ્વામીજીએ ઉત્તર આપ્યો કે—'**સર્વ મહાત્માઓની નીચે બેસી સર્વ સંતોની સેવા કરવામાં જ અમે અમારૂં વડપણ માનીએ છીએ.**' છેવટે મહંતોએ કહ્યું—'આપ ગમે તે કહો, પણ આ સમયે તો અખાડાનુ માન રાખી પંચ પરમેશ્વર આપે છે તે સન્માનનો સ્વીકાર કરવો જ પડશે. આપનાથી અખાડાની શોભા છે.' સ્વામીજીએ 'પ્રભુની એવી જ ઇચ્છા હશે' એવો વિચાર કરીને કહ્યુ—'આપ લોક જો તેનાથી જ પ્રસન્ન થતા હો તો ભલે તેમ કરો, પણ એટલું ધ્યાનમાં રાખજો કે હું જેવી રીતે હાલમાં રહું છું તેવી જ રીતે વિરકત અને સાદા ભાવથી પછી પણ રહીશ. મંડલેશ્વર પદનાં છત્ર, છડી, ચામર તથા મંડળી આદિ જે ચિન્હ છે તેનાથી મને મુકત સમજજો, અર્થાત તેમને સાથે લઇને નહી ફરૂં.' મહંતોએ કહ્યું—'આપ આપની ઇચ્છા પ્રમાણે રહી શકો છો.'

સ્વામીજીની અનુમતિ લીધા પછી મહંતોએ શ્રીપંચ તથા અન્ય મહામંડળેશ્વરોને તેની શુભ સૂચના આપી. સર્વ મહાત્માઓએ સહર્ષ કૃપાપૂર્વક એકમતથી એ વિચારને અનુમોદન આપ્યુ,તથા સમર્થન કર્યું. સ્વામીજીના જે ઉપસ્થિત ગૃહસ્થ ભક્તો હતા, તેઓ પણ એ સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને એવું જાણીને તો વળી વધારે ખુશી થયા કે, પહેલાંની પેઠે જ ગીતા શ્રવણ નો લાભ તો મળતો જ રહેશે.

તે પછી નિશ્ચિત શુભ મુહૂર્તને દિવસે દસ વાગે સ્વામીજીને મહામંડળેશ્વર બનાવવાને સારૂ મહાનિર્વાણી અખાડાનું પંચ, સર્વ મહામંડળેશ્વરો, મઠોના મહંતો તથા અન્ય મહાત્મા લોક એકત્ર થયા. જ્યારે ગાદીએ બેસાડવાની ધાર્મિક વિધિ થવા માંડી, ત્યારે સ્વામીજીએ સર્વ મહામંડળેશ્વરો તથા મહંતોની પૂજા કરી. તે પછી 'નમઃ પાર્વતી પતયે હર હર મહાદેવ' ની ગગનભેદી જય ઘોષણા સાથે સર્વેએ હાથ પકડીને સ્વામીજીને ગાદી ઉપર બેસાડ્યા, ચાદરો ઓઢાવાઈ તથા ભેટો ચઢાવવામાં આવી. પછી સર્વ ભક્તોએ પણ પૂજા કરીને સ્વામીજીને ભેટ અર્પણ કરી શેઠ અંબાલાલ અને સૌભાગ્યવતાં મોતીબ્હેન ચિનાઈ તો એટલાં ખુશી થયા કે, સ્વામીજી ઉપર ફુલ વૃષ્ટિ કરવાને બદલે તેમને 'નોટવૃષ્ટિ' કરી

સ્વામીજીએ સર્વ સંતોને કહ્યુ—'જ્યારે આપ લોકોએ મને આસન ઉપર બેસાડ્યો છે ત્યારે હું પણ આપ સર્વને આસન પ્રદાન કરૂં છું ' એવું કહીને તેમણે સર્વ સંતોને બેસવાનાં આસન આપતા કહ્યુ—'સર્વ મહાત્માઓ તેમને પોતાની સાથે જ લેતા જાય ' પછી સ્વામીજીના તરફથી સર્વ મહાત્માઓને ભોજન કરાવી વસ્ત્રો આપવામા આવ્યા તથા પ્રતિષ્ઠિત મહંત, મહામંડળેશ્વરોનો દ્રવ્યાદિ પૂજાથી સત્કાર કરવામા આવ્યો.

આ કુંભ ઉપર આવનારા યાત્રિયોની સહાયતાને, સારૂ સ્વામીજીના તરફથી એક 'ધર્માર્થ દવાખાનું' ખોલવામાં આવેલું હતું તેના સંચાલક સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ વૈદ્યરાજ, યોગીશ્વર ધન્વંતરીગુરૂ' હતા. એ મહાત્મા નાડી પરીક્ષા વિજ્ઞાનના વિશેષજ્ઞ છે, આયુર્વેદિક ઔષધનિર્માણના હસ્તકુશળ જ્ઞાતા છે તથા ઔષધપ્રદાનમા પિયૂષપાણી છે. તેમના કાર્યની પ્રશંસામાં, મેળાના હેલ્થ ઑફિસરે તેમને પ્રમાણપત્ર આપેલું હતું તેઓ આજકાલ અમદાવાદમા 'ધર્માર્થ ગીતામંદિર ઔષધાલય' સુચારૂ રૂપથી ચલાવે છે. અન્ન વસ્ત્રાદિ સામાનના કોઠારના પ્રબંધક સ્વામી આત્માનંદજી હતા તથા મેળાનાં સર્વ

કાર્યોના પ્રધાન સંચાલક મહંત શ્રી હરનારાયણગિરિજી હતા. જેઓ આજકાલ નર્મદાતટ ઉપર કરનાળીનાં ગીતામંદિરમાં નિવાસ કરીને વડોદરા, અમદાવાદ આદિ ગીતામંદિરોની દેખરેખ રાખે છે.

## મહામંડળેશ્વર કોને કહે છે




પણા દેશમાં વર્ણાશ્રમ ધર્માનુસાર બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ મનાય છે, અને બ્રાહ્મણોથી પણ ઉંચું સ્થાન સંન્યાસિયોનું છે. સંન્યાસી પદને, બ્રાહ્મણ વર્ગ પણ પોતાનાથી ઉંચુ હોવાનો સ્વીકાર કરે છે, જે સંન્યાસિયોને સર્વશ્રેષ્ઠ માને છે એ પરિવ્રાજકાચાર્યોમાં પણ સર્વોચ્ચ સ્થાન 'મહામંડલેશ્વર' નું ગણાય છે, એ પદ શંકરાચાર્યના સમાન છે, જ્યાં શંકરાચાર્ય અને મહામંડળેશ્વર એકત્ર થાય ત્યાં બંને સમાન આસન ઉપર બિરાજે છે. આ મહામંડળેશ્વરની પદ્વી સર્વ વર્ગના સંન્યાસી મળીને આપે છે. એ ઉપાધિ, જેમણે આર્ય ધર્મ, હિંદુ સંસ્કૃતિ તથા દેશની ધાર્મિક જનતાનો ઉપકાર કર્યો હોય તેમને આપવામાં આવે છે.

ભારતવર્ષમાં ઘણાએ સંપ્રદાયો છે, તે સર્વમાં સંન્યાસી સમાજ સર્વથી મોટો છે, કોઇ સંપ્રદાયની કોઇ એક પ્રાંતમાં વિશેષતા હોય છે તો બીજાની બીજા પ્રાંતમાં અધિકતા હોય છે, પરંતુ સંન્યાસી સમાજના મહાત્માઓ સમસ્ત દેશમાં જોવામાં આવે છે. તેમને સારૂ કોઇ એક દેશ નિશ્ચિત નથી. ભારતમાં જેટલા મતમતાંતર છે તે સર્વ 'સંપ્રદાય' કહેવાય છે, જ્યારે સંન્યાસ એ એક આશ્રમ છે, સંન્યાસિયોમાં જેટલા વિદ્વાન તથા જ્ઞાની મળશે તેટલા બીજા સંપ્રદાયોમાં મળી શકશે નહીં, તેમણે સમુદ્ર પારના દેશોમાં અદ્વૈત સિદ્ધાંત તથા ભક્તિ માર્ગના મહિમાનો જેટલો પ્રચાર કરેલો છે, તેટલો કોઈ અન્ય સંપ્રદાયિયોથી બની શકયો નથી. અન્ય સંપ્રદાયી જે કાંઈ પ્રચાર કરે છે તે માત્ર એકદેશી કોઈ એક અમુક દેવતાના સંબંધમાં જ હોય છે, પરંતુ સંન્યાસી સ્માર્ત સિદ્ધાંતાનુસાર સર્વ સનાતન ધર્મોના પ્રચારક હોય છે. સંન્યાસી સમુદાયમાં, જટિલ, પરમહંસ તથા દિગમ્બરાદિ અનેક પ્રકારના મહાત્માઓનો સમૂહ હોય છે.

તથા નિશ્ચિત થઈ જાય છે, તેની આવૃત્તિ વારંવાર કરવી પડે છે. કીર્તનમાં લીલાઓ ગાવામાં આવે છે.

ભજન અર્થાત્ જપનો અર્થ એ છે કે—"जपो नाम विधिवत् गुरुपदिष्ट-वेदाविरुद्धमन्त्राभ्यास." અર્થાત ગુરૂમહારાજે વિધિપૂર્વક વેદાનુકૂળ જે મંત્રનો ઉપદેશ કરેલો હોય, તેને વારંવાર કહેવો. જપ પણ સ્વાધ્યાય છે, તેનો ત્યાગ કરનારને બૃહન્નારદ પુરાણમાં મૂઢ કહેલો છે. યથા—

जपः स्वाध्याय उदितो योगः साधनमुत्तमम् ।
स्वाध्यायं यस्त्यजेन्मूढस्तस्य योगो न सिद्ध्यति॥

જપથી જન્મ જન્માંતરનાં પાપ નષ્ટ થઇ જાય છે. તેનાથી સર્વ ભોગ તથા મૃત્યુને જીતી લેવાય છે. જપથી સિદ્ધિ તથા મુક્તી બંને મળે છે, એમ લિંગપુરાણમાં જણાવેલું છે. યથા—

जपेन पापं शमयेदशेषं यद् यत् कृतं जन्मपरम्परासु ।
जपेन भोगाञ्जयते च मृत्युं जपेन सिद्धि लभते च मुक्तिम् ॥

વાચિક અને માનસિકના ભેદથી જપ બે પ્રકારના થાય છે. વાચિક જપના ઉપાંશુ તથા ઉચ્ચૈઃ એ બે ભેદ છે. તથા માનસિક જપ પણ મનન તથા ધ્યાન એ બે ભેદોમાં વિભકત છે. એમ સૂત સંહિતા તથા યાજ્ઞવલ્કય સંહિતામાં જણાવેલું છે. યથા—

जपश्च द्विविधः प्रोक्तो वाचिको मानसस्तथा ।
वाचिकोपांशुरुच्चैश्च द्विविधः संप्रकीर्तित ॥
मानसो मननध्यानभेदाद् द्वैविध्यमास्थितः ।

સગર્ભ તથા અગર્ભ ભેદથી સર્વ જપ બબ્બે પ્રકારના હોય છે. પ્રાણાયામ સહિત જે જપ કરવામાં આવે છે તે સગર્ભ કહેવાય છે. તથા મંત્રના આદિ તથા અંતમાં પ્રાણાયામ કરીને જપ કરવા તેને અગર્ભ કહે છે. યથા—

प्राणायामसमायुक्तः सगर्भो जप उच्यते ।
आद्यन्तयोरगर्भोऽपि प्राणायामः प्रशस्यते ॥

જે જપ ઉદાત્ત (ઉંચા) અનુદાત્ત (નીચા) તથા સ્વરિત (સમાન) શબ્દોના સ્પષ્ટ ઉચ્ચારણથી સાંભળી શકાય અગર વાણીથી કહેવાય તેને વાચિક જપ કહે છે. યથા—

यदुच्चनीचस्वरितैः शब्दैः स्पष्टपदाक्षरैः ।
मन्त्रमुच्चारयेद्वाचा वाचिकोऽयं जपः स्मृतः ॥

જ્યાં બુદ્ધિની અંદર તો પદ, અક્ષર, પંક્તિ બોલી જવાય પણ ઉચ્ચારણમાં વર્ણ કે પદ ન પ્રતીત થઈ શકે, તેને હારીત સ્મૃતિમાં માનસ જપ કહે છે. યથા—

धिया पदाक्षरश्रेण्या अवर्णमपदाक्षरम् ।
शब्दार्थचिन्तनाभ्यासात्तु तदुक्तं मानसं जपम् ॥

અસ્તુ, વિસ્તારભયથી અધિક નથી કહેતા હવે એટલું જ કહેવું બસ થશે કે, આગમના જાણનારા માનસ જપને ઉત્તમ કહે છે ઉપાંશુને મધ્યમ તથા વાચિક જપને અધમ બતાવે છે. યથા—

उत्तमं मानसं जप्यमुपांशुं मध्यमं विदुः ।
अधमं वाचिकं प्राहुरागमार्थविशारदाः ॥
वाचिकस्त्वेक एव स्यादुपांशुः शतमुच्यते ।
साहस्रो मानसः प्रोक्तः सगर्भस्तु ततोऽधिकः ॥

કીર્તન—કળિયુગ મહાવિકરાળ કાળ છે, મર્યાદાનો તો એ મહાશત્રુ છે પણ આ સમયમાં જે લોક ભગવન્નામનો આશ્રય લે છે, તેનો તો બેડો પાર થઈ જ જાય છે

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥

આ ભાગવતના વચનાનુસાર સર્વ દોષોના ખજાના કળિયુગમાં એક ઉત્તમ ગુણ એ છે કે, ભગવાનનું નામ લઈને મનુષ્ય સંસાર બંધનોને કાપતો તેના ધામમાં જઈ શકે છે ગીતામાં પણ કહેવામાં આવેલું છે—

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।

બ્રહ્નારદીય પુરાણમાં—

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

આ પ્રકારે ત્રણવાર નામ ઉપર જોર આપીને કહે છે કે, ભગવન્નામોચ્ચારણ વિના કળિમાં પ્રાણીના ઉદ્ધારનો બીજો કોઈ સુગમ ઉપાય નથી.

अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।

यः स्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः ॥

આ પદ્મપુરાણના વચનાનુસાર ભગવાનનું નામ લેવાથી મનુષ્ય બહાર તેમ જ અંદરથી પવિત્ર થઈ જાય છે.

भर्ज्जनं भववीजानामर्जनं सुखसम्पदाम् ।

तर्ज्जनं यमदूतानां राम रामेति गर्जनम् ॥

સંસારના બીજને શેકી નાખનારૂં, સુખ સંપત્તિને આપનારૂં તથા યમદૂતોને ધમકાવવાનું સામર્થ્ય રાખનારૂં રામના નામ સિવાય બીજું કોઈ નથી.

**વેદ પુરાણ સન્ત મત યેહુ, સકળ સુકૃત ફળ રામસનેહુ ॥**
**નામ લેત ભવસિન્ધુ સુખાહીં, કરહુ વિચાર સુજન મનમાહીં ॥**
**સબકર મત ખગનાયક યેહુ, કરિય રામપદપંકજ નેહુ ॥**
**પુત્રવતી યુવતી જગ સોઈ, રામભક્ત જાકર સુત હોઈ ॥**

ક્યાં સુધી કહીએ ? વામન પુરાણમાં તો ત્યાં સુધી કહેલું છે કે—

अश्वमेधादिभिर्यज्ञैः सर्वमेधैस्तथैव च ।

याजितं तेन येनोक्तं हरिरित्यक्षरद्वयम् ॥

તેણે અશ્વમેધ આદિ સર્વ યજ્ઞ કરી લીધા કે જેણે 'હરિ' એ બે અક્ષરોનું ઉચ્ચારણ કરી લીધું. અસ્તુ.

## ક્ષય નિવારણ ફંડમાં સહાયતા




પછી સ્વામીજી બોડ ગામથી અમદાવાદ આવ્યા. ત્યાં એક 'કિંગ એમ્પરર્સ એન્ટી ટયુબરક્યૂલસિસ ફંડ' ની સ્થાપના થયેલી હતી. તેના સભાપતિ સર ચિનુભાઈ માધવલાલ બેરોનેટ હતા. ઉપસભાપતિ હતા મણીલાલ ચતુરભાઈ, સાણંદના ઠાકોર સાહેબ, સર મહેબૂબ મિયાં કાદરી, ખાન બહાદુર સર અરદેશર દલાલ, મિસ્ટર ડબ્લ્યુ. યુ વાઇટ તથા ભાઈલાલ સારા-

ભાઈ. તથા મિ. જે. એચ. દિવાન, સરદાર જહાંગીર રૂસ્તમ વકીલ તથા મિ. એચ. એમ દેસાઈ એ સર્વ ઉપમંત્રી હતા. તે ફંડમાં સ્વામીજીએ એક ખાસ પ્રકારની સહાયતા કરી હતી. તેના ઉપાલક્ષ્યમાં ફંડના તરફથી સ્વામીજીના ઉપર જે આભાર પત્ર આવેલો હતો તે નીચે પ્રમાણે છે—

## સન્માન્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ મંડલેશ્વર




પે ક્ષય નિવારક ફંડની 'રૂપિયા ફંડ' વાળી એક ચોપડી લઇને તેને જે ઉત્તેજન આપેલું છે, તેને સારૂ હું આપનો આભારી છું. આપે ભરેલી રકમનાં કુપનો પાછાં મોકલી દીધાં અને તેનાથી જે રૂપિયા વસુલ થાય તે પણ આપે મોકલી દીધા. એમ કરીને આપે આપની ઉદાર વૃત્તિનો પરિચય આપેલો છે. ( ફંડના સંચાલકે સ્વામીજીની પાસે એક એક રૂપયાની રસીદોવાળી એક ચોપડી મોકલી હતી, તેમાં જેટલી રસીદો હતી તેના રૂપિયા મોકલીને તે ચોપડી પણ પાછી મોકલી દીધી અને આશીર્વાદ સાથે કહાવ્યુ હતું કે પાછી મોકલેલી ચોપડીના જે રૂપિયા મળે તે ફંડમાં જમા કરજો ) આપને અવશ્ય વિદિત હશે કે આપણા અભાગિ દેશમાં પ્રતિવર્ષ પાંચ લાખ નર, નારી તથા બાળક આ રોગથી મૃત્યુ પામે છે. અમદાવાદમાં આ રોગની માત્રા સર્વથી વધારે છે, નિત્યપ્રતિ ચાર પાંચ આદમી મરે છે. સામાન્યતઃ આ રોગથી ગરીબ લોક અધિક દુઃખ ભોગવે છે. પરંતુ તેને રોકવાનો તથા નષ્ટ કરવાનો આપણી પાસે કોઈ ઉપાય નથી. તેને નિવારણ કરવાનાં સાધનોની પૂર્તિને સારૂ આ કોષ એકઠો કરવામાં આવે છે. અને તે કામનો ભાર મેં મારે માથે લીધો છે.

આશા છે કે આ ફંડ સફળ થશે, તેને સારૂ ઇચ્છિત ધન મળી જાય, એવા શ્રીમાન આશીર્વાદ આપે તથા આપની કથામાં આવનારાં નર નારિયોને પ્રેરણા કરે એવી વિનતી છે. આપના આશીર્વાદથી અમને જરૂર સફળતા મળશે. આશીર્વાદનો સંદેશ અવકાશ હોય તો લખવાની કૃપા કરશોજી.

લી.

ડૉ. હરિલાલ મણિલાલ દેસાઈના

૨૪-૧૦-૩૮ દંડવત્ પ્રણામ.

# નર્મદાતટ ( કરનાળી ) ની ગુફામાં એક વર્ષનો એકાંતવાસ





સ્વામીજી જ્યારે વડોદરામાં હતા, તે સમયે ખબર મળી કે, વડોદરાના મહારાજ સર સયાજીરાવ ગાયકવાડ વિલાયતથી પાછા ફરી મુંબાઈમાં માંદા પડેલા છે. તેથી તેમના આરોગ્ય લાભને સારૂ સ્વામીજીએ ઈશ્વર પ્રાર્થના કરાવી, તેની અસર મહારાજાના શરીર ઉપર સારી પડી.

તે પછી સ્વામીજી પોતાના પૂર્વ નિશ્ચય પ્રમાણે કરનાળી ક્ષેત્રથી એક માઈલ દૂર નર્મદાની ભેખડ ઉપરની ગુફામાં એક વર્ષ એકાંત સેવનના વિચારથી ગયા. એટલામાં વડોદરામાં 'સયાજીવિજય' પત્રના માલિક માણેકલાલ આદિ અનેક અગ્રગણ્ય ભાઈઓ અને બ્હેનોની ઇચ્છા તથા શ્રદ્ધા થઈ કે, મહારાજા સાહેબને આરોગ્ય લાભ થાય તેને સારૂ વડોદરામાં સાર્વજનિક ઈશ્વર પ્રાર્થના કરવી. જેમાં સર્વ ધર્મોના અનુયાયી, મહારાજાની નિરોગતા સારૂ પોતપોતાના ધર્મને અનુસરી પ્રભુ પ્રાર્થના કરે. પરંતુ તેમાં સભાપતિ કોણ થાય ? એ પ્રશ્નની વાટાઘાટ કરી સર્વે લોકોએ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને સભાપતિ બનાવવાનો નિશ્ચય કરી તેમને પ્રથમ તાર દ્વારા ખબર આપી અને પછી સ્પેશ્યલ ટ્રૉલી મોકલી વડોદરે બોલાવ્યા.

સ્વામીજીએ વડોદરા ન્યાયમંદિરમાં જઈને સભાપતિનું, આસન સુશોભિત કર્યું. સભામાં હિંદુ, મુસલમાન, ઇસાઈ, પારસિ, જૈનિ, બૌદ્ધો અને થિયોસોફીસ્ટોએ પોતપોતાના ધર્માનુસાર પોતપોતાની ધાર્મિક ભાષામાં ઈશ્વર પ્રાર્થના કરી, પછી સ્વામીજીએ પોતાની સ્વાભાવિક શૈલીમાં કહ્યું—' આજનો પ્રસંગ કોઈ જાતિ, સંસ્થા, ધર્મ કે વ્યક્તિનો નથી, પરંતુ સામુદાયિક પ્રાર્થનાનો છે. શ્રી સયાજીરાવ ગાયકવાડ મહારાજ સર્વ ધર્મોને સમાન દૃષ્ટિથી જુવે છે. અને તેથી જ તેમને અમેરિકાના ચિકાગો શહેરમાં 'સર્વધર્મ પરિષદ' ના સભાપતિ બનાવવામાં આવેલા હતા. ભારતવર્ષના સર્વ રાજાઓ કરતાં તેમનો કાર્યક્રમ કંઈક વિલક્ષણ છે. પોતાની પ્રજાને સારૂ અનિવાર્ય શિક્ષા, ન્યાયાલય, દવાખાનાં, પુસ્તકાલય, વાચનાલય શહેર અને ગામસુધાર આદિમાં તેમનો

નંબર પહેલો છે અન્ય રાજાઓ તથા શાસકોએ મહારાજાનાં કાર્યોનાં દ્રષ્ટાંત લઈ શિક્ષા લેવી જોઇએ.

વડોદરા રાજ્યની પ્રજા મહારાજા ઉપર પિતાના જેવો પ્રેમ રાખે છે, તેથી જ્યારે મહારાજા વિદેશથી સ્વદેશ આવે છે ત્યારે પ્રજા તેમના દર્શનને સારૂ ઉત્કંઠિત થાય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રભુની ગતિ અગમ્ય છે, શ્રી રામને ગાદીએ બેસવાને સમયે જ વનવાસ જવું પડેલું હતું. પરંતુ પ્રજાની હાર્દિક ઇચ્છા અને પ્રાર્થનાથી તેઓ ચૌદ વર્ષ પછી સીતા લક્ષ્મણ સહિત અયોધ્યા પધાર્યા હતા. તેવી જ આજ પ્રજાની ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે, 'મહારાજા સાહેબ આરોગ્ય લાભ કરીને વડોદરે આવી અમોને દર્શન દે'—
( શ્રી સયાજીવિજય પત્ર ઉપરથી તા૦ ૧૧ ૧૧ ૩૮ )

તે પછી સ્વામીજી સાર્વજનિક પ્રાર્થના કરાવીને કરનાળી ચાલ્યા ગયા. થોડા દિવસ પછી વડોદરામાં ભરાનારી પ્રાંતીય અન્ત્યજ પરિષદના કાર્યકરો દ્વારા, કરનાળી સ્વામીજીના આશીર્વાદ તથા સહાયતાર્થે પ્રાર્થના થવાથી સ્વામીજીએ તેમને આશીર્વાદ તથા અન્નની સહાયતા આપેલી હતી. ( નવ ગુજરાત પત્ર તા૦–૧૬ ૧ ૩૯ ).

# સ્વામીજીને 'જગદ્દગુરૂ'ની ઉપાધિનું સન્માન







કાંતવાસ કરતાં સ્વામીજીને સાત મહિના થઈ ગયા. ત્યારે ત્યાં શ્રી મહાનિર્વાણી અખાડાના બે મહાત્માઓએ આવીને કહ્યુ—'શ્રી પંચ હિમાલયથી પેદળ ચાલતું દ્વારકાજીની યાત્રા કરવાને સારૂ આવે છે.' એ સાંભળીને સ્વામીજીએ શ્રી પંચને કરનાળી ગીતામંદિરમાં ચાતુર્માસ કરવાનું નિમંત્રણ મોકલી દીધું શ્રી પંચની સાથે મહંત તથા સેંકડો મહાપુરૂષો હતા. થોડા દિવસ પછી ગુરૂપૂર્ણિમાની તિથિ આવી તે દિવસે સ્વામીજીના શિષ્યગણ તથા ભક્તો, દેશના સર્વ ભાગોમાંથી આવી પહોંચેલા હતા.

એક દિવસ સેવકોના મનમાં એવી ભાવનાનો ઉદય થયો કે—'સ્વામીજી મહારાજ પોતાના ઉપદેશોથી અખિલ જગતનું કલ્યાણ કરીને તથા એક વર્ષ સુધી બે બટાકા ખાઇને દુગ્ધાહાર કરતા તપશ્ચર્યા કરે છે માત્ર સવારે ૧૧




गुरुपूर्णिमा के अवसर पर श्री पचायती महानिर्वाणी अखाडा व भारती-
भक्तमण्डली की ओर से 'जगद्गुरु' उपाधि और मानपत्र
समर्पण, गीतामन्दिर करनाली ।



गीतामन्दिर करनाली से नर्मदाजी का दर्शन ।
કરનાલી ગીતા મંદિરમાથી નર્મદાજીનો દેખાવ.

થી ૧૨ તથા સાંજે ૬ થી ૮ સુધી ભકતોને દર્શનનો તથા સત્સંગનો લાભ આપવા ગુફાની બહાર નીકળે છે. આપણા એવા તપસ્વી ગુરૂદેવને આપણે સર્વ લોકોએ મળીને 'જગદ્ગુરૂ'નું માન આપવું જોઇએ. જે જગત્ પિતા પ્રભુની વાણીરૂપ ગીતાના ઉપદેશથી જગતનું કલ્યાણ કરીને લોકોને જગત જંજાળથી છોડાવે છે, તે જ્યારે 'જગદ્ગુરૂ'ની ઉપાધિથી વિભૂષિત ન થાય તો પછી કોણ થવાનું હતું ? એ સ્વામીજીનું સન્માન નથી, એ તો આપણી કૃતજ્ઞતા પ્રગટ કરવાનો પ્રકાર છે. આપણી ગુરૂદેવના પ્રતિ—

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरु साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

ઇત્યાદિ અનેકાનેક શ્રુતિ સ્મૃતિ વચનો અનુસાર બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ તથા પરબ્રહ્મની ભાવના છે. અમે લોક સ્વામીજીને સાક્ષાત્ ઈશ્વર જ માનીએ છીએ. કારણ કે તેમણે અમોને કલ્યાણનો માર્ગ બતાવેલો છે. જે વ્યક્તિએ વિલક્ષણ કાર્યો કરેલાં છે, સનાતન ધર્મના સિદ્ધાંતોનો પ્રચારઅને પ્રસાર કરે છે તેમને 'જગદ્ગુરૂ' માનવા એ જ ઉચિત છે.

એવો નિશ્ચય કરીને ભકત શિષ્યોએ શ્રી મહાનિર્વાણી અખાડાનું પંચ જે સુભાગ્યે ત્યાં ઉપસ્થિત હતું તેમને પોતાનો વિચાર જણાવ્યો. પચ પરમેશ્વરે પ્રસન્નતા પ્રગટ કરતાં જણાવ્યુ કે—'અમે લોકોએ તો તેમને 'મહામ ડળેશ્વર' નું સર્વોચ્ચ સન્માન આપીને 'જગદ્ગુરૂ' ના સમાન જ સ્વીકારી લીધા છે. જો આપ લોકોની એવી જ ઇચ્છા છે તો અમે તેમાં સમત છીએ.' એવો નિર્ણય થવાથી બીજે દિવસે ગુરૂપૂર્ણિમાએ શ્રી પચ તથા જનતાની ઉપસ્થિતિમાં સ્વામીજીને 'જગદ્ગુરૂ'નો પદ્વી આપવામાં આવી. તે સમયે નીચે પ્રમાણેનું માનપત્ર આપવામાં આવ્યું—

### સદ્ગુરૂ શ્રી સ્વામીજી મહારાજ

આપે પરમપાવની શ્રી નર્મદાના તટ ઉપર સ્થિત કરનાળી ક્ષેત્રમાં એક વર્ષ મહાન તપ કરવાનો નિશ્ચય કર્યો. જે કઠણ હોવાથી આધુનિક સમયમાં ક્વચિત જ જોવામાં આવે છે. આપ મહામ ડળેશ્વરના પદ ઉપર હોવા છતાં પણ તપ કરી રહ્યા છો તે એક વિશેષતા છે. જગતમાં પ્રચલિત સર્વ ધર્મોની સારરૂપા ભગવતી શ્રીમદ્ ભગવદ્ગીતાનું અધિષ્ઠાન લઇને આપે ભારતના સર્વ પ્રાંતોમાં જાગ્રતિ કરી છે અને કરો છો.

તેથી આકર્ષિત થઈને અમે આપ મહામંડળેશ્વરને આજને શુભ દિવસે 'જગદ્‌ગુરૂ' પદથી વિભૂષિત કરવાની આજ્ઞા લઈએ છીએ.

હવે આજથી આપનું પૂર્ણ નામાભિધાન—'પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, લોકસંગ્રહી, ગીતાવ્યાસ, શ્રી ૧૦૮ મહામંડળેશ્વર, જગદ્‌ગુરૂ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ' એ પ્રકારે વ્યવહૃત થશે.

અમો છીએ આપના—

અમદાવાદ, વડોદરા, મુંબાઈ, પૂના, ખંગપુર, નાગપુર, સરગોધા, બીકાનેર, કલકત્તા, કાશી, અલ્હાબાદ, હરિદ્વાર, કરાંચી, દિલ્હી, ગ્વાલિયર, શ્રીનગર (કાશ્મીર), જબલપુર, અકોલા, ડભોઈ, રાજનગર, સૂરત, અમૃતસર આદિ સ્થાનોના—

નાગરિક ભક્તજન.

તે પછી સર્વ જનતા તથા પંચના તરફથી સ્વામીજીની 'જગદ્‌ગુરૂ'ના સંબોધનથી જયઘોષણા કરી— ('સંદેશ' પત્ર તા. ૧૧-૭-૩૯)

એક દિવસ કરનાળીમાં, આર્યકન્યા વિદ્યાલયના કાર્યકરતાઓએ સ્વામીજીની પાસે આવીને, નિઝામ હૈદરાબાદમાં હિંદુધર્મ રક્ષાર્થે ચાલતા સત્યાગ્રહના ફંડમાં સહાયતા કરવાની પ્રાર્થના કરી તથા સંમતિ માગી. સ્વામીજીએ દ્રવ્યથી સહાયતા કરી સંમતિ આપી અને કહ્યું—'હિંદુધર્મ કોઈ પણ ધર્મને બાધક નથી, તો પણ તે પોતાના ઉપર થતા આઘાતને કદી પણ સહન કરશે નહીં. હૈદરાબાદના નવાબ રાજા થઈને હિંદુ ધાર્મિક પ્રજા ઉપર જે અત્યાચાર કરી રહ્યા છે. તેનો સામનો જ્યાં સુધી તે અત્યાચારો દૂર ન થાય ત્યાં સુધી કરવો જ રહ્યો.' તે પછી, 'यत्र योगेश्वर कृष्ण' એ ગીતાનો શ્લોક કહીને સફળતાને સારૂ પ્રભુના તરફથી આશીર્વાદ આપ્યા.

## કરનાળીમાં એક વર્ષની તપશ્ચર્યાની પૂર્ણાહુતિ




(સ્વા)મીજીનો એકાંતવાસ સમાપ્ત થતાં ગીતા જયંતિના મહોત્સવમાં તથા તપસ્યા સમાપ્તિની ખુશાલીમાં ભાગ લેવાને સારૂ કરનાળીમાં દૂર દૂરથી જનતા એકત્ર થયેલી હતી. તે દિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો—

આગંતુક ભક્ત શિષ્યો દ્વારા પ્રથમ સ્વામીજીની ષોડશો-

પ્રચાર પૂજા કરવામાં આવી. કથા મંડપમાં દિવાન સાહેબનું આગમન થયું. તે સમયે જે પ્રતિષ્ઠિત લોકો આવેલા હતા તેમાંના કેટલાકનાં નામ નીચે પ્રમાણે છે—

અમદાવાદના શેઠ રમણલાલ, શેઠ અંબાલાલ, શ્રીજયકોર બ્હેન, વડોદરાના નગર શેઠ હરિભક્તિ, ગાટગે સાહેબ, રાજરત્ન પ્રોફેસર માણેકરાવજી, ડૉ. નવનીતલાલ, શેઠ મોતીલાલ જગાભાઇવાળા, મુંબાઇના શેઠ ચિનાઇ, શેઠ બાળાભાઈ ડાહ્યાભાઇ, શ્રી ચંદુલાલ ચોકસી, અમદાવાદની રવીવાર ભજન મંડળી, તથા શેઠ જીવણલાલ ચુનીલાલ વગેરે. સ્વયં સેવક મંડળના પ્રધાન કાર્યકર્તા ચંદુલાલ મોદી, શાંતિલાલ વાડિલાલ મોદી આદિ સ્વયં સેવકોએ, જે સેવા કાર્ય કરેલું હતું તે ઉત્તમ શિસ્તબંધ હતું. તેમણે પોતાનું કામ તત્પરતાથી કરેલું હતું એટલુંજ કહેવું બસ થશે.

ગીતા જયંતિના ઉત્સવ પ્રસંગમાં દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચાર્યે એમણે જે ભાષણ કરેલું હતું તેનો સાર નીચે પ્રમાણે છે—

'ગીતા પ્રચાર જનતામાં પૂર્ણ સુખશાંતિ કારક છે, ગીતાના ઉપદેશોને આચરણમાં લાવવા જોઇએ. પ્રજાને આલોકમાં સુખ શાંતિ પ્રાપ્ત થાય, પરલોકમાં સદ્ગતિ આપનારો ગીતાનો ઉપદેશ થાય, ગીતાજયંતિ તથા જપ, તપ, ત્યાગ થાય એ સર્વ સ્વામીજીની પ્રવૃત્તિયો લોક કલ્યાણને સારૂ થઇ રહેલી છે. નર્મદા તટ ઉપરના આ ગીતામંદિરનો સર્વ લોક લાભ લે છે તેના પ્રબંધક મહંત હરિનારાયણગિરિજી સારા યોગ્ય સંત છે. આજ મારે હાથે જે 'આરોગ્યભવન' ખુલ્લું મૂકાશે તેનાથી પણ મંદિરના ઉદ્દેશમાં સહયોગ પ્રાપ્ત થશે.'

તે પછી દિવાન સાહેબે શેઠ રમણલાલ તથા શેઠ અંબાલાલની સાથે જઇને સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની મૂર્તિનું ઉદ્ઘાટન કરી પૂજા નમસ્કાર કર્યાં, પછી આરોગ્ય ભવન ખુલ્લું મૂકીને દિવાન સાહેબ સભામાં આવીને આસન ઉપર બેઠા.

સ્વામીજીની ઉક્ત મૂર્તિ, વડોદરાના નગરશિલ્પી શ્રી નાથુરામ પોતાના તરફથી જાતે બનાવીને લાવેલા હતા. તેથી શિલ્પી નાથુરામ, બદ્રીપ્રસાદ તેમ જ કૉન્ટ્રાક્ટર શ્રી વિઠ્ઠલભાઈ જેમની દેખરેખમાં તે આરોગ્ય ભવન તૈયાર થયેલું હતું તેમને પ્રસાદીના રૂપમાં દિવાન સાહેબને હાથે પોશાક અપાવવામાં આવેલા હતા.

તે પછી અમદાવાદ તથા વડોદરાના લોકોએ તથા સત્યવતી બ્હેન એમ. એ. બી. ટી. એ સ્વામીજીના આ કાર્યના મહત્વ ઉપર ભાષણ કર્યાં હતાં.

પછી સ્વામીજી એ વિશ્વશાંતિપ્રદ આશીર્વાદ આપતાં કહ્યું કે—'દિવાન સાહેબ, ઘણા જટિલ રાજકાર્યના પ્રશ્નોના ઉકેલમાં વ્યસ્ત હોવા છતાં પણ ચાર જ દિવસની ટુંકી સૂચનાથી અત્રે પધારેલા છે. મુંબાઈ, વડોદરા, નાગપુર, અમદાવાદ આદિ શહેરોના જે વિદ્વાન તથા શેઠ મ ડળ તેમ જ ગીતાપ્રેમી જનતા અહીં આવેલી છે, તેમને સારૂ પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરી એવી ચાહના રાખું છું કે, આલોકમાં તેમના જીવન સુખી, શાંત તથા પવિત્ર અને અને પરલોકમાં તેમને પ્રભુના ધામનો લાભ મળે. હું આપ સર્વનું, આ નર્મદા ની ભેખડો ઉપર ગ્રામ્ય જીવનમાં રહીને, કયી ચીજોથી સ્વાગત કરૂં? આજ મારી એક વર્ષની તપસ્યા, પ્રભુ કૃપા તથા આપ લોકોના જ પુણ્યપ્રતાપ તથા પ્રેમથી પરિપૂર્ણ થયેલી છે. હવે હું બેચાર દિવસ પછી ગીતા પ્રચારને સારૂ બહાર નીકળીશ.'—(ડીસેમ્બર ૧૯૪૦—સ દેશ, સયાજીવિજ, નવગુજરાત)

સ્વામીજીના, આટલું કહેતાં જ, મુંબાઈ, વડોદરા, અમદાવાદ, નાગપુર આદિ નગરોના ભક્તોજનો પોતાને ત્યાં પ્રથમ પધારવાનો આગ્રહ કરવા લાગ્યા. સ્વામીજીએ સર્વ ઠેકાણે ક્રમશઃ જવાનું આશ્વાસન આપી પ્રથમ અમદાવાદ જવાનો નિશ્ચય કર્યો.

## સ્વામીજીના એકાંતવાસ સમયની વિચિત્ર ઘટનાઓ





મીજીના એક વર્ષ પર્યંત ગુહા પ્રવેશ કર્યાના થોડા જ દિવસ પછી, વડોદરાના તેમના એક અનન્ય ભક્ત શ્રી ધીરજલાલ ચુનીલાલ કરનાળી ગયા. તેમણે ગુફા ઉપર જઈ સ્વામીજી ની પૂજા કરીને પ્રાર્થના કરી કે—'ગુરૂદેવ, હવે સ સારની જ જટોથી મારૂં મન ઉપરામ થઈ ગયેલું છે અને પ્રભુના ધામમાં જવાની ઉત્કટ ઇચ્છા થાય છે. હવે આ જીવાત્માની ઇચ્છા પૂર્ણ કરીને શાંતિ આપો.' સ્વામીજીએ કહ્યું—'પ્રબળ ઇચ્છાને પ્રભુ પૂર્ણ કરે છે.' ધીરજ-લાલ એવા આશીર્વાદ લઇને ગીતામ દિરમાં આવ્યા. બીજે દિવસ તબિયત બગડી, સ્વામીજીને બોલાવી દર્શન કરતાં તેમણે શરીરનો ત્યાગ કર્યો. આ

ઘટના એકાદશીને દિવસે બનેલી હતી. આ તો સ્વામીજીની તપસ્યાના પ્રારંભની વાત છે. તેવી જ રીતે તપસ્યાની સમાપ્તિના થોડા દિવસ પહેલાં અમદાવાદની મીરાંના જેવી પરમ ભક્ત બ્રાહ્મણપુત્રી ગંગા સ્વરૂપ લલીતાબાઈ, જે કેટલાએ દિવસથી અન્નનો ત્યાગ કરી ગીતા પારાયણમાં નિમગ્ન રહેતી હતી તે સ્વામીજીની સામે આવી સર્વ લોકોની ઉપસ્થિતિમાં કહેવા લાગી—'ગુરૂ મહારાજ, ઘણુ દિવસ શરીરે સંસારનાં દુઃખ સહન કર્યાં. વૈધવ્ય જીવન વ્યતીત કર્યું હવે આપના તપની સમાપ્તિની સાથે જ મારા શરીરની પણ સમાપ્તિ થઈ જાય તો મને ગીતાપતિ ભગવાનના ધામમાં સ્થાન મળી શકે.' સ્વામીજીએ કહ્યું—'પોતાના ભક્તોની ઇચ્છા પ્રભુ પૂર્ણ કરે છે.' તેના બે દિવસ પછી તેનું શરીર અગડ્યું, તેથી તેણે પોતાનાં માતા, પિતા, ભાઇને બોલાવીને દર્શન કર્યા. પછી સ્વામીજીને દર્શનાર્થે બોલાવ્યા. આવતાં જ સ્વામીજીએ પૂછયું—'કેમ, મરણનો ડર લાગે છે?' તેણે કહ્યું—'આટલા દિવસ ગીતા સાંભળી છે, પછી ડર કોનો?' એટલું કહીને રવીવાર ભજનમંડળીની બાઇયોના, ગીતાપારાયણના ચાલુ સમયમાં એકાદશીને દિવસે તેણે પોતાના શરીરનો ત્યાગ કર્યો.

ઉપર પ્રમાણે એ બને ભક્તોની મૃત્યુ ઘટના એકાદશીને પુણ્ય દિવસે બની. સ્વામીજીએ એ બંનેનો ભજનકીર્તનની સાથે લઇ જઇને અગ્નિ સંસ્કાર કરાવેલો હતો.

એક દિવસ ગુફા ઉપર સ્વામીજીનાં દર્શન કરવા આવેલાં શ્રી જયકોરબાઈએ સ્વામીજીને કહ્યું—'પ્રભો, મારી એક ઇચ્છા છે કે અમદાવાદમાં પણ એક ગીતામંદિર બની જાય તેને સારૂ હું પચીસ હજાર રૂપિયા લાવી છું, તે આપના ચરણોમાં અર્પણ કરૂં છું. વધારે જરૂર પડશે તો તે પણ આપીશ.' સ્વામીજીએ કહ્યું—'એ ઉપાડી લો, લઈ જાઓ, એવી પ્રવૃત્તિયોમાં પડવાની મારી ઇચ્છા નથી.' તેમને રૂપિયા ઘેર લઈ જવા પડ્યા.

## સ્વામીજીને બોરડી મિલમાં માનપત્ર સમર્પણ





તે પછી સેવકો સાથે સ્વામીજી અમદાવાદ ગયા. "સ્વામીજી તપ કરીને આવ્યા છે" તેની ખુશાલીમાં લોકો જુલૂસની સાથે તેમને સ્ટેશનથી બોરડી મિલમાં લઇ ગયા. ત્યાં નાગરિકો તરફથી સ્વામીજીને જે માનપત્ર આપવામાં આવેલું હતું તથા જેને ધર્મધુરન્ધર શેઠ રમણલાલે વાંચ્યુ હતું તે નીચે, પ્રમાણે છે—

## શ્રી કૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે !
## હે નાથ ! નારાયણ ! વાસુદેવ !

પરમપૂજ્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગીતાવ્યાસ લોકસંગ્રહી શ્રી ૧૦૮ જગદ્‌ગુરૂ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ મહામંડલેશ્વર !

પૂજ્ય સ્વામીજી ! પ્રજા કલ્યાણની અનેકવિધ પ્રવૃત્તિયો કરતા હોવા છતાં પણ ગઈ સાલ કરનાળી ક્ષેત્રમાં નર્મદાજીના પવિત્ર તટ ઉપર, ગીતામંદિરથી એક માઈલ દૂરની ગુફામાં આપે મહતી તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો, અને તેને પરિપૂર્ણ કરી આજ પહેલ પ્રથમ રાજનગર ( અમદાવાદ ) ને આંગણે આપનાં પવિત્ર પગલાં પડ્યાં છે. તેનાથી પ્રેરિત થયેલા અમો રાજનગરના લોક આપને 'પત્ર પુષ્પ' ગીતા વાક્યાનુસાર આ માનપત્ર અર્પણ કરીએ છીએ.

લગભગ સોળ વર્ષ પહેલાં ગુજરાતમાં પધારીને દર્શન આપતાં આપે ગુજરાતી પ્રજાને કૃતાર્થ કરેલી હતી. તે સમય પછી પ્રત્યેક વર્ષે આપ શ્રીમાન અત્રે પધારો છે અને આપના ઉપદેશામૃતનું પાન અમો મુમુક્ષુ જનોને કરાવો છો. અહોરાત્ર અસીમ પરિશ્રમ વેઠીને આપ અખિલ ભારતવર્ષને યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રની હૃદયવીણા ( ગીતા ) નો ઝંકાર સંભળાવો છો. તેનું સુપરિણામ આજે અમે જોઇએ છીએ કે, ગામેગામ, ગલીએ ગલી, ઘેરેઘેર સામાન્ય જનતા, ઓછા અક્ષર જ્ઞાનવાળી માતાઓ, બહેનો તથા બાળકો પણ ગીતાનો અભ્યાસ કરી રહ્યા છે. આપના ઉત્કટ ગીતા પ્રેમથી આકર્ષાઇને ભારતવર્ષની જનતાએ આપને 'લોકસંગ્રહી', 'ગીતાવ્યાસ' નાં બિરદ આપેલાં છે.

બ્રહ્મવિદ્યાના પ્રખર તેજની સાથે લોક કલ્યાણકારી પ્રવૃત્તિયોનો સુસંયોગ વિરલ જ હોય છે. એવા વિરલયોગનો સંયોગ આપનામાં એકત્ર જોઇને હરિદ્વારના કુંભ મેળામાં સમસ્ત મહાત્મા મંડળે આપને સ્વરૂપાનુરૂપ 'મહામંડળેશ્વર' ની સર્વોચ્ચ માનનીય પદવીથી વિભૂષિત કરેલા છે.

બિહારભૂકંપ, વડોદરા રેલ સંકટ આદિ પ્રસંગો ઉપર, આપ શ્રીમાન દ્વારા થયેલી દીન જનતાની સેવા સર્વવિદિત છે, યોગેશ્વર શ્રી કૃષ્ણની મૂર્તિને સાનિધ્યમાં રાખી, ચિત્તવૃત્તિનિરોધપૂર્વક ફલાહાર ઉપર રહીને આત્મદર્શનમાં નિમગ્ન થઈ આપ શ્રીમાન બ્રહ્મનિષ્ટ મહાત્માએ, નિર્વિકલ્પ સમાધિ દ્વારા બ્રહ્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ કરી શુદ્ધ સુવર્ણરૂપ બની, ઉપાધિથી નિવૃત્ત થઈ, સર્વ શાંતિપ્રદ, પરમાત્મસ્વરૂપ, સત્યાનંદ રસસાગરમાં નિમગ્ન રહીને ઉત્કટ તપસ્યા કરેલી છે. હાલ જીતેન્દ્રિય ભાવ તથા શાંત ચિત્તથી એકતાનો

અનુભવ કરી આપ અમદાવાદ પધારેલા છે. આજ અમે આપનાં દર્શન કરીને ભાગ્યશાળી થયા છીએ, અને તેથી અમારાં હૃદય આનંદિત થઈ રહેલાં છે.

આપ શ્રીમાને ગુજરાતના હજારો લોકોને હરિદ્વાર, પ્રયાગ, મથુરાં ઉજ્જૈન આદિ સ્થળોની કુંભપર્વના અવસરો ઉપર લાંબી યાત્રાઓ કરાવી તેમના ભક્તિભાવને સતેજ કર્યો છે.

વેદાંત જેવા કઠણ વિષયનું લોકોને સરળતાથી જ્ઞાન પ્રાપ્ત થાય અને ધાર્મિક ભાવનાની વૃદ્ધિ થાય તેને સારૂ આપશ્રીએ વાર્ષિક અલ્પ મૂલ્યમાં પ્રાપ્ય અનુભવી તત્ત્વજ્ઞાનિયોના લેખોથી પરિપૂર્ણ 'ગીતાધર્મ' માસિક પત્રની કાશી-તીર્થક્ષેત્રમાં સ્થાપના કરેલી છે. હજારો મુમુક્ષુજન આજ તેનો લાભ લઈ રહેલા છે. શ્રીમાને પ્રજા ઉપર કરેલા એવા અનેક ઉપકારો, કે જેનો બદલો કદી પણ વળી શકે નહીં, તેનાથી આકર્ષિત થઈ હાલમાં જ નર્મદાતટ કરનાળી ક્ષેત્રમાં આપ શ્રીમાનની એક પ્રતિમાનું ઉદ્‌ઘાટન કરેલું છે. લગભગ એક દશકા પહેલાં ભકત જનોની વિનતીને માન આપી નર્મદાતટ કરનાળી ક્ષેત્રમાં આપે 'ગીતામંદિર' ની સ્થાપના કરેલી છે. તેમાં ગીતાભ્યાસિયોને ગીતાનાં પુસ્તક વિના મૂલ્યે આપવાની, યાત્રિયોને રહેવાની તથા ભોજનની, વિના મૂલ્યે દવાની તથા આરોગ્ય ભવનમાં રહેવા આદિની વ્યવસ્થા કરીને લોકોપકારી કાર્યો કરેલાં છે.

જગતમાં પ્રચલિત સર્વ ધર્મોના સારભુત ભગવતી શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા-નો આશ્રય લઈને આપે ભારતના સર્વ પ્રાંતોમાં ધાર્મિક જાગ્રતિ કરેલી છે અને કરો છો. આપની કથામા હિંદુ, ઈસાઈ, મુસલિમ, પારસી આદિ સર્વ કોમોના ભાવિક જન રસ—આનંદ લે છે. આપ સર્વ ધર્મોની તુલાને સરખી રાખો છો, તેથી આપને સર્વ ધર્માવલંબિયો પ્રેમથી ચાહે છે, અને સર્વેએ મળીને આપને 'જગદ્‌ગુરૂ' પદથી વિભૂષિત કરેલા છે.

અમે પરમ કૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ કે, લોક કલ્યાણને સારૂ તથા મુમુક્ષુ જનતાને જીવનમુક્ત કરવાને સારૂ આપનું શરીર દીર્ઘાયુઃ તથા આરોગ્ય બન્યુ રહે.

ઉપર દર્શિત આપના સદ્‌ગુણ તથા લોકોપકારી પ્રવૃત્તિયોથી પ્રેરિત થઈને આજ અમે આ યત્કિંચિત્ 'પત્રં પુષ્પમ્' જેવુ સન્માનપત્ર આપનાં પવિત્ર ચરણોમાં અર્પણ કરીએ છીએ.

અમે લોક છીએ

૧૪-૧૪૦ અમદાવાદના નાગરિક.

# વડોદરામાં ગીતામંદિરનું ખાતમુહૂર્ત






મદાવાદથી વડોદરે આવીને સ્વામીજીએ તારકેશ્વર મહાદેવના દેવળમાં કથા શરૂ કરી.

કરનાળીમાં તપસ્યાના અવસર ઉપર ગત ગુરૂપૂર્ણિમાના ઉપલક્ષમાં ભારતના વિભિન્ન નગરોથી સ્વામીજીના ભક્ત, શિષ્ય ઘણી મોટી સંખ્યામાં આવેલા હતા. તેમણે ગુરૂપૂજામાં જે ભેટ ચઢાવેલી હતી, તે રકમ લગભગ ૨૫–૩૦ હજાર રૂપિયાની હતી. તેનો ક્યાં કેવે પ્રકારે વ્યય કરવો ? એ વિષયમાં સ્વામીજીએ વડોદરાના પોતાના શિષ્યોને પૂછ્યું. તેમણે ઉત્તર આપ્યો—'આપે આપનું જીવન ગીતાની સેવામાં લગાડેલું છે, તો આપના ચરણોમાં સમર્પિત આ દ્રવ્ય પણ ગીતાના ઉપયોગમાં જ વાપરવું જોઇએ. અમારો વિચાર એવો છે કે, વડોદરામાં એક ગીતામંદિર થાય, એ સાંભળીને સ્વામીજીએ શેઠ રણછોડભાઇને મંદિરને સારૂ જમીનની તલાશ કરવાનું કહ્યું. શેઠે પોતાની દાઇસ મિલની જોડમાં જ ગોહર બાગવાળી જમીનની તજવીજ કરી, અને તેને સાઠી ચોવીસ હજાર રૂપીઆમાં ખરીદ કરી લીધી. તે જમીનની પાસે એક બીજી જમીન પણ એ જ રૂપિયામાંથી પ્રથમ ખરીદ કરી લેવામાં આવી હતી.

આ વાતની સર્વત્ર ચર્ચા ચાલી, કેટલાક લોકોએ સ્વામીજીને પૂછતાં તેમણે જવાબ આપ્યો કે—'આપ લોકોની ઇચ્છાથી ગીતામંદિર બનાવવાને સારૂ જમીન ખરીદાઈ ગઈ છે. તેને સારૂ કોઇને ઘેર જઇને ટીપમાં કાંઈ રકમ ભરવાનું કહેવામાં આવશે નહી. પરંતુ જે કોઇની શ્રદ્ધા હોય તે કથામાં જ આવીને જે કાંઈ આપવાનું હોય તેને 'ગુરૂઅર્પણ' કરી દે, તેની જેને તેને રસીદ આપવામાં આવશે.'

એવું કહેવા ઉપર શેઠ રણછોડદાસ હરગોવિંદદાસ ઠક્કરે સ્વામીજીને કહ્યું–'ગીતામંદિરમાં કથાનો હોલ બનાવવામાં જે ખર્ચ થશે તે બધો હું આપીશ.'

સર્વપ્રથમ તેમણે એ પ્રમાણેની જાહેરાત કર્યા પછી અન્ય લોકોએ પણ પોતપોતાની સહાયતા આપવા માંડી, ગીતામંદિરનો પ્રધાન દરવાજો બનાવવાનો ભાર શેઠ મંગુભાઈ ભાણાવાળાએ માથે લીધો. તા૦ ૨૧-૧-૪૦ ના રોજ સ્વામીજી ઘણા મોટા જુલુસ સાથે તારકેશ્વર મહાદેવમાંથી મંદિર બંધાવવાની

જગો ઉપર આવ્યા. સાંજે છ વાગે દિવાન સાહેબને હાથે યથાવિધિ પૂજાપૂર્વક ગીતામંદિરનું ખાતમુહૂર્ત કરાવવામાં આવ્યું. તે સમયે દિવાન સાહેબે ઘણી શ્રદ્ધા અને પ્રેમથી ગીતામાતા તથા સ્વામીજીની આરતિ ઉતારી હતી.

(સયાજી વિજય તા. ૨૨-૧-૪૦)

આ મેદાનમાં સ્વામીજી ગીતાની કથા કરતા રહ્યા અને લોક મંદિર નિર્માણના કાર્યને સારૂ ભેટ આપતા ગયા. સ્વામીજીએ શેઠ રણછોડદાસ ઠક્કર, શેઠ હીરાલાલ છગનલાલ, શેઠ રમણલાલ ચુનીલાલ, કૉન્ટ્રાકટર અમીન ઉમેદભાઈ પટેલ તથા શેઠ મંગુભાઈ વગેરેને ગીતામંદિર બનાવવાની આજ્ઞા કરી.

## એક વિચિત્ર ઘટના





વડોદરા તથા અમદાવાદ વચ્ચેના પ્રદેશમાં સ્વામીજીએ લગભગ દસ બાર વર્ષ સતત પ્રચાર કાર્ય કરેલું હતું. તે વખતે અમદાવાદની પાસેના મહેમદાવાદ કે જે રેલવે સ્ટેશન છે, ત્યાનાં ભક્તજનોએ સ્વામીજીને ઘણી વાર મહેમદાવાદ પધારવાની વિનતી કરેલી હતી. પણ કાંઈ જોગ બેસતો નહોતો. એ લોકોએ આવીને સ્વામીજીને પ્રાર્થના કરી કે—પ્રભો ! અમે આજ દસ બાર વર્ષથી આપને મહેમદાવાદ આવવાની વિનતી કરીએ છીએ પણ આપ તો તે વાત લક્ષમાં લેતા જ નથી. તેથી હવે અમે હાઈકોર્ટમાં પ્રભુની પાસે કેસ નોંધાવી પ્રાર્થના કરીશું.' સ્વામીજીએ કહ્યું—'પ્રભુના દરબારમાં સાચા મનથી કરેલી પ્રાર્થનાની સુનાવણી થવાની તારીખો પડતી નથી. જો તમારી ફરિયાદ પ્રભુ મંજુર કરશે તો, મારો મહેમદાવાદ આવ્યા વગર છુટકો નહીં થાય. એની આજ્ઞા સર્વને માનવી જ પડે છે.' આ પ્રમાણે લઢીઝઘડીને સેવક લોક પોતાને ગામ ચાલ્યા ગયા.

આ પ્રસંગના પંદર દિવસ પછી સ્વામીજી વડોદરેથી સવારે દસ વાગ્યાની ગાડીમાં અમદાવાદ જવા નીકળ્યા મહેમદાવાદ સ્ટેશને પહોંચતાં ખબર આવી કે, રેલ્વે લાઇન બંધ છે, જોરદાર રેલના પાણીથી પાસેની નદીનો પૂલ ખેંચાઈ ગયો છે. તેથી અમદાવાદ જઈ શકાશે નહીં.' તેથી રેલ્વેવાળાઓએ ગાડીને પાછી આણંદ લઈ જવાનો વિચાર કર્યો પણ ત્યાંથી એ ખબર આવી કે 'લાઈન ધોવાઈ ગઈ છે, દુરસ્તી થતાં બે ત્રણ દિવસ લાગશે.'

મહેમદાવાદ ગામમાં જ્યારે એ સમાચાર ફેલાયા, ત્યારે ત્યાંનાં લોક રેલયાત્રિયોના ખાનપાનની વ્યવસ્થા કરવાને સારૂ સ્ટેશન ઉપર આવ્યા. જ્યારે તેમને માલમ પડયું કે સ્વામીજી પણ આ ગાડીમાં છે, ત્યારે તેઓ ઘણા જ પ્રસન્ન થયા. સ્વામીજીના ડબ્બા પાસે આવીને હસતાહસતા બોલ્યા—'પ્રભુએ, અમારી ફરિયાદ ઘણી જ શીઘ્રતાથી મંજુર કરી.' પછી તેમણે સ્વામીજીને લઈ જઇને એક બ્રાહ્મણના બંગલામાં ઉતારો આપ્યો, અને ગામમાં ગીતાના ઉપદેશનો પ્રારંભ થઇ ગયો. ત્યાં 'ગીતાધર્મ' માસિકના પચાસ ગ્રાહક બન્યા. પાંચમે દિવસે લાઇન દુરસ્ત થતાં સ્વામીજીનાં સન્માન, ભેટ, પૂજા આદિ કરીને જુલૂસ સાથે ભક્ત લોકોએ તેમને વિદાય કર્યા.

પછી ભક્ત મંડળને આશીર્વાદ આપીને સ્વામીજી મહેમદાવાદથી અમદાવાદ ગયા. ત્યાં ગુજરાત વૈશ્ય સભાના વિશાળ ભવનમાં જે 'મોતીલાલ હીરાભાઈ વિદ્યાર્થીભવન' બનેલું હતું તેની ઉદ્‌ઘાટન વિધિ સ્વામીજીને હાથે (તા૦ ૧૮-૨-૪૦) કરાવવામાં આવી હતી.

## અમદાવાદમાં ગીતામંદિરની સ્થાપના






રે બોરડી મિલમાં સ્વામીજી કથા કરતા હતા, ત્યારે ત્યાં એક દિવસ શ્રી જયકોરબા તથા શેઠ માણેકલાલે આવીને કહ્યું કે—'અમે બધાં વડોદરેથી અમદાવાદ આવતાં હતાં. ટ્રેનમાં રમણલાલ લલુભાઇ, ડાહ્યાભાઈ પ્રજાપતિ, અંબાલાલ હિંમતભાઈ તથા ડૉ. નવનીતલાલ વગેરે સર્વ સાથે બેઠાં હતાં રસ્તામાં અમે બધાંએ મળીને વિચાર કર્યો કે, અમદાવાદમાં પણ એક ગીતામંદિર બનવું જોઇએ. સ્વામીજીએ કહ્યું—'સજ્જનો ! અમદાવાદ જેવા શહેરમાં પ્રથમ તો જગો મળવી જ કઠણ છે, તેમાં રૂપિયા પૈસાની પણ આવશ્યકતા રહે છે, તે કોણ આપશે.' તેમણે જવાબ આપ્યો—'આપ મંજુરી આપો પછી આપની કૃપાથી સર્વ કાંઈ થઈ રહેશે.'

બીજે દિવસે શ્રી જયકોરબા, શેઠ રમણલાલ, શેઠ હિંમતભાઈ માણેકલાલ, શેઠ હીરાલાલ ત્રિકમલાલ, શેઠ ચુનીલાલ નગીનદાસ ચિનાઈ, શ્રી ડાહ્યાભાઇ પ્રજાપતિ વગેરેએ આવીને સ્વામીજીની પાસે પાછી મંદિરની વાત છેડી. સ્વામીજીએ કહ્યું—ભાઇઓ, આપ સર્વને આ કાર્ય કરવાની ઇચ્છા છે, તે ઘણી

સારી વાત છે. હું માત્ર કથામાં કહીશ, પણ આ કામને સારૂ ફંડ ઉઘરાવવા કોઇને ઘેર જવાનો નથી.' એ સાંભળીને તે લોકોએ કહ્યું—'આપ માત્ર આજ્ઞા આપો, ગીતામાતાની કૃપાથી સર્વ કાંઈ ઠીક થઇ જશે.

તે જ વખતે જયકોર બ્હેને કહ્યું—'જે રૂપિયા આપને આપવાને હું કરનાળી લઇને આવેલી હતી. તે ગીતામંદિરને નિમિત્તે અત્યાર સુધી અલગ રાખેલા છે. શેઠ મોતીલાલના પુત્ર પૌત્રોએ હૉલ બનાવવાનું માથે લીધું શેઠ ઠાકોરભાઇ પ્રજાપતિએ મંદિર બાંધતાં લાગનારી ઈંટો જેટલી જોઇશે તેટલીપુરી પાડવાનું માથે લીધું.' છેટવે સ્વામીજીએ મંદિર બનાવવાની આજ્ઞા આપી, અને લોક જગોની ખોળમાં પડ્યા. અમદાવાદ જેવા નગરમાં ઘણું ખોળતાં પણ અનુકૂળ અને વિશાળ જગો ન મળી શકી.

એક દિવસ સ્વામીજીની આગળ જયકોર બ્હેનની આંખમાં આંસુ આવી ગયાં. તે જ વખતે સૌભાગ્યવતી મણીબા આવ્યાં અને બોલ્યાં—'ચિંતા શું કરો છો ? ગીતામાતાને જો પધારવું હશે તો તે પોતાને સારૂ જગોની ખોળ કરી લેશે.' એટલામાં જ છોટાલાલ મોદીએ પોતાના કોઈ સંબંધી સાથે આવીને કહ્યું—'મહારાજ ! અનાજના વેપારી શેઠ મોહનલાલ, જમનાંદાસ દયાળજીવાળા કહેતા હતા કે—સ્વામીજી જો સ્વીકાર કરે તો ગીતામંદિર બંધાવવાને સારૂ પોતે જમીન આપી શકે તેમ છે.' એ જાણીને શેઠ માણેકલાલ મોતીલાલ, સોમચંદ તથા છોટાલાલ મોદી પોતાના સંબંધીને સાથે લઇને ઉક્ત શેઠને ત્યાં ગયા અને કહ્યું—'આપની જમીનની કીંમત જે હોય તે લો.' શેઠે કહ્યું—'હું ગીતામંદિર બનાવવાને સારૂ, મારી 'જમનાંદાસ દયાળજીની પેઢી' તરફથી એ જમીન દાનમાં આપું છું.' એ પ્રમાણે એ વગર મૂલ્યે મળેલી જમીનની વાત સ્વામીજીને કહેવામાં આવી અને સ્વામીજીએ તે લેવાની મંજુરી આપી. જમીન પાંચ હજાર છ સો ગજ હતી સ્વામીજીના નામથી દસ્તાવેજ રજીસ્ટર થઈ ગયો. બીજે દિવસે એ ભૂમિ મળ્યાના સમાચાર સ્વામીજીએ કથામાં પ્રગટ કર્યા.

## બોરડી મિલવાળા શેઠનો પ્રેમ







પ્રમાણે ગીતામંદિરની વાત ખીલે બંધાયા પછી બોરડી મિલના માલિક 'ધર્મ રાજ' શેઠ હિંમતભાઈ મોતીલાલ, મણીબા તથા અંબાલાલ આવીને કહેવા લાગ્યાં કે—'આજ ચૌદ પંદર વર્ષથી અમારા ઉપર કૃપા કરીને આપે બોરડી મિલમાં કથા કરી. કોયલાની રજ અને ધુમાડામાં આટલા દિવસ

વીતાવ્યા. અમારાથી સેવા કરવામાં કોણ જાણે કેટલીએ ભૂલો થયેલી હશે. બાળાભાઈ તો નરસિંહ મહેતા જેવા હતા. રાત દિવસ આપની સેવામાં જ રહેતા હતા. અમારાથી થયેલી ભૂલોની ક્ષમા કરીને, અમારા સમસ્ત કુટુંબ ઉપર અત્યાર સુધી આપ જેવી કૃપા દ્રષ્ટિ રાખી રહ્યા છો, તેવી જ ભવિષ્યમાં પણ રાખવાની કૃપા કરશો.' એટલું કહેતાં સર્વની આંખમાં પાણી ભરાઈ આવ્યાં.

સ્વામીજીએ સંતોષ આપતાં પ્રેમથી કહ્યું—'ભાઈ! આપ સર્વનો પ્રેમ એટલો નિષ્કપટ, સરળ અને નિર્મળ છે કે, અમોને અહીં રહેતાં કેટલાંએ વર્ષ થઈ ગયાં. એટલા લાંબા સમય સુધી આપનું આટલું મોટું 'ગોડાઉન' તથા બંગલો, કથા તથા અમારે રહેવાને સારૂ આપી મૂકેલી છે. આટલા વખત સુધી આપ સર્વનો પ્રેમ એકરસ રહ્યો. કદી પણ રસભંગનો પ્રસંગ કે કોઈ પણ તરેહનો અભાવ મનમાં આવેલો નથી.

આ બોરડી મિલમા સ્વામીજી જ્યારે રહેવાને ગયા, ત્યારે ઘણા ભક્ત, સેવકોએ કહેલું હતું કે—'સ્વામીજી! નદીપાર અમુક અમુક વસતી ઘણી સારી છે, હવા પાણી સ્વાસ્થ્યકર છે, આપ ત્યાં રહેવા ચાલો.' એ પ્રમાણે અન્ય કેટલાક સજ્જનોએ પોતપોતાની જગામાં લઈ જવાનો પ્રયત્ન કરેલો હતો. પરંતુ સ્વામીજી સર્વને એક જ ઉત્તર આપતા કે—'અમે બોરડી મિલમાં આવીને સર્વ પ્રથમ રહેલા છીએ. એટલે તેના માલિક જ્યાં સુધી પ્રસન્નતાની સાથે બીજી જગોએ જવાને વિદાય ન કરે ત્યાં સુધી અમે બીજા કોઇ પણ સ્થાન ઉપર જઇ શકતા નથી.'

પરંતુ હવે સ્વતંત્ર ગીતામંદિર બનવાની તૈયારી થઈ એટલે શેઠે કહ્યું— ગુરૂદેવ, હવે તો આપ અહીંથી પધારશો તેથી અમારૂં કુટુંબ આપની પવિત્ર સેવામા સન્માનપત્ર અર્પણ કરવાની ઇચ્છા રાખે છે. અમારા પિતાનું એ ટ્રસ્ટ છે. જેના હું હિંમતભાઈ, કનુભાઇ, રમણભાઈ તથા ભોગીભાઈ ટ્રસ્ટિયો છીએ. અમારી સર્વની ઇચ્છા છે કે, ગીતામંદિરમાં જે હૉલ બનાવવામાં આવે તે અમારા પિતાના નામથી બને, કારણ કે આપ અત્યાર સુધી અમદાવાદમાં અમારા પિતાની બોરડી મિલમાં કથા કરતા રહ્યા. તેથી અમારી એવી ઇચ્છા છે કે, ગીતામંદિરમાં અમારા પિતાના નામ-સ્મારક હૉલમાં જ ભવિષ્યમાં પણ આપનું પ્રવચન થયા કરે. તેને બનાવવાને સારૂ અમો સર્વ ટ્રસ્ટમાંથી પચીસ હજાર રૂપિયા આપીએ છીએ. અસ્તુ, આજ ગીતામંદિરમાં એ વિશાળ રૂમ 'મોતીલાલ હીરાભાઈ ગીતાહૉલ' ના નામથી પ્રસ્તુત થઈ ગયેલો છે.

સ્વામીજી જે દિવસે બોરડી મિલમાંથી વિદાય લઇને, વિરાટ જુલુસની સાથે ગીતામંદિર બનવાના મેદાનમાં જવાના હતા, તે દિવસે સવારે કથામાં આવેલા સર્વ શ્રોતાઓની ઉપસ્થિતિમાં વ્યાસગાદી ઉપર સ્વામીજીની પૂજા આરતિ કરીને શેઠ અંબાલાલભાઇએ જે સન્માનપત્ર વાંચ્યુ હતું, તે નીચે પ્રમાણે છે—

શ્રીગણેશાય નમઃ ગીતામાતા જયતુ

**સન્માનપત્રમ્**

પરમપૂજ્ય શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય લોકસગ્રહી
ગીતાવ્યાસ જગદ્ગુરૂ મહામંડલેશ્વર શ્રી ૧૦૮સ્વામી
વિદ્યાનંદજી મહારાજ.

શ્રીમાન પ્રથમ શ્રી વલ્લભ ધોળાની જયંતિના શુભ અવસર ઉપર અમદાવાદ શહેરમાં પધાર્યા હતા. તે સમયે અમદાવાદની જનતામાં ધર્મની ભાવના જોઇને શ્રીમાને ;

गङ्गा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यञ्च हरेत् साधुसमागमः ॥

એ નીતિવચનનું અનુસરણ કરીને અમદાવાદની જનતાનું કલ્યાણ કરવાને સારૂ અમદાવાદના નાગરિકોના હાર્દિક આમંત્રણનો સ્વીકાર કર્યો હતો.

શ્રીમાને અહીં પધારીને પ્રથમ ગીતાનો ઉપદેશ તાજિયા મહાજનની વાડીમાં શરૂ કર્યો. ત્યાં માનવ સમુદાય એટલો વધી ગયો કે તે જગો કમી પડી. તેથી સંપૂર્ણ જનતાને આપનાં પ્રવચનોનો લાભ મળવામાં હરકત આવી. તેથી દોલતખાનાની પાસેની અમારી વાડીમાં, અમારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને આપનાં પ્રવચનનો પ્રારંભ કર્યો. પરંતુ ત્યાં પણ માનવ સાગર ઉભરાયો, જેથી વાડીનું મકાન પણ નાનું પડયુ. આખરે સ્થળ સંકોચ જેવો હતો તેવો જ રહ્યો. તેને દૂર કરવાને સારૂ ફરી પણ અમારી વિનંતીને માનીને અમારી બોરડી મિલમાં, જે જગોએ પ્રથમ લોખંડની આકૃતિયો ( બોમ્બ ગોળાનાં ખોખાં ) બનતી હતી, તે જ જગો ઉપર આપે આદર્શ દૈવી આકૃતિયો ( કથારૂપી જ્ઞાનગોળા ) બનાવવાની શરૂઆત કરી. ધૂળ અને ચોમાસાના કાદવથી ભરેલો રસ્તો હોવા છતાં પણ પાંચ છ હજાર માનવ સમુદાયના સમાવેશને યોગ્ય એટલું મોટું મકાન પણ ખીચોખીચ ભરાઈ જવાથી ત્યાં પણ જગાનું કમીપણું જેવું હતું તેવું જ રહ્યું.

પૂજ્ય સ્વામિન્ !

આ સ્થાન ઉપર આજ ચૌદ વર્ષથી પ્રારંભ કરેલાં આપનાં દૈવી પ્રવચનોની મહાન અસર જનતા ઉપર થઈ. જે લોકોએ કદી ગીતાનું નામ પણ સાંભળ્યું નહોતું એવા—આબાલ, વૃદ્ધવનિતા-મનુષ્ય આજ ઘેરઘેર ગીતાનો પાઠ તથા તદનુસાર આચરણ કરીને શુભ સંસ્કારી બની ગયા છે.

શ્રીમાનના પરમ પ્રેમમય અને પ્રભાવપૂર્ણ ઉપદેશોને પરિણામે, અમદાવાદની જનતાએ એક ગીતામંદિર બનાવવાની સ્થાયી યોજનાનો વિચાર ઘણા દિવસોથી આપની સેવામા ઉપસ્થિત કરેલો હતો. પરંતુ આપે અમારી અંતઃકરણની લાગણીને દુઃખ ન થાય તેની ખાતર આ જ સ્થાન ઉપર પ્રવચન જારી રાખીને અમારા હૃદયને જરા પણ દુઃખ થવા દીધું નહોતું. એમ હોવા છતાં પણ જનતાનાં કલ્યાણનાં કાર્ય આપ દ્વારા અધિક થવાનો સુયોગ હોવાથી આપની સામે ગીતામાતાએ, ગીતામંદિર બનાવવાને લાયક જમીન કૃષ્ણાર્પણ વૃત્તિથી ઉપસ્થિત કરાવી. તેથી હવે આપે પણ પ્રભુ ઇચ્છાને માન આપી ગીતામંદિર બનાવવાનો દ્રઢ સંકલ્પ કરેલો છે. એ જાણીને એક બાજુથી અમો ઘણા હર્ષિત થઇએ છીએ, અને બીજી પાસથી 'અમારી મિલમાં પ્રવચન બંધ થઈ જશે' એવા વિચારથી મનમાં દુઃખ થાય છે. પરંતુ એક પ્રકારથી એવો સંતોષ થાય છે કે, આપ શ્રીમાન ગીતામંદિર બની ગયા પછી વખતોવખત અમદાવાદમાં જલદી પધારશો અને તે સમયે આપનાં દર્શન તથા શ્રવણનો લાભ લઈને અમો સદાને સારૂ કૃતાર્થ થતા રહીશું.

શ્રીમાનના શુભ હસ્તો દ્વારા આજ ત્રીજા ગીતામંદિરની સ્થાપના થાય છે. એ જ પ્રમાણે શ્રીમાનના વરદ હસ્તકમળો દ્વારા બીજા પણ શહેરેશહેર અને ગામેગામ આવાં સુંદર ગીતામંદિરોની સ્થાપના થાય, કે જે મુમુક્ષુ જનતાનાં, ગીતાજ્ઞાન દ્વારા જીવનમુક્તિનાં દ્વાર ઉઘાડવાનાં, નિમિત્ત બને.

તેને સારૂ શ્રીમાનનું શરીર દીર્ઘાયુઃ અને આરોગ્યયુક્ત રહે, એવી પ્રાર્થના પરમાત્મા પાસે અમો સાચા અંતઃકરણથી કરીએ છીએ.

જ્યારથી શ્રીમાનનું અત્રે પધારવું થયું છે, ત્યારથી દિન પ્રતિદિન અમારા કુટુંબની શ્રીમાન પ્રતિની પ્રેમભાવનાની માત્રા જેમજેમ વધતી ગઇ તેમતેમ અમને, આપના ભગવત્ સ્વરૂપનો પરિચય, વધારે ને વધારે મળવા લાગ્યો. અવતારી પુરૂષોને તેમના જીવનકાલમાં પ્રભુની વિભૂતિના રૂપમાં ઓળખવા એ

દુર્લભ છે. પરંતુ પુણ્યાત્માજન, તેમના ચરિત્રથી ઓળખી લે છે, તેથી જ અમારા કૈલાસવાસી પૂજ્ય પિતા શ્રીમાનને પ્રભુ અવતાર તુલ્ય માનતા હતા.

શ્રીમાને, ઈશ્વરીય પ્રેમના આકર્ષણથી અમારાં હૃદય હરી લીધાં છે. હવે અનંત મહાસાગરમાં જેમ માછલિયો આનંદ કરે છે, તે પ્રમાણે આપના પ્રેમ સમુદ્રમાં અમે સર્વે માછલાં બનીને આનંદ કરતાં રહીશું. તેથી અંતમાં એ જ કામના છે કે આપ અમારા જીવન જાગ્ર બન્યા રહો.

સમર્પક—
શ્રીમાનનાં ચરણોમાં સદા પ્રીતિ રાખનાર

ખોરડીમિલ-અમદાવાદ　　　　હિંમતલાલ મોતીલાલના

૧૯-૩-૪૦　　　　સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

આ માનપત્ર અર્પણ થયા બાદ ગીતામાતાને લઈને ઘણા મોટા જુલૂસ સાથે સ્વામીજી મંદિરવાળા મેદાનમાં ગયા. (તે જુલૂસનું પુરૂં વર્ણન 'સંદેશ' પત્રના ૧૭-૩-૪૦ ના અંકમાં છપાયેલું હતું) ત્યાં પહોચ્યા પછી ગીતા માતા તથા સ્વામીજીની પૂજા કરીને આરતિ ઉતારવામાં આવી પછી ત્યાં શેઠ રમણલાલ લલ્લુભાઈએ ભાષણ કર્યું, તેનો સાર નીચે પ્રમાણે છે—

'પરમપૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ ! ભાઈયો અને બ્હેનો—

રાજનગરની જનતાએ ઘણાએ મહત્વના પ્રસંગોનો અનુભવ કર્યો હશે, મોટા મોટા રાજકીય, સામાજિક તથા ધાર્મિક સમારોહ પણ તેમના જેવામાં આવ્યા હશે. પરંતુ આજના પવિત્ર પ્રસંગથી આપણા હૃદય સાગરમાં જે અવર્ણનીય આનંદનાં મોજાં ઉછળે છે તેવો અનુભવ આપણા જીવનમાં અત્યાર સુધીમાં ભાગ્યે જ અનુભવાયો હશે.

આજે ગીતા મંદિરની સ્થાપના થાય છે. એ સામાન્ય દ્રષ્ટિથી તો સાધારણ જેવી વાત લાગે છે, પરંતુ જેમણે આત્માવગાહન કરેલું છે, તેઓ જ જાણી શકે છે કે આજનો સંગ અનુપમ છે. કારણ કે આ સ્થાનમાં લાખો મુમુક્ષુઓને આત્મજ્ઞાન પ્રદાતા, આત્મદર્શી, પૂજ્ય શ્રીમાન સ્વામીજીને મુખેથી પ્રવચન થનારાં છે કે જે મનુષ્યને દૈવી સંપત્તિના ભોક્તા બનાવશે.

વડોદરામાં જે સમયે ગીતામંદિરની સ્થાપના થઈ હતી, તે અવસર ઉપર ત્યાં ઉપસ્થિત રાજનગરવાસિયોના હૃદયમાં, અમદાવાદમાં પણ ગીતામંદિર નિર્માણ કરવાની ઉત્કંઠા ઉત્પન્ન થઈ હતી, તે આજે ઇશ્વર કૃપ થી મૂર્તિમંત થાય છે.

પૂજ્ય સ્વામીજીએ 'ગીતા શું છે' તે આપણને સમજાવ્યુ છે. તેની પ્રત્યક્ષ પ્રતીતિ, આજ ગીતાજીની સવારીમાં ઉભટેલી માનવ મેદનીથી દ્રષ્યમાન થયેલી છે. ગીતામાં સ્થિત અદ્દ્‌ભુત શક્તિ, જનતાના જીવનસ્પર્શી ગૂઢ પ્રશ્નોનો ઉકેલ, સર્વ ધર્મશાસ્ત્રોના સારરૂપ રહસ્ય, એ સર્વનું જ્ઞાન પૂજ્ય સ્વામીજીનાં પ્રવચનોએ કરાવ્યું છે. આજ સ્વામીજીની મુખ્ય પ્રવૃત્તિરૂપ ગીતા પ્રવચનનું મહાન સ્થાન ગીતામંદિરની સ્થાપના થઈ રહી છે. ભારતવર્ષમાં સ્વામીજીને હાથે એવાં અનેક ગીતામંદિરો સ્થાપિત થાય, એવી અમો ઇચ્છા રાખીએ છીએ. પરમ કૃપાળુ પરમાત્મા, એવાં અનેક શુભ કાર્યોને સારૂ સ્વામીજીને આરોગ્ય દીર્ઘાયુ પ્રદાન કરે.' તે પછી બીજા પણ કેટલાક કાર્યક્રમો થયા બાદ સ્વામીજીનું આશીર્વાદના સ્વરૂપમાં વ્યાખ્યાન પૂરૂં થઈ સમારોહનું કાર્ય સમાપ્ત થયુ.

તે મેદાનમાં બે માસ સુધી સ્વામીજીની કથા થતી રહી. લોક મંદિર બનાવવાને સારૂ પ્રતિદિન સહાયતા આપતા રહ્યા—

શ્રીકૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે !
હે નાથ ! નારાયણ ! વાસુદેવ !

એ મન્ત્રના સર્વ શ્રોતા ભક્તોએ મળીને તેત્રીસ કરોડ જપ કર્યા. જોશી ગિરિજાશંકર, પૌરાણિક શ્રી બાળકૃષ્ણ શાસ્ત્રી ધર્માધ્યક્ષ ગીતામંદિર તથા પં૦ ઈશ્વરલાલ શર્મા એ પંડિતોએ વૈશાખ સુદી ૬ સંવત ૧૯૯૬ ના દિવસનું ગીતા મંદિરનુ ખાતમુહૂર્ત નક્કી કરી આપ્યુ. વચમાં રામનવમીનું પર્વ આવ્યુ તે દિવસે રામજન્મનો ઉત્સવ પણ આ મેદાનમાં જ કરવામાં આવ્યો હતો. તે અવસર ઉપર મુંબાઈથી શ્રીયુત્ અંબાલાલ દામોદર ભટ જે. પી. એમનાં ધર્મ પત્ની ભક્ત દયાલક્ષ્મી બ્હેન એક ચાંદીનો સુંદર હીંડોળો બનાવી લાવેલા હતા તે ગીતામંદિરમાં અર્પણ કર્યો. તેમાં જ ભગવાનને પધરાવી ઉત્સવ કરવામાં આવ્યો હતો.

જે સમયે એ મેદાનમાં સ્વામીજી કથા કરતા હતા. તે વખતે કાઠિયાવાડમાં ભારે દુકાળ પડેલો હતો. તેથી ઘણા રબારી વગેરે માલધારિયો હજારો ગાયો લઈને અમદાવાદ આવતા હતા. કથામાં સ્વામીજીને ઘણા પુષ્પહારો ભક્તજનો ચઢાવતા હતા. તેમા દરરોજના લગભગ વીસ પચીસ રૂપીઆ ખર્ચાતા હશે એ જોઈને સ્વામીજીએ ભક્તોને કથામાં કહ્યું—'કાલથી આપ લોક હાર પહેરાવવાનું બંધ કરી દો, અને તે પૈસા આ પેટિયોમાં નાખ્યા કરો, તેનું ઘાસ લાવી ગાયોને નાખવામાં આવશે' પણ લોકો તો હાર પણ લાવતા

હતા અને પેટીમાં પૈસા પણ નાખતા હતા. તેથી રોજ પચાસ સાઠ રૂપિયાનું ઘાસ મેદાનમાં નિત્ય ગાયોને નાખવામાં આવતું હતું.

## ખાતમુહૂર્તનો દિવસ





વૈશાખ સુદી ૫ ના રોજ શહેરના લગભગ ચાર સો વિદ્વાન બ્રાહ્મણો તથા શ્રી જગન્નાથ મંદિર, નીલકંઠ મહાદેવ તથા સન્યાસાશ્રમ આદિના આચાર્ય મહાત્માઓ તેમ જ જનસમુદાયના ઘણા મોટા સમૂહ સમક્ષ સૌ૦ મણીબા તથા શેઠ શ્રી હિંમતભાઈ, એ દંપતિને હાથે ખાતમુહૂર્તની પૂજા કરાવવામાં આવી. પૂજાવિધિ સમાપ્ત થયા પછી લોકોની આગ્રહપૂર્વક વિનંતીથી સ્વામીજીએ પોતાને હાથે શ્રી ગીતામંદિરનો શિલાન્યાસ કર્યો.

શ્રીમદ્ ભગવદ્ ગીતાની મૂળભાષા દેવવાણી સંસ્કૃત છે, તેથી ભાષાના વિદ્વાનોએ ગીતામંદિરના વિષયમાં પ્રભુ પ્રાર્થના તથા પ્રશંસા સંસ્કૃતમાં કરેલી હતી. તે નીચે આપવામાં આવેલી છે. એ વાત ભૂલવા જેવી નથી કે આર્ય સંતાનોની ધાર્મિક તથા નૈતિક ભાષા સંસ્કૃત છે. સર્વ ધાર્મિક ગ્રંથો તે જ ભાષામાં લખાયેલા છે, તેથી પાઠકગણ આ સંસ્કૃત શ્લોકો તથા તેના અર્થને વાંચે અને સમજે—

### श्री गीतामन्दिरस्य स्थापनासमये प्रार्थना.

श्रीमत् शान्तिनिकेतन कलिमलस्याकर्तनं धौतनम् ।
नव्यञ्चापि सनातनं तनुमता सौभाग्यकरपद्रमम् ॥
लोकालोककरं वरावरनराज्ञानान्धकारापहम् ।
गीतामन्दिरमाजगद् विलसतादानन्दविद्याभवम् ॥ १ ॥
जयति ते जनिर्जन्मिनामियं जननाशिनी भद्रदायिनी ।
अभिमतेषि नो मन्यते मतिस्त्विति वितन्यते ते यशोऽनघम् ॥
जयतु मन्दिरं सुन्दरं लसत्स्वनवगीतया गीतया युतम् ।
श्रुतिसुखावह व्यासजीवित श्रुतिसुधां वहद् व्यासजीविताद् ॥ २ ॥

અહો ! આ દિવ્ય પ્રકાશ ક્યાંથી આવે છે ? આ રશ્મિ સૂર્યની તો ન હોઈ શકે, કારણ કે એ તો ગરમ છે અને આ રોશની તો ઠંડી છે. ત્યારે તો એ ચન્દ્રમાની ચન્દ્રિકા-ચાંદની હોવી જોઈએ, પણ તે પણ ન હોઈ શકે, કારણ કે આ તો દિવસનો વખત છે. હા, હા, ઠીક, હવે જણાયું કે આ પ્રકાશ તો **પરમપૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજીનાં પવિત્ર કર્મોનો છે. ( ૭ )**

**પરમપૂજ્ય બ્રહ્મનિષ્ઠ, યતિવરેણ્ય, પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, લોકસંગ્રહી, ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરુ શ્રી વિદ્યાનંદજી મહારાજ ! આપનાં ચરણકમળોમાં અમે ભક્તજન પ્રણામ કરીએ છીએ.**

શ્રીપાદાનાં વશંવદૌ—

**શ્રી કેદારનાથ શાસ્ત્રી,**
**શ્રી કૃષ્ણશંકર શર્મા ચ.**

વૈશાખ શુક્લ ૬, કાશીવિશ્વનાથ સંસ્કૃતમહાવિદ્યાલય,
૧૯૯૭ સંન્યાસીઆશ્રમ અમદાવાદ.

તે પછી ખાતમુહૂર્તમાં નિમંત્રિત આચાર્યો, મહાત્માઓ તથા બ્રાહ્મણોનું વસ્ત્ર તથા દ્રવ્યથી સન્માન કરી તેમને વિદાય કરવામાં આવ્યા. તે પછી સ્વામીજીએ મંદિર નિર્માણનો પ્રારંભ કરવાની આજ્ઞા આપતાં શેઠ શ્રી માણેકલાલ તથા શ્રી જયકોરબેનને કહ્યું કે—'ગીતામંદિર એવું બનાવો કે, જેને જોનારાંઓનાં મન પ્રસન્ન અને શાંત થાય અને તેમના હૃદય ઉપર પ્રાચીન સ્મૃતિયો અંકિત થઈ જાય.' માણેકલાલે કહ્યું—'ગુરુદેવ ! મંદિર એવું બનશે કે, જેને ભારતવર્ષના જ નહીં, પરંતુ વિદેશી, વિજાતીય લોક પણ જોવાને આવશે અને ચકિત થશે. આ મંદિર પ્રાચીન તેમ જ અર્વાચીન સ્થાપત્ય કળાના નમુના રૂપ થશે.'

આ પ્રમાણે મંદિર બનાવવાની આજ્ઞા આપીને સ્વામીજી "કંઠ" ગામે ગયા. ત્યાં તેમના ભક્તોએ બનાવેલા 'શ્રી કંઠેશ્વર મહાદેવ' ના મંદિરનું ઉદ્ઘાટન કરીને તથા મહારુદ્રના યાગ ઉપર વ્યાખ્યાન આપીને વડોદરે ગયા ત્યાં ભૂખથી પિડીત ગાયોને ૬૦૦ છ સો રૂપિયાનું ઘાસ અપાવ્યું.

( સયાજી વિજય તા. ૨૩-૫-૪૦ )

१



२

१—श्री लक्ष्मीनारायण के विशाल मंदिर ( माधवबाग ) बंबई में स्वामीजी की कथा।

२–भावनगर महाराज के महल में महाराज तथा महारानी की उपस्थिति में स्वामीजी का गीता उपदेश।

शरदुदाशयानाविलान् यथा जनिमदाशयानाकुलानवैः ।
विमलतां नयत्येव सत्त्वरं सदुदयः सदा सर्वशर्मदः ॥
विषजलाच्च यो मूर्च्छितो जनो भवति रक्षितो मन्त्रतन्त्रतः ।
विषयवासनाऽस्नेहपानतो विषमतां गतस्यात्मशुद्धये ॥ ३ ॥
व्रजजनप्रियं नन्दनन्दनं प्रणयवन्दनं दुःखकन्दनम् ।
बहुविधाय संप्रार्थयेऽप्यहं सकलपण्डितैर्मण्डितामिमाम् ॥
प्रणतशर्म्मदां वेदपारगां गुणिवरावृतां सद्धितां समाम् ।
वितरणात् शुभाशिषो यतो भवतु मन्दिरे श्रीहरेः पदम् ॥ ४ ॥
तव कथासरित् सर्वगामिनी सकलदायिनी यापिनी शुचः ।
प्रहसति प्रभो ! कष्टदायिनीं त्रिपथगामिनीं शंविधायिनीम् ॥
तव वचोऽमृतेनाधरीकृता किमु सुधा भुवः स्वर्गता सदा ।
सरसतद्वचः सारगर्भितं रसिक सज्जन ! प्रेमतः पिब ॥ ५ ॥
फलति याचनात् कल्पपादपः प्रणतिसम्भवे कामधेनुका ।
सततचिन्तनाचिन्तनो मणिर्बहुलसेवनादेव देवता ॥
तव तु सत्कृपा वर्ण्यते कथं यत इहैत्य नः क्षेममङ्गलम् ।
वितरसि स्वयं साम्यतो यते ! बहु नुमो नतैर्मूर्धभिर्वयम् ॥ ६ ॥
केयं भा भुवनातिगा दिनमणेः शैत्यं कथं स्याद्विधोः ।
युक्तं तत्र दिवा कथं न विदितं गीतासुधावर्षिणः ॥
गीताव्यासमुनेः सुभक्तसरसोत्साहोपदेशार्पिणः ।
"विद्यानन्द"यतोश्वरस्य विमला स्वकर्मपुण्यप्रभा ॥ ७ ॥

**श्रीगीताधर्मो विजयतेतराम्**

ભાવાર્થ—શ્રી અને શાંતિનું પાવન ધામ, કરાળ કળિકાળનું છેદન કરનારૂં, સર્વત્ર સમાન દ્રષ્ટિથી પ્રાણીમાત્રનાં અજ્ઞાન તથા પાપોના સમૂહને દૂર કરવામાં સમર્થ, કલ્પવૃક્ષના સમાન સૌભાગ્ય આપનારૂં તેમ જ નવીન હોવા છતાં પણ સનાતન આ પવિત્ર 'ગીતામંદિર' યાવચ્ચંદ્ર દિવાકર અમર રહે. (૧)

અરે ઓ પવિત્ર ગીતામંદિર ! તારો આ દિવ્ય જન્મમહોત્સવ, જંતુઓને

જન્મમરણના ચક્કરમાંથી ટાળનારો અને કલ્યાણપ્રદ છે, તેથી તારૂં યશોગાન કેમ ન કરીએ ? એ દિવ્ય અને સુંદર મંદિર કયા ભાગ્યવાનને ન ગમે ? જ્યાં અમે સર્વ નિરંતર ગીતાભ્યાસ પ્રભુને પ્રાણથી પણ પ્યારા ગીતા સુધારસનું પાન કરીએ છીએ, કે જે ભગવાન વેદવ્યાસજી દ્વારા શોધિત સંરક્ષિત શ્રુતિયોનું નવનીત ( માખણ ) સ્વરૂપ છે. ( ૨ )

એ ગીતાજ્ઞાન અનેક પ્રકારે, પાપપુંજથી મલિન માનવ અંતઃકરણોને વરસાદથી મલિન થયેલા જળને સ્વચ્છ કરનારી શરદઋતુ સમાન, સ્વચ્છ અને પવિત્ર કરે છે. વસ્તુતઃ સદ્‌વસ્તુનો ઉદય પ્રાણીમાત્રના સુખને સારૂ હોય છે. જગતમાં કાળકૂટ જેવા વિષથી મૂર્છિત થયેલાઓને ચેતનવંતા કરવાને સારૂ અનેક ઔષધો તથા મંત્ર તંત્ર છે, પરંતુ વિષયવાસનાના ઝેરથી બેભાન થયેલાને આત્મજ્ઞાન કરવાનું કોઇ ઔષધાલય કયાં મળી શકે તેમ છે ? તેથી એ ત્રુટિના નિવારણાર્થે જ આપનો આ પ્રયત્ન છે. ( ૩ )

આ શુભ પ્રસંગે આનંદકંદ બાલમુકુંદ નંદનંદન પ્રભુને વંદન કરીને, અહીં પધારેલા વેદ વિચક્ષણ, સર્વ શાસ્ત્રસંપન્ન પંડિતોને પણ હું પ્રાર્થના કરૂં છું કે—આપ સર્વ શુભ આશીર્વાદ આપો અને ગીતામંદિરમાં શ્રી હરિની ( ગીતારૂપ હરિની ) પ્રતિષ્ઠા કરો. ( ૪ )

ઓ યોગિન્ ! ભુક્તિ, મુક્તિ તથા વૈરાગ્ય જેવા વિવિધ માર્ગોથી વહેતી અનેક પ્રકારે કલ્યાણ કરતી તથા દુઃખોને કાપતી આપની કથારૂપી મંદાકિની, કેવળ ત્રણ માર્ગોથી વહેતી અને કઠિનતાથી પ્રાપ્ત થનારી તથા કલ્યાણ કરવામાં મહતી મંદાકિની ( ગંગા ) નો ઉપહાસ કરે છે, એવું પ્રતીત થાય છે કે અમૃત પણ આપની મધુર વાક્ સુધાથી લજ્જિત થઇને સદાને સારૂ સ્વર્ગમાં જ રહેવા લાગ્યુ છે. માટે હે પ્રભુપ્રેમી ભક્તો ! આ સારથી ભરેલાં સરસ વચનામૃતના પાનનો લાભ ગુમાવશો નહીં. ( ૫ )

કલ્પવૃક્ષ માગવાથી, કામધેનુ વારંવાર નમસ્કાર કરવાથી, ચિંતામણી નિરંતર ચિંતન કરવાથી તથા દેવ લોક સદા સેવન કરવાથી ફળ આપે છે. પરંતુ આપ શ્રીમાનનું વર્ણન કેવી રીતે કરીએ ? કારણ શ્રીમાન સ્વયં કષ્ટ સહન કરીને, અહીં પધારેલા છો તથા કલ્યાણનું સદાવ્રત માંડીને સર્વને સમાન ભાવથી જ્ઞાન દાન કરી રહેલા છો. શ્રીમાનના એ કાર્યનો બદલો અમો કેવી રીતે વાળી શકીએ ? મસ્તક નમાવીને કેવળ પ્રણામ જ કરી શકીએ તેમ છે. ( ૬ )

## ભાવનગર પ્રસ્થાન




ઠ મગનલાલ નાનાભાઈ તથા નાયબ દિવાન નટવરલાલ સુરતી સાહેબના આમંત્રણથી સ્વામીજી ભાવનગર પધાર્યા. ત્યાં તેમને સ્ટેશન ઉપરથી જુલૂસ સાથે વાજતે ગાજતે લઈ જઈ શેઠ મગનલાલના બંગલોમાં ઉતારો આપ્યો. યશોનાથ મંદિરમાં, જે સરકારી સ્થાન છે તેમાં યુદ્ધની શાંતિને સારૂ રાજ્ય તરફથી પ્રાર્થના દિવસનું આયોજન હતું. તે જગોએ ભાવનગરના મહારાજ, તેમના સર્વ કર્મચારિયો, તથા નાગરિકોની વિશાળ ઉપસ્થિતિમાં નિમંત્રિત થઇને સ્વામીજીએ સર્વ લોકોને મર્મસ્પર્શી શબ્દોમાં ઈશ્વર પ્રાર્થના કરાવી હતી. તે સમયે હજારો શ્રોતાઓથી મંદિરનું સ્થાન ખિચોખીચ ભરાઇ ગયેલું હતું. બીજા દિવસથી તે જ સ્થાન ઉપર સવા માસ સુધી સ્વામીજીની કથા થઈ. મંદિરમાં લોકો માતા નહોતા.

એક દિવસ ખાસ મહારાજાના આમંત્રણથી રાજમહેલમાં રાજકુટુંબ તથા નિમંત્રિત અન્ય પ્રતિષ્ઠિત પુરૂષોની ઉપસ્થિતિમાં સ્વામીજીએ કથા કરી. પછી રાજકીય સન્માનપૂર્વક વિદાયગિરિ થઈ. બાદ જેને ત્યાં સ્વામીજીનો ઉતારો હતો તે શેઠ મગનલાલ નાનાભાઇએ સ્વામીજીની પ્રેરણાથી પોતાના મકાન ઉપર વિષ્ણુયાગ કરાવ્યો (—સંદેશ. તા. ૩-૭-૪૦ ) ત્યાંથી સ્વામીજી આઠ દિવસને સારૂ દ્વારકા ગયા. ત્યાં પુરીવાળાઓના આગ્રહથી શ્રી દ્વારકાધીશના મંદિરમાં ત્રણ દિવસ પ્રવચન કરીને પ્રભુનાં દર્શન, પૂજન તથા સ્નાન યાત્રા કર્યા પછી અમદાવાદ ગયા. ત્યાં પ્રેમાભાઈ હૉલમાં 'યોગસાધન આશ્રમ' નો ઉત્સવ હતો. જેમાં 'સનાતનધર્મ પ્રતિનિધિ મહાસભા' પંજાબના મંત્રી ગોસ્વામી શ્રી ગણેશદત્તજી ત્યાગમૂર્તિનું 'યોગબળ દ્વારા આત્મરક્ષા' એ વિષય ઉપર વ્યાખ્યાન થવાનું હતું. તેમાં આશ્રમના કાર્યકર્તા મોતીલાલજીની પ્રાર્થનાથી સ્વામીજી સભાપતિ થયેલા હતા.

## મુંબાઈ માધવબાગમાં સ્વામીજીનું પ્રવચન




ભાગ્યવતી મોતીબેન, ચિનાઈ શેઠ તથા જે૦ પી૦ અંબાલાલ ભટના આગ્રહથી સ્વામીજી મુંબાઈ ગયા. ત્યાં માધવબાગમાં લગભગ ત્રણ મહિના કથા કરી. માધવબાગ જેવું વિસ્તૃત સ્થાન લોકોથી એવું તો ભરાઈ જતું હતું કે અનેક મનુષ્યો સડક ઉપર ઉભા રહીને લાઉડસ્પીકર દ્વારા કથા



बंबई ईश्वर निवास में गीता का उपदेश । | મુંબઈ ઈશ્વર નિવાસમાં ગીતાનો ઉપદેશ.

# ભાવનગર પ્રસ્થાન



ઠ મગનલાલ નાનાભાઈ તથા નાયબ દિવાન નટવરલાલ સુરતી સાહેબના આમંત્રણથી સ્વામીજી ભાવનગર પધાર્યા. ત્યાં તેમને સ્ટેશન ઉપરથી જુલૂસ સાથે વાજતે ગાજતે લઈ જઈ શેઠ મગનલાલના બંગલામાં ઉતારો આપ્યો. યશોનાથ મંદિરમાં, જે સરકારી સ્થાન છે તેમાં યુદ્ધની શાંતિને સારૂ રાજ્ય તરફથી પ્રાર્થના દિવસનું આયોજન હતું. તે જગોએ ભાવનગરના મહારાજ, તેમના સર્વ કર્મચારિયો, તથા નાગરિકોની વિશાળ ઉપસ્થિતિમાં નિમંત્રિત થઈને સ્વામીજીએ સર્વ લોકોને મર્મસ્પર્શી શબ્દોમાં ઈશ્વર પ્રાર્થના કરાવી હતી. તે સમયે હજારો શ્રોતાઓથી મંદિરનું સ્થાન ખિચોખીચ ભરાઇ ગયેલું હતું. બીજા દિવસથી તે જ સ્થાન ઉપર સવા માસ સુધી સ્વામીજીની કથા થઈ. મંદિરમાં લોકો માતા નહોતા.

એક દિવસ ખાસ મહારાજાના આમંત્રણથી રાજમહેલમાં રાજકુટુંબ તથા નિમંત્રિત અન્ય પ્રતિષ્ઠિત પુરૂષોની ઉપસ્થિતિમાં સ્વામીજીએ કથા કરી. પછી રાજકીય સન્માનપૂર્વક વિદાયગિરિ થઈ. બાદ જેને ત્યાં સ્વામીજીનો ઉતારો હતો તે શેઠ મગનલાલ નાનાભાઈએ સ્વામીજીની પ્રેરણાથી પોતાના મકાન ઉપર વિષ્ણુયાગ કરાવ્યો (—સ દેશ. તા. ૩-૭ ૪૦ ) ત્યાંથી સ્વામીજી આઠ દિવસને સારૂ દ્વારકા ગયા. ત્યાં પુરીવાળાઓના આગ્રહથી શ્રી દ્વારકાધીશના મંદિરમાં ત્રણ દિવસ પ્રવચન કરીને પ્રભુનાં દર્શન, પૂજન તથા સ્નાન યાત્રા કર્યા પછી અમદાવાદ ગયા. ત્યાં પ્રેમાભાઈ હૉલમાં 'યોગસાધન આશ્રમ' નો ઉત્સવ હતો. જેમાં 'સનાતનધર્મ પ્રતિનિધિ મહાસભા' પંજાબના મંત્રી ગોસ્વામી શ્રી ગણેશદત્તજી ત્યાગમૂર્તિનું 'યોગબળ દ્વારા આત્મરક્ષા' એ વિષય ઉપર વ્યાખ્યાન થવાનું હતું. તેમા આશ્રમના કાર્યકર્તા મોતીલાલજીના પ્રાર્થનાથી સ્વામીજી સભાપતિ થયેલા હતા.

# મુંબાઈ માધવબાગમાં સ્વામીજીનું પ્રવચન



ભાગ્યવતી મોતીબેન, ચિનાઈ શેઠ તથા જે૦ પી૦ અબાલાલ ભટના આગ્રહથી સ્વામીજી મુંબાઈ ગયા. ત્યાં માધવબાગમાં લગભગ ત્રણ મહિના કથા કરી. માધવબાગ જેવું વિસ્તૃત સ્થાન લોકોથી એવું તો ભરાઈ જતું હતું કે અનેક મનુષ્યો સડક ઉપર ઉભા રહીને લાઉડસ્પીકર દ્વારા કથા

સાંભળતા હતા. ઘણાને ત્યાં પણ જગો ન મળવાને કારણે નિરાશ થઈ પાછા જવું પડતું હતું એક માસ કથા કર્યા પછી સ્વામીજી ત્યાંથી જવાના હતા, પરંતુ માધવબાગના ટ્રસ્ટિયો, મનોહરદાસ, શેઠ ધર્મદાસ તથા સૌભાગ્યવતી બહેન લીલાવતીની સાથે આવીને, સર્વના પ્રતિનિધિરૂપે શેઠ શ્રી વિઠ્ઠલદાસે કથામાં કહ્યું કે—'અહીં માધવબાગમાં મોટામોટા આચાર્ય, વિદ્વાન, મહાત્માઓ તથા પ્રવક્તાઓનાં ઓજસ્વી વ્યાખ્યાનો થયેલાં છે કથાઓ થયેલી છે, પણ મેં મારી પચોતેર વર્ષની ઉમરમાં અહીં આટલા શ્રોતાઓનો સમૂહ, કોઈના પણ પ્રવચનમાં જોયો નથી. તેથી આપ લોક જાણી—જોઈ શકો છો કે, જનતાને સ્વામીજીની કથા સુધાપાનથી કેટલો આનંદ થાય છે. તેથી હું સર્વ જનતા તરફથી સ્વામીજીને પ્રાર્થના કરૂં છું કે તેઓ એક માસ અહીં વધુ કથા કરવાની કૃપા કરે', એ સાભળીને જનતાએ શેઠજીના પ્રસ્તાવને અનુમોદન આપ્યુ. તે સમયે સ્વામીજીની બધી સેવાની વ્યવસ્થા ચિનાઈ શેઠ તરફથી થયેલી હતી.

## મુંબાઇમાં ગીતાધર્મકાર્યાલયની સ્થાપના



તે સમયે ત્યાં માધવ બાગના બીજા મજલા ઉપર 'મુળજી-નિવાસ' ઉપર 'ગીતાધર્મ કાર્યાલયની' સ્થાપના કરવામાં આવી. તે મકાન અમદાવાદવાળા શેઠ રમણલાલ લલ્લુ-ભાઇએ ભાડે લઇને 'ગીતાધર્મ ઑફીસ' ને સારૂ, તથા સ્વામીજી જ્યારે ત્યાં જાય ત્યારે તેમને રહેવાને સારૂ રાખેલુ છે. અત્યાર સુધી 'ગીતાધર્મ' નું કાર્ય ચિનાઈ શેઠની દુકાન 'ચિનાઇ-બીલ્ડીંગ' મસ્જિદબંદરમાં થતું હતું તે હવે 'મુળજીનિવાસ' સી. પી. ટેંકમાં 'ગીતાધર્મકાર્યાલય' ની સ્થાપના થઈ. તેના કાર્યકર્તા શેઠ છગનલાલ નાગર-દાસ જે સ્વામીજીના શિષ્ય છે, શેરબજારના દલાલ છે તથા જે વિદેશ ભ્રમણ કરી આવેલા છે, 'ગીતાધર્મ' નું શેષ કામ શેઠ નગીનદાસ ફુલચંદ ચિનાઈની દુકાનેથી હાલ પણ થતું રહે છે.

## મુંબાઈમાં સ્વામીજીની કથાની રિકાર્ડ



એક દિવસ 'યંગઈંડિયા રેકાર્ડિંગ કંપની' ના કાયકર્તા પડ્યા સાહેબ તથા મહેશ્વરપ્રસાદ આદિ કેટલાક આદમિયોએ સ્વામીજીને પ્રાર્થના કરી કે—'આપ જેવી રીતે મૌખિક ગીતાપ્રચાર કરો છો, તેવી જ રીતે તેની રિકાર્ડ પણ ઉતરાવો, તેનાથી ઘેરેઘેર ગીતાના પ્રચારથી લોકો સર્વત્ર

લાભ લઈ શકશે.' સ્વામીજીએ તેનો સ્વીકાર કરીને, પોતાની ગીતા કથાની ગુજરાતી તેમ જ હિંદી ભાષામાં 'રિકાર્ડ' ઉતરાવેલી છે. એકવાર 'ઓલ ઈન્ડિયા રેડિયો' ઉપર (તા૦ ૩૦-૧૧-૪૦) સ્વામીજીનું ગીતા ઉપર બ્રૉડકાસ્ટ-ભાષણ થયેલું હતું.

# મુંબાઈમાં સ્વામીજીનો ગોપાલન ઉપર ઉપદેશ





કાર્તિક માસની ગોપઅષ્ટમીને દિવસે ગાયોને શણગારીને માધવબાગમાં લાવી મુંબાઈના ગોભક્ત શેઠ ચિરંજીલાલજી લોયલકા ત્યાં પ્રતિવર્ષ ઘણી ધામધૂમથી ઉત્સવ કરે છે. 'મુંબાઈવાસી જનતા, ગોરક્ષા વિષયક ઉપદેશ આપની પાસેથી સાંભળવાની ઇચ્છા રાખે છે' એવી લોયલકાજીની પ્રાર્થનાથી ગોપાષ્ટમીને દિવસે થયેલી સભામાં સ્વામીજીનું ઘણું જ સારગર્ભ ભાષણ થયેલું હતું. તે દિવસે સભામા મુંબાઈના મોટા મંદિરના ગોસ્વામી-બાળક તથા રામાનુજ સંપ્રદાયના આચાર્યજી મહારાજની ઉપસ્થિતિમાં મુંબાઈની જનતાની અપાર ભીડ સ્વામીજીનું ગોરક્ષા વિષયક ભાષણ સાંભળવાને સારૂ માધવબાગમાં જમા થયેલી હતી. તે વ્યાખ્યાનનો સાર નીચે પ્રમાણે છે—

'સજ્જનો! ગીતામૃત તથા દુગ્ધામૃત બંનેનું રસાસ્વાદન કરો, ગોધનથી શ્રેષ્ઠ બીજું એકે ધન નથી. આપણો દેશ કૃષિપ્રધાન છે, આ ગ્રામબહુલ દેશમાં બળદ જ તેનું પ્રધાન સાધન છે. આ વૃષભોની તનદુરસ્તીને માટે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા સ્વયં કરીને બતાવેલી ગૌસેવા છે. બળભદ્રજીએ ખાંધ ઉપર હળ મૂકીને ખેતી તથા કૃષકોની મહત્તાનું બોધન કરેલું છે—

ભારતમાં પહેલા હજારો મણ અન્નના કોઠાર મધ્યમ શ્રેણીના કૃષકોના ઘરમાં ભરેલા રહેતા હતા, જ્યારે આજ કરોડપતિની પાસે પણ એક મહિનાનું અનાજ ભંડારમાં નથી રહેતું. ઘણું તો ઘરમાં નોટોના થોકડા હોય છે, પણ અન્નને નામે ઉંદરો દંડ ભોગવે છે.

રાજસ્થાનના ઇતિહાસ લેખક 'ટૉડ' સાહેબ લખે છે કે—'હિંદુસ્તાન જેવી રસાળ જમીન જગતભરમાં કોઈ પણ જગોએ મળતી નથી' તેમણે એક જગોએ પીવાને સારૂ પાણી માગ્યું, તો તેની જગોએ તેમને દૂધ આપ-

વામાં આવ્યું, અર્થાત્ તે સમયે દૂધ, પાણીથી પણ સુલભ હતું તથા ગાયનું ઘી એક રૂપિયાનું બત્રીસ શેર મળતું હતું. આજકાલ રૂપિયાનું બત્રીસ શેર ગાયનું છાણ પણ મળી શકે તેમ નથી. ગાયોને ખાંણ, કપાંસિયા, લીલું ઘાસ આદિ સારો ખોરાક ખવડાવીને તેનું દૂધ કાઢશો તો તે જાડું, ઘટ અને પૌષ્ટિક નીકળશે. પરંતુ પાણી પાઈને દૂધ કાઢવું એ તો બાવળ વાવીને ગુલાબના ફૂલની આશા રાખવા જેવું છે. રસ્તામાં ગાય મળે તો તેના પૂંછડા ઉપર હાથ લગાડી યંત્રવત્ આંખે ફેરવો છો, તથા બનાવટી ભક્તિભાવ દેખાડી વંદના કરો છો. પણ તે બિચારી ગાય કેટલા દિવસથી ભૂખે તરફડે છે, પેટમા ખાડા પડી ગયેલા હોય છે, આંખો ઊંડી ઉતરી ગયેલી છે, બેહાલ થઈ ગયેલી હોય છે, તેના તરફ આપણે ધ્યાન આપતા નથી. ખેતીનો સમસ્ત આધાર તેના ઉપર તથા તેના વંશ-સંતાનો ઉપર જ છે. તેનો શું, આપણને જરાએ ખ્યાલ છે? કેવળ નમસ્કાર કર્યાથી તેનું કે દેશનું શું કલ્યાણ થવાનું હતું?'

સ્વામીજીનું ઉક્ત વ્યાખ્યાન સાંભળીને મુંબાઈની 'ગોવર્ધન' સંસ્થાના કાર્યકર્તા નટવરલાલ સી. ત્રિવેદી બી. એ. એ કહ્યુ—'પોતાની સ્વાભાવિક પ્રભાવશાળી વાણીથી લાખો લોકોને ગીતામૃત પાનારા, આ મહાત્માજી (સ્વામીજી) એ કરેલો ગોદુગ્ધામૃત પીવાનો દિવ્ય સંદેશ સર્વ લોકોએ ધ્યાનથી સાભળ્યો છે. આપ સર્વ આજથી જ ગાયનું દૂધ પીવાની પ્રતિજ્ઞા લો.'

## મુંબાઈમાં ગીતાદેવીના સ્વરૂપનું નિર્માણ





થા નિયમ પ્રમાણે અંડ પડયા વગર ચાલતી જ હતી. એક દિવસ કાર્તિક સુદી ૫ ની સવારમાં સ્વામીજીના શિષ્ય જયપુરના કારીગર જગન્નાથ આવ્યા, નમસ્કાર કરીને તેમણે કહ્યું— મહારાજ! આપ વડોદરા તથા અમદાવાદમાં ગીતામંદિર બનાવો છો, એ વાત આપે કથામાં કહી તે મેં સાભળી હતી. બેસતા વર્ષને દિવસે (કાર્તિક સુદી ૧) મારા હૃદયમાં એ દેવીની એવી પ્રેરણા થઇ કે—'જેમ સર્વ લોક પોતપોતાની સેવાથી આ મંદિર નિર્માણ કાર્યમાં સહયોગ આપે છે, તેમ હું પણ મારી કારીગરીથી—હસ્તકૌશલ્યથી—ગીતા માતાનું સ્વરૂપ બનાવીને સ્વામીજીને અર્પણ કરવાની કંઇક સેવા કરૂં. તેથી

હું આપની પાસે આજ્ઞા માગવા આવ્યો છું કે, ગીતામાતાનું સ્વરૂપ કયા પ્રકારનું બનાવું ?

સ્વામીજીએ કહ્યું—ભાઈ ગીતા તો વેદમાંથી નીકળ્યાં છે, ગીતા સ્વરૂપની પૂજા એ સાક્ષાત્ વેદ ભગવાનની પૂજા થશે. એ તો વેદ–વેદાંતનો સાર છે, સિદ્ધાંત છે, તત્વ છે.' આ વાત સાંભળીને ત્યાં બેઠેલા લોકોએ કહ્યું—'સ્વામીજી મહારાજ ! આપ ગીતાના પ્રગટ રૂપનાં ( મૂર્તિમંત ગીતાનાં ) દર્શન લોકોને જરૂર કરાવો' સ્વામીજીએ કારીગર ભક્તને કહ્યું—'તને કાલે સવારે આવો. હું રાતમાં વિચાર કરીને પ્રભુની જેવી ઇચ્છા હશે, તે પ્રમાણે તમને કહીશ.' રાતે સ્વામીજી વિચાર કરવા લાગ્યા કે–'ગીતામાતાનું પ્રસન્ન વદન, ચાર ભુજાઓ જેમાં ચારે વેદ ધારણ કરેલા છે, એવું પરમ તેજસ્વી સ્વરૂપ હોવું જોઈએ.'

એટલામાં જ માધવબાગના શ્રી લક્ષ્મીનારાયણનો સ્વરૂપ શણગાર કરનારા પૂજારી વિઠ્ઠલદાસજી આવી પહોંચ્યા. તેમણે આવતાં જ મૂર્તિના સ્વરૂપના સંબંધમાં કહ્યું—'ચાર હાથવાળા દેવતાઓના સ્વરૂપમાં, શંખ, ચક્ર, ગદા તથા પદ્માદિ આપવામાં આવે છે, પરંતુ ગીતામાતાનું નવું મંદિર અને નવું સ્વરૂપ પ્રગટ થાય છે. એ ચારે હાથમાં તો ચાર વેદ જ શોભા આપશે. હું હમણા જ શયન આરતિ કરાવીને મંદિરમાંથી ચાલ્યો આવું છું. મનમાં, એ કલ્પના સ્ફુરી કે હું હમણાં જ સ્વામીજીને એ સૂચના કરી આવું.' એ સાંભળીને સ્વામીજીએ કહ્યું—'આ લક્ષ્મીનારાયણની પ્રેરણાથી, તમે જે કહેવા આવ્યા છો, તે જ વિચારનો મારા હૃદયમાં પણ ઉદય થયેલો હતો.'

બીજે દિવસે શિલ્પી આવ્યા ત્યારે સ્વામીજીએ પ્રભુપ્રેરિત ગીતામાતાની પ્રતિમા બનાવવાની આજ્ઞા આપી. એ કારીગરે ગીતામાતાનાં બે સ્વરૂપ—એક વડોદરા તથા બીજું અમદાવાદને સારૂ તૈયાર કરવા માંડ્યાં.

કથાને સમયે મુંબાઈ નગરીની ભાવિક જનતા, ગીતામંદિર તથા ગીતામાતાને સારૂ અનેક તરેહના સામાન તથા રૂપિયાની સહાયતા કરવા લાગી. ગીતાની પરીક્ષામાં પાસ થયેલાં બાળકો તથા આધેડ ઉમરનાઓને સ્વામીજીએ, બિલ્લા, કપ, રૂપિયા તથા વસ્ત્ર આદિ પ્રસાદીમાં આપ્યાં.

મુંબાઈમાં ત્રણ મહિનાના આ ગીતાપ્રચારથી ત્યાંની જનતાનો એવો પ્રેમભાવ થયો કે પૂર્ણાહુતિને દિવસે શહેરની જનતા તરફથી મોટા સમારોહપૂર્વક સ્વામીજીના સન્માનમાં ,ઘણા લોકોનાં વ્યાખ્યાનો થયાં. બીજે દિવસે સ્વામીજી જ્યારે વિદાય થયા ત્યારે સ્વામીજીને વળાવવા હજારો લોકો મુંબા-

ઇના સ્ટેશને ગયા હતા. સ્વામીજીએ સ્ટેશન ઉપર સર્વને આશીર્વાદ આપ્યા તે વખતે સર્વની આંખોમાંથી હર્ષ-વિરહાશ્રુ પ્રેમવિહ્‌વળતાવશ પડ્યાં હતાં.

## પ્રભુ ઇચ્છાની વિચિત્ર ઘટના





અમે ઘણીવાર જોયું છે કે, જ્યારે કોઈ માણસ, સ્વામીજીને કાંઈ પણ કરવાનું કહે છે, ત્યારે સ્વામીજી એવો જ જવાબ હમેશા આપે છે કે—'પ્રભુ ઇચ્છા હશે તો થશે.' એક વખતે મુંબાઈમાં કોઈ શ્રીમાન શેઠિયાએ સ્વામીજીને આવીને કહ્યું—'મહારાજ ! આપની કથા શ્રવણ કરીને મારૂં હૃદય ઘણું જ પ્રભાવિત થયું છે, ગીતાજી ઉપર મારી ઘણી જ શ્રદ્ધા બેસી ગઈ છે. તેથી મેં ગીતામંદિરની એક 'સ્કીમ' બનાવી છે જેમાં મારી દશ લાખ રૂપિયા ખર્ચ કરવાની ઇચ્છા છે, મારી પ્રાર્થના છે કે આપ મુંબાઈમાં પણ ગીતા મંદિર બનાવો.'

સ્વામીજીએ પૂછયું—'આપની 'સ્કીમ' શું છે ?' શેઠે કહ્યું—'ત્રણ-લાખની જગો ખરીદી, ચાર લાખનું મકાન તથા ત્રણ લાખ રીઝર્વફંડ. મકાન એવું બને કે જેમાં પાંચ છ હજાર આદમી કથા સાંભળવાને બેસી શકે. તે મકાનમાં ગીતામાતાનું મંદિર હોય, એક ભાગમાં સાધુ સંત રહે. તે મકાનનો એક વિભાગ એવો પણ હોય કે જેમાં અનાથ વિધવા સ્ત્રીઓ પણ રહી શકે, તેમના ખાનપાનનો પ્રબંધ કરવામાં આવે, તેમને કાંતવું, સીવવું, વણવું આદિ સ્વતંત્ર ઉદ્યોગ શીખવી જીવિકાને સારૂ સ્વાવલંબી કરવામાં આવે. બસ, મારી ખાસ ઇચ્છા એ જ છે, એ જ મારી 'સ્કીમ' છે.'

એ સાંભળીને સ્વામીજીએ કહ્યું—'ભાઈ ! જેવી આપની અભિલાષા છે, તેવી જ ઇચ્છા જો પ્રભુની થઈ જશે તો બધું બરાબર જરૂર થઈ જશે.' એ સાંભળીને શેઠજીએ કહ્યું—'મહારાજજી ! પ્રત્યેક વાતમાં આપ 'ઈશ્વર ઇચ્છા' ન કહ્યા કરો, એમાં તો પ્રયત્નની આવશ્યકતા છે, મુંબાઈમાં આપના ઘણાએ સેવકો છે. આપ ચાહશો તો સર્વ કામ સહજમાં થઈ જશે, રૂપિયા હું આપું છું કેવળ જગો નક્કી કરવાની બાકી છે, કે જ્યાં લોક તેનો પુરતો લાભ લઈ શકે' સ્વામીજીએ કહ્યું—'ભાઈ, મુંબાઈમાં જગો મળવી કઠણ છે, પ્રભુ ઇચ્છા હશે તો મળી જશે.'

શેઠે કહ્યું—'સ્વામીજી ! આપ નારાયણ મનોહરની પેઢીવાળાને કહો, એ આપની પાસે આવે છે. મરીન ડ્રાઈવ ઉપર તેમની જમીનના કેટલાક વિભાગ છે, તેમાંથી એ વિભાગ ખરીદી લેવાય તો આપણી સંસ્થાનું કામ ચાલી શકે' સ્વામીજીએ એ સોનાવાળા શેઠને બોલાવીને પૂછ્યું તો તેણે કહ્યું—'મહારાજ, મારા સર્વ વિભાગો વેચાઈ ગયા, હવે મારી પાસે જમીનનો કોઈ પણ ભાગ નથી.

એટલામાં સ્વામીજીને નાગપુર જવાનું થયું, ત્યારે શેઠજીએ તેમની પાસે આવીને કહ્યું—'આપ નાગપુરથી બેત્રણ માસ પછી પાછા આવશો ત્યાં સુધીમાં અહીં જગા વગેરેનો સર્વ પ્રબંધ તૈયાર રહેશે.' સ્વામીજીએ કહ્યું—'ભાઈ! પ્રભુની ઇચ્છા હશે તો તમારૂં કામ જરૂર થશે, પ્રયત્ન જારી રાખજો.'

એ શેઠ યુરોપાદિ દેશોમાં ભ્રમણ કરી આવેલા હતા. તેમને તેની હવા લાગી ગયેલી હતી. તેઓ ધાર્મિક હતા પણ તેમને 'પ્રભુ ઇચ્છા' ની વાત ઉપર વિશ્વાસ કમી હતો. તે કદી કદી સ્વામીજીને કહેતા કે—'આપ પ્રત્યેક વાતમાં 'પ્રભુ ઇચ્છા' કેમ કહ્યા કરોછો ? મનુષ્યનો પ્રયત્ન કાંઈ તો ચીજ છે.' સ્વામીજી કહેતા કે—'મનુષ્યને ફળીભૂત બનાવવાને સારૂ પ્રભુ ઇચ્છાની ખાસ જરૂર હોય છે. વાત એમ છે કે—મનુષ્યની કાર્યસિદ્ધિમાં ત્રણ કૃપાઓ આવશ્યક છે, ઇશ્વર કૃપા, ગુરૂકૃપા. અને સ્વકૃપા. પણ એ ત્રણે કૃપાઓને ઇશ્વરેચ્છા જ શક્તિ પ્રદાન કરે છે. તેથી સર્વ પ્રથમ તમે પ્રભુ ઇચ્છાને અનુકૂળ બનાવો પછી તમારૂં બધું કામ સરળ થઇ જશે.' સ્વામીજીએ તેમને સમજાવ્યા તો ખરા, પરંતુ એ મહાશયના મસ્તકમાં તો વિલાયતી હવા ભરાયેલી હતી. એટલે એ વાત તેમને ક્યાંથી પસંદ પડે ?

સ્વામીજી મુંબાઈથી નાગપુર ગયા. અને એ ભાઇ મુંબાઈમાં પ્રયત્ન કરવા લાગ્યા. એટલામાં એ શેઠજી બજારમાં કાંઇ મોટો સોદો કરવા બેઠા. તેમાં તેમને એટલું મોટું નુકશાન વેઠવું પડ્યું કે 'ગીતામંદિર' બનાવવાના બધા વિચારનો ત્યાગ કરવો પડ્યો. થોડા દિવસ પછી જ્યારે સ્વામીજીનું મુંબાઇ આગમન થયું ત્યારે એ મહાશય સ્વામીજીનાં દર્શન કરવાને આવ્યા, પરંતુ ગીતામંદિરના સંબંધમાં કાંઈ વાત છેડી નહીં. ત્યારે સ્વામીજીએ સ્વયં પૂછ્યું 'કેમ, ગીતામંદિરને સારૂ કોઇ જમીન લેવાઇ ?' ત્યારે એ શેઠજીએ કહ્યું— 'પ્રભો ! જયારે 'પ્રભુ ઇચ્છા' થશે ત્યારે એ જમીન પણ મળી જશે, ત્યાર પછી સર્વ કાંઈ કામ થશે.'

સ્વામીજીને વિચાર આવ્યો કે—' આ શેઠજીના મનમાં આટલો ફેરફાર

શાથી થયો હશે ?' પશ્ચાત્ પૂછતાં જણાયું કે તેમની આર્થિક સ્થિતિમાં ઘણો અંતર આવી ગયેલો છે, ત્યારે સ્વામીજીએ કહ્યું—'મનમાં સંતોષ ધારણ કરીને સર્વ કામ કરતા રહો, જે થશે તે પ્રભુ ઇચ્છાથી થઇ જશે.' અસ્તુ, ભગવદ્ વાક્ય પણ એવું જ છે કે—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

ખરી રીતે જોતાં વાત એ જ છે કે, મહાત્મા લોક જે કાંઈ કહે છે, તે પોતાના અનુભવ સિદ્ધ કહે છે. પરંતુ અધિકાંશ લોક તેને સમજતા નથી. અને સમજીને પણ માનવાને તૈયાર હોતા નથી. જ્યારે ઠોકર વાગે છે ત્યારે આંખ ઉઘડે છે.

અમે પણ ઉદ્યોગને મહત્વ આપીએ છીએ, પ્રયત્નની કોણ પ્રશંસા ન કરે ? 'उद्योगिन पुरुषसिंहमुपैति लक्ष्मी ' એમ સર્વ કહે છે. પણ સંસારમાં એવું જોવામાં આવે છે કે, બધા ઉદ્યોગો સફળ થતા નથી. મનુષ્યજીવનમાં કટુતાનો અનુભવ પણ કરવો પડે છે. જે લોક ઇશ્વર ઇચ્છા અગર પ્રભુ દયાને પ્રાધાન્ય આપીને કાર્ય ક્ષેત્રમાં અગ્રેસર થાય છે તેમનો પ્રયાસ વિફળ થતાં પણ તેઓ ગભરાતા નથી, દુખી થતા નથી અને સફળતા મળતાં અભિમાનમા સપડાતા નથી. કારણ કે તેઓ તો પ્રભુ ઇચ્છાથી જ બધું થયેલું માને છે. અર્થાત્ સફળતા વિફળતામાં પ્રભુનું કારણ માને છે.

પણ એમ માનવામા તો લોકોની ગેરસમજ થાય છે કે, 'બધાં કામોમાં' 'પ્રભુઇચ્છા' કહેવાવાળા અગર તેવો વિશ્વાસ રાખવાવાળા ઉદ્યોગ મહેનતને તુચ્છ સમજે છે. ના તેમ નથી. પ્રભુ ઇચ્છામા વિશ્વાસ રાખનારા તો, તે ઇચ્છાનું બળ મેળવીને મશીનની પેઠે પોતાના શરીર પાસેથી કામ લે છે એટલે કે તેઓ વધારે ઉદ્યમી બને છે. તેઓ નિર્ભય થઇને કાર્ય ક્ષેત્રમા જાય છે, પ્રભુ ઇચ્છા તેમની સહાયક થાય છે, બાધક નહીં.

## વડોદરાના રાજમહેલમાં આશીર્વાદ પ્રદાન




શ્રી સ્વામીજી વડોદરે ગયા. ત્યાં રાજમહેલમાં જઇને મહારાજા સાહેબ પ્રતાપસિંહને આશીર્વાદ તથા પ્રસાદ આપીને સ્વામીજીએ કહ્યું—'શ્રીમાને વડોદરા રાજ્યની ગાદી ઉપર બેસતાં જ કરોડો રૂપિયાની જમીનનો કર માફ કરી દીધો છે. ચારે ધામો પૈકીનું એક ધામ દ્વારકા આપના રાજ્યમાં

છે, ત્યાં ઘણાં વર્ષોથી એ જગોએ સ્નાન તથા દર્શન ઉપર જે કર લેવાતો હતો તેને માફ કરીને આપે ધાર્મિક હિંદુ જનતાના હૃદયમાં આદર સન્માનનું સ્થાન મેળવ્યું છે. શ્રી દ્વારકાધીશ ભગવાને પણ તેના બદલામાં કાઠિયાવાડનો ઘણો પ્રદેશ તથા રેવાકાંઠા એજંસીનો પ્રદેશ પણ આપના શાસનમાં આપ્યો છે. એ સાંભળીને મહારાજા સાહેબ ખુશ થયા. મહારાજાને આશીર્વાદ આપી સ્વામીજી મુકામે આવ્યા.

તે સમયે જયપુરના કારીગર નારાયણદાસ ભક્તે, જેમની દુકાન વડોદરામાં પણ છે, તેમણે આવીને સ્વામીજીને કહ્યું—'સ્વામીજી મહારાજ! અમારી ઇચ્છા છે કે, અમે આપની મૂર્તિ બનાવી લાવીએ અને તેને અહીંના મંદિરમાં રાખવામાં આવે.' સ્વામીજીએ 'તેની શી આવશ્યકતા છે' એમ કહેતાં, ત્યાંના ઉપસ્થિત ભક્તોએ કહ્યું—'જો પોતાની શ્રદ્ધાથી લાવે તો તેને ત્યાં સ્થાપિત કરવામાં શી હરકત છે? અમારી ઇચ્છા છે કે આપની પ્રતિમા પણ જરૂર રાખવામાં આવે.' અસ્તુ,

આ મંદિર આદિ ભૈતિક રચનાઓની પહેલાં સ્વામીજીએ જે સાહિત્યિક રચના રચેલી હતી, તે તરફ પણ જરા નજર નાંખવી જોઇએ. તે સમયે તા. ૨૬-૨-૪૧ ના 'મુંબાઇસમાચાર' નામક પ્રસિદ્ધ ગુજરાતી પત્રે 'ગીતાગૌરવ-ભાષ્ય,' જે સ્વામીજીની વાણી છે તેની સમાલોચના કરેલી છે, તે નીચે જણાવ્યા મુજબ છે—

## ગીતા ગૌરવાંક—ત્રીજો વિશાળ ખંડ

### (સમાલોચક મસ્ત ફકીર)




શ્ચર્ય ચકિત કરે એવાં આ પ્રકાશનો (ગીતાગૌરવાંક ભાષ્ય ખંડો) ના કાર્યનો જનતામાં ખૂબ પ્રચાર થયેલો છે. ગુજરાતમાં કોઈ સિદ્ધહસ્ત લેખક પણ પોતાના પુસ્તકની બે વર્ષે પણ જો બીજી આવૃત્તિ થતી દેખે તો પોતાનું અહોભાગ્ય માને છે, જ્યારે અહીં ગીતાધર્મ માસિકના વિશેષ અંકોની એક વર્ષમાં નીકળવાની તો શું, એક બે મહિનામાં જ બબ્બે ત્રણત્રણ આવૃત્તિયો કાઢવી પડે છે. અને તે પણ આજકાલ યુદ્ધના સમયમાં

જ્યારે કે કાગળો, શાહી તથા પુસ્તક પ્રકાશનની સર્વ સાધન સામગ્રી અત્યંત મોંઘી થયેલી છે. તેનું કારણ એ છે કે આ માસિક અને તેના સર્વ વિશેષાંકોએ આર્યજનતાના અધિક ભાગના હૃદયનું આકર્ષણ કરેલું છે.

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ટ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્ગુરૂ મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ આખા ભારતમાં ભ્રમણ કરીને આમ હિંદુજનતા સમક્ષ ગીતાનાં પ્રવચન કરે છે. લોકોમાં ગીતાનો પ્રચાર કરવા સારૂ તેમણે કાશીમાં 'ગીતાધર્મ પ્રેસ'ની સ્થાપના કરેલી છે. જ્યાંથી 'ગીતાધર્મ' નામનું માસિક નીકળે છે. અને તેના વાર્ષિક વિશેષાંકના રૂપમાં 'ગીતાગૌરવાંક'ના ભાગ પાંચપાંચ છસોછસો પૃષ્ઠોમાં પ્રકાશિત થાય છે. તેની સમાલોચનાને અર્થે 'ગીતાગૌરવાંક' નો ત્રીજો ભાગ અમોને મળેલો છે. તેમાં મોટી સાઇઝનાં લગભગ સવા છસો પૃષ્ઠ છે, લગભગ ચોરાસી ચિત્રો છે તેમાંનાં ઘણાં ત્રિરંગી છે. આમ છતાં પણ એ વિશેષાંક 'ગીતાધર્મ'ના ગ્રાહકોને વાર્ષિક પાંચ રૂપિયામાં જ મળે છે. તેની સાથે વિશેષતા એ છે કે 'ગીતાધર્મ' માસિક તથા તેના ખાસ મોટા વિશેષાંકો એકી સાથે હિંદી તથા ગુજરાતી બન્ને ભાષામાં પ્રગટ થાય છે.

આ 'ગીતાગૌરવાંક'ના ઇતિહાસ ઉપર જરા નજર નાખીએ. નાગપુરમાં સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ ગીતા ઉપર પ્રવચન કરતા હતા. તે સમયે તેઓશ્રીનાં પ્રવચનોની અલૌકિક છટાથી આકર્ષિત થઇને ત્યાંના ગીતાપ્રેમી સજ્જન શ્રી હજારીલાલજીની એવી પ્રબળ ઇચ્છા થઇ કે તેથી તેમણે પ્રવચનોની શબ્દસહ નોટ કરવાનું સાહસ કર્યું અને પછી તે નોટ તેમણે 'ગીતાધર્મ કાર્યાલય' માં મોકલી દીધી. ત્યાં 'ગીતાધર્મ'ના સહસંપાદક પંડિત માર્કંડેયજી શુક્લ કાશી નિવાસીએ તેને હિંદી લેખન શૈલીમાં પરિણત કર્યું* આ ગીતાગૌરવાંકના પાંચે ખંડોનો ગુજરાતી શૈલીમાં ભાવાનુવાદ પેટલાદના નાગર ગૃહસ્થ શ્રીમાન મણીભાઈ જશભાઇ દેસાઈ મહોદયે તૈયાર કરેલો છે. આ ( મારા હાથમાંના ) ત્રીજા ભાગનો ભાવાનુવાદ પણ તેમણે જ કરેલો છે.

સ્વમી વિદ્યાનંદજી ગીતાના ભાષ્યકાર છે, તેમની વિષય પ્રતિપાદન શૈલી અનોખી છે. આ ગ્રંથમાં બાળબોધ તથા ગુજરાતી લીપીમાં શ્લોક છે તે પછી

---

* શ્રી ગીતાગૌરવાંક' ના અંતિમ પંચમ ખંડનો લેખનસંસ્કાર તથા તેનું સંપાદન કાર્ય પં૦ શ્રી ચિરંજીલાલ શાસ્ત્રી, ગીતાધર્મ સંપાદક, વૃન્દાવનવાસીએ કરેલ છે.

તેનો શબ્દાર્થ છે તે પછી તેના ઉપર સ્વામીજીના 'ગીતાગૌરવ' ભાષ્યની વ્યાખ્યા, તે પછી એ શ્લોકનો સંબંધ બેસાડનારો, સ્વામીજીએ કથામાં કહેલો 'કથાપ્રસંગ'આપવામાં આવેલો છે, તથા જે વિષયનો પ્રારંભ આગળ થવાનો હોય છે, તેના જ્ઞાનને અર્થે વિષય પ્રવેશનો સંકેત કરવામાં આવેલો છે કે જેનાથી પાઠક સારી રીતે સરળતાથી આશય સમજી શકે. ગ્રંથનો કથાપ્રસંગ એવો છે કે, સાધારણ મનુષ્યને પણ ગીતાના બોધનું રહસ્ય સમજવામાં સરળતા થાય.

આ ગીતાગૌરવનો પહેલો ભાગ સન ૧૯૩૯ ના 'ગીતાધર્મ' માસિક પત્રના પ્રથમાંકરૂપમાં પ્રકાશિત થયેલો હતો. તેમાં એકથી ત્રણ સુધીના ગીતાના અધ્યાયો ઉપર વિવરણ તથા ભાષ્ય હતું. તેની માગણી ખૂબ થવાથી તે પહેલા જ ભાગની બીજી તથા ત્રીજી આવૃત્તિ (હવે ચોથી આવૃત્તિ પણ પ્રકાશિત થઇ ગયેલી છે) કાઢવી પડેલી છે. સન ૧૯૪૦ માં ગીતા ગૌરવાંકનો બીજો ભાગ નીકળ્યો. પહેલા ભાગની અપેક્ષાએ તેની અધિક પ્રતિયો કાઢવા છતાંએ તેનું બીજું સંસ્કરણ પ્રકાશિત થઇ ત્રીજી આવૃતિનું કામ કાગળની સવડ થવા ઉપર અટકેલું છે. આ પ્રમાણે ત્રીજા ભાગમાં ૮ થી ૧૧ અધ્યાયો છે. આ ત્રીજા ભાગના શ્લોકો ઉપર જે ભાષ્ય તથા કથાઓ સ્વામીજીએ કરેલી છે તેનો લગભગ છ સો પૃષ્ટોમાં સમાવેશ થયેલો છે. તેથી સમજી શકાય છે કે ગીતાજીનું કેટલું દોહન કરીને જનતા આગળ મૂકેલું છે. 'ગીતા શું છે' એ શ્રદ્ધાળુ હિંદુઓને સમજાવવું પડે તેમ નથી.

આ ત્રીજા ભાગની પ્રસ્તાવના ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યક, સિદ્ધહસ્ત લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ એમણે લખી છે. તેમાં એક જગોએ તેઓ લખે છે કે 'પાંચ હજાર વર્ષ ઉપરનો આ બોધ જેવો ને તેવો જ જીવિત છે, તેની આસપાસ આર્ય સંસ્કૃતિ રચાયેલી છે, બલકે એમ કહેવું જોઇએ કે રચાયેલી સંપૂર્ણ આર્ય સંસ્કૃતિ સજીવ રહેલી છે. ભુત, વર્તમાન તથા ભવિષ્યને એક જ સૂત્રમાં ગુંથનારો આ ગીતાબોધ આર્યોને સારૂ અમર છે. નવીનતા વગર અમરતા હોઈ શકે નહીં. જુનું જ મરી શકે છે. પાંચ હજાર ભૌતિક વર્ષો વહી ગયાં તે સર્વને સજીવ કરતો આ ગીતાજીનો મહાબોધ આજ પણ આર્યતાને ઉભી રાખી શકયો છે. આર્યત્વને જીવિત રાખનારો બોધ સદાએ નવીન જ છે. 'ગીતા' એ કેવળ બોલ (વચન) જ નથી. એ ગીત છે, ગાએલા બોલ છે, સંગીતમય બોલ છે. જ્યાં શબ્દનો સરસ ધ્વનિ પ્રાપ્ત થાય છે ત્યાં સંગીત બને છે. સંગી

તના એક મહાન આચાર્ય શ્રી કૃષ્ણ ભારતવર્ષનાં એક મહાપ્રસંગ ઉપર વિકસિત ઢોળાવ પડતી જમીન ઉપર છે, જેમણે મહાભારતની સંગીત સરિતાને આર્યત્વ તરફ પ્રવાહિત કરેલી છે. મહાભારતના કુરૂક્ષેત્રની રણભૂમિ ઉપર અર્જુનને શ્રી કૃષ્ણે ગીતા દ્વારા બોધ આપેલો હતો. એ ગીતા ઉપર જર્મની તથા અમેરિકાના મહાન કવિયો તથા લેખકોએ—જેવા કે ગેટે, સિલર, થૉરો, એમર્સન તથા ઔરંગઝેબના મોટા ભાઈ વિદ્વાન મુગલશાહજાદા દારાશિકોહ જેમણે ઉપનિષદોનાં ભાષાંતર કરેલાં હતાં—તેમણે ગીતાના સંબધમાં કહ્યું હતું કે—'ગીતાની પ્રશંસા કરવી એ મારી શક્તિની બહારની વાત છે.'

જેને સર્વસાધારણ લોક સમજી શકે એવું આ ગીતાગૌરવ ભાષ્ય છે. એ ગ્રંથ 'ગીતાધર્મ કાર્યાલય કાશી' લખવાથી મળી શકે છે.'

# મુંબાઇમાં અવતારવાદ ઉપર સ્વામીજીનું પ્રવચન



તે પછી વડોદરેથી મુંબાઈ જઈ સ્વામીજીએ રામનવમીના ઉત્સવ ઉપર કથા કરી. તે સમયે અવતારવાદ ઉપર સ્વામીજીનું પ્રવચન થયુ તેનો સારાંશ નીચે પ્રમાણે છે—

"સજ્જનો, ગીતામાં ભગવાન કહે છે—

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥
यदा यदा हि धर्मस्य......सम्भवामि युगे युगे ॥

'અજન્મા, અવ્યય, તથા ભૂતોના ઇશ્વર હોવા છતાં પણ, માયાનો આશ્રય લઇને પરમાત્મા અવતારરૂપે ઉત્પન્ન થાય છે. જ્યારે અધર્મની ઉન્નતિથી ધર્મ દબાઈ જાય છે, ત્યારે ભગવાન અવતાર લે છે.' આ પ્રમાણે ગીતામાં અવતારની આવશ્યકતાનુ પ્રભુએ જાતે સ્વય નિજ મુખારવિંદથી વર્ણન કરેલુ છે. અન્યત્ર શ્રુતિમા પણ કહેલુ છે કે—

रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय ।
इन्द्रो मायाभिः पुरुरूप ईयते युक्ता ह्यस्य हरयः शतादश ॥

'ભક્તોની પ્રાર્થનાનુસાર પ્રખ્યાત ( પ્રગટ ) થવાને સારૂ શ્રી ભગવાન

માયાના સંયોગથી જીવ, અવતાર આદિ અનેક રૂપ ધારણ કરે છે. તેમનાં શત શત રૂપ છે. તેમાંથી દશ, અવતારોના રૂપમાં દશ રૂપ મુખ્ય છે.' એ જ પ્રમાણે બીજાં પણ—

षोडशकलो वै पुरुषः

'પરમાત્મા સોળ કળાવાળો છે,' ઇત્યાદિ અનેક પ્રમાણોથી સિદ્ધ છે કે, પરમેશ્વર અવતાર ધારણ કરીને જગતમાં વિશેષ કામ કરે છે. ભાગવતમાં પણ કહેલું છે કે—

एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्

અન્ય અવતારોની અપેક્ષાએ શ્રી કૃષ્ણમાં પૂર્ણ ષોડશ કળા વિદ્યમાન હતી. તેથી જ તેઓ પૂર્ણ અવતાર કહેવાય છે. પૂર્ણ અવતારમાં સત્–ભાવ, ચિત્–ભાવ તથા આનંદ–ભાવ, એ ત્રણે પૂર્ણ હોય છે. સત્–ભાવ સાથે કર્મની, ચિત્–ભાવ સાથે જ્ઞાનની તથા આનંદ–ભાવ સાથે ભક્તિની પૂર્ણતા થાય છે. એ પૂર્ણ અવતાર એ ત્રણેથી અલિપ્ત પણ રહી શકે છે. અંશાવતારમાં એ વાત નથી હોતી, તેમાં એક જ ભાવ પ્રધાન હોય છે.

'यद् यद् विभूतिमत्सत्त्वम्' એ ગીતાના વચનને અનુસરીને સર્વ ધર્મના અનુયાયી કોઈ પુરુષને કોઈ વિશિષ્ટ સ્થાન આપે છે. હજરત મુહંમદ પરમાત્માના ખાસ દૂત તથા ચીશુખ્રિસ્ત પ્રભુના એકલા પુત્ર હતા એમ માનવામાં આવે છે. કેટલાએ લોકો મહર્ષિ, ગુરૂ, જીન તથા બુદ્ધને માનીને ઇશ્વરની વિભૂતિયોની પૂજા કરે છે. એ વાત ખરી છે કે તેઓ અવતારને નામે પ્રસિદ્ધ નથી, પણ કામ બન્નેનાં એક જ છે—સમાન છે. તેઓ સર્વ પોતાના અનુયાયીઓને, પ્રભુની સમીપ જવાનું કહે છે. મુક્તિ અપાવવાનો પણ દિલાસો આપે છે.

'જ્યારે પરમાત્મા પહેલેથી જ સર્વત્ર વિદ્યમાન છે તો પછી તેમને જવા આવવાનું ક્યાં રહ્યું ? તેને સંસાર ચક્રમાં આવવાની ઇચ્છા શા માટે થાય છે ? જ્યારે તે સર્વ શક્તિમાન્ છે ત્યારે તો ઇચ્છા માત્રથી કોઈ પણ જગાએ બેઠે બેઠો સર્વ કાંઈ કરી શકે તેમ છે !" ઇત્યાદિ પ્રશ્નો લોકોને શંકાશીલ બનાવે છે, પણ તેમાં સંદેહ રાખવા જેવું કશું જ નથી. પરમાત્મા વિભુ છે, એ સર્વત્ર વ્યાપ્ત છે, તો પણ તેને અવતાર લેવામાં કાંઈ બાધા નડી શકતી નથી. અવતાર થવો અને જવો એ કહીંથી ઉતરવાનું નામ નથી. સર્વવ્યાપક પરમાત્માની શક્તિ કોઈ વિશેષ કેન્દ્રમાં ઘનીભૂત થઈ જાય છે કે પ્રગટ થાય છે અગરતો,

જ્યાં શક્તિ પહેલેથી વિદ્યમાન હોય છે, ત્યાં તેની કળાઓ વિશેષ રૂપથી વધે છે. ભાવ રાજ્યમાં એજ શકિતનું પ્રગટ થવું, ઉતરવું, અગર તો ક્ષુદ્ર શકિતનું મહદ્રુપમાં પરિણત થવું તેનું નામ 'અવતાર' છે. એ શકિતનો પ્રકાશ કેવી રીતે થાય છે ? તેનો પંચદશીમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—

सर्वशक्तिमयं ब्रह्म नित्यमापूर्णमद्वयम् ।
यथोल्लसति शक्त्यादौ प्रकाशमधिगच्छति ॥

બ્રહ્મમાં શક્તિ સર્વથા પૂર્ણ છે, તેનું પ્રાગટ્ય દ્રવ્યના, માયાના આશ્રયથી થાય છે, તેને 'કળા' કહે છે. આ કળાઓનો જે જગોએ વિકાસ થઈ જાય તેનો અવતાર શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે. હમેશાં આસુરી સંપત્તિવાળા દૈવી સંપત્તિ વિશિષ્ટ વિભૂતિયોની સાથે વેરભાવ રાખે છે. અસુર, દેવોનો નાશ ચાહે છે, પણ સુર અસુરના કલ્યાણની ચાહના રાખે છે. જ્યારે આસુરોનું બળ વધી જાય છે, ત્યારે તેમને શાંત કરવાને સારૂ પ્રભુ અવતાર ધારણ કરે છે. અધર્મની સાથે પ્રભુને એવો તો વિરોધ છે કે જેવો પ્રકાશનો અંધકારની સાથે.

પ્રભુની સૃષ્ટિ સારી અને ખોટી બંને પ્રકારની છે એક ઉપાદેય છે અને બીજી હેય છે. અગર એમ સમજવું જોઇએ કે, એકનું મહત્વ વધારવાને સારૂ બીજીનું નિર્માણ થયેલું છે. સૃષ્ટિ ત્રિગુણાત્મિકા છે, તે બધી સારી ન હોઈ શકે, તે જ પ્રમાણે ખોટી પણ કહી શકાતી નથી, એ માયિક કાર્ય છે, તેમાં સમતા હોઈ શકે નહીં. હા, વિષમતા પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થાય છે. સૃષ્ટિની મર્યાદાની રક્ષાને અર્થે અવતાર થાય છે.'

આ વ્યાખ્યાન પછી બે ત્રણ દિવસે સ્વામીજીનું નાગપુર જવાનું થયુ, ત્યાં એકમાસ સુધી ગીતાનો ઉપદેશ ચાલ્યો. ભકતોએ ગીતામંદિરને સારૂ સહાયતા કરી. માધવભાઈ શેઠે અમદાવાદ તથા વડોદરાના ગીતામંદિરોના પ્રત્યેક ખંડ તથા હૉલના પ્રમાણે બિછાનાં બનાવી પ્રદાન કર્યાં. રાયબહાદુર લાલા જયનારાયણ ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ, મનજીભાઈ દાના, જયશંકરભાઈ, વિઠ્ઠલદાસ, નન્દલાલ, સોહનલાલજી તથા ઉપાસરાવ આદિ નાગપુર નિવાસી સજ્જન ભકતોએ સ્વામીજીને કહ્યું—ગુજરાતમાં લોક ગીતામન્દિરના નિર્માણ કાર્યમાં સહાયતા આપે છે, તેથી અમો પ્રયાગકુંભના મેળાનું ખર્ચ આદિ અહીંથી તૈયાર કરી ત્યાં મોકલવાની અમારી ઇચ્છા છે.' સ્વામીજીએ એ લોકોનું માગણું કથામાં સંભળાવી દીધું. ત્યાંથી હજારો મણ અનાજ, વાસણ, વસ્ત્ર, રૂપિયા એકત્ર

કરીને શ્રીમહાનિર્વાણી અખાડા, પ્રયાગમાં એ બધી વસ્તુઓ મોકલી દીધી અને પત્રથી સૂચના આપી કે—'જ્યારે સ્વામીજી કુંભના અવસર ઉપર ત્યાં આવે ત્યારે સર્વ સામાન તેમને સોંપી દેવો.' તે જ પ્રમાણે બધી વ્યવસ્થા થઈ.

અહીં સ્વામીજીએ ગીતાપ્રતિયોગિતા ( ગીતાપરીક્ષા ) માં છોકરા-છોકરિયો તથા મોટાને પણ યથાયોગ્ય સોના ચાંદીના બિલ્લા, કપ, વસ્ત્ર તથા રૂપિયા ઇનામમાં આપ્યાં. નાની ઉમરના જે ગીતાની પ્રથમ શ્રેણીમાં આવતા તેમના ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવતું હતું.

## સ્વામીજીને જ્યોતિર્મઠના શંકરાચાર્ય બનાવવાને સારૂ એક અનુરોધપત્ર






ગપુરના આ ઉપદેશ પ્રસંગમાં સ્વામીજીને એક મહત્ત્વપૂર્ણ ધર્માચાર્યસ્થાન, જ્યોતિર્મઠ ( બદ્રીનારાયણધામ ) ના શંકરાચાર્યની ગાદી ઉપર અભિષિક્ત કરવાને સારૂ, સનાતનધર્મિયોની પ્રસિદ્ધ અખિલભારતીય સંસ્થા 'શ્રી ભારતધર્મ મહામંડળ કાશી' તરફથી એક અનુરોધપૂર્ણ પત્ર સ્વામીજીના ઉપર આવેલો હતો. જેની નકલ નીચે આપવામાં આવે છે—

શ્રી ૧૦૮ સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ

સીતાબર્ડી, નાગપુર સી૦ પી૦

ॐ નમોનારાયણ.

ઘણેભાગે આપ મને ભૂલી તો નહીં જ ગયા હો. જે દિવસથી આપ કાશીમાં આપણા શ્રી ભારતધર્મ મહામંડળમાં રહેતા હતા, ત્યારથી જ આપના તરફ મારી પ્રેમની લાગણીની શરૂઆત થયેલી છે. આપના ભવિષ્યના સંબંધમાં હું તે વખતે ધારતો હતો તેના કરતાં પણ આપ આજ આગળ વધી ગયા છો. આપની જેવી યોગ્યતા છે તેવી જ આપના પદ ગૌરવની માર્યાદા વધારવાના સંબંધમાં બરાબર ધ્યાન રાખતો આવ્યો છું. હવે હું મારી શુભેચ્છાને કાર્યરૂપમાં પરિણત જોવાની ઇચ્છા રાખું છું.

સંન્યાસી મહાત્માઓમાં સર્વથી મોટું પદ શંકરાચાર્યોનું છે. આપે સર્વ અભ્યુદય પ્રાપ્ત કરી લીધો છે. હવે આપ જો શ્રી શંકરાચાર્યના પદ ઉપર અધિ-

ષ્ઠિત થઈ જાઓ તો આપના સુહૃદોની ઇચ્છા પૂરી થાય. આપ જાણતા જ હશો કે શ્રી શંકરાચાર્યની ચાર ગાદિયોમાંની શ્રી જ્યોતિર્મઠની ગાદી ખાલી છે બાકીના ત્રણ શંકરાચાર્યજી મહારાજોએ, એ જ્યોતિર્મઠની ગાદીનો ઉદ્ધાર કરવાનો ભાર શ્રી ભારતધર્મ મહામંડળને સોંપેલો હતો તેથી તેણે ગવર્નમેન્ટની મદદથી જ્યોતિર્મઠની પ્રાચીન જમીન તથા મઠ આદિ સ્થાનો ખરીદી લીધેલાં છે.

અગર જો આપની ઇચ્છા હશે તો, હું મહામંડળને કહીને એ સર્વ આપને નામે ચઢાવી દેવાની ધારણા રાખું છું. મહામંડળ જો આપને શંકરાચાર્યના રૂપમાં માનશે—પસંદ કરશે તો તેમાં સર્વ શંકરાચાર્યો સંમત થશે જ. હા, આપને કેવળ દંડ ગ્રહણ કરીને ગાદી ઉપર બેસવું પડશે. આ વિષયમાં જો આપની અનુકૂળ સંમતિ આપ મોકલશો તો હું સર્વ પ્રબંધ કરીશ.

શ્રી ભારતધર્મ મહામંડળનો પહેલો દેવાસુર સંગ્રામ પૂરો થયા પછી પ્રયાગમાં એક મોટું મહાધિવેશન થયું હતું. તે પૂરું થયા પછી કાશીમાં એક મહાધિવેશન થયું હતું. જેમાં અગિયાર દિવસ સુધી અગિયાર નરપતિ સભાપતિ થયેલા હતા. હવે ત્રીજો દેવાસુર સંગ્રામ પૂરો થવા આવ્યો છે, હવેની વખતે કાશીમાં જે મહાધિવેશન કરવાનો મહામંડળનો વિચાર છે તેના સંબંધનું હિન્દી અનુષ્ઠાન પત્રનું પ્રુફ હું આ પત્ર સાથે મોકલું છું. આ મહાધિવેશનમાં પહેલે દિવસે બ્રાહ્મણ મહારાજાધિરાજ દરભંગા સભાપતિ થશે. બીજે દિવસે ક્ષત્રિય મહારાજ દેવાસ સભાપતિ થશે તથા ત્રીજે દિવસે વૈશ્ય કુળભૂષણ શેઠ રામકૃષ્ણ ડાલમિયાંજી સભાપતિ થશે. આ મહાધિવેશનમાં આપનું શુભાગમન ઘણું જરૂરી છે. જો આપ મારી ઇચ્છાને પૂર્ણ કરશો તો આ જ ઐતિહાસિક મહાધિવેશનમાં આપની શ્રી શંકરાચાર્ય પદ ઉપર ઉચિત સન્માન સાથે ઘોષણા કરવામાં આવશે. ॥

મને તો પૂરી આશા છે કે, ભારતવર્ષમાં એવો કોઈ નહીં હોય કે જે આપના આ અભ્યુદયના પદને પસંદ ન કરે. સર્વ મંડળેશ્વર તથા મહંત મહાત્માઓ પણ તેનાથી પ્રસન્ન થશે. ॥ ।

આપનો શુભચિંતક, તથા અનુગત—

જગતગંજ, બનારસ. **ધૂમાવતીપ્રસાદ પાંડેય**

૭ ૨-૪૧ પ્રચારમંત્રી, શ્રી ભારતધર્મમહામંડળ

સ્વામીજીએ ધન્યવાદપૂર્વક, એવો તેમણે દ્વારકાપીઠના શંકરાચાર્ય પદ



भक्तमंडल के साथ, खंभात। * ભક્તમંડલની સાથે, ખંભાત.

ઉપરના સ્થાપનોત્સુકોને અસ્વીકારાત્મક જવાબ આપેલો હતો તેવો જ મંત્રી મહોદયને મોકલી દીધો. તે પછી સ્વામીજી અહીંથી શેઠ બાળકૃષ્ણ નથાનીના આગ્રહથી રાયપુર ગયા. ત્યાં કથા સમયે શેઠે ગીતામંદિરને સારૂ એક ઘણો મોટો ઘંટ બનાવડાવીને આપવાની ઇચ્છા પ્રગટ કરી. નેપાળ દેશથી બનાવરાવીને લાવવામાં આવેલો, ગુજરાત પ્રાંતમાં સર્વથી મોટોએ ઘંટ હાલ અમદાવાદ ગીતામંદિરના દરવાજા ઉપર ટાંગેલો છે.

રાયપુરથી રાજનાદ ગામના ભક્તોના આગ્રહથી મોટરમાં જઇને સ્વામીજીએ ૨૮-૩-૪૧ ના રોજ ત્યાં વ્યાખ્યાન કર્યું

# ખંભાત તથા પેટલાદનો પ્રવાસ.




થી ભક્તોની વિદાય લઇને અમદાવાદ તથા વડોદરામાં બનતાં મન્દિરોને જોઇને મહંત શ્રી જયરામદાસજી, શેઠ પ્રાણુલાલજી વખારિયા તથા દરબાર જયતિલાલના આગ્રહથી તા. ૧૩-૫-૪૧ ના રોજ સ્વામીજી ખંભાત પધાર્યા. ત્યાં પંદર દિવસ કથા થઈ અને ભક્તોએ શ્રદ્ધા પૂર્વક ગીતા મંદિરને સારૂ સહાયતા આપી.

અહીં દાતાર શેઠ રમણલાલ પેટલાદ વાળાએ સ્વામીજીને આગ્રહ સહ વિનંતી કરી કે—'આપને પેટલાદ આવે આઠ નવ વર્ષ થઈ ગયાં છે. આ વખતે અમો આપને પેટલાદમાં રોકયા વગર જવાદેવાના નથી. તેથી સ્વામીજી પેટલાદ ગયા અને ત્યાં પંદર દિવસ કથા કરી. જનતાની અત્યંત ભીડ થવાથી ત્રણ જગોએથી કથાના સ્થાન બદલવાં પડયાં. છેવટે શેઠના કારખાનામાં કથા કરવી પડી. પૂર્ણાહુતિને દિવસે સહ કુટુંબ શેઠે સ્વામીજીની પૂજા આરતિ કરી, પછી પૂરી કથાની ફીલ્મ ઉતરાવવામાં આવી.

એક દિવસ વડોદરાના માજીદિવાન, દિવાન બહાદુર મણિભાઈ જશભાઈના પૌત્ર, કચ્છદેશના ચીફ જસ્ટિસ શ્રી યશશ્ચંદ્ર મોતીભાઈ મહેતા, જેઓ સ્વામીજીને ગુરૂભાવથી પૂજ્ય માને છે ( તે સમયે તેઓ પેટલાદમાં હતા )

તેઓ મંડળી સહિત સ્વામીજીને પોતાને ઘેર લઈ ગયા, અને ઘણી શ્રદ્ધાપૂર્વક સ્વામીજીની પૂજા સત્કાર કરી કહ્યું—'આપ જેવા મહાપુરૂષોથી અમારા દેશ તથા જાતિની ઉન્નતિ અને ઉદ્ધાર થશે. અમે પહેલ વહેલી આપની કથા વડોદરામાં સાંભળી હતી. તેનાથી મારા હૃદયમાં અંગ્રેજી શિક્ષા જન્ય, આપણી હિન્દુ સંસ્કૃતિ પ્રતિ જેટલી તરેહની કુતર્ક ભાવના ભરેલી હતી, તે સર્વ છિન્ન ભિન્ન થઈ ગઈ. હું આપને સાનુરોધ આમંત્રણ આપું છું કે—'આપ કચ્છ-દેશમાં જરૂર પધારીને દર્શન આપો' સ્વામીજીએ 'જેવી પ્રભુની ઇચ્છા' કહીને વિદાય લીધી.

ત્યાંથી સ્વામીજી એ અમદાવાદ આવીને પ્રાંતીય કૉંગ્રેસ કમીટીના કાર્ય કરતા માસ્તર દિવાન આદિ વ્યક્તિઓના કહેવાથી સાબરમતી તટ નિવાસી જે ગ્રામ્ય જનતાનાં ઝુંપડાં રેલમાં તણાઈ ગએલાં હતાં, તેમને અન્ન વસ્ત્ર આદિની સહાયતાને સારૂ કથામાં કહેવાથી આવેલા રૂપિયાની સહાયતા કૉંગ્રેસ સમિતિમાં મોકલી દીધી. પછી પણ થોડી મદદ આપી હતી. (સ દેશ ૧૭-૮-૪૧)

## મહામંડલેશ્વર સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજનો કૈલાસવાસ



જે સમયે બનતા ગીતામંદિરમાં સ્વામીજી કથા કરતા હતા, તે સમયે સ્વામી જયેન્દ્રપુરી મહારાજ મહામંડળેશ્વરનું વેદાંત ઉપર સર્વોત્તમ પ્રવચન એલિસ બ્રિજ સંન્યાસિ આશ્રમમાં ચાલતું હતું. થોડા દિવસ પછી તેમની બીમારીની ખબર સાંભળી સ્વામીજી તેમને મલવા ગયા, કેટલીક વાત ચીત થઈ. તેના આઠ દિવસ પછી તેમનો કૈલાસવાસ થયો. જનતાએ 'મંગળ-દાસ ટાઉન હોલ' માં તેમની શોક સભા કરી. તેમાં સ્વામીજીએ તેમના સંબંધમાં જે શોકોદ્‌ગાર પ્રગટ કરેલા હતા તે નીચે પ્રમાણે છે—

'માત્ર સંન્યાસી જ નહી, પણ સમસ્ત સાધુ સમાજમાં તેઓ વેદાંતના માર્તંડ ( સૂર્ય ) હતા. મહાત્માઓમાં તેમની ઘણી માન પ્રતિષ્ઠા હતી તેમણે

૫૦ ૫૦ બ્રહ્મલીન મહામંડલેશ્વર સ્વામી શ્રી ગોવિંદાનન્દજી મહારાજ દ્વારા સ્થાપિત સંન્યાસી સંસ્કૃત પાઠશાળાને કાશીની મોટી પાઠશાળાઓમાં પરિગણિત કરી દીધી છે. જેનાથી આજ અનેક સંન્યાસી તથા બ્રાહ્મણ વિદ્યાર્થી વેદ વેદાંગાદિ ષટ્શાસ્ત્રોના અધ્યયનનો લાભ લઈ રહેલા છે. તેમના ઉદ્યોગથી અમદાવાદમાં કાશી વિશ્વનાથ સંસ્કૃત વિદ્યાલય સ્થાપિત થએલું છે. તેમ જ તેમણે આ નગરમાં સંન્યાસિ આશ્રમ બનાવેલો છે. તેમણે ઘણા લોકોને વેદાંત ભણાવીને પંડિત બનાવી દીધેલા છે. જનતા તથા સાધુ સમાજ તેમના ઉપકારને કદી પણ ભૂલી શકે તેમ નથી, તેમના સ્થાનની કોઇ યોગ્ય વ્યક્તિ દ્વારા શીઘ્ર પૂર્તિ થાઓ' એવી પ્રભુની પ્રાર્થના કરીને સભાવિસર્જિત થઈ. (સંદેશ ૨૭-૭-૪૧)

સ્વામીજીએ અમદાવાદથી મુંબાઇ જઇને ચિનાઇ શેઠ તથા છગનલાલ નાગરદાસના પ્રબંધથી માધવબાગમાં કથા શરૂ કરી. હજારો નરનારિયોની ઘણી ભીડ થયા કરતી હતી. તેના સંબંધમાં 'વન્દેમાતરમ્' પત્રમાં જે વિવરણ છપાએલું હતું તેનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે:—

'ગીતામાર્તંડ સ્વામી શ્રી વિદ્યાનન્દજીનું મુંબઈમાં આગમન થએલું છે. નગરનાં ભક્તિમાન, સ્ત્રી પુરૂષોને જ નહી, પણ નવયુગના વિચારોમાં રચ્યાપચ્યા તથા જડવાદના સમર્થકોને પણ બુદ્ધિ યુક્ત દલીલોથી ધર્મપ્રેમી બનાવવાનુ અજબ બળ સ્વામી શ્રી વિદ્યાનંદજીના વાણી પ્રવાહમાં છે. પ્રખર વ્યક્તિત્વયુક્ત તથા તેથી પણ વધીને આકર્ષક ત્યાગી જીવનના તેજ પ્રભાવથી મસ્ત સ્વામીજીના વાણી પ્રવાહને ઝીલવો એ જીવનનો એક અનોખો આનંદ છે.

મુંબઈ, અમદાવાદ, વડોદરા તથા ગુજરાત કાઠિયાવાડનાં અનેક નાનાં મોટાં સ્થળોમાં લાખો જનોનાં મસ્તક જેમના ચરણોમાં ભક્તિભાવપૂર્વક નમન કરે છે. તે સ્વામી શ્રી વિદ્યાનંદજીના ઉપદેશનો લાભ મુંબઇના વિદ્યાર્થી મંડળને તથા સ્ત્રી સમાજને લેવાની ખાસ જરૂર છે. ગીતાની વ્યાપક ભાવના નવા યુગનાં આન્દોલનોમાં કેવી રીતે સંગત થાય ? વર્તમાન જીવન અને સામાજિક વ્યવસ્થામાં ગીતાનો કેવી રીતે ઉપયોગ કરી શકાય ? એ વાત પોતે પોતાને નવયુગના પ્રતિનિધિ માનનારાઓ એ પણ સ્વામીજીની વાણીમાંથી ગ્રહણ કરી લેવાનુ આવશ્યક છે. ( વંદેમાતરમ્ મુંબઇ, સયાજીવિજય વડોદરા સપ્ટેંબર ૧૯૪૧ ).

# મુંબઇની ચોપાટી ઉપર સૂર્યગ્રહણમાં સ્વામીજીનું ગીતાપારાયણ.



એક દિવસ સ્વામીજીએ કથામાં કહ્યું—'આગામી તા૦ ૨૧-૯-૪૧ ના રોજ અમાવાસ્યાએ સૂર્યગ્રહણના અવસર ઉપર સમુદ્ર તટે ચોપાટી ઉપર હમે સંપૂર્ણ અઢાર અધ્યાયી ગીતાનુ સર્વભક્ત મંડળીને પારાયણ કરાવીશું—સર્વ સ્ત્રી પુરૂષો પોતપોતાની ગીતા લઇને બરાબર સમય ઉપર ત્યાં આવી જાય. ત્યાં ગ્રહણ વિષયક વ્યાખ્યાન પણ થશે. લાઉડસ્પીકરની વ્યવસ્થા કરવામાં આવેલી છે.' આ વિષયની સૂચના મુંબાઇના. 'જન્મભૂમિ' ( ૧૦-૯-૪૧ ) તથા 'હિંદુસ્તાન પ્રજા મિત્ર ( ૨૧-૯-૪૧ ) પત્રોમાં છપાવેલી હતી.

બીજે દિવસે ગ્રહણના અર્ધા કલાક પહેલાંજ લગભગ પચાસ હજારની મેદની સમુદ્રતટવર્તી રેતીમાં જમા થઇ ગએલી હતી. ત્યાં પંદરમા અધ્યાયનું પારાયણ કરાવીને સ્વામીજીએ સર્વને સાવધાન કર્યા કે—'હવે ગ્રહણ લાગી રહ્યું છે, હું ગ્રહણના વિષયમાં કાંઈ કહેવાની ઇચ્છા રાખુ છું.' એટલું કહીને જે કાંઈ સ્વામીજીએ કહ્યું હતું તેનો ભાવ સંક્ષેપમાં આ પ્રમાણે છે—

> बहु फलं जपदानहुतादिके स्मृतिपुराणविदः प्रवदन्ति हि ।
> सदुपयोगिजने सचमत्कृतिर्ग्रहणमिन्द्विनयो: कथयाम्यहम् ॥

સ્મૃતિ તથા પુરાણને જાણનારા વિદ્વાનો એ ગ્રહણ ને સમયે જપ, દાન અને હવનનું અધિક ફલ કહેલું છે. તેથી જનોને ઉપયોગી થાય તે માટે ચમત્કાર સહિત સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણનું વર્ણન કરૂ છું. ગ્રહણ બે પ્રકારના થાય છે, સૂર્યગ્રહણ તથા. ચંદ્રગ્રહણ. 'ગ્રહણ' નો અર્થ, સ્વીકાર કરવો, લેવુ, પકડવુ એવો થાય છે. સૂર્યગ્રહણ એટલે સૂર્યને પકડવો. કોણ પકડે છે? રાહુ રાહુ શું કોઈ શરીરધારી ખગોળવર્તી ગ્રહ છે? કે પુરાણોમાં વર્ણિત સમુદ્રમથન પછી અમૃત વિતરણને સમયનો એ દૈત્ય છે? કે જેનુ માથુ શ્રી વિષ્ણુ દ્વારા કાપી નાખવામાં આવ્યુ હતુ અને રાહુકેતુ નામથી વિખ્યાત છે, તે છે? ના રાહુ એટલે અંધકાર, તેમાં આ વચન પ્રમાણ છે—

तमस्तु राहुः स्वर्भानुः सैंहिकेयो विधुन्तुदः । —अमरकोष

राहुः कुभामण्डलगः शशाङ्के शशाङ्कगश्छादयतीनविम्बम् ।
तमोमयः शम्भुवरप्रदानात् सर्वागमानामविरुद्धमेतत् ॥
—सिद्धान्तशिरोमणि

આ પ્રમાણોથી રાહુ એટલે અંધકાર જ સિદ્ધ થાય છે. સૂર્ય, પૃથ્વી અને ચંદ્રમાના પરિક્રમણ વશ સૂર્યગ્રહણ તેમ જ ચંદ્રગ્રહણ થાય છે પ્રખર તેજોમય પિંડ સૂર્ય આકાશમાં સ્થિત છે, પૃથ્વી તેની પરિક્રમા કરે છે. તે પરિક્રમા માર્ગનું નામ ક્રાન્તિ વૃત્ત છે.

પાશ્ચાત્ય મતાનુસાર પૃથ્વી અગર ભૂગોળ એક ગ્રહ છે, ચળપિંડ ચંદ્રમા પૃથ્વીનો ઉપગ્રહ છે. જે આકાશપિંડ કોઈ પણ ગ્રહની પરિક્રમા કરે છે તેને ઉપગ્રહ કહેવામાં આવે છે. જે પ્રકારે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે તેજ પ્રકારે ચંદ્રમા પૃથ્વીની આસપાસ ફરે છે.

જ્યારે ચંદ્રમા સૂર્યની બરાબર સામે હોય છે, અર્થાત્ ષડ્ભાન્તર અગર ૧૮૦ અંશને છેટે હોય છે ત્યારે સૂર્ય કિરણોનો ભૂગોળ-પૃથ્વીથી અવરોધ થાય છે અને તેની ( પૃથ્વી ) છાયાથી ચંદ્રબિંબ જેટલું આચ્છાદિત થાય છે ઢંકાઈ જાય તે જ ચંદ્રગ્રહણ છે.

ચંદ્રપિંડ ભૂમિપિંડથી નાનો છે તેથી ચંદ્રગ્રહણ બે પ્રકારનાં થાય છે. એક ખગ્રાસ અને બીજુ ખંડ ગ્રહણ. જ્યારે ચંદ્રમાનું સંપૂર્ણ બિંબ ભૂછાયાથી છવાઈ જાય છે ત્યારે ખગ્રાસ એટલે જે આકાશમાં પણ ગ્રસ્ત કરે, અર્થાત ચંદ્રબિંબથી અધિક આકાશના ભાગમાં અંધકાર ફેલાઈ જાય. ખંડ ચંદ્રગ્રહણ એટલે, તે ભૂછાયા કે જે ચંદ્રબિંબના થોડા ભાગને ગ્રસ્ત કરે, અંધકારથી ઢાંકી દે. ખગ્રાસને સર્વ ગ્રાસ પણ કહે છે.

અમાવાસ્યાને દિવસે જ્યારે ચંદ્રમા સૂર્યની સામે આવી જાય છે ત્યારે સૂર્ય અને ચંદ્ર વચ્ચેનું અંતર ઘણું જ થોડુ રહે છે. ત્યારે પૃથ્વી ઉપર બેઠેલા દ્રષ્ટા સંપૂર્ણ સૂર્યબિંબને દેખી શકતા નથી, એ દ્રશ્યને સૂર્યગ્રહણ કહે છે. તે પણ બે પ્રકારનાં હોય છે. પ્રથમ વલય સૂર્યગ્રહણ અથવા કંકણ સૂર્યગ્રહણ અને બીજુ ખંડ સૂર્યગ્રહણ ચંદ્રબિંબ રવિબિંબથીનાનુ છે તેથી જ્યાં રવિબિંબ કેન્દ્ર તથા ચંદ્રબિંબ કેન્દ્ર એકજ દ્રક્ સૂત્રમાં આવી જાય છે, ત્યારે વલય ગ્રહણ થાય છે, ખગ્રાસ સૂર્યગ્રહણ થતુ નથી. ખંડ સૂર્યગ્રહણ એટલે ચંદ્રબિંબથી રવિબિંબનું અંશતઃ ઢંકાઈ જવું.

छादको भास्करस्येन्दुरधस्थो घनवद् भवेत् ।
भूच्छायां प्राङ्मुखश्चन्द्रो विशत्यस्य भवेदसौ ॥

જે ઢાંકે છે તેને છાદક કહે છે અને જે ઢંકાય છે તેને છાદ્ય કહે છે. ચંદ્રગ્રહણમાં ચંદ્રબિંબ છાદ્ય છે અને ભૂછાયા છાદક છે. સૂર્યગ્રહણમાં રવિબિંબ છાદ્ય છે અને ચંદ્રબિંબ છાદક છે. ચંદ્રગ્રહણને સમયે ચંદ્રબિંબ પૃથ્વીના પડછાયામાં પેસે છે તે સમયને સ્પર્શ કાળ કહે છે, પૂર્ણ ઢંકાય છે તેને મધ્યકાળ, વચલો સમય—'मध्यमः पर्वविरामकाले' કહે છે.

ચંદ્રગ્રહણમાં પૂર્વ દિશામાં સ્પર્શ તથા પશ્ચિમ દિશામાં મોક્ષ થાય છે. સૂર્ય ગ્રહણમાં તેનાથી વિપરીત થાય છે, અસ્તુ,

હવે એ પણ જોવું જોઇએ કે ગ્રહણનું પર્વ ધાર્મિક ભાવનાઓને કેટલું ઉપકારી છે ? ગ્રહણની અસર જગન્મંડળના સર્વ દેશ, કાળ તથા પાત્રો ઉપર ઘણી અદ્‌ભુત પડે છે, તેમનામાં એક અપૂર્વ મહીમા આવે છે. એજ ક્રમથી ધાર્મિક કાર્યોનાં મહત્વ પણ, એ સમયમાં અનેક ઘણાં વધે છે. એ વિષયમાં શાસ્ત્રોનું કથન છે કે—

सर्वं भूमिमयं दानं सर्वे व्याससमा द्विजाः ।
सर्वं गङ्गासमं तोयं ग्रहणे नात्र संशयः ॥
सतीर्थेऽर्कविधुग्रासे तन्तुदामनपर्वणोः ।
मन्त्रदीक्षां प्रकुर्वाणो मासर्क्षादीन् न शोधयेत् ॥

ગ્રહણને સમયે હરેક વસ્તુનું દાન ભૂમિદાનની બરાબર છે, હરેક બ્રાહ્મણ વ્યાસ ઋષિના જેવો તથા હરેક જળાશય ગંગા તુલ્ય થઇ જાય છે, એમાં સંશય નથી. તીર્થ સ્થાનમાં સૂર્ય ચંદ્રગ્રહણ ચૈત્રશુકલ ચતુર્દશી તથા શ્રાવણી પૂર્ણિમાના પર્વ ઉપર મંત્ર દીક્ષા લેવાનું ઘણું મહત્વ છે, તે સમયે માસ, તિથિ, કે નક્ષત્ર શોધવાની કાંઈ જરૂર નથી. તેના સિવાય મંત્ર સિદ્ધિને સારૂ ગ્રહણ વેળામાં જપ, હવન, પૂજા તથા મોક્ષ પછી બ્રહ્મભોજન કરાવવાનું પણ વિધાન છે. ગ્રહણના આ અલભ્ય લાભથી સર્વેએ પોતાનું હિત સાધન કરવું જોઇએ.'

આ પ્રમાણે વ્યાખ્યાન સમાપ્ત કરીને સ્વામીજીએ સર્વને કહ્યુ કે—'હવે ગીતાના અઢાર અધ્યાયોમાંથી નવ અધ્યાય પુરૂષોને તથા નવ અધ્યાય સ્ત્રિયોને બોલવાની તક આપવામાં આવશે.' સ્વામીજીએ અહીં એવો ક્રમ રાખેલો હતો કે, પહેલા અધ્યાયનો પ્રત્યેક શ્લોક ઉભો થઇને પ્રથમ પુરૂષ બોલે, પછી તે જ

શ્લોકનુ સર્વ સ્ત્રી પુરૂષ સાથે ઉચ્ચારણુ કરે. એ પ્રમાણે જ્યારે એક અધ્યાય સમાપ્ત થાય ત્યારે બીજા અધ્યાયનો પ્રત્યેક શ્લોક પ્રથમ સ્ત્રી બોલે પછી સર્વ સ્ત્રી પુરૂષો સાથે તેજ શ્લોકને ઝીલે. પછી ત્રીજા અધ્યાયને પુરૂષ તથા ચોથા અધ્યાયને સ્ત્રી, એ પ્રમાણે નવ અધ્યાય પુરૂષને તથા નવ અધ્યાય સ્ત્રીને બોલવાની તક આપવામાં આવેલી હતી,

આ પારાયણમાં અસંખ્ય સ્ત્રી પુરૂષોએ ભાગ લીધો હતો. તેનું પુરૂં વિવરણુ તા૦ ૨૩—૯—૪૧ ના 'ભારત સમાચાર' પત્રમાં છપાયું હતું, તે જ પ્રમાણે મુંબઈ સમાચાર, વન્દેમાતરમ, જન્મભૂમિ આદિ પત્રોમાં પણ રિપોર્ટ અને દૃશ્યો પ્રકાશિત થએલાં હતાં.

## ખટાઉ સેઠના બંગલા ઉપર સ્વામીજીનો ઉપદેશ.






રે મુંબઈમાં સ્વામીજી કથા કરતા હતા, તે વખતે ત્યાના ધનાઢ્ય ગૃહસ્થ શેઠ ધર્મસીભાઈ મૂલરાજ ખટાઉના મેનેજર લાલદાસભાઈ સ્વામીજીને નિમંત્રણ આપીને શેઠને વાલ્કેશ્વરને બંગલે લઈ ગયા. ત્યાં શેઠ ધર્મસીભાઈ તથા ચંદ્રકાંતભાઈ આદિ ચારે ભાઈયો તથા કુંટુંબના સર્વ લોકોએ સ્વામીજીની વિધિવત્ પૂજા કરી. તે પછી સ્વામીજી મહારાજે તેમને નિમ્નલિખિત ઉપદેશ આપેલો હતો—

'શેઠજી! આપના ઉપર પ્રભુ પ્રસન્ન છે. તેમણે આપને જેવી રીતે લક્ષ્મીથી ભરપૂર કર્યાં છે તથા કૌટુંબિક જીવનથી સુખી બનાવ્યા છે, તે જ પ્રમાણે પરમાત્માએ આપને ધાર્મિકતા પણ પ્રદાન કરેલી છે. હવે આપ 'ગીતાધર્મ' ની સેવા કરો. તેનાથી જીવન અશાંત થશે નહી,

આપ ગરીબોની સહાયતા કર્યા કરો, ધનનો સર્વથી મોટો સદ્ ઉપયોગ દુઃખિતોની મુસીબતો ટાળવાનો છે, 'धनाद्धर्मं ततः सुखम्' એ કથન સર્વાંગે સત્ય છે. ખરેખર ધન કમાવુ એ બુદ્ધિમતાનુ કામ છે, પરંતુ તેનો ઉચિત રીતે વ્યય કરવો એ તેનાથી પણ વધારે બુદ્ધિમાનીનું કામ છે.

સ્વામીજી મહારાજના મોટા મોટા ધનાઢ્ય શિષ્ય સેવકો છે, અને તેમની ગીતા કથા શ્રવણુ કરવાનો લાભ, અનેક રાજા મહારાજા, શેઠ શાહુકાર, જમી-

નદાર વ્યાપારી તથા ભણેલા ગણેલા સુશિક્ષિત ઉઠાવ્યા કરે છે. સ્વામીજી સર્વને ધર્મનો ઉપદેશ આપી ગીતા પ્રેમી બનાવે છે. હમારી હાજરીમાં એક દિવસ મુંબઈના શેઠ કલ્યાણજી માવજી, શેઠ ખટાઉભાઈ માવજી, શેઠ લાલદાસજી, શેઠ મનોહરદાસજી, શેઠ ચિમનલાલજી, શેઠ દલપતભાઈ, શેઠ ઈશ્વરભાઈ, શેઠ-કાનજીભાઈ સિદ્ધાનગરવાળા, શેઠ હીરાલાલ મોલીસીટર, શેઠ છગનલાલભાઈ, શ્રી છોટાલાલ ઇન્કમટેક્સ ઑફીસર, શેઠ કિશનદાસજી શેઠ ગોવર્ધનદાસજી, શેઠ-જીવણલાલ ચિનાઈ, સૌ૦ કકુબ્હેન, સૌ. લીલાવતી બહેન, સૌ. લક્ષ્મી બહેન, કુમારી સુશીલાબહેન સોલીસીટર, સૌ. સરસ્વતી બહેન, સૌ. આરમણી બહેન આદિ કેટલાક શેઠિયાઓ તથા મહિલાઓની ઉપસ્થિતિમાં, જેઓ સ્વામીજીનાં દર્શન કરવા તેમના સ્થાન ઉપર આવેલાં હતાં તેમને સ્વામીજીએ ઉપદેશના રૂપમાં કહ્યું હતું કે—

'આપ લોક ધનવાન છો, ધનની અધિષ્ઠાત્રી દેવતા લક્ષ્મી છે. લક્ષ્મીના કૃપાપાત્ર તેઓજ હોય છે કે જેના ઉપર પ્રભુની કૃપા થાય છે. પ્રભુ તેના ઉપર પ્રસન્ન થાય છે કે જે ગરીબો ઉપર દયા રાખે છે. આપ લોક દીનજનોના પ્રતિપાલનમાં અગ્રેસર થાઓ. સર્વ કામ કરતાં મિતવ્યયિતા ઉપર અવશ્ય ધ્યાન રાખ્યા કરો. 'કંજુસાઈ' અને 'મિતવ્યયિતા' એકજ વાત નથી. 'મિતવ્ય-યિતા' ધનનો અપવ્યય કરતાં રોકે છે. 'કંજુસાઈ' સદ્‌વ્યય અને અપવ્યય બનેને રોકે છે. કૃપણતાને સારૂ પૈસા પ્રાણાધાર છે, પણ મિતવ્યયીના હાથનો મેલ છે. મિતવ્યયી ફોગટનો અધિક વ્યય નથી કરતો, પણ વખત આવે તેનો સદુપયોગ કરે છે. તેનુ એક દૃષ્ટાંત છે, સાંભળો—

'એક કરોડપતિ શેઠ હતા, તેમની પાસે બે મહિલાઓ કોઈ ઉપકારી કાર્યને સારૂ મદદ માગવા ગઈ. શેઠ કાંઈ લખતા હતા. તેમની પાસે બે દિવા બળતા હતા. જ્યારે એ મહિલાઓ તેમની સાથે વાતો કરવા લાગી ત્યારે શેઠે એક દિવો હોલવી નાખ્યો. તે દેખીને બને સ્ત્રિયો મનમાં નિરાશ થઈ ગઈ. તેમને લાગ્યુ કે—જે આદમી એક દિવાનું ખર્ચ પણ સહન નથી કરી શકતો, તે અમને શું આપવાનો છે? જરા જેટલા વખતમાં કેટલું તેલ બળી જાત?

જ્યારે મહિલાઓ એ તેમની પાસે યાચના કરી ત્યારે તેમણે તત્કાળ પાંચસો રૂપિયા કહાડીને તેમને આપ્યા. સ્ત્રિયો તે જોઇને ઘણું આશ્ચર્ય પામી અને તેમણે શેઠને કહ્યું—'અમને આશા નહોતી કે, દિવાનુ ખર્ચ સહન ન કરનાર વ્યક્તિ આટલા ઉદાર હોઈ શકે.' શેઠે કહ્યું—'બહેનો 'મિતવ્યયિતા' ને

લીધે હું આટલુ ધન ઉપાર્જન કરીને સત્કાર્યોમાં તેનો વ્યય કરી શકુ છું. વાત કરવાને સારૂ એક દિવો બસ હતો.'

આ વાત લખીને અમારો એ બતાવવાનો અભિપ્રાય છે કે, સ્વામીજીના ઉપદેશ કેટલા સરળ, સરસ તથા વ્યાવહારિક હોય છે.—

## મુંબાઈમાં સ્ત્રિયોને સ્વામીજીનો ખાસ ઉપદેશ







ન્તાક્રુઝ-સંતકુંજમાં એક 'હિંદુ સ્ત્રી મંડળ નામની સંસ્થા છે. તેમાં હિંદુજાતિની વિવિધ પ્રકારના વિચારો વાળી સ્ત્રિયો એકત્ર થઈ સ્ત્રી જાતિની ઉન્નતિ ઉપર વિચાર કરે છે. એલોકોના આમંત્રણથી ત્યાં જઇને 'ગુરૂવાર ગીતામહિલા મંડળ' તથા હિંદુ સ્ત્રી મંડળના સમૂહમાં સ્વામીજીએ શાંતાક્રુઝના એક મકાનમાં જે ઉપદેશ આપેલો હતો તેનો સારાંશ નીચે પ્રમાણે છે—

આર્ય મહિલાઓ ! સ્ત્રિયોને અબળા કહેવામાં આવે છે. કોણ કહે છે કે સ્ત્રિયો અબળા છે ? સમસ્ત સંસારમાં જ્યારે પ્રેમી અને પ્રેમ દેવતાના સંબંધનું ઉદાહરણ કોઇ આપે છે ત્યારે સર્વોત્કૃષ્ટ ઉપમા 'પતંગ અને દીપક' ની આપવામાં આવે છે. તેમાં એ તો પ્રગટ સત્ય છે કે, દીપકમાં જ્યાં સુધી જ્યોત હોય છે ત્યાં સુધી જ પતંગિયું દીવાથી આકર્ષિત થાય છે—પ્રભાવિત થાય છે—પરંતુ વિશ્વમાં આર્યાવર્તની જ એક એવી સ્ત્રિયો છે કે જેમણે હોલવાએલા દીવા ઉપર-મૃતપતિનીચિતાઓ ઉપર—એક નહી પણ હજારોએ એક સાથે જ આહુતિ આપી દીધી. એવી અજોડ શક્તિ ક્યાંથી મળી શકે તેમ છે ?

તમે તમારી સમાજને દુર્બળ માનવાની ભાવનાનો પરિત્યાગ કરી દો હિંદુ જાતિના એક આવશ્યક અંગનું દુર્બળ હોવુ એ તેના દુર્ભાગ્યની પરાકાષ્ઠા છે. કમજોરી યા તો નષ્ટ થઈ જશે નહી તો તેને નષ્ટ કરી દેવામાં આવશે.

બહેનો ! જ્યારે તમો તમારા સ્વરૂપને ઓળખશો, ત્યારે તમને જણાશે કે તમારામાં ઘણી શકિત છે. તે સમયે તમારો રસ્તો રોકવાની કોઈની હિંમત-જ નહી ચાલે. ભગીરથ, શિવિ, દધીચિ, હરિશ્ચન્દ્ર, રામ, કૃષ્ણ અર્જુન, બુદ્ધ, મહાવીર, શંકર, ગોવિંદ, તિલક, વિવેકાનંદ તથા દયાનંદાદિ વિભૂતિયોમાં જે સત્ત્વ હતું, ઓજસ હતું, ચમત્કાર હતો તે તમારી શિક્ષાનો જ પ્રભાવ હતો.

તમે જગતમાં સૌંદર્ય, પુરૂષોમાં ઉત્સાહ, બાળકોમાં દેવત્વ, તથા સ્ત્રિયોમાં અમૃતત્વ સંપાદન કરવાની શક્તિ રાખો છો. ઘર એ એક મહાવિદ્યાલય અગર કારખાનું છે, જ્યાં મનુષ્ય તૈયાર કરવામાં આવે છે, તમે લોક એ મહાવિદ્યાલયનાં આચાર્ય છો. ઘરમાં રહીને તમે જે કામ કરી શકો છો તે જહાજના સુકાન, ઘોડાની લગામ, વજીરોનાં કલમદાન, રાજ્યના શાસન દંડ તથા કારખાનાના ઓજારોથી થઈ શકતાં નથી. મનુષ્યતાના નાતાથી એ સર્વ કામ કરવાનું તમારામાં સામર્થ્ય છે, બુદ્ધિ છે.

તમારે તુચ્છ પુસ્તકો અગર કવિતાઓ લખીને એટલા ખુશી ન થવું જોઇએ કે જેટલા અનેક કાળિદાસ, ભવભૂતિ, તુળસી, સૂર પ્રભૃતિને ઉત્પન્ન કરીને. આ કામો કરવાનું સામર્થ્ય પ્રભુએ તમને જ આપ્યું છે. તેમાં સર્વ કામ પ્રભુની સેવા સમજીને કરો, ભર્તૃ હરિએ કહ્યું છે કે—'सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः' તમે ઘરમાં અગર બહાર જે કામ કરો તેને પ્રભુ પ્રિત્યર્થે કરો. ગીતામાં 'यत्करोषि यदश्नासि' એ વચનમાં ભગવાને સર્વ કર્મ પ્રભુને અર્પણ કરવાની આજ્ઞા કરેલી છે. તથા એમ પણ કહેલું છે કે—'મને અગર વિશ્વને પોતાનાં કામો અર્પણ કરનારાઓને તે કામોનો બદલો હું 'योगक्षेमं वहाम्यहम्' ના રૂપમાં આપીશ. 'वासुदेवः सर्वमिति' પરમાત્મા સર્વત્ર છે, તમે સર્વ જગોએ તેનુ જ રૂપ દેખો, તેને માનીને પૂજો.

તમે પ્રેમની મૂર્તિ છો, એ પ્રેમ જ જગતનું જીવન છે, જીવ અને ઈશ્વરને જોડવાની કડી પ્રેમ જ છે. સંસારમાં રત્નોની ખાણો નષ્ટ થવાથી, સમુદ્રના સુકાઇ જવાથી, આકાશના નીચે પડવાથી, ચંદ્ર તારાના સ્થાન ભ્રષ્ટ થવાથી પૃથ્વીના ફાટવાથી, વનસ્પતિ બળીજવાથી, સર્વ પ્રાકૃતિક વ્યવસ્થાઓ ઉપર નીચે થઈ જવાથી પણ જેટલી હાનિ થતી નથી તેટલી હાનિ સ્ત્રિયોની મર્યાદા તથા પ્રેમના ત્યાગથી થાય છે. સ્વભાવથી જ લોકસંગ્રહ ને ઉપયોગમાં લાવનાર પણ તમે જ છો.

તમારૂ કાર્યક્ષેત્ર સર્વત્ર છે, તમે સર્વ કામ કરી શકો તેમ છે. પરંતુ વિશેષ કરીને તમો સર્વને હું એ જ એક વાત ઉપર જોર દઇને કહેવાની ઇચ્છા રાખુ છુ કે—'તમે આર્યજાતિની જડને મજબૂત બનાવો, એ જડ અગર મૂળ છે બાળકો—બચ્ચાં. એ તમારાં વિદ્યાર્થી છે. તમો તેમનાં માસ્તર ગુરૂ છો અને ઘર તમારી સ્કૂલ છે. બહારની નિશાળોમાં શિક્ષણ ગમે તેટલુ ઉત્તમ હોય, પણ ચરિત્ર ગઠન તો ઘરમાં જ થાય છે. નાનાશા ઘરમાં પ્રેમને વધારતાંવધારતાં

તે બધા સંસારમાં ફેલાઈ શકે છે. એ પણ યાદ રાખો કે, દયાના ભાવ તથા પ્રેમ તત્વની શરૂઆત ઘરમાંથી જ થાય છે, પરંતુ ઘરમાં તેનો અંત થતો નથી, જે ઘર જાતીયતાની મૌલિકતાને બનાવે છે, તેના વ્યવસ્થાપક તમે છો, તો પછી તમારે એવી ફરિયાદ ન કરવી જોઇએ કે—'અમો સ્રિયો હોવાથી ઘરમાં નજરબંદ છીએ અને બોલવાની પણ મના છે, હમારા ઉપર ૧૪૪ મી કલમ લાગુ કરેલી છે.'

બહેનો ! રાષ્ટ્રના અભ્યુત્થાનની જીમ્મેદારી તમારા ઉપર છે, તેને તમારે નિભાવવી પડશે. તમારૂં કર્તવ્ય તમો જાતે જ બરાબર સમજો અને સ્થિર કરો પુરૂષો તમારા સંબંધમાં જે કાંઈ જાણે છે તે માત્ર કહેલી સાંભળેલી વાતો જ છે, તમારી દશાનો અનુભવ તો તમને પોતાને જ હોય છે. હવે સાંભળવાનો સમય નથી. ઘણુ સાંભળ્યુ, શિખ્યા છો હવે તો કરવાનો જમાનો છે. તેથી તમે હવે આગળની પેઢીને સચ્ચરિત્રના માલ ખજાનાથી ધનાઢ્ય બનાવી દો.

તમો ચાહે તે ભણો લખો પણ ભારતીયતા ઉપર સદાએ ધ્યાન રાખો અનુકરણ પ્રિય ન બનો, તે જ્યાં સુધી જાતીયતાને બાધક ન હોય ત્યાં સુધી જ ઠીક છે. ઉપનિષદોમાં સર્વ પ્રથમ 'मातृदेवो भव' લખ્યુ છે, તેમાં ઘણું રહસ્ય છે. તેવા આધાર ઉપર જ કોઇ એ કહ્યુ છે કે—'જો સમસ્ત સંસાર એક ત્રાજવામાં મુકવામાં આવે અને બીજામાં મારી માતા, તો તે જ નીચુ જશે.' તેનો ભાવ એ છે કે, જે માતાએ પુત્રનું જીવન અમૃતમય બનાવેલુ છે, જેણે જનનીની કૃપાથી દેવત્વ પ્રાપ્ત કરેલુ છે, તે માતૃ શક્તિ સર્વોપરિ વિરાજમાન તથા સર્વોત્તમોપમાયોગ્યા છે.

આજકાલ, સ્ત્રિયોમાં પુરૂષોનો સામે 'સમાનાધિકાર' માગવાનો એક ઝુંબેશ ચાલેલી છે, પણ તમારે સ્મરણમાં રાખવુ જોઇએ કે અધિકાર માગ્યા મળતા નથી, એ તો લેવાના છે. તમે યોગ્ય બનો, એ તમારી પાછળ દોડતા આવશે. તેમાં કોઈ આડે આવી શકવાનું નથી. પણ તમારૂં તો ક્ષેત્ર જ જુદુ છે, તેના ઉપર વળી કોઇનો અધિકાર કેવો ? હું માનુ છુ કે તમે દબાએલા છો, તમારા આગળ વધવામાં ઘણી ઘણી બાધાઓ ઉભી કરવામાં આવે છે, 'द्वारं किमेकं नरकस्य नारी,' 'નારિ સ્વભાવ સત્ય કવિ કહહીં, અવગુણ આઠ સદા ઉર રહહીં,' '.........નારી.........તાડન કી અધિકારી' આદિ ઘણાં વચનો તમારા સબંધમાં કહેવામાં આવેલાં છે પણ વાસ્તવિકમાં તમારા વિરૂદ્ધમા જે કાંઈ કહેવામાં આવ્યુ છે, તે સર્વ તમારી દુર્બળતાને

લીધે જ છે તેને દૂર કરવાનો યત્ન કરો. આ તમારા સર્વ યત્ન, જો તેનાથી ભારતીય સસ્કૃતિને હાનિ નહી પહોચતી હોય તો તે અનુમોદનીય તથા સમર્થનીય થશે સ્વચ્છદી બનીને લોકોની સામે પ્રદર્શન કરવાનુ કોઈ સજ્જન સમર્થન ન કરી શકે.

સાંભળો ! ઘરેણું ન પહેરો, વિદ્યાને ભૂષણ બનાવો, રગ બેરગી કપડાં પહેરીને સજાવટ કરવાની અપેક્ષા એ સદાચારના વર્ચસ્વથી શરીરને તેજસ્વી બનાવો. શરીરમાં લોહી જોઇએ, ચમક તો તેની જ છે, પછી કપડાં જાડા કે સાદા હોય તેનાથી શું ? ચદ્રમા કેટલો શ્રૃગાર કરે છે ? તોપણ તે કેવો ખૂબ સૂરત છે ?

હજી જરા ધ્યાનથી શ્રવણ કરો, એક કટાર સાથમા રાખ્યા કરો. એક ગજવામા ધારદાર છરી રાખો તથા બીજામાં ગીતા બેધડક ઘરની બહાર નિકળો. બાંધવોને ઘેર જાઓ આવો. જે નીચ જરા પણ તમારૂ અપમાન કરવાનું સાહસ કરે તેની સાથે કટારથી કામ લો દુનિયાં જોશે કે ભારતની સિંહણો કેવી હોય છે જ્યારે જ્યારે તમે પરસ્પર મળો ત્યારે ગીતાની વાતો કરો વિષયવાસનાની ગુલામ ન બનો '

# મૂર્તિપૂજા ઉપર સ્વામીજીનો ઉપદેશ





ના આઠ દિવસ પછી શાન્તાકુઝમા શ્રી લક્ષ્મીનારાયણના પાટોત્સવને દિવસે મદિરના ટ્રસ્ટી શેઠ તુળસીદાસ ખેમજી, શ્રીરામજી પોદ્દાર તથા શ્રી હસરાજ હરિભાઇના આમ ત્રણથી ત્યા જઇને સ્વામીજીએ સાકારોપાસના ( મૂર્તિપૂજા ) ઉપર પ્રવચન કર્યું. તેનો સાર નીચે પ્રમાણે છે —

निर्गुणप्राप्तये नर्णां प्रतिमालम्बन स्मृतम् । सगुणान्निर्गुणप्राप्तिर्भवतीति सुनिश्चितम् ॥

સજ્જનો ! નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિને સારૂ મૂર્તિપૂજા એક સુગમ ઉપાય છે, કારણ કે સગુણથી નિર્ગુણની પ્રાપ્તિ થાય છે મૂર્તિપૂજા મનની એકાગ્રતાને સાંકે છે તેથી પ્રતિમા પૂજન પરમેશ્વરની પ્રાપ્તિમા સહાયક છે, પ્રતિબધક નથી સ સારનો કોઈ પણ પદાર્થ મનુષ્યને સાચી શાતિ આપી શકતો નથી કારણ કે તે સ્વલ્પ સામર્થ્ય વાળો છે, વિનાશી છે તથા ક્ષણિક છે જેનું પોતાનુ જ કાઇ ઠેકાણું નથી તે બીજાને સહાયતા શી રીતે પહોચાડી શકે ?

ઉપાસનાની રીતિ પ્રાચીન છે, યથા—

"तं यथा यथोपासते तदेव भवति, तद्धैनान् भूत्वाऽवति । तस्मादेनमेवंवित् सर्वै रेव रूपैरुपासीत । सर्वं ँ हैतद् भवति, सर्वं ँ हैनमेतद् भूत्वाऽवति ।"

—( स० म० म० २० )

વેદ કહે છે કે, લોકો તેની જેવી જેવી રીતે, અર્થાત્ જે જે રૂપમાં ઉપાસના કરે છે, તે તેજ થઈ જાય છે, અને તે જ રૂપમાં સેવકની રક્ષા કરે છે. તેથી લોકોએ સર્વ રૂપોમાં તેની જ ઉપાસના કરવી જોઇએ. છાન્દોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે—

'ओमित्यक्षरमुपासीत ।" ॐ—એ અક્ષરની ઉપાસના કરવી "स च एवं विद्वान् आदित्यं ब्रह्मेत्युपास्ते" સૂર્યની બ્રહ્મમાનીને ઉપાસના કરવી જોઇએ. "मनो ब्रह्मेत्युपास्ते, वाचं ब्रह्मेत्युपासते" એટલે કે મન તથા વાણીની બ્રહ્મ જાણીને ઉપાસના કરવી.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।

तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

જે જે રૂપમાં પરમાત્માની ઉપાસના કરે છે તે તે રૂપ થઈ તેને ફળ આપે છે. 'त्र्यम्बकं यजामहे०" "तस्य योनिं परिपश्यन्ति धीरा." ઇત્યાદિ વેદ વચનોમાં ઇશ્વરને 'त्र्यम्बक' ત્રિનેત્ર કહ્યા છે અને તેની માયાશકિતને જોવાની વાત કહેલી છે. તેથી પ્રભુના સાકારવાદનું પ્રતિપાદન થાય છે. જે સાકાર હોય તે અનિત્ય હોય, એ વાતને પણ અમે માનીએ છીએ. ઈશ્વરનો સાકાર વિગ્રહ નિત્ય નથી. કાર્ય થઈ ગયા પછી તે પોતાના નિજ અનિર્વચનીય આકારમાં મળી જાય છે.

મર્તિ પૂજાના વિધાનના સંબંધમાં પુરાણ, ધર્મશાસ્ત્રાદિ આકરગ્રંથ ભર્યા પડ્યા છે. અમે તો અહીં એટલું જ કહી શું કે, વિગ્રહોની ઉપાસના એ એક 'યોગ' છે, ચિત્તવૃત્તિ નિરોધ કરવાનો તેમાં સર્વ સાધારણનું મન પણ લાગી જાય છે, મનની ચંચળતા મટાડવી એ પ્રત્યેક કાર્યની સફળતાનો હેતુ છે.

અમે ઘણા લોકોને કહેતા સાંભળ્યા છે કે, મૂર્તિપૂજાથી લોકોને હાનિ થએલી છે. પણ એ કથન યુક્તિ સંગત નથી. શું કોઈ મંદિરની કાળીકાદેવીની મૂર્તિએ કોઇને ખાધો છે ? હનુમાનજીએ પહાડ ફેંકીને કોઇનો જીવ લીધો છે ? નૃસિંહજીએ કેટલાનાં પેટ ફાડી હિંસા કરી ? રામચંદ્રજીએ કેટલાનો આરામ છિનવી લીધો ? શ્રી રંગજીએ કેટલાને કુઢંગ શિખવાડયો ? વિશ્વનાથજીએ

કેટલાના હાથ કાપી નાખ્યા ? રાધાજીએ કોને વિક્ષેપ કર્યો ? અને ગંગાજી એ કેટલાને નાગા કર્યા છે ? તેનાથી વિપરીત એ જોવામાં આવે છે કે, જ્યાં જ્યાં મંદિર અને મહાત્માઓનાં સ્થાન હોય છે ત્યાં કીર્તન અને સત્સંગથી જનતાના જીવન સફળ બને છે. મૂર્તિયોમાં લાકડું કે પત્થર ન દેખો, તેમનામાં પ્રભુની વિભૂતિનો અનુભવ કરો. ગીતાના વિભૂતિયોગ અધ્યાયમાં 'यद् यद् विभूतिमत् सत्त्वम्' કહીને પ્રભુએ સર્વ શ્રેષ્ટ વસ્તુઓને 'निजतेजोंऽशसम्भवं' કહેલું છે. જેવી રીતે વેદ શાસ્ત્રોના અક્ષરોથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેજ પ્રકારે પ્રતીકની સહાયતાથી ઈશ્વરનું સાન્નિધ્ય મળે છે.

# નડિયાદમાં કૃષિકારોને સ્વામીજીનો ખાસ ઉપદેશ



એક સમયે મુંબઈના શેઠ મોહનલાલ તથા શેઠ ચંદુલાલ સાકરચંદ ઘણા આગ્રહથી સ્વામીજીને તેમના જન્મ સ્થાન નડિયાદ લઈ ગયા. ત્યાં તેમના બંગલામાં રહીને પંદર દિવસ ગીતાની કથા કરી. એક દિવસ ખેડુતોની સભામાં સભાપતિ પદથી સ્વામીજીએ તેમને જે ઉપદેશ કરેલો હતો તેનો સાર નીચે પ્રમાણે છે—

મિત્રો ! આપણો ભારત દેશ ખેતી પ્રધાન છે, સુજલા, સુફલા, શસ્ય શ્યામલા ભારતભૂમિને પ્રકૃતિદેવીએ છએ ઋતુઓની વિભૂતિથી સમૃદ્ધ કરેલી છે. આ દેશમાં ઉત્પન્ન થએલા અન્નથી ઘણા દેશો પળે છે. તે અન્નનું ઉત્પાદન કરીને આપ ઘણાજ મહત્વનું કામ કરી રહ્યા છો. કારણ કે—

कण्ठे हस्ते च कर्णे च सुवर्णं यदि विद्यते ।
उपवासस्तथापि स्यादन्नाभावेन देहिनाम् ॥
कृषिर्धन्या कृषिः पूता जन्तूनां जीवनं कृषि ।
हिंसादिदोषयुक्तोऽपि मुच्यतेऽतिथिपूजनात् ॥

મનુષ્ય સુવર્ણથી શણગારાયેલો હોય તો પણ અન્ન પાણી વગર તે ભૂખ્યો તરસ્યો જ રહેવાનો ખેતી, એ પ્રાણિયોનું જીવન છે. તેમાં જે હિંસા થાય છે, તેનો પરિહાર અતિથિ સત્કારથી થઈ જાય છે. "अन्नं वै ब्रह्म" કહેવામાં

આપ્યું છે, "अन्नाद् भवन्ति भूतानि" તેનાથી અન્ન દ્વારા જ પ્રાણિયોના અસ્તિત્વનું સાધન ગીતા કરે છે.

વાસ્તવિક રીતે જોતાં, આપ જ ખરા અર્થમાં પ્રભુની પ્રતિમા સામે છપ્પન ભોગનો થાળ મૂકનારા પૂજારી છો. આ જગત વિરાટ ભગવાનનું સ્વરૂપ છે. તેમાં પશુ, પક્ષી, કીટ, પતગ આદિ સર્વ પ્રકારનાં પ્રાણિયોનો સમાવેશ થાય છે. તમે ખેતી કરીને જે પેદા કરો છો તેનો ઉપયોગ ચરાચર જગત કરે છે. તમે અન્નદાતા છો, સર્વથી મોટું કામ કરો છો, તેથી સર્વ શ્રેષ્ઠ છો.

મને ખબર છે કે તમારી દશા શોચનીય છે, તમને ખેતીના કાર્યમાં જોઈએ તે ઉપરાંત ઘણો વખત મળે છે તેનો તમે સદ્ઉપયોગ કરતા નથી. ફુરસદના વખતમાં તમે ભણી શકો તેમ છો તથા તમો કોઈ એવું કામ કરો કે જે તમારી આવકનું સાધન બને અને તમારી આવશ્યકતાઓ પૂરી થાય. તમે પરસ્પર સહયોગ, સંપ રાખો અને જમીનદારોની સાથે પણ મેળમેળાપથી રહો. ખેડુત, એ સંસારનો સર્વથી મોટો લોક સંગ્રહી છે. તેણે કોઇની સાથે પણ ઝગડો કરવો ન જોઇએ.

ભાઈઓ ! તમે એકલા નથી. આ ગામ કે જીલ્લાની મર્યાદામાં એકલવાયા છો એમ સમજી તમે લાચારી કે દુર્બળતાનો અનુભવ કરશો નહીં.

उत्थातव्यं जागृतव्यं योक्तव्यं भूतिकर्मसु ।
भविष्यतीत्येव मन कृत्वा सततमव्यथैः ॥

આ વ્યાસ વચનને મંત્રવત્ તાવીજમાં મઢીને ગળે બાંધી લો તમારો યુગ આવે છે નિકટ ભવિષ્યમાં, બધા દેશ ઉપર કૃષિકાર રાજ્ય કરે એવો સમય આવે છે, વિદેશોના ખેડુતોએ કેટલાએ દેશોના ચિત્ર બદલી નાખ્યા. તેમના ઘરોમાં સોનાનો વરસાદ વરસે છે. જ્યારે અહીંના ખેડુતોને લુખો લોટ પલાળવાનું, લોખંડનું તાંસળું પણ મળતું નથી. ત્યાંના ખેડુતો મખમલ અને સર્જ પહેરે છે, જ્યારે તમે શરીર ઉપર ચીથરાં લપેટતા ફરો છો. સંસારમાં કોઇ અધિક દુઃખી તથા લાચાર હાલતમાં હોય તો ભારતવર્ષનો ખેડુત વર્ગ છે.

સર્વનું પાલન ખેડુતો કરે છે તો પણ તેમની ઉપેક્ષા સર્વથી અધિક કરવામાં આવે છે. જેમની કમાઇના બળ ઉપર રાજ પ્રાસાદોમાં મદિરાની નદિયો વહેવડાવવામાં આવે છે, તે બિચારાઓને પાણી પીવાનું ઠેકાણું પણ હોતું

નથી. તેમનાં સૂકાં, રસહીન હાડકામાં રૂધિરની સૃષ્ટિ કરવાનું તે બાજુએ રહ્યું, ઉલટું તેમાંનું રકત ચૂસી લેવામાં આવે છે.

આ બધાનું કારણ અજ્ઞાન છે. તમે તમારી મહેનતથી ઉત્પન્ન કરેલા પદાર્થોનો તમારી ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકતા નથી. અજ્ઞાન તમને ડગલે ને પગલે નડે છે. હવે તમો કાર્ય કરવાનો આરંભ કરી દો. એક તો ભણો અવશ્ય, બીજું તમારા દેશને તુચ્છ ન સમજો. ખરી મુશ્કેલી તો ત્યાં છે કે તમે જે કાંઈ ભણો છો તેનાથી તમને ગામડાના જીવન ઉપર ઘૃણા પેદા થાય છે. પોતાનું પૈત્રિક કામ છોડીને નોકરીની તપાસમાં શહેરી રહેણી કરણીના અનુરાગી બની જાઓ છો. અમે એમ નથી કહેતા કે શહેરોમાં રહીને પોતાની ઉન્નતિની તપાસ ન કરવી જોઈએ. અમારૂં કહેવું તો એવું છે કે શિક્ષિત લોક ગામડાંમા રહીને ત્યાંની જનતાનાં જીવન ઉચાં બનાવે. જે પ્રમાણે તમો ખેતીનું પ્રશંસનીય કામ કરો છો. તેજ પ્રમાણે શિક્ષામાં પણ મન લગાડો.

કૃષિકાર્ય ઘણા જોખમનું છે. તેમાં અટૂટ પરિશ્રમ કરવો પડે છે, પણ તેની ઘણા ભાગની સફળતાનો આધાર દૈવ ઉપર છે. આપણા દેશના પ્રધાન વ્યવસાય ખેતીમાં આધુનિક નવીન રીતિને અપનાવવામાં આવે તો ઘણો ફાયદો થાય. લોકસંગ્રહમાં જેટલી આવશ્યકતા શિક્ષિત વર્ગની છે, તેટલીજ શારીરિક મહેનતની યુદ્ધમાં સૈનિકોની તથા કૃષિ વાણિજ્યમાં ખેતીકારોની છે.

એકવાર લોકોએ ગૌતમબુદ્ધને પૂછ્યુ કે—'આપ કોણ છો ?' ત્યારે તેમણે જવાબ આપ્યો કે—'હું કિસાન છું, લોકોનાં અંતઃકરણમાંરાં ખેતર છે, ઉપદેશરૂપી હળથી અમે તેમાં ભક્તિનાં બીજ વાવિએ છીએ, તેના ઉપર જ્ઞાનનું ફળ આવશે, જે મુક્તિ રૂપે તૃપ્તિ કરનારૂં થશે. અમે એ ખેતરને શ્રદ્ધાજળથી સીંચા કરીએછીએ. કામ ક્રોધ આદિ કોઇ જંતુ તેને નુકસાન ન પહોંચાડી શકે તેને સારૂ યમ નિયમની વાડ કરીને તેની રક્ષા કરીએછીએ. વિષયવાસનાનો ઘાસ કચરો અમે વિવેક વૈરાગ્યની ખરપડીથી દૂર કરીએછીએ.' અહીં કિસાન કોણ છે ? ઉત્તર મળ્યો—'શ્રી સદ્‌ગુરૂદેવ.'

કહેવાનો અભિપ્રાય એ છે કે પોતાના સિદ્ધાંત સમજાવવાને સારૂ મહાત્માબુદ્ધને ખેતીનું દૃષ્ટાંત પસંદ કરવાનું ઉચિત લાગ્યું કે જે ભારતનું જીવન છે.'

# સ્વામીજી દ્વારા હિંદુધર્મની રક્ષા.






ડિયાદ નગરમાં બ્રહ્મલીન શ્રી સંતરામજી મહારાજનું એક મંદિર છે. તે એક મંદિર જ નહીં પણ જીવમાત્રની સેવા કરવાની પરમ ઉપયોગી મહા સંસ્થા છે. દશ બાર વર્ષ ઉપર જનતાએ શ્રી સંતરામ મંદિર શતાબ્દી ઉત્સવ ઉજવેલો હતો. તે ઉત્સવમાં ભાગ લેવાને સારૂ શ્રી મહંતજી તથા પ્રબંધક કમિટિ તરફથી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને નિમંત્રણ આપી બોલાવવામાં આવેલા હતા. તે અવસર ઉપર ચૌદ દિવસ સુધી સ્વામીજીનું ગીતા ઉપર સારગર્ભિત પ્રભાવશાળી પ્રવચન થએલું હતું. નવીન તથા પ્રાચીન વિચારના નાગરિકો ઘણી મોટી સંખ્યામાં ઉપસ્થિત થયા હતા. ગાંધીજી નડિયાદ જાય છે ત્યારે જે મેદાનમાં જેટલો ઊંચો મંચ બનાવવામાં આવે છે, તે જગોએ તેવો જ ઉન્નત સિંહાસનાકાર મંચ સ્વામીજીને સારૂ બનાવવામાં આવેલો હતો. લોકોની ઘણી ભીડ હોવાથી તેમ કરવાની જરૂર પડેલી હતી

ઉત્સવને છઠ્ઠે દિવસે શ્રી મહંતજી મહારાજ તથા કેટલાક પ્રતિષ્ઠિત લોકોએ આવીને સ્વામીજીને કહ્યું—'ખેડાજીલ્લાના ઘણા હરિજન મંડળના સદસ્ય આ મેળામાં આવેલા છે તે સર્વની આપનો ગીતા ઉપદેશ સાંભળવાની ઇચ્છા છે.' એ સાંભળી સ્વામીજીએ પ્રસન્ન મુખારવિંદથી કહ્યું—'સજ્જનો, ગીતાનો ઉપદેશ કરવાને સારૂ પ્રભુએ અમને આ સંસારમાં મોકલ્યા છે. આપ એમ ન ધારતા કે અન્ય આચાર્ય અગર ઉપદેશકોની પેઠે હું હરિજનોને ગીતાનો ઉપદેશ ન સંભળાવવાનો પક્ષપાતી છું. ગીતા પ્રભુની વાણી છે તેને શ્રવણ કરવાનો અધિકાર પ્રાણીમાત્રનો છે. ગીતા ગંગાનો પ્રવાહ અવિચ્છિન્ન વહેતો રહે છે, તેમાં ચાહે તે અવગાહન કરે.'

એ સાંભળીને એ લોકોએ જઇને મંડપમાં હરિજનોને બેસવા આદિની સર્વ વ્યવસ્થા કરી. જે પ્રમાણે મંડપમાં એક બાજુએ ચમાર લોકોને બેસાડવામાં આવ્યા તે પ્રમાણે બીજી તરફ ભંગી લોકોની બેઠક કરવામાં આવી. તેજ પ્રમાણે અન્ય બ્રાહ્મણ ક્ષત્રિય આદિ સવર્ણ હિંદુઓ તથા એક ભાગમાં અલગ સ્ત્રિયોને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી. વચમાં સ્વામીજીનો ઘણો ઉંચો મંચ હતો. બેસવાને સમયે તો સર્વ શ્રેણીના લોક યથા સ્થાન બેસી ગયા

પણ જ્યારે ભીડનો મહાસાગર ઉભરાયો ત્યારે બેસવાની મર્યાદાનો હેતુ તૂટી પડયો, સર્વ એકાકાર થઇને કથા શ્રવણ કરવામાં એવા તો તલ્લીન થઈ ગયા કે તેમને સ્પર્શાસ્પર્શનું જરા પણ આત્મભાન ન રહ્યું. તે સમયની હિંદુઓની સ્વરૂપ વિસ્મૃતિ જોવા જેવી હતી સર્વના પારસ્પરિક ઉંચ નીચના ભાવોનો પત્તો જ નહોતો. તે સમયે સ્વામીજીએ અવસર પ્રાપ્ત—

"જાત પાઁત પૂછે નહિ કોઈ, હરિકો ભજે સો હરિકા હોઈ."

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्यु: पापयोनयः ।

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

ઇત્યાદિ અનેક પ્રાસંગિક વચનોનું ઉચ્ચારણ કરતાં કહ્યું—'પવિત્ર ભાવના લઇને પ્રભુના દરબારમાં આવનારા સર્વ સરખા છે.' તે વખતે 'સસ્તુ સાહિત્ય મંડળ પ્રેસ' ના સંસ્થાપક સ્વામી શ્રી અખંડાનંદજી ત્યાં ઉપસ્થિત હતા. સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની સંમતિથી સ્વામી શ્રી અખંડાનંદે આઠ દશ હજાર ગીતા અને તેટલાંજ શ્રી કૃષ્ણચંદ્રનાં ચિત્રો મંગાવ્યાં અને તે પુસ્તકો તથા ચિત્રો સ્વામીજીને ભેટ રૂપમાં અર્પણ કરીને કહ્યું કે—'આને આપ આપના તરફથી આ હરિજન મંડળને પ્રસાદીના રૂપમાં વહેંચો.' એ ગીતા તથા ચિત્રો વહેંચતા પહેલાં એ હરિજનોમાંથી એકે ઉઠીને પ્રાર્થના પૂર્વક સ્વામીજીને કહ્યું મહારાજ ! આપ આ અમારા ભાઈઓ પાસે પ્રતિજ્ઞા લેવડાવો કે 'અમે ઈસાઈ અગર મુસલમાન નહી બનીએ, અમારા હિંદુધર્મને મહા સર્વથી પવિત્ર માનીશું. ગીતાનો અમારાધર્મ ગ્રંથ તરિકે સ્વીકાર કરીશું. શ્રી કૃષ્ણમાં ઇષ્ટદેવના રૂપની ભાવના રાખીશું. હિંદુધર્મમાં જન્મ્યા છીએ, તેમાં જ મરીશું તથા એજ ધર્મ આ લોકમાં ઉન્નતિ અને પરલોકમાં સદ્‌ગતિપ્રદ થશે એવો વિશ્વાસ રાખીશું.'

સ્વામીજીએ હરિજનોને ઉક્ત પ્રતિજ્ઞાઓ કરાવીને તેમને એક એક ગીતા અને એક એક કૃષ્ણનું ચિત્ર પ્રસાદ રૂપમાં આપ્યુ અને કહ્યું કે—'આ ગીતાને વાંચ્યા કરો. શ્રી કૃષ્ણની પૂજા કર્યા કરો, ઘરમાં તુળસી વાવો તથા ગૌમાતાની સેવા કરો.'

તે સમયથી ચરોતર પ્રદેશના હરિજનોની મનોવૃત્તિનો જે પ્રવાહ ઈસાઈ ( મુક્તિ ફોજ ) તથા મુસલમાનો તરફ જોરથી વહેતો હતો, તે કમ થઈ ગયો અને તેમનું વલણ હિંદુધર્મ તરફ વધતું ગયું

# સ્વામીજીનાં દર્શનથી જીવન રક્ષા




બઈ માધવ બાગમાં સ્વામીજીની કથા- રોજ સાંજે થયા કરતી હતી પરંતુ એક દિવસ તે સ્થાન કોઇને આપવાનું હોવાથી તે દિવસની કથા સવારની થઈ. સાયંકાળે સ્વામીજી ની ઇચ્છા એકાએક ચોપાટી ઉપર ફરવા જવાની થઈ. એક-લાજ સાત વાગે નિકળ્યા, ચોપાટી ઉપર એક બે ચક્કર મારીને વાલકેશ્વર રોડ ઉપર જ્યારે સમુદ્રને કિનારે જવા લાગ્યા ત્યારે ત્યા એકાન્ત અંધારામાં સાગર તટ ઉપર એક નવ જવાનને તેમણે બેઠેલો જોયો. સ્વામીજીએ પૂછયુ—'તું કોણ છે ? અહીં ઉદાસ થઇને કેમ બેઠો છે ?' એ સાંભળતાંજ તેણે દોડી આવીને સ્વામીજીને પ્રણામ કર્યા. તેને ઘણીએ વાર પૂછવા છતાં પણ તેણે કોઈ સંતોષ કારક જવાબ આપ્યો નહીં, ત્યારે સ્વામીજીએ તેને પોતાની સાથે મુકામ ઉપર લઈ જઈ ભોજન કરાવ્યુ. પછી જ્યારે તેને ઘેર જવાનું કહ્યું ત્યારે તેણે રોતાં રોતાં કહ્યું—આજે આપે મને બચાવી લીધો. આપ મારો પ્રાણ બચાવવાનેજ ત્યાં આવેલા હતા. નહીં તો એ વખત તો આપની નિત્યનો કથાનો હતો તે છોડીને આપ ત્યાં કેવી રીતે આવો ?

પછી તેણે પોતાનો વૃત્તાન્ત સંભળાવતા કહ્યુ—'હું એક વ્યાપારી છું. મારા પિતાજીએ દુકાનનો પુરો અધિકાર મને સોંપી દીધો હતો. દુકાનમાં મારા સસરાએ મારી સ્ત્રીના નામ ઉપર દશહજાર રૂપિયા જમે કરાવેલા હતા. એક દિવસ સટ્ટો કર્યો તેમાં નુકશાન જવાથી મે મારા પિતાને પૂછયા વગર એ ઉપાડી નુકશાની પૂરી કરી. એ વાતની મારા પિતાને ખબર પડતા તેમણે મારો સર્વ અધિકાર ખુંચાવી લીધો અને કહી દીધું કે—' જાઓ, કમાઈ ખાઓ, મને એ અપમાનથી ઘણું દુઃખ થયું આ બનાવથી બજારમાં પણ મારી આબરૂ ગયાનો ખ્યાલ થયો. તેથી ઘરમાં દોઢ વર્ષનું બાળક તથા યુવતી સ્ત્રી છોડીને સમુદ્રમાં પડી, જીવનનો અંત લાવવાને સારૂ ત્યાં બેઠો હતો, તથા લોકોનું આવાગમન ઓછુ થવાની વાટ જોતો હતો. એટલામા પ્રભુ પ્રેરણાથી આપના દર્શન થઈ ગયાં. આપે મારો જીવન દીપ હોલવાતાં બચાવી લીધો.'

એ સાંભળીને સ્વામીજીએ તેને સમજાવ્યુ કે—જીવનમાં અનેક ઉત્થાન પતન તથા હાનિ લાભ થયાં કરે છે. મોટામોટાનાં જીવન સંકટમાં આવી પડે

છે. નળ, રામ, યુધિષ્ઠિરનાં જીવન વૃત્તાન્તોથી શિક્ષા ગ્રહણ કરો. આપઘાત કરવાથી તમે અહીંના દુઃખથી બચવાનું માની લીધું હતું, પરંતુ ઈશ્વરીય દંડથી બચી શકાત નહીં. પરલોકમાં તમારે યમયાતના ભોગવવી જ પડત. આત્મહત્યા મહાપ્રબળ પાપ છે, એવું કદાપિ ન કરવું જોઇએ. ચઢશો તો પડશો પણ ખરા નિરાશ ન થશો. ગીતાનુસાર જગત્ યુદ્ધ ક્ષેત્ર છે તેનાથી ડરીને નાસવું એ કાયરતા છે.

સ્વામીજીના સમજાવવાથી તે પોતાને ઘેર ગયો, પોતાનો કારભાર કરવા લાગ્યો. સાંભળ્યું છે કે તે પુત્ર કલત્ર, ધન ધાન્યથી સુખી છે. ઘોડા ગાડિયોમાં ફરે છે અને હવે સારી કમાણી કરે છે.

ગીતાપ્રચાર



પ્રકરણ ૬ સમાપ્ત

---

સૂચના—આ 'ગીતાપ્રચાર પ્રકરણ' ની સમાપ્તિથી કોઇએ એ ન સમજવું કે હવે સ્વામીજીનો ગીતાપ્રચાર બંધ થઈ ગયેલો છે. એઓશ્રી ના કાર્યકલાપોના દિગ્દર્શનને અર્થે જે લેખન ક્રમ બનાવવામાં આવ્યો છે, તેને અનુસરીને ગીતાપ્રચાર પ્રકરણની સમાપ્તિ થએલી છે. સ્વામીજીનો ગીતાપ્રચાર તો તેનાથી બમણો ચાર ઘણો વધતો જ જાય છે. તેજ પ્રમાણે તપસ્યા, યાત્રા આદિ પ્રકરણોના સંબંધમાં પણ સમજી લેવું.

ૐ

## પ્રકરણ ૭ મું

# ગીતા પ્રતિમા પ્રતિષ્ઠા.



## અમદાવાદમાં ગીતામંદિર તથા ગીતાદેવીની સ્થાપના






બઈમાં કથા ચાલતી હતી તે વખતમાં, અમદાવાદના પત્રથી મંદિર તૈયાર થઈ ગયાના સમાચાર મળ્યા. ધર્મ-લક્ષ્મી જયકોરબા, શેઠ માણેકલાલ તથા એ મંદિરનો પ્લાન (નકશો) બનાવનાર, હિંદુસ્તાન સ્થાપત્ય કળાના પ્રોફેસર (યુરોપમાં અભ્યાસ કરી આવેલા) વી૦ ચંદુલાલ-એ ત્રણેએ બેહદ મહેનત કરીને મહેલ જેવા ગીતામંદિરને ઘણા જ થોડા સમયમાં તૈયાર કરી દીધું હતું, એ લોકોએ મુંબઈ જઈને સ્વામીજીને પ્રાર્થના કરી કે—'પ્રભો ! આપની કૃપાથી આપના કાર્યને પુરૂં કરીને અમે આપને બોલાવવાને આવેલા છીએ. આ ગીતાજયંતી ઉપર ગીતામંદિરની પ્રતિષ્ઠા, આપના તત્ત્વાવધાન (દેખરેખ) માં થઈ જવી જોઈએ.'

સ્વામીજીએ કથામાં સર્વને પ્રતિષ્ઠાસમારોહનું આમંત્રણ આપ્યું. અને મુંબઈથી અમદાવાદ આવી ગયા. 'ગીતામંદિરપ્રતિષ્ઠાસપ્તાહ' ના કાર્ય સંચાલનને સારૂ એક 'પ્રબંધકસમિતિ' સંગઠિત કરવામાં આવી. 'સ્વયંસેવક-વિભાગ,' 'કાર્યવાહકવિભાગ,' 'કોઠારજંઠારવિભાગ,' 'પ્રકાશનવિભાગ,' તથા અન્ય બીજા વિભાગો નિર્વાચન કરીને, સર્વ કાર્યભાર 'પ્રબંધકસમિતિ' એ પોતાના ઉપર ઉપાડી લીધો.

સાપ્તાહિક કાર્યક્રમ—

### ગીતામંદિરના વિશાલ હોલનું ઉદ્‌ઘાટન

૧—પહેલો દિવસ—આજ અમદાવાદના પ્રસિદ્ધ નાગરિક, ધર્મનિષ્ઠ

છે. નળ, રામ, યુધિષ્ઠિરનાં જીવન વૃત્તાન્તોથી શિક્ષા ગ્રહણ કરો. આપઘાત કરવાથી તમે અહીંના દુઃખથી બચવાનું માની લીધું હતું, પરંતુ ઈશ્વરીય દંડથી બચી શકાત નહીં. પરલોકમાં તમારે યમયાતના ભોગવવી જ પડત. આત્મહત્યા મહાપ્રબળ પાપ છે, એવું કદાપિ ન કરવું જોઈએ. ચઢશો તો પડશો પણ ખરા નિરાશ ન થશો. ગીતાનુસાર જગત્ યુદ્ધ ક્ષેત્ર છે તેનાથી ડરીને નાસવું એ કાયરતા છે.

સ્વામીજીના સમજાવવાથી તે પોતાને ઘેર ગયો, પોતાનો કારભાર કરવા લાગ્યો. સાંભળ્યું છે કે તે પુત્ર કલત્ર, ધન ધાન્યથી સુખી છે. ઘોડા ગાડિયોમાં ફરે છે અને હવે સારી કમાણી કરે છે.

ગીતાપ્રચાર



પ્રકરણ ૬ સમાપ્ત

---

સૂચના—આ 'ગીતાપ્રચાર પ્રકરણ' ની સમાપ્તિથી કોઈએ એ ન સમજવું કે હવે સ્વામીજીનો ગીતાપ્રચાર બંધ થઈ ગયેલો છે. શ્રીઓશ્રીનાં કાર્યકલાપોના દિગ્દર્શનને અર્થે જે લેખન ક્રમ બનાવવામાં આવ્યો છે, તેને અનુસરીને ગીતાપ્રચાર પ્રકરણની સમાપ્તિ થએલી છે. સ્વામીજીનો ગીતાપ્રચાર તો તેનાથી બમણો ચાર ઘણો વધતો જ જાય છે. તેજ પ્રમાણે તપસ્યા, યાત્રા આદિ પ્રકરણોના સંબંધમાં પણ સમજી લેવું.

ॐ

प्रકरણ ७ मुं

# ગીતા પ્રતિમા પ્રતિષ્ઠા.

—◆◆※◆◆—

## અમદાવાદમાં ગીતામંદિર તથા ગીતાદેવીની સ્થાપના




બઈમાં કથા ચાલતી હતી તે વખતમાં, અમદાવાદના પત્રથી મંદિર તૈયાર થઈ ગયાના સમાચાર મળ્યા. ધર્મ-લક્ષ્મી જયકોરબા, શેઠ માણેકલાલ તથા એ મંદિરનો પ્લાન ( નકશો ) બનાવનાર, હિંદુસ્તાન સ્થાપત્ય કળાના પ્રોફેસર (યુરોપમાં અભ્યાસ કરી આવેલા) વી૦ ચંદુલાલ-એ ત્રણેએ બેહદ મહેનત કરીને મહેલ જેવા ગીતામંદિરને ઘણા જ થોડા સમયમાં તૈયાર કરી દીધું હતું, એ લોકોએ મુંબઇ જઇને સ્વામીજીને પ્રાર્થના કરી કે—'પ્રભો ! આપની કૃપાથી આપના કાર્યને પુરૂં કરીને અમે આપને બોલાવવાને આવેલા છીએ. આ ગીતાજયંતી ઉપર ગીતામંદિરની પ્રતિષ્ઠા, આપના તત્ત્વાવધાન ( દેખરેખ ) માં થઈ જવી જોઇએ.'

સ્વામીજીએ કથામાં સર્વને પ્રતિષ્ઠાસમારોહનું આમંત્રણ આપ્યું. અને મુંબઈથી અમદાવાદ આવી ગયા. 'ગીતામંદિરપ્રતિષ્ઠાસપ્તાહ' ના કાર્ય સંચાલનને સારૂ એક 'પ્રબંધકસમિતિ' સંગઠિત કરવામાં આવી. 'સ્વયંસેવક-વિભાગ,' 'કાર્યવાહકવિભાગ,' 'કોઠારભંડારવિભાગ,' 'પ્રકાશનવિભાગ,' તથા અન્ય બીજા વિભાગો નિર્વાચન કરીને, સર્વ કાર્યભાર 'પ્રબંધકસમિતિ' એ પોતાના ઉપર ઉપાડી લીધો.

સાપ્તાહિક કાર્યક્રમ—

### ગીતામંદિરના વિશાલ હોલનું ઉદ્‌ઘાટન

૧—પહેલો દિવસ—આજ અમદાવાદના પ્રસિદ્ધ નાગરિક, ધર્મનિષ્ઠ

વયોવૃદ્ધ શેઠ ચુનીલાલ નગીનદાસ ચિનાઇને હાથે ‘ મોતીલાલ હીરાભાઈ ગોતા-હૉલ ’ જે વિશાળ રૂપમા બની ગએલો હતો તેનું ઉદ્ઘાટન કરાવ્યુ. શેઠ કસ્તુરભાઇ લાલભાઈ, શેઠ ચિમનલાલ ગીરધરદાસ, શેઠ સાકરલાલ બાલાભાઇ, શેઠ ચિમનલાલનગરી, શેઠ હીરાલાલ ત્રીકમલાલ, શેઠ રતિલાલ નાથાભાઈ, શેઠ નારાયણભાઇ જીવણલાલ, શેઠ હિમતભાઈ મોતીલાલ, શેઠ નદલાલ ચુની-લાલ બોડીવાળા, શેઠ કનૈયાલાલ મોતીલાલ, શેઠ રમણલાલ લલ્લુભાઇ, શેઠ નરસિહલાલ લલ્લુભાઈ, શેઠ રતનલાલ લલ્લુભાઇ, શેઠ ભગવાનદાસ ખારાવાળા, શેઠ વાડીલાલ નરસિહદાસ રગવાળા, શેઠ ત્રિભુવનદાસ હરગોવિદદાસ, શેઠ છોટાલાલ હીરાચદ, શેઠ મૂળચદ ત્રિભુવનદાસ, શેઠ ચદુલાલ બાપાલાલ, શેઠ માણેકલાલ મોતીલાલ, શેઠ મોહનલાલ જમનાદાસ, શેઠ ફકીરભાઈ પટેલ, શેઠ ડાહ્યાભાઈ અબારામ, શેઠ જયસિહભાઈ ચિનાઇ, શેઠ જીવણલાલ ચુની-લાલ, શ્રી બાલાભાઈ, ડૉકટર કાનૂગા, માસ્તર દિવાન, પ્રોફેસર દુરકાળજી, ડૉકટર નવનીતલાલ તથા શ્રી અબાલાલ દામોદરભટ્ટ પ્રભૃતિ મહાનુભાવ તથા અન્ય ગણ્ય માન્ય નાગરિકો, ઑફીસરો તથા પ્રતિષ્ઠિત સજ્જનો, તથા ‘ રવિ-વારમ ડળી ’ ની બહેનો શ્રી જયકોરબહેન મણિબહેન, શેઠાણી જીવકોર બહેન, શ્રી મોતીબહેન ઇત્યાદિ બહેનોની ઉપસ્થિતિમા એ કાર્ય સપન્ન થયુ.

૨—બીજો દિવસ—આજ શાસ્ત્ર વિધિ અનુસાર વાસ્તુ પ્રતિષ્ઠા મૂર્તિ પ્રતિષ્ઠાની પ્રાથમિક વિધિયો જેવી કે મડપસ્થાપના, નાન્દીશ્રાદ્ધ, સ્વસ્તિવાચન, અગ્નિસ્થાપન, ગ્રહહોમ, મૂર્તિનો જલાધિવાસ તથા અન્નાધિવાસ આદિ ધાર્મિક અનુષ્ઠાન થયા.

૩—ત્રીજો દિવસ—આજે વૈદિક વિધિથી કર્મકાંડી બ્રાહ્મણ શ્રી જય-તિલાલ મણીલાલ જાનીને હાથે સવારે આઠવાગે ગીતાદેવીનીમૂર્તિની પ્રતિષ્ઠા થઈ અને નવવાગે ગીતામદિરના દ્વાર ધર્મલક્ષ્મી જયકોરબાઇને હાથે ખુલ્લા મૂકાવવામા આવ્યા તે વખતે માનવસાગર ઉમટી પડેલો હતો

આજે દિવસે ગીતામદિરના ધર્માધ્યક્ષ શ્રી બાળકૃષ્ણ પૌરાણિક, પ૦ ઇશ્વરલાલ શર્મા તથા શ્રી ગણપતરામ દવે પ્રભૃતિ અમદાવાદના મોટામોટા વિદ્વાનોની ઉપસ્થિતિમા ડૉકટર નવનીતલીલ પુરૂષોત્તમરાય વ્યાસને હાથે શ્રી વિષ્ણુ યાગનો આરભ થયો.

૪—ચોથો દિવસ—યજ્ઞ ચાલુ રહ્યો. તેજ દિવસે શેઠ રમણલાલ લલ્લુ

ભાઇએ જયપુરથી ઉત્તમ કારીગરો પાસે બનાવરાવી મંગાવેલી સ્વામીજીની ઉભી પૂરામાપની પ્રતિમાનું ટાવરહોલમાં ઉદ્દઘાટન કર્યું.

આજ પોતાના રાજકીય રસાલા સાથે વડોદરાના યુવરાજ સાહેબ શ્રી ફતેહસિંહજી ગીતામંદિરમાં દર્શનાર્થે પધારેલા હતા.

**૫—પાંચમો દિવસ**—શ્રી જગન્નાથમંદિરના મહંતજી મહારાજનું સંતમંડળી સહ મંદિરમાં શુભાગમન થયું માતા ગીતાદેવીનાં દર્શન તથા પૂજન કરીને તેઓ વિદાય થયા. મંદિર તરફથી મહંતજી તથા સર્વ મહાત્માઓનો ભોજન, વસ્ત્ર, દક્ષિણા આદિથી સત્કાર કરવામાં આવ્યો હતો.

**૬—છઠ્ઠો દિવસ**—મહામંડળેશ્વર શ્રી કૃષ્ણાનંદજી મહારાજ સ્થાનીય સંન્યાસિઆશ્રમથી ગીતામંદિરમાં સમંડળીક પધાર્યા, તેમજ નીલકંઠ અખાડાના મહાત્માઓનું પણ આગમન થયું. સર્વને ભોજન કરાવામાં આવ્યું સાંજની વખતે મહાત્માઓનાં વ્યાખ્યાન થયાં. તે ઉત્સવમાં સંમિલિત થવાને સારૂ મુંબઇથી સ્પેશ્યલ ડબ્બા રીઝર્વ કરાવીને શ્રદ્ધાપૂર્વક આવેલી વ્યક્તિયો પૈકી થોડાનાં નામ નીચે પ્રમાણે છે—

શેઠ હીરાલાલ સોલીસીટર શ્રી ગોવર્દ્ધનદાસ સરમંગળદાસ, શેઠ કિસનદાસ, શ્રીમતી લક્ષ્મી બહેન, શ્રીસરસ્વતી બહેન, શેઠછગનલાલ નાગરદાસ તથા શ્રીમતી માણેક બહેન, શ્રી સુશીલા બહેન ઇત્યાદિ.

**૭—સાતમો દિવસ**—આજ અમદાવાદ નગરમાં ગીતામાતાની સવારી કાઢવામાં આવી હતી. તેને સારૂ મુંબઈ નિવાસી શેઠ ચિમનલાલ ત્રીકમલાલ મકાતી, એમણે એક મોટર ખાસ ગીતામાતાની સવારીને સારૂ બનાવરાવી મુંબઈથી અમદાવાદ આણેલી હતી. એ મોટરની રચના અદ્દભુત હતી. ઉપર રથનો આકાર હતો જેમાં અર્જુન બેઠેલા હતા, આગળ બે સફેદ ઘોડા જોડેલા હતા તેમને શ્રીકૃષ્ણ હાંકતા હતા. ચાલતી હતી તો મોટર પણ પ્રતીતિ થતી હતી કે જાણે શ્રીકૃષ્ણ સ્વયં રથ હાંકે છે, કારણ કે ડ્રાઇવર ગુપ્ત હતો, દેખાતો ન હતો. અને મોટરનો આકાર પણ દેખાતો નહતો.

ઉપર પ્રમાણેની સર્વ હકીકતનોરિપોર્ટ તા. ૨૬ ૧૧-૪૧ ના 'સંદેશ' પત્રમાં આવેલો તે નીચે પ્રમાણે છે—

# અમદાવાદમાં ભારે ધામધૂમ થઈ રહી છે.



મસ્ત ભારતવર્ષમાં હજારો વર્ષ પૂર્વે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે, અર્જુન દ્વારા જગતને સંભળાવેલી ગીતાનો પરમસંદેશ ભારતને કાને કાને જાગ્રત કરવાનો ભગીરથ પ્રયત્ન કરી રહેલા તે પૂજ્ય સ્વામી શ્રીવિદ્યાનંદજી મહારાજની પ્રેરણાથી અમદાવાદમાં સ્થાપિત થએલા ભવ્ય ગીતામંદિરનો ઉત્સવ ભારે ધામ ધૂમથી થઈ રહેલો છે. ગીતામંદિરમાં તપાસ કરતાં ખબર પડી છે કે આ ઉત્સવ નિમિત્ત, કલકત્તા, નાગપુર, કાશી, હરિદ્વાર, સુરત, વડોદરા કરાંચી તથા મુંબઈ આદિ શહેરોના પ્રતિનિધિ તથા સંન્યાસી આવી ગયા છે. ગીતામંદિરના દર્શનાર્થે બહાર ગામોમાંથી પણ અનેક ભાવુક સ્ત્રી પુરૂષો પણ આવે છે તથા અમદાવાદની જનતાનો માનવ સમૂહ—સમુદ્ર તો દરરોજ ગીતા મંદિરમાં ઉભરાતો જ રહે છે. અમદાવાદ નગરમાં જાણે કે કોઈ મહાન (સત્ત્વનો ઉદય થયો હોય એવા ) ઉત્સવની ધામધૂમ ગીતામંદિરમાં નજરે પડે છે. આ ઉત્સવની વ્યવસ્થાને સારૂ ભાઈયો અને બહેનોની અલગ અલગ સ્વય સેવકોની ખાસ ટુકડીયો નિયુક્ત કરવામાં આવી છે, જે પોતાનાં કામ તત્પરતાથી કરે છે. પુરૂષ સ્વયં સેવક મંડળના અધ્યક્ષ શ્રી ચંદુલાલ મોદી તથા પુરૂષોત્તમદાસ બ્રહ્મભટ તથા મહિલા સ્વય સેવક મંડળીનાં અધ્યક્ષા, શ્રી જયકોર બહેન શ્રી શાન્તા બહેન પટેલ તથા શ્રીનંદુબહેન કાનૂગા ડૉકટર થએલાં છે.

કોઠારની વ્યવસ્થા શ્રી ઠાહ્યાભાઈ દલવાડી શ્રી રામદાસભાઈ, શ્રી છોટાલાલ મોદી તથા શ્રી ચિમનલાલ કરે છે તથા ભંડારની વ્યવસ્થા ઉમેદભાઈ અમીન તથા ગોરધનભાઈ અમીન કરે છે. 'રવિવાર મંડળી' ના પૂર્ણ સહયોગથી કોઠાર ભંડારનું કામ ઉત્તમ પ્રકારે ચાલે છે. આગંતુક લોકોને દૂધ પાવાની વ્યવસ્થા દૂધ મહાજન તરફથી કેશવલાલ મોદીએ કરેલી છે. મંદિરના ઉત્સવ નિમિત્તે બહારગામ તથા શહેરોના આવેલા સેંકડો પ્રતિનિધિયો, યાત્રિયો તથા સન્યાસિયોને રહેવાને સારૂ ખાસ અલગ અલગ પ્રબંધ કરવામાં આવેલા છે. ગીતામંદિર કોઈ એક યાત્રાના ધામ જેવું બની રહેલું છે. અને વહેલી સવાર—થીજ લોકોનાં ટોળે ટોળાં ગીતામંદિરમાં દર્શને જવા નિકળી પડે છે.

પૂજ્ય સ્વામી વિદ્યાનન્દજી મહારાજ તો આનંદિત અને ગંભીર પ્રતીત થાય છે. તેમના હર્ષનું તો આજ કાંઈ ઠેકાણું જ નથી. તેઓ ગીતામાતાની સેવામાં સમર્પિત કીમતી વસ્તુઓનો ઘણા આદરથી સ્વીકાર કરે છે તથા લોકોની શ્રદ્ધા જોઈને ઘણાજ ખુશ થાય છે.'

સાતમે દિવસે જે ગીતામાતાની સવારી નિકળેલી હતી, તેનું વિવેચન તા. ૩૦-૧૧-૪૧ 'સેવક' પત્રમાં પ્રકાશિત થએલું હતું, તે નીચે આપવામાં આવેલું છે—

# ગીતાજીની સવારીનાં દર્શનાર્થે ઉમટી પડેલો માનવ સમૂહ



### જગો જગો એ સ્વાગત અને ઉત્સાહ



પૂર્વ નિશ્ચિત યોજનાનુસાર આજે બપોરે અઢી વાગે ગીતામન્દિરમાંથી ભગવતી ગીતાજીની ભવ્ય અને ઐતિહાસિક સ્વારી ડંકા, નિશાન, જયઘોષ, ભજનમંડલી તથા ધ્વજ પતાકા આદિ સાથે ભારે ધામધુમ સાથે નીકળી હતી. ડંકા નિશાનની પાછળ ભિન્ન ભિન્ન સંસ્થાઓ ગીતાધર્મનાં વાકયો બોલતી તથા ગીતાજીના જય ઘોષ કરતી ચાલતી હતી. તેની પાછળ ભજન મંડળિયોના કીર્તન ધ્વનિથી આખું વાતાવરણ ગાજી રહ્યુ હતું, સ્વારીમાં હાથી પણ હતો તેની પાછળ હજારો ભક્તજનો ગીતાધર્મની જય પોકારતા ચાલતા હતા. સ્વયંસેવકો આખે રસ્તે બંદોબસ્ત રાખતા હતા અને જનસમૂહ ઘણો વિશાળ તથા લાંબો હતો. દૂરથી દ્રષ્ટિ નાખનારને લાગતું હતું કે જાણે માનવ સાગરે મર્યાદા છોડી દીધી છે.

વચ્ચે બેન્ડ તથા અન્ય વાજીંત્રોના મીઠા સ્વરો નીકળતા હતા. તે પછી ગીતાજીના રથ આગળ પૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ, હરિદ્વાર, પ્રયાગ, કાશી આદિ સ્થાનોથી આવેલા સંત મહાત્માઓ તથા શહેરના અગ્રગણ્ય પ્રતિષ્ઠિત નાગરિકો, મિલમાલીકો, તથા ગીતામંદિરના સહાયકો, જેમાં

ખાસ કરીને શેઠ રમણલાલ લલ્લુભાઈ, શેઠ હિમતભાઈ મોતિલાલ, શેઠ નરસિંહલાલ, શેઠ માણેકલાલ, શેઠ લાલદાસ, શેઠ છગનલાલ, શેઠ ગોવર્ધનદાસ સર મંગળદાસ નથુભાઈવાળા તથા શેઠ રણછોડદાસ આદિ સર્વ ભક્તજન પગે ચાલતા હતા, સ્વામી વિદ્યાનંદજી મહારાજના હર્ષનો તો પાર નહતો તેમના મુખ ઉપર ભગવતી ગીતાજીની આ ભવ્ય સવારી જોઇને અનુપમ ઉલ્લાસ તથા આનંદ ઉમટી રહ્યો હતો. જે જે રસ્તે થઇને સવારી નીકળી તે તે રસ્તે ભાવુક ભકતોએ કુંકુમ તથા પુષ્પમાળાઓથી સ્વામીજીનું સ્વાગત કર્યું. ભગવતી ગીતાના રથનાં દર્શન કરી હજારો નયન તૃપ્તિનો અનુભવ કરી રહ્યા હતાં.

સ્વામીજી તથા તેમની મંડળીની પાછળ ભગવતી ગીતાજીનો ભવ્ય, કલામય તથા નયનાભિરામ રથ હતો, તેમાં ગીતાજી તથા અર્જુન બિરાજેલા હતા. રથના સારથિની જગોએ ભગવાન શ્રીકૃષ્ણને જોઇને રસ્તા ઉપર ઉભા રહેલા લોકોનો હર્ષ ઉભરાઈ જતો હતો. પાર્થ, સારથિ યોગેશ્વર શ્રીકૃષ્ણના ભવ્ય રથ તથા ગીતાજીના દર્શનને સારૂ રસ્તે રસ્તે, ગલીએ ગલીએ, મકાને મકાને, બારિયો, જરૂખા, અગાસિયોમાં લોકો સમાતા ન હતા. અને લોક ભગવતી ગીતાજીને અક્ષત ફૂલથી વધાવતા હતા.

આ ભવ્ય તથા અમૂલ્ય રથ અમદાવાદના દશા શ્રીમાળીજ્ઞાતિના બે ભાઈયો શ્રી ચિમનલાલ અમથાલાલ તથા ત્રીકમલાલ અમથાલાલ તરફથી ગીતામંદિરમાં ભેટ આપવામાં આવેલો હતો.

આ મનોહર સવારી ગીતામંદિરમાંથી નિકળી રાયપુર દરવાજેથી મદન ગોપાલની હવેલી, માણેકચોક કુવારો તથા ગાંધીરોડ ઉપર થઇને ખાડિયા ચોરા આગળથી શ્રી રણછોડજીને મંદિરે થઇને લગભગ ચાર કલાકે ગીતામંદિરમાં પહોંચી હતી તે વખતે તે રસ્તાનો બીજો વ્યવહાર બિલકુલ બંધ થઈ ગએલો હતો.

આજ સવારી જોઇને નગરના એંસી વર્ષના વૃદ્ધ પુરૂષો, "આવી મોટી અને ભવ્ય ધાર્મિક સવારી અમે અમારી ઉમરમાં જોઇ નથી" એમ કહેતા સંભળાતા હતા. પોલિસનો પ્રબંધ, સ્વયંસેવકોની વ્યવસ્થા તથા લોકોના સુવ્યવસ્થિત ઉત્સાહને પરિણામે ગીતાજીનાં દર્શન કરવામાં જનતાને ઘણી સરળતા થએલી હતી. એટલુંજનહી પણ શાંતિથી નિર્વિઘ્ને સર્વ કાર્યક્રમ પૂરો થયો હતો.

# વડોદરામાં ગીતામંદિર તથા ગીતાદેવીની સ્થાપના.






મહાવાદમાં ગીતામંદિરની સ્થાપનાનું કાર્ય સમાપ્ત કરીને સ્વામીજી વડોદરે ગયા. ત્યાં પણ ગીતામંદિર બનીને તૈયાર થઈ ગએલું હોવાથી તેની સ્થાપનાનું કાર્ય પ્રારંભ થઈ ગયુ. તેના સાપ્તાહિક કાર્યક્રમનું વિવરણ નીચે બતાવ્યા પ્રમાણે છે.

૧—પહેલો દિવસ—વાસ્તુ પૂજન આદિ માંગલિક કર્મ શેઠ હિંમતભાઈ રણછોડદાસને હાથે સંપન્ન કરાવવામાં આવ્યુ હતું.

૨—બીજે દિવસ—મૂર્તિ પ્રતિષ્ઠાની પ્રાથમિક વિધિયો, યાજ્ઞિક બ્રાહ્મણો દ્વારા અનુષ્ઠિત કરાવવામાં આવી હતી.

૩—ત્રીજે દિવસ—ગીતાદેવીની પ્રતિષ્ઠા થઈને વિષ્ણુયાગનો આરંભ થયો વિષ્ણુ યાગના યજમાન, ગાંધી મણુભાઈ મનસુખભાઈ ભાણાવાળાને બનાવવામાં આવ્યા હતા.

૪—ચોથો દિવસ—યજ્ઞ ચાલુ રહ્યો. તથા મહાત્માઓનાં વ્યાખ્યાન તથા પ્રવચનો પણ થયા હતાં.

૫—પાંચમો દિવસ—વડોદરા રાજ્યના શ્રીયુવરાજ મહારાજનું આગમન તથા તેમને હાથે મંદિરનું ઉદ્ઘાટન થયુ.

૬—છઠ્ઠો દિવસ—નગરમાં ગીતાદેવીની સવારી મોટા સમારોહથી નિકળી. જેમા લાખોની માનવમેદની ઉભરાઈ હતી.

૭—સાતમો દિવસ—યજ્ઞની પૂર્ણાહુતિ, તથા શેઠ રણછોડદાસને માનપત્ર આપવામાં આવ્યુ હતું.

આ સાત દિવસના કાર્યક્રમનો રિપોર્ટ વિસ્તારપૂર્વક સમાચાર પત્રોમાં છપાએલો હતો. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

પૂજ્ય મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા લાખો રૂપિયાના ખરચે ગોયાગેટરોડ ઉપર જે ગીતામંદિર સ્થાપિત થએલું છે, તેનો, શુભ ઉદ્ઘાટન સપ્તાહ મહોત્સવ, પૂજ્ય સ્વામી શ્રીની ઉપસ્થિતિ અને તત્વા-

વીધાનમાં, માર્ગશીર્ષ પૂર્ણિમા બુધવારથી હજારો ગીતાપ્રેમી જનો સમક્ષ પૂર્ણ ઉત્સાહની સાથે શરૂ થયો . ગીતામંદિરના પ્રવેશ દ્વારની સફેદ પત્થરની નકશી—દાર કમાન ઉપરના હૉલની અગાસી ઉપર એક મોટો ઘંટ ટાંગવામાં આવ્યો છે, જેનો અવાજ આખાશહેરમાં સંભળાય છે. તે દ્વારની બંને બાજુએ ઉપર નીચે શ્લોક બાંધવામાં આવ્યા છે. એ મુખ્ય પ્રવેશ દ્વારની અંદરના-ભાગના ચોગાનમાં ચારે બાજુએ ગાડી મોટર આદિ વાહનોને જવાની જગ્યા છોડી વચ્ચે ઘણો વિશાળ કથા હૉલ બાંધવામાં આવ્યો છે, તેમાં સન્મુખ ભગવતી શ્રી ગીતાદેવીનું મંદિર છે, મંદિરને ધ્વજા, પતાકા, તોરણ આદિ વિવિધ માંગલિક વસ્તુઓથી ખૂબ સજાવટ કરવામાં આવી હતી. મુખ્ય પ્રવેશ દ્વાર તથા કથા હૉલની વચ્ચેના ચોગાનમાં એક બાજુએ વિષ્ણુ યાગનો મંડપ બાંધવામાં આવેલો હતો, જેનુ કાર્ય પાચ દિવસ સુધી ચાલુ રહેલું હતું સપ્તાહનો આરંભ પૂર્ણિમાએ વાસ્તુપૂજન વિધિથી હજારો મનુષ્યોની ઉપસ્થિતિમાં શરૂ થએલો હતો.

શુક્રવારે સ્વામીજી સન્મુખ પ્રતિષ્ઠા, પૂજા આદિ વિધિ, પંડિત શ્રી જયશંકર છોટાલાલ, શાસ્ત્રી મહાશંકર હિંમતરામ તથા જોશી મહાદેવભાઈ આદિ વિદ્વાનોનો સાન્નિધ્યમાં પૂર્ણ થઈ પછી દશવાગે વયોવૃદ્ધ મહંતજી શ્રી એતવારગિરિજી મહારાજ ( જેમની ઉમર લગભગ ૧૧૯ વર્ષની છે ) ને હાથે શ્રી ગીતાદેવીની આરતિ કરાવવામાં આવી.

તે પછી શ્રી વિષ્ણુયાગનો આરંભ થયો. સાજે સ્વામીજીએ લોકોને ગીતાનો બોધ કર્યો કે—આપ સર્વ ગીતાને તમારા જીવનનુ લક્ષ્ય બનાવો. ગીતાથીજ જીવનનુ કલ્યાણ થશે, ગીતામાતા ના પ્રગટ સ્વરૂપને તમારા ધ્યાનમા લાવી અંતરાત્માને નિર્મળ બનાવો, ગીતામાં કહેલા ઉપદેશ પ્રમાણે જીવનમાં આચરણ કરો '

શનિવારે વિષ્ણુ યાગ ચાલુજ હતો. તે દિવસે વિદ્વાનોનાં ગીતાના મહત્ત્વ ઉપર વ્યાખ્યાનો થયા. શ્રી ચાંદ કરણ શારદા એ, જોશદાર ભાષામા ભાષણ કરતા કહ્યું—'વર્તમાન ચાલુ કોલાહલ, કલેશ, અને અશાંતિમય વાતાવરણમાં, ગીતાધર્મ તથા ગીતાગ્રંથનુ જ્ઞાન અને ગીતામંદિર દ્વારા થનારો ગીતાપ્રચાર, એ સર્વ આગળનું માર્ગદર્શન કરાવનાર સર્વ શ્રેષ્ટ ઉપાય છે ગીતાધ્યયન કરવાથી શરીરમાં અપૂર્વ શક્તિ આવી જાય છે.' પછી આગળ

તેમણે કહ્યું—'ગીતાના વર્ણન અનુસાર અત્રે ચારે વર્ણાશ્રમ એકત્ર થએલા છે, તેમની પ્રત્યે ગીતાનો અભ્યાસ કરીને, કર્તવ્યશીલ, શૂરા બનીને દેશ, જાતિ તથા ધર્મની રક્ષા કરવાને સારૂ તૈયાર થઈ જવું જોઇએ,' તે પછી

પંડિત આનંદ પ્રિયજીએ કહ્યું—'હિંદુસ્તાન ડરપોક બની ગયો છે. પોતાની જાતની પણ રક્ષા કરી શકતો નથી, પછી બીજાની તે કેવી રીતે રક્ષા કરી શકે ? તેથી ગીતાના ઉપદેશને આચારમાં લાવીને નિર્ભયતાથી જાતિની તથા દેશની રક્ષા કરો,'

અનંતર રાજા શ્રી નારાયણલાલ પિત્તીએ ગીતાના ગૌરવ ઉપર પોતાના વિચારપ્રગટકર્યાં બાદ શ્રી મોતીલાલ નાયબદિવાને સ્વામીજીની આજ્ઞાથી કહ્યું કે—'અર્જુનને શ્રીકૃષ્ણે ગીતાનો બોધ આપીને તેને કર્તવ્યજ્ઞાન કરાવ્યુ હતું. તેને પાંચ હજાર વર્ષ વીતી ગએલાં છે, તો પણ શ્રીકૃષ્ણોપદેશ રૂપ ગીતા-ગ્રંથ અમર છે. એ ગ્રંથ સત્યધર્મનું દિગદર્શન કરાવે છે, સર્વ ધર્મ તથા સંપ્રદાયોના આચાર્ય ગીતાગ્રંથનો સ્વીકાર કરે છે. સનાતનધર્મ ઉપર ચારે બાજુથી ભારે આક્રમણ થઈ રહ્યાં છે, તેને ગીતાજ બચાવી શકે તેમ છે. સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ સરસ્વતી તથા વર્તમાનમાં મહાત્માગાંધી આદિ વિશિષ્ઠ વ્યક્તિયો ગીતાના ઉદ્દેશથી કર્મયોગની શિક્ષા આપી રહ્યા છે. ગીતામાં જ્ઞાન, ભક્તિ તથા ઉપાસના એ ત્રણેનો સુંદર સમાવેશ હોવાથી તે સર્વને માન્ય છે એટલુંજ નહીં પણ યુરોપ અમેરિકાના તત્ત્વવેત્તાઓ પણ ગીતા પ્રતિ ઘણું સન્માન પ્રગટ કરે છે. એવા મહાન ગીતાગ્રંથનું સ્મરણ, પઠન, મનન તથા ગીતાદેવીના દર્શનની જરૂર છે, આશા છે કે એ સર્વની ન્યુનતા આ ગીતામંદિર પુરી કરશે.'

તે પછી આજના કાર્યનો ઉપસંહાર કરતાં ગીતાનો કર્મયોગ સમજાવી સ્વામીજીએ કહ્યું—'તેનું અધિક વિવેચન જાણવું હોય તો 'ગીતા ગૌરવભાષ્ય' ગુજરાતી તથા હિંદીમાં છે તે જુવો.'

રવિવારને દિવસે શ્રીમંત, યુવરાજ સાહેબ પધારવાના હતા તેઓશ્રીના આવવાના પહેલાં કલાકોથી સભામંડપ ખિચોખિચ ભરાઈ ગયો હતો. તેમાં બહારથી આવેલા પ્રતિનિધિયો પણ હતા.

શ્રી યુવરાજ મહોદય ચાર ઘોડાની ગાડીમાં રાજકીય ઠાઠથી આવતાંજ દરવાજા ઉપર સ્વયંસેવકોની ટુકડીએ સલામી આપી. સભા હૉલના પ્રવેશ દ્વાર ઉપર ઉભી રહેલી કુંમારિકાએ તેમને મોતી તથા સોના ચાદીનાં ફુલથી

વધાવ્યા. મહંત શ્રી હરનારાયણગિરિજી, શેઠ રણછોડદાસ પ્રોફેસર માણેકરાવજી, શેઠ બકોરભાઈ, શેઠ રતનલાલ હરિભક્ત, શેઠ હીરાલાલ છગનલાલ, શેઠ રમણભાઈ ચુનીલાલ તથા ડૉકટર માણેકલાલજી વગેરે મંદિરના પ્રધાન કાર્યકર્તાઓ તથા ઉપસ્થિત સર્વ જનતા અને સરકારી અમલદારોએ ઉભા થઇ સન્માન આપીને શ્રી યુવરાજને ગાદી ઉપર બેસાડ્યા. પછી ત્યાં ઉપસ્થિત મહાત્મા મંડળે તેમને આશીર્વાદ આપ્યા.

સ્વામીજીએ શ્રી યુવરાજ સાહેબને આશીર્વાદ આપી સ્વાગત કર્યું તથા ત્યાં બહારથી આવેલી જનતા તથા મંદિરના સહાયકોને પણ આશીર્વાદ આપી સત્કાર કર્યો અને તે પ્રસંગમાં સ્વામીજી બોલ્યા—'મેં ગુજરાતમાં, ગીતાના જ્ઞાનનો પ્રચાર કરવાની શરૂઆત, વડોદરા રાજ્યની સહાનુભૂતિથી અને વડોદરા-રાજ્યથીજ કરેલી હતી. તેના ફળસ્વરૂપ આજ વડોદરા નગરમાં આ વિશાળ-મંદિર બનેલું છે. જેનું ઉદઘાટન કરવા આજે શ્રી યુવરાજ સાહેબ પધાર્યા છે.'

તે પછી શેઠ હિંમતભાઈ રણછોડભાઈએ શ્રી યુવરાજ સાહેબને ગીતા-મંદિરનું ઉદ્ઘાટન કરવાની પ્રાર્થના કરતાં કહ્યું કે—'શ્રીકૃષ્ણ ભગવાને માર્ગ-શીર્ષ માસમાં અર્જુન ને ગીતાનો ઉપદેશ કરેલો હતો. તેજ ગીતામાતાના મૂર્ત સ્વરૂપની, આજ મહીનામાં ગુરૂદેવ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની કૃપાથી સ્થાપના કરવાનો અવસર આજે મળેલો છે. 'શ્રી કૃષ્ણ પરમાત્મા જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે ત્યારે ત્યારે અવતાર લે છે.' ધર્મને જાગ્રત કરવાને સારૂ, અગર તો લુપ્ત ગીતાધર્મ નો ઉધ્ધાર કરવાને સારૂ શ્રી કૃષ્ણે જન્મ ધારણ કરેલો હતો. આજથી થોડા વખત પહેલાં ગીતાનું જ્ઞાન ગણ્યા ગાંઠ્યા કેટલાક પંડિત લોકમાં જ હતું. જાહેર જનતામાં એવી ધારણા હતી કે ગીતાનો પાઠ તો મરણપથારી ઉપરજ થાય અર્થાત્ મરણાસન્ન લોકોની પાસે બેસીને બીજા લોક તેમને ગીતાનો પાઠમાત્ર સંભળાવતા હતા. એવા લુપ્ત પ્રાય ગીતા-જ્ઞાનનો પ્રચાર, ભગવત્ સ્વરૂપ અમારા શ્રીમાન ગુરૂદેવની કૃપાથી, આજ ગુજ-રાત પ્રાંતને ગામેગામ, શહેરેશહેર અને ઘેરઘેર થઈ રહ્યો છે. તેમણે બૃહદ્ ગુજ-રાતને તો શું પણ સમસ્ત ભારતને એ પાઠ ભણાવી દીધો છે કે 'ગીતાજીવ-તાને જીવિત કરનારો ગ્રંથ' છે. તેનું જ પ્રતિક આ ગીતામંદિર છે.'

શ્રી સ્વામીજીના ઉપદેશામૃતનો જનતા ઉપર કેટલો પ્રભાવ છે અને લોકોના ઉપર તેમના વ્યક્તિત્વની કેટલી ઊંડી અસર થએલી છે, તે બતાવતા વક્તાએ આગળ ચલાવ્યું—'ગુજરાતમાં જ નહીં પણ અખિલ ભારતવર્ષમાં

સ્વામીજીના ઉપદેશામૃતનો પ્રવાહ સદૈવ ચાલતો રહે, તેને સારૂ આ ગીતા-મંદિરની ઉદ્‌ઘાટન વિધિ, ગૌબ્રાહ્મણપ્રતિપાળ, સંતસેવી શ્રીપ્રતાપસિંહ મહારાજની રાજધાની વડોદરામાં થાય છે. શ્રી યુવરાજ ફતેહસિંહ રાજને શુભ વરદ હસ્તે આ મંદિરનું ઉદ્‌ઘાટન થાય, એવી સર્વ ગીતાપ્રેમી લોકોની ઇચ્છા તથા પ્રાર્થના છે. તેથી હું સર્વ ભાઇયોના તરફથી શ્રી યુવરાજ મહારાજને વિનંતી કરૂં છું કે તેઓશ્રી આ ગીતામંદિરનું ઉદ્‌ઘાટન કરવાની કૃપા કરે.

તે પછી શ્રી યુવરાજ સાહેબે ઉભા થઇને, ઉદ્‌ઘાટન અવસરનું નીચે પ્રમાણેનું ભાષણ કર્યું, જેનો સર્વેએ પૂરી સાવધાનીથી સાંભળ્યુ અને ( યુવરાજ શ્રીના શાંત, નિડર તથા નિઃસંકોચ વક્તવ્યથી મુગ્ધ થઇને ) તેમની પ્રશંસા કરી.

## શ્રી યુવરાજસાહેબનું ભાષણ



આજ આ મંદિરનું ઉદ્‌ઘાટન કરવાને સારૂ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે મને બોલાવેલો છે, તેને સારૂ હૃદયથી હું તેમનો આભાર માનુ છુ. જ્યારે જ્યારેસ્વામીજી મને મળે છે, ત્યારે ત્યારે ગીતાજીનું પુસ્તક આપ્યા કરે છે. પરંતુ તેમાં શું લખ્યુ છે તે મારી સમજ શક્તિની બહાર છે. ભવિષ્યમાં કોઈ સમયે વાંચીને સમજવાનો પ્રયત્ન કરીશ. ગીતા જેવા તાત્વિક ગ્રંથને સમજવો એ બાળબુદ્ધિને સુલભ નથી. હાલમાં તો 'ભારતીય યુદ્ધના પ્રારંભમાં શ્રીકૃષ્ણનો અર્જુનને આપેલો ઉપદેશ જ ગીતા છે' એટલું જ હું જાણું છું. અધિક નહીં.

પરંતુ એટલું તો કહી શકું છું કે, અમારા જેવા બાળકના મનમાં પણ ગીતાજીને સારૂ ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાનો સ્વામીજીનો પ્રયાસ ખાસ પ્રશંસાને પાત્ર છે. સ્વામીજી હરેક મનુષ્યને ગીતાધર્મ હૃદયંગમ કરાવવાને ઘણું પ્રચાર કાર્ય કરી રહ્યા છે તે આપ સર્વ જાણો છો. એ પ્રચાર કાર્યનુંજ એક દ્રષ્ય ફળ, આજ જેનું ઉદ્‌ઘાટન કરવાનું છે તે આ ગીતામંદિર છે. અમદાવાદમાં સ્વામીજી દ્વારા સ્થાપિત ગીતામંદિર પણ મેં હમણાં જોયુ છે. હું ત્યાં ગયો તે સમયે ઘણો મોટો જન સમુદાય એકઠો થએલો હતો તે ઉપરથી ગીતા

ઉપરના સ્વામીજીના પ્રવચન સાંભળવાની જનતામાં કેટલી આતુરતા હોય છે, તે મારા જોવામાં આવ્યું.

અહીં વડોદરામાં પણ સ્વામીજીએ આ 'શ્રી ગીતામંદિર' સ્થાપિત કર્યું છે, વડોદરાની પ્રજા તેનો લાભ લઇને, અર્થાત્ સ્વામીજી અહીં જે ગીતામૃત-પાન કરાવશે, તેનું સેવન કરીને, તેમણે કરેલા ગીતાપ્રચાર કાર્યને સફળ કરશે અને તેમના ઋણથી મુક્ત થશે એવી હું નિ શંક આશા રાખું છું.

'ગીતામંદિર ખુલી ગયું છે તેની હું ઘોષણા કરૂં છું' એમ કહીને શ્રી યુવરાજ સાહેબે, મંડપમાં મંદિર પાસે જઇને રેશમી પડદો પોતાને હાથે હટાવી દીધો અને શ્રી ગીતાદેવીની કીંમતી સોનાચાંદીના અલંકારોથી વિભૂષિત સૌમ્ય મૂર્તિના દર્શન કર્યા મંદિર ખુલતાંજ માંજલપુર ના બેન્ડવાળાઓ એ ગીતામાતાને સંગીતની સલામી આપી તે સમયે અસંખ્ય જનતા દ્વારા ।ગીતા-માતા, સ્વામીજી મહારાજ તથા શ્રી યુવરાજ મહારાજની જય ઘોષણાથી મંદિર ગુંજી ઉઠયુ હતું. શ્રી યુવરાજે ગીતાદેવીની મૂર્તિની પાસે જઇને સોનાની મહોરો શ્રીફળ, તથા પુષ્પહાર ભેટ ચઢાવીને વિધિપૂર્વક પૂજા તથા શ્રદ્ધાથી નમસ્કાર કર્યાં.

તે પછી શેઠ રણછોડદાસનાં ધર્મપત્ની દ્વારા ગીતામાતાનાં ચરણોમાં રૂ.૨૫૧) ની ભેટ મુકવામાં આવી તે પછી સર્વભક્ત સેવકોએ યથાશક્તિ ભેટ અર્પણ કરી. ભેટ આપનારાઓમાં શેઠ હીરાલાલ છગનલાલ, શેઠ લાલાભાઈ. ચુન્નીલાલ તથા ચિમનલાલ બાદશાહનાં પત્ની આદિ લોક પ્રમુખ હતા.

તે સમયે શિલ્પકાર, નારાયણદાસ,જગન્નાથ આદિ તથા નાગપુરના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી માધવરાવ ઇંગિલે, જેમણે ભક્તિ ભાવથી ત્રણમાસ અમદાવાદમાં કામ કરી અને આમંદિરમા પણ અદ્ભુત સુંદર ચિત્રો નિર્માણ કર્યા છે તેમનાં તથા અન્ય કાર્ય કર્તાઓના શ્રમ તથા સેવાધર્મની ભાવનાનાં વખાણ કરીને તેમની કદર,કરવાને સારૂ પદક બિલ્લા, દુશાલા વગેરે પારિતોષિક, સ્વામીજીની પ્રેરણાથી શ્રી યુવરાજ મહારાજે પોતાના કરકમલોથી સર્વ ને વિતરિત કર્યા

તે પછી શ્રી સ્વામીજીએ કહ્યુ—'ગીતાના ઉપદેશથી ક્ષત્રિય જાતિના વીર અર્જુનને કર્તવ્યનું સાચુ જ્ઞાન થયુ હતું. તેજ પ્રમાણે એ જ્ઞાનથી વર્તમાન કાળની જનતા પોતાના શરીર તથા મનની દુર્બળતા દૂર કરે અને સમાજ, ધર્મ તથા દેશ પુન ગૌરવાન્વિત તથા યશસ્વી થાય એવી મારી હાર્દિક શુભેચ્છા છે. ધર્મ રક્ષક શ્રી ગાયકવાડ સરકારના રાજ્યમાં સ્થાને સ્થાને ગીતાજ્ઞાનનો

પ્રચાર થાઓ. તેને સારૂ ગીતામંદિરો સ્થાપિત થાઓ. શ્રીમાનનો વિજય થાઓ તથા ગીતાપ્રચાર સદાને સારૂ થતો રહે એવો આશિર્વાદ આપુછું.

તે પછી શ્રી યુવરાજે હાથે બનાવેલું 'ગીતામંદિર' નામાંકિત બોર્ડ મંદિરમાં મૂકવામાં આવ્યું. —( સયાજીવિજય તા૦ ૭-૧૨-૪૧ )

## ગીતામાતાની સવારી.




તામાતાની સવારી તે દિવસે ઘણી ધામધૂમ પૂર્વક ગીતા-મંદિરમાંથી ચારવાગે નિકળી, જે રસ્તે થઇને સવારી જવાની હતી તે સડક ઉપરનાં મકાનો અટારિયો ઝરૂખા છજાં તથા અગાસિયો માણસોથી ખિચોખિચ ભરાઈ ગએલાં હતાં. આસપાસનાં ગામોમાંથી પણ સવારી જોવાને ઘણા લોકો આવેલા હતા. આજ વડોદરામાં જનસમુદાયનો સમુદ્ર ઉછળતો હતો. સવારીની રચના અપૂર્વ હતી. શહેરનાં યુવકમંડળ તથા વ્યાયામ શાળાના સ્વયંસેવકોનાં લગભગ બાર બેન્ડ સાથે હતાં. સવારીને મોખરે એક મહાત્મા ૐકારનો ઝંડો લઇને ઘોડા ઉપર બેસીને આગળ ચાલતા હતા. તેમની પાછળ ડંકા નિશાન સાથે રાજ્યની ધ્વજધારી ટુકડી હતી. તેની પાછળ સ્વયંસેવકોનું બેન્ડ હતું તેની પાછળ ઘણી સજાવટ કરેલો હાથી હતો તથા તેની પાછળ બીજા બે બેન્ડ તથા બીજો હાથી હતો તેની પાછળ બીજા બે બેન્ડ તથા ત્રીજો હાથી હતો તેના ઉપર ચાંદીની અંબાડીમાં વયોવૃદ્ધ મહાત્મા, મહંત શ્રી એતવારગિરિજી મહારાજ બિરાજમાન હતા. તેની પાછળ બેન્ડ પછી લારિયો ઉપર શ્રીકૃષ્ણનાં બે ચિત્રો હતાં પછી યુવકો તથા વૃદ્ધ ભક્તોની જુદી જુદી ભજનમંડળિયો ભજન કરતી હતી. તેની પાછળ સાધુ સમુદાયની વચ્ચે પૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ પગે ચાલતા હતા. તેમની બાજુમાં સ્વયંસેવકો કીર્તન કરીને ચાલતા હતા. તેમની પાછળ હજારો પ્રતિષ્ઠિત નાગરિકો ઉલ્લાસથી ચાલતા હતા. સ્વામીજી ભક્તોનાં નમસ્કાર ધીરેધીરે ચાલતા સ્વીકારતા હતા. સવારીના આ અડધા ભાગમાં દશબાર હજાર માણસો હતાં.

તે પછી શણગારેલા ચાંદીના રથમાં ગીતામાતાનું સ્વરૂપ હતું. એમ પ્રતીતિ થતી હતી કે જાણે માનવ સાગરમાં રથ અધર આવી રહ્યો છે. રથની આસપાસ વિશાળ ઘેરામાં મસ્તક ઉપર શ્રી ફલયુક્ત ચમકતા જલપૂર્ણ કલશે સહિત ઘણી બહેનો તથા તાળી વગાડીને રાસ ગાતી સ્ત્રિયોનો મહાન સમુદાય નજરે પડતો હતો. સવારી એટલી ભારે હતી કે વડોદરાની પહોળી કહેવાતી સડકો પણ નાની પડતી હતી સવારી લાહરીપુરે દરવાજે પહોંચતાં જનતા તરફથી અગિયાર તોપોની સલામી આપવામાં આવી હતી ન્યાયમંદિરના મેદાનમાં સવારી જોઈને લોક ચકિત થઈ જતા હતા સવારી ન્યાયમંદિર થી આગળ જયુબીલીબાગની પરિક્રમા કરીને ત્રણ કલાકે ગીતામંદિરમાં પાછી આવી૦ લોક પરસ્પર કહેતા હતા કે આવી સવારી તથા આવો પ્રસંગ તથા રાજાપ્રજાની એકતાથી મળેલુ આવું સન્માન કોઈ પણ ધર્મગુરૂને સારૂ વડોદરામાં આ પહેલું છે. —('સંદેશ'—તા૦ ૧૦-૧૨-૪૧)

યજ્ઞમાં કર્મકાંડ કરાવનારા તથા શહેરના અન્ય વિદ્વાન બ્રાહ્મણોને ગીતામંદિરમાં આમંત્રણ કરીને સરસુબા માનેપાટિલ સાહેબને હાથે તેમનો સત્કાર કરાવ્યો. સાથેજ રાજરત્ન શેઠ હીરાલાલ છગનલાલ પરિખ દ્વારા જનતા તરફથી આયોજિત એક 'સન્માનપત્ર' સ્વામીજીના પરમભક્ત ગીતાપ્રેમી શેઠ રણછોડભાઇને, દિવાન સાહેબને હાથે અપાવ્યુ. દિવાન સાહેબે ગીતામંદિરમા સપત્નીક પધારીને ગીતામાતાનું પૂજન કર્યું હતું.

આ શેઠજીએ દોઢવર્ષ સુધી સતત પરિશ્રમ કરીને ગીતામંદિર બંધાવેલું હતું તથા મોટી રકમ આપીને ગીતામંદિરનો મોટો હોલ બંધાવવામાં આર્થિક સહયોગ આપેલો હતો. આજ વીસવર્ષથી સ્વામીજીના ઉપર તેમની એક રસ ભક્તિ ચાલી આવે છે. તેમને જનતા તરફથી દિવાન સાહેબને હાથે જે 'માનપત્ર' અપાયેલું છે તે ઉચિત જ હતું શેઠજીએ તેનો સાદર સ્વીકાર કરીને, શિષ્ટતાનો પરિચય કરાવતા કૃતજ્ઞતા જણાવી. દિવાન સાહેબે શેઠને કહ્યું—'આપ આવાજ સત્કાર્ય કરતા રહો.'

આજ અંતિમ દિવસ હોવાથી શહેરની જુદીજુદી સંસ્થાઓ તરફથી સ્વામીજીના જે આભાર તથા ધન્યવાદ મનાયા હતા, તેનો સપ્રેમ ઉત્તર આપતાં સ્વામીજીએ કહ્યુ—'આજે જે કાંઈ કામ થઈ રહ્યું છે તેને હું આ શરીરનું નથી માનતો. આ તો રાજ્યની તથા આપ જનતાની શોભારૂપ ભગવાનની લીલા છે, એમ જ હું માનું છું એ આપ સર્વના સહયોગ તથા પ્રેમનો પ્રભાવ છે.'

એટલું કહીને ગીતામાતાના જય ઘોસ સાથે સ્વામીજીનો ગગનભેદી જયનાદ કરીને પ્રસાદ વિતરણ બાદ કાર્યની સમાપ્તિ કરવામાં આવી.

જે દિવસથી ગીતામંદિરની જમીન ખરીદાએલી હતી તે સમયથી સ્વામી શ્રી આત્માનંદજી મહારાજ ગીતામંદિરનું સર્વ કાર્ય તત્પરતાથી સંભાળી રાખે છે. તનમનથી આ મંદિરની પૂરી દેખરેખનો ભાર તેઓ ઉપર જ છે આશા છે કે પોતે જ્યાં સુધી જીવીત હશે ત્યાંસુધી તેજ રીતે સંભાળશે.

# પ્રયાગરાજનું કુંભપર્વ.







મીજી વડોદરાના ગીતામંદિરનું સ્થાપન કાર્ય સમાપ્ત કરીને ત્યાંથી પ્રયાગ મેળામાં જતાં ચાર દિવસ મુંબઇમાં રહ્યા. તે સમયે રેલવે કંપનીએ પ્રયાગની ટિકિટ આપવાનું બંધ કરેલું હતું. તેથી અનેક ભકતો કુંભ મેળામાં જતા અટકી પડેલા હતા. તેથી ભકતોએ સ્વામીજીનાં ચરણોમાં એકએક નારિએળ તથા સવાસવા રૂપિયો અર્પણ કરતા કહ્યું—' નારિએળ અમારા સ્નાનને બદલે ત્રિવેણીમાં ચઢાવી દેવામાં આવે તથા રૂપિયા મહાત્માઓના ભોજનમાં ખર્ચ કરવામાં આવે. ત્યાથી પ્રયાગ પહોંચતા શ્રી મહાનિર્વાણી અખાડાના મહંત લક્ષ્મણગિરિજી, મહંત ગણપત ભારથીજી, મહંત શંકરપુરીજી, મહંત હરિશ્ચંદ્રગિરિજી તથા કોઠારી ગુલાબપુરીજી આદિ મહાપુરૂષોની સાથે પેશવાઈ જુલૂસથી, જેમાં હાથી ઘોડા, ડંકા, નિશાન તથા મહાત્મામંડળી હતી તેમની સાથે ગંગા યમુનાની મધ્યમાં ત્રિવેણીના તટ ઉપર સ્વામીજી, ગીતાપ્રચારને અર્થે તૈયાર કરાવવામાં આવેલી છાવણીમા આવી ગયા. ત્યાં એકમાસ સુધી ગીતાપ્રચાર ચાલતો' રહ્યો. એ કાયનો રિપોર્ટ જે સમાચાર પત્રોમાં પ્રકાશિત થએલો હતો, તેની મતલબ નીચે પ્રમાણે છે—

### ગંગાપટ્ટી પ્રયાગ કુંભમાં ગીતાપ્રચાર—

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય, બ્રહ્મનિષ્ઠ, લોકસંગ્રહી, ગીતાવ્યાસ મહામંડળેશ્વર શ્રી ૧૦૮ જગદ્ગુરૂ સ્વામીજી વિદ્યાનંદજી મહારાજની ગીતાકથા પોષ સુદી પૂર્ણિમા શુક્રવારથી આરંભ થએલી છે. લાઉડસ્પીકર દ્વારા તેમની

મધુર વાણી ઘણા પ્રેમથી કુંભયાત્રિયો સાંભળે છે. હિંદુ સમાજની સાથે અન્ય સંપ્રદાયોના લોક ઇસાઈ અંગ્રેજ, મુસલમાન પણ કથા સાંભળવાને સારૂ પહોંચી જાય છે. મંડપની શોભા 'સુધર્મા' અર્થાત્ દેવ સભા ગૃહથી પણ સુંદર જોવામાં આવે છે. જ્યાં નજર પડે ત્યાં ભગવાન શ્રી કૃષ્ણ તથા અન્ય દેવતાઓના ચિત્રો નજરે પડે છે. સ્વામીજીનો ઉપદેશ ઘણે ભાગે ગીતા ઉપરજ થાય છે. સમસ્ત સંસારને સ્વામીજી ગીતા સંભળાવી ગીતામય બનાવવાની ઇચ્છા રાખે છે. ભારતના લગભગ તમામ પ્રાંતોમાં ગીતાધર્મનો પ્રચાર થઈ રહ્યો છે. ભક્તજનોએ પણ શ્રી સ્વામીજીના આદેશ અનુસાર પોતાના લાખો રૂપિયાનો વ્યય કરીને વિશાળ ગીતામંદિરોનાં નિર્માણ કરેલાં છે તે સ્થાનો દર્શનીય છે. ગીતાધર્મનાં એ સ્થાનોમાંથી અબાધ ગતિથી ગીતાપ્રચાર થઈ રહેલો છે. જેવાં કે—ગીતામંદિર કરનાળી નર્મદાતટ, ગીતામંદિર ગોયાગેટ વડોદરા, ગીતામંદિર અમદાવાદ આદિ. સ્વામીજી તરફથી 'ગીતાધર્મ' માસિકપત્ર પણ કાશીથી પ્રકાશિત થાય છે. કુંભપર્વના યાત્રીગણ શ્રી સ્વામીજીના ઉપદેશોનો લાભ લે. સ્વામીજીનો ગીતાપ્રચાર મેરઠ, દિલ્લી, આગરા, કાનપુર, લખનઉ આદિ નગરોમાં પણ પુરતા પ્રમાણમાં થએલો છે. ('કુંભસમાચાર', પ્રયાગ, ૪૧-૪૨)

સ્વામીજીએ, ત્રણ કુંભ હરિદ્વારના, કુંભાર્ધ કુંભમળીને છ પ્રયાગના, બે ઉજ્જયનના તથા એક નાસિકનો, એ પ્રમાણેના કુંભપર્વના મેળાઓમાં તેમણે બૃહદ્ આયોજનથી ગીતાનો પ્રચાર કરેલો છે.

## પ્રયાગ કુંભના ગીતા કેમ્પમાં રાષ્ટ્રીય નેતાઓ નાં આગમન





આ

પ્રયાગરાજ કુંભના ત્રિવેણી તટસ્થ ગીતાકેંપમાં સ્વામીજી નિત્ય પ્રચાર કરતા હતા. એક સમયે ત્યાં બાબુ શ્રી સંપૂર્ણાનન્દજી (મંત્રી શિક્ષા વિભાગ યું. પી.) તથા પંડિત શ્રી યજ્ઞનારાયણ ઉપાધ્યાય ગીતા કેંપમાં અન્ય નેતાઓ સાથે આવ્યા. સ્વામીજીએ તેમનું સ્વાગત કર્યું. તેમણે નમસ્કાર કરીને ગીતા સંબધી કેટલાક પ્રશ્નો કર્યા, જેમના ઉત્તરથી તેઓ સંતુષ્ટ

થયા. પછી સ્વામીજીએ તેમને 'ગીતાગૌરવભાષ્ય'ની પ્રતો પ્રસાદ રૂપમાં સપ્રેમ ભેટ આપી.

પ્રયાગ કુંભનું કાર્ય સમાપ્ત કરીને સ્વામીજી કાશી પધાર્યા, ત્યાં ગીતાધર્મ પ્રેસના વ્યવસ્થાપક શ્રી ગોવર્ધનભાઈ મંગળભાઈનું કાર્ય જોઇને સંતોષ પ્રગટ કર્યો તથા તેમને પ્રેસના સંબંધમાં કેટલીક સલાહ તથા સૂચનાઓ આપી. જ્યારે સ્વામીજી કાશીમાં હતા તે વખતે ગીતાધર્મ પ્રેસમાંથી 'આલબમ ગીતા' ( પ્રતિપૃષ્ઠ ચિત્રમયી ગીતા ) પ્રકાશિત થએલી હતી. તેમાં સ્વામીજીએ જ્યાં જ્યાં ગીતા પ્રચાર કરેલો છે. ત્યાં ત્યાંનાં દ્રશ્ય તથા ગીતાપ્રેમી ભક્તોની સાથે સ્વામીજીના ભક્તોએ પઠાવેલા ફોટોગ્રાફના બ્લોકોનાં અનેક પ્રકારનાં ચિત્રો હતાં તેમજ ટીકા સહિત મૂળ સંસ્કૃત શ્લોકોમાં સંપૂર્ણ શ્રીમદ્ભગવદ્ગીતા હતો. આ પ્રેસની એ ઘણી સુંદર કૃતિ છે.

તે સમયે 'ગીતાગૌરવ ભાષ્ય' નો ચોથો ભાગ હિંદી તથા ગુજરાતીમાં પ્રકાશિત થએલો હતો. એ ભાગ એટલો તો લોકપ્રિય થએલો હતો. કે એ ભાગ તે સમયનાં સર્વ ભાષાનાં સમાચાર પત્રોમાં તેની સમાલોચના થએલી હતી. તે પૈકી સુપ્રસિદ્ધ રાષ્ટ્રસેવી, પૂનાનાં 'કેશરી' ( તા. ૮-૫ ૪૨ ) પત્રમાં આવેલી સંમતિ નીચે પ્રમાણે છે—

'ગીતાગૌરવાંક'—( પ્રકાશક ગોવર્ધનભાઈ મંગલભાઇ પટેલ, શ્રી ક્ષેત્ર કાશી ) કાશીના ગીતાધર્મ પ્રેસથી 'ગીતાધર્મ' નામક હિંદી તથા ગુજરાતી બન્ને ભાષાઓમાં એક માસીક પત્ર પ્રકાશિત થાય છે, એ પત્ર કેવળ ધાર્મિક વિષયોને જ સ્થાન આપે છે. તેનુ વાર્ષિક મૂલ્ય કેવળ ચાર રૂપિયા છે, તે મૂલ્યમાં *પ્રત્યેક વર્ષના જાન્યુઆરી માસમાં એક વિશેષાંક પ્રકાશિત કરવામાં આવે છે.* એ પ્રમાણે છેલ્લા ત્રણ વર્ષથી ગીતાગૌરવાંકમાં ગીતાના અગિયાર અધ્યાય સુધીનું સંપૂર્ણ વિવેચન થઈ ચુકયુ હતુ. આ નવા ચોથા ભાગમાં અધ્યાય બારથી પંદર સુધીનો ગીતાનો ભાગ આવેલો છે, અને અનુમાન છે કે આગામી વર્ષે ગીતાગૌરવાંકના પાંચમા ભાગમાં ગીતાપૂર્ણ થઈ જશે.

અત્યાર સુધી પ્રકાશિત થએલા ચાર 'ગીતાગૌરવાંક તથા આવતી સાલનો પ્રગટ થનારો એક મળીને તે પંચવિભાગાત્મક અમૂલ્ય ગ્રંથ થશે, જેમાં ગીતાનું આદ્યન્ત વિવેચન જાણવાનું મળશે. વર્તમાન વર્ષના આ ગીતાગૌરવાંકમાં અગિયારથી પંદર સુધીના અધ્યાયો છે. તે સંપૂર્ણ ગીતામાં અત્યંત મહત્વના છે. તેના બારમા અધ્યાયમાં ભક્તિ માર્ગનું રહસ્ય સંક્ષેપમ

દેખાડીને, તેનો આધાર કર્મફળત્યાગ ઉપર રાખવામાં આવેલો છે. તેરમો અધ્યાય જ્ઞાનષટ્ક નો પહેલો અધ્યાય હોવાથી તેમાં જ્ઞાન માર્ગનું સૂત્રરૂપે વિવરણ કરવામાં આવેલુ છે. ચૌદમા અધ્યાયમાં ત્રિગુણાતીતની શ્રેણિયોનું વર્ણન છે. પંદરમો અધ્યાય તો ગીતાના શિખર જેવોજ શોભાયમાન છે, તેમાં સંસાર બંધનનું સ્વરૂપ પ્રથમ વર્ણિત હોઈને અંતમાં જન્મમરણના ચક્કરમાંથી છુટી મોક્ષ પ્રાપ્તિની વિધિ બતલાવવામાં આવેલી છે. મોક્ષ પ્રાપ્તિના સમર્થનને સારૂ દેખાડવામાં આવ્યુ છે કે 'જીવાત્મા પરમાત્માનો અંશ છે, અર્થાત તે નિજસ્વરૂપમાં લીન થવાને સારૂ વચમાં આવતી સર્વ અડચણોને દૂર કરીશકે છે, પરંતુ મનુષ્યે ઇંદ્રિય નિગ્રહ આદિ પથ્ય પાળવાંજ જોઈ એ.

આ પ્રકારનુ, એ અતિમહત્વના ચાર અધ્યાયોનું માર્મિક વિવેચન આ પુસ્તકમાં વાંચવાનું મળે છે. પ્રત્યેક શ્લોકની નીચે, પ્રથમ સરળ શબ્દાર્થ આપેલો છે, પછી પ્રત્યેક શબ્દના અર્થ સંબંધનુ શંકાસમાધાન કરવામાં આવ્યુ છે તથા સંદર્ભાનુરોધથી નિષ્કર્ષ કહાડવામાં આવેલો છે. એ વિવેચનમાં કોઈ પણ સંપ્રદાય અગર મતનો આગ્રહ ન રાખતાં ગીતાની સ્વાભાવિક રચનાનુસાર સરળ અર્થ આપેલો છે. તેના સ્પષ્ટિકરણ ને અર્થે વ્યવહારિક દૃષ્ટાન્ત આપીને અર્થને વિશદ કરેલો છે. ગીતા તરફ જોનારની દૃષ્ટિ કેવી હોવી જોઈએ તેની ચર્ચા આ ગ્રંથની પ્રસ્તાવનામાં પ્રોફેસર શ્રી જયેન્દ્રરાવ ભગવાનલાલ દુરકાલ એમ૦ એ૦ એ સૂક્ષ્મ દર્શિણી વિચાર પદ્ધતિથી કરેલી છે. આ સત્તર પૃષ્ઠની પ્રસ્તાવનાને વાંચવાથી ગીતાના તત્ત્વજ્ઞાન તથા તેના ઉપદેશની યથાર્થ કલ્પના થશે. પ્રત્યેક શ્લોકાર્થનું સ્પષ્ટિકરણ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે કરેલું છે. એ ઓ મહાન અધિકારી પુરૂષ છે, વિષય બોધ કરાવવાની એમની રીત ઘણીજ સરળ છે અધિકારી પુરૂષ દ્વારા યથાર્થ આ ગીતાની સમાલોચના પાઠકોને બોધપદ થશે એમાં શંકા નથી-

પુસ્તકની હિન્દીભાષા સંસ્કૃતમયી હોવાથી મહારાષ્ટ્રીય પાઠકોને પણ તેને સમજવામાં સરળતા પડે તેમ છે. તેમાં અનેક રંગીન તથા સાદાં ચિત્રો છે પુસ્તકની પૂરી સજાવટ આકર્ષક છે. આગામી વર્ષના જાન્યુઆરીમાં તેનો પાંચમો ભાગ પ્રગટ થશે અને બાકીના ૧૬ થી ૧૮, ત્રણ અધ્યાય સંપૂર્ણ થઈને સમસ્ત ગીતા પૂર્ણ થશે. તેના પહેલાં પાઠકોને અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા ચારે ભાગો વાંચી લેવાથી આગલો અંતિમ ભાગ વાંચવાની ઉત્કંઠા વધશેજ અને પાછલા ભાગો વાંચવાથી આગલોભાગ સુગમતાથી સમજી શકશે. તેને સારૂ

ગીતાપ્રેમી પાઠક આ ગીતા ગૌરવાંકોનો અવશ્ય સંગ્રહ અને અભ્યાસ કરે એવો અમારો આગ્રહ છે.

ગોરખપુરથી 'કલ્યાણ' પત્ર દ્વારા તથા કાશીક્ષેત્રથી 'ગીતાધર્મ' દ્વારા હિંદી ભાષામાં જે ગીતાપ્રચાર થાય છે, તે ખરેખર પ્રશંસનીય અને અનુકરણીય છે. તેમાં વિશેષતાએ છે કે, 'કલ્યાણ'ના વિશેષાંક શ્રીકૃષ્ણ જન્માષ્ટમી ઉપર પ્રકાશિત થાય છે, તો કાશીના ગીતાધર્મનો વિશેષાંક ગીતાજયતિને દિવસે માગશીર્ષ શુક્લ એકાદશીએ પ્રકાશિત થાય છે, કલ્યાણ કેવળ હિંદીમાં જ નિકળે છે, પણ ગીતાધર્મ હિંદી તથા ગુજરાતી બંને ભાષાઓમાં નિકળે છે.

## ગુજરાતીપંચમાં 'ગીતાગૌરવભાષ્ય' ની સમાલોચના.

મુંબઈના પ્રસિદ્ધ સમાચારપત્ર 'ગુજરાતીપંચ' તા૦ ૧-૧૬ ૪૨ માં પણ 'ગીતાગૌરવ ભાષ્ય'ના ચતુર્થ ભાગની સમાલોચના કરતાં જણાવેલું છે કે—શ્રી સ્વામી વિદ્યાનંદજી મહારાજની ગીતા વૃત્તિથી ભાગ્યેજ કોઇ ધર્મપ્રેમી ગુજરાતી અપરિચિત હશે. તેમની કથામાં ગીતાના ગૂઢ રહસ્યની સાથે કેટલાંએ દ્રષ્ટાંતો તથા માર્મિક કથા વાર્તા કહેવામાં આવે છે. પ્રત્યેક શ્લોકનો અર્થ સંપૂર્ણ રીતે સમજવાને સારૂ તથા હૃદયમાં તેની સચોટ અસર થાય તેને સારૂ તેમનું કથાનક અત્યંત ઉપયોગી પ્રતીત થાય છે.

'ગીતાગૌરવાંક'ના અત્યાર સુધી પ્રગટ થએલા ત્રણે ભાગોમાં જેવા દ્રષ્ટાન્ત, કથા આદિ તથા તેને અનુકૂળ ચિત્ર આદિ આપેલાં છે, તેવોજ પ્રકાર આ ચોથા અંકમાં પણ સમાવેશ કરવામાં આવ્યો છે, તેટલા માટે પાઠકવર્ગ, આ અંકનો પણ સંગ્રહ કરી તેને વાંચવાનું યોગ્ય સમજે.

# અમદાવાદ ગીતામંદિરમાં ધર્માર્થ ઔષધાલય.




શીથી પાછા આવ્યા પછી વૈશાખ પુરૂષોત્તમ માસમાં સ્વામીજીની કથા અમદાવાદ ગીતામંદિરમાં થવા લાગી. સ્વામીજી પોતાની સાથે વૈદ્ય સ્વામી શ્રી શિવાનંદજીને પ્રયાગથી અમદાવાદ લાવેલા હતા. તેમને અમદાવાદ ગીતામંદિરના સંચાલનનું કામ સોંપવામાં આવ્યું. અત્યાર સુધી તે કામ મહંત હરનારાયણગિરિજી ચલાવતા હતા. તેમને કરનાળી ગીતામંદિરના કામને લીધે અવકાશ મળતો ન હતો તેથી તેઓ ત્યાંજ રહ્યા. સ્વામી

શ્રી શિવાનંદજી આયુર્વેદના એક નિષ્ણાત છે, પોતે નાડી પરિક્ષાના પણ સારા વિશેષજ્ઞ છે. હિમાલય આદિ પહાડોમાં ઘણાં દિવસ સુધી ભ્રમણ કરીને તથા રહીને દેશી વનસ્પતિ, ઔષધિયોનો સારો પરિચય મેળવેલો છે. સર્વ પ્રથમ જ્યારે તેઓ સ્વામીજીને હરિદ્વારમાં મળ્યા તે સમયે સ્વામીજીએ તેમને કહ્યું—'આપની પાસે' મનુષ્યોની પીડા નાશક એક મોટો ગુણ છે. તેનો લાભ નિયમિત રીતે જનતાને મળવો જોઈએ, તેનાથી પરોપકાર દ્વારા લોકોનું ભલુ થશે. એ પ્રભુના વિરાટ સ્વરૂપની એક મોટી સેવા થશે.' એ સાંભળીને સ્વામી શિવાનંદજીએ કહ્યું—'હું તો અત્યાર સુધી એકલોજ ભ્રમણ કરતો રહ્યો, હવે આપની જેમ આજ્ઞા થશે તેમ કરીશ.'

ત્યારથી જ્યારે જ્યારે સ્વામીજી કુંભપર્વ ઉપર જાય છે ત્યારે ત્યારે તેમની સાથે જઈને સ્વામી શિવાનંદજી 'ધર્માર્થ દવાખાનું' ચલાવ્યા કરે છે. જ્યારે સ્વામી શિવાનંદજી ગીતામંદિરમાં રહેવા લાગ્યા ત્યારે જે રોગી આવે તેને તેઓશ્રી દવા આપતા હતા. એક દિવસ સેવકોએ સ્વામીજી મહારાજને કહ્યું—'વિલાયતી દવાઓ ઘણી મોંઘી થએલી છે, ગરીબ તથા મધ્યમ વર્ગના લોકો હેરાન થઈ રહ્યા છે. આપ ગીતામંદિરના એક હૉલમાં ધર્માર્થ દવાખાનું ખોલાવી આપો તો તેનાથી લોકોને ઘણો આરામ મળશે.'

આ સાંભળીને બીજે દિવસે સ્વામીજીએ કથામાં કહ્યું કે—'ગીતામંદિરમાં 'ધર્માર્થ દાતવ્ય ઔષધાલય' ખોલવામાં આવશે તેનો લાભ ગરીબ, અમીર સર્વ લઈ શકશે. તેનું સંચાલન પ્રધાન વૈદ્યના રૂપમાં સ્વામી શ્રી શિવાનંદજી કરશે અને તેમની સાથે અન્ય યોગ્ય અને સેવાભાવી મહાત્માઓનો પણ કાર્યતઃ સહયોગ રહેશે.'

તારીખ ૯-૬-૪૨ ને દિવસે સવારે દશવાગે એ દવાખાનું શેઠ હિંમતભાઈ મોતીભાઈને હાથે ખુલ્લુ મુકાવવામાં આવ્યું. તે સમયે અમદાવાદનાં સ્ત્રી પુરૂષોની મોટી સંખ્યા એકત્રિત થએલી હતી. લોકોને એ વાતની જાણ થતાંજ શેઠ રામકૃષ્ણ હાથીભાઈએ કહ્યું કે—'દવાખાનું કરવા પ્રારંભમાં જે જે વસ્તુઓ આવશ્યક હોય છે, જેવી કે—બેંચ, ખુરશી, ટેબલ, દવા રાખવાનાં ડેસ્ક, કબાટ, ઓજાર આદિ, હું આપીશ. તેજ પ્રમાણે ડૉક્ટર નવનીતલાલ પુરૂષોત્તમદાસ વ્યાસ, શેઠ હીરાલાલ ત્રીકમલાલ, શેઠાણી જયકોરબા આદિ લોકોએ ઘણી ખરી સહાયતા આપી તેમનાં શુભ નામ ગીતામંદિરના શિલા લેખ ઉપર અંકિત છે. સ્વામી શિવાનંદજીને હાથે એવો યશ છે કે પ્રભુ કૃપા થી આ દવાખાનાનો



गीतामन्दिर अहमदाबाद के सचालक श्री स्वामी शिवानन्दजी
महाराज योगिराज, धन्वन्तरिगुरु।

આજ સુધીનાં બે વર્ષમાં બેતાલીસહજાર મનુષ્યો એ લાભ લીધેલો છે. વૈદ્યકવિદ્યા તથા ઔષધ નિર્માણ કર્યાની પૂર્ણ યોગ્યતા હોવાથી સ્વામીજી મહારાજે સ્વામી શ્રીશિવાનંદજી ને 'ધનવંતરી–ગુરૂની ઉપાધિથી વિભૂષિત કરેલા છે. તેનો વિગ્રહ છે.' ધન્વન્તરિર્ગુરૂર્યસ્ય' અર્થાત્ તેમણે જાણે સાક્ષાત્ ભગવાન ધન્વંતરિને ગુરૂ કરીને તેમની પાસેથી શિક્ષણ ન લીધુ હોય ? એટલુ બધુ તેમણે હસ્ત કૌશલ જ્ઞાન પ્રાપ્ત કરેલું છે.

## ગીતાધર્મ પ્રેસ કાશીમાં બ્લોકવર્કર્સ



તાધર્મ પ્રેસના વ્યવસ્થાપકે એકવાર સ્વામીજીને કહ્યુ— અમને અન્યત્ર બ્લૉક બનાવરાવવામાં ઘણી હરકત પડે છે. તેથી આપણે ત્યાં બ્લોક વર્કસ ખોલવામાં આવે તો ઘણી સરળતા થાય.' તે પ્રમાણે સ્વામીજીની આજ્ઞાથી બનારસ મ્યુનિસિપાલિટી બોર્ડના ચેરમેન રાયબહાદુર પં૦ જગન્નાથ મહેતાને હાથે 'બ્લોકવર્કસ'નું તા. ૧૬-૭-૪૨ ના રોજ તેમણે ઉદ્ઘાટન કરાવીને 'ગીતાધર્મ પ્રેસ' ના એક આવશ્યક અંગની અભિવૃદ્ધિ કરી.

હવે સ્વામીજી અમદાવાદથી વડોદરે આવી ગયા હતા. ત્યાં નિમ્નોક્ત ધર્મશાળાના ટ્રસ્ટી શ્રી ચંદુલાલ પટવા તથા ચંપકલાલ મહેતા આદિના આગ્રહથી સ્વામીજીએ 'શેઠ હિંમતલાલ શીવલાલ સ્મારક ધર્મશાળાનું ઉદ્ઘાટન કર્યું' તે સમયે ઘણા પ્રતિષ્ઠિત નાગરિકો એકત્ર થએલા હતા. સ્વામીજીના તે વખતના સામયિક ભાષણનું વિવરણ 'સયાજીવિજય' પત્રના તા. ૨૪-૧-૪૨ ના અંકમાં છપાએલું હતું.

## શ્રી ગણેશોત્સવ ઉપર રાજમહેલમાંસ્વામીજીનું ભાષણ

### રાજવિદ્યા શ્રી ગીતાજીનો ઉપદેશ



રકારી 'ગણપતિ—ઉત્સવ' ના કાર્યક્રમ અનુસાર પૂજ્ય શ્રી વિદ્યાનંદજી મહારાજનું ગીતા તથા ગણેશ વિષયક વ્યાખ્યાન 'લક્ષ્મીવિલાસ રાજમહેલ' ના દરબાર હોલમાં સાંજે સાઠા સાતવાગે નિશ્ચિત થયુ. દરબાર હોલમાં સ્વામીજીને વાસ્તે વ્યાસપીઠ તથા શ્રોતાઓને બેસવાને સારૂ ઉત્તમ પ્રકારનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. ઉપર

ગેલેરીમાં, શ્રી સૌભાગ્યવતી મહારાણી સાહેબ, રાજા સાહેબ, રાજકુટુંબનાં બાળકો તથા આમંત્રિત સ્ત્રિયો બિરાજમાન હતી. લાઉડસ્પીકરની સહાયતાથી સર્વલોક સ્વામીજીનું વ્યાખ્યાન સારી રીતે સાંભળી શકતા હતા. વ્યાસગાદી ઉપર બેઠા પછી રાજપુરોહિતે ફુલમાળાથી સ્વામીજીનું પૂજન કર્યું સ્વામીજીએ પ્રવચનના પ્રસંગમાં.

सर्वं स्थूलतनुं गजेन्द्रवदनं लम्बोदरं सुन्दरम्
प्रस्यन्दन्मदगन्धलुब्धमधुपव्यालोलगण्डस्थलम् ।
दन्ताघातविदारितारिरुधिरैः सिन्दूरशोभाकरं
वन्दे शैलसुतासुतं गणपतिं सिद्धिप्रदं कर्मसु ॥

આ સંસ્કૃત શ્લોકથી શ્રીગણેશ સ્તુતિ કર્યા પછી. કહેવાનો આરંભ કર્યો કે—'આપણા દેવી દેવતાઓનાં દર્શન કરવાથી વીરતાની પ્રેરણા મળે છે તથા મન નિર્મળ થાય છે. ગણપતિ બુદ્ધિના દેવતા છે. સર્વ કામોમાં નિર્મળ બુદ્ધિની સર્વથી પહેલી જરૂર હોય છે. સદ્‌બુદ્ધિ આપનારા ગણપતિનેજ સર્વ પ્રથમ વંદનીય માનવામાં આવેલા છે. કારણ કે તેમની ઉપાસનાથી બુદ્ધિના મળ વિક્ષેપાદિ દોષ દૂર થઈ જાય છે.' તે પછી સ્વામીજીએ કહ્યુ—'આટલા મોટા વિશાળકાય ગણપતિજીનું વાહન ઉંદર માનવામાં આવ્યું છે. ભૂધરોપમ ગણપતિજીને સારૂ અલ્પ પરિમાણ ઉંદરની સવારીની કલ્પનાનો અભિપ્રાય એ છે કે, મૂષકનો સ્વભાવ કાપવાનો–કાતરવાનો છે તે કોઈ પણ વસ્તુના મહત્વને જાણતો નથી. ઉંદર એટલે કુતર્ક બુદ્ધિ, તથા ગણપતિ એટલે સુબુદ્ધિના દેવતા. કુબુદ્ધિને સુબુદ્ધિ દબાવી દે છે. એ પ્રમાણેની શિક્ષા આ ગણપતિ–મૂષક યોગથી મળે છે. જ્યાં સુબુદ્ધિ ઉન્નત થશે ત્યાં તેટલો જ કુતર્ક હઠી જશે—

**'જહાં સુમતિ તહઁ સંપતિ નાના ❀ જહાં કુમતિ તહઁ વિપતિ નિધાના'**

એ તુળસીદાસજીના વચનાનુસાર સુમતિની સાથે સંપત્તિનો નિવાસ થાય છે, અને કુમતિની સાથે તો વિપત્તિ વગર બોલાવ્યે આવીને ઉભી થાય છે.

ગણપતિજી પંચદેવોમાંના એક દેવતા છે. જગતમાં પંચદેવજ પ્રધાન છે તેમાં પણ સર્વ કાર્યોના પ્રારંભમાં સર્વ પ્રથમ વિઘ્ન વિનાશક ગણેશ ભગવાનનું પૂજન, અનાદિકાળથી ચાલ્યુ આવે છે. જેની જેવી ભાવના હોય છે તેને તેવું ફળ મળે છે.

'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्'

'यो यच्छ्रद्धः स एव सः' —( गीता )

ઇત્યાદિ ભગવદ્ વચન તેનું સમર્થન કરે છે. અસ્તુ

મહાભારતમાં ભિષ્મપિતા, ધર્મરાજ આદિ યોગ્ય ક્ષત્રિયોના હોવા છતાં ભગવાને કેવળ અર્જુનને જ ઉપદેશ શા માટે કર્યો ? તેના ઉત્તરમાં એમ કહી શકાય કે અર્જુન ભગવાનનો 'सखेति मत्वा प्रसमं यदुक्तम्' હોવા ઉપરાંત, ભગવાનને 'शिष्यस्तेऽहं शाधि मां त्वाम् प्रपन्नम्' વચનાનુસાર ભગવદ્ ભાવનાથી માનતો હતો. અર્જુને ભગવાનને કહ્યું કે—'હું આ કુટુંબ ક્ષયકારી લડાઈમાં લડીશ તો નરકે જઇશ.' ભગવાને તેને સમજાવતાં કહ્યું હતું કે, ક્ષત્રિયોનો સર્વથી મોટો ધર્મ ન્યાય યુદ્ધ છે તેમાં તું મરીશ તો નિમ્ન વચનાનુસાર સ્વર્ગમાં—

द्वाविमो पुरुषो लोके सूर्यमण्डलभेदिनो ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥

સૂર્યમંડળભેદીને જશે. જો જીતી ગયો તો પૃથ્વીનું રાજ્ય મળશે—

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥

એ ગીતાનો આદેશ છે. અસ્તુ, મહાભારતથી આપણને એ શિક્ષા મળે છે કે, જ્યાં સંગઠન છે ત્યાં વિજય, સંપત્તિ છે. જુવો, પાંડવ પાંચ હતા પણ એકતાના ગુણથી વિજયલક્ષ્મીએ તેમના ગળામાં જયમાળા પહેરાવી. અને એ યોગ્યતા ન હોવાને કારણે એક સો કૌરવ વિજયથી વંચિત રહ્યા.

પણ જ્યાં જોશ અને બળ હોય છે ત્યાં બુદ્ધિને યોગ્ય સ્થાને પ્રેરિત કરવાને સારૂ કોઈ પથદર્શક વિશિષ્ટ વ્યક્તિની આવશ્યકતા હોય છે. શ્રી કૃષ્ણે પાંડવોને રસ્તો બતાવી વિજયી બનાવ્યા. તેજ પ્રમાણે છત્રપતિ શિવાજીએ સ્વામી શ્રી રામદાસ સમર્થ તથા તુકારામ જેવા માર્ગદર્શકોની શિક્ષાથી હિંદુ જાતિનું મુખ ઉજ્વળ કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી.

આ ગીતા રાજવિદ્યા છે, એ સર્વ વિદ્યાઓની રાણી છે. પહેલાં ક્ષત્રિયોનેજ શ્રી કૃષ્ણે તેનો ઉપદેશ કરેલો હતો, પછી સર્વેના ઉપયોગમાં આવી. તેનું વિશેષ જ્ઞાન 'ગીતાગૌરવભાષ્ય' ના બીજા ભાગના ચોથા અધ્યાયમાંથી પ્રાપ્ત થઈ શકે તેમ છે.'

ગેલેરીમાં, શ્રી સૌભાગ્યવતી મહારાણી સાહેબ, રાજા સાહેબ, રાજકુટુંબનાં બાળકો તથા આમંત્રિત સ્ત્રિયો બિરાજમાન હતી. લાઉડસ્પીકરની સહાયતાથી સર્વલોક સ્વામીજીનું વ્યાખ્યાન સારી રીતે સાંભળી શકતા હતા. વ્યાસગાદી ઉપર બેઠા પછી રાજપુરોહિતે ફુલમાળાથી સ્વામીજીનું પૂજન કર્યું સ્વામીજીએ પ્રવચનના પ્રસંગમાં.

सर्वं स्थूलतनुं गजेन्द्रवदनं लम्बोदरं सुन्दरम्
प्रस्यन्दन्मदगन्धलुब्धमधुपव्यालोलगण्डस्थलम् ।
दन्ताघातविदारितारिरुधिरैः सिन्दूरशोभाकरं
वन्दे शैलसुतासुतं गणपतिं सिद्धिप्रदं कर्मसु ॥

આ સંસ્કૃત શ્લોકથી શ્રીગણેશ સ્તુતિ કર્યા પછી. કહેવાનો આરંભ કર્યો કે—'આપણા દેવી દેવતાઓનાં દર્શન કરવાથી વીરતાની પ્રેરણા મળે છે તથા મન નિર્મળ થાય છે. ગણપતિ બુદ્ધિના દેવતા છે. સર્વ કામોમાં નિર્મળ બુદ્ધિની સર્વથી પહેલી જરૂર હોય છે. સદ્બુદ્ધિ આપનારા ગણપતિનેજ સર્વ પ્રથમ વંદનીય માનવામાં આવેલા છે. કારણ કે તેમની ઉપાસનાથી બુદ્ધિના મળ વિક્ષેપાદિ દોષ દૂર થઈ જાય છે.' તે પછી સ્વામીજીએ કહ્યું—'આટલા મોટા વિશાળકાય ગણપતિજીનું વાહન ઉંદર માનવામાં આવ્યુ છે. ભૂધરોપમ ગણ-પતિજીને સારૂ અલ્પ પરિમાણ ઉંદરની સવારીની કલ્પનાનો અભિપ્રાય એ છે કે, મૂષકનો સ્વભાવ કાપવાનો—કાતરવાનો છે તે કોઈ પણ વસ્તુના મહત્વને જાણતો નથી. ઉંદર એટલે કુતર્ક બુદ્ધિ. તથા ગણપતિ એટલે સુબુદ્ધિના દેવતા. કુબુદ્ધિને સુબુદ્ધિ દબાવી દે છે. એ પ્રમાણેની શિક્ષા આ ગણપતિ—મૂષક યોગથી મળે છે. જ્યાં સુબુદ્ધિ ઉન્નત થશે ત્યાં તેટલો જ કુતર્ક હઠી જશે—
'જહાઁ સુમતિ તહઁ સંપતિ નાના જહાઁ કુમતિ તહઁ વિપતિ નિધાના'
એ તુળસીદાસજીના વચનાનુસાર સુમતિની સાથે સંપત્તિનો નિવાસ થાય છે, અને કુમતિની સાથે તો વિપત્તિ વગર બોલાવ્યે આવીને ઉભી થાય છે.

ગણપતિજી પંચદેવોમાંના એક દેવતા છે. જગતમાં પંચદેવજ પ્રધાન છે તેમાં પણ સર્વ કાર્યોના પ્રારંભમાં સર્વ પ્રથમ વિઘ્ન વિનાશક ગણેશ ભગવા-નનું પૂજન, અનાદિકાળથી ચાલ્યું આવે છે. જેની જેવી ભાવના હોય છે તેને તેવું ફળ મળે છે.

'ये यथा मां प्रपद्यन्ते ताँस्तथैव भजाम्यहम्'

'यो यच्छ्रद्धः स एव सः' —( गीता )

ઈત્યાદિ ભગવદ્ વચન તેનુ સમર્થન કરે છે. અસ્તુ

મહાભારતમાં ભિષ્મપિતા, ધર્મરાજ આદિ યોગ્ય ક્ષત્રિયોના હોવા છતાં ભગવાને કેવળ અર્જુનને જ ઉપદેશ શા માટે કર્યો ? તેના ઉત્તરમાં એમ કહી શકાય કે અર્જુન ભગવાનનો 'सखेति मत्वा प्रसभं यदुक्तम्' હોવા ઉપરાંત, ભગવાનને 'शिष्यस्तेऽहं शाधि मां त्वाम् प्रपन्नम्' વચનાનુંસાર ભગવદ્ ભાવનાથી માનતો હતો. અર્જુને ભગવાનને કહ્યું કે—'હું આ કુટુંબ ક્ષયકારી લડાઈમાં લડીશ તો નરકે જઇશ.' ભગવાને તેને સમજાવતાં કહ્યું હતું કે, ક્ષત્રિયોનો સર્વથી મોટો ધર્મ ન્યાય યુદ્ધ છે તેમાં તું મરીશ તો નિમ્ન વચનાનુંસાર-સ્વર્ગમાં—

द्वाविमो पुरुषो लोके सूर्यमण्डलभेदिनो ।
परिव्राद् योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥

સૂર્યમંડળભેદીને જશે. જો જીતી ગયો તો પૃથ્વીનું રાજ્ય મળશે—

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥

એ ગીતાનો આદેશ છે. અસ્તુ, મહાભારતથી આપણને એ શિક્ષા મળે છે કે, જ્યાં સંગઠન છે ત્યાં વિજય, સંપત્તિ છે. જુવો, પાંડવ પાંચ હતા પણ એકતાના ગુણથી વિજયલક્ષ્મીએ તેમના ગળામાં જયમાળા પહેરાવી. અને એ યોગ્યતા ન હોવાને કારણે એક સો કૌરવ વિજયથી વંચિત રહ્યા.

પણ જ્યાં જોશ અને બળ હોય છે ત્યાં બુદ્ધિને યોગ્ય સ્થાને પ્રેરિત કરવાને સારૂ કોઈ પથદર્શક વિશિષ્ટ વ્યક્તિની આવશ્યકતા હોય છે. શ્રી કૃષ્ણે પાંડવોને રસ્તો બતાવી વિજયી બનાવ્યા. તેજ પ્રમાણે છત્રપતિ શિવાજીએ સ્વામી શ્રી રામદાસ સમર્થ તથા તુકારામ જેવા માર્ગદર્શકોની શિક્ષાથી હિંદુ જાતિનું મુખ ઉજ્વળ કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી.

આ ગીતા રાજવિદ્યા છે, એ સર્વ વિદ્યાઓની રાણી છે. પહેલાં ક્ષત્રિયોનેજ શ્રી કૃષ્ણે તેનો ઉપદેશ કરેલો હતો, પછી સર્વના ઉપયોગમાં આવી. તેનું વિશેષ જ્ઞાન 'ગીતાગૌરવભાષ્ય' ના બીજા ભાગના ચોથા અધ્યાયમાંથી પ્રાપ્ત થઈ શકે તેમ છે.'

તે પછી શ્રીગણેશ ભગવાનની પ્રથમ પૂજનીયતા ઉપર પ્રકાશ નાખતાં સ્વામીજીએ પોતાનું પ્રભાવશાળી પ્રવચન એમ કહીને પૂરૂં કર્યું કે—'શિવ પાર્વતીના લગ્ન વખતે પણ ભગવાન ગણેશજીનુ સર્વ પ્રથમ પૂજન થએલું હતું, તે રહસ્યને લક્ષમાં રાખીને, એ મંગળમુર્તિ ભગવાનનું સર્વ કાર્યોમાં સર્વ પ્રથમ અર્ચન વદન કરવું જોઈએ.'

## દશેરાને દિવસે રાષ્ટ્રીય સ્વયંસેવક દળનું નિરીક્ષણ






તાળે વકીલ આદિ સજ્જનોના નિમંત્રણથી સ્વામીજી કોઠીની પાસે 'રાષ્ટ્રીય સ્વયસેવકદળ' ના વાર્ષિક ઉત્સવ ઉપર સેંકડો ની સખ્યામાં નવયુવકોની ફોજી કવાયત જોવાને ગયા. ત્યાં સ્વામીજીએ આશીર્વાદાત્મક ઉપદેશ આપતાં કહ્યું—'આજને દિવસેજ હિદુ જાતિના પૂજ્ય મહાવીર શ્રીરામચદ્રજીએ સમુદ્ર પાર જઇને પોતાની વિજયપતાકા ફરકાવી હતી. જેવી રીતે તેમણે રીંછ વાનર ( કેટલાકના મત પ્રમાણે એ નામ જગલી જાતિયોનાં છે ) નું સગઠન કરીને રાવણ જેવી દુર્દમનીય સગઠિત શક્તિનો વિનાશ કર્યો હતો, તેવી રીતે આપ લોક પણ સગઠિત થઇને પોતાની દુર્બળતાને પરાસ્ત કરો. સઘ-થવાથી 'सघे शक्ति कलौ युगे' 'तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिन ' એ વચનાનુસાર વર્તાવ કરનારા આપ લોકોના વિદેશી લોક પણ સસન્માન સહયોગની ઈચ્છા રાખશે.' તે પછી સઘને સ્વામીજીએ ગીતામદિર તરફથી ૧૦૧) રૂપિયાની સહાયતા કરી.—( સયાજીવિજય વડોદરા ૨૨–૧૦–૪૨ )

## સ્વામીજીનું રાજકોટ પ્રસ્થાન






જકોટના મોરારજી કોટેચા, બિલખાના દિવાન જટાશંકરજાની તથા દયાળજીભાઈ ઠક્કર આદિ કેટલાક લોકોના કેટલાએ વર્ષોના આગ્રહથી સ્વામીજી વડોદરેથી રાજકોટ ગયા. ત્યા સ્વામીજીને લોકો સ્ટેશનેથી જુલૂસની સાથે લઈ ગયા નિત્ય સાંજે પચનાથ મહાદેવના મદિરમાં એક માસ કથા થઈ રાણા સાહેબ આદિ પ્રમુખ પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા ઘણી મોટી સખ્યામાં

અન્ય જનતા તેનો લાભ લેતી હતી. એક દિવસ શેઠ મગનલાલ સુંદરજીના આગ્રહથી મોટર દ્વારા સ્વામીજી 'બાબરા' ગયા અને ત્યાં શેઠ મગનભાઈના નવા મકાનમાં ગીતા પ્રવચન કર્યું. ત્યાંના ઠાકોર સાહેબે સ્વામીજીની વિધિવત્ પૂજા કરી પછી સ્વામીજીએ રાજકોટ આવી સાંજે કથા કરી.

એક દિવસ ગોંડલના વિદ્યાધિકારી શ્રી ચંદુલાલભાઈ તથા અન્ય બે ત્રણ ઑફીસરોના, 'હમારા રાજાની ઇચ્છા છે કે આપ ગોંડલ પધારો' એમ કહીને નિમંત્રણ આપવાથી સ્વામીજીએ ત્યાં જઇને સરદારોની 'જાડેજા કોલેજમાં ગીતાપ્રવચન કર્યું. ત્યાં પણ અમલદાર તથા જનતા મોટી સંખ્યામાં ઉપસ્થિત હતા. પછી સાંજે ચારવાગે મહારાજાના આમંત્રણથી મોટરમાં રાજમહેલે પધાર્યા. મહારાજા સાહેબે ઉભા થઇને વિધિપૂર્વક સ્વાગત કર્યું અને સ્વામીજીને એક વાઘાંબર સન્માન પૂર્વક ભેટ કર્યું. મહારાજા સાહેબ પ્રાચીનતાના પોષક-હોવા છતાં પણ યુરોપાદિદેશોમાં ભ્રમણ કરી આવેલા છે. તોપણ મિતવ્યયી, સંયમી, ઉન્નતિશીલ અને વિદ્વાન પુરૂષ છે. તેમણે ગીતા ઉપરની કેટલીક શંકાઓની નોટ કરી રાખેલી હતી, તે સ્વામીજીને પૂછી યથા:—

૧—ગીતા લડાઈમાં કેમ સંભળાવી ? ૨—ક્ષત્રિયને જ પહેલી કેમ કહી ? ૩—સર્વધર્માન્ નો અર્થ શો ? ૪—સંજયે સર્વથી પહેલાં કેવી રીતે સાંભળ્યું ? જ્યારે કે ભગવાન તો અર્જુનને જ સંભળાવતા હતા.

સ્વામીજીએ એ પ્રશ્નોનું સંતોષકારક સમાધાન કર્યું. તેજ સમયે મહારાજે પોતાના રાજ્યના વિદ્યાધિકારીને રાજ્યમાં ગીતા પ્રચાર કરવાની આજ્ઞા કરી. સ્વામીજીએ ગોંડલ જતી વખતેજ પહેલેથી ત્યાં લઈ જનારા ભક્તોને કહી દીધેલુ હતું કે—'હું પ્રતિ દિન સાંજે પાછો રાજકોટ આવીને કથા કરીશ તેમાં અનધ્યાય નહીં થાય.' લોકોએ તેવોજ પ્રબંધ કરી રાખેલો હતો. તેથી તે દિવસે રાજકોટ પાછા આવ્યા.

કથા સમાપ્તિના ચાર દિવસ પહેલાં રાજકોટના મહારાજા સાહેબે રાજ મહેલમાં સ્વામીજીને બોલાવીને દરબાર હોલમાં ઉપદેશ સાંભળવાની વ્યવસ્થા કરી હતી. ત્યાં મહારાજા સાહેબ, રાણી સાહેબ, રાજકુટુંબ તથા સ્વામીજીની સાથે ગએલા રાજપંડિત પ્રભુદાસજી તથા શેઠ દયાળજી ઠક્કર આદિ ઘણા ગણ્ય માન્ય સજ્જન ઉપસ્થિત હતા. સ્વામીજીએ 'ससिद्धि जनकादय.' એ ગીતાવાક્ય ઉપર બોલતાં કહ્યું કે—'મનુષ્ય સર્વ જગોએ અને સર્વ હાલતમાં પોતાની ઉન્નતિ કરી શકે છે. પ્રભુ ભજન સર્વત્ર થઈ શકે છે. રાજા પણ રાજ્ય શાસન

કરવા છતાં અર્થાત્ શાસનની ભારે જીમ્મેદારીનો ભાર વહન કરતા રહીને પણ શ્રદ્ધા અને ધર્મની પ્રતિષ્ઠા કરવાથી ઉચ્ચ પદને પ્રાપ્ત કરી શકે છે. તેમાં જનક-આદિ નિદર્શન છે.'

તે પછી રાજા તથા રાણી સાહેબે ઉપર પોતાના દેવગૃહ નામક પૂજાના સ્થાન ઉપર લઈ જઈને સ્વામીજીની ષોડશોપચાર પૂજા કરી. પછી સ્વામીજી વિદાય લઈને પોતાને સ્થાન ગયા. ચાર દિવસ પછી કથાની પૂર્ણાહુતિ થઈ. તે દિવસે કલકત્તા તથા ઝરિયાના શેઠ તથા શેઠાણી તથા અન્ય સ્ત્રી પુરૂષો સંમિલિત થએલાં હતાં. શહેરના પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત નાગરિકો પણ હતા. એ પૂર્ણાહુતિને દિવસે જૂનાગઢ તથા કચ્છના માજી દિવાન રાણા સાહેબે ઉભા થઈને કહ્યું કે—'હું રાજકોટની સર્વ જનતા તરફથી સ્વામીજીનું સ્વાગત કરતાં કહુ છું કે રાજકોટની જનતા તથા મારા અંતઃકરણમાં આ ગીતા કથા શ્રવણથી જેટલો સંતોષ અને શાંતિ મળી છે, તેટલી પહેલાં કદી થએલી ન હતી. સ્વામીજીના ઉપર રાજકોટની જનતાનો કેટલો પ્રેમ છે, તે આ ભેગી થએલી મેદનીથી જ સ્વામીજી સમજી લેશે. કથા સમાપ્તિ પછી સ્વામીજીના જવાના સમાચાર સાંભળીને, કેટલાએ સ્ત્રી પુરૂષોની આંખોમાં પાણી ભરાઈ આવે છે. તેથી હમે સર્વ પ્રાર્થના કરીએ છીએ કે રાજકોટ ઉપર કૃપા કરીને સ્વામીજી ફરી જલ્દી દર્શન દે.' અસ્તુ,

રાજકોટનો આ પ્રોગ્રામ પુરો કરીને સ્વામીજી મુંબઈ ગયા, અને 'ગીતા-ધર્મ ઑફીસ' માં મુકામ રાખીને માધવબાગમાં કથા શરૂ કરી. ત્યાંની બહેનો ના આગ્રહથી 'ગુરૂવાર ગીતામહિલામંડળ' ની સ્થાપના કરવામાં આવી, તેની વ્યવસ્થાપિકા સૌભાગ્યવતી લક્ષ્મી બહેન કિશનદાસ નિયુક્ત થયાં.

મંડળનું કાર્ય એ છે કે સ્વામીજી જ્યારે મુંબઈમાં ન હોય ત્યારે પ્રત્યેક ગુરૂવારને દિવસે ગીતાના અઢારે અધ્યાયોનું પારાયણ કરવું તથા 'ગીતાગૌરવ ભાષ્ય' ની એક કલાક સુધી કથા વાંચવી. છેવટે સ્વામીજીની શિષ્યાએ ભગવાન શ્રી કૃષ્ણ, ગીતામાતા તથા સ્વામીજીની આરતિ ઉતારીને તે દિવસનું કામ સમાપ્ત કરવું.

આ કામ 'ગીતાધર્મ ઑફીસ' માં થાય છે. મંડળની સદસ્યા ઘણી બહેનો છે, તેમાંનાં કેટલાક ના નામ આ પ્રમાણે છે—શ્રીમતી સરસ્વતી બહેન, શ્રીમતી નંદાબહેન ચિનાઈ, શ્રીમતી સુશીલા બહેન, શ્રીમતી આરમણી બહેન, શ્રીમતી કળાવતી બહેન, શ્રીમતી માણેક બહેન, શ્રીમતી સરસ્વતી

બ્હેન, (વીજા') શ્રીમતી હેમલતા બ્હેન, સોલીસીટર, શ્રીમતી ત્રિવેણી બ્હેન, શ્રીમતી લીલાવતી બ્હેન, વિગેરે વિગેરે.

# રામાયણ મંડપ નાગપુરમાં સ્વામીજીનું પ્રવચન





પછી મુંબઈથી નાગપુર જઈને સ્વામીજીએ એક માસ ગીતા પ્રવચન કર્યું. ત્યાં નાગપુર યુનિવર્સિટીમાં એક 'રામાયણ મંડળ સ્થાપિત થએલું હતું. હાઈકોર્ટના જડ્જ પૌરાણિકજી, એડવોકેટ કેદારનાથજી, રાયસાહેબ લાલા જયનારાયણલાલજી, વર્મા સાહેબ, મિશ્રજી તથા શ્રી કાલિકા પ્રસાદ વગેરે કાર્યકર્તાઓની ઉપસ્થિતિમાં, મંડળના ત્રીજા વર્ષના વાર્ષિકોત્સવને અધ્યક્ષ પદેથી સ્વામીજીએ તુળસીકૃત રામાયણ ઉપર જે સારગર્ભિત ઉપદેશ આપેલો હતો, તે મંડળના સન્ ૧૯૪૨-૪૩ ના તૃતીત વાર્ષિક અંગ્રેજી રીપોર્ટમાં પ્રકાશિત થએલો હતો, તે નીચે પ્રમાણે—

THIRD CONGREGATION 1942 43.

By the blessing of God, the Mandal was fortunate in getting GeetaVyas, Swami Shree Vidyanandji Maharaj as its President for its third congregation on Monday the 29th March, 1943.

The *joy experienced at this congregation cannot be described* in words. "Only the mind and the ear know that bliss, the tongue fails to describe it." It is impossible to describe the joy of that occasion. The spacious Victoria Technical Hall in the Maharaj bag was originally fixed up for the performance of this ceremony. But the people of Nagpur, eager to drink at the fountain of nector of Swamiji's tongue gathered in such unexpected large crowds that the hall was found quite insufficient to accommodate such huge conclave of audience. The session had therefore to be held in the open

lawn of the Maharajbag garden. A photograph of the Swamiji along with several distinguished guests and lovers of Ramayan was taken. The programme of the third session then commenced with great ceremony. To begin with, prayer and songs in praise of the Almighty were recited. Prof. Shree Kantji Mishra then read out the report of the Mandal of its activity in the previous years, and afterwards Lt.-Col. T. J. Kedar, President of the congregation, addressed the meeting after expressing his deep reverence for the Swamiji. This was followed by the shower of nector in form of Swami ji's discourse. Swamiji emphasized on the huge audience the importance of the greatness of the Ramayan of Shree Tulsidasjee, and recited and explained the deep philosophy of Tulsidasji by reciting from Kishkindha Kand several verses.

impressing upon the listeners the poet's great mastery in putting in the concisist fof description of nature in one line followed by the other single line of the most appropriate and complete simile ( उपमा ) of a sentence containing वैराग्य, राजनीति, and ज्ञान, ( भक्ति, विरति, नृपनीति विवेका )

The indescribable joy hearing Swamiji's speech is known only to those who had the fortune to be present. It must be said that several respectable persons and learned men of Nagpur were present at this congregation. Besides his advice the Swamiji praised the workers of the Ramayan Mandal and encouraged them in their laudable efforts for the prosperity of the Mandal. At the end Swamiji directed that this small Mandal should be made a permanent institution to be able to conduce to the welfare of many more.

( ભાવાર્થ )—પ્રભુના આશીર્વાદથી તા. ૨૯-૩-૪૩ ને દિવસે થનાર રામાયણ મંડળના ત્રીજા અધિવેશનનું સભાપતિ પદ સ્વામી શ્રી વિદ્યાનંદજીએ

સુશોભિત કર્યું. તે દિવસના પ્રજાના આનંદનું વર્ણન કરવાની શક્તિ જીંહ્વા કે કલમમાં નથી. એ આનંદને હૃદયજ જાણી શકે છે. કારણ કે મહારાજા બાગના 'વિક્ટોરિયા ટેકનીકલ' હોલમાં શ્રોતાઓની ઘણી ભીડ થવાથી બાગના ખુલ્લા મેદાનમાં વ્યાખ્યાન કરવું પડયું હતું. સ્વામીજીનો ફોટોગ્રાફ પણ કાર્યકર્તાઓની સાથે લેવાયો હતો. પ્રાર્થના બાદ શ્રીકાન્તજી મિશ્રનો રિપોર્ટ સાંભળ્યા પછી મંડળના સભાપતિ સેo કo ટીo જેo કેદારે સ્વામીજીનો આદર પૂર્વક પરિચય આપ્યો. પછી સ્વામીજીએ અમૃતમયી વાણીથી વ્યાખ્યાન આપ્યુ. તેમાં તુળસીદાસજીની રામાયણનું મહત્વ બતાવતાં કિષ્કિન્ધાકાંડમાં "સ્ફટિક શિલા અતિ શુભ્ર સુહાઈ' આદિ ચોપાઈયોના પ્રકરણમાં ભક્તિ, ધરતી, નૃપનીતિ આદિનું જે સુંદર રીતે વર્ણન કરેલું છે, તે સમજાવ્યું. તે વખતના આનંદનું વર્ણન કરી શકાય તેમ નથી. જેઓ તે સમયે ઉપસ્થિત હતા તેમને એ અવર્ણનીય આનંદનો અનુભવ થયો હશે. અંતમાં 'મંડળના કાર્યથી જનતાને લાભ મળતો રહે' એવા આશીર્વચન સાથે વ્યાખ્યાન સમાપ્ત થયું.

નાગપુરનાં એવાં અનેક પ્રવચનોના સંબંધમાં સ્થાનીય અંગ્રેજી પત્ર 'હિતવાદ'માં જે વિવરણ પ્રકાશિત થએલું હતું તે નીચે પ્રમાણે છેઃ—

SWAMI VIDYANANDJI.

Swami Vidyanandji has b e e n giving discourses on Bhagavat Gita every evening on the Gita Ground, Sitaburdi, Nagpur. Several thousands of men and women of all classes attend these discourses every day. The Swamiji expouuds and interprets the Gita philosophy in simple Hindi which is understood by everyone. This is not the first visit of the Swamiji to Nagpur. Hs was here about two years ago. Previous to that he had visited Nagpur. The Swamiji's eloquence keeps thousands of men and women spell bound. The Gita Ground itself acquired its name on account of its association with Swami Vidyanandji's discourses. To whatever part of India the Swamiji goes, he atracts thousands of people. He has numerous devoted followers in Nagpur. It is a spiritual solace to spend

an hour every evening listening to Swami Vidyanandji's masterly discourses. ( હિતવાદ તા. ૮–૩–૪૩ )

( ભાવાર્થ )—સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ નાગપુર સીતાબર્ડી ગીતા ગ્રાઉન્ડ ઉપર દરરોજ સાંજે ભગવદ્‌ગીતા ઉપર વ્યાખ્યાન કરે છે. હજારો સ્ત્રી પુરૂષો પ્રતિદિન વ્યાખ્યાન સાંભળવાને આવે છે. સ્વામીજી ગીતાના સિદ્ધાંત સરળ હિંદી ભાષામાં અર્થ કરીને સમજાવે છે. સ્વામીજીનું આ આગમન નાગપુરમાં પ્રથમજ નથી. બે વર્ષ પૂર્વે અને તેનાથી પણ પહેલાં તેઓ અહીં આવી ચૂકેલા છે. સ્વામીજીની વકતૃત્વ શક્તિ હજારો પુરૂષો અને સ્ત્રિયોને મંત્ર મુગ્ધ કરે છે. સ્વામી વિદ્યાનંદજીના વ્યાખ્યાન કરવાથીજ તે જમીનનું નામ 'ગીતાગ્રાઉન્ડ' પડેલુ છે, સ્વામીજી ભારતવર્ષના જે કોઈ પણ ભાગમાં જાય છે. ત્યાં હજારો મનુષ્યો તેમનું સ્વાગત કરવાને આવે છે, નાગપુરમાં સ્વામીજીના પુષ્કળ શિષ્ય છે. સ્વામીજીનાં ઉત્તમ વ્યાખ્યાન સાંભળવામાં લગાડેલો વખત આધ્યાત્મિક ઉન્નતિ તરફ લઈ જાય છે.

## નાગપુર-ગીતા પ્રચાર મંડળ



ગપુરનાં હંસાપુરી મહેલામાં એક ગીતાપ્રચાર મંડળ સ્થાપિત થયેલુ છે. એક દિવસ ત્યાં ગીતા ઉપર સ્વામીજીએ ઉપદેશ આપતાં કહ્યું—'તમે સાહસ તથા ઉત્સાહથી કાર્ય કરશો તો ગીતાપતિ ભગવાન તમારી સહાયતા કરશે. તેમની ઓજસ્વી વાણી એમ કહે છે કે—

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं, त्यक्त्वोत्तिष्ठ, परन्तप ॥

અર્જુનના શરીરમાં ઓજ, સંચાર તથા તેને કર્તવ્ય પથ ઉપર આરૂઢ કરવાને સારૂ સત્સાહસ પ્રદાયક આ ગીતામંત્રને દ્રષ્ટિ પથમાં રાખી આગળ વધનારનો માર્ગ રોકવાનું કોઈમા પણ સામર્થ્ય નથી.'

તે પછી મંડળના સેક્રેટરીએ 'गुरोः कृपैव केवलम्' કહીને સ્વામીજીના યશોગાન કર્યાં. થોડા દિવસ પછી સ્વામીજીના સભાપતિત્વમાં 'હિંદીભાષી

હાઈસ્કૂલ' નો વાર્ષિકોત્સવ કરવામાં આવ્યો હતો. સ્કૂલના કાર્યકર્તાઓને તેને સારૂ દ્રવ્યની આવશ્યકતા હતી, તે સ્વામીજીની ઉપસ્થિતિમાં જનતાએ પૂરી કરી દીધી હતી.

## દાહોદમાં ગીતામંદિર તથા સંત આશ્રમ






તામંદિર તથા સંત આશ્રમનું ઉદ્ઘાટન કરવાને સારૂ તેના દ્રસ્ટિયોના બોલાવવાથી સ્વામીજી નાગપુરથી વડોદરા થઈને દાહોદ પધાર્યા. ત્યાંના વકીલ મંડળ, વેપારીમંડળ, ઑફીસરવર્ગ તથા જનતાએ સ્વામીજીનું સ્વાગત સન્માન કર્યું. આશ્રમની ઉદ્ઘાટનવિધિ પછી ગીતાના પંદરમા અધ્યાયનો ઉપદેશ કરીને સ્વામીજી પાછા ગોધરે થઈ વડોદરે ગયા.

## રાજકોટમાં યજ્ઞોપવીત સમારંભ






ડોદરેથી સ્વામીજી રાજકોટ ગયા. ત્યાં શેઠ કલ્યાણજી માવજીવાળા ચિ૦ વલ્લભદાસને યજ્ઞોપવીત સંસ્કાર ઘણી ધામધૂમથી કરવામાં આવ્યો હતો. તેના ઉપલક્ષ્યમાં ઘણી ધાર્મિક આદિ સંસ્થાઓને દાન આપવામાં લગભગ પચાસ સાઠ હજાર રૂપિયાનો વ્યય કરવામાં આવેલો હતો. આ યજ્ઞોપવીત કાર્યમાં સમ્મિલિત થવાને સારૂજ, શેઠ ખટાઉભાઈ તથા કલ્યાણજી ભાઈના ખાસ આગ્રહથી સ્વામીજીને રાજકોટ બોલાવવામાં આવ્યા હતા. આ કાર્યની સમાપ્તિ થતાં શેઠ કલ્યાણજીભાઈ તથા શેઠ ખટાઉભાઈએ સ્વામીજીને નિવેદન કર્યું કે—'મહારાજ! અમારી કંપની તરફથી એક અમુક રકમ આપનાં ચરણોમાં પ્રતિમાસ ભેટ કરવામાં આવશે, આપ કોઈ પણ સત્કાર્યમાં તેનો ઉપયોગ કરશો.' સ્વામીજીએ આજ્ઞા આપી કે—'એ રકમ પ્રતિ માસ ગીતામંદિરમાં મોકલ્યા કરજો, ત્યાં તેનો સદૃઉપયોગ મહાત્માઓના ભોજન, વિગેરેમાં થતો રહેશે.'

# શ્રી દ્વારકાપુરીમાં સ્વામીજીનું સન્માન




સ્વામીજીએ રાજકોટથી દ્વારકાપુરી જઈને ધ્યાન, ભજન તથા શાંતિમયી સ્થિતિમાં દોઢમાસ વ્યતીત કર્યો ત્યાં સ્વામીજી તરફથી બ્રહ્મચારી સદાનંદને હાથે શ્રી દ્વારકાધીશની સવિધિ પૂજા કરાવવામાં આવી. તેપછી ડૉક્ટર જયંતીલાલ તથા ત્યાંના બ્રાહ્મણોના આગ્રહથી બ્રાહ્મણોની વાડીમાં ગીતાના સોળમા અધ્યાય ઉપર કથા થઈ.

કથાની સમાપ્તિને દિવસે સમસ્ત જનતા તરફથી વડોદરા ધારાસભાના સભ્ય ડૉકટર જયંતીલાલે કહ્યું કે—'આપ દ્વારકાજીમાં નિવાસ કરીને થોડા દિવસ ગીતાનો ઉપદેશ કરો તથા અહીં એક ગીતામંદિરની સ્થાપના કરો. ગીતા દ્વારકાધીશના મુખની વાણી છે તેનો આમ પ્રચાર કરો છો, તેથી હમે આપને પ્રભુનુંજ સ્વરૂપ માનીએ છીએ.'

જ્યારે કથા સમાપ્ત થતાં સ્વામીજીને ઘોડાગાડીમાં બેસાડીને જુલુસની સાથે તેમને પોતાના સ્થાન ઉપર પહોચાડવાનો અવસર આવ્યો ત્યારે રસ્તામાં ઘોડા છોડી નાખીને લોકો જાતે ગાડી ખેંચીને ઘણા ઉમંગથી સ્વામીજીને તેમના મુકામ ઉપર લઈ ગયા. બ્રાહ્મણો તથા જનતા દ્વારા કોઈપણ મહાપુરૂષને આવું અપૂર્વ સન્માન મળ્યુ હોય, તેનો દ્વારકાના ઇતિહાસમાં આ પહેલોજ પ્રસંગ હતો. તેનો રિપોર્ટ 'સયાજી વિજય' પત્રમાં પ્રકાશિત થએલો હતો.

જનતાના આગ્રહને માન આપીને દ્વારકાથી પાછા રાજકોટ આવીને સ્વામીજીએ કાઠિયાવાડી રાજાઓના વિસ્તૃત હોલમાં કથા કરી. રાજકોટમાં રેસીડેન્સી હોવાથી સર્વ રાજાઓની સમિતિને સારૂ 'કાઉન્ટ હૉલ' નામનું ભવન બનાવવામાં આવેલુ છે. જ્યારે વાઇસરોય આવે છે ત્યારે એજ હૉલમાં રાજાઓનો દરબાર થાય છે. સદાનંદ બ્રહ્મચારીની પ્રાર્થના પ્રમાણે આજ ભવનમાં કથાનો આરંભ થએલો હતો,



प्रभुभजन करते हुए द्वारका में।
પ્રભુભજન કરતી વખતે દ્વારિકામાં.

गीताधर्म प्रेस, काशी।

# જૂનાગઢમાં ગીતામંદિરની સ્થાપના



જૂનાગઢમાં ભક્તરાજ નરસિંહ મહેતાના ચોરાની પાસે એક 'મુખનાથ મહાદેવ'નું મંદિર છે. પ્રથમ તેની એટલી તો પ્રતિષ્ઠા હતી કે તેમના નામના મહેલ્લા તથા સડક હજી સુધી પણ વર્તમાન છે. પરંતુ તેના અધિકારી ( માલિક ) એવા પ્રમાદી થઈ ગયા કે તેમણે વ્યસનોમાં પડીને ઘણી સંપત્તિ વેચીને નષ્ટ કરી નાખી હતી અને મંદિરને પણ વેચવાની તૈયારી થઈ ગએલી હતી. તેથી ગિરનારી 'બ્રહ્મચારી શ્રી રામાનન્દજી' જટાશંકર વાળાએ અનશન વ્રત શરૂ કરીને કહ્યું કે—જ્યાં સુધી હિંદુ જનતા આ મંદિરનો ઉદ્ધાર અને તેમાં ગીતામંદિરની સ્થાપના કરવામાં સહાયતા કરવાનું વચન નહી આપે, ત્યાં સુધી હું ભૂખ હડતાલનો પરિત્યાગ કરીશ નહીં.'

એ સાંભળીને ત્યાંના શેઠ પ્રભુદાસ બલિયા, નાગર ગૃહસ્થો તથા શહેરના અન્ય લોકોએ બ્રહ્મચારીજીને મદદ કરવાનું વચન આપીને ઉઘરાણું કરવાનું શરૂ કરી દીધું. દ્રવ્ય સંગ્રહનું કાર્ય શરૂ થતાંજ બ્રહ્મચારીજી અન્ય શહેરોમાંથી પણ દ્રવ્ય એકત્ર કરી લાવ્યા. તેનાથી ત્યાં મહાદેવજીના મંદિરનો જીર્ણોદ્ધાર તથા ગીતામંદિર બની ગયું.

તે પછી મુંબઈ આવીને બ્રહ્મચારીજીએ સ્વામીજીને પ્રાર્થના કરીકે— 'ગુરૂદેવ ! બે વર્ષ પહેલાં મેંજ ગીતામંદિર બનાવવાની આપની પાસે આજ્ઞા માગી હતી અને જેને સારૂ આપે આશીર્વાદ આપ્યો હતો કે, 'જાઓ, પ્રયત્ન કરો પ્રભુ કૃપાથી તે પૂર્ણ થઈ જશે ' તે પ્રમાણે સર્વ કામ તૈયાર થઈ ગયુ છે, હવે મારી ઈચ્છા સફળ થઈ ગઈ છે. આપ ત્યાંને સારૂ એક ગીતાજીની મૂર્તિ બનાવી આપો. અને સ્થાપનાના અવસર ઉપર ત્યાં આવીને જનતાને ગીતાનો ઉપદેશ કરો, તથા આપના વરદ હસ્તે મંદિરનું ઉદ્ઘાટન કરો.' સ્વામીજીએ તેનો સ્વીકાર કરીને બ્રહ્મચારીજીને સર્વ તૈયારી કરવાને સારૂ જૂનાગઢ મોકલી દીધા.

નવરાત્રીને નિશ્ચિત દિવસે સ્વામીજી જૂનાગઢ પધાર્યા. સરકારી અમલદારો તથા જનતાએ સ્ટેશનથી જૂલુસની સાથે નગરમાં ફેરવીને તેમને

મંદિરની સામેના નવાબસાહેબના 'ઉમરવિલાસ' નામના મહેલમાં મુકામ આપ્યો. શતચંડી અનુષ્ઠાનાદિ કર્મકલાપ વિધિયોની સાથે સ્વામીજીને સિદ્ધ હસ્તે શ્રી મહાદેવજીનું મંદિર તથા ગીતામંદિર એ બનેનું ઉદ્ઘાટન કરાવ્યું.

ભક્તરાજ નરસિંહ મહેતાના ચોરા ઉપર બે દિવસ ગીતાના વિષયમાં સ્વામીજીનો ઉપદેશ થયો. એક દિવસ એ૦ જી૦ હાઈસ્કૂલના મેદાનમાં તથા બીજે દિવસે નાગર બ્રાહ્મણોના 'અનંતધર્માલય' માં સ્વામીજીનાં ગીતાપ્રવચનોનો હિંદુ તેમજ મુસલમાનની વિશાળ જનતાએ લાભ લીધો હતો.

એ કાર્ય સમાપ્ત કરીને સ્વામીજી ગુરૂ દત્તાત્રયના દર્શનાર્થે ગિરનારના ઉંચા પહાડ ઉપર ગયા. (નવાબ સાહેબના તરફથી સર્વ પ્રબંધ હતો.) સાથમાં અમદાવાદથી આવેલા ભક્તો શ્રી રામદાસ, બ્રહ્મચારી સદાનંદ, ચિમનલાલ, ઈશ્વરલાલ, કાંતિલાલ, ગોવર્ધનભાઈ અમીન તથા જુનાગઢના કેટલાક ભક્તો હતા. ત્યાં પર્વતના ગુરૂ શિખર ઉપર બેસીને સ્વામીજીએ, જેવી રીતે ઇસામસીહે પહાડ ઉપર બેસીને પોતાના બાઈબલનો પ્રસિદ્ધ ઉપદેશ કરેલો હતો, તેવી રીતે સર્વને ઉપદેશ આપ્યો.

## જૂનાગઢના નવાબસાહેબની સ્વામીજીને ખાસભેટ



નગરના સુપ્રસિદ્ધ શેઠ પ્રભુદાસ બલિયા દ્વારા સ્વામીજીની પ્રશંસા સાંભળીને તથા જનતા ઉપર તેમનો પ્રભાવ જાણીને જૂનાગઢના નામદાર નવાબસાહેબ બહાદુરે સ્વામીજીને એક અપૂર્વ ભેટ આપીને સન્માનિત કર્યા. એ ભેટ તે એક આફ્રિકા દેશોત્પન્ન જંગલી સિંહનું બચ્ચું હતું. એ હિંસકને પણ સાત્વિક આહારથી ગીતાવ્રતી બનાવવાની ઇચ્છાથી, સ્વામીજીએ એવા એવા કઠણ ઉપહારનો પણ સ્વીકાર કર્યો. તે સંબધી સરકારી આદેશ પત્ર નીચે પ્રમાણે છે —

No. 15257 of 1943.　　　　The Secretariat,
JUNAGADH,

M e m o :—　　　　Dated, Octr. 1943.

His Highness the Nawab Saheb Bahadur has been pleased to give one African lion cub from the State Saker Bagh zoo to Swamijy Vidyanand of Baroda as a Present.

The Garden Superintedent is therefore requested to make necessary arrangements to hand over the cub to the swamiji immediately.

By order ,
Chief Secretary to Govt. , Junagadh State.

આ સિંહના બચ્ચાની ભેટના સમાચાર, સમાચાર પત્રોમાં છપાઈ ગયા હતા. તેથી જ્યારે સ્વામીજી જૂનાગઢથી ટ્રેનમાં આવતા હતા, ત્યારે હરેક સ્ટેશન ઉપર લોકો, એ સિંહના બચ્ચાને જોવાને આવતા હતા. અમદાવાદ અને તે પછી વડોદરાનાં ગીતામંદિરોમાં તો તેને જોવાને આખો દિવસ મેળોજ ચાલુ રહેતો હતો.

## અમદાવાદમાં શેઠ નંદલાલ બોડીવાળાનું મહત્વપૂર્ણ દાન




ઠ નંદલાલ બોડીવાળાએ ચાળીસ હજાર રૂપિયા ખર્ચ કરીને 'રૂક્મણીબાઇ પ્રસૂતિગૃહ' નામની સંસ્થાની સ્થાપના કરી અને શેઠ કસ્તુરભાઈ લાલભાઇને હાથે તેનું ઉદ્ઘાટન કરાવવાનો સમારંભ કર્યો હતો તેમાં શેઠ નંદલાલ તથા સૌ૦ સરસ્વતી બહેને પ્રાર્થના કરીને તે સંસ્થાને આશીર્વાદ આપવા સ્વામીજીને બોલાવ્યા હતા. તે સમયે ત્યાં નગરના મિલ્ એજંટોથી

લઇને સાધારણ જનતા સુધીનો ઘણો મોટો સમૂહ એકઠો થએલો હતો. સ્વામીજીએ આશીર્વાદ આપતાં કહ્યું—આ કામ કોઈ મહોલ્લા કે જાતિને સારૂ નથી. જેવી રીતે 'સંદેશ' પત્ર દ્વારા શેઠે દેશ તથા જાતિની સેવા કરી છે તેવીજ રીતે આ સંસ્થા સર્વની સેવા કરશે આપણા દેશમાં પ્રસુતિગૃહ જેવી અત્યન્તોપયોગી, પ્રાણદાત્રી સંસ્થાઓ તરફ ઘણું ઓછું ધ્યાન અપાએલું છે. શ્રી નંદલાલે આ સંસ્થાની સ્થાપના કરીને એક ઘણી મોટી જરૂરીયાતને પૂરી કરી છે અને દેશના શ્રીમાનોને એવું ઉપયોગી કાર્ય કરવાનો માર્ગ દેખાડેલો છે હું પ્રભુની પાસે તેનો વિસ્તાર થાય એવી પ્રાર્થના કરૂં છું' આ કાર્યનું વિસ્તૃત વિવરણ તા૦ ૨૭ ૧૦ ૪૩ ના સંદેશ પત્રમાં છપાએલું હતું.

## ગીતામંદિર અમદાવાદમાં સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ ને માનપત્ર






મી શ્રી શિવાનંદજી, અમદાવાદના 'ગીતામંદિર ધર્માર્થ ઔષધાલય' નું સંચાલન ઉત્તમ રીતે કરી રહેલા છે. તેમની દેખરેખમાં ઔષધાલયે ઘણા થોડા વખતમાં ઘણી ઉન્નતિ કરી લીધી છે પ્રતિદિન વધતી જતી રોગિયોની સંખ્યાથી તેના ઉપયોગીપણાનું અનુમાન થઈ શકે છે. દવાખાનામા ઔષધ નિર્માણનું કાર્ય તથા રોગિયોને ચિકિત્સા પુરસર દવા આપવી એ સર્વ સ્વામીજી પોતાની પૂરી દેખરેખ નીચે પોતે સ્વયં કરે છે એ સર્વ વાતોથી તથા તેમના મિલનસાર સ્વભાવથી જનતા ઘણી સંતુષ્ટ છે, તેમની યોગ્યતાથી આકૃષ્ટ થઇને જનતાએ જે 'માનપત્ર–સૂત્ર' આપેલું હતું તે નીચે પ્રમાણે છે —

ૐ શ્રી ગીતામાતા પ્રસન્નાસ્તુ ૐ

### સન્માનપત્ર-સૂત્ર

યોગિરાજ, ધનવન્તરી ગુરૂ, સ્વામી શિવાનંદજી મહારાજ

શ્રીમાન ! 'ગીતામંદિર ધર્માર્થ ઔષધાલય' ના કાર્યથી જનતા ઉપર આપ મોટો ઉપકાર કરી રહેલા છો તેને સારૂ અહીંની જનતા આપનો અંત કરણથી ઉપકાર માને છે અને તે અર્થે આ શ્રદ્ધા પત્ર સેવામાં અર્પણ કરતાં

અમારી કૃતજ્ઞતા જ્ઞાપનાર્થે આપનું વંદન કરે છે. આશા છે કે પ્રભુ સ્મરણ ચિંતનમાંથી અવસર કહાડી આપના અમૂલ્ય સમયને આર્ત જનતાની સેવામાં આજ પ્રમાણે સતત લગાડતા રહેશોજી.'

**શ્રીમાનનાં ચરણવંદન કરનારા—**

પુરાણી બાળકૃષ્ણ પુરૂષોત્તમ શાસ્રી, શેઠ ચુનીલાલ નગીનદાસ ચિનાઈ, શેઠ રામલાલ નગીનદાસ ચિનાઈ, શેઠ રામકૃષ્ણ ઠાકોરભાઈ, ડૉ૦ નવનીતરાય પુરૂષોત્તમ વ્યાસ, શેઠ હિંમતલાલ મોતીલાલ તથા શેઠ નંદદાસ હરિદાસ દ્વારા—

**અમદાવાદના નાગરિક જનો તરફથી સમર્પિત.**

આ સમયે ઔષધાલયને સારૂ લોકોએ હજારો રૂપિયાની ભેટ આપેલી હતી.

## બંગાળમાં ક્ષુધાપીડિતોને સહાયતા





સ્વામીજીએ બંગાલનાં દુષ્કાળના હાલ સાંભળીને અમદાવાદ તથા વડોદરાની કથામાં પોતાના ભક્તોને પીડિતોની સહાયતા માટે કહ્યું તથા ભક્તોની સહાયતા તથા થોડી રકમ ગીતામંદિરમાંથી લઈને સ્વામીજી સીધા નાગપુર ગયા.

## નાગપુરમાં ગોસસાહ.





સમસ્ત નાગપુરમાં સ્વામીજીના શિષ્યોની મોટી સંખ્યા છે. તેઓ સ્વામીજીને સ્ટેશન ઉપરથી જુલુસની સાથે તેમના નિવાસ સ્થાન ઉપર લઇ ગયા એ જ દિવસોમાં સ્વામીજીના સભાપતિત્વમાં ત્યાં ગોસસાહનો સમારંભ કરવામાં આવ્યો હતો. તેના સ્વાગતાધ્યક્ષ જસ્ટિસ પૌરાણિકજી હતા. તેમાં સ્વામીજીનું ગોમહિમાના વિષય ઉપર જે ભાષણ થએલું હતું. તેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

'મિત્રો ! આજકાલ શ્રદ્ધેય પંડિત મદનમોહન માલવીજીને જે કોઈ સજ્જન મળવા જાય છે, તેને તેઓઃ—

દૂધ પિયો કસરત કરો, સદા જપો હરિનામ।
હિંમત સે કારજ કરો, પૂરણ હોં સબ કામ ॥

એ ઉપદેશ આપ્યા કરે છે. તેમાં સર્વથી પહેલું કામ તેઓ દૂધ પીવાનું બતાવે છે. કહો એ ગોસેવા વગર કેવી રીતે સુલભ બની શકે તેમ છે ? ગોદુગ્ધ મનુષ્યનું જીવન છે, તેનાથી શરીર અને મન ( મગજ શક્તિ ) બને છે. આપ સર્વ દૂધ પીવાની ઈચ્છા તો કરો છો અને પીયો છો પણ ખરા, પણ કદીએ વિચાર પણ કર્યો છે કે, 'એ દૂધ કેવી ગાયનું છે' ? તે શું ખાય છે કેવી હાલતમાં રહે છે ? એ દૂધ વાસી અગર ખરાબ પાત્રમાં દોહ્યુ છે કે કેમ ? જ્યાં સુધી આપ તેનો વિચાર નથી કરતા ત્યાં સુધી દૂષિત દૂધ પાઈને આપ આપનાં બાળકોની તથા આપની પણ તન્દુરસ્તીની હાનિ કરો છો. વળી હવે આપને એ બતાવવાની જરૂર નથી કે આપણા કૃષિપ્રધાન દેશમાં ગાય કેટલી ઉપયોગની છે. ?

આપણાં શાસ્ત્રોમાં ગોસેવાની ઘણી પ્રશંસા કરેલી છે. તેના કારણમાં ધાર્મિકતાથી વધારે આર્થિક પક્ષ પણ છે. એ હું અવશ્ય કહીશકે જો આપને આપનું જીવન પ્રિય હોય, અને આપની પ્રજાને ભવિષ્યને યોગ્ય કર્મઠ બનાવવી હોય તો તમે ગોસેવાનું વ્રત ધારણ કરો. ગોસેવા કરીને આપ જે દૂધ પીશો તેનાથી આપનું સ્વાસ્થ્ય સુધરશે, ગોસેવાને સારૂ શાસ્ત્ર પ્રમાણ જાણી જોઈને નથી આપ્યાં. કારણ કે એ વિષય એટલો સ્પષ્ટ તથા ઉપયોગી છે કે જેમ સૂર્યને જોવાને દીવાની સહાય લેવી પડતી નથી તેમ તેને સારૂ દલીલોની કે શાસ્ત્ર વચનો ની જરૂરત જ નથી.

ગીતામાં ભગવાને પોતાને 'अश्वत्थः सर्व वृक्षाणाम्' કહ્યું છે. એટલે કે પીપળાના વૃક્ષને સર્વ વૃક્ષોમાં પોતાની વિભૂતિ બતાવેલ છે. કેરી, ફણસ, દાડમ આદિ અનેક સફળ વૃક્ષોને એ મહત્વ કેમ આપવામાં આવ્યું નથી ? તેનું કારણ ગ્રંથોમાં ખોળ કરતાં એવું પ્રતીત થાય છે કે, વીસ લક્ષ સ્થાવર યોનિયોમાં અશ્વત્થ યોનિ અંતિમછે. તેજ પ્રમાણે પશુઓમાં ગોયોનિ અંતિમ છે. ચોરાસી લાખ યોનિપીમાં ચક્કર મારતા જીવની જ્યારે વૃક્ષયોનિ સમાપ્ત થાય છે, ત્યારે પશુ યોનિનો આરંભ થાય છે. પશુ યોનિમાં ગોજન્મ અંતિમ છે.

'चतुरशीतिलक्षान्ते गोजन्मा तत्परं नरः ।'

અર્થાત્ ચોરાસી લાખ યોનિમાં ગોજન્મ આખરનો છે. ગો યોનિ બાદ મનુષ્ય દેહની પ્રાપ્તિ થાય છે. ગાયમાં સત્ત્વ ગુણની પ્રધાનતા છે. તેથી યાત્રા

ને સમયે વાછરડાવાળી ગાયને જોવાથી લોક યાત્રાની સફળતા માને છે. કારણ કે તેને જોવાથી મન પ્રસન્ન થાય છે તથા પ્રસન્નતામાંજ યાત્રાની સફળતા છે. યથા—

'यात्राकाले सवत्सां च धेनुं दृष्ट्वा सुखं व्रजेत् ।'

મહાભારતના અનુશાસન પર્વમાં લખેલું છે કે—એક વાર મહારાજ નહુષ ચ્યવન ઋષિના મૂલ્યનો નિશ્ચય કરવા લાગ્યા. તેમની કીંમત ક્રમશઃ હજાર, લાખ, કરોડ રૂપિયા આંકી. જ્યારે ઋષિએ એટલા દ્રવ્યનો પણ સ્વીકાર ન કર્યો. ત્યારે મહારાજે અડધું અને છેવટે પૂરૂં રાજ્ય આપવાની પણ તૈયારી કરી. તો પણ ઋષિએ કહ્યું કે, એ કીંમત પણ ઉપયુક્ત નથી. અંતમાં એક ગાયનું મૂલ્ય કહ્યું તો તેમણે તેનો સહર્ષ સ્વીકાર કરી લીધો.'

એજ પ્રકરણમાં એવી પણ કથા છે કે—'બ્રહ્માજીએ ગોમાતાના પ્રત્યેક અંગને દેવતાઓના અંશથી રચ્યુ. ગૌનું શરીર સમસ્ત દેવતાઓથી ભરાઈ ગયું તે પછી લક્ષ્મી અને ગંગાજીએ પોતાનું સ્થાન માગ્યુ પણ કોઇ જગ્યા ખાલી ન હતી તેથી તેમને કોઈ સ્થાન આપવામાં આવ્યુ નહી. પુનઃ પ્રાર્થના કરતાં બીજી કોઈ જગા તો ખાલી ન જણાઈ, ત્યારે બ્રહ્માજીએ ગોમુત્રમાં ગંગાજીને તથા ગોબર ( છાણ ) માં લક્ષ્મીજીને સ્થાન આપ્યુ.' તેનાથી આપ લોકને જણાશે કે આર્ય લોકોની દ્રષ્ટિમાં ગાયનું કેટલુ મહત્વ છે. હિંદુ લોક દીકરિઓને દુહિતા કહે છે. તે નામ ગોદોહનથી જ પડેલું છે. ભેંસ વધારે દૂધ આપે છે, પરંતુ તેમાં તમોગુણની પ્રધાનતા છે. તેથીજ તેની જાત યમ રાજાનું વાહન છે ત્યારે ગાયનો વાછરડો શંકરજીની સવારીનું કામ આપે છે.

' मया गवां पुरीषं हि श्रिया जुष्टमितिश्रुतम् '

ગોબરમાં લક્ષ્મીનો વાસ છે, ગોબરથી રોગના જંતુ ઉત્પન્ન થતા નથી. 'वायव्यं गोरजःस्नानम्' જો ગોમાતાના ચરણની ઉપર પડી જવાય તો સ્નાનની પવિત્રતા આવી જાય છે ગોમાતા ચેચક ( બળિયા ) રોગનાશક પણ છે, તથા તેના દૂધમાં પુત્ર આપવાની શક્તિ છે, કોઇને તેતરીસ કરોડ દેવતાને એક જગ્યાએ પૂજવાની ઇચ્છા થાય તો તે ગૌમાતાને પૂજે. વૈદ્યકશાસ્ત્ર જ્ઞાતા ગોબરને શીતનાશક કહે છે. તેથી નાગા સાધુ—અવધૂત તેના ગોબરની ભસ્મને શરીરે ચોળી વિના વસ્ત્રે શીત નિવારણ કરે છે. ગોબરના અગ્નિમાં જો ભોજન બનાવવામાં આવે તો તે લઘુપાક થાય છે, તેનાથી ઉદર રોગને લાભ પહોંચે છે,

ગોબરના શેકથી વાયુ તથા લેપથી કપાએલા ચાનું લોહી બંધ થઈ જાયછે ગોમૂત્રથી અનેક ઉત્તમોત્તમ ઔષધો તૈયાર થાય છે. યજ્ઞનું તો ગૌ, પ્રધાન સાધન છે. 'આયુર્વં ઘૃતમ્' ગાયના ઘીને મનુષ્યનું આયુ બતાવેલું છે. ગોમાતાના મહિમાથી આર્યગ્રંથો ભર્યા પડ્યા છે.

આપણા કૃષિ પ્રધાન દેશમાં ગાયમાતા કલ્પવૃક્ષથી પણ વધીને છે. મનુષ્ય શરીર સાથે ગાયનો એવો સંબંધ છે કે જાણે દેહ સાથે પ્રાણનો. ગૌ જાતિનો આટલો બધો ઉપયોગ હોવા છતાં પણ દેશના દુર્ભાગ્યથી ગોવંશનો નાશ થતો રહે છે. ઘણા દિવસની વાત નથી, 'આઈને અકબરી' જોતાં જણાય છે કે, અકબરના રાજ્યમાં એક આને શેર ઘી તથા દસઆને મણ દૂધ વેચાતું હતું પચાસ વર્ષ પહેલાં બે પૈસે શેર સારૂં દૂધ મળતું હતું, કહે છે કે આજ પૈસા સસ્તા થઈ ગયા છે, એટલુંજ કેમ, હવે દેશમાં ભયાનક જંગલ પણ રહ્યાં નથી, નગરોની આબાદી વધી ગઈ છે. સભ્યતાનો વિકાસ થઈ ગયેલો હોવાનું કહેવાય છે. યાતાયાતનાં સાધન સુલભ થયાં છે. સ્કુલ, પુસ્તકાલય દવાખાનાના પ્રબંધ થઈ ગયાછે] ઘેર બેઠે વિદેશી ગાણાં તથા સમાચાર સંભળાય છે. તાત્પર્ય એ છે કે, દેશોના નકશાજ બદલાઈ ગયા એ સર્વ થયું છે. બલકે તેનાથી પણ વધારે સગવડો મનુષ્યને પ્રાપ્ત થઈ ગએલી છે.

પરંતુ મનુષ્યત્વનો નાશ થવામાં જરાએ કસર રહેલી નથી. પૌષ્ટિક આહારના અભાવથી જરા જેટલુ કામ કરવાથી યુવાનોના માથાં દુખવા માંડે છે. સદાચાર જતો રહ્યો. ઇંદ્રિય નિગ્રહ તથા તેના માલિક થવાનું આવશ્યક ગણવામાં આવતું નથી. સદાચાર તથા ઓજસનોજ મનુષ્ય તથા પશુમાં અંતર છે. લોક આપણને જંગલી કહેતા, પણ એ હમારૂ જંગલી પણુંજ સારૂ હતું જેમાં આપણને સુખ શાંતિથી જીવન વ્યતીત કરવાનું મળતુ હતું.

હજી પણ કાંઈ બગડયુ નથી. મનુષ્ય માત્રે ગૌ સેવક બની જવું જોઇએ, સ્વાસ્થ્ય ખરાબ થયુ તો જીવન નષ્ટ થઈ ગએલું જાણવું ગોદુગ્ધામૃત સ્વાસ્થ્યપ્રદ છે. ગોદુગ્ધ, સદાચારનું પાલન તથા સદ્‌ગ્રંથ વિચાર બસ, એજ જીવન છે, પ્રભુભક્તિ છે, પરમાર્થ ચિંતન છે, અસ્તુ

અહીં એટલુ કાર્ય સમાપ્ત કરીને, ભક્તોએ જે ભેટ ચઢાવેલી હતી તે સર્વ લઈને સ્વામીજી ઓકટોંબર માસમાં બંગાળામાં ભૂખ પીડિતોની સહાયતાને અર્થે કલકત્તા ગયા.ત્યાંઅલીપુરમાં શેઠ શ્રી બટાઉભાઈ માવજીશેઠીયાના બંગલામાં રહ્યા હતા, ત્યાં કલકત્તા, ખગપુર આદિ સ્થાનોમાં અન્નની સહાયતા આપી.

ત્યાંના પીડિત જન સમુહની કરૂણાજનક સ્થિતિ જોઇને સ્વામીજીથી ત્યાં વધારે વખત રહી શકાયું નહી. એ બીભત્સ દ્રશ્યનો કેટલાંક કારણોથી અહીં ઉલ્લેખ કરવાનું ઉચિત નથી.

કલકત્તામાં શેઠ કાનજીભાઈ મૂલજી સિદ્ધાનગર વાળાના બંગલા ઉપર એક દિવસ ગીતાનો ઉપદેશ પણ કરવામાં આવ્યો હતો. તે પછી શેઠ પુરૂષોત્તમદાસ ડી૦ સોનપાલ, શેઠ હરિભાઈ (વહોરા કંપનીના માલિક) સૌ૦ મુકતા બહેન તથા સૌ. શાંતા બહેન સ્વામીજીને આગ્રહ કરીને કલકત્તેથી ઝરિયા લઈ ગયા.

## ધનવાદ ( ઝરિયા ) માં ગીતા કથા



નબાદ ( ઝરિયા ) માં શેઠ હરિશંકરભાઇને બંગલે ઉતરીને લોહાણામહાજનની વાડીમાં સ્વામી જીએ ચાર દિવસ ગીતાનું પ્રવચન કર્યું. ત્યાં દિવાન બહાદૂર હી૦ ડી૦ ઠક્કર, નાનાલાલ સંપટ્યા, ભગવાનભાઈ તથા અન્યાન્ય સર્વ જનતાએ સ્વાગતપૂર્વક સ્વામીજી મહારાજની કથાનો અપૂર્વ લાભ લીધો.

તે પછી સ્વામીજી કાશી ગયા. અને શેઠ જે. રણછોડદાસની કોઠીમાં ઉતર્યા. ત્યાં પણ દુષ્કાળ સંકટ ગ્રસ્ત અનેક બ્રાહ્મણ, પંડિત તથા ગરીબોને ધનની સહાયતા કરી. 'ગીતાધર્મ કાર્યાલય' ના કર્મચારી વર્ગની પ્રાર્થનાથી તેમને પણ સહાયતા પ્રદાન કરી સંતુષ્ટ કર્યા.

## ગીતાધર્મ કાર્યાલયમાં સ્વામીજીની સંવર્ધના



કટ ગ્રસ્તોની સહાયતાના કાર્યથી આકૃષ્ટ થવાથી સ્વામીજીના સંવર્ધનને અર્થે એક દિવસ 'ગીતાધર્મ કાર્યાલય' માં વિશિષ્ટ નાગરિકો, પૂજ્ય મહાત્માઓ તથા કાર્યાલયના કર્મચારીવર્ગ તરફથી એક સત્કાર સભાનું આયોજન થએલું હતું. તેમાં પીડિતોના પોકારથી બંગાળથી લઇને કાશી સુધી જે અમૂલ્ય સહાયતા સ્વામીજી કરતા આવ્યા હતા તેની પ્રશંસા કરવામાં આવી હતી. આ સર્વ લોકો તરફથી સ્વામીજીને એક શ્રદ્ધાસૂચક સન્માન પત્ર પણ અર્પણ કરવામાં આવ્યું હતું જે નીચે પ્રમાણે છે:—

## શ્રદ્ધાકુસુમાંજલિ,

મહામહિમ, બ્રહ્મવિદ્યારથ વિદ્દદ્દવૃન્દવંદિત, રાજન્યવર્ગ પ્રજાજન ધનિક
તથા નિર્ધનોં દ્વારા સમાન ભક્તિભાવથી પૂજિત, શ્રી કૃષ્ણ પ્રભુ ની
સમાધિવાણી ગીતારહસ્ય ના એકમાત્ર પ્રચારક, પ્રભુમૂર્તિ, લોક-
પ્રિય, લોકસંગ્રહી જગદ્ગુરૂ મહામંડળેશ્વર શ્રી સ્વામી
વિદ્યાનંદજી મહારાજ ની વિભુતિભરી સેવા માં—

કાશીનિવાસી તથા 'ગીતાધર્મ કાર્યાલય' ના શ્રીચરણપ્રેમિયોંની શ્રદ્ધા-પૂર્ણ વંદના અને વાક્‌કુસુમાંજલિ સમર્પિત હો—

શ્રીમાન ! હમો અકિંચનો ઉપર મહાન્ અનુગ્રહ કરી હમોને ઘેર બેઠા દર્શન આપીને જે કૃતાર્થ કર્યા છે, તેનાથી અમે પોતાને ઘણા ભાગ્યશાળી માનિયે છીએ. આનંદનિધિ શ્રી ચરણોના અનુગ્રહથી હવે અમારા ત્રણે તાપ નષ્ટ થઇજશે, એવો અમારો દ્રઢ વિશ્વાસ છે.

સમયના ભીષણ આઘાતમાં પડીને અમો અમારી નિત્યની અન્ન વસ્ત્રની સમસ્યાઓને પણ પૂરી કરવામાં નિરાશ થઈ બેઠા હતા. એટલામાં શ્રીમાને અકસ્માત પધારીને જે આધ્યાત્મિક ( દર્શન ઉપદેશરૂપ ) તથા આધિભૌતિક ( દ્રવ્યાદિકરૂપ ) સહાયતા આપી છે તેને માટે આપના જેવા મહાપુરૂષ પ્રતિ અમો પ્રાકૃતજન કૃતજ્ઞતાજ્ઞાપન કરવાની પણ યોગ્યતા ધરાવતા નથી.

અમારૂં આત્મિક, દૈવિક અને દૈહિક ભવિષ્ય સુધારવાને સારૂ 'દુર્જનતબ ધુ' શ્રી ચરણો તરફ સતૃષ્ણ દ્રષ્ટિથી હમો અનેક વાર શ્રીમાનનું અભિવાદન કરીએ છીએ અને અંતમાં એજ ઇચ્છા રાખીએ છીએ કે, શ્રી ચરણોંના પ્રતાપથી, વંશીવિભૂષિત પ્રભુનુ ચિરનૂતન ગીતાગાયન હમારા કર્ણોમાં સતત ગુંજતુ રહી પોતાના યશોગાનને સારૂ હમોને આગળ કરતુ રહે.

સમર્પયિતા—

કાશીધામ માર્ગશીર્ષ ૨૦૦૦ } કાશી નિવાસિયો તથા 'ગીતાધર્મ' મંડળ તરફથી. ચિરંજીવ મનોહરલાલ શાસ્ત્રી (ગીતાધર્મ સં૦)

સન્માન પત્ર અર્પણ કર્યા બાદ સ્વામીજીએ સમાયિક ઉપદેશ આપતાં કહ્યું કે—'બંધુઓ ! સર્વેશ્વર પ્રભુ આપણી કઠણ પરીક્ષા લઈ રહ્યા છે, તેનાથી આપણી હાલત ડુખાવવી ન જોઇએ. જેની પાસે અન્ન, ધન તથા સુખ છે અને જેમની પાસે આધિ વ્યાધિ, તાપ સંતાપ છે, તેઓ એ સર્વને પ્રભુના ચરણોમાં

સંકલ્પ કરીદે. ત્યારે તેમાંથી પ્રભુ સંતાપને શીતળ કરી સર્વને કૃપા પૂર્ણ પ્રસાદ આપશે. આપત્તિયોમાં ધૈર્ય રાખવુ એજ મનુષ્યની વિશેષતા છે.'

## ગીતામંદિર વડોદરામાં શિવરાત્રી વસન્તોત્સવ



કાશીથી દર્શન સ્નાન યાત્રા કરીને સ્વામીજી વડોદરે ગયા. ત્યાં ગીતામંદિરમાં ત્રણ દિવસ શિવરાત્રિ મહોત્સવ કરવામાં આવ્યો હતો. તેમાં પહેલે દિવસે દિવાન સાહેબ પધાર્યા હતા. બીજે દિવસે ગીતામંદિરના કાર્ય કરતાઓના આમંત્રણથી શ્રી મહારાણી સાહેબ શાંતાદેવીજી તથા શ્રી યુવરાજ કુમાર શ્રી ફત્તેહસિંહજી પણ પધાર્યા હતા. તે સમયે ત્યાં ઘણાં સ્ત્રી પુરૂષો તથા અમલદારોની ભીડ થએલી હતી. તે ઉત્સવમાં અમદાવાદથી આવેલી એક સાડા સાત વર્ષની 'સિદ્ધિદા ઉમિયાશંકર' નામની બાલિકા એ ગીતાના સંપૂર્ણ અધ્યાયોને કંઠસ્થ સંભળાવ્યા. તેને શ્રી મહારાણી સાહેબે પદક ઈનામમાં આપ્યું, તે પછી ગીતા માતાનો પ્રસાદ લઈને સર્વ લોક વિદાય થયા. તેનો રિપોર્ટ તા. ૧૯-૨-૪૪ના 'સયાજીવિજય' પત્રમાં છપાયો હતો. અસ્તુ, પછી એક દિવસ ગીતામંદિરમાં સ્વામીજીએ નીચેનો મહત્વપૂર્ણ ઉપદેશ કોઈ સત્સંગીના સમાધાન અર્થે કરેલો હતો—

## પ્રભુપ્રેમી સંત નિર્લિપ્ત રહે છે.



સંત લોક-દુનિયાથી ડરતા નથી. ડરવું એ એમની પ્રકૃતિની બહારની વાત થઈ જાય છે. તેઓ જગતમાં રહીને અભ્યાસ કરે છે, જાણે છે, ઉપદેશ આપે છે ઉપરાંત બીજાં પણ ઉચિત કાર્ય કરે છે. પણ તેઓ 'નલીનીદલ અંબુવત્' જગતનો મોહ રાખતા નથી. એવી દશામાં તેમને માયા, ભ્રમ, અજ્ઞાન હેરાન કરી શકતા નથી. તેના સંબંધમાં એક ઉદાહરણ આપવાનું ઉચિત થશે—

કોઈ વ્યાપારીએ એક મહાત્માને કહ્યું—'મહારાજ ! આપ અમારી પેઠેજ શહેરોમાં રહો છો, ખાઓ છો પીઓ છો. એવી દશામાં આપ પણ

અમારી પેઠેજ માયામાં લિપ્ત છો.', મહાત્માએ જાણે પ્રશ્નનો પ્રસંગ ટાળતા હોય તેવા ભાવથી કહ્યું—'શેઠજી ? આપ અફીણનો વ્યવસાય કરો છો, પણ તેનાથી તમે ડરતા કેમ નથી ? આપની પાસે તેની હજારો પેટિયો છે. હું તો અફીણથી બહુ ડરૂં છું.'

શેઠે કહ્યું—'મહારાજ ! તેમાં ભયભીત થવાનું શું છે ? અફીણને ખાવાથી હાનિ થાય છે, રાખવાથી નહીં.' એ સાંભળીને મહાત્માએ ઉત્તર આપ્યો—'જેવી રીતે હજારો મણ અફીણ રાખવાથી કાંઈ નુકશાન થતું નથી, હા જરાપણ ખાધુ તો તેનાથી જીવનદીપ હોલવાઈ જાય છે. શેઠજી ! તેવીજ રીતે આ સંસાર માયામોહથી ભરેલો છે, પણ અમે અમારામાં માયા મમતાને પેસવા દેતા નથી. તો પછી અમને તેનો ભય કેવી રીતે લાગે ?

હમે દુનિયામાંથી માયાને હઠાવી શકતા નથી. એને હઠાવવી અગર તો મટાડવી એ માયાપતિ ભગવાનનું કામ છે, તેમાં અમારૂં સામર્થ્ય નથી. સંસારમાં જે થાય છે તે થતુંજ રહેવાનુ, ઈશ્વરી નિયમમાં કોઈને હસ્તક્ષેપ કરવાનો અધિકાર નથી. નાવ પાણીમાં રહે એ કાંઇ ખોટું નથી જો નાવમાં પાણી ભરાય તોજ હાનિ છે. તેજ પ્રમાણે સંત લોક સંસારની માયામાં રહે છે, પણ તેને પોતાની અંદર આવવા દેતા નથી અમારે સારૂ માયિક પદાર્થ ઘટી શકતા નથી. મનુષ્યોની સ્વાભાવિક ચાલ પણ નથી બદલાતી, રામરાજ્યમાં જે હતું તે આજ પણ થાય છે, અંતર માત્ર ન્યુનાધિક થવાને છે જેમ પહેલાં રૂપિયા મોઘા હતા. આજ અનાજ મોઘું છે. હમે કે તમે તેને બદલી શકવાના નથી, તેમ બદલવાની આવશ્યકતા પણ નથી જગતની ચીજોમાં જે મોહ મમતા થવી તેજ વિષય છે. તેનેજ બદલવાની જરૂર છે. ઝેર જો ખાવામાં ન આવે તો તેનાથી કાંઈ હાનિ થવાની નથી. તેજ પ્રમાણે દુનિયાથી હમે ડરતા નથી ઘરમા દિવાશળીની પેટિયો હોય છે. આપણે જાણીએ છીએ કે, તેમાં દેવતા છે, બળી ઉઠવાની તેનામાં શક્તિ છે. પણ તેનાથી આપણે ભયભીત થતા નથી. એ પણ હમને માલુમ છે કે, હમારે મરવાનું છે. તો પણ હમે આજથીજ રોવાનું શરૂ કરી દેતા નથી., હા, અમારે સાવધાન જરૂર રહેવું જોઇએ જ્યારે હમે બાગમાં જઇએ છીએ ત્યારે હમે કાંટા ઝાંખરામાં ભેરવીને કપડાં ફાટવા દેતા નથી, દાદર ઉતરતી વખતે હમારા પગ પરિમાણથીજ કામ લે છે. હમે ચાહે તેવું બોલી શકીએ છીએ તો પણ

જોઈ વિચારીને શબ્દ પ્રયોગ કરીએ છીએ. જો હમે સાવધાનીથી કામ લઈશું તો મિત્રો ! હમને માયા કેવી રીતે ચોટી પકવાની ? અસ્તુ,

તે પછી સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાં 'કર્કના ગુરૂનો પ્રત્યક્ષ નિર્ણય કેવી રીતે થાય ?' તે વિષયમાં જ્યોતિષી પંડિતોનો શાસ્ત્રીય મતભેદ હતો. અમદાવાદ ગીતામંદિરમાં સ્વામીજીની અધ્યક્ષતામાં જોશી ગિરિજાશંકરજી, પં૦ હરિહર ભટ્ટ, પં૦ બાલકૃષ્ણ પૌરાણિક, મણિશંકર શાસ્ત્રી તથા મુંબઈ, વડોદરા આદિ સ્થાનોના જ્યોતિર્વિદોના વિચાર વિનિમય બાદ પંચાંગ સંશોધનાર્થે 'વેધશાળા' સ્થાપિત કરવાને સારૂ એક સમિતિ સ્થાપી. કાર્ય સમાપ્તિ બાદ દક્ષિણા શ્રીફળ આદિથી ગીતામંદિર તરફથી વિદ્વાનોનું સન્માન કરવામાં આવ્યું.

## સ્વામી શ્રી શિવાનંદજીને સન્માનપત્ર






ક સમયે સ્વામી શ્રી વિદ્યાનન્દજી મહારાજ મુંબઈમાં ગીતાની કથા માધવબાગમાં કરતા હતા. તે સમયે ત્યાંના સદ્‌ગૃહસ્થોએ સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ ધનવંતરીગુરૂને જે સન્માન પત્ર સમર્પણ કરેલું હતું, તે નીચે પ્રમાણે છે—

### પરમપૂજ્ય આયુર્વેદાચાર્ય સ્વામી શિવાનન્દજી યોગિરાજ મહારાજની પવિત્ર સેવામાં.

શ્રીમાન્ ! જગદ્‌ગુરૂ મહામંડલેશ્વર સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા સ્થાપિત, અમદાવાદ ગીતામંદિરના ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલયની, આપ તન, મન અને ધનથી સેવા કરીને તથા અમદાવાદની જનતા તેમજ આસપાસના ગામ લોકોના લાભાર્થે લોકસેવાને સારૂ આયુર્વેદની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ધર્માર્થ ચિકિત્સા કરીને સર્વ બાજુથી પ્રશંસા તથા સન્માન સંપાદન કરી રહ્યા છો, તથા હજારો રોગિયોના આશીર્વાદ લઇ રહ્યા છો, એ પરમ સંતોષની વાત છે.

આપના એ ઔષધાલયનો લાભ એકલી અમદાવાદની જનતાનેજ નથી, બૃહદ્ ગુજરાતની જનતાને પણ તેનો લાભ મળતો રહે છે. ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતો તથા શહેરોનો જનસમુદાય અમદાવાદ ગીતામંદિરના દર્શનાર્થે

આવે છે. તેમાનો અધિકાંશ આપના ઔષધાલયથી લાભાન્વિત થઈને આપના ઉપર પ્રશંસાની પુષ્પવૃષ્ટિ કરે છે.

વર્ષો સુધી કઠણ તપશ્ચર્યાઓ કરીને, પહાડો, જંગલો તથા ખાડિયોમાં પરિભ્રમણ કરીને, આયુર્વેદ નિષ્ણાત ચરક ઋષિની પેઠે અનેક ઔષધિયોને શાસ્ત્ર રીતિથી સાર્થ્ય બનાવીને તથા તેમનો સેવાના મહત્‌સાધન રૂપમાં ઉપયોગ કરીને પોતાના વિશાળ જ્ઞાનનો લાભ ગામડાં તેમજ શહેરી લોકોને આપ આ ઔષધાલય દ્વારા આપી રહેલા છો.

આપના આ ધર્માર્થ દવાખાનાની, વૈદકીય નિષ્ણાતતા તથા નિસ્વાર્થ ભાવનાની, રોગી તથા સામાન્ય જનતા પ્રશંસા કરે છે, એટલુંજ નહીં પણ યુરોપના ઉચ્ચ પદવી ધારી મોટા મોટા ડૉકટર, બેરિસ્ટર, વકીલ તથા મિલ માલિક વગેરે પણ આપની નાડી પરીક્ષા તથા આયુર્વૈદિક પદ્ધતિથી ચાલતા આ ઔષધાલયનાં વખાણ કરે છે.

આજકાલની અસહ્ય મોંઘવારીને લીધે, હિંદુસ્તાનની જનતા દુઃખી થઈ રહેલી છે. જ્યારે અનાજ ખરીદવાને સારૂ પણ મુશ્કેલીથી પૈસા મળતા હોય તો પછી, દવા તો કયાંથી જ ખરીદી શકાય ? પણ આપ તો આ મોંઘવારીમાં પણ દવાનો લાભ ગ્રામ્ય જનતા તથા શહેરી લોકને આ ધર્માર્થ દવાખાના દ્વારા આપીજ રહેલા છો.

તેને મહત્વ આપીને પોતાનુ કર્તવ્ય સમજીને આપના આ ઔષધાલયને યત્કિંચિત્ દ્રવ્યની ભેટ આપીને, આપ 'ઔષધાલય દ્વારા ગ્રામ્ય જનતા તથા શહેરી જનતાની અધિક સેવા કરો છો,' તે કાર્યથી પ્રભાવિત થઈને અમે પ્રભુની પાસે એવી પ્રાર્થના કરીએ છીએ કે, સીતામાતાનો પ્રસાદી રૂપ ઔષધ આપીને આપ શ્રીમાન એ કાર્યને અધિક આગળ વધારતા જાઓ.

# મુંબઇના મુળજીજેઠામાર્કિટમાં સ્વામીજીનું ગીતાપ્રવચન





ઠ દેવીદાસ માધવજી ઠાકરસી, ધી ખટાઉ મકનજી સ્પીં૦ એન્ડ વી૦ કં૦ લી૦, શેઠ પુરૂષોત્તમદાસ લક્ષ્મીદાસ, શેઠ વાડીલાલ કાશીદાસની કં૦ મૅ૦ નિરંજન કં૦, દા૦ આનંદજી જાદવજી, શેઠ ભગવાનદાસ નારાયણદાસ તથા શેઠ પરમાનદદાસ કરસનદાસના આગ્રહથી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે તા૦ ૩૦-૧-૪૩ ને દિવસે મુળજી જેઠા માર્કિટ સંચાઝલીમાં કથા કરી હતી. આ બજારમાં સાર્વજનિક ગીતા કથા કરવાનો આ પહેલો અવસર હતો. તેમાં લાઉડ સ્પીકરની ખાસ વ્યવસ્થા કરવામાં આવેલી હતી. ત્યાં સ્વામીજીએ—

'कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।'

આ ગીતાવચન ઉપર પ્રવચન કરતાં કહ્યું—આપણા દેશરૂપી મહેલમાં ખેતી, ગૌ સેવા તથા વ્યાપાર એ ત્રણ પ્રધાન સ્તંભ છે ખેતીથી આપણે આહાર મેળવીને જીવતા રહીએ છીએ. ગોરક્ષાથી આપણે બળવાન બનીએ છીએ તથા વ્યાપારથી જરૂરી વસ્તુઓનું વિતરણ તથા ખજાનો પૂર્ણ રાખી શકીએ છીએ. જે દેશમાં આ ત્રણે પ્રક્રિયાઓ સુચારૂ રૂપમાં ચાલુ રહે છે, તે દેશ સર્વમાં અગ્રગણ્ય રહી શકે છે. આપ સર્વ વ્યાપારી છો, તે નાતાથી આપ જનતા જનાર્દનની ઘણી મહત્વની સેવા કરી રહ્યા છો. સર્વ વસ્તુઓ સર્વ જગોએ નથી મળી શકતો કોઈ વસ્તુ કોઈ જગોએ એટલી અધિક થઈ જાય છે કે, ત્યાં તેનો કોઈ ભાવ પણ પૂછતું નથી. અને કોઈ જગોએ તેજ વસ્તુ જોવાને પણ મળતી નથી. એ શક્તિ વ્યાપારમાંજ છે કે તે એક દેશની વસ્તુને બીજા દેશમાં પહોંચાડીને તથા ત્યાનો વધારાની વસ્તુને અહીં લાવી જનતાને દુર્લભ વસ્તુ પણ સુલભ કરી આપે છે. આ ખેતી, ગોરક્ષા તથા વાણિજ્ય વ્યાપારનું કામ પ્રભુએ વૈશ્યોને સોંપેલુ છે. એ મહત્વના કાર્યોના સંપાદન કર્તા હોવાથી લોકો તેમને મહાજન કહે છે. ભાગવતમાં ઉલ્લેખ છે કે—

आस्तिक्यं दाननिष्ठा च अदम्भो ब्रह्मसेवनम् ।
अतुष्टिरर्थोपचयैर्वैश्यप्रकृतयस्त्विमाः ॥

આસ્તિકતા, દાનમાં નિષ્ઠા, નિષ્કપટતા, બ્રહ્મવાદી મહાત્માઓની સેવા તથા ધનની વૃદ્ધિ થવા છતાં પણ અસંતોષ એ વૈશ્યોનો સ્વભાવ છે. આપ સર્વ પ્રભુનું નામ સ્મરણ કરતાં આકાર્યોને કરતા રહો. 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' ભગવાનના એ કથનાનુસાર સ્વધર્મનું પાલન કરીને આપ સફળતા પ્રાપ્ત કરી લેશો.

સર્વે જાણે છે કે વ્યાપારનું કામ કઠણ અને જોખમનું છે. તેમાં સમયની રૂખ જોઇને કામ કરવાનું હોય છે, એ ખાંડાની ધાર છે, તેમાં પ્રભુકૃપાની ખાસ આવશ્યકતા હોય છે, તેનાથી દ્રઢતા આવે છે. આપ સુદૃઢ થવાને સારૂ નિત્ય ગીતાભ્યાસ કરો. તેનાથી આપ—

सोत्तीर्णा खलु पाण्डवै रणनदी कैवर्तकः केशवः'

ને અનુસાર અર્જુનની પેઠે આપના પ્રયાસને સફળ કરી શકશો.

## સુરતમાં સ્વામીજીની ગીતા કથા



પછી સ્વામીજી પોલિસ ઇન્સ્પેક્ટર શ્રી શંકરલાલ પંડ્યા તથા શેઠ લાલદાસ ત્રિભુવનદાસ આદિના આગ્રહથી સુરત પધાર્યાં. વિઠ્ઠલવાડીમા ગીતાની કથાનો આરંભ કર્યો. તેનો પ્રબંધ ત્યાંના ટ્રસ્ટિયો તથા પ્રમુખ શેઠ ચિમનલાલે, ખર્ચ શેઠ લાલદાસ ત્રિભુવનદાસે કરેલો હતો. લાઉડ સ્પીકરની ખાસ ગોઠવણ કરવામાં આવી હતી.

સુરત નગરની જનતા ઘણી શ્રદ્ધાળુ અને પ્રેમી છે. સ્થાનીય ભોજનની પ્રથા લોકોત્તર છે. અહી સ્વામીજીએ કહ્યુ હતું કે 'સુરત પ્રભુ ભક્તિમાં ખૂબ-સુરત છે, આપ લોક 'अहं वैश्वानरो भूत्वा पचाम्यन्नं चतुर्विधम्' એ ગીતામંત્ર-માં કહેવામાં આવેલા 'વૈશ્વાનર' ભગવાનના મૂર્તસ્વરૂપનું સાચા દિલથી પૂજન કરો છો. મનુષ્ય જીવનની દુર્બળતાઓ અનેક છે, દૌબલ્ય સફલતાનું વિરોધી છે. એ દુર્બળતાના, પહાડના ગીતાભ્યાસરૂપી વજ્રથી, ચૂરેચૂરા થઈ જાય છે.

આપ લોક સુરત નિવાસી તો છો જ, પરંતુ પ્રભુભક્તિ અને ગીતાપાઠથી આપની સુરત વળી વધારે ચમકવા લાગશે.'

# સ્વામીજીની સરદાર પટેલ સાથે પાકિસ્તાનની ચર્ચા





એક સમયે સ્વામીજી સુરત નગરની વિઠ્ઠલવાડીમાં પંદર દિવસ ગીતા કથા કરીને મુંબઇ પધાર્યા હતા, તેજ દિવસે સરદાર વલ્લભભાઈ પટેલ પણ સુરતથી ચરખા સંઘનું ઉદ્‌ઘાટન કરવા ટ્રેનમાં મુંબઇ જતા હતા. જે કંપાર્ટમેન્ટમાં સરદાર સાહેબ તથા તેમનાં પુત્રી મણી બહેન બેઠાં હતાં તેજ ડબ્બામાં દૈવાત્ સ્વામીજી પણ જઇ પહોચ્યા. સરદારજીએ ઉઠીને પ્રણામ કરીને પોતાની પાસે તેમને બેસાડ્યા. વાર્તાલાપના પ્રસંગમાં સ્વામીજીએ કહ્યું—'આ સમયે દેશના ઉદ્ધારની લગામ આપ લોકોના હાથમાં છે, આપ રાષ્ટ્રીય મહાપુરૂષ છો, સંત છો, કહો પાકિસ્તાનના સંબંધમાં આપનો શો મત છે ? સરદાર સાહેબે કહ્યું—એ કાર્ય અવ્યવહારૂ છે. આપણા દેશના પ્રથમનાજ ભેદોપ્રભેદોથી તો હેરાન છે, તેમાં વળી આ નવા ભેદભાવનાના ભૂતથી રાષ્ટ્ર શરીર અત્યંત દુર્બલ થઈ જાય, તેથી તે અમને કબૂલ નથી, હમે તે નહી થવા દઇએ.'

સરદાર સાહેબના એ વિચાર બિલકુલ યથાર્થ છે. આજ મોટામાં મોટાં રાજ્યો પણ પોતાના દેશની સીમા વધારી તેનું સંગઠન ( એકત્વ ) કરવામાં રોકાએલાં છે. ત્યારે આ અભાગી ભારતદેશ છે કે જેના સપુતો તેના ટુકડા કરવા તૈયાર થઈ ગયા છે. આ અખંડ ભારતમાં એક ભારતીય જાતિનોજ નિવાસ છે, પછી તે ચાહે તે ધર્મને માનતો હોય. ધર્મ એ આત્મોન્નતિનું સાધન છે, તેના આધાર ઉપર દેશને વિભાજીત કરવો એ બુદ્ધિમતાથી બહારની વાત છે. સંઘમાં શક્તિ છે, કોઈ પણ સપન્ન કુળની સંપત્તિ વિભાજીત થવાથી તેની કેવી દશા થાય છે એ સર્વ કોઈ જાણે છે. સર્વ ધર્મના અનુયાયિયો પ્રતિષ્ઠાથી રહે, એક બીજાની સંભાળ રાખે અને હળી મળીને બીજા સભ્ય દેશોના સમાન બને તેમાં જ કલ્યાણ છે, ભાગ પાડીને ટુકડા કરવાએ ઉઘાડી-રીતે ભૂલ જ નહી, પણ આપઘાત છે.

# શેઠ નંદલાલ બોડીવાળાનેત્યાં વિષ્ણુયાગ,

—:o:—



એકવખત નવરંગપુર સંદેસ સોસાઈટીમાં અમદાવાદવાળા શેઠ નંદલાલે મહાવિષ્ણુયાગનું આયોજન કર્યું તેમાં સ્વામીજીનું યજ્ઞવિષયક વ્યાખ્યાન થયેલું હતું. તેનો કેટલોક સાર નીચે પ્રમાણે છે—

'यज्ञो वै विष्णुः' 'યજ્ઞ' એ ભગવાનનું સ્વરૂપ છે. યજ્ઞથી દેવતા પ્રસન્ન થાય છે. 'દેવતા' એ ભગવાનની શક્તિયોનું નામ છે, કે જેમણે જગતને ધારણ કરી રાખેલું છે. આપણાં સર્વ ધાર્મિક કાર્યોનો આરંભ યજ્ઞોથી થાય છે, વૈદિકકાલમાં સર્વ લોક તેને કરતા તથા કરાવતા હતા. યજ્ઞોના ઘણા ભેદ છે.

'यज्ञाद्भवति पर्जन्यः' —( गीता )

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।

आदित्याज्जायते वृष्टिः वृष्टेरन्नं ततः प्रजाः ॥ मनुः

ઇત્યાદિ ઘણાં વચનો યજ્ઞોની ઉપયોગિતામાં કહેવામાં આવેલાં છે. યજ્ઞોને વાયુની શુદ્ધિનું કારણ બતાવે છે. તે ગમે તે હોય, યજ્ઞોમાં વિદ્વાનોનું સન્માન થાય છે, કથા પ્રસંગ ચાલે છે, દેવતા પ્રસન્ન થઇને અનુકૂલ થઈ જાય છે. બીજા પણ ઘણા ધાર્મિક તથા આર્થિક લાભ તેનાથી થાય છે ત્રણ ભાગોમાંથી વેદનો ઘનો મોટો ભાગ યજ્ઞના વિષયથી ભરાએલો છે. તેને સારૂ છ શાસ્ત્રોમાં એક મીમાંસા શાસ્ત્ર જુદુંજ છે. યજ્ઞાદિ આર્યોનું પ્રધાન કર્મ છે.

આ યજ્ઞ પ્રસંગ પછી સ્વામીજી અમદાવાદથી વડોદરે ગયા. ત્યાં શેઠ રણછોડદાસ હરગોવિંદદાસ ઠક્કરે વડોદરાના લુહાણા બોર્ડિંગ હાઉસ' ને વીસ હજાર રૂપિયાની સહાયતા કરેલી હતી, તેથી શેઠની જાતિ તરફથી નાયબ દિવાન શ્રી માનેપાટિલસાહેબના સભાપતિત્વમાં ગીતામંદિરમાં ઉક્ત શેઠને એક માનપત્ર આપવામાં આવ્યું હતું. તેની સાથે જ મંદિર તરફથી પણ સ્વામીજીના આશીર્વાદ પૂર્વક ચાંદીના પાત્રમાં મુકીને શેઠને ગીતા ગ્રંથની ભેટ આપવામાં આવી હતી. તેનું પુરૂં વિવરણ તા. ૮-૫-૪૪ ના સયાજી વિજય પત્રમાં પ્રકાશિત થયું હતું.

# પૂના અને પાવલીનો સંવાદ



દેરથી જઇને સ્વામીજીએ હરિદ્વાર ( કનખલ ) ઘંટાકોઠી શુકામાં થોડા દિવસ એકાંતવાસ કર્યો. ત્યાંથી જ ગલોમાં ફરતા ફરતા એક દિવસ સ્વામીજી હૃષીકેશ ગયા. ત્યાં લક્ષ્મણ ઝૂલાની પેલી પાર સાંજે ગગાતટવર્તી એક પત્થરની શિલા ઉપરબેસીને સ્વામીજી પ્રભુના વિરાટ સ્વરૂપનું પ્રાકૃતિક દ્રશ્ય જોતા જોતા સ્વસ્વરૂપમાં મગ્ન થઈ રહેલા હતા. મુખમંડલ પ્રસન્નતાના તેજથી દેદિપ્યમાન થઇ રહેલું હતું તેટલામાંજ એક સભ્ય વેશભૂષાથી સુસજ્જિત સદ્‌ગૃહસ્થ નમસ્કાર કરીને સ્વામીજીની સામે બેસી ગયો. સાથે તેની સ્રી તથા બે દિકરિયો હતી.

તેમને આશીર્વાદ આપીને સ્વામીજીએ પૂછ્યુ—'આપ કયાંના રહીશ છો. તમારૂં નામ શું' આગંતુકે કહ્યું—'મારૂનામ લલાદિવા છે, આ મારી પત્ની છે તથા આ બે પુત્રિયો છે, એકનું નામ પૂના છે બીજીનું નામ પાવલી છે. પૂના સીધી તથા ગંભીર છે તથા પાવલી ચચળ તથા ઉતાવળા સ્વભાવની છે મહારાજ ! એ બને પરસ્પર ઘણો સરસ સંવાદ કર્યા કરે છે. પૂના કહે છે કે ભક્તિથી કલ્યાણ થાય છે, અને પાવલી સેવાધમને મહત્વ આપે છે. તેથી આપ કૃપા કરીને ભક્તિ તથા સેવા ભાવનો મર્મ સમજાવીને નિર્ણય આપો કે કોનું કથન ખરૂ છે એ સાંભળીને સ્વામીજીએ તે છોકરિયોને પોત પોતાનો પક્ષ ઉપસ્થિત કરવાની આજ્ઞા આપી એટલે—

પૂના બોલી—બહેન પાવલી ! 'व्याधस्याचरणं ध्रुवस्य च वयो' એ શ્લોક તો તે સાભળ્યો હશે. તેમાં એવા લોકોનો ઉલ્લેખ છે કે, જેમનો ભક્તિ વગર ઉદ્ધાર થવો કઠણ હતો. ભક્તિ કરવાનો સર્વને સમાન અધિકાર છે. તેથીજ તે નૌકા ઉપર ચઢીને ગિદ્ધ, શબરી, અજામિલ જેવા પ્રાણી ભવજળ નિધિ પાર કરી ગયા.

પાવલીએ ઉત્તર આપ્યો—બહેન ! ભક્તિ તો ભજનને કહે છે 'કોઈ એકજ ભગવન્નામનું વારવાર ઉચ્ચારણ કરવું' તેને ભજન કહે છે. કેવળ એવુ નામ જપતા રહેવાથી પોતાના મનને ભલે સતોષ થતો હોય, પણ તેનાથી

બીજાનો ઉપકાર થઈ શકતો નથી. સેવા ભાવમાં તે થઈ શકે છે. સાચુ પૂછે તો જેવી રીતે અન્ન અગર જળનું નામ માત્ર લેવાથી ભૂખ તથા તરસ મટતી નથી, તે પ્રમાણે રામ રામ અગર કૃષ્ણ કૃષ્ણ કહેવાથી કોઈ લાભ થતો નથી. શું, તને ખબર નથી, કે ભક્તિ શાસ્ત્રના સિરમોર કહેવાતા ભાગવત પુરાણના એકાદશ સ્કંધમાં જગતના પ્રાણિયોની સેવા કરવી' તેનેજ પ્રભુપ્રસન્નતાનું સર્વોત્તમ કારણ ભગવાને માન્યું છે ?

પૂના—જ્યાં સુધી અંતઃકરણ શુદ્ધ થતું નથી ત્યાંસુધી કોઈ પણ ઉત્તમ કામ થઈ શકતું નથી. ભક્તિ હૃદયપટને સ્વચ્છ કરે છે. જેમ સાફ વસ્ત્ર ઉપર કોઈ પણ રંગ ચઢી સકે છે, તે પ્રમાણે સાફ દિલથી કરેલું કામ સફલ થાય છે.

પાવલી—'ભક્તિ કોની કરવી જોઇએ, પ્રભુની કે જનની ? એનો અભિપ્રાય એ થાય છે કે, જે પરમાત્માનું નામ લેતો રહેશે તેને તે તારી દેશે, અને જે પરોપકાર, સદાચાર, સંયમ, સેવા આદિ કરનારો હશે, તેની ભગવાનને ત્યાં કાંઈ સુનવણી થશે નહીં. તારા મત અનુસાર જે સેવાજ કરે અને ભક્તિ ન કરે તે તો ડુબવાનોજ. વળી ભકતને પરમાત્માની પ્રસન્નતા તથા નારાજીનો ઘણો ખ્યાલ રાખવો પડે છે, પણ સેવાભાવમાં એ ભય નથી. જે રાજાના કાયદા કાનૂન પાલન કરે છે, તેને કાંઇ ડર રહેતો નથી. તેને રાજાની પ્રસન્નતા તેમજ અપ્રસન્નતાની કાંઈ પરવાહ રહેતી નથી. તેં પ્રસિદ્ધ સેવાધર્મિ હનુમાનજીનું ચરિત્ર સાભળ્યુ હશે કે, કેવે પ્રકારે તેઓ સર્વ વાનરોમાં સર્વ માન્ય થઈ ગયા હતા. વધારે શું કહું, પોતાના વ્રતથીજ હનુમાનજી કેટલાંક કાર્યોમાં પોતાના સ્વામી રામથી પણ આગળ વધી ગયા હતા.

સ્વામી તે સેવક બડો, ચારેં યુગ પરમાન ।
સેતુ બાંધ રઘુવર તરે, કૂદ ગયે હનુમાન ॥

પૂના—તું ભક્તિનો મર્મ સમજી નથી, ભક્તજન એવું કામજ ન કરે, કે જેનાથી તેને કોઈની પણ નાખુશીનો ભય રહે. ભગવાન ભકતોને એજ માર્ગ ઉપર લઈ જાય છે કે જેમાં કાંટા કાંકરા ન હોય. ભકિતમાં નિત્ય સુખ છે અને નિત્યાનંદ સ્વરૂપ ભગવાન સ્વયં છે. જે નિત્ય હોય છે તેમાં વધારો કે ઘટાડો થવાનો સંભવ નથી. તેથી ભક્તની તૈલ ધારાવત્ અવિચ્છિન્ન એક ભાવનાથી ભગવાન રૂષ્ટ અગર સંતુષ્ટ થઈ જાય એવી વાત નથી. તેઓ ભકતો ઉપર સદાએ પ્રસન્નજ રહે છે. હનુમાનજી પણ ભક્તજ હતા.

પાવલી—ભક્ત લોક ઈશ્વરને પ્રસન્ન કરીને પોતાનો લાભ ભલે મેળવી લે પણ તે સૃષ્ટિની સહાયતા કેવી રીતે કરી શકે ? આજસુધી સંસારમાં મોટા મોટા ભક્ત થઈ ગએલા છે, તેમણે ઈશ્વરને કહીને સંસારને અમૃતમય કેમ ન બનાવ્યો ? ભક્ત અગર મહાત્મા પ્રભુને કહીને આ સંસાર સાપના ઝેરીલા દાંત કેમ નથી તોડાવી નાખતા ? તેથી પ્રતીત થાય છે કે, ભક્તજન ભક્તિ કરીને સમાપ્ત થઈ જાય છે પણ પરમેશ્વર તો પોતાનું કામ જેવુંને તેવુંજ કરે જાય છે. તેથી બ્હેનડી ! ભક્તિના ફેરમાં ન પડતાં સેવા ધર્મને અપનાવો.

પૂના—બ્હેન ! ઈશ્વરી નિયમમાં કોઈને હસ્તક્ષેપ કરવાનો અધિકાર નથી. ઈશ્વર જે કરે છે તે મર્યાદા ( નિયમ ) થી કરે છે. સંસારી પ્રાણી પોતાનાં કરેલાં કર્મોનાં ફળ ભોગવે છે, ઇશ્વર તો ફળદાતા છે.

પાવલી—તેથી જ હું કહું છું કે,દુનિયાંનાં સર્વ કામ તો થતાં જ રહેશે.ભક્તોથી કાંઈ પણ પરિવર્તન થઈ શકવાનું નથી. તેઓ પોતાનું ભલુ ભલે કરતા રહે, પણ તેનાથી બીજાનો દહાડો વળી શકે નહીં. મેં માન્યું, કે સર્વ પ્રાણી પોતાનાં કર્મનાં ફળ ભોગવે છે, તેમ એ પણ સત્ય છે કે ઈશ્વરના કામમાં કોઈ પણ દખલ કરી શકે નહીં. ઠીક, તો પછી ભક્ત લોક ઈશ્વરની એવીજ પ્રાર્થના કરે કે—'હે પ્રભો ! આપ પ્રાણિયોની બુદ્ધિને ખોટી પ્રવૃત્તિ તરફ ન વળવાદેશો, કે જેથી તેઓ શુભ કાર્યો જ કરે અને જીવોને કષ્ટ ન ભોગવવુ પડે.' જો એટલું પણ નથી થઈ શકતુ તો પછી સેવા ધર્મનેજ સ્વિકારવો, એ ઉચિત થશે. પ્રાણિમાત્રની સેવા કરો, ફળ ગમે તે થતું રહે. એક વાત બીજી પણ છે—તમે ભક્તિને નિત્ય કહો છો. ભક્તિ તો માતા પિતા, ભાઈ બંધુ આદિની પણ થઈ શકે છે. જ્યારે તેઓજ અનિત્ય છે તો પછી તેમની ભક્તિ નિત્ય કેવી રીતે થઈ?

પૂના—ભક્તિ કેવળ ઈશ્વરની જ થાય છે, બીજા કોઈની નહીં,' માતા પિતા આદિ પ્રતિ તો શ્રદ્ધા રાખવાની હોય છે.

ઉપર પ્રમાણેનું ઉક્ત બાલિકાઓનુ ભક્તિ અને સેવા ભાવ ઉપર કથન ચાલી રહેલું હતું. તે સમયે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે, એ બંનેને સંબોધીને કહ્યું—'પુત્રિયો ! કહેવું તમારા બંનેનુ યથાર્થ છે. જુવો, જે ભક્તિ છે તેજ ભજન છે. 'ભજ સેવાયામ્' ધાતુ ઉપરથી ભક્તિ અને ભજન બંને શબ્દોની સિદ્ધિ થાય છે. તેનો અર્થ થાય છે 'સેવન' ! ભગવાન અને જગતને અભિન્ન માનીને સેવા કરવામાં આવે છે. જેવી રીતે ખજાનચી એક–બે–ત્રણ મોઢેથી કહે તો જાય છે, અને હાથથી રૂપિયા ગણાતા જાય છે, તેજ પ્રમાણે

મુખથી અગર કૃષ્ણ કૃષ્ણ કહેતા રહો અને સર્વ ઇંદ્રિયોથી, પ્રભુના દેહ—આ વિરાટરૂપ જગતટેહેલ પણ ભરતા રહો,તેનાથી બંનેમાં અંતર નહીં રહે.

હું આપને સંક્ષેપમાં ભકિતનું રહસ્ય સમજાવી દઉં છું. સાંભળો—'ભકિત કેવળ પ્રભુની જ હોય, થઈ શકે બીજા કોઈની નહીં. આ સંસારને પ્રભુનુંજ સ્વરૂપ સમજો, તેને પ્રભુથી અભેદ માનો તો તેની ભક્તિ થઈ શકે, અન્યથા ભકિતનો અને જગતનો કાંઈ સંબંધ નથી. ભકિતની સાથે ભગવાનનુંજ લેઠાણુ થઈ શકે છે. ભજન પણ પ્રભુનુંજ થાય છે. હું મારા ઉપરના કથનને હજી પણ સુગમ કરી સમજાવું છું. સાંભળો —

જેમ શરીર વિના પ્રાણ રહી શકતો નથી તેમ ભકિત વગર ઉપાસના થઈ શકતી નથી. હવે વિચાર કરો કે, ભકિત શીવસ્તુ છે ? 'सा त्वस्मिन् प्रेमरूपा' એ ભક્તિ—સૂત્રમાં 'પરમેશ્વરની પ્રતિ પ્રેમ' નેજ ભકિત કહેલીછે. વળી,

જરા એ પણ ધ્યાનથી સાંભળોકે, સ્થાન ભેદથી પ્રેમના અનેક સ્વરૂપ અને નામ થઈ જાય છે. વૃષ્ટિનું બુંદ ( ટીપુ ) તો તેજ છે પણ સ્વાતી નક્ષત્રમાં જો તે સાપના મુખમાં પડે તો તે વિષ બની જાય છે, તે જ ટીપુ જો છીપમાં પડે તો તેનું મોતી થઈ જાય છે. અને કેળાના ગર્ભમાં પડે તો તે કપૂર થઇ જાય છે. તે જ પ્રકારે પ્રેમ જો ધન, સંપત્તિ આદિમાં કરવામાં આવે તો તે 'મોહ' બની જાય છે. પુત્ર, કલત્ર, ભાઈ બંધુમાં જો કરવામાં આવે તો પ્રેમ 'સ્નેહ' નું નામ ધારણ કરે છે, બરાબરી વાળાના પ્રેમને 'મિત્રતા' કહે છે. ગુરૂ, આચાર્ય અને માતા, પિતા આદિ પૂજ્ય જનોના પ્રેમને 'શ્રદ્ધા' કહેવામાં આવે છે, અને તે-જ પ્રેમ જ્યારે વિશ્વનાથ, નારાયણ પ્રભુપરમાત્મા પ્રતિ કરવામાં આવે ત્યારે તે 'ભકિત' સંજ્ઞાથી પ્રસિદ્ધ થઈ જાય છે. બસ એ જ ભકિતના પ્રકાર છે.

श्रवणं कीर्तनं विष्णो स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

આ નવ ભક્તિ ભેદ તો સર્વ ને માલમ છે. તેની વ્યાખ્યા ઘણી ઉપયોગી છે. પણ તેને અહીં કહેવાનો સમય નથી. ભક્તિના ઘણા ભેદ છે. અને સેવાના પણ અનેક પ્રકાર છે. 'મિશ્રા' અને 'શુદ્ધા' એવી ભેદથી ભક્તિના બે પ્રકાર છે, તેમની શાખા પ્રશાખાનાં રૂપ કેટલાંક આ પ્રમાણેનાં છે—કર્મમિશ્રા, કર્મ-જ્ઞાન મિશ્રા, જ્ઞાનમિશ્રા એ મિશ્ર ભક્તિના ત્રણ ભેદ છે. ઇત્યાદિ... ' સ્વામીજી

મહારાજ ભગવદ્ભક્તિની સુધા વરસાવી રહ્યા હતા, એટલામાં રાત પડવા આવી જેથી પ્રભૂ સ્મરણ કરતા ત્યાંથી ઉઠી ગયા.

## શ્રી શ્રવણનાથ ધર્માર્થ ઔષધાલયનું ઉદ્ઘાટન





એજ અવસર ઉપર હરિદ્વારના શ્રી શ્રવણનાથની ગાદીના મહંત શ્રી શાંતાનંદનાથજીએ, સર્વજન હિતકારી શ્રી 'શ્રવણનાથ ઔષધાલય' ની સ્થાપના કરેલી હતી. તેનું ઉદ્ઘાટન તા૦ ૨૫-૫-૪૪ ને દિવસે સ્વામીજીને હાથે ઘણી ધામધૂમથી કરાવવામાં આવ્યું. અત્યાર સુધી તેનું સર્વ ખર્ચ મહંતજી તરફથી થાય છે તે એક સારી જેવી રકમ થાય છે.

એક દિવસ એજ મહંત શાંતાનંદજી દ્વારા સ્થાપિત તથા સંચાલિત 'શ્રી શ્રવણનાથ જ્ઞાનમંદિર' પુસ્તકાલયના હોલમાં શ્રી આદ્યશંકરાચાર્યજીની જયંતીના મહોત્સવ ઉપર સ્વામીજીનું જે વ્યાખ્યાન થએલું તે ટુંકામાં નીચે છે—

'આદ્યશંકરાચાર્યજી વૈદિક સનાતનધર્મના સંરક્ષક હતા. તેઓ સાક્ષાત્ શંકરના અવતાર હતા. 'रुद्राणां शङ्करश्चास्मि' એ ગીતા વચન પ્રમાણે તેઓ સાક્ષાત્ હરિ હતા. તેમણે વર્ણાશ્રમ મર્યાદાનું ફરી સ્થાપન કરીને આર્ય જાતિને આજ સુધી જીવતા રહેવાનું સામર્થ્ય આપેલું છે. તેમણે પ્રાણીની પરમ શાંતિનું સાધન અદ્વૈત સિદ્ધાંતને બતાવેલો છે ભારતનાજ નહી પણ સર્વ દેશોના સંપ્રદાય, પોતપોતાની વાતો ખરી બતાવીને અશાંતિથી જર્જરીભૂત (ઘરડા) થઈ રહ્યા છે. તેમણે પોતાના અદ્વૈત સિદ્ધાંતનો ઉપદેશ આપીને વૈદિક માર્ગ દેખાડેલો છે. પોતે ભેદભાવને ભયનું કારણ જણાવીને અદ્વૈતજ્ઞાનથી મુક્તિ માને છે. ઘણા લોકો જેને ન સમજી શકયા તેમને પોતે સમજાવેલું છે, પોતે અવૈદિકતાને સહન કરીશકતા ન હોતા. જેમ સર્વ સંપ્રદાયોવાળાના પોતપોતાનાં ધર્મપુસ્તકો હોય છે તેમ તેમને નથી. તેઓ વેદનેજ પોતાનો ધર્મગ્રંથ માને છે. સાચી શાંતિ અને એકતા અદ્વૈત ભાવના વગર પ્રાપ્ત થઈ શકતી નથી. દ્વૈત વિઘટન કરે છે જ્યારે અદ્વૈતમાં સંઘટન કરવાનો ચમત્કાર ભરેલો છે. આગળનો વિચાર આપ કરી લો.'

# સ્વામીજીની નીલકંઠ યાત્રા

—:o:—




મી શ્રી વિદ્યાનંદજીને હિમાલયનાં સ્થાનો સાથે ખાસ પ્રેમ છે, જ્યારે કદી તેઓ એકાંતમાં બેઠેલા હોય છે ત્યારે હિમાલયની યાત્રાનું વર્ણન કરતાં કરતાં તેમાં પોતે નિમગ્ન થઈ જાય છે. સ્વામીજીના હિમાલય સંબંધી અનુભવ ઘણા માર્મિક તથા શિક્ષા પ્રદ હોય છે. જ્યારે તેઓ ભીડથી કંટાળે છે, ત્યારે શાંતિ લાભાર્થ હિમાલયમાં જઈને રહેવુ એ તેઓ સર્વથી અધિક પસંદ કરે છે. એવાજ ભાવથી પ્રેરિત થઈને, તેઓ એક સમયે કનખલની ઘંટાકોઠીની ગુફામાં જઈને એકાંત આનંદનો અનુભવ કરવા લાગ્યા.

એ સ્થાન બરાબર ગંગાના તટ ઉપર ચંડીદેવીના નીલપર્વતની તળેટીમાં આવેલું છે. જ્યારે સાંજને વખતે સ્વામીજી ગુફામાંથી નિકળીને ગંગાઘાટ ઉપરના ચોરા ઉપર બેસતા હતા ત્યારે તે સમયે આસ પાસનાં સ્થાનો તથા ઝાડિયોના જટિલ, યોગી, જ્ઞાની, પરમહંસ, તથા બ્રહ્મચારી મહાત્મા આવીને સ્વામીજી સાથે પ્રશ્નોત્તર સંવાદ કરીને શંકા સમાધાન કરતા હતા, તે સમયનો કલ્પના તીત અવર્ણનીય આનંદ કેવળ અનુભવનીયજ હતો.

હરિદ્વાર તીર્થ નીલ અને બિલ્વ નામક બે પર્વતોની વચ્ચે એક સાંકડી ખીણમાં વસેલું છે. તેને કેદારખંડમાં, હિમાલયના બદરિકાઆશ્રમમાં જવાનો 'દરવાજો' હોવાનુ બતાવેલું છે. તેની આજુ બાજુ દીવાલ જેવા ઉંચા ઉભા નીલ તથા બિલ્વ પત્થરના શિખર ઉપર ક્રમશઃ શ્રીચંડિકાદેવી તથા મનસાદેવીનાં ધવળ ધામ નભો મંડળમાં પૂર્ણ ચંદ્રના જેવાં દૂરથી પણ ઘણાંજ મનોરમ પ્રતીત થાય છે. અહીં ગંગાના સર્વપ્રથમ દર્શન થએલાં છે. અહીંથી હિમાલય પ્રદેશનો પ્રારંભ થાય છે. અહી ગંગાજળ શીતળ, સ્વાદમાં સદાએ એકજ પ્રકારે રહે છે. આ તીર્થ ઘણુંજ રમણીય છે. એ સપ્તપુરિયો માંની માયાપુરીમાં આવી જાય છે, અહીં પિતા દક્ષ પ્રજાપતિ દ્વારા અનુષ્ઠિત યજ્ઞ કુંડમાં કુદી પડીને પુત્રી પાર્વતીએ પોતાના જીવનની આહુતિ આપેલી હતી.

એક દિવસ સ્વામીજીને મહાત્મા લોકો એ કહ્યું—'આપ શ્રી નીલકંઠ મહાદેવની યાત્રા કરવા ચાલો, તો અમો સર્વને આપની સાથે વધારે આનંદ

આવશે.' સ્વામીજી મહારાજે એ પ્રાર્થના સ્વીકાર કરીને સદાનંદ બ્રહ્મચારીને યાત્રાએ નીકળવાની તૈયારી કરવાની આજ્ઞા કરી. નીલકંઠની યાત્રા સિંહ વ્યાઘ્રાદિ હિંસક જંતુપૂર્ણ સઘન વન તથા પર્વતની ઉંચી, સીધી ઉભી કઠણ ચઢાઇને કારણે મુસકેલ છે. ત્યાં હરેકને જવાની હોંસ થતી નથી.

સ્વામીજીની સાથે ત્યાંના જે ગણ્યમાન્ય મહાત્મા લોક જવાને તૈયાર થઇ ગયા હતા તેમાંના કેટલાકનાં શુભ નામ આ પ્રમાણે છે—જેવાં કે મહંત હરિશ્ચંદ્રગિરિજી મહાનિર્વાણીઅખાડા બૃહત સંસ્થાન, મહંત શ્રી હરિગિરિજી કોઠારી ( કોષાધ્યક્ષ ) શ્રી મહાનિર્વાણી અખાડા, મહંત શાંતાનંદનાથ શ્રી શ્રવણનાથ પીઠ ( ગાદી ) ના અધિષ્ટતા તથા શ્રી શ્રવણનાથ મંદિરઆદિ કેટલીક સંસ્થાઓના પ્રતિષ્ઠાતા. મહં શ્રી ઘનશ્યામગિરિજી મહોદય શબ્દ ભાષા-સર્વસ્વ, કરાંચીના વૈદ્ય પં૦ મંગળદત્તજી, બાવા જયરામદાસ પુરી સ્થાનરત્ન, મુનશી સુખરામજી, સ્વામી શ્રી રામાનંદજી મહારાજ પારાશરી, વિષ્ણુદેવ શર્મા, યાત્રા સંઘના કમાન્ડરઇનચીફ તથા દ્વારકાપ્રસાદ આદિ ૩૦-૪૦,સંત મહંત'તથા અમદાવાદ ગીતામંદિરના મૅનેજર શ્રી રામદાસભાઈ અને બીજા ભક્તો હતા.

આ સર્વ લોક મોટર દ્વારા હરિદ્વારથી હૃષીકેશ બપોરે પહોચી ગયા. હૃષિકેશમાં એક મહાન તપસ્વી ડૉ૦ સ્વામી શિવાનંદજીને મળવાની ખબર આપી, તેથી તેઓ શ્રી આવીને ઘણા પ્રેમ તથા ઉત્સાહથી મળ્યા.' કીર્તનાચાર્ય પરમ તેજસ્વી ડૉક્ટર સ્વામી શ્રી ગુફામાંથી બહાર આવી'સ્વામીજીનાં દર્શન કરી તેમને સ્વરાચત પુસ્તકોના સેટની ભેટ કરી. સ્વામીજીએ પણ તેમનો દ્રવ્યાદિથી યથોચિત સત્કાર કર્યો. તે પછી સર્વ લોક ગંગાપાર સ્વર્ગાશ્રમમાં બપોરનું ભોજન તથા વિશ્રામ કરીને લક્ષ્મણઝૂલા થઈ રાતે ગરૂડચટ્ટી ઉપર પહોચી ગયા. તે સમયે સ્વામીજીએ ગરૂડમહિમા ઉપદેશ કરેલો હતો તેનો ભાવ એવો છે કે—

'બદ્રીનારાયણ જનારા યાત્રાળુઓને માર્ગમાં સર્વથી પહેલાં આવનારી ગરૂડચટ્ટીના પડાવ ઉપર ગરૂડજીની પૂજા કરીને તેમની પ્રાર્થના કરવી જોઇએ કે—'હે ગરૂડદેવ ! આપ વિષ્ણું ભગવાનનું વાહન છો, તેમને એક જગોએથી બીજી જગોએ લઈ જવા એ આપના સામર્થ્યનું કામ છે અમે લોક ભગવાન બદ્રીવિશાળ લાલનાં દર્શન કરવાને જઇએછીએ રસ્તો પહાડો તથા જંગલોનો-છે અને મનુષ્યનું શરીર દુર્બલતાઓનું ઘર છે. અમે નાના' તરાપાથી સમુદ્ર તરવાનો પ્રયાસ કરીને આપની સેવામાં ઉપસ્થિત થયા છીએ, અમારા માર્ગનાં વિઘ્ન બાધાઓને દૂર કરીને અમને પહોચાડી દો.' વિગેરે—

બીજી સવારે ગરૂડચટ્ટીથી નિકળી ફુલચટ્ટી થઇને સ્વામીજી સર્વમંડળ સહિત આમચટ્ટી વટાવીને સદાનંદ બ્રહ્મચારીની જન્મભૂમિ આમડી ગામે પહોચી ગયા. એ ગામ પહાડના શિખર ઉપર વસેલું છે, વસ્તી બ્રાહ્મણોની છે. નીચે નદી વહે છે. ગામે એક લીલોછમ ઘણોજ સુંદર ભૂધર ( પહાડ ) છે અને ગામની ત્રણે બાજુ શસ્યશ્યામળ ક્ષેત્ર ( ખેતરો ) છે. એ સ્થાન ઘણું મનોરમ છે. તેના પ્રાકૃતિક દ્રશ્ય ઉપર સર્વ લોક મુગ્ધ થઈ ગયા. કેટલાકોને તો ત્યાંથી નિકળવાનું મનજ થતું ન હોતું.

પર્વતીય લોક ઘણા સરળ અને અકિંચન હોય છે. ઋષિ સંતાન હોવાની પરંપરા આજ સુધી તેમણે અખંડિત રાખેલી છે. આ ગામમાં સ્વામીજીએ, આગળ પાછળનાં તેર ગામના બ્રાહ્મણો તથા અન્ય જાતિના ગરીબ પહાડિયોને લાડુ પૂરી આદિ પકવાનનું ભોજન કરાવી વસ્ત્ર તથા દક્ષિણા ( એક એક ધોતિયુ તથા ચાર ચાર આંના દક્ષિણા ) પ્રદાન કરી. પહાડોમાં જઇને આ સ્તોક પૂર્તિ કોઈ કરતુ નથી. અમે આજ સુધી પોતાને મોટા કહેવડાવનારા કોઇને—

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

આ ગીતાવચન અનુસાર અહીં શુભ દાન કરતા જોયા સાંભળયા પણ નથી. લોક કીર્તિદાન કરે છે અને ગીતાની સાત્વિક દાનની પ્રથાને ભૂલી જાય છે. આ પર્વતીય લોક મિષ્ટાન્નભોજન, દક્ષિણા, વસ્ત્ર પામીને ઘણા ખુશી થતા જોવામાં આવ્યા. હું મારી તુચ્છ બુદ્ધિ અનુસાર કહી શકુ છુકે અહીના એક બ્રાહ્મણ અગર કોઇ અન્યને પણ ભોજનાદિ આપવુ એ સો મનુષ્યોને આપ્યા બરાબર છે. કારણ કે દાનનું મહત્વ યોગ્ય સ્થાનમાં સેંકડો ઘણું અધિક થઈ જાય છે.

સ્વામીજી સર્વત્રાત્મદર્શી સંત છે. તેઓ જે કામ કરે છે, તેમાં વિલક્ષણતા રહેલી હોય છે. સર્વ સાધારણ લોકોની નીલકંઠની યાત્રા કરવાની રીતિ એવી છે કે—'યાત્રી લોક સ્વર્ગાશ્રમથી સીધે રસ્તે જાય છે, અને બીજે દિવસે પોતે પાકું ભોજન કરીને તેજ માર્ગથી પાછા આવે છે. પરંતુ સ્વામીજી ગરૂડ ચટ્ટી, આમચટ્ટી થઇને આમડી ગામે ગયા, ત્યાં બ્રાહ્મણો તથા ગામના સર્વ ઉચ્ચ નીચ લોકના આત્માગ્નિમાં અન્નાહુતિ ( સવસ્ત્ર દક્ષિણાયુક્ત ) આપી ભુવનેશ્વરીનાં દર્શન કરીને નીલકંઠ મહાદેવના રમણીય સિદ્ધપીઠ સ્થાન ઉપર પહોચી ગયા. ત્યાંના મહંત લક્ષ્મણ ભારતીજી, જેમને ઘણા દિવસ પહેલાં સ્વામીજીએ

ત્યાં નિયુક્ત કરેલા હતા, તેઓ ઘણાજ યોગ્ય અતિથિ સત્કાર પ્રિય સંત છે. તેમણે મંડળી સહિત સ્વામીજીની ઘણી સેવા કરી. અહીં સ્વામીજી તરફથી સર્વને પક્વાન્નનું ભોજન કરાવવામાં આવ્યું.

સ્વામીજી મહારાજ અહીં બે દિવસ નિવાસ કરીને પ્રાતઃકાળમાં મહાદેવજીની પૂજા કરીને સીધા સ્વર્ગાશ્રમમાં થઇને. કૈલાસાશ્રમમાં શ્રી શંકરાચાર્યજીનાં દર્શન કરીને હૃષીકેશ થઇને કનખલ ઘંટાકોઠી ગુહામાં આવી પહોચ્યા.

# ગીતામંદિરમાં નવરાત્રી ઉત્સવ ઉપર શ્રી મહારાણી સાહેબનું શુભાગમન



સ્વામીજી હરિદ્વારથી અમદાવાદ આવી ગયા. તેમનો પ્રતિવર્ષનો લગભગ એવો નિયમ છે કે, ગુરૂ પૂર્ણિમાનો ઉત્સવ સવારે અમદાવાદમાં તથા સાંજે વડોદરામાં કરવો. તે પ્રમાણે તે દિવસે સ્વામીજી અમદાવાદથી વડોદરે પધાર્યા.

થોડા દિવસ પછી ગીતામંદિરમાં નવરાત્રીનો ઉત્સવ કરવામાં આવ્યો. તે સમયે મંદિર તરફથી શ્રી મહારાણી સાહેબ તથા શ્રી યુવરાજ કુમારને દર્શનાર્થે નિમંત્રણ આપવામાં આવ્યું હતું તેનો સ્વીકાર કરીને તેઓ મંદિરમાં સાંજે પધાર્યા નગર શેઠ રાજમિત્ર રતનલાલ હરિભક્તિ, આદિ ગ્રહસ્થ તેઓ શ્રીને સ્વાગતની સાથે મંદિરમાં લઈ આવ્યા. તે સમયે શ્રી મટુબહેન ઠક્કરની પુત્રી પુષ્પાબહેન તથા વસુબહેન એબંને કુમારિકાઓએ સ્વાગત ગીત ગાયુ હતું. તથા હાથાભાઇ સૉફની પુત્રી નલિની કુમારી એ તાંડવ નૃત્યની સાથે હાથમાં દીપક લઇને ગીતામાતાની આરતિ ઉતારી હતી. તે પછી સ્વામીજીએ રાજા પ્રજાનાં કર્તવ્ય તથા જીવનના ઉદ્દેશ ઉપર એક કલાક સુધી ઉપદેશ આપી છેવટમાં કહ્યું—'કર્તવ્યનું પાલન કરતા કરતા પ્રભુ તરફ પોતાના જીવનને દોરો, અંતિમ લક્ષ્ય પરમાત્માનેજ માનીને પોતાના જીવનનાં સર્વ કામ કરતારહો'.

તે પછી શ્રી મહારાણી સાહેબ તથા બાળકોએ ગીતા માતાનાં દર્શન, પૂજા તથા આરતી કરી, પ્રસાદ ગ્રહણ કરીને રાજ મહેલમાં પધાર્યાં.

ત્રીજે દિવસે સવારે ફરી પાછાં મહારાણી સાહેબ ગીતામંદિરનાં ચિત્રો જોવાને પધાર્યાં હતાં, તેમણે ચિત્રોનું અવલોકન કરીને પ્રસન્નતા પ્રગટ કરી.

# શ્રી મણિભાઇ જશભાઇ દેશાઇને માનપત્ર



તે જ દિવસે સાંજે વડોદરાના નાયબ દિવાન શ્રીમાને સાહેબના સભાપતિત્વમાં શ્રીયુત મણિભાઈ જશભાઈ દેસાઈ સાહેબને ગીતામંદિર તથા સર્વ ગીતાપ્રેમી જનતા તરફથી માનપત્ર આપવાની જે યોજના કરવામાં આવી હતી તે નીચે બતાવ્યા પ્રમાણે છે.—

ગીતામંદિર હોલમાં વડોદરાના ચીફ જસ્ટિસ ઝાલા સાહેબ, શેઠ રણછોડભાઈ, ડૉકટર ઈંદુલાલ સેવકલાલ, પ્રોફેસર મંજુલાલ રણછોડભાઈ, ડૉકટર માણેકલાલ, શેઠ રમણલાલ ચુનીલાલ પ્રભૃતિ નગરના પ્રતિષ્ઠિત લોકો તથા રાજકીય સંસ્કૃત વિદ્યાલયના પ્રધાનાધ્યાપક પં૦ લક્ષ્મીનાથ આદિ શેહેરની પ્રતિષ્ઠિત મંડળી તથા નરનારી જનતાની ઘણી મોટી ઉપસ્થિતિમાં સાંજે છ વાગે શ્રી માને સાહેબે સભાપતિનું આસન ગ્રહણ કર્યું હતું.

સન્માન પત્ર, નગરશેઠ રતનલાલ હરિભક્તિએ જનતા સમક્ષવાંચી સંભળાવ્યું, પછી સ્વામી શ્રી વિદ્યાનંદજીએ શ્રી મણિભાઈની સેવાઓની ચર્ચા કરતાં કહ્યું કે—'મણિભાઈ સફેદ વસ્ત્રોમાં સંન્યાસીનું જીવન વ્યતીત કરી રહ્યા છે. તેમણે 'ગીતાગૌરવભાષ્ય' ના પાંચે ભાગો તથા 'અધ્યાત્મ રામાયણ' ના બે ભાગોને હિંદી ભાષામાંથી સરળ ગુજરાતી ભાષામાં ભાવાનુવાદ કરેલો છે.

ઉક્ત સાત ખંડોમાં વિભકત બૃહદાકાર ગ્રંથો જેમની એકંદર પૃષ્ટ સંખ્યા ત્રણ હજાર છ સો થાય છે તેના ભાવ–ભાષાંતર કરવામાં તેમને કેટલો બૌદ્ધિક શ્રમ કરવો પડયો હશે તે વિદ્વન્મંડળીજ સારી રીતે જાણી શકે તેમ છે.

તેમનું ધર્મપારાયણ જીવન અને સ્વભાવ અનુકરણીય છે, પોતાના ઘરનું કામ ન કરતાં તેઓ ગીતામંદિરનેજ પોતાનું સાચુ ગૃહ સમજીને તેની સેવામાં તલ્લીન રહે છે. તેઓ અમારી સાથે આજ વીસ વર્ષથી રહેછે, તથા ઘણી ખરી બહારની યાત્રાઓમાં પણ હમારી સાથે રહેલા છે. આપ સર્વ તેમના ઉત્તમ ગુણ તથા ઘણી ઘણી સેવાઓથી આકર્ષિત થઇને જે સન્માન પત્ર તેમને અર્પણ કરી રહેલા છો તે સર્વથા ઉચિત છે.

આ શ્વેતસંન્યાસી પરમહંસ મણિભાઇએ 'ગીતાગૌરવ ભાષ્ય' સંપૂર્ણ તથા 'અધ્યાત્મરામાયણના બે ભાગ' ને ગુજરાતી ભાષાનુવાદ કરીને પ્રભુની

अहमदाबाद गीतामन्दिर के कुछ महात्माजन व गृहस्थ कार्यकर्ता ।



अहमदाबाद गीतामन्दिर के मुख्यद्वार पर चढा हुआ सुविशाल नेपाली महाघट ।

વાણી ગીતાના પ્રચાર કાર્યમા જે સહાયતા કરેલી છે, તેની હું મુકત કંઠે પ્રશંસા કરૂં છુ તથા ગીતામાતાની તરફથી આ સન્માનમાં સમ્મિલિત થાઉંછુ '

તે પછી લગભગ સો તોલા ચાંદીની વિચિત્ર ગીતાચિત્ર ચિત્રિત પેટીમાં મુકીને દિવાનસાહેબે મણિભાઇને માનપત્ર અર્પણ કર્યું.

માનપત્ર આપ્યા પછી સભાપતિજીએ કહ્યું—'આજથી ત્રીશ વર્ષ પહેલાં મણિભાઈ મારા ગુરૂ હતા, જ્યારે હું નોકરીમાં દાખલ થયો ત્યારે તેઓ મને કામ શિખવાડતા હતા.'

માન પત્રના ઉત્તરમાંમણિભાઇએ કહ્યુ—'જેકાંઈ મારા શરીરથી સેવા બની હશે, તેમા મારો કાંઈ પણ પુરૂષાર્થ નથી, 'निमित्तमात्रं भव सव्यसाचिन्' પ્રમાણે એ સર્વે મારા ગુરૂદેવની કૃપા છે, મહિમા છે, જે મને કાંઈ કરવાની શકિત પ્રદાન કરે છે. જેમ હનુમાનજીએ શ્રી રામની સેવામાં હંમેશને સારૂ પોતાનું જીવન અર્પણ કરી દીધેલુ હતું તેમ મે પણ મહારાજની સેવામાં સદાને સારૂ જીંદગી આપી દીધી છે. મારાથી જે બનશે. તે સેવા કરતો રહીશ.' તે પછી ગીતામાતાના જય ઘોષની સાથે તે દિવસનું કાર્ય સંપૂર્ણ થયુ.

## સંદેશ સાર્વજનિક દવાખાનાનું ઉદ્‌ઘાટન




ડાકોરેથી સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાં તા૦ ૨ ઑકટોબરે ગાંધી જયંતીને દિવસે સાડાનવવાગે 'સંદેશ સાર્વજનિક દવાખાના' નો ઉદ્‌ઘાટન ક્રિયાનો ભવ્ય સમારંભ પૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજના પવિત્ર હાથે કરાવામાં આવ્યો તે અવસર ઉપર 'સંદેશકાર્યાલય' ની પાસે ઉભા કરેલા વિશાળ પંડાલમાં શહેરના અગ્રગણ્ય રાષ્ટ્રસેવી, મિલમાલિકો, ડૉકટરો, મ્યુનિસિપલ સભ્યો તથા પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોની ઘણી મોટી ઉપસ્થિતિ હતી. પ્રમુખ વ્યકિતયોમાં ગુજરાત પ્રાંતીય કૉંગ્રેસ સમિતિના ઉપપ્રધાન ડૉકટર ચંદુલાલ દેસાઈ, મિલમાલિક મંડળના ઉપપ્રધાન તથા 'સંદેશ લિમિટેડ' ના ચેરમેન શેઠ રમણલાલ લલ્લુભાઈ, શેઠ નંદદાસ હરિદાસ તથા ભૂતપૂર્વ મ્યુનિસિપલ ચેરમેન મણિલાલ ચતુરભાઈ શાહ આદિ ઉપસ્થિત હતા.

તે સમયે સ્વામીજીએ આશીર્વાદ આપતાં કહ્યું કે—'શ્રી નંદલાલભાઇએ પોતાના જાતીય પરિશ્રમ અને સાહસથી 'સંદેશ' પત્ર દ્વારા જે જનતાની સેવા

કરી છે તે પ્રભુ કૃપાનું ફળ છે. હમણાં તેમણે એક પ્રસૂતિ ગૃહની સ્થાપના કરેલી હતી, હવે તેઓ 'સાર્વજનિક ઔષધાલય' ખોલીને પોતાની કમાઇનો સારા કામમાં વ્યય કરી રહેલા છે. તેમને જીવનમાં નીચેથી ઉપર આવવામાં ઘણી ઘણી કઠણાઇઓનો સામનો કરવો પડયો છે. પરંતુ પ્રભુની એવી કૃપા રહી કે, કઠણાઇઓનાં પ્રબળભૂત સામા ઉભેલાં હોવા છતાં પણ, પુરૂષાર્થના તેજથી એ બરફની પેઠે ગળી ગયાં તેમનાં સત્કાર્યોમાં સુસંમતિ આપનારાં તેમનાં ધર્મપત્ની સરસ્વતી બહેન પણ ઉચ્ચ ભાવનાથી તેમનાં આ શુભકાર્યોમાં સહાયક થાય છે. પ્રભુ તેમનાં આવાં સત્કાર્યોને સફળતા પ્રદાન કરે. હમારી એજ ચાહના છે કે, સર્વ લોક શ્રીમાન થાય અને પોતાના ધનનો સદ્ ઉપયોગ ગરીબોની સહાયતામાં કરે. હવે હું ઘોષણા કરૂ છું કે, આ દવાખાનું ખુલી ગયુ.

પછી શેઠ રમણભાઇએ ધન્યવાદનું ભાષણ કરી સભા વિસર્જન કરી. તેનો પૂરો રિપોર્ટ તા. ૪-૧૦-૪૪ ના સદેશમાં પ્રકાશિત થએલો હતો.

ત્યાંથી સ્વામીજીએ ગોધરે જઇને 'શ્રી રામકૃષ્ણ ઓઇલમિલ્સ' માં દશ દિવસ સુધી ગીતાનો ઉપદેશ કર્યો, તથા ગીતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલાં ઓને પારિતોષિક વીતરણ કર્યું. આશાભાઈ પટેલ, કેશવલાલ મોદી, નાથજીભાઈ તથા શામળદાસ માસ્તર વગેરે એ ગીતામંદિરને સારૂ ભેટ સહાયતા કરી.

## ગોધરામાં સ્વામીજીના ભિલ્લોને ઉપદેશ





ક દિવસ સ્વામીજીએ ભીલ જાતિના સમૂહમાં ગોધરામાં જે ઉપદેશ કરેલો હતો તેનો સાર ભાગ નીચે પ્રમાણે છે—

"પ્યારા પ્રભુ પ્રેમિયો ! આપ લોક ઘણા ભાવિક છો. જેને એક વાર માનો લોછો તેના ઉપર જાન નિછાવર કરી દોછો. આપના પૂર્વજોએ મહારાણા પ્રતાપની સાથે અનેક સંકટોનો સામનો કરીને તેમના પસીનાની જગોએ આપનું લોહી વહેવડા વેલું હતું. તમે હિંદુ છો, હિંદુઓનાં દેવી દેવતા તથા રામ, કૃષ્ણ તમારા આરાધ્ય છે. તમારામાં શિક્ષાનો અભાવ છે. તેથી જેની મરજીમાં આવે છે તે તમોને પદદલિત કરવાને ઉદ્યત થઇ જાય છે. આજકાલ ઇસાઈ લોક તમારી જાતિમાં ધર્મપ્રચાર કરી રહેલા છે. તેમાં તેમને સફળતા પણ પ્રાપ્ત થતી રહી છે. રામ તથા કૃષ્ણનાં નામ

કહેવાને બદલે 'ઇસા મસીહ મેરે પ્રાણ બચૈયા' નુ ગીતગાઈ ને પ્રભુના એકજ પુત્ર નો શરણમાં જઇ રહ્યા છે હિન્દુધર્મના ઉપદેશક ભારતીય હોવા છતાં ભારતીય ઉપદેશકો, અહી તમારી નજીકમાં હોવા છતાં પણ તેઓ તમારી પાસે આવતા નથી, જ્યારે સમુદ્ર પારના ક્રિશ્ચિયન પાદરી લોક આવીને આશિક્ષિત જંગલી જાતો ભીલ, કોળી, સતવાલ, ખસિયા, નાગા, આવર આદિને ગામેગામ જઇને ગિરિજાઘર (પ્રાર્થનામંદિર) તથા મિશનરી સ્કૂલ ઉઘાડીને તેમને ક્રિશ્ચિયન ધર્મમાં દીક્ષિત કરી હિંદુધર્મના બીજનો નાશ કરી રહ્યા છે. હિંદુધર્મના ઉપદેશકો એવા કઠણ કાંટા કાંકરાવાળા પ્રદેશમાં જઇને પોતાના એશઆરામમાં ખલેલ પહોચાડવાનું ઇચ્છતા નથી. જંગલી જાતિ શ્રદ્ધાળુ હોય છે, તેમની એ શ્રદ્ધાનો અનુચિત લાભ લઇને પાદરી લોક તેમને ધર્મ-ચ્યુત કરે છે. ભલા એ મિશનરી લોક કાબુલ તરફ જઇને સીમાપ્રાંતના જંગલી પઠાણો કે જે મનુષ્યો સુધાંતનાં અપહરણ કરવા જેવા અપરાધો કરે છે તેમને પ્રભુ ઇશુના શરણમાં કેમ નથી લાવતા ? ત્યાં જાય તો પૂજા થઈ જાય. બળિ, બકરા ની આપવામાં આવે છે જબરા વાઘની નહી. ભીલ લોક અશિક્ષિત તો છે. પણ એટલા ઝનુની નથી તેથી તેમની સાથે નિકટ સંપર્ક સાધી તેમને હિંદુધર્મથી અલગ કરવામાં વિધર્મિયો સફળતા મેળવી શકે છે.

પ્રિયભકતો, તમે માંસ મદિરાનુ સેવન ના કરશો અંદરઅંદરના લડાઈ ટંટા છોડી દો, સંગઠિત થઇ જાઓ. ખેતી તથા જંગલની ચીજોને શેહેરમાં લઈજઈ લાભલો, ચોરી કરશો નહી, ભણો હું તમને ભણવાનાં પુસ્તકો આપીશ તથા તમારે જોઇશે એટલાં ગીતાના પુસ્તકો આપવામાં આવશે. જે વિધર્મિયો તમોને કાંઈ કહેવાને આવે તેમને કહે જો કે, અમારો ઉદ્ધાર કરનારા રામ તથા કુષ્ણ અહીં હાજર છે. અમારા સર્વ કામ અયોધ્યા તથા મથુરાંથી થઇ જાય છે તો પછી અમારે 'જેરૂ સલમ' નિવાસી પરદેશી ઇસા સુધી જવાની શી જરૂર છે ?

ઈસાઇયોની તાલીમ તથા ઉપદેશ ભલે તેમના દેશને સારૂ હિતકર હોય, પણ તમારે સારૂ તો તે હાનિ કર છે. તેમના સંપર્કમાં આવનારા ભારતીય, કાળા સાહેબ બની જાય છે, તેઓ ઉભય ભ્રષ્ટ થઈ જાય છે, નથી રહેતા અહીંના કે નથી રહેતા ત્યાં ના.'

કરી છે તે પ્રભુ કૃપાનું ફળ છે. હમણાં તેમણે એક પ્રસૂતિ ગૃહની સ્થાપના કરેલી હતી, હવે તેઓ 'સાર્વજનિક ઔષધાલય' ખોલીને પોતાની કમાઇનો સારા કામમાં વ્યય કરી રહેલા છે. તેમને જીવનમાં નીચેથી ઉપર આવવામાં ઘણી ઘણી કઠણાઇઓનો સામનો કરવો પડયો છે. પરંતુ પ્રભુની એવી કૃપા રહી કે, કઠણાઇઓનાં પ્રબળભૂત સામા ઉભેલા હોવા છતાં પણ, પુરૂષાર્થના તેજથી એ બરફની પેઠે ગળી ગયાં તેમનાં સત્કાર્યોમાં સુસંમતિ આપનારાં તેમનાં ધર્મપત્ની સરસ્વતી બહેન પણ ઉચ્ચ ભાવનાથી તેમનાં આ શુભકાર્યોમાં સહાયક થાય છે. પ્રભુ તેમનાં આવાં સત્કાર્યોને સફળતા પ્રદાન કરે. હમારી એજ ચાહના છે કે, સર્વ લોક શ્રીમાન થાય અને પોતાના ધનનો સદ્ ઉપયોગ ગરીબોની સહાયતામાં કરે. હવે હું ઘોષણા કરૂ છું કે, આ દવાખાનું ખુલી ગયુ.

પછી શેઠ રમણભાઇએ ધન્યવાદનું ભાષણ કરી સભા વિસર્જન કરી. તેનો પૂરો રિપોર્ટ તા. ૪-૧૦ ૪૪ ના સંદેશમાં પ્રકાશિત થએલો હતો.

ત્યાંથી સ્વામીજીએ ગોધરે જઇને 'શ્રી રામકૃષ્ણ ઓઇલમિલ્સ' માં દશ દિવસ સુધી ગીતાનો ઉપદેશ કર્યો, તથા ગીતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલાં ઓને પારિતોષિક વીતરણ કર્યું. આશાભાઈ પટેલ, કેશવલાલ મોદી, નાથજીભાઈ તથા શામળદાસ માસ્તર વગેરે એ ગીતામંદિરને સારૂ ભેટ સહાયતા કરી.

# ગોધરામાં સ્વામીજીનો ભિલ્લોને ઉપદેશ





એક દિવસ સ્વામીજીએ ભીલ જાતિના સમૂહમાં ગોધરામાં જે ઉપદેશ કરેલો હતો તેનો સાર ભાગ નીચે પ્રમાણે છે—

'પ્યારા પ્રભુ પ્રેમિયો ! આપ લોક ઘણા ભાવિક છો. જેને એક વાર માનો લોછો તેના ઉપર જાન નિછાવર કરી દોછો. આપના પૂર્વજોએ મહારાણા પ્રતાપની સાથે અનેક સંકટોનો સામનો કરીને તેમના પસીનાની જગોએ આપનું લોહી વહેવડાવેલું હતું. તમે હિંદુ છો, હિંદુઓનાં દેવી દેવતા તથા રામ, કૃષ્ણ તમારા આરાધ્ય છે. તમારામાં શિક્ષાનો અભાવ છે. તેથી જેની મરજીમાં આવે છે તે તમોને પદદલિત કરવાને ઉદ્યત થઇ જાય છે. આજકાલ ઇસાઈ લોક તમારી જાતિમાં ધર્મપ્રચાર કરી રહેલા છે. તેમાં તેમને સફળતા પણ પ્રાપ્ત થતી રહી છે. રામ તથા કૃષ્ણનાં નામ

કહેવાને બદલે 'ઇસા મસીહ મેરે પ્રાણ બચૈયા' નુ ગીતગાઈ ને પ્રભુના એકજ પુત્ર નો શરણમાં જઇ રહ્યા છો હિન્દુધર્મના ઉપદેશક ભારતીય હોવા છતાં ભારતીય ઉપદેશકો, અહી તમારો નજીકમાં હોવા છતાં પણ તેઓ તમારી પાસે આવતા નથી, જ્યારે સમુદ્ર પારના ક્રિશ્ચિયન પાદરી લોક આવીને અશિક્ષિત જંગલી જાતો ભીલ, કોળી, સતવાલ, ખસિયા, નાગા, આવર આદિને ગામેગામ જઇને ગિરિજાઘર ( પ્રાર્થનામંદિર ) તથા મિશનરી સ્કૂલ ઉઘાડીને તેમને ક્રિશ્ચિયન ધર્મમાં દીક્ષિત કરી હિન્દુધર્મના બીજનો નાશ કરી રહ્યા છે. હિન્દુધર્મના ઉપદેશકો એવા કઠણ કાંટા કાંકરાવાળા પ્રદેશમાં જઇને પોતાના એશઆરામમાં ખલેલ પહોંચાડવાનું ઈચ્છતા નથી. જંગલી જાતિ શ્રદ્ધાળુ હોય છે, તેમની એ શ્રદ્ધાનો અનુચિત લાભ લઇને પાદરી લોક તેમને ધર્મ-ચ્યુત કરે છે. ભલા એ મિશનરી લોક કાબુલ તરફ જઇને સીમાપ્રાંતના જંગલી પઠાણો કે જે મનુષ્યો સુધાંતનાં અપહરણ કરવા જેવા અપરાધો કરે છે તેમને પ્રભુ ઇશુના શરણમાં કેમ નથી લાવતા ? ત્યાં જાય તો પૂજા થઈ જાય. બળિ, બકરા ની આપવામાં આવે છે જબરા વાઘની નહી. ભીલ લોક અશિક્ષિત તો છે. પણ એટલા ઝનુની નથી તેથી તેમની સાથે નિકટ સંપર્ક સાધી તેમને હિન્દુધર્મથી અલગ કરવામાં વિધર્મિયો સફળતા મેળવી શકે છે.

પ્રિયભક્તો, તમે માંસ મદિરાનુ સેવન ના કરશો અંદરઅંદરના લડાઈ ટંટા છોડી દો, સંગઠિત થઇ જાઓ. ખેતી તથા જંગલની ચીજોને શેહેરમાં લઈજઈ લાભલો, ચોરી કરશો નહી, ભણો હું તમને ભણવાનાં પુસ્તકો આપીશ તથા તમારે જોઇશે એટલાં ગીતાના પુસ્તકો આપવામાં આવશે. જે વિધર્મિયો તમોને કાંઈ કહેવાને આવે તેમને કહે જો કે, અમારા ઉદ્ધાર કરનારા રામ તથા કૃષ્ણ અહીં હાજર છે. અમારા સર્વ કામ અયોધ્યા તથા મથુરાંથી થઇ જાય છે તો પછી અમારે 'જેરૂ સલમ' નિવાસી પરદેશી ઇસા સુધી જવાની શી જરૂર છે ?

ઈસાઇયોની તાલીમ તથા ઉપદેશ ભલે તેમના દેશને સારૂ હિતકર હોય, પણ તમારે સારૂ તો તે હાનિ કર છે. તેમના સંપર્કમાં આવનારા ભારતીય, કાળા સાહેબ બની જાય છે, તેઓ ઉભય ભ્રષ્ટ થઈ જાય છે, નથી રહેતા અહીંના કે નથી રહેતા ત્યાં ના.'

# નીલકંઠનો અખાડો





ધરાથી સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાં નીલકંઠના અખાડામાં 'શિવપુરાણ સપ્તાહ' તથા મહારૂદ્રયાગ ચાલતો હતો. 'સ્વામીજીને હાથે તેની પૂર્ણાહુતિ કરાવવામાં આવશે' એવા ખાસ નિમંત્રણથી સ્વામીજીએ ત્યાં જઈ અનુષ્ઠાનની પૂર્ણાહુતિ કરી. શ્રી મહાદેવજીનું મહત્વ, નીલકંઠ અખાડાની પ્રાચીનતા, ત્યાંનો અતિથિ સત્કાર, સાધુ સેવા, ધાર્મિક પ્રવૃત્તિ પારાયણ તેના મહંત શ્રી રામનાથગિરિજી તથા શિવદયાળુ પુરીજી આદિ સંતોની સમર્યાદ સાધુતા તથા અખાડાના ગૃહસ્થ સેવક શેઠ બાલાભાઈ, શેઠ મોતીલાલના કુટુંબી તથા શેઠ ભોગીભાઈ વગેરેના કાર્યની પ્રશંસા કરીને પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું. પછી અખાડાં તરફથી સ્વામીજીનું ભેટ આદિથી સન્માન કરવામાં આવ્યું.

# સ્વામીજીની કચ્છ-ભૂજ યાત્રા





ત્રણ વર્ષ પહેલાં પેટલાદ મુકામે કચ્છ રાજ્યના ચીફ જસ્ટિસ શ્રી યશશ્ચંદ્ર મહેતાએ સ્વામીજી પાસે કચ્છ પધારવાના નિમંત્રણનો સ્વીકાર કરાવી કચ્છ જઈ દેશભરના લોકોની એક 'વિદ્યાનંદ સ્વાગતસમિતિ' નું સંગઠન કર્યું હતું. તેના પ્રમુખ, શેઠ ખટાઉભાઈ માવજી શેઠિયાને બનાવવામાં આવ્યા હતા. એ શેઠ કચ્છ અંજારના એક ઘણા મોટા શ્રીમાન ગૃહસ્થ છે. જેવા તે શ્રીમાન છે તેવાં જ તેમનાં ધર્મપત્ની સૌ. કંકુબાઈની પ્રેરણાથી ધાર્મિક કાર્યોમાં પણ ઘણી ઉદારતાની ભાવના રાખે છે. તેમનો ઘણો મોટો કારભાર ઝરિયા, કલકત્તા તથા મુંબઈમાં છે. રાજ્યમાં તેમની ઘણી પ્રતિષ્ઠા છે. તેમણે શ્રી યશશ્ચંદ્રભાઈને વચન આપ્યું હતું કે—'હવેની વાર હું સ્વામીજીને મારી સાથે જરૂર લેતો આવીશ.' શ્રી યશશ્ચંદ્રભાઇ પત્રો મોકલતા રહેતા હતા. તેથી શેઠજી સ્વામીજીને પોતાની સાથે લઈને ભૂજ ગયા.

શેઠજીએ મોરબીના નવલખી બંદરથી કચ્છના કંડલાબંદર સુધી જવાને સારૂ ખાસ સ્પેશ્યલ સ્ટીમરનો પ્રબંધ કરેલો હતો. ભુજથી સ્વાગત સમિતિના સભ્યો, સેક્રેટરી વકીલ શ્રી મણિભાઈ ધોળકિય, સૂર્યકાંતભાઈ આદિ એ કંડલા બંદરે આવી સ્વામીજીનું સ્વાગત કર્યું હતું ત્યાંથી સર્વમંડળી રેલ દ્વારા ભૂજ પહોંચી.

ઉક્ત સ્વાગત સમિતિના સદસ્ય, લગભગ આખા શહેરની જનતા, રાજકીય શસ્ત્ર ધારી પોલિસ, રાજકીય બેંડ, ડંકા, નિશાન, હાથી તથા સ્ટેટના અન્ય સામાન આદિના સમારોહની સાથે બૃહત્ જુલૂસમાં સ્વામીજીને સ્ટેશન ઉપરથી નાગર બ્રાહ્મણોની વાડી માં લઈ ગયા ત્યાં તેઓ શ્રીની પોઠશો પચાર પૂજા કરવામાં આવી. સ્વામીજીએ સર્વને આશીર્વાદ આપ્યા. બાદ તેમને શ્રી હાટકેશ્વર મહાદેવમાં તેમના મુકામની વ્યવસ્થા કરવામાં રાવી હતી ત્યાં લઈ ગયા.

(વિશેષતા—અહીંના નિવાસિયો દ્વારા એક વિશેષ વાત જાણવામાં આવી કે, અહીં રાજ્યની વિશેષ આજ્ઞા વગર કોઈ બે ઘોડાની ગાડીમાં બેસી શકતું નથી. હાથી ઉપર તો માત્ર રાજા સિવાય કોઇને પણ બેસવાનો અત્યંત નિષેધ છે. તે ખાસ રાજાજ્ઞાથીજ બીજાના ઉપયોગમાં આવી શકે છે. પરંતુ સ્વામીજીના જુલૂસને સારૂ રાજ્યની ખાસ આજ્ઞાથી હાથીનો ઉપયોગ થએલો હતો. એ જોઇને ત્યાંની પ્રજા આશ્ચર્ય ચકિત થતી હતી. એજ પ્રકારે બે ઘોડાની ગાડી પણ આવેલી હતી. જુલૂસમાં હાથીનો હુકમ મળવો એ ત્યાંના ઇતિહાસમાં વિલક્ષણ વાત હતી. ત્યાં હાટકેશ્વર મંદિરમાં એક મહીના સુધી નિત્ય ગીતા કથા ચાલી.

એક દિવસ શ્રી સત્યનારાયણજીના મંદિરમાં, યુવરાજ મહારાજ કુમાર શ્રી મદનસિંહજી આવીને શ્રી સ્વામીજીનાં દર્શન કરતી વખતે ગીતા ઉપર પ્રશ્નોત્તર થયા હતા. કુમાર સાહેબને શ્રી સ્વામીજીએ એક વખત અમદાવાદ-વડોદરાનાં ગીતામંદિરોએ દર્શન કરવા આવવાનું કહ્યું, ત્યારે તેમણે કહ્યું—'ટેનિસ-ટૂર્નામેંટ' ને સમયે હુ વડોદરે ગયો ત્યારે ત્યાંના ગીતામંદિરનાં દર્શન કર્યા હતાં.' સ્વામીજીએ કહ્યું—'કેટલા એક, રાજા ઓફીસરો આદિ ગીતામંદિરોમાં આપની પેઠેજ ચુપચાપ દર્શન કરી જાય છે, અમને કેવી રીતે ખબર પડે ?

અહીં ગીતાપ્રતિ યોગિતા પરીક્ષામાં પારિતોષિક વહેંચવામાં આવ્યાં. ત્યાંની પ્રજાની ધાર્મિક પ્રવૃત્તિ અતિ ઉત્તમ છે. કચ્છ દેશના અંગ્રેજી શિક્ષા પ્રાપ્ત ગ્રેજ્યુએટો પણ એટલા સીધાસાદા જોવામાં આવે છે કે હજી સુધી તેમના શરીરમાં પશ્ચિમિ હવાનું વિષ પેઠુ નથી.

કચ્છી પ્રજા ઘણી સાહસીક અને સ્વતંત્ર છે. બહાર પણ જ્યાંજ્યાં એ લોકો ગએલા છે, ત્યાં તેમણે પોતાની ધાર્મિક ભાવના, ભાષા અને વેષ છોડયા નથી. એ તેમનો ગુણ ખાસ અનુકરણીય છે. અહીંની નારિયો દેશ પરદેશોમાં સારીસારી મોટી સંસ્થાઓ ચલાવે છે.

ભુજથી એકાદ માઇલ દૂર 'સ્વર્ણપીઠ મહાદેવ' ની ટેકરી છે, ત્યાં સ્વામીજી રોજ સાંજે એકાંતમાં જઈ બેસતાહતા. એક દિવસ ત્યાં આ રાજ્યના સ્થાનાપન્ન મંત્રી શ્રી નાયમપલ્લી સાહેબ આવ્યા અને નમસ્કાર કરીને સ્વામીજીની સાથે વાતો કરવા લાગ્યા. વાત ચિતમાં તેમણે કહ્યું—'અહીંનાં હવા પાણી તો મને અનુકૂળ છે, પરંતુ એ અન્નજળને આધિન છે કે ક્યાં રહેવાનું થશે ? સ્વામીજીએ કહ્યું—'જો આપને અહીંનાંહવા પાણી અનુકૂળ છે તો આપ અહીંના દિવાન બનીને સ્થાયીરૂપે અહીં જ રહેશો.' બીજે દિવસે શ્રી નાયપલ્લી મહોદય ભેટ પૂજા લઈને સ્વામીજીના સ્થાન ઉપર આવ્યા હતા. સ્વામીજીના કચ્છ છોડ્યા પછી થોડાજ વખતમાં તેમને દિવાનનું સ્થાઈપદ મળી ગયું, પછી તેના સબંધમાં તેમણે સ્વામીજીના ઉપર કૃતજ્ઞતા પત્ર મોકલ્યો હતો.

એક દિવસ સ્વામીજીએ ભુજથી બેત્રણમાઈલ દૂર જગમલ રાજાના મામા તથા ગામના ભક્તોના આગ્રહથી 'માધાપરા' ગામે જઇને ગીતાનું પ્રવચન કરી, પાછા ભૂજ આવ્યા હતા.

ત્યાંથી 'ઋદ્ધગિરિ મઠ' ના મહંત દયાળુગિરિજી, પ્રભુભક્ત ગીતાપ્રેમી શેઠ મથુરાદાસ કચરાણી તથા શહેરના અમલદાર, સદ્‌ગૃહસ્થ વર્ગના આગ્રહથી સ્વામીજી મોટરમાં માંડવી પધાર્યા. અહીના લોક માંડવીને દરવાજાથી. હરિદ્વારના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી સહિત સ્વામીજીને મઠ ઉપર લઈ ગયા. ત્યાં સાત આઠ દિવસ ગીતાનો ઉપદેશ થયો, પછી ત્યાંના લોકોએ ષોડશોપચાર પૂજા તથા ભેટ કરીને સ્વામીજીને વિદાય કર્યા.

ત્યાંથી સ્વામીજી લોકોના આગ્રહથી 'મુદ્રા' ગયા. ત્યાં પણ લોકોએ માંડવીની પેઠે સ્વામીજીનો સત્કાર કર્યો. સ્વામીજીને, જુનાં ચિત્રોમાં જોવામાં આવે છે તેવા, તેવીજ ઢબે શણગારેલા રથમાં બેસાડવામાં આવ્યા હતા. આગળ પાછળ કચ્છ દેશનાં વિશેષ પ્રકારનાં સ્વચ્છ કપડાંમાં સજ્જ થએલાં ભાવીક નર નારિયોનો હર્ષ માતો નહતો, મુદ્રામાં બે દિવસ પ્રવચન થયુ. ત્યાથી સ્વામીજી અંજાર ગયા. ત્યાં લુહાંણા જાતિના ખાસ પ્રબંધથી તેમની વાડીમાં કથા કરી. લુહાંણા જાતિ તરફથી બારસો કોરી (ભુજનો સિક્કો) સ્વામીજીને ભેટકરવામાં

આવી શહેરના તરફથી તથા નન્દવાણા બ્રાહ્મણ તથા મિસ્ત્રી વગેરે તરફથી પણ ભેટ-પૂજા આદીથી સન્માન કરવામાં આવ્યું

આ કચ્છ દેશની યાત્રામાં ચીફજસ્ટિસ શ્રીયશશ્ચંદ્રભાઈ તથા શેઠ ખટાઉભાઈ શેઠિયાના સહયોગ તથા સહાયતાથી ગીતાધર્મોપદેશમાં ઘણી સુવિધા થઈ. કચ્છના લોકોએ ત્યાં થોડો વખત સ્વામીજીને વધારે રહેવાનો ઘણો આગ્રહ કર્યો પરંતુ ગીતા જયંતી સમીપ આવી જવાથી અમદાવાદ ગયા.

## રાષ્ટ્રભાષા વિદ્યાલયનું ઉદ્ઘાટન



ગીતા જયંતીનો ઉત્સવ કરી વડોદરે આવ્યા. તે પ્રસંગે કાર્યકર્તા જનરલ નાના સાહેબ સિંધે તથા પં૦ રામચંદ્રદાસ વગેરે એ 'રાષ્ટ્રભાષા વિદ્યાલય' ના અરૂણ ભવનનું શંકર ટેકરી ઉપર સ્વામીજીને હાથે ઉદ્ઘાટન કરાવ્યું.

## પંચમ ગુજરાતી વ્યાયામ વીરસંમેલન

### સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા પ્રતિયોગિયોની સોગંદાવધિ.



સંસારમાં જે જે કામ કરવામાં આવે છે, તેમના કરનારાઓમાં ઉન્નતિ તથા ઉત્સાહ આવે તેને સારૂ તેમને બે દળ-પક્ષમાં વહેંચી નાખી એકનું બીજાના ઉપર અભ્યાસને અર્થે આક્રમણ કરાવવામા આવે છે. એ નિયમ પ્રમાણે એક વ્યાયામશાળા બીજી વ્યાયામ શાળાવાળાઓ સાથે કુસ્તી કરે, જે જીતી જાય તેને પારિતોષિક મળે છે, તથા જે હારી જાય છે તે ભવિષ્યમા વિજયી થઈને બદલો લેવાના ભાવથી પ્રથમના વિજયીને હરાવવાને સારૂ વધારે ક્રિયાવાન, વ્યવસાયી બને છે.

પણ કદીકદી લોક જબરદસ્તીથી અન્યાયત વિજયી થયાનો દાવો કરીને ટંટા ઉભા કરે છે, હારનારા પોતાના પરાજયનો સ્વીકાર કરતા નથી અને છેવટે મારપીટનો વખત આવે છે. વડોદરામાં ગુજરાતી વ્યાયામ વીરોના પાચમા સંમેલન વખતે પણ પ્રતિયોગિયોમા એવોજ ભાવ વ્યાપ્ત હતો. તેથી સંચા-

લકોની પ્રાર્થનાથી સ્વામીજીએ ત્યાં જઇને ઉક્ત પ્રતિયોગી દળોમાં તેવુ નથાય તેને સારૂ મહાપુરૂષ તથા પ્રભાવશાળી ધર્મ ગુરૂના નાતાથી તેમણે સોગંદ લેવડાવ્યા કે—'આજથી અમે લોક પારસ્પરિક કલહ નહી કરીએ, અને મનમાં કિન્નો રાખી શું નહીં.' અસ્તુ,

સ્વામીજીએ સોગંધ વિધિ કરાવતાં કહ્યું—'પ્રત્યેક પ્રાંતમાં તે દેશના લોકોનું શાસન છે. જેમ પંજાબનમાં પંજાબિયોનું, બંગાળમાં બંગ દેશિયોનુ તથા યુ૦ પી૦, સી૦ પી૦, રજપૂતાનામાં ત્યાંના લોકોની હકુમત ચાલે છે, તે જ પ્રમાણે ગુજરાતમાં ગુજરાતિયોની હકુમત કેમ નથી ? તે એટલા માટે કે, ગુજરાતી શારીરિક બળ પ્રતિ મહા ઉદાસીન રહે છે. પણ આજ અહી સેંકડો નવજવાનોને જોઈને મને અપાર હર્ષ થાય છે.

તમારે આજથી અંદર અંદરમાં લડવું નહીં, બળવાન બનો પણ ઝઘડાળુ ન થશો. દુર્બળ ઉપર અન્યાય થતો હોય તો તમારા બળનો પ્રયોગ કરો પણ પરસ્પરમા દ્વેષથી શક્તિનો નાશ થવા દેશો નહી. તેને સારૂ સોગંદ ખાઓ અને—

'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन'

એ મહામંત્રને યાદ કરો વીરો ! તમે પરસ્પર લડતા સારા લાગો છો ? તમારી પાંસેથી તો દુર્બળ પોતાની રક્ષાની આશા રાખીને બેઠા છે. લડાઈ તો આતતાયિયો સાથે કરવાની હોય છે. ગીતામાં 'हत्वैतानाततायिन' કહ્યું છે. પોતાનું કર્તવ્ય સમજીને કર્મ કરતા રહો, ફળ આપનારી પ્રભુશકિત તમારી સાથે છે.'

તે પછી સ્વામીજીએ મંડળના સેક્રેટરીને ચાંદીના ચાર ગીતામેડલ કોઇ પણ ચાર યોગ્ય વીરોને પ્રસાદ રૂપમાં આપવાને સારૂ પ્રદાન કર્યા.

## કઠાણામાં ગીતામંદિરની સ્થાપના



ખંભાત તાલુકામા સમુદ્રતટ ઉપર 'કઠાણા' નામનુ એક ગામ છે ત્યાં સર્વ લોકોએ તથા જીવણલાલ ગોર પોલિસ ફોજદારે મળીને એક ગીતામંદિર બનાવ્યુ તેમાં ગીતાદેવીની સ્થાપના કરવાને સારૂ બ્રાહ્મણો દ્વારા પ્રતિષ્ઠાની વિધિ થતી હતી ભકતોના આગ્રહ પૂર્વકના નિમંત્રણથી અમદાવાદથી કેટલાક ભકતોને સાથે લઇને મોટરમા સ્વામીજીએ ત્યાં જઇને ગીતામંદિરનું ઉદ્ઘાટન કર્યું, પછી એક કલાક ગીતાનો ઉપદેશ કરીને અમદાવાદ આવી ગયા.

શ્રી રઘુનાથજીના મંદિરના ઉદ્ઘાટન સમયે શ્રી મહંતજીના નિમંત્રણથી સ્વામીજીએ આબુ પર્વત ઉપર જઈને શ્રી રામચંદ્રજીના જીવન ઉપર વ્યાખ્યાન કર્યું. તે ટુંકામાં આ પ્રમાણે છે—શ્રી રામનું ચરિત્ર યોગિયો, ગૃહસ્થો, ધ્યાનિયો તથા ત્યાગિયોને સમાન શિક્ષા પ્રદાન કરે છે. એ મહેલોમાં વિલાસમય જીવન વ્યતીત કરનારાઓને સારૂ જેટલું ઉપયોગી છે તેટલુંજ પર્ણકુટી વાસિયો ને પણ ઉપયોગી છે, રામચરિત્ર સર્વજન પ્રિય હોવાથી આજ ઘેર ઘેર તેના ગુણાનુવાદ ગવાય છે. રામે ભારત વિરોધી વિદેશી શક્તિનો વિનાશ કરીને આ દેશની રક્ષા કરી રામના આચાર વિચાર ઉપર જરા પણ ધ્યાન આપનારા મનુષ્યોના માર્ગ કદી પણ દુર્ગમ નહી બને કળિકાળમાં રામના નામનું ઘણું મહત્વ શાસ્ત્રોમાં બતાવેલું છે.

## વડોદરામાં ત્રણ મહામંડલેશ્વરો



પછી ત્યાંથી અમદાવાદ આવીને સ્વામીજી, સંન્યાસ આશ્રમના મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજ તથા હરિદ્વારના મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજને સાથે લઇને 'ગીતામંદિર'ના દર્શનાર્થે વડોદરે આવ્યા.

વડોદરામાં એ ત્રણે મહામંડલેશ્વરોનો સમાગમ, બ્રહ્મા, વિષ્ણું તથા મહેશ્વરના સમાગમ જેવો લાગતો હતો, જાણે કે એ ત્રણે દેવો ગીતાદેવીનાં દર્શન કરીને તેમની પાસેથી શક્તિ પ્રાપ્ત કરવાને પધાર્યાં ન હોય ?



ગીતા પ્રતિમા પ્રતિષ્ઠા

પ્રકરણ ૭ સમાપ્ત

ૐ

પ્રકરણ ૮ મું.

# ગીતારજતજયંતી

## વિશ્વમાં શાંતિ સ્થાપનાનો વિચાર




ક દિવસ સ્વામીજી પ્રાતઃકાળમાં અમદાવાદ ગીતામંદિરમાં બેઠા હતા. તે સમયે ડૉ૦ નવનીતરાયના સુપુત્ર ચિ૦ ગોપાળજીના યજ્ઞોપવીત સંસ્કારના ઉપલક્ષ્યમાં ગીતામંદિરમાં પોતાના વ્યયથી શતચંડી અનુષ્ઠાન કરાવવાની તેમણે આજ્ઞા માગી. સ્વામીજીએ—'હજી દશ દિવસ રોકાઈ જાઓ, પછી ઉત્તર આપીશ.' એમ કહ્યું

તેને બીજે દિવસે સ્વામીજી મહારાજ ગીતામંદિરની સામેની અગાસી ઉપર બેઠા હતા. તે વખતે રાતે નવ વાગે 'સંદેશ' પત્રના અધિપતિ શેઠ નંદલાલ બોડીવાળા પોતાનાં ધર્મપત્ની સરસ્વતી દેવીની સાથે આવ્યા અને અભિવાદન કરીને બોલ્યા—'હું આપને કાંઈ નિવેદન કરવાને આવ્યો છું. સ્વામીજીએ કહ્યું—'બોલો.' શેઠે કહ્યું—'આ સમયે સંસાર દુઃખસાગરમાં ડૂબી રહેલો છે. રાજા પ્રજા કોઈ સુખી નથી. એવો કોઈ ઉપાય કહાડવો જોઇએ કે જે જનતા તથા જગતને સારૂ શાંતિપ્રદ થાય.'

શેઠજીનું એ કહેવું સામયિક હતું. તે સમયે જો ત્યાં હું (ગ્રંથકાર) હાજર હોત તો, શેઠ નંદલાલજીના ઉક્ત કથનને અનુમોદન આપતાં ભાર દઈને કહેત કે—'સ્વામિન ! આ સમયે અખિલ વિશ્વમંડળ ઘોર અશાંતિની જ્વાળામાં ભસ્મ થઈ રહ્યું છે. જે લોકોની પાસેથી દુર્બળોની રક્ષા તથા અબળોને સુમાર્ગે ચલાવવાની આશા હતી, તેઓ આજ રણચંડીનું નગ્ન તાંડવ નૃત્ય જોતા લોહીની હોળી ખેલી રહ્યા છે. આ સમયે કાળનું કંઈક એવુંજ ચક્ર ચાલે છે કે,

શાંત વાતાવરણમાં રહેનારાઓએ પણ પોથી પાનાં ફેંકી દઇને હાથમાં શસ્ત્ર ધારણ કરી લીધાં છે. જે ઇશ્વરોપાસનાનાં સ્થાનોમાં બેસીને ભગવત્ કૃતજ્ઞતાના સ્તોત્રો ભણતા હતા તેઓ આજે વધારેમાં વધારે નરસંહાર કરવાના અચુક ઉપાય શોધી રહ્યા છે. વિશ્વનું શાંત વાતાવરણ 'મારો, કાપો, બાળી નાખો, નષ્ટ કરીદો' આદિ કર્ણકટુ શબ્દોથી વિષમય થઈ રહ્યું છે. ચોમાસામાં કોરી ધુળની પેઠે શાંતિ કહીં પણ શોધી મળતી નથી. અર્થાત્ અમૂલ્ય મનુષ્ય જીવનની કોડી જેટલી કીમત પણ રહી નથી. યુદ્ધભૂમિમાં કાળ, પોતાની પ્રિયા કાલિકાની સાથે મનુષ્યોનાં સોગઠાથી ચોપાટ ખેલવામાં મગ્ન છે રણચંડી ખપ્પર ભરીને માનવીય ઉષ્ણ રક્તનું આસ્વાદન કરવામાં પ્રવૃત્તા છે તથા તેની ભૂત પ્રેત આદિ ગણ નરમુંડોના ફુટબોલ ખેલવામાં મશગુલ છે.

શતાબ્દિયોના શ્રમથી નિર્મિત નગરો સ્મશાનોમાં ફેરવાઈ રહ્યાં છે. જે થઈ રહ્યું છે તેનો સર્વલોક અનુભવ કરી રહ્યા છે. કેટલું કહીએ ? પ્રાણિયોમાં સર્વ શ્રેષ્ઠ હોવાનો દાવો કરનાર બુદ્ધિ સાગર માનવ આજકાલ ઉન્મત્ત થઇને દાનવ બનેલા છે. આ દુઃખદ સમયની ચક્કી રાજા, પ્રજા, ધનવાન ગરીબ સર્વને સમાન રૂપથી પીસી રહેલી છે, સર્વ દુઃખી છે, દીન થઈ રહ્યા છે.

આ દુઃખની નિવૃત્તિને સારૂ રાજા, મહારાજા, સરકારો તથા વૈજ્ઞાનિકો હજારો પ્રયત્ન કરી રહેલા છે, પરંતુ જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ પ્રજાનાં દુઃખ વધતાંજ જાય છે. મારી ભાવના એ છે કે તેનાથી બચવાને સારૂ ઇશ્વરની કૃપા પ્રાપ્ત કરવી જોઇએ, જ્યાં કોઇનો પ્રયત્ન કે બુદ્ધિ ચાલતી નથી, જે વાત મનુષ્યની શકિતની બહાર થઈ જાય છે તેને ઈશ્વરજ ઠીક કરી શકે છે. જો આપણને પરમાત્માની અનુકંપા પ્રાપ્ત થઈ જાય તો આપણા સર્વ કલેશ નિવૃત્ત થઈ શકે. તેની કૃપાદ્રષ્ટિની વૃષ્ટિજ સૃષ્ટિ–અરણ્યમાં લાગેલા સમર રૂપી દાવાનળને શાંત કરી શકે. તેના સિવાય બીજો કોઈ ઉપાય સૂઝતો નથી.

તેથી આપ તેને સારૂ કાંઈ કરો, કોઈ પ્રકારે પ્રભુકૃપા થાય, વિશ્વમાં શાંતિ થાય અને પ્રજા દુઃખથી છૂટે તેના માર્ગદર્શક આપ બનો આપ સંત છો, સદા પરોપકારૈકમત છે. આપ રાજા પ્રજા સર્વનું સ્વભાવતઃ હિત ચાહનારા છો. વિપત્તિયોના જગતમાં ઈશ્વરની કૃપા, દયાદ્રષ્ટિ લાવનારા આપ મહાપુરૂષ છો, અસ્તુ.

શેઠજીની વાત સાંભળીને સ્વામીજીએ કહ્યું—'આપના વિચારે મારા હૃદય ઉપર ઘણી અસર કરેલી છે, હું પણ એજ વિચારમાં હતો કે, કોઈ પ્રકારે જનતાનું દુઃખ દૂર થાય, કહો, આપ કયા પ્રકારને પસંદ કરો છો ?

શેઠ નટલાલે કહ્યું—'આપને ગુજરાતમાં ગીતાપ્રચાર કરતાં પચીસ વર્ષ થયા છે, તેથી 'ગીતારજતજયંતિ મહોત્સવ' કરવામાં આવે. તેમાં સવા પચીસ લાખ ગીતાપારાયણ થવાં જોઇએ, તેની સાથેજ યજ્ઞાનુષ્ઠાનાદિ પણ કરાય, બહારના યોગ્ય, સિદ્ધ, ચમત્કારી, ભજનાનંદી સંતો તથા આચાર્યોને બોલાવ વામાં આવે તથા વિદ્વાન બ્રાહ્મણો દ્વારા સર્વ અનુષ્ઠાન વિધિયો સાંગોપાંગ કરાવાય, કે જેનાથી પ્રભુ કૃપા થાય અને વિશ્વવ્યાપી યુદ્ધ શાંત થાય.'

એ સાંભળીને સ્વામીજીએ કહ્યું—' એ કાર્ય તો ઘણુંજ ઉત્તમ છે, ભગવાનની કૃપા વિના આ ઘોર દાવાનળ શાંત નહી થાય. પહેલાં પણ એવા અનેક અવસર આવી ગએલા છે કે, આરાધના કરવાથી ભગવાને પ્રસન્ન થઇને પ્રજાનાં સંકટ દૂર કર્યા હતાં. તેમાં સંદેહ કરવાને અવકાશજ નથી, પ્રભુશક્તિ સર્વત્ર સદા વર્તમાન છે, તેનો પ્રયોગ, જે પ્રકારે કરવામાં આવે તેજ પ્રકારના લાભાલાભ થવાના. વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી સર્વત્ર છે પણ તેનો 'લાભ લેવાનો' આધાર, તેના ઉપયોગ કરનારા ઉપર અવલંબાએલો છે, જેમ કે પૃથ્વીનો ઉચિત ઉપયોગ કરનાર તેનાથી સર્વ કાંઇ મેળવી શકે છે, પણ જે તેમ નથી કરતો તેની આગળ ધૂળનો ઢગલો પડેલો રહે છે. અર્થાત્ ખેતી કરનારની આગળ અન્નનો ઢગલો થાય છે, અને અનુદ્યોગીની આગળ કચરોજ રહેવાનો. પ્રભુશક્તિનું પણ તેજ પ્રમાણે છે. તેનો જે જેવો ઉપયોગ કરશે તેને તેવુંજ ફળ મળશે. ઈચ્છાશક્તિને સમસ્ત સંસાર મહત્વ આપે છે, અને તેનો આધાર મનુષ્યના સદા શુભ સંકલ્પ ઉપર છે. પ્રભુનું સ્વરૂપ શુભ છે. શુભ સંકલ્પ રાખનાર પ્રભુનાં સ્વરૂપનો ધ્યાતા છે હું ધારૂં છું કે, આ સમયે આપત્ સાગરના યુદ્ધ ભ્રમર (વમળ) માં પડેલી માનવ જીવન નૌકા પ્રભુજ પાર ઉતારી શકે તેમ છે. તાત્પર્ય એ છે કે તેના કૃપાકટાક્ષ વગર વાતાવરણ પૂર્વવત્ શાંત થશે નહી.

આપ તો પત્રકારજ છો, કામ કરવાની રીતથી પરિચિત છો. એ વાતને સારી રીતે જાણો છો કે આટલા મોટા કર્મની સાંગોપાંગ પૂર્તિ કરવી એ સહજ નથી. તેમાં સર્વ લોકના સર્વ તરેહના સહયોગની આવશ્યકતા છે તેથી આપ આપના અન્ય ઈષ્ટ મિત્રો સાથે વિચાર કરીને તેમને સાથે લઇને મારી પાસે આવો. તથા હમે પણ ગીતામાતાના કેટલાક ભકતો સાથે વિચાર કરી લઈશું પછી જે નિર્ણય થશે તેને જનતામાં પ્રગટ કરી દેવાશે. કારણ કે આવાં આવાં મહાન દૈવી કાર્યો મહી અનુકૂળ અને પ્રતિકૂળ એવી બે ધારાઓ વહે છે. જે દૈવી સ્વભાવવાળા હશે તેઓ તન, મન, ધન, લેખ, પત્ર તથા

વિચારો દ્વારા એવા કામમાં સહાયક થશે, અને જેઓ તેવા નહી હોય તેઓ વિપરિત દિશાનું અવલંબન લેશે. તેથી એવી અવાંછનીય પ્રકૃતિ વાળાઓ તરફથી થાય તે ટિકાઓથી ક્ષુબ્ધ ન થતાં જરાએ ડગે નહી તેમ હોય તોજ તેમનાથી આવા કાર્યમાં પૂર્ણતયા સફળતા મળી શકે, એવી દૃઢ વિચારવાળી વ્યક્તિયોનોજ આકાર્યમાં સહયોગ જોઇએ. પ્રાચીન કાળનાં પુરાણ ઇતિહાસોથી પણ જણાય છે કે યજ્ઞાદિ અનુષ્ઠાનોમાં પહેલાં પણ અનેક વિઘ્ન બાધાઓ આવતી હતી.'

તેના ઉપર શેઠજી એ કહ્યું—'જેની પ્રસન્નતાને સારૂ એ સત્કાર્યો કરવામાં આવશે, તે ભગવાનમાં મને પૂર્ણ વિશ્વાસ છે. તેને જ આ કર્મ નિર્વિઘ્ને પૂર્ણ કરવાની ચિંતા રહેશે. 'कर्मण्येवाधिकारस्ते' અનુસાર હમને પૂર્ણ થવા ન થવાની શી ફિકર છે ?' એમ કહીને બીજે દિવસે સર્વને સાથે લઇને આવવાનો વાયદો કરીને શેઠ પોતાને સ્થાને ગયા.

બીજે દિવસે સ્વામીજીએ જયકોરભાઈ સાકરવાળા, મણિબા, જીવકોરબા, શેઠ માણેકલાલ, શેઠ હીરાલાલ ત્રીકમલાલ શેઠ હિમતભાઈ મોતીલાલ, શેઠ ચંદ્રકાંત મોતીલાલ, શેઠ વાડીલાલ નરસિંહદાસ, શેઠ બુધાલાલ, ડૉ નવનીતરાય, શ્રી કેશવલાલ ડાહ્યાભાઈ, શેઠ બાળાભાઈ, શ્રી રામદાસ મેનેજર, શ્રી ભગવાનદાસ ખારાવાળા, શ્રી હરિભાઈ, શ્રી રમણભાઈ પટેલ, શ્રી ફકીરભાઈ, તથા રવીવારની પૂરી ભજન મંડળી; એ સર્વને એક એક બે બે કરીને પૂછયુ કે—'આ બાબતમાં આપની કેવી સંમતિ છે ?' સર્વ લોકોએ સ્વામીજીના આ વિચારથી ખુશ થઈ તેનુ સમર્થન અને અનુમોદન કરીને કહ્યું–'જેનાથી સંસારનું ભલું થાય એવા કામમાં આપનોજ હાથ હોવો જોઇએ, અમે સેવા કરવાને તૈયાર છીએ.

આ બાજુ એ વિચાર કાયમ થયા પછી સાંજે શેઠ રમણલાલ લલ્લુભાઈ તથા નંદલાલ બોડીવાળા બન્ને સાથે આવ્યા. રમણલાલ શેઠે કહ્યુ—'કાલે નંદલાલભાઈએ જે પચીસ વર્ષનો 'ગીતારજતમહોત્સવ' કરવાનો પ્રસ્તાવ કર્યો છે, તેને અવશ્ય કાર્યમાં પરિણત કરવો જોઇએ. અમે યથાશક્તિ સર્વપ્રકારે સહયોગ આપવાને તૈયાર છીએ.

બીજે દિવસે કથામાં સ્વામીજીએ, જનતા સમક્ષ ઉકત વિચાર સવિસ્તૃત પ્રગટ કર્યો. તે પછી એ 'સંદેશ' તથા 'ગુજરાત સમાચાર' આદિ પત્રોમાં પણ પ્રકાશિત થયો તા. ૧૩-૧૨ ૪૪ ના 'સંદેશ' પત્રમાં જે રિપોર્ટ છપાયો હતો તે નીચે પ્રમાણે છે —

# અમદાવાદમાં ગીતારજતજયંતી મહોત્સવનો ભારે સમારોહ



**અધિકમાસમાં ગીતાનાં સવાપચીસ લાખ પારાયણ અને એક સો આઠ શ્રીમદ્ ભાગવત પારાયણની આયોજના, પવિત્ર તીર્થોમાંથી આવનારા આચાર્ય, મહાત્મા, સંત તથા વિદ્વાનોના સમાગમ, પારાયણ બાદ પંચ મહાયજ્ઞ, કીર્તન, પ્રવચન, સામુદાયીક પ્રાર્થના, તથા પ્રભાત ફેરિયો આદિ.**




જ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે ગુજરાત કાઠિયાવાડની ધાર્મિક પ્રજામાં ઘણું ચેતન લાવી દીધું છે. અને આજ લાખો પ્રજાજન ગીતાનો નિત્ય નિયમિત પાઠ કરે છે. આગામી ચૈત્રમાસમાં એ પ્રસંગને પચીસ વર્ષ પૂરાં થશે. એ પ્રસંગે ગુજરાતના અને ખાસ કરીને મુંબઈ, અમદાવાદ તથા વડોદરાના ગીતાભકતો તરફથી 'ગીતારજતજયંતી' ઉજવવાની પ્રાર્થના કરવાથી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે ખૂબ વિશાળ આયોજનપૂર્વક એ મહોત્સવ કરવાનો નિશ્ચય કરેલો છે. તેના કાર્યક્રમમાં પ્રસંગવશાત્ ફેરફાર પણ કરી શકાશે. હાલ સાધારણ રૂપ રેખા આ પ્રમાણે છેઃ—

ગીતા ભકતો તરફથી સવાપચીસ લક્ષ ગીતા પારાયણ કરાવવામાં આવશે. તેને સારૂ પ્રત્યેક ગીતાભકતે, પોતપોતાને ઘેર પોષ સુદી પ્રતિપદાથી પ્રારંભ કરીને અધિક ચૈત્ર વદી અમાવાસ્યા, અર્થાત્ ચાર મહીના સુધી સ્વયં શુદ્ધ ભાવથી પ્રતિદિન એક અગર જેટલા બની શકે તેટલા ગીતાનાં અઢારે અધ્યાયનાં પારાયણ કરવાં જોઇએ. 'એક પારાયણ' નો અર્થ છે ગીતાના અઢારે અધ્યાયનો પૂરો પાઠ—એવાં જેટલા પારાયણ ચાર મહીનામાં થાય તેનો સવિસ્તર ઉલ્લેખ, પોતાના નામ તથા પૂરા ઠેકાણા સાથે પ્રતિમાસ અમદાવાદ ગીતામંદિરમાં મોકલી દેવો ઉચિત થશે. આ પારાયણ કરનારાઓનાં નામ [illegible]ંદિર તરફથી જે સમાચાર નિકળશે તેમાં પ્રકાશિત કરવામાં

આવશે. અધિક સંખ્યામાં પારાયણ કરનારને કમિટિના નિશ્ચયાનુસાર ગીતા-પદક તથા અન્ય યોગ્ય પારિતોષિક આપવામાં આવશે.

૨—ચૈત્ર સુદી પ્રતિપદા અગર અધિક માસથી શરૂ થઈને ચૈત્ર વદી અમાવાસ્યા સુધી ગીતામંદિરમાં અખંડ ગીતાપારાયણ કરવાની વ્યવસ્થા કરવામાં આવશે. તેને સારૂ કમમાં કમ પંદર સોથી બે હજાર સુધી ભક્તોને પારાયણમાં બેસવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. જેમને આ પારાયણમાં બેસવાની ઈચ્છા હોય તેમણે પોતાનાં નામ ગીતામંદિરમાં લખાવી જવાં.

૩—આ અધિક માસમાં શ્રીમદ્ ભાગવતનાં ૧૦૮ પારાયણ કરાવવામાં આવશે.

૪—શ્રીમદ્ ભાગવત અને ગીતા પારાયણના પ્રસંગમાં કાશી, પ્રયાગ, હરિદ્વાર, નર્મદા તટ તથા અન્ય પવિત્ર સ્થળોના મહાત્મા, સાધુ સંત, મહંત તથા વિદ્વાનોને અહીં લાવવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

૫—આ પ્રસંગ ઉપર ભિન્ન ભિન્ન સંપ્રદાયોના આચાર્યોને પણ અહીં પધરાવવાને સારૂ પ્રબંધ કરવાનો વિચાર કરેલો છે.

૬—સંપૂર્ણ અધિક માસ સુધી હિંદુસ્તાનના દેશ નેતાઓના છૂટકારાને સારૂ તથા ભારતવર્ષની વર્તમાન પરિસ્થિતિના નિવારણને અર્થે તથા વિશ્વવિગ્રહમાં આપણો વિજય થાય તેને વાસ્તે પ્રતિદિન સામુદાયિક પ્રાર્થના કરવામાં આવશે.

આ કાર્યોની સમાપ્તિ થયા પછી, અર્થાત દ્વિતીય ચૈત્ર શુક્લ પ્રતિપદાથી થનારા મહાન યજ્ઞયાગાદિ કાર્ય પ્રૌઢ વિદ્વાનોને હાથે કરાવવામાં આવશે.

આ સર્વ કામ પૂજ્યપાદ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની અધ્યક્ષતામાં થશે. એ કાર્યોની સફળતાને સારૂ ભિન્ન ભિન્ન કમિટિયો મુકરર કરવામાં આવશે. જે પ્રત્યેક કાર્યોની દેખરેખ તથા વ્યવસ્થા કરશે. તેને સારૂ 'ગીતામહિલા-મંડળ' ની યોજના કરવામાં આવશે. આ સર્વે કાર્યોને સારૂ સ્વયંસેવકોનાં નામ લખવાનું કાર્ય શરૂ થઈ ગએલું છે.

આ અવસર ઉપર ભજન, કીર્તન તથા પ્રવચન વગેરેની વ્યવસ્થા તથા 'ગીતા પ્રભાતફેરી ની આયોજના કરવામાં આવશે.

ઉપર્યુક્ત સર્વકાર્યોને સાંગોપાંગ પૂર્ણ કરવાને સારૂ પ્રત્યેક ગીતા પ્રેમી જનતાને પોતાની શક્તિઅનુસાર તન, મન તથા ધનથી સહાયતા કરવાને સારૂ આગ્રહ પૂર્વક વિનંતી કરવામાં આવે છે.

નિવેદક—

| | |
|---|---|
| સ્વામી શ્રી શિવાનન્દજી મહારાજ, ધન્વન્તરિગુરૂ | શ્રી બાલકૃષ્ણ પુરૂષોત્તમ શાસ્ત્રી, પૌરાણિક |
| શ્રી હિંમતલાલ મોતીલાલ શેઠ | ,, ગિરિજાશંકર હરિશંકર જોશી |
| ” નંદલાલ ચુન્નીલાલ બોડીવાલા | ,, રમણલાલ લલ્લુભાઈ શેઠ |
| ,, હીરાલાલ ત્રીકમલાલ શેઠ | ,, ફકીરભાઈ વલ્લભભાઈ પટેલ |
| ,, ભગવાનલાલ તેજાજી ખારાવાળા | ,, જયસિંહભાઈ ભોગીલાલ શેઠ |
| ,, નગીનદાસ ફૂલચંદ ચિનાઇ | ,, માણેકલાલ મોતીલાલ |
| ,, રામકૃષ્ણ ઠાહ્યાભાઈ શેઠ | ,, મોહનલાલ ચુન્નીલાલ, જમનાદાસ-દયાળજીવાળા |
| ,, ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા | |
| ,, ડૉ૦ નવનીતરાય પુરૂષોત્તમરાયવ્યાસ | ,, બાલાભાઈ વાડીલાલ મારફતિયા |
| ,, બુધાભાઇ હરીલાલ મારફતિયા | ,, અંબાલાલભટ્ટ, સ્બરજીસ્ટ્રાર જે૦પી૦ |
| ,, ત્રીકમલાલ અમથાલાલ મકાતી | ,, કેશવલાલ તથા બાલાભાઈ દલવાડી |
| ,, હરિભાઇ ભાણાભાઇ | ,, બાધાભાઇ રણછોડદાસ |
| ,, રામલક્ષ્મણાચાર્ય પંડિત | ,, ઠાહ્યાભાઇ આદરભાઇ મેજીસ્ટ્રેટ |
| ,, શાસ્ત્રી ઇશ્વરલાલ શર્મા | ,, દિ૦ બ૦ રતિલાલ લાખિયા |
| ,, શેઠ પેસ્તનજી | ,, ઉમેદભાઈ અમીન |

ગીતા મહિલા મંડળ

| | |
|---|---|
| શ્રી જયકોર બહેન સાકરવાળાં | શ્રી જીવકોર બહેન, શેઠ હીરાલાલ ત્રીકમલાલ |
| ,,મણિબહેનશેઠહિંમતલાલમોતીલાલ | ,, સરસ્વતી બહેન નંદલાલ બોડીવાળા. |
| ,, નન્દુ બહેન બ૦ કાનુગા. | ,, લીલાવતી બહેન દેસાઈ |
| ,, અતિલક્ષ્મી બહેન વ૦ ઠાકોર | ,, સોનબાઇ ભાણાભાઇ |
| ,, ચતુરલક્ષ્મી બહેન દિવાન | ,, શાન્તા બહેન પટેલ |

શ્રી રવિવાર ભજન મંડળ તરફથી

શ્રી રામલક્ષ્મી બહેન, શ્રી લક્ષ્મી બહેન જાની ઇત્યાદિ.

સમાચાર પત્રોમાં જે દિવસે ઉકત સૂચના નિકળી, તે દિવસે સાંજે ચિનાઈ શેઠની સાથે પૂર્વ નિશ્ચિત કાર્યક્રમ અનુસાર સ્વામીજી મુંબઇ ગયા અને ત્યાં માધવ બાગમાં ગીતાની કથાનો આરંભ કર્યો. એ પ્રસંગમાં એક દિવસ પ્રસિદ્ધ ગીતાધર્મપ્રેમી, ધર્મજ નિવાસી પટેલ ઇશ્વરભાઈના આગ્રહભર્યા આમંત્રણથી

તેમના 'ઈશ્વર નિવાસ' માં પણ પહેલાંની પેઠે સ્વામીજી પધાર્યા હતા. રજત-જયંતીના સમાચારથી હર્ષિત થઈને સહ કુટુંબ ઈશ્વરભાઈએ સ્વામીજી ની પાદ પૂજા કરી.

## મુંબઈ માધવબાગમાં શ્રી ગીતારજતજયંતી મહોત્સવનો ઉપક્રમ





પવદી એકાદશીને દિવસે માધવબાગના શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં ગીતારજતજયંતી મહોત્સવના ઉપલક્ષ્યમાં ઉત્સવ કરવામાં આવ્યો, તેને સારૂ મંદિરમાં શ્રી-ફળો ( નારિએળો ) જેમના ઉપર સોના ચાંદીના વર્ક ચોડેલા હતા તેની સાંગી, ( એક પ્રકારનો ચોક પુરવાની રચના ) કરવામાં આવી હતી. તેના ઉપર વિજળીનો પ્રકાશ દર્શકોના ચિત્તને સ્થિર કરી દેતો હતો. આ રચના ઘણીજ સુંદર હતી, જોવા યોગ્ય હતી, જોવાથીજ તેનો બરાબર ખ્યાલ આવે એવી હતી. 'ગિરા અનયન, નયન બિનુ વાની' 'અવસિ દેખિએ દેખન જોગૂ'એ ચોપાઈયો યાદ આવતી હતી.

તે સમયે સ્વામી શ્રી વિદ્યાનંદજીએ શ્રી લક્ષ્મીનારાયણની આરતિ ઉતારી ભેટ અર્પણ કરી હતી. તે વખતે મંદિરમાં લગભગ દશ બાર હજાર આદમિયોની ભારે ભીડ જામી હતી, તેથી મંદિરના પટ ( દરવાજા ) રાતે બે કલાક વધારે ખુલ્લા રાખવા પડયા હતા. શ્રી લક્ષ્મીનારાયણ મંદિર તરફથી પણ ગીતા રજતજયંતીમહોત્સવના પુન્ય કર્મમાં સહાયતા કરવામાં આવી.

માધવબાગમાં શ્રી લક્ષ્મીનારાયણજીની એક સન્યાસીને હાથે આરતી ઉતાર્યાનો આ સર્વપ્રથમ અવસર હતો. હવે અમદાવાદમાં થનારા ગીતારજત-જયંતીમહોત્સવના સમાચાર મુંબાઈની જનતાને માલમ પડી ગયાહતા. તે સાંભળીને કેટલાક આદમિયો એ સ્વામીજીને કહ્યુ—'મહારાજ ! આ અનુષ્ઠાન કરવાથી પણ જો લડાઈ શાંત ન થઈ જાય તો આપ શું કરશો ? સ્વામીજી એ તેના ઉત્તરમાં કથામાં જ કહ્યું કે—'ગીતાપ્રચારના પચીસ વર્ષ પૂરાં થયા, તેના ઉપલક્ષ્યમાં રજતજયંતીમહોત્સવ ઉપર વિશ્વશાંત્યર્થ પંચમહાયજ્ઞો તથા સવાપચીસ લાખ ગીતાપારાયણ કરવામાં આવશે અને દૃઢ વિશ્વાસ છે

કે જે કાર્ય શ્રદ્ધા અને શાસ્ત્ર વિધિ પ્રમાણે કરવામાં આવે છે. તે અવશ્ય સફળ થાય છે, તેમ છતાં પણ જો યુરોપનુ યુદ્ધ બધ નહી થઈ જાય તો યજ્ઞોના અંતમાં લડાઈનો અંત આવતા સુધી હું નર્મદા કે ગંગાના તટ ઉપર તપસ્યા કરવાને ચાલ્યો જઈશ' આ ઘોષણા સાભળીને માધવબાગમાં કથામાં બેઠેલી જનતામાં ખળભળાટ મચી ગયો. તે સમયે માધવબાગના પ્રતિનિધિ શેઠ વિઠ્ઠલદાસે કથા માંજ ઉઠીને સર્વે જનતાને લક્ષ્ય કરીને કહ્યું—સ્વામીજીએ પોતાની જે પ્રતિજ્ઞાની સૂચના આપેલી છે. હમો તેની વિરૂદ્ધ છીએ. સ્વામીજી ઉપદેશ કરીને લાખો મનુષ્યોનું જે કલ્યાણ કરી રહેલા છે એજ તેમની સર્વથી મોટી તપસ્યા છે. શ્રી લક્ષ્મીનારાયણની ઈચ્છા હશે તો તપસ્યા પૂર્વેજ લડાઈની આગ ઠંડી થઈ જશે.' તે પછી શેઠ જીવણલાલ ચિનાઇએ કથામાં ઉઠીને કહ્યું—'આવી મોટી વિપત્તિના સમયમાં જ્યારે સર્વનાં મન અશાંત થઈ રહેલાં છે ત્યારે આપના ઉપદેશામૃતથી લોકોને શાંતિ મળે છે એજ આપનું મોટું તપ છે.'

એ સાંભળી માતા બહેનોના વિશાળ સમૂહમાંથી એકી સાથે એવા અવાજ નિકળ્યા કે—'હજી આપને તપ કરવાની આવશ્યકતા નથી. આ અશાંત વાતાવરણમાં ધૈર્ય અને શાંતિપ્રદાન કરવાને સારૂ આ વખતે આપને જનતાની સાથેજ રહેવાનું ઉચિત થશે. જપ, તપ, પૂજા પાઠ તો હમારે સારૂ છે, આપતો અમારા જેવાંને માર્ગ દર્શન કરાવો એજ આપનું મહત્‌ તપ છે.' આપ, જો કોઈ એકાંત જગોમાં તપ કરવા જશો તો તેનાથી હજારો જનોની ઈશ્વરીય માર્ગાવલોકન ક્રિયામાં અવરોધ પડશે.'

તે પછી કથામાં ઉભા થઇને શ્રી જમનાદાસભાઇએ ત્યાં બેઠેલા સર્વે ભાઈ બહેનો ને કહ્યું—'આપ સર્વે નરનારી એક મત થઇને કહો કે—સ્વામીજી જન કલ્યાણનાં સર્વે કામ કરે, પણ લડાઈના અંત સુધી તપશ્ચર્યા કરવાનો એ વિચાર છોડી દે.' આ પ્રસંગનો ઉલ્લેખ મુંબઈના 'ગુજરાત સમાચાર' તા. ૧૯-૧-૪૫ માં નીચે લખ્યાનુસાર થએલો હતો—

## લોક-આપતની નિવૃત્તિને સારૂ સ્વામી વિદ્યાનંદજી મહારાજ તપ કરશે.



લડાઈથી જનતા ઉપર ભયકર આપત્તિ આવી પડેલી છે. એ વિપત્તિના નિવારણને સારૂ યુદ્ધની સમાપ્તિ સુધી સ્વામી શ્રી વિદ્યાનંદજી તપશ્ચર્યા કરવાના છે, એમ વિશ્વસ્ત સૂત્રથી માલમ પડયું છે. વર્તમાન સમયમાં તેઓ મુંબઈમાં છે. અહીંથી થોડા વખત પછી તેઓ અમદાવાદ જવાના છે. પહેલેથી નિશ્ચિત કરેલા કાર્યક્રમ પ્રમાણે ત્યાં તેઓ એક મહાયજ્ઞ કરનારા

છે. તે પછી તેમનો વિચાર અમદાવાદ છોડીને નર્મદા અગર ગંગા નદીના તટ ઉપર કોઈ એકાંત સ્થાનમાં તપસ્યા કરવાનો છે.'

# મુંબઇની જનતાનો શ્રી ગીતારજતજયંતી-મહોત્સવમાં અપૂર્વ સહયોગ-





મુંબઈની કથામાં અમદાવાદના ગીતારજતજયંતીમહોત્સવના સમાચાર સાંભળી તથા સમાચાર પત્રોમાં વાંચી, મુંબઈ નગરની શ્રદ્ધાળુ દાનવીર જનતા, હજારો રૂપિયાનો યજ્ઞોપયોગી સામાન પોતાના ઉમંગથી વગર માગે આવીને આપવા લાગી. એ જોઈને સ્વામીજીએ કથામાં લોકોને કહ્યું—'મુંબઇ નિવાસી ભાઇયો તથા બહેનો ! આપ સર્વેએ આ ગીતારજતજયંતી-મહોત્સવ પ્રતિ ઘણો પ્રેમ પ્રગટ કરેલો છે. યજ્ઞ થવાના સમાચાર સાંભળતાંજ આપ સર્વ હજારો રૂપિયાનો સામાન લાવો છો. હવે ખ્યાલ રાખજો કે આપ-લોક જે ચીજ લાવો તે પહેલા અહીં પૂછયા કરો. તેનાથી એમ થશે કે, એક જ વસ્તુ આવશ્યકતાથી વધુ નઆવી જાય અને આવશ્યક વસ્તુ રહી ન જાય.' તે પછી લોકો પૂછી પૂછીને ચીજો લાવવા લાગ્યા.

તે દરમિયાન ત્યાનાં કેટલાક સદ્ગૃહસ્થોએ પોતાના નામથી 'ગીતા-રજતજયંતી મહોત્સવ' માં સહયોગ આપવાને સારૂ એક વિજ્ઞાપન કઢાવ્યુ. તેનો ભાવ એ હતો કે—'પચીસ વર્ષથી સતત અનુષ્ઠિત ગીતા પ્રચારના ઉપલક્ષ્યમાં થનારા ગીતારજતજયતી મહોત્સવના અવસર ઉપર જનતાના આગ્રહથી સ્વામીજીના તત્ત્વાવધાનમાં અમદાવાદ નગરમાં જગતની શાંતિને સારૂ જે પચમહાયજ્ઞો તથા ગીતાનાં સવા પચીસ લાખ પારાયણો થશે, એ કાર્યોમાં આપણે સર્વેએ તન, મન તથા ધનથી સહયોગ આપવો જોઈએ, આજ સુધી આપણે સ્વામીજીને મુખેથી જે ગીતાનો ઉપદેશ સાંભળેલો છે તથા તેનાથી શિક્ષા મેળવી છે, તેના ફળ સ્વરૂપ મુંબઈની જનતાને ઘેરેઘેર આજ ગીતાના શબ્દ સંભળાઈ રહ્યા છે તેનાથી મુંબઈની જનતા પરિચિત છે.' આ વિજ્ઞાપનના નિવેદકોનાં કેટલાંક નામ નીચે પ્રમાણે છે—

શેઠ જીવણલાલ ચુનીલાલ ચિનાઈ
" મનોહરદાસ ત્રિભુવનદાસ માધવબાગવાળા
" ધર્મસી મુલરાજ ખટાઉ
" ધર્મદાસ ત્રિભુવનદાસ
" ચિમનલાલ મકાતી
" ખટાઉભાઈ માવજીભાઈ
" તુલસીદાસ છગનલાલ
" લક્ષ્મીદાસ ગોકુલદાસ તેજપાલ
" ચંદુલાલ છોટાલાલ
" છગનલાલ નાગરદાસ
" ઈશ્વરભાઈ બહેચરભાઈ પટેલ

શેઠ લલ્લુભાઈ નાગરદાસ
" ગોવર્ધનદાસ ત્રિભુવનદાસ સર મંગલદાસ વાળા.
" કલ્યાણજી માવજી શેઠીયા
" કિશનદાસ જગમોહનદાસ
" કાનજી મુલજી સિક્કા
" રણછોડદાસ જેઠાભાઈ ઠક્કર
" દલપતભાઈ મંછારામ
" હીરાલાલ સોલીસીટર
" વાડીલાલ ચુનીલાલ
" મોહનલાલ સાકરચંદ પરીખ

## કેટલીક બહેનોનાં નામ.

શ્રી ગુરૂવાર ગીતામહિલામંડળ
શ્રીમતિ માણેક બહેન
" સરસ્વતી બહેન
" લીલાવતી બહેન
" આરમણી બહેન
" ત્રિવેણી બહેન
" નન્દાબહેન ચિનાઈ
" કંકુ બહેન ખટાઉ

શ્રીમતિ લક્ષ્મી બહેન
" સરસ્વતી બહેન
" ચંચળ બહેન
" હેમલતા બહેન સોલીસીટર
" સોમી બહેન
" મણિ બહેન
" ભીખુબહેન ચંદુલાલ જે૦ પી૦ ઈત્યાદિ

તે પછી યજ્ઞને નિમિત્તે આવેલો સર્વ સામાન લઈને સ્વામીજી અમદાવાદ ગયા. અમદાવાદના સ્ટેશન માસ્તર ખાન સાહેબે કાયદાની મર્યાદામાં રહીને હરેક પ્રકારની સગવડ કરી આપી હતી. તેમણે સ્વામીજીને એ પણ કહ્યું હતું કે—'આજ કલકે મુસીબત કે જમાને મેં આપ રાહેખુદા ( ઈશ્વરીમાર્ગ ) મેં જો નેક કામ કર રહે હૈં, ઉસમેં મુઝ નાચીજ કે કાબિલ (લાયક) જો ખિદમત ( સેવા ) હો, ઉસે પૂરી કરને કે લિએ મૈં બખુશી ( બહુ ખુશીથી ) તૈયાર હૂં.'

સ્વામીજીના અમદાવાદ આવ્યા પછી મહોત્સવ સંબંધી જે કાર્યવાહી થઈ. તેનું વિવરણ તા૦ ૬—૨—૪૫ ના 'સંદેશ' માં નીચે પ્રમાણે પ્રકાશિત થએલું હતું—

# શ્રી ગીતારજતજયંતી મહોત્સવની ધામધૂમ સાથે તૈયારિયો

## - આગામી રવિવારે શ્રી ગીતાધ્વજારોહણની ભવ્ય ક્રિયા.




ગીતામંદિરમાં ગીતારૌપ્ય મહોત્સવની તૈયારિયો શીઘ્રતાથી થઈ રહેલી છે. સ્વામી શ્રી વિદ્યાનંદજી મુંબઈથી આવી ગયા છે. અને પોતે જાતે દરેક કામની દેખરેખ રાખે છે. મુંબઈથી યજ્ઞને સારૂ હજારો રૂપિયાનો સામાન આવી ગયો છે. નાગપુરના પ્રસિદ્ધ પેન્ટર ઇંગળે આવી ગયા છે. તેમણે ચિત્ર કામ શરૂ કરી દીધું છે, તથા રંગનું કામ ગણેશભાઈ કરે છે.

ગીતામંદિરની પાછળનું મોટું મેદાન મળી ગયુ છે અને ગીતામંદિરના કંપાઉન્ડની પાછલી દિવાલ તોડી તેની સાથે મેદાનને જોડી દેવામાં આવ્યુ છે.

પાણી, વીજળી તથા તંબુઓ, કુટિરો ઉભી કરવાની યોજના થઈ રહેલી છે. તેને સારૂ સરકારમાંથી જરૂરી પરવાનગી લેવાને સારૂ અરજીયો મોકલી દેવામાં આવી છે. એ વિશાળ મેદાનની વચ્ચે ચારે ખુણે ચાર તથા મધ્યમાં એક ગાયત્રીપુરશ્ચરણ એ પ્રમાણે પંચમહાયજ્ઞો કરવામાં આવશે. તે દરેકની આગળ પાછળ ફરતા ચાળીસ ચાળીસ ફીટના પહોળા રસ્તા રાખવામાં આવશે. આ ભવ્ય ગીતાનગરની રચનાનો નકશો એન્જીનીયર બનાવી રહેલા છે. અને તેને સારૂ જરૂરી સામાન ખરીદાય છે. આ પ્રમાણે સર્વ કામ ઘણી જલદી થઈ રહેલું છે. આ બનાવવાનું સર્વ કામ હરિભાઈ ભાણાભાઈ તનતોડ મહેનતથી કરે છે. ગયે રવિવારે યજ્ઞમંડપોનાં માપ થઈ ખીલીઓ મારી દેવામાં આવી છે.

આગામી રવિવારે શ્રી શિવરાત્રીના મહાપર્વને દિવસે સાંજે છવાગે શ્રી ગીતાધ્વજારોહણની ભવ્ય વિધિ કરવામાં આવશે. આધ્વજાનો દંડ લગભગ બાવન ફીટ ઉંચો થશે. આ સમયે અમદાવાદ તથા અન્યત્રથી ધાર્મિક આચાર્ય, સંત, મહંત તથા ભક્ત લોક પધારશે હજારો આદમિયો સમક્ષ આ ધ્વજોત્તોલન થશે અને તે પછી મંડપ બનાવવાનું કામ શાસ્ત્રવિધિથી શરૂ થશે.

ગુજરાત કાઠિયાવાડમાં હજારોની સંખ્યામાં ગીતાપારાયણ શરૂ થઈ

ગયાં છે. હજી સુધી જે ભાઈ બહેનો એ પારાયણ શરૂ ન કર્યાં હોય તેમને પ્રારંભ કરવાની પ્રાર્થના છે. સ્વયંસેવકોનાં નામ લખાય છે—( સંદેશ ).

આ સંબંધમાં તા. ૧૧–૨–૪૫ ના 'ગુજરાત સમાચાર' માં જે વિવરણ છપાએલુ હતું તે નીચે પ્રમાણે છે—

# ઐતિહાસિક મહાયજ્ઞનો સમારંભ

## સર્વ સંપ્રદાયોના આચાર્યોની ઉપસ્થિતિ

### સવા પચીસલાખ ગીતાપાઠ,





શ્વ યુદ્ધની ભયાનક જ્વાલાઓથી સમસ્ત વિશ્વ ત્રસ્ત થઈ ગયું છે. અસંખ્ય માનવોનો સંહાર ચાલુ છે. માનવતારૂપ દ્રૌપદીનાં ચીરહરણજ નહી પરંતુ તેના પ્રત્યેક અંગ ઉપર ભયંકર આઘાત થઈ રહેલા છે. આધિભૌતિક પશુબળે, જગતના માનવ સમાજના પ્રાણવાયુનો અવરોધ કર્યો છે. આ વિકરાળ, વ્યાપક રાક્ષસી બળને કબજામાં લાવનાર આધ્યાત્મિક બળ જાણે લુપ્તજ થઈ ગયુ હોય એમ પ્રતીત થાય છે. આ મારકાટના વિકટ પ્રસંગોમાં ભારતીય પ્રજાએ ભૂત કાળમાં જગન્નિયંતાને પ્રગટ થવાની એટલે કે અવતાર લેવાની પ્રાર્થના કરી હતી અને પ્રભુએ પ્રગટ થઇને માનવતારૂપ દ્રૌપદીની રક્ષા કરેલી હતી. એજ ઇતિહાસનું હવે પુનરાવર્તન થશે, ત્યારેજ વિશ્વયુદ્ધનો દાવાનળ શાંત થઇ શકશે. એમ ભારતીય પ્રજા માને છે.

કેવળ મહાગુજરાતમાંજ નહીં, પરંતુ સમસ્ત ભારત વર્ષમાં શ્રીમદ્ ભગવદ્ગીતાના આદર્શોના પ્રચારને અર્થેંજ જીવન ધારણ કરનાર 'મહામંડળેશ્વર શ્રી વિદ્યાનંદજી મહારાજ આજ ગુજરાતના આ પ્રધાન નગરમાં પૂર્વોક્ત ઉદ્દેશની સિદ્ધિને સારૂ એક ઐતિહાસિક મહાયજ્ઞ સમારંભ કરી રહેલા છે. આ કૃત્ય મહાગુજરાતના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે.

શ્રી ગીતાજીમાં અસીમ જ્ઞાન ભંડાર ભરેલો છે. તેના શબ્દે શબ્દ વર્ચસ્વપૂર્ણ છે, હજારો વર્ષ વીતી જવા છતાં પણ તેના ભવ્ય આદર્શોને અંધકારની છાયા અડકી શકતી પણ નથી. એ વાણીના સવા પચીસ લાખ પાઠ, અખિલ વિશ્વના વાતાવરણમાં કઇંક શાંતિનાં પવિત્ર દર્શન કરાવશે એવો વિશ્વાસ

છે, બળતા ઝળતા માનવ હૃદયોમાં આધ્યાત્મિક બળ ઉત્પન્ન કરશે એવી હમારી દ્રઢ શ્રદ્ધા છે. ધાર્મિક જનતા આ મહાયજ્ઞમાં અવશ્ય ભાગ લેશે.

# શ્રી ગીતારજતજયંતી મહોત્સવ

## ની

### સ્વાગતસમિતિ

### અમદાવાદ ના સદસ્ય.

સ્વામી શ્રી ૧૦૮ શિવાનંદજી મહારાજ યોગિરાજ ધન્વન્તરિગુરૂ

મહંત શ્રી ૧૦૮ હરનારાયણ ગિરિજી મહારાજ

શેઠ શ્રી હિંમતલાલ મોતીલાલ
" હીરાલાલ ત્રિકમલાલ
" રમણલાલ ફકીરભાઈ પટેલ
" ચિમનલાલ હરિલાલ નગરી
" રતિલાલ નાથાલાલ
" ચિમનલાલ ગિરધરદાસ
" દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી
" ભગવાનદાસ તેજાજી ખારાવાળા
" મોહનલાલ ચુનીલાલ, જમનાદાસ દયાલજી વાળા
" જયંતીલાલ અમૃતલાલ શોધન
" ડાહ્યાભાઈ છોટાલાલ
" હરિદાસ અચરતલાલ
" માણેકલાલ ચુનીલાલ ચિનાઈ
" અમૃતલાલ હરગોવિંદદાસ
રા૦ બા૦ ડાહ્યાભાઈ આદરભાઈ ફ૦ ક૦ મેજીસ્ટ્રેટ
દિ૦ બા૦ રતિલાલ જીવણલાલ લાખિયા

શેઠ શ્રી જીવણલાલ ચુનીલાલ ચિનાઈ
" રમણલાલ લલ્લુભાઈ
" નંદલાલ ચુનીલાલ બોડીવાળા
" ગોવિંદલાલ માણેકલાલ
" સાકરલાલ બાલાભાઈ
" ચંદ્રકાંતભાઈ જગાભાઈવાળા
" જેસિંગભાઈ ભોગીલાલ ચિનાઈ
" માણેકલાલ મોતીલાલ
" પ્રાણલાલ ભીખાભાઈ
" છોટાલાલ હીરાચંદ
" નરસિંહલાલ લલ્લુભાઈ
" ભોગીલાલ બાલાભાઈ
" ત્રિભુવનદાસ હરગોવિંદદાસ
" નરોતમદાસ જેઠાલાલ ભાલકિયા
" બાલકૃષ્ણ પુરૂષોત્તમદાસ પુરાણી
" બાલાભાઈ અંબારામ દલવાડી
શ્રી મૂલચંદભાઈ આશારામ એડવોકેટ
" ડૉક્ટર નવનીતરાય પુ૦ વ્યાસ

શ્રી૦ અંબાલાલ દામોદરદાસ ભટ્ટ
બી૦ એ૦ જે૦ પી૦
" રમણલાલ આનંદલાલ જાની
" ગિરિજાશંકર હરિશંકર જોશી
" ઈશ્વરલાલ કચરાલાલ શાસ્ત્રી
" બુધાલાલ હરિલાલ મારફતિયા
" કેશવલાલ ડાહ્યાભાઈ હલવાઈ
" મણિલાલ જેઠાલાલ દલાલ
" ચંદુલાલ જેઠાલાલ, મગનલાલ
બાપુજીવાળા
" ચંદુલાલ બાપાલાલ ચોકસી
" ચંદુલાલ હરગોવિંદદાસ મોદી
" ગણેશલાલ
" આત્મારામ ગોવર્ધનદાસ
" કેવશલાલ રણછોડલાલ ભગત
દૂધવાળા મહાજન તરફથી
" છક્કડભાઈ લલ્લુભાઈ

શ્રી રામકૃષ્ણ ડાહ્યાભાઈ શેઠ
" રણછોડલાલ વ્રજલાલ પોચાલાલ
" બાલાભાઈ વાડીલાલ મારફતિયા
" પુંજાલાલ પ્રભુદાસ કોન્ટ્રાકટર
" વાડીલાલ નરસિંહદાસ રંગવાલા
" હરિભાઈ બાપુભાઈ કૉન્ટ્રાકટર
" બેચાભાઈ રણછોડદાસ હલવાઈ
" શાંતિલાલ વાડીલાલ શાહ
" લક્ષ્મીદાસ વિઠ્ઠલદાસ બ્રહ્મક્ષત્રિય
" પુરૂષોત્તમદાસ સી૦ બ્રહ્મભટ્ટ
" ચંદુલાલ મગનલાલ વીજળીવાળા
" પેસ્તનજી કુંવરજી કોમીસેરીએટ
" ગોવિંદલાલ દલસુખરામ પરિખ
" હીરાલાલ કૃપારામ દેસાઈ
" મુલચંદભાઈ ત્રિભુવનદાસ
" ફકીરભાઈ સુખી
" ઉમેદભાઈ અમીન



## મહિલા સદસ્યાઓનાં નામ

શ્રીમતી જયકોરબહેન નરોત્તમદાસ
સાકરવાળાં
" જીવકોરબહેન હીરાલાલ
" ઉર્મિલાબહેન રસિકલાલ
ચિનાઈ
" ભીખુબહેન ચંદુલાલ
જલુંધવાળાં જે૦ પી૦
" અતિલક્ષ્મીબહેન બી૦ ઠાકોર
" ચતુરલક્ષ્મીબહેન જી૦ દિવાન
" સોનબાઈ બાપુભાઈ

શ્રીમતી મણિબહેન હિંમતલાલ
મોતીલાલ શેઠ
" નંદાબહેન ચિનાઈ
" સરસ્વતી બહેન નંદલાલ
બોડીવાળા
" નંદુબહેન
કાનુગા ડૉકટર
" લીલાવતી બહેન હ૦ દેસાઈ
" શાન્તા બહેન પટેલ
શ્રી રવિવારભજનમંડળીની બહેનો



## બહારના નગર તથા ગ્રામોના સદસ્ય

### મુંબઈ

શેઠ શ્રી મનોહરદાસ ત્રિભુવનદાસ માધવબાગવાળા
" ધરમસી મુલરાજ ખટાઉ
" તુલસીદાસ છગનલાલસોનાવાળા.
" છગનલાલ નાગરદાસ શેરદલાલ
" કલ્યાણજી માવજી શેઠિયા
" દલપતરામ મંછારામ
" ચિમનલાલ અમથાલાલ મકાતી
" વાડીલાલ ચુનીલાલ ચાંદીવાળા
" ગોરધનદાસ ટી૦સરમંગલદાસવાળા
" વિઠ્ઠલદાસ દ્વારકાદાસ

શેઠ શ્રી ધરમદાસ ત્રિભુવનદાસ માધવબાગવાળા
" લાલદાસ ત્રિભુવનદાસ
" ઇશ્વરભાઈ બહેચરભાઇ પટેલ
" ચંદુલાલ છોટાલાલ શાહ
" મોહનલાલ સાકળચંદ
" રણછોડદાસ જેઠાભાઈ
" હીરાલાલ મોતીલાલ સોલીસીટર
" મંગળદાસ ચુનીલાલ ચાંદીવાળા
" કિસનદાસ સર મંગલદાસવાળા
" જેઠાભાઇ ખટાઉ. રામદાસની કું૦

### નાગપુર

શેઠ શ્રી માધવભાઇ તુલસીદાસ એમ્પ્રેસમિલવાળા
" જયશંકરભાઇ ત્રિવેદી
શ્રીયુત્ રામલાલ તુલીસાહેબડાયરેક્ટર સી૦ પી૦ સ્વાસ્થ્યવિભાગ
રા૦ બા૦ લાલા જયનારાયણ મોહનલાલ

શેઠ શ્રી મનજીભાઇ દાનાભાઈ ચૌહાણ કોન્ટ્રાકટર
શ્રીયુત્ ભવાની શંકર નિયોગી હાઈકોર્ટ જજ
રા૦ બા૦ હીરાલાલ વર્મા રિટાયર્ડ જીલ્લામેજિસ્ટ્રેટ

### રાયપુર

શેઠ શ્રી બાલકિશનદાસ નથાની

### અમરાવતી

શ્રીમાન્ અંબાશંકર વલ્લભજીભાઈ

### અકોલા

શ્રી જગન્નાથજી ( બીસનદયાળ સી૦)

### ત્રિચિનાપલ્લી.

શેઠ શ્રી છબીલદાસ વિઠ્ઠલદાસ ઝવેરી.

### કલકત્તા, ઝરિયા.

શ્રી શેઠ ખટાઉ માવજી શેઠીયા. કોલીયારી પ્રોપ્રાઇટર
" હરિશંકરભાઇ, કોલિયારી પ્રો૦
" શ્રી બાબુ કૃપાશંકરજી
" હાઉદયાળ કોઠારી સં૦ મુ૦ કટરાવાળા

શ્રી. અ૦ સૌ૦ કંકુ બહેન ખટાઉ માવજી શેઠીયા.
શ્રી શેઠ પુરૂષોત્તમદાસ ડી૦ સોનપાળ કોલિયારી પ્રોપ્રાઇટર
રિ૦ બા૦ ડી૦ ડી૦ ઠક્કર કોલિયારી પ્રો૦
શ્રીમતી પૂર્ણાબાઈ શાલમિયા

ગીતાધ્વજારોપણના ભવ્ય સમારંભમાં ઉપસ્થિત થવાને સારૂ સાંજના પાંચ વાગતા શ્રદ્ધાળુ શ્રી પુરૂષોનો ભારે સમૂહ ઉભરાવા માંડ્યો. મેદાનની વચ્ચે ગગનચુંબી ગીતાધ્વજ દંડ આરોપિત કરવામાં આવ્યો હતો, તેની પાસેજ પૂજન વિધિ તથા ધાર્મિક ક્રિયા થતી હતી.

આ અવસર ઉપર સ્વયંસેવકો તથા પોલિસનો ઉત્તમ પ્રબંધ હતો. સમારંભમાં ઉપસ્થિત થનારાં તમામ શ્રી પુરૂષોનો સ્વામી શ્રી વિદ્યાનંદજી પોતે જાતે સત્કાર કરતા હતા. સ્વામીજીના આમંત્રણથી સર્વ સંપ્રદાયોના આચાર્ય તથા શ્રીમાન પધાર્યા હતા. આ ગીતાધ્વજારોપણનો પ્રસંગ એક અદ્ભુતજ હતો, કે જ્યાં સવ સંપ્રદાયોના આચાર્યોની ઉપસ્થિતિ એકત્ર અવલોકન કરવામાં આવતી હતી. સ્વામીજીની આજ્ઞાથી શેઠ હિંમતલાલ મોતીલાલ, શેઠ જીવણલાલ ચુનીલાલ ચિનાઈ, શેઠ ગોવિંદલાલ માણેકલાલ, શેઠ હરિદાસ તથા ચિમનલાલ નગરી એ ગીતાધ્વજારોપણની પૂજા વિધિમાં ભાગ લીધો હતો.

સમારંભના પ્રારંભમાં સ્વામી શ્રી વિદ્યાનંદજીએ કહ્યું—'સંન્યાસી સંપ્રદાયના મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી ( બંને ), ગોસ્વામી સંપ્રદાયના શ્રી લાલજી બાવા, શ્રી જગન્નાથ મંદિરના મહંત શ્રી નરસિંહદાસજી, શ્રી નીલકંઠ અખાડાના મહંતજી ( પ્રતિનિધિ ) શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહંતજી, શ્રી સરયુપ્રસાદના મંદિરના મહંતજી, શ્રી રામાનુજ સંપ્રદાયના આચાર્ય, શ્રી રામસ્નેહી સંપ્રદાયના મહંત શ્રી ઘાસીરામજી તથા વિદ્વન્મંડળ આ પવિત્ર કાર્યમાં આપ એકત્ર થયા છો. હું આપ માન્ય પુરૂષોનાં દર્શન કરીને ઘણાજ આનંદનો અનુભવ કરૂ છું. હું આપ લોકોનો સત્કાર કરૂ છું.

સર્વ આચાર્યોએ શ્રી ગીતાદેવીના ભવ્ય સ્વરૂપનું સ્વાગત કરીને હર્ષ પ્રગટ કરતાં કહ્યું—'શ્રી ગીતામંદિર અમદાવાદનું એક ધામ બની ગયુ છે.'

## ગોસ્વામી શ્રી લાલજી બાવાનું ભાષણ




સ્વામી શ્રી લાલજી બાવાએ આ પ્રસંગમાં કહ્યું—'આ સમયની અશાંતિ આધ્યાત્મિક આરાધના વિના દૂર થઈ શકવાની નથી. પ્રભુની સતુકંપારૂપ મેઘ વૃષ્ટિજ આ દાવાનળને શાંત કરી શકે તેમ છે. તેની કૃપા પ્રાપ્તિનાં સરળ સાધન યજ્ઞ, તપ આદિ અનુષ્ઠાનજછે સ્વામીજીના પચીસ વર્ષ સુધીના નિરંતર ગીતાપ્રચારોપલક્ષ્યમાં થનારા શ્રી

ગીતારજતજયંતીસમારંભ ઉપરનું આ ગીતાધ્વજારોપણ એ અનુષ્ઠાનોનું પહેલું અંગ છે. ભગવતી મૂર્તિમતી શ્રી ગીતાદેવી સમક્ષ નિષ્પન્ન થનારા પંચમહાયજ્ઞ તથા ગીતાપારાયણ લોકોનું કલ્યાણ કરે, એવા હું આશીર્વાદ આપુ છું,

તે પછી સંન્યાસ આશ્રમના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજીએ કહ્યું—'સંપૂર્ણ દેશ ઉપર આવેલી મહતી આપત્તિની નિવૃત્તિને સારૂ ગીતામાતાની છત્રછાયા તથા સ્વામીજીની અધ્યક્ષતામાં થનારા પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણ પ્રભુપ્રાપ્તિનાં સાધન બનીને જનતાનું કલ્યાણ કરે, એવી કામના હમે, આ ગીતાનગરની ધ્વજા નીચે શુભ સંકલ્પ દ્વારા, ભગવાનની પાસે કરીએ છીએ આ સવા પચીસ લાખ ગીતા પારાયણનું સદ્અનુષ્ઠાન મહાભારત પછી આજ પહેલુંજ જોવામાં આવ્યું છે.

અનંતર હરિદ્વારના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી બોલ્યા કે—'શાસ્ત્રોમાં યજ્ઞ, અધ્યયન તથા દાનને જગતના કલ્યાણનાં સાધન બતાવ્યાં છે. તેમાં યજ્ઞને પ્રધાનતા આપવામાં આવેલી છે, કારણ કે તેનાથી દેવતા શીઘ્ર પ્રસન્ન થાય છે અને તેઓ મનુષ્યનું ભલુ કરે છે. સ્વામી વિદ્યાનંદજી દ્વારા અનુષ્ઠિત પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણોથી દેવતા સંતુષ્ટ થઈને વિશ્વનું કલ્યાણ કરે તેને સારૂ આ ગીતા ધ્વજારોપણ રૂપમાં એ અનુષ્ઠાનોનો ઉપક્રમ કરવામાં આવેલો છે. જ્યાં સાક્ષાત્ ભગવતી ગીતામાતા બિરાજમાન છે, ત્યાં થનારાં સદ્ અનુષ્ઠાનોથી જગતનું કલ્યાણ થશે એવી હું આશા રાખુ છું.'

તેજ પ્રમાણે શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહારાજશ્રીએ કહ્યું—'આ મહાયજ્ઞો તથા લાખો ગીતાપારાયણોથી જગતનું કલ્યાણ થશે. જ્યારે જ્યારે આવી વિપત્તિયો આવેલી છે ત્યારે ત્યારે તેમનાં નિવારણ આવાં દેવકાર્યોથીજ થએલાં છે. સ્વામી શ્રી વિદ્યાનંદજીનું આ આયોજન સમયોચિત છે. હમો ગીતાદેવીની પ્રાર્થના કરીએ છીએ કે, એ આદ્યાશક્તિ કલ્યાણ કરે.'

શ્રી રામાનુજાચાર્યના પ્રતિનિધિએ સ્વામીજીના પચીસ વર્ષના ગીતાપ્રચારની પ્રશંસા કરતાં, યજ્ઞો વિશ્વકલ્યાણનું સાધન હોવાનું બતાવ્યુ તથા ગીતાદેવીના સાક્ષાત સ્વરૂપની પ્રતિષ્ઠાથી ગીતાપ્રચારના કાર્યની જાગૃતિને પ્રોત્સાહન પ્રાપ્ત થશે એમ જણાવીને હર્ષ પ્રગટ કર્યો.

પછી શેઠ રમણલાલ લલ્લુભાઈ એ કહ્યું—'આજનો દિવસ ચિરસ્મરણીય રહેશે. આજે સનાતનધર્મની પતાકા ઉંચી કરવામાં આવી છે. પચીસ વર્ષથી

શ્રી બાબુ પન્નાલાલ ઠાલમિયા — શ્રી બાબુ ભગવાનલાલજી.

વડોદરા.

નગર શેઠ શ્રી રાજમિત્ર રતનલાલ મ૦ હરિભક્તિ — સ્વામી શ્રી આત્માનંદજી મહારાજ
રાજરત્ન પ્રોફેસર શ્રી માણેકરાવજી
શ્રી રાજરત્ન શેઠ ચતુરભુજ ચીમનલાલ — શેઠ શ્રી રણછોડલાલ હરગોવિંદદાસ.
" " હીરાલાલ છગનલાલ — " મગુભાઈ મનસુખ ભાણાવાળા
શેઠ શ્રી ઉમેદભાઈ ડાહ્યાભાઈ પટેલ — " બકોરભાઈ હરગોવિંદદાસ ઠક્કર
શ્રીમાન્ મણિભાઈ જશભાઈ દેસાઈ — " લાલભાઈ, ચુનીલાલ શરાફ
રાજરત્ન ડૉ૦ માણેકલાલ અ બારામ — " રમણલાલ ચુનીલાલ

ધરમજ

શ્રી ત્રિભુવનદાસ ગિરિધરદાસ પટેલ — શ્રી કિશોરભાઈ ગિરિધરદાસ પટેલ
શ્રી મણિભાઈ ગિરિધરભાઈ — શ્રી મદનલાલ ઈશ્વરભાઈ પટેલ

કાશી

વેદમૂર્તિ શ્રીમાન્ સ્વામી રામાનંદજી મહારાજ, સન્યાસિ સમ્રાટ્ — શેઠ શ્રી જે૦ રણછોડદાસ
શ્રીયુત ચિરજીલાલ શાસ્ત્રી

ભુજ (કચ્છ)

શ્રી રા. રા. યશશ્ચન્દ્રભાઈ મોતીલાલ મહેતા. ચીફ જડ્જ કચ્છ સ્ટેટ

રાજકોટ

(૧) રાણા સાહેબ શ્રી ત્રિભુવનરાય દુલેરાય દિવાન (૨) શ્રી મોરારજીભાઈ કોટેચા

ભાવનગર

શેઠ શ્રી મગનલાલ નાનાભાઈ — શ્રીયુત નાયબ દિવાન સુરતી સાહેબ

દ્વારકા

ડૉ. જયંતીલાલ, વડોદરા ધારા સભાના સભ્ય

જૂનાગઢ

મહંત શ્રી બ્રહ્મચારી રામાનંદજી મહારાજ — શેઠ શ્રી પ્રભુદાસ બલિયા

આફ્રિકા.

શ્રીમાન્ રાવજીભાઈ ઈશ્વરભાઈ — શ્રીમાન્ નરહરિભાઈ પટેલ
" રાવજીભાઈ પટેલ — " ચુનીભાઈ મગનભાઈ અમીન.
" વલ્લભદાસ રણછોડદાસ ઠક્કર — " ડાહ્યાભાઈ વી૦ પટેલ
" કાનજીભાઈ લીલાધર દેવાણી — " શ્રી કૃષ્ણચન્દ્ર ઍન્ડ કૉ.

# ગીતા નગરમાં ધ્વજારોપણ.



પૂર્વ નિશ્ચયાનુસાર ગીતારજતજયન્તીમહોત્સવના ઉપલક્ષ્યમાં, ગીતાનગરમાં જે ગીતાધ્વજારોપણની કાર્યવાહી કરવામાં આવી હતી તેનું વીવરણ તા૦ ૧૩-૨-૪૫ ના 'સંદેશ' માં નીચે લખ્યા પ્રમાણે પ્રકાશિત થએલું હતું—

**અમદાવાદમાં ગીતામંદિર નૂતન ઇતિહાસ રચે છે.**

**ગીતાશૈષ્ય મહોત્સવનો ભવ્ય આરંભ.**

**સર્વ સંપ્રદાયોના આચાર્યો દ્વારા એકી સાથે ગીતાધ્વજારોહણ.**

**દશ હજારથી પણ વધુ ભારે સમૂહ તથા આચાર્યો અને શ્રીમાનોની ઉપસ્થિતિમાં ધાર્મિક અવસર ઉપર પહેલી વાર ધ્વજવંદન.**

ગત રવિવારે તા૦ ૧૧ મી મહાશિવરાત્રીને પવિત્ર દિવસે શ્રી ગીતામંદિરના પાછલા મેદાનમાં અમદાવાદમાં ઐતિહાસિક ગીતાધ્વજારોપણનો ભવ્ય સમારંભ હજારો સ્ત્રી પુરૂષોના સમૂહ સમક્ષ અર્થાત્ શહેરના અગ્રગણ્ય મિલ માલિકો તથા, પ્રતિષ્ઠિત નાગરિકો તથા મહિલાઓની ઉપસ્થિતિમાં, સર્વ સંપ્રદાયોના આચાર્યોને હાથે એકી સાથે ધ્વજા ફરકાવવામાં આવી હતી.*]

અમદાવાદમાં આ પહેલોજ અવસર હતો કે જ્યારે સવ સંપ્રદાયના મહાપુરૂષ આચાર્યોએ એકજ કૃત્યમાં એકી સાથે ભાગ લીધો હોય. સંપૂર્ણ દ્રશ્ય ખૂબ ઉત્સાહમય હતું. સ્વામી શ્રી વિદ્યાનન્દજીએ શૈષ્ય મહોત્સવનું જે મહત્ કાર્ય ઉપાડેલું છે, તેમા તેઓ શ્રી કૃષ્ણ ભગવાન દ્વારા ગીતામાં કહેલા 'निमित्तमात्र भव सव्यसाचिन्' અનુસાર પોતે પોતાને નિમિત્તમાત્ર માને છે. અને આ સર્વ કામ અમદાવાદની જનતાનું બતાવે છે. જનતાનો ઉત્સાહ અને સહયોગ જોતાં જણાવે છે કે, જાણે એ કામ એ લોકોના પોતાના ઘરનુંજ હોય. સ્વામીજીએ પચીસ વર્ષ સુધી અહીંજે ગીતાનો પ્રચાર કર્યોછે તેના શૈષ્ય મહોત્સવ ઉપર જનતા સાથ આપીને સ્વામીજી પ્રતિ કૃતજ્ઞતા પ્રગટ કરી રહેલી છે.

* આ પ્રસગે પ્રથમ સ્વામીજીએ વ્યાખ્યાન આપતા સર્વ આચાર્યો પ્રતિ સન્માન પ્રગટ કર્યું. પછી સર્વના હાથમા ધ્વજાની દોરી પકડાવી અને સર્વ આચાર્યોએ એ દોરીને એકી સાથે ખેચી એ રીતે સર્વને હાથે એકી સાથે ધ્વજા ફરકાવવામા આવી.

ગીતાધ્વજારોપણના ભવ્ય સમારંભમાં ઉપસ્થિત થવાને સારૂ સાંજના પાંચ વાગતા શ્રદ્ધાળુ સ્ત્રી પુરૂષોનો ભારે સમૂહ ઉભરાવા માંડ્યો. મેદાનની વચ્ચે ગગનચુંબી ગીતાધ્વજ દંડ આરોપિત કરવામાં આવ્યો હતો, તેની પાસેજ પૂજન વિધિ તથા ધાર્મિક ક્રિયા થતી હતી.

આ અવસર ઉપર સ્વયંસેવકો તથા પોલિસનો ઉત્તમ પ્રબંધ હતો. સમારંભમાં ઉપસ્થિત થનારાં તમામ સ્ત્રી પુરૂષોનો સ્વામી શ્રી વિદ્યાનંદજી પોતે જાતે સત્કાર કરતા હતા. સ્વામીજીના આમંત્રણથી સર્વ સંપ્રદાયોના આચાર્ય તથા શ્રીમાન પધાર્યાં હતા. આ ગીતાધ્વજારોપણનો પ્રસંગ એક અદ્‌ભુતજ હતો, કે જ્યાં સવ સંપ્રદાયોના આચાર્યોની ઉપસ્થિતિ એકત્ર અવલોકન કરવામાં આવતી હતી. સ્વામીજીની આજ્ઞાથી શેઠ હિંમતલાલ મોતીલાલ, શેઠ જીવણલાલ ચુનીલાલ ચિનાઈ, શેઠ ગોવિંદલાલ માણેકલાલ, શેઠ હરિદાસ તથા ચિમનલાલ નગરી એ ગીતાધ્વજારોપણની પૂજા વિધિમાં ભાગ લીધો હતો.

સમારંભના પ્રારંભમાં સ્વામી શ્રી વિદ્યાનંદજીએ કહ્યું—'સંન્યાસી સંપ્રદાયના મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી ( બને ), ગોસ્વામી સંપ્રદાયના શ્રી લાલજી બાવા, શ્રી જગન્નાથ મંદિરના મહંત શ્રી નરસિંહદાસજી, શ્રી નીલકંઠ અખાડાના મહંતજી ( પ્રતિનિધિ ) શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહંતજી, શ્રી સરયુપ્રસાદના મંદિરના મહંતજી, શ્રી રામાનુજ સંપ્રદાયના આચાર્ય, શ્રી રામસ્નેહી સંપ્રદાયના મહંત શ્રી ઘાસીરામજી તથા વિદ્વન્મંડળ આ પવિત્ર કાર્યમાં આપ એકત્ર થયા છો. હું આપ માન્ય પુરૂષોનાં દર્શન કરીને ઘણાજ આનંદનો અનુભવ કરૂં છું. હું આપ લોકોનો સત્કાર કરૂં છું.

સર્વ આચાર્યોએ શ્રી ગીતાદેવીના ભવ્ય સ્વરૂપનું સ્વાગત કરીને હર્ષ પ્રગટ કરતાં કહ્યું—'શ્રી ગીતામંદિર અમદાવાદનું એક ધામ બની ગયુ છે.'

## ગોસ્વામી શ્રી લાલજી બાવાનું ભાષણ




સ્વામી શ્રી લાલજી બાવાએ આ પ્રસંગમાં કહ્યું—'આ સમયની અશાંતિ આધ્યાત્મિક આરાધના વિના દૂર થઈ શકવાની નથી. પ્રભુની સનુકંપારૂપ મેઘ વૃષ્ટિજ આ દાવાનળને શાંત કરી શકે તેમ છે. તેની કૃપા પ્રાપ્તિનાં સરળ સાધન યજ્ઞ, તપ આદિ અનુષ્ઠાનજછે સ્વામીજીના પચીસ વર્ષ સુધીના નિરંતર ગીતાપ્રચારોપલક્ષ્યમાં થનાર શ્રી

ગીતારજતજયંતીસમારંભ ઉપરનું આ ગીતાધ્વજારોપણ એ અનુષ્ઠાનોનું પહેલું અંગ છે. ભગવતી મૂર્તિમતી શ્રી ગીતાદેવી સમક્ષ નિષ્પન્ન થનારા પંચમહાયજ્ઞ તથા ગીતાપારાયણ લોકોનું કલ્યાણ કરે, એવા હું આશીર્વાદ આપુ છું,

તે પછી સંન્યાસ આશ્રમના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજીએ કહ્યું—'સંપૂર્ણ દેશ ઉપર આવેલી મહતી આપત્તિની નિવૃત્તિને સારૂ ગીતામાતાની છત્રછાયા તથા સ્વામીજીની અધ્યક્ષતામાં થનારા પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણ પ્રભુપ્રાપ્તિનાં સાધન બનીને જનતાનું કલ્યાણ કરે, એવી કામના હમે, આ ગીતાનગરની ધ્વજા નીચે શુભ સંકલ્પ દ્વારા, ભગવાનની પાસે કરીએ છીએ આ સવા પચીસ લાખ ગીતા પારાયણનું સદ્અનુષ્ઠાન મહાભારત પછી આજ પહેલુંજ જોવામાં આવ્યુ છે.

અનંતર હરિદ્વારના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી બોલ્યા કે—'શાસ્ત્રોમાં યજ્ઞ, અધ્યયન તથા દાનને જગતના કલ્યાણનાં સાધન બતાવ્યાં છે. તેમાં યજ્ઞને પ્રધાનતા આપવામાં આવેલી છે, કારણ કે તેનાથી દેવતા શીઘ્ર પ્રસન્ન થાય છે અને તેઓ મનુષ્યનું ભલુ કરે છે. સ્વામી વિદ્યાનંદજી દ્વારા અનુષ્ઠિત પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણોથી દેવતા સંતુષ્ટ થઇને વિશ્વનું કલ્યાણ કરે તેને સારૂ આ ગીતા ધ્વજારોપણ રૂપમાં એ અનુષ્ઠાનોનો ઉપક્રમ કરવામાં આવેલો છે. જ્યાં સાક્ષાત્ ભગવતી ગીતામાતા બિરાજમાન છે, ત્યાં થનારાં સદ્ અનુષ્ઠાનોથી જગતનું કલ્યાણ થશે એવી હું આશા રાખુ છું.'

તેજ પ્રમાણે શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહારાજશ્રીએ કહ્યું–' આ મહાયજ્ઞો તથા લાખો ગીતાપારાયણોથી જગતનું કલ્યાણ થશે. જ્યારે જ્યારે આવી વિપત્તિયો આવેલી છે ત્યારે ત્યારે તેમનાં નિવારણ આવાં દેવકાર્યોથીજ થએલાં છે. સ્વામી શ્રી વિદ્યાનંદજીનું આ આયોજન સમયોચિત છે. હમો ગીતાદેવીની પ્રાર્થના કરીએ છીએ કે, એ આદ્યાશક્તિ કલ્યાણ કરે.'

શ્રી રામાનુજાચાર્યના પ્રતિનિધિએ સ્વામીજીના પચીસ વર્ષના ગીતાપ્રચાર ની પ્રશંસા કરતાં, યજ્ઞો વિશ્વકલ્યાણનું સાધન હોવાનું બતાવ્યુ તથા ગીતાદેવીના સાક્ષાત સ્વરૂપની પ્રતિષ્ઠાથી ગીતાપ્રચારના કાર્યની જાગૃતિને પ્રોત્સાહન પ્રાપ્ત થશે એમ જણાવીને હર્ષ પ્રગટ કર્યો.

પછી શેઠ રમણલાલ લલ્લુભાઈ એ કહ્યું—'આજનો દિવસ ચિરસ્મરણીય રહેશે. આજે સનાતનધર્મની પતાકા ઉંચી કરવામાં આવી છે. પચીસ વર્ષથી

ગીતાધ્વજારોપણના ભવ્ય સમારંભમાં ઉપસ્થિત થવાને સારૂ સાંજના પાંચ વાગતા શ્રદ્ધાળુ સ્ત્રી પુરૂષોનો ભારે સમૂહ ઉભરાવા માંડ્યો. મેદાનની વચ્ચે ગગનચુંબી ગીતાધ્વજ દંડ આરોપિત કરવામાં આવ્યો હતો, તેની પાસેજ પૂજન વિધિ તથા ધાર્મિક ક્રિયા થતી હતી.

આ અવસર ઉપર સ્વયંસેવકો તથા પોલિસનો ઉત્તમ પ્રબંધ હતો. સમારંભમાં ઉપસ્થિત થનારાં તમામ સ્ત્રી પુરૂષોનો સ્વામી શ્રી વિદ્યાનંદજી પોતે જાતે સત્કાર કરતા હતા. સ્વામીજીના આમંત્રણથી સર્વ સંપ્રદાયોના આચાર્ય તથા શ્રીમાન પધાર્યાં હતા. આ ગીતાધ્વજારોપણનો પ્રસંગ એક અદ્‌ભૂતજ હતો, કે જ્યાં સર્વ સંપ્રદાયોના આચાર્યોની ઉપસ્થિતિ એકત્ર અવલોકન કરવામાં આવતી હતી. સ્વામીજીની આજ્ઞાથી શેઠ હિંમતલાલ મોતીલાલ, શેઠ જીવણલાલ ચુનીલાલ ચિનાઈ, શેઠ ગોવિંદલાલ માણેકલાલ, શેઠ હરિદાસ તથા ચિમનલાલ નગરી એ ગીતાધ્વજારોપણની પૂજા વિધિમાં ભાગ લીધો હતો.

સમારંભના પ્રારંભમાં સ્વામી શ્રી વિદ્યાનંદજીએ કહ્યું—'સંન્યાસી સંપ્રદાયના મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી ( બંને ), ગોસ્વામી સંપ્રદાયના શ્રી લાલજી બાવા, શ્રી જગન્નાથ મંદિરના મહંત શ્રી નરસિંહદાસજી, શ્રી નીલકંઠ અખાડાના મહંતજી ( પ્રતિનિધિ ) શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહંતજી, શ્રી સરયુપ્રસાદના મંદિરના મહંતજી, શ્રી રામાનુજ સંપ્રદાયના આચાર્ય, શ્રી રામસ્નેહી સંપ્રદાયના મહંત શ્રી ઘાસીરામજી તથા વિદ્વન્મંડળ આ પવિત્ર કાર્યમાં આપ એકત્ર થયા છો. હું આપ માન્ય પુરૂષોનાં દર્શન કરીને ઘણાજ આનંદનો અનુભવ કરૂં છું. હું આપ લોકોનો સત્કાર કરૂં છું.

સર્વ આચાર્યોએ શ્રી ગીતાદેવીના ભવ્ય સ્વરૂપનું સ્વાગત કરીને હર્ષ પ્રગટ કરતાં કહ્યું—'શ્રી ગીતામંદિર અમદાવાદનું એક ધામ બની ગયું છે.'

## ગોસ્વામી શ્રી લાલજી બાવાનું ભાષણ




સ્વામી શ્રી લાલજી બાવાએ આ પ્રસંગમાં કહ્યું—'આ સમયની અશાંતિ આધ્યાત્મિક આરાધના વિના દૂર થઈ શકવાની નથી. પ્રભુની અનુકંપારૂપ મેઘ વૃષ્ટિજ આ દાવાનળને શાંત કરી શકે તેમ છે. તેની કૃપા પ્રાપ્તિનાં સરળ સાધન યજ્ઞ, તપ આદિ અનુષ્ઠાનજછે. સ્વામીજીના પચીસ વર્ષ સુધીના નિરંતર ગીતાપ્રચારોપલક્ષ્યમાં થનારા શ્રી

ગીતારજતજયંતીસમારંભ ઉપરનું આ ગીતાધ્વજારોપણ એ અનુષ્ઠાનોનું પહેલું અંગ છે. ભગવતી મૂર્તિમતી શ્રી ગીતાદેવી સમક્ષ નિષ્પન્ન થનારા પંચ-મહાયજ્ઞ તથા ગીતાપારાયણ લોકોનું કલ્યાણ કરે, એવા હું આશીર્વાદ આપુ છું,

તે પછી સંન્યાસ આશ્રમના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજીએ કહ્યું—'સંપૂર્ણ દેશ ઉપર આવેલી મહતી આપત્તિની નિવૃત્તિને સારૂ ગીતા-માતાની છત્રછાયા તથા સ્વામીજીની અધ્યક્ષતામાં થનારા પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણ પ્રભુપ્રાપ્તિનાં સાધન બનીને જનતાનું કલ્યાણ કરે, એવી કામના હમે, આ ગીતાનગરની ધ્વજા નીચે શુભ સંકલ્પ દ્વારા, ભગ-વાનની પાસે કરીએ છીએ આ સવા પચીસ લાખ ગીતા પારાયણનું સદ્અનુ-ષ્ઠાન મહાભારત પછી આજ પહેલુંજ જોવામાં આવ્યુ છે.

અનંતર હરિદ્વારના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી બોલ્યા કે—'શાસ્ત્રોમાં યજ્ઞ, અધ્યયન તથા દાનને જગતના કલ્યાણનાં સાધન બતાવ્યાં છે. તેમાં યજ્ઞને પ્રધાનતા આપવામાં આવેલી છે, કારણ કે તેનાથી દેવતા શીઘ્ર પ્રસન્ન થાય છે અને તેઓ મનુષ્યનું ભલુ કરે છે. સ્વામી વિદ્યાનંદજી દ્વારા અનુષ્ઠિત પંચમહાયજ્ઞ તથા સવા પચીસ લાખ ગીતા પારાયણોથી દેવતા સંતુષ્ટ થઈને વિશ્વનું કલ્યાણ કરે તેને સારૂ આ ગીતા ધ્વજારોપણ રૂપમાં એ અનુષ્ઠાનોનો ઉપક્રમ કરવામાં આવેલો છે. જ્યાં સાક્ષાત્ ભગવતી ગીતામાતા બિરાજમાન છે, ત્યાં થનારાં સદ્ અનુષ્ઠાનોથી જગતનું કલ્યાણ થશે એવી હું આશા રાખુ છું.'

તેજ પ્રમાણે શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહારાજશ્રીએ કહ્યું—'આ મહાયજ્ઞો તથા લાખો ગીતાપારાયણોથી જગતનું કલ્યાણ થશે. જ્યારે જ્યારે આવી વિપત્તિઓ આવેલી છે ત્યારે ત્યારે તેમનાં નિવારણ આવાં દેવકાર્યોથીજ થએલાં છે. સ્વામી શ્રી વિદ્યાનંદજીનું આ આયોજન સમયોચિત છે. હમો ગીતાદેવીની પ્રાર્થના કરીએ છીએ કે, એ આદ્યાશક્તિ કલ્યાણ કરે.'

શ્રી રામાનુજાચાર્યના પ્રતિનિધિએ સ્વામીજીના પચીસ વર્ષના ગીતાપ્રચાર ની પ્રશંસા કરતાં, યજ્ઞો વિશ્વકલ્યાણનું સાધન હોવાનું બતાવ્યુ તથા ગીતાદેવીના સાક્ષાત સ્વરૂપની પ્રતિષ્ઠાથી ગીતાપ્રચારના કાર્યની જાગૃતિને પ્રોત્સાહન પ્રાપ્ત થશે એમ જણાવીને હર્ષ પ્રગટ કર્યો.

પછી શેઠ રમણલાલ લલ્લુભાઈ એ કહ્યું—'આજનો દિવસ ચિરસ્મર-ણીય રહેશે. આજે સનાતનધર્મની પતાકા ઉંચી કરવામાં આવી છે. પચીસ વર્ષથી

ામીજી ગીતાપ્રચાર કરી રહ્યા છે. સર્વથી મોટી અને આનંદની વાત તો એ કે આજ અહીં સર્વ સંપ્રદાયના આચાર્યોએ આ ગીતાધ્વજા ફરકાવેલી છે.'

પછી શેઠ નન્દદાસ હરિદાસે કહ્યું—'આ પ્રસંગથી જનતામાં ધાર્મિક વૃત્તિને ઉત્તેજના પ્રાપ્ત થશે. આજના આપત્કાળમાં યજ્ઞોથી ઘણી શાંતિ થશે. ઘણુંજ ઉત્તમ સુચિન્હ છે કે આજ અહિં સર્વ સંપ્રદાયોના આચાર્યો તથા હાત્માઓ એ એકત્ર થઈને ધ્વજોત્તોલનક્રિયા સંપન્ન કરેલી છે.'

## યજ્ઞકુંડોના ખાત મુહૂર્તની ક્રિયા





જ (તા૦ ૨–૩–૪૫) ગીતાનગરમાં મહાયજ્ઞોના કુંડોનું ખાતમુહૂર્ત કરવામા આવ્યું શેઠ હિમતલાલ મોતીલાલ, ડૉ૦ નવનીતરાય પુરૂષોત્તમરાય, જાની જયંતીલાલ મણિલાલ, તથા ત્રીકમલાલ મકાતી ને હાથે પૂજન વિધિ થઈ તથા મહામંડલેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી (બંને) ના ભ કરકમલોથી ઈંટો સ્થાપિત કરવામાં આવી.

## ગીતામંદિરમાં જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યનું શુભાગમન

### વિશ્વશાંતિને સારૂ યજ્ઞકાર્ય કરવાના આશીર્વાદ





રમહંસ પરિવ્રાજકાચાર્ય જગદ્‌ગુરૂ શંકરાચાર્ય ૧૧૦૮ સ્વામી શ્રી યોગેશ્વરાનંદજી તીર્થ મહારાજ શ્રી ગોવર્ધનપીઠાધીશ્વર રવિવાર તા૦ ૨૫–૩–૪૫ ને દિવસે શ્રી ગીતામંદિર અમદાવાદમાં પરમપૂજ્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ મહામંડલેશ્વરની ગીતાયાના સમયે પધાર્યા. શ્રી ગીતામંદિર, શ્રી ગીતાદેવી, શ્રીગીતાજીની કથા તથા અન્ય વ્યવસ્થાથી પોતે સંતુષ્ટ થયા. તેઓશ્રીએ પોતાનો આનંદ ઉલ્લાસ ાગટ કરતા કહ્યું કે—'ભગવાન સ્વયં શ્રીમુખથી ગીતામાં કહે છે કેઃ—

चतुर्विधा भजन्ते मां जना. सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

'આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી તથા જ્ઞાની, એ ચાર પ્રકારના મનુષ્ય મને ભજે છે.' આ સમયે પ્રજા હરેક પ્રકારનાં દુઃખોથી પીડિત છે અને ભગવાનને આર્તભાવથી પોકાર કરી રહેલી છે. એવે સમયે મહામંડળેશ્વર વિદ્યાનંદજીએ વિશ્વશાંતિને સારૂ લોક હિતાર્થે જે યજ્ઞોના અનુષ્ઠાનનું કાર્ય આરંભેલું છે, તે ઘણુંજ પ્રશંસનીય છે. પરમાત્માએ સ્વયં કહેલું છે કે—'સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા' મેં પ્રજાની સાથેજ યજ્ઞને પણ પેદા કરેલા છે. એ યજ્ઞો કરવા એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. ભગવાન ગીતામાં કહે છે કે—

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्।

જો કર્મ ન કરવામાં આવે તો પ્રજા નષ્ટ થઈ જશે. સર્વ કર્મોમાં યજ્ઞકર્મ ઉત્તમ તથા આવશ્યક છે, યજ્ઞકાર્ય તો ઘેરેઘેર થવાં જોઇએ. હાલમાં એ કાર્ય બંધ પડી ગએલાં છે. એવા સમયમાં પ્રજાના તરફથી મહાયજ્ઞો કરીને મહામંડલેશ્વર શ્રી વિદ્યાનંદજી મહારાજે જગત ઉપર મહાન ઉપકાર કર્યો છે.'

તે પછી શ્રી ગીતાદેવીનાં દર્શન કરીને, તેમણે પોતાનો હર્ષ સૂચિત કરતાં જણાવ્યું કે—'શ્રી ગીતામંદિર જેવું પવિત્ર ધામ તથા મહાયજ્ઞોને જોવાને સારૂ મહામંડળેશ્વર સ્વામી શ્રી વિદ્યાનન્દજી આમંત્રણ નહી આપે તો પણ હું આ કામને મારૂં પોતાનું સમજીને જરૂર આવીશ.' પછી ગીતામંદિરના કાર્યક્રમ સંબંધમાં પણ પૂર્ણ સંતોષ પ્રગટ કર્યો. તથા બનતી કાર્ય સમિતિને આશીર્વાદ આપીને ગીતામાતાની જય ઘોષણા સાથે શ્રીમાન્ આચાર્ય ચરણ વિદાય થયા.

## મહોત્સવની કાર્યકારિણી સમિતિ.

| | |
|---|---|
| પં૦પૂ૦સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ | મહંત શ્રી હરનારાયણગિરિજીમહારાજ |
| શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ | શેઠ શ્રી અંબાલાલ હિમતલાલ |
| ,, હીરાલાલ ત્રીકમલાલ | ,, ચંદ્રકાંતભાઈ મોતીલાલ |
| ,, ત્રિભુવનદાસ હરગોવિંદદાસ | ,, ભોગીલાલ બાલાભાઈ |
| ,, માણેકલાલ મોતીલાલ | ,, રમણલાલ ફકીરભાઈ પટેલ |
| ,, નંદલાલ ચુનીલાલ બોડીવાળા | શ્રીયુત અંબાલાલ દામોદરભાઈભટ્ટજે.પી. |
| શ્રીમતી જયકોરબા સાકરવાળાં | દી૦બા૦ દાદાભાઈ આદરભાઈ મેજીસ્ટ્રેટ |
| શ્રી ભગવાનદાસ ખારાવાળા | શ્રી પેસ્તનજી કુંવરજી કોમીસેરિયટ |
| ડૉ૦ નવનીતલાલ પુરૂષોત્તમદાસ વ્યાસ | ,, રામદાસ ઓધાભાઈ |
| શ્રીયુત બાલકૃષ્ણ પૌરાણિક | ,, વાડીલાલ નરસીદાસ રંગવાલા |



# ગીતા નગરનું ભવ્ય ઉદ્‌ઘાટન



પૂર્વનિશ્ચિત યોજનાનુસાર બુધવારની સાંજે સાત વાગે ધર્મરાજ શેઠ હિંમતભાઈ મોતીલાલને હાથે 'ગીતાનગર' નું ઉદ્‌ઘાટન કરાવવામાં આવ્યું. તે વખતે હજારો સ્ત્રી પુરૂષો ની ભીડ થઈ ગએલી હતી. શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો, વિદ્વાનો, આચાર્યો તથા ઑફીસરો વગેરેની ઘણા મોટા પ્રમાણમાં ઉપસ્થિતિ હતી. લગભગ સવા સાત વાગે 'ગીતાનગર' ના મુખ્ય પ્રવેશ દ્વાર આગળ સ્વામી શ્રી વિદ્યાન દજીની સાથે જુલુસના રૂપમાં, જનતા સાગરનાં પ્રચ ડ મોજાં ઉપર મોજા અથડાતાં હતાં. પ્રાર ભમાં ગીતાના પ દરમા અધ્યાયથી પ્રાર્થના કરવામાં આવી, પછી પ્રવેશ દ્વાર ઉપર પુષ્પ વૃષ્ટિ કરી, ધર્મરાજ શેઠ શ્રી હિંમતભાઈએ પડદો ખેચીને દરવાજાનું ઉદ્‌ઘાટન કર્યું. તે પછી ખાસ રીતે તૈયાર કરાવેલા મંડપમાં જઈને બેઠા.

થોડીવાર સુધી ભગવાનનું ભજન કીર્તન તથા નામ ધ્વનિ થયા પછી સ્વામી શ્રી વિદ્યાન દજીએ ઉત્સાહ ભર્યા વચનોમાં કહ્યું કે—'કર્તાધર્તા તો પ્રભુ છે, એજ ભગવાનની પ્રેરણાથી આટલું મોટું કાર્ય અમદાવાદ નગરે માથે લીધું છે આ ગીતા નગરમાં પચમહાયજ્ઞ થશે. ગીતા પારાયણના સમાચાર જે પત્રો દ્વારા હમારી પાસે આવે છે, તેને જોઈને હું કહી શકુ છું કે સવા પચીસ લાખજ નહી, પણ બલકે ચાળીસ લાખ સુધી પારાયણો પહોંચી જવાની સભાવના છે. હું સર્વત્ર આ યજ્ઞને સારૂ પ્રેમ અને સહયોગ જોઉં છું. હું જેને ટેલીફોન કરૂં છું તે મનુષ્ય તરતજ ઉપસ્થિત થાય છે. અને સોપેલું કાર્ય કરવાના પ્રયત્નમાં લાગી જાય છે. અમદાવાદમાં કદી જોયો કે સાંભળ્યો નહી હોય એવા મહાયજ્ઞોનો દૈવકૃપાથી પ દર દિવસ પછી આરંભ થઈ જશે. આપ લોક તેમાં પ્રેમ અને સહયોગ આપો અને અમદાવાદના નામને દેદીપ્યમાન કરો.'

સ્વામીજીએ આગળ ચાલતાં કહ્યું—'આ યજ્ઞને સારૂ આફ્રિકાથી બસો પાઉન્ડની રકમ અત્યાર સુધીમાં ભેટ તરીકે આવી ગએલી છે. અને કાશીપુરીથી બનારસી વસ્ત્રોના મોટા વ્યાપારી શેઠ જેઠ રણછોડદાસજી તરફથી તથા અન્ય ગુજરાતી શેઠિયા તથા પરિચિતો તરફથી બે હજાર રૂપિયાની રકમ તથા વસ્ત્રો શ્રી ગીતાયજ્ઞને સારૂ આવી ગએલા છે. કાશી ધામમાં, અન્ય લોક જઈને રૂપિયા




ગીતા ના એકાદશાધ્યાયોક્ત શ્રી વિરાટ ભગવાન્

જે કે ગીતાનગરમાં મૌનસાક્ષીરૂપે ૩૫ ફૂટ ઉંચા સ્થાપિત કરવામાં આવ્યા હતા—

ખર્ચ કરે છે, ત્યાંથી 'શ્રીગીતારજતજયંતીમહોત્સવ' ને સારૂ ઉક્ત દ્રવ્યનું આવવું, એવું બતાવે છે કે વિદ્યાના કેન્દ્ર કાશીપીઠમાં શ્રી ગીતાદેવીનું કેટલું મહત્વ છે. તેજપ્રમાણે અન્ય લોકો તરફથી પણ દાનનો પ્રવાહ વહેતો આવે છે.

તેપછી. સ્વામીશ્રીની આજ્ઞાથી ધર્મપ્રાણ શેઠ રમણુલાલ લલ્લુભાઈ તથા શ્રીમાન્ નન્દલાલભાઈ બોડીવાળાએ જનતાનું સ્વાગત ભાષણકર્યું.

આજેજ સવારે શ્રીમતી વીરબાળા વાસુદેવના યજમાનત્વમાં શ્રી સત્યનારાયણ ભગવાનની કથા તથા પૂજ્ય યથાબાદ હિમાલયનિવાસી, વયોવૃદ્ધ મહંત શ્રી એતવારગિરિજીને હાથે મહોન્નત શ્રી વિરાટભગવાનના સ્વરૂપનું ઉદ્‌ઘાટન કરાવવામાં આવ્યું હતું આખો દિવસ સવારના સાત વાગ્યાથી રાતના અગિયાર વાગતા સુધી હજારો સ્ત્રી પુરૂષોની ભીડ ગીતાનગરમાં આવતી રહેતી હતી.

## અમદાવાદમાં ત્રણ દિવસ ગીતા પ્રભાતફેરી






મી શ્રી વિદ્યાનન્દજી મહારાજે એક દિવસ કથામાં કહ્યું કે— 'કાલથી નગરમાં ત્રણ દિવસ સુધી 'શ્રી ગીતા પ્રભાત ફેરી' કરવામાં આવશે. તેમાં જે સ્ત્રી પુરૂષોને આવવું હોય તેમણે સવારમાં આવવું' બીજે દિવસે પ્રાતઃકાળ પહેલાંજ ચાતુર્માસમાં નદીની પેઠે હજારો સ્ત્રી પુરૂષો ભેગાં થઇ ગયાં.

પ્રભાતફેરીમાં સ્વામીજી મહારાજ આગળ ચાલતા હતા, તે પછી મહાત્માઓની મંડળી હતી, તે પછી પ્રતિષ્ઠિત નાગરિકોનો સમૂહ અને તે પછી બહેનોની ટોળી ચાલતી હતી. પ્રાતઃકાળમાં પાંચવાગે ગીતા પ્રભાતફેરીનો જુલુસ, ગીતામંદિરમાંથી નિકળી, કેટલાએ મહેલાઓમાં ફરી નવવાગે 'ગીતાનગર' માં આવી સમાપ્ત થયું એજ ક્રમ અધિક ચૈત્રવદી આઠમ, નોમ તથા દશમ, એ ત્રણ દિવસ ચાલુ રહ્યો. પ્રભાત ફેરીમાં સર્વ નરનારી ગીતાના પંદરમાં અધ્યાયનો પાઠ કરતાં ચાલતાં હતાં. જગો જગોએ સ્વામીજીનું પૂજન થતું હતું.

સમૂહ રૂપમાં ગીતાનો પાઠ બોલી અને સાંભળીને પ્રભાતફેરીમાં સંમિલિત ભક્તજન તથા નગરના લોક આનંદ મંદાકિનીમાં ડુબકાં મારી રહ્યા હતાં. એ આનંદ મુંગાને ગોળના સ્વાદની પેઠે સ્વસંવેદ્ય હોવાથી વર્ણનાતીત છે. પણ અહીં એ કહેવું વધારે પડતું નહીં ગણાય કે આ સમારોહમાં ભાગ લેનારા અને તેનાં દર્શન કરનારા તે સમયના લોકો બધાથી વધારે ભાગ્યશાળી હતા.

# ગીતાનગર રચના



ગીતાનગરની રચના શ્રી ગીતામંદિરની પાછળના (ઈમારતી લાકડાં વેચનારના મહાજનના) મેદાનમાં કરવામાં આવી-હતી. એ મેદાનમાં જવાને સારૂ ગીતામંદિરના કંપાઉન્ડની પાછલી દિવાલ તોડીને રસ્તો કરવામાં આવ્યો હતો. એ મેદાન ચોરસ અને ઘણું મોટું હતું. મેદાનની વચ્ચે ગીતા-ધ્વજસ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો, તે બાવનફીટ ઉંચો હતો. ધ્વજનું વસ્ત્ર ભગવા રંગનું હતું. એક તરફ શ્રી કૃષ્ણાર્જુનનું ચિત્ર તથા બીજીતરફ 'सर्वधर्मान् परित्यज्य' નો પુરોશ્લોક અંકિત કરેલો હતો. જનતાને યજ્ઞમાં દર્શન કરવાની સુલભતા થાય તેને સારૂ ધ્વજસ્તંભને મધ્યબિંદુ રાખીને તેની ચારે તરફ, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણે એંસી એંસી ફીટ માપ પોળા રસ્તા રાખવામાં આવેલા હતા.

### યજ્ઞસંચાલન સમિતિ

શ્રી બાલકૃષ્ણ પુરૂષોત્તમ પૌરાણિક

સનાતનધર્મપ્રચારિણીવિદ્વત્સભાના ઉપસભાપતિ,ગીતામંદિરના ધર્માધ્યક્ષ, શ્રી નટવરલાલમંદિરના ધર્મનિર્ણેતા.

| | |
|---|---|
| વેદચાર્ય પત્ર શ્રીગણપતિરામ | શ્રીમાન્ ગિરિજાશંકરભાઈ જોશી |
| ત્ર્યંબકરામ દવે, યાજ્ઞિક | ,, હરિશંકર જ્યોતિર્વિંદ્ ભૂષણ |
| શ્રી આનંદશંકર મોતીરામ પૌરાણિક | ,, નર્મદાશંકર ત્રિભુવનભાઈ જોશી |
| ,, ઈશ્વરલાલ કચરેશ્વર શાસ્ત્રી | , જીવનલાલ કેશવલાલ દવે |
| ,, નારાયણ પુરૂષોત્તમ દીક્ષિત | , મોતીરામ જ્યેષ્ઠારામ શુકલ |

**શ્રી ગાયત્રીપુરશ્ચરણ અને ગીતાપારાયણ મહાયજ્ઞ** —ધ્વજસ્તંભની એક બાજુએ પુરૂષોત્તમમાસભર વિદ્વાન બ્રાહ્મણો દ્વારા ગાયત્રીપુરશ્ચરણ રૂપ યજ્ઞ કરવામાં આવ્યો હતો. તેની યજમાનિકા અખંડ સૌ૦ ત્રિવેણીબાઈ પ્રાણજીવનદાસ સંઘવી હતાં.

ધ્વજ સ્તંભની બીજી બાજુએ સન્યાસી મહાત્માલોક આખો અધિક માસ રાત દિવસ ચોવીસે કલાક અખંડ શ્રી ગીતાનો પાઠ કરતા હતા. અખંડ ગીતા પારાયણ યજ્ઞની યજમાનિકા અખંડ સૌ૦ દયાલક્ષ્મીબહેન અંબાલાલ ભટ હતાં.

**શ્રી સહસ્ર ચંડીયાગ**—ધ્વજસ્તંભ ને ઉત્તર પશ્ચિમ ખુણે સહસ ચંડીયાગને સારૂ વિશાળ મંડપની રચના કરવામાં આવી હતી. તેના યજમાન ડૉ૦ નવનીતરાય પુરૂષોત્તમરાય વ્યાસ ( સપત્નીક ) હતા .

**અષ્ટોત્તરશત શ્રીમદ્ ભાગવતપારાયણ**:—ગીતાધ્વજની દક્ષિણ પશ્ચિમ દિશામાં શ્રીમદ્ ભાગવતનાં ૧૦૮ પારાયણોનું અનુષ્ઠાન કરવામાં આવ્યુ હતું. તે મંડપની પાસે એક બીજા મંડપમાં મુખ્ય વ્યાસપીઠ બનાવવામાં આવી હતી, જેમાં શ્રોતાઓને શ્રીમદ્ભાગવતની કથા સંભળાવવામાં આવતી હતી. તેના પ્રધાનવક્તા, અમદાવાદના પ્રસિદ્ધ વિદ્વાન્ ધર્માધ્યક્ષ શ્રી બાળકૃષ્ણ પુરૂષોત્તમજી પૌરાણિક હતા. શાસ્ત્રી ઇશ્વરલાલ શર્મા, તથા પં૦ આનંદશંકરજી તેમના સહાયક પ્રવક્તા હતા. તેના યજમાન શ્રી ચિમનલાલ અમથાલાલ મકાતી ( સપત્નીક ) હતા. આ બંને યજ્ઞોનો પ્રયોગ સાત દિવસનો હતો. તેથી તેમનો આરંભ દ્વિતીય ચૈત્ર શુકલ પ્રતિપદાથી કરવામાં આવ્યો હતો.

**વિષ્ણુમહાયાગ**—ધ્વજને ઉત્તર પશ્ચિમ ખુણે વિષ્ણુ મહાયાગનો સમારંભ કરવામાં આવ્યો હતો. તેને સારૂ નિર્મિત વિશાળ મંડપ જોવા જેવો હતો, તેના યજમાન શેઠ જીવણલાલ ચુનીલાલ ચિનાઈ (ચિત્રમયી પત્ની સહિત) હતા.

**મહારૂદ્રયાગ**—પતાકાને ઉત્તર પૂર્વ ખુણે મહારૂદ્રયાગની યોજના કરવામાં આવી હતી. તેના બૃહદાકાર મંડપની રચના શિલ્પ કળા કૌશલનો એક નમૂનો હતો. તેના યજમાનનું પદ શ્રી જયંતીલાલ મણિલાલ જાની ( સપત્નીક ) ને આપવામાં આવ્યુ હતું. આ બંને યજ્ઞોનો પ્રયોગ પાંચ દિવસનો હતો. તેથી તેમનો આરંભ દ્વિતીય ચૈત્રશુકલ તૃતીયાથી કરવામાં આવ્યો હતો.

**વિરાટ સ્વરૂપ**—આ યજ્ઞમંડપોની ઉત્તરની બાજુએ ગીતાના એકાદશ અધ્યાયમાં વર્ણિત પાંતરીસ ફીટ ઊંચા વિશાળ વિરાટ ભગવાનના સ્વરૂપની સ્થાપના કરવામાં આવી હતી. તેમની આગળ બેહાથ જોડીને અર્જુનજી વામન રૂપમાં ઉભેલા હતા.

**શ્રી કૃષ્ણાર્જુન રથ**—વિરાટની પૂર્વે થોડેજ અંતરે એક સુંદર મોટા ભવ્ય રથની રચના કરવામાં આવી હતી. તેને જોડેલા પૂર્ણ માપનો ઘોડા એવા દેખાતા હતા કે જાણે હમણાંજ ગગન મંડળ ભેદીને ઇંદ્રના લોકમાં પહોચી જશે. રથને શ્રી કૃષ્ણ ભગવાન હાંકતા હતા. અને અર્જુનજી તેમાં બેઠેલા હતા સામેની દિવાલ ઉપર યુયુત્સુ ( લઢવાની તૈયારીમાં) પાંડવ કૌરવીય સેનાનું રૂદ્ર પણ મનોહર દ્રશ્ય અંકિત કરેલું હતું.

એ મોટા દરવાજા—વિરાટ સ્વરૂપની પૂર્વ તથા પશ્ચિમની બાજુએ ત્રીસ ત્રીસ ફીટ ઉંચા વિશાળ દરવાજા, જેમની અંદર થઈને અંબાડી સહિત હાથી જઇ શકે એવા, બનાવેલા હતા. એક દ્વાર યજ્ઞ દર્શનને સારૂ હતું અને બીજું કથા મંડપમાં જવાના માર્ગનું હતું. યજ્ઞ દર્શનના દરવાજા ઉપર કાલિયામર્દનનું સુંદર દ્રશ્ય ચિત્રેલું હતું. તે દરવાજાનું શિખર પણ નાગના આકારમાં હતું, જેની વિશાળ ફણા હાલતી રહેતી હતી. બીજા દરવાજાની બંને બાજુએ સૈનિક વેશમાં એક બાજુએ છત્રપતિ શિવાજી તથા બીજી બાજુએ પ્રતાપી મહારાણા પ્રતાપની મૂર્તિઓ હિંદુત્વની રક્ષા કરતી ઉભેલી હતી. એમ પ્રતીત થતુ હતું કે જાણે એ બંને આગંતુક વીર જનતાની શિરસા સમર્પિત શ્રદ્ધાંજલીનો સ્વીકાર કરી રહ્યા હોય. આ મહાપુરૂષોનાં પવિત્ર દર્શનથી દુર્બળ જનતામાં પણ વીરત્વનો ઝણઝણાટ આવી જતો હતો. આ બંને વીર પુરૂષોને, ઉત્સાહ અને સફળતાના પ્રતિક રૂપે દ્વાર ઉપર સર્વ પ્રથમ સ્થાન આપવામાં આવ્યું હતું.

કથામંડપ—ગીતાનગરના પશ્ચિમ ભાગમાં એક ઘણો મોટો વિશાળ, કે જેમાં વીસ પચીસ હજાર શ્રોતાઓ બેસી શકે એવો, કથામંડપ નિર્માણ કરવામાં આવ્યો હતો, તેના ઉપરાંત કથામંડપની બહાર મેદાનમાં પણ તેટલાજ માણસોને ઉભા રહેવાની જગો હતી ભીડ જબરદસ્ત થયા કરતી હતી આટલી મોટી ભીડ થવા છતાં પણ જનતા કથા વ્યાખ્યાનો શાંતિથી સાંભળી શકતી હતી. ચિકાગો રેડિયો કંપનીનાં ધ્વનિવર્ધક ભુંગળા પણ જગો જગોએ લગાવી દેવામાં આવ્યા હતાં, જેનાથી આસપાસની સડકો તથા ગીતામંદિર સુધીની જનતા આનંદથી સ્પષ્ટ પણે પ્રવચનો સાંભળી શકતી હતી સભામંડપ સારાં સારાં ચિત્રો તથા સૂક્તિયોથી સુસજ્જિત થએલો હોવાથી દેવસભા જેવો દેખાતો હતો.

સંતનિવાસ—કથા મંડપની પાસેજ આચાર્યો, મહામંડળેશ્વરો, અખાડાના મહંતો તથા સંતોના નિવાસને સારૂ પટમંડપ અર્થાત્ કપડાં તથા ટાટની કુટિરો બનાવવામાં આવી હતી જે સંખ્યામાં ઘણી હતી.

સ્વયંસેવકોની છાવણી—સંત નિવાસના પાછલા ભાગમાં સ્વયંસેવકોને રહેવાને સારૂ શિબિર ( છાવણી ) બનાવવામાં આવી હતી. અહીં તેમની કવાયત, નિયંત્રણ, શિક્ષા તેમનું પોતાનું ધ્વજવંદન આદિ થતાં હતા.

યાત્રી નિવાસ—મેદાનના દક્ષિણ ભાગમાં યાત્રિયોને માટેસ્થાન બનાવવામાં આવ્યાં હતાં. આગંતુક યાત્રિયોમાં સર્વ તરેહના સ્ત્રી પુરૂષ અતિથિ હતા.

**વિશ્રાંતિ સ્થાન**—યજ્ઞમંડપોની પાસે લોકોને છાયામાં બેસીને આરામ લેવાને સારૂ ચાર શમિયાના ઉભા કરવામાં આવ્યા હતા. કારણકે ગીતામંદિર તથા ગીતાનગર એટલી વિશાળ જગામાં વિસ્તાર પામેલાં હતાં કે, તેમાં ફરીને જોનાર યાત્રી, વિશેષે કરીને સ્ત્રી તથા બાળકો થાકી જતાં હતાં, તેથી આ વિશ્રામઃસ્થાનો લોકો ને અત્યંત ઉપયોગી જણાયાં હતાં.

**પાકશાળા અન્નપૂર્ણા ભંડાર**—મેદાનની પૂર્વ બાજુ ઉપર કોઠાર ભંડારની વ્યવસ્થા કરવામાં આવી હતી. જ્યાંથી સંત મહાત્મા તથા આગંતુક ગૃહસ્થોનો દૂધ, ચા, ભોજન આદિનો પ્રબંધ તથા સેંકડો યાજ્ઞિકો તથા વિદ્વાનોની ફળાહારની વ્યવસ્થા થતી હતી.

**વિજળી, થાણું, બેંક, પોસ્ટ તથા રક્ષાવિભાગ આદિ**—નગરના મેદાનમાં વિજળીનું સ્ટેશન, પોલિસ થાણું બનાવવામાં આવ્યુ હતું. જ્યાંથી પોલિસ કાર્યકર્તા બંને દરવાજાની વચમાં ભરાનારા મેળા ઉપર સરળતાથી દેખરેખ રાખી શકતા હતા. તેની પાસેજ 'નેશનલ સેવિંગ બેંક' ની શાખા ખોલવામાં આવી હતી પોષ્ટ વિભાગના તરફથી નગરમાં 'લેટરબોકસ' પણ લગાડવામાં આવી હતી તથા ટપાલ તાર માટે ખાસ પ્રબધ કરવામાં આવ્યો હતો.

તેની પાસેજ 'ગીતાધર્મ' પત્ર તથા પ્રેસનું કાર્યાલય હતું જ્યાં ઉત્તમોત્તમ ગીતાઓ અન્ય પુસ્તકો તથા ચિત્રો મળતાં હતાં, તેની પાસે 'સંદેશ ભક્તિરસ ગ્રંથમાળા'ની ઑફીસ હતી. તેનાથી આગળ સ્વયસેવક દળનું દફ્તર, તેની પાસે મ્યુનીસિપાલિટિના કામકાજ ઉપર દેખરેખ રાખનારનું સ્થાન, તેની પાસે 'ફાયર બ્રિગેડ' તથા 'એમ્બ્યુલન્સ કાર' ની જગો બનેલી હતી.

મેદાનમાં અલગ અલગ જગોએ યાત્રિયોને પાણી પીવાને સારૂ જળગૃહ ઉભાં કરવામાં આવ્યા હતાં, તેમાં બરફનું શીતળ જળ પાવાનો સુંદર પ્રબંધ હતો, તેમજ જગો જગોએ બીજા છુટા પાણીના નળો ઉભા કરવામાં આવ્યા હતા.

બજારનો પ્રબંધ પણ મેદાનમાં એક તરફ કરવામાં આવ્યો હતો, જ્યાં યાત્રિયોના ખાન પાન તથા અન્ય સામયિક ઉપયોગની ચીજો બરાબર મળ્યા કરતી હતી. દક્ષિણ બાજુએ દૂર ખુણામાં જાજરૂઓનો ઈંતેજામ હતો. જ્યાં નહાવા ધોવાને સારૂ પુરતા પાણીની સગવડ કરવામાં આવી હતી. અસ્તુ,

આ ગીતા રજતજયંતી મહોત્સવ ઉપર મુંબઈ, વડોદરા સૂરત આદિ દૂર દૂરના નગરોથી લોક ઘણી મોટી સંખ્યામાં આવેલા હતા. અમદાવાદનું કોઇ ઘર એવું ખાલી રહેલું નહોતું કે જેમાં કોઈ મહેમાનનો અવર જવર ન

હોય. રેલ, મોટર, ઘોડાગાડી આદિ વાહનો મહોત્સવ નાં યાત્રિયોથી ભરાઈને આવતાં હતાં. અમદાવાદની આસપાસના ગામોની જનતાનો તો જાણે ગીતા નગરમાં સમુદ્રજ ઉમટી પડયો હતો. ગીતામંદિર તથા ગીતાનગરમાં જવાના ઘણા મોટા કહેવાતા રસ્તા ઘણી ભીડને લીધે સાંકડા જણાતા હતા અને ઘણું મોટું ગીતાનગર પણ જનસમૂહના આવરાના પ્રમાણમાં પૂરતુ નહોતું ચાર પાંચ દિવસ તો પોલિસ તેમજ સ્વયસેવકોથી ભીડનું નિયંત્રણ ચેવુજ કઠણ થઈ ગયું ભીડ કાબુની બહાર જાય એવી બ્હીક લાગતી હતી. પણ બુદ્ધિમાન સ્વયંસેવકો તથા સારા કેળવાએલા પોલિસ કાર્યકર્તાઓ તથા ઑફીસરોના પ્રબંધ નૈપુણ્યથી જનતાને જરા પણ અડચણ પડી નહોતી.

ગીતાનગરમાં રોજ દિવસના ભાગમાં જો પાણિનો છંટકાવ ન થતો રહેતો હોત તો આકાશ ધૂપથી ઢંકાએલુજ રહેત અને નગરના રસ્તાઓમાં ખાડા પડી ગયા હોત, પણ મ્યુનિસિપાલિટી' ની પાણીની લારિયો દિવસમાં કેટલી એવાર પાણીનો છંટકાવ કરતી રહેતી હતી.

કથાના પંડાલમાં લોક કલાકો પહેલાં આવીને જંગો રોકી લેતા હતા. અને રાતે આ સર્વમંડપો, બહારથી આવેલા યાત્રિયોને સુવાના કામે ઘણા ઉપયોગી થઈ પડતા હતા.

મહોત્સવમાં પ્રતિદિન ભીડ પણ વધતીજ ચાલી. પણ કોઈ ને કોઈ પણ પ્રકારની અસુવિધા કે દુર્ઘટના થએલી સાંભરેલી નથી.

## ચિમરકાંડના સંબંધમાં ગીતાનગરમાં પ્રાર્થના



મૂર આદિના કેદિયોની ફાંસીની સજા રદ કરાવવાને સારૂ ગીતા નગરમાં પણ સામૂહિક પ્રાર્થના કરવામાં આવી હતી. રવિવારની સાંજે છવાગે લગભગ પંદર હજાર સ્ત્રી પુરૂષો સ્વામીજીની કથા સાંભળવા, એકત્ર થએલાં હતાં. તે સમયે સ્વામી શ્રી ૧૦૮ વિદ્યાનન્દજીએ પોતાની ઉત્તમ લાક્ષણિક શૈલીમાં કથા શરૂ કરતાં કહ્યું—'હું તમામ ભાઈ બહેનોની સંમતિ તથા સાથની ઈચ્છા રાખુ છુકે. ચિમૂર આદિના, ફાંસીની આજ્ઞાપ્રાપ્ત કેદિયો પ્રતિ દયા પ્રદર્શિત કરવાને સારૂ સમ્રાટ્ તથા વાઈસરૉયના ઉપર તારમોકલ-વામાં આવે. તેમાં આપ લોક સંમત છોકે નહી ?'

તે ઉપરથી હજારો શ્રોતાઓના સમૂહે પોતાના હાથ ઉંચા કરી એકમતે સંમતિ જણાવી. તેથી અમદાવાદના હજારો હિંદુઓ તરફથી શ્રીમાન વાઇસરોય તથા સમ્રાટ્ ઉપર નીચે બતાવ્યા પ્રમાણે તાર મોકલવામાં આવ્યો—

'ચિમૂર અને ભારતના અન્ય કેદિયોને ફાંસીની સજાની આજ્ઞા થવાથી દેશમાં ભારે શોક છવાઈ રહ્યો છે. તેથી હમો વિનંતિ કરીએ છીએ કે ફાંસીની સજા રદ કરીને અન્ય પ્રકારનો દંડ દેવામાં આવે. પ્રજા ફાંસીની સજાના અમલને વિઘાતક કૃત્ય તથા જાણી જોઇને કરેલા ખૂન સમાન ગણશે. પછી ભલે એ સજા કાયદા પ્રમાણે હોય. એ સજાના અમલને પરિણામે કટુતાજ વધશે. હમોને વિશ્વાસ છે કે શ્રીમાન સમ્રાટ્ તથા ભારત સરકાર વર્તમાનમાં કટુતામાં પડવાનું નહીં ઇચ્છે.

પ્રેષક—સ્વામી શ્રી વિદ્યાનંદજી, લાખો હિંદુઓના ધર્મ ગુરૂ.

## પંચ મહાયજ્ઞ સપ્તાહ



### ૧—પ્રથમ દિવસનો કાર્યક્રમ (શુક્રવાર તા. ૧૩-૪-૪૪)

આજે રજતજયંતીના, સર્વ કાર્યક્રમોના, પ્રથમ દિવસના સભાપતિ, સ્થાનીય સંન્યાસી આશ્રમના મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજ હતા. લગભગ પચીસ હજાર મનુષ્યોના વિરાટ સમૂહની ઉપસ્થિતિમાં 'શ્રી ગીતા રજતજયંતી મહોત્સવ' ના ઉપલક્ષ્યમાં થનારા વિશ્વશાંતિયજ્ઞોની ઉદ્ઘાટન વિધિ સંપન્ન કરતાં તેમણે કહ્યું—

'જે કેવળ લંગોટીજ પહેરે છે, તથા જેનામાં જન કલ્યાણની ભાવના છે તેજ ખરેખર મહાન છે. યજ્ઞ ઇશ્વરની પ્રસન્નતાને સારૂ કરવામાં આવે છે. ઇશ્વર રાજા છે જીવ પ્રજા છે. જીવને વ્યષ્ટિ તથા ઇશ્વરને સમષ્ટિ કહેવામાં આવે છે. એ સમષ્ટિની પ્રસન્નતાને સારૂ યજ્ઞ કરવામાં આવે છે. આ સમષ્ટિરૂપ પરમાત્માના પ્રસન્ન થવાથી, વ્યષ્ટિ તથા વ્યક્તિની આપત્તિયો દૂર થઈ જાય છે. યજ્ઞમાં દેવતાઓનું આવાહન કરવામાં આવે છે અને યજ્ઞ દ્વારા દેવતાઓને ભાગ પહોંચાડવામાં આવે છે. દેવતા પોતાનો ભાગ લઇને તૃપ્તિનો અનુભવ કરે છે, અને તૃપ્ત દેવગણ જનસમૂહ પ્રાણી માત્રનું કલ્યાણ કરે છે.'

આ સમયે ઘણીજ ભીડ હતી, લોકોનો ઉત્સાહ પ્રશંસનીય હતો. આવો સમારંભ અમદાવાદમાં આ પહેલોજ હતો. તે સમયે મહામંડળેશ્વર, સંન્યાસી,

સાધુ, મહાત્મા, મઠાધીશ, તથા પ્રસિદ્ધ મિલમાલિક, વ્યાપારી, ડૉક્ટર, વકીલ, પ્રોફેસર વિદ્વાન તેમજ બીજા પણ ઘણા અગ્રગણ્ય ભાઈ બહેનોની અતિ અધિક ઉપસ્થિતિ હતી.

પ્રારંભમાં કુમારી સત્યવતી મહેતા એમ૦ એ૦ બી૦ ટી૦નું ભજન થયું પછી બાળિકાઓએ ગીતાજીના પંદરમાં અધ્યાયથી પ્રાર્થના કરી. તે પછી મહોત્સવની સફળતા ઈચ્છતા બહારથી આવેલા ઘણા સંદેશાઓમાંથી થોડા વાંચી સંભળાવવામાં આવ્યા—

૧—શ્રીમાન પ૦ પ૦ મહામંડળેશ્વર સ્વામી શ્રી વિષ્ણુ દેવાનંદગિરિજી હૃષીકેશ કૈલાસાશ્રમથી લખે છે કે—'ૐ નમોનારાયણ, નિમંત્રણને સારૂ ધન્યવાદ, સ્વાસ્થ્ય ઠીક નહી હોવાથી આવી શકાય તેમ નથી. 'ગીતારજતજયંતી મહોત્સવ' ની સફળતા ઈચ્છુ છું'

૨—અખિલ ભારતવર્ષીય હિંદુમહાસભાના પ્રધાન મંત્રી શ્રી કું૦ ચાંદકરણ શારદા અજમેરથી લખે છે કે—'પૂજ્યપાદ! અભિવાદન, નિમંત્રણને સારૂ ધન્યવાદ, આવી શકાય તેમ નથી, મહોત્સવની સફળતા ઈચ્છુ છું.

૩—સિંધ, સક્ખરના 'સાધુવેલા' સ્થાનાધિપતિ, ઉદાસીન સંપ્રદાયના પ્રધાન મહંત મહોદય શ્રી હરિનામદાસજી લખે છે કે—'પૂજ્યપાદ! 'ૐ નમોનારાયણ' નિમંત્રણને સારૂ ધન્યવાદ. આપે ગીતાપ્રચાર દ્વારા જે હિંદુ જાતિનો ઉપકાર કર્યો છે તે પ્રશસનીય છે. આવવાનું બની શકે તેમ નથી, વિશ્વશાંતિ યજ્ઞની નિર્વિઘ્ને સમાપ્તિની કામના કરૂં છું.'

૪—મુંબઈથી સર ચુનીલાલ ભાઈચંદ મહેતા લખે છે—'આવશ્યક કામને સારૂ હું પહેલેથીજ દિલ્હી જવાનું નિશ્ચિત કરી ચુકયો છું. ગીતા રજતજયંતી મહોત્સવનો લાભ લઈ શકાય તેમ નથી. સફળતાની પ્રાર્થના કરૂં છું.'

પ—'કલ્યાણ' પત્રના સંપાદક શ્રીમાન હનુમાન પ્રસાદજી પોદ્દાર લખે છે—'પૂજ્યપાદ! ૐ નમોનારાયણ પત્ર મળ્યો. કાર્યક્રમ ઉત્તમ છે. કાર્ય વ્યગ્રતા ઉપસ્થિતિમાં બાધક થઈ રહી છે, સફળતા ઇચ્છુ છું.'

૬—શ્રીમાન વાંસદા નરેશ (સેક્રેટરી દ્વારા) લખે છે—'પૂજ્યપાદસ્વામીજી મહારાજને નમસ્કાર નિમંત્રણ પત્ર મળ્યો, અસ્વાસ્થ્યથી આવવાનું બની શકે તેમ નથી, સમારંભકાર્યની સફળતા ચાહું છું.'

૭—ભકતરાજ શ્રી જયદયાળ ગોયનકા હૃષીકેશથી લખે છે—'પૂજ્ય-

श्री महाविष्णुयाग के अनुष्ठाता विद्वान् और यजमान।



श्रीमद् १०८ भागवतसप्ताहपारायण यज्ञ के अनुष्ठाता विद्वान और यजमान।

પાદ ! સપ્રેમ હરિસ્મરણ, નિમંત્રણ પત્ર મળ્યો સત્સંગમાં વ્યગ્ર હોવાથી આવવાને અસમર્થ છું. ગીતારૌપ્યજયંતીમહોત્સવની સફળતા ચાહું છું.'

૮—શ્રીમાન્ ગણેશ વિષ્ણુ માવલંકર મુંબઈ એસેમ્બ્લીના ભૂતપૂર્વ અધ્યક્ષ લખે છે—'દર્શનના નિમંત્રણને સારૂ આભારી છું. પૂર્વનિશ્ચિત કાર્યવશ આવવાને અસમર્થ છું. સફળતા ઈચ્છુ છું.'

આ સંદેશાઓ સંભળાવ્યા બાદ રામલક્ષ્મણાચાર્યજીએ વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે—'શ્રી કૃષ્ણની કથન કરેલી ગીતા અચિંત્ય અને અગાધ છે. ગીતાધર્મથીજ જગતનું કલ્યાણ થઈ શકશે. તેની છત્રછાયામાં હિંદુજાતિનું ગૌરવ વધશે. સર્વ સંપ્રદાયોના આચાર્યોએ ગીતાધર્મને માન્યો છે તેમનાજ મત અનુસાર 'ગીતા સુગીતા કર્તવ્યા' છે. આ સમયમાં ગીતાનો પ્રચાર કરીને સ્વામીજીએ મૂર્ત સ્વરૂપમાં પણ બતાવ્યુ છે કે ગીતાદેવીનાં દર્શન કરો, ગીતાનો પાઠ કરો તથા ગીતામાં કહેલા ઉપદેશોને આચરણમાં લાવો. તેનાથી આપનો ઈહામુત્ર લાભ—આ લોકમાં ઉન્નતિ તથા પરલોકમાં કલ્યાણ થશે. આજ પ્રમાણે પહેલાંના યુગોમાં પણ અશાંતિની નિવૃત્તિ યજ્ઞોથી થએલી છે અને હાલ પણ થશે. સ્વામીજીનું આ આયોજન શાંતિપ્રદ થશે.'

વક્તૃતા સમાપ્ત કર્યા પછી આચાર્યજીએ ફરીથી કહ્યું કે—'અહીં આવેલા સર્વ લોકોનું સ્વાગત સમિતિ તરફથી સ્વાગત કરૂ છું.'

તે પછી સ્વામી શ્રી વિદ્યાનંદજીએ પોતાના વ્યાખ્યાનમાં કહ્યું—'ભગવાન શ્રી કૃષ્ણે, ગીતાના અઢારમાં અધ્યાયમાં કહ્યું છે કે જે ગીતાનો પ્રચાર કરે છે તેને મારૂ ધામ પ્રાપ્ત થાય છે, તે જીવની કદી અધોગતિ થતી નથી. મિત્રો, પ્રભુની આ વાણીમાં વિશ્વાસ રાખીને જે કોઈ કાંઈ કામ કરે છે તેને પ્રભુ પૂર્ણ સહયોગ અને સહાયતા કરે છે.

મારા પચીસ વર્ષના ગીતા પ્રચારોપલક્ષ્યમાં ભક્ત લોક જે આ 'ગીતારજતજયંતી મહોત્સવ' ઉજવી રહ્યા છે, તેમાં વિશ્વશાંતિને સારૂ યજ્ઞોની યોજના કરવામાં આવી છે. જગત ઉપર આવેલી આપત્તિ યજ્ઞોથી દૂર થાય છે. કે જેવી રીતે રાજા જનકના રાજ્યમાં દુર્ભિક્ષની અશાંતિ યજ્ઞથી દૂર થએલી હતી. દશરથજીએ પુત્ર પ્રાપ્તિને સારૂ યજ્ઞાનુષ્ઠાન કરેલું હતું. આજકાલના વાતાવરણમાં ઉછરેલા કેટલાક લોકોની સમજ પ્રમાણે યજ્ઞાનુષ્ઠાન તેમને નિરર્થક લાગે છે. પણ થોડો વિચાર કરતા તેમની વિપરીત ધારણા દૂર થઈ જશે.

પ્રથમ મને મુંબઈના લોકોએ આ ઉત્સવ મુંબઈમાં કરવાનું કહેલું હતું.

श्री महाविष्णुयाग के अनुष्ठाता विद्वान् और यजमान।



श्रीमद् १०८ भागवतसप्ताहपारायण यज्ञ के अनुष्ठाता विद्वान् और यजमान।

અંતે સ્વામી શ્રી વિદ્યાનંદજીએ ગીતામંદિરનું ટ્રસ્ટ બનાવ્યાની સૂચના આપી કે, 'તેમાં સંન્યાસી તથા ગૃહસ્થ બંને ટ્રસ્ટી નિયુક્ત કરવામાં આવેલા છે.'

તે પછી શેઠ રમણુલાલભાઈએ સર્વનો આભારમાની પહેલા દિવસના કાર્યની સમાપ્તિની ઘોષણા કરી.

**૨—બીજા દિવસનો કાર્યક્રમ ( શનિવાર તા૦ ૧૪-૪-૪૫ )**

આજ ગીતારૌપ્ય મહોત્સવનો બીજો દિવસ હતો. ભીડ ઘણી હતી. જ્યાં સુધી નજર જતી હતી ત્યાં સુધી માનવ સાગર લેહેરો ખાતો જણાતો હતો. યજ્ઞમાં આવેલા મહાત્માઓનાં દર્શન કરવાને સારૂ જન સમૂહ સોત્સાહ ઉલટી પડયો હતો. શહેરમાં ઘેરઘેર તેનીજ ચર્ચા ચાલતી હતી.

આજના સભાપતિ હિમાલય નિવાસી, ૧૧૯ વર્ષના વયોવૃદ્ધ મહાત્મા શ્રી એતવારગિરિજી મહારાજ નિયત થએલા હતા.

## એકસો ઓગણીસ વર્ષના મહંતજી મહારાજનો ઉપદેશ






ભાપતિ સ્થાનેથી ઉપદેશ આપતાં મહંતજી મહારાજે કહ્યું—'મનુષ્ય જન્મ પ્રાપ્તિ ઘણીજ દુર્લભ છે, તેથી મનુષ્ય જીવનની ક્ષણેક્ષણ પરમેશ્વરનું સ્મરણ કરતા રહેવું જોઇએ. તેથી તેને વ્યર્થ ન જવા દેતા, સાવધાનીથી ભગવાનનું સ્મરણ તથા ધ્યાનમાં જીવનની પળેપળ વ્યતીત કરો. મન-રૂપી મહેલમાં ચોર ન પેસી જાય તેનો ખ્યાલ રાખો. અને જો તે પેઠો હોય તો તેને ખેંચીને બહાર કહાડો. જ્યાં સુધી કામ, ક્રોધ, લોભ, મોહ તમારા શરીરમાં છે, ત્યાં સુધી તમે પરમાત્માને પહોંચી શકવાના નથી.

કામ ક્રોધ મદ લોભ કી, હૈ જિસમેં ભરમાર।
ઘિરે હુવે ઉસ હૃદય મેં, કહાઁ બસેગા પ્યાર॥

પરમાત્માને મનમંદિરમાં બેસાડો એટલે ચોર એની મેળે જ નાસી જશે. 'જ્યાં મન ત્યાં પ્રભુ' અને 'જ્યાં પ્રભુ ત્યાં મન' એ રીતે વર્તો. જ્યારે મનના કરતાં તમારી આત્મશક્તિ વધી જશે ત્યારે મન તમારૂ ગુલામ થઈ જશે. તમારી દુર્બળતાથી મન તમને દાસ બનાવે છે.'

પરંતુ શ્રી ગીતામંદિર અહી હોવાથી તે અમદાવાદમાં સવાપચીસ લાખ ગીતાપારાયણ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો, પરતુ આજ સુધીમાં સમસ્ત ભારતવર્ષમાં થઇને ત્રીસ લાખ ઉપરના પાઠ થએલાની સૂચના મળી ચુકેલી છે.

જ્યારે કુંભમેળો થાય છે ત્યારે ત્યાં મોટા મોટા મહામંડલેશ્વર, આચાર્ય, સાધુ સંત, મહંત એકત્ર થાય છે. આવર્ષે જે ઉજ્જૈન કુંભનો મેળો તે કુંભના મેળાનું દૃશ્ય આજ અમદાવાદમાં શ્રી ગીતામંદિરમાં જોવામાં આવે છે. લગભગ સર્વ સંપ્રદાયનાં આચાર્ય મહાત્મા, આ અવસર ઉપર આવી ગયા છે, અને કેટલાક આવે છે.

આજ, પહેલા દિવસના કાર્યનું સભાપતિત્વ મહામંડળેશ્વર સ્વામી શ્રી કૃષ્ણાનંદજીએ સુશોભિત કર્યું છે. તેમનાં કરકમળોથી ઉત્સવનું ઉદ્‌ઘાટન થએલું છે. આજથી ૧૦૮ સંખ્યક શ્રીમદ્ ભાગવત પારાયણ તથા સહસ્રચંડી યાગનો પ્રારંભ થઈ ગએલો છે.

## મહામંડળેશ્વરજીનું વ્યાખ્યાન



તે પછી આજના કાર્યની સમાપ્તિનું ભાષણ કરતાં મહામંડળેશ્વર શ્રી કૃષ્ણાનંદજીએ સ્વામી શ્રી વિદ્યાનંદજીને લક્ષીને કહ્યું—'મહાપુરૂષોજ મહત્ કાર્ય કરી શકે છે, આવા મહત્વપૂર્ણ કાર્યારંભની ભાવના જગત કલ્યાણને સારૂ મહાપુરૂષોના હૃદયમાં પેદા થાય છે. આજ એજ કાર્યનું દર્શન આપ જોઈ શકો છો. એવું કાર્ય કોઈ સાધારણ મનુષ્યથી બની શકે તેવું નથી.

મહાન તોતેજ વ્યકિત છે કે, જેના શરીર ઉપર એક માત્ર લંગોટી હોય તથા દિલમાં જેને કલ્યાણની ભાવના હોય. સ્વામી શ્રી વિદ્યાનંદજી જેમની પાસે એક માત્ર કફની છે, તેઓ જગતના કલ્યાણને સારૂ સત્કાર્ય કરી રહ્યા છે.

'यज्ञो वै विष्णुः' યજ્ઞ વિષ્ણુનું સ્વરૂપ છે. યજ્ઞથી ઇચ્છિત ફળ મળે છે. જનતાની ઈચ્છા છે કે લડાઇ બંધ થઈ જાય. આથી પ્રભુ એ ઇચ્છા પૂર્ણ કરશે.

સંન્યાસી યજ્ઞ કરે કે ન કરે તે સરખુ છે, તેમને તેના ફળની આવશ્યકતા પણ નથી પરંતુ લોક કલ્યાણને સારૂ મહાત્માઓની પ્રવૃત્તિ હોય છે. તેઓ કાર્યનો આરંભ કરે છે તે લોક સંગ્રહાર્થજ હોય છે. તેજ કારણથી સ્વામીજીને-લોકસંગ્રહી કહેવામાં આવે છે, તેઓશ્રીની એ ઉપાધિજ બની ગઈ છે.'

શ્રી અંબાલાલ ભટ્ટ સ્ટેશન ઉપરથી સ્વાગતની સાથે સભામંડપમાં લઈ આવ્યા અને તેમને આજના સભાપતિનું સ્થાન આપવામાં આવ્યું.

આજે ગઈ કાલ કરતાં વધારે ભીડ હતી. મોરિસટ્રાન્સ્પોર્ટસર્વિસ કંપનીએ પોતાની મોટરો દ્વારા સ્ટેશન અને ભદ્રથી શ્રી ગીતામંદિર સુધી યાત્રિયોને લઈ જવા પ્રબંધ કર્યો હતો. મોટરો ઉપર ગીતામંદિરનાં પાટિયાં હતાં.

## સ્વામી શ્રી ૧૧૦૮ શંકરાચાર્યજીનો ઉપદેશ







ગત ભાષણ થઈ ગયા બાદ, સભાપતિ પદ ઉપર બેસીને શ્રી શંકરાચાર્યજી મહારાજે કહ્યું—'આપ લોકોએ મોટા સમારોહથી અમારૂં સ્વાગત કર્યું છે, તેથી આપ સર્વનો હું આભાર માનું છું, આ સ્વાગત કોઈ વ્યક્તિનું નથી, પરંતુ હમારા પૂજ્યપાદ આચાર્ય શ્રી આદ્યશંકરાચાર્યજી મહારાજનું છે. આજના સમારંભથી એ સિદ્ધ થાય છે કે, ભારતવર્ષમાંથી ધર્મની ભાવના નષ્ટ થઈ ગએલ નથી આવી શ્રદ્ધા આજકાલના નવયુવકો તથા યુવતિયોમાં ઉત્પન્ન થાય તો તેનાથી ભારતનું પરમ કલ્યાણ થઈ જાય. ઘણા લોકો કહે છે કે, ભક્તિ કરવાથી બુદ્ધિમાં કાંઈ પ્રકાશ અગર વિકાસ થતો નથી, પણ તે સત્ય નથી. પૂર્વના ઉત્તમ સંસ્કારથી ભક્તિ અને તેનાથી બુદ્ધિવૈભવ આવી જાય છે.

આજ અહીં એક સાથે ત્રેતા, દ્વાપર અને કલી એ ત્રણે યુગ ઉપસ્થિત છે. ત્રેતામાં યજ્ઞનું પ્રાધાન્ય હોય છે, દ્વાપરમાં ભક્તિ થયા કરે છે તથા કળિયુગમાં ભગવાનનું નામ સ્મરણ થાય છે. અહીં એ સર્વ મોજૂદ છે.

આજ અહીં સ્વામી શ્રી વિદ્યાનંદજી એ સર્વ સમતિથી જે શ્રી ગીતામાતાની મૂર્તિની સ્થાપના કરેલી છે તથા આ પાંચયજ્ઞનો આરંભ કરેલો છે, તેનો લાભ લેવાને હું અહીં આવ્યો છું, હું અહીં ધામ સમજીને પુન્ય પ્રાપ્ત કરવા આવ્યો છું, ઉપદેશ કરવા નથી આવ્યો.

ભગવતી ગીતામાતાના જ્યારે જ્યારે તમે દર્શન કરો, ત્યારે ત્યારે એકાગ્રતાથી કરજો તે સમયે એવી ભાવના રાખો કે હમે મૂર્તિમાં ચૈતન્ય દેવનાં દર્શન કરી રહ્યા છીએ. એવી ભાવનાથી દર્શન કરનારને સત્, ચિત્ તથા આનંદ એ ત્રણેનો અનુભવ થશે. હમોને શ્રી ગીતાદેવીનાં દર્શનથી એવી અનુભૂતિ થઈ છે.

તે પછી તેમણે કહ્યું—'આ જે કામ થઈ રહેલું છે, તેના જેવું અમે હમારી આટલી મોટી ઉમરમાં કદી પણ જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી, અને હવે આગળ થવાની પણ હમને બહુ ઓછી સંભાવના જણાય છે. આ કાર્ય નિઃસંદેહ સંસારના કલ્યાણને સારૂજ છે.'

તે પછી એક પ્રજ્ઞાચક્ષુ મહાત્માએ ગીતા અને ભક્તિના વિષયમાં કહ્યું—'ગીતા સર્વથી શ્રેષ્ઠ પુસ્તક છે. એ વેદોનો સાર છે. ગીતા અને ભગવદ્ભક્તિ એ બંને મનુષ્ય જીવનરૂપી ગરૂડ પક્ષીની મુક્તિના આકાશમાં લઈ જનારી પાંખો છે આટલી મોટી ભીડથી એજ સૂચિત થાય છે કે—' હમો ગીતા અને ભક્તિના પિપાસુ છીએ, અને સ્વામીજી આપણને ગીતામૃત પાય છે. હું પણ ગીતાદેવીની છત્રછાયામાં આવીને મારા સદ્ભાગ્યનો સત્કાર કરૂં છું. કારણ કે—'બિનુ હરિ કૃપા મિલે નહી સંતા' અહીં આવીને સર્વ મહાત્માઓના ઉપદેશ સાંભળવાનો પરમ લાભ, ઈશ્વરની કૃપાથીજ કોઈનેજ મળે છે.'

તે પછી શ્રી રમણલાલ શાસ્ત્રીએ ગીતા ઉપર મનનીય વ્યાખ્યાન આપ્યું.

પશ્ચાત્ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે કહ્યું—'મહાપુરૂષોનાં દર્શનથી શ્રદ્ધાળુ પુરૂષોનું કલ્યાણ થાય છે. આજ આપ અહીં પધારેલા સંતોનાં દર્શન કરો છો. સંસારમાં જે આવાં મહત્ કાર્ય થાય છે તેની પાછળ પ્રભુની પ્રેરણાનું બળ હોય છે. ગીતા જ્ઞાન ધારા આજ સાડા પાંચ હજાર વર્ષથી પ્રવાહિત થઈ રહેલી છે. વચમાં કદી ન્યુનતા આવી જાય છે, તો પ્રભુ કોઈને નિમિત્ત બનાવીને પાછો એ પ્રવાહને વહેતો કરી દે છે, મતલબ કે જ્ઞાન પ્રવાહને સુકાઈ જવા દેતા નથી. આજ હિંદુ સભા, મંદિર, રેડિયો, સિનેમા, કથા સ્થાન અને ગીતામંદિર દ્વારા ગીતાપ્રચારનું કામ ચાલી રહ્યું છે. એ પ્રભુની પ્રેરણાનું પરિણામ છે.' આગળ ચાલતાં સ્વામીજી મહારાજે કહ્યું—'શ્રદ્ધા વગર કોઈ કાર્ય થઈ શકતુ નથી. તેથી આ કાર્યમાં જે લોકોની શ્રદ્ધા ન હોય તે કોઈ પણ વસ્તુ અગર દ્રવ્યાદિ તેમાં આપે નહીં, કારણ કે શ્રદ્ધા વગર આપેલું દાન તામસી હોય છે. હરેક કામ પ્રભુ પૂર્ણ કરે છે. મનુષ્ય તો કેવળ નિમિત્તમાત્ર છે.

તે પછી શેઠ જીવણલાલ ચુનીલાલે ધન્યવાદ આપ્યા કાર્ય સમાપ્ત થયું.

૩—ત્રીજા દિવસનો કાર્યક્રમ ( રવિવાર તા૦ ૧૫-૪-૪૫ )

આજ મહોત્સવનો ત્રીજો દિવસ હતો. આજે શ્રી ૧૧૦૮ સ્વામી શ્રી શંકરાચાર્યજી મહારાજને કેટલાક સંન્યાસિયોના સાથમાં, ઉત્સવના પ્રધાનમંત્રી

શ્રી અંબાલાલ ભટ્ટ સ્ટેશન ઉપરથી સ્વાગતની સાથે સભામંડપમાં લઈ આવ્યા અને તેમને આજના સભાપતિનું સ્થાન આપવામાં આવ્યું.

આજે ગઈ કાલ કરતાં વધારે ભીડ હતી. મોરિસટ્રાન્સ્પોર્ટસર્વિસ કંપનીએ પોતાની મોટરો દ્વારા સ્ટેશન અને ભદ્રથી શ્રી ગીતામંદિર સુધી યાત્રિયોને લઈ જવા પ્રબંધ કર્યો હતો. મોટરો ઉપર ગીતામંદિરનાં પાટિયાં હતાં.

## સ્વામી શ્રી ૧૧૦૮ શંકરાચાર્યજીનો ઉપદેશ





સ્વામી ગત ભાષણ થઈ ગયા બાદ, સભાપતિ પદ ઉપર બેસીને શ્રી શંકરાચાર્યજી મહારાજે કહ્યું—'આપ લોકોએ મોટા સમારોહથી અમારું સ્વાગત કર્યું છે, તેથી આપ સર્વનો હું આભાર માનું છું. આ સ્વાગત કોઈ વ્યક્તિનું નથી, પરંતુ હમારા પૂજ્યપાદ આચાર્ય શ્રી આદ્યશંકરાચાર્યજી મહારાજનું છે આજના સમારંભથી એ સિદ્ધ થાય છે કે, ભારતવર્ષમાંથી ધર્મની ભાવના નષ્ટ થઈ ગએલ નથી આવી શ્રદ્ધા આજકાલના નવયુવકો તથા યુવતિયોમાં ઉત્પન્ન થાય તો તેનાથી ભારતનું પરમ કલ્યાણ થઈ જાય. ઘણા લોકો કહે છે કે, ભક્તિ કરવાથી બુદ્ધિમાં કાંઈ પ્રકાશ અગર વિકાસ થતો નથી, પણ તે સત્ય નથી. પૂર્વના ઉત્તમ સંસ્કારથી ભક્તિ અને તેનાથી બુદ્ધિવૈભવ આવી જાય છે.

આજ અહીં એક સાથે ત્રેતા, દ્વાપર અને કલી એ ત્રણે યુગ ઉપસ્થિત છે. ત્રેતામાં યજ્ઞનું પ્રાધાન્ય હોય છે, દ્વાપરમાં ભક્તિ થયા કરે છે તથા કળિયુગમાં ભગવાનનું નામ સ્મરણ થાય છે. અહીં એ સર્વ મોજૂદ છે.

આજ અહીં સ્વામી શ્રી વિદ્યાનંદજી એ સર્વ સંમતિથી જે શ્રી ગીતા માતાની મૂર્તિની સ્થાપના કરેલી છે તથા આ પાંચયજ્ઞનો આરંભ કરેલો છે, તેનો લાભ લેવાને હું અહીં આવ્યો છું, હું અહીં ધામ સમજીને પુન્ય પ્રાપ્ત કરવા આવ્યો છું, ઉપદેશ કરવા નથી આવ્યો.

ભગવતી ગીતામાતાના જ્યારે જ્યારે તમે દર્શન કરો, ત્યારે ત્યારે એકાગ્રતાથી કરજો તે સમયે એવી ભાવના રાખો કે હમે મૂર્તિમાં ચૈતન્ય દેવનાં દર્શન કરી રહ્યા છીએ. એવી ભાવનાથી દર્શન કરનારને સત્, ચિત્ તથા આનંદ એ ત્રણેનો અનુભવ થશે. હમોને શ્રી ગીતાદેવીનાં દર્શનથી એવી અનુભૂતિ થઇ છે.

આજે શ્રી મહારૂદ્રયાગ તથા મહાવિષ્ણુયાગનો આરંભ થયો. તેમાં મહારૂદ્રયાગમાં સૂર્યકાંત મણિથી અગ્નિ પ્રગટ કરવામાં આવ્યો હતો તથા વિષ્ણુયાગમાં તથા સહસ્રચંડી યાગમાં અરણિમંથનથી અગ્નિ પ્રજ્વલિત કર્યો હતો. આજ નો કાર્યક્રમ શેઠ હીરાલાલ ત્રીકમલાલે સધન્યવાદ સમાપ્ત કર્યો.

### ૪—ચોથા દિવસનો કાર્યક્રમ ( સોમવાર તા૦ ૧૬-૪-૪૫ )

મહોત્સવ નો આજ ચોથો દિવસ હતો. આજના સભાપતિનું સ્થાન પણ શ્રી ૧૧૦૮ સ્વામી શંકરાચાર્યજી મહારાજે શોભાવ્યું હતું. આજની જનતાની ભીડ તો ગજબની હતી. આજ શ્રી જગન્નાથજીના મંદિરના મહંત પરમ તપોનિષ્ઠ શ્રી નરસિંહદાસજી મહારાજ પોતાના અખાડાના બૃહત્ સાધુ મંડળ સાથે સમારોહ સહિત, જેમાં નિશાન, છડી, છત્ર, ચામર આદિ હતાં તે સાથે પગે ચાલીને ગીતામંદિરમા મુખ્ય દ્વારથી પ્રવેશ કરી, શ્રીગીતાદેવીનાં દર્શન કરીને યજ્ઞનારાયણનાં દર્શન કરવાને ગીતાનગરમાં પધાર્યા.

મહંતજીએ યજ્ઞોમાં દીક્ષિત સર્વ બ્રાહ્મણો, આચાર્યો તથા મહાત્માઓનો દ્રવ્ય તથા વસ્ત્રથી સત્કાર કર્યો. પછી ગીતામંદીર તરફથી શ્રી મહંતજી મહારાજનું સન્માનપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું તે પછી મહંત શ્રી નરસિંહ દાસજી મહારાજે કહ્યું કે અમદાવાદની જનતા આ અવસરનો લાભ ઉઠાવે.'

## સ્વામી અદ્વૈતાનંદજીનું ભાષણ






શ્રી શ્રી અદ્વૈતાનંદજી મહારાજ એક ઘણા વિદ્વાન મહાત્મા છે, વિદેશોમાં ભ્રમણ કરી આવેલા છે, ઈંગ્રેજી ભાષા ઉપર પ્રભુત્વ ધરાવે છે. હૃષીકેશ તીર્થની નગર વ્યવસ્થાપક સભા ( મ્યુનિસિપાલિટી ) ના પ્રમુખ થઈને તેમણે બતાવી આપ્યુ છે કે એક ત્યાગી સાધુ બીજાના કરતાં અધિક ઉત્તમ રીતે લોક સેવા કરી શકે છે. તેમણે વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપતાં કહ્યું કે—

'આજકાલ દુનિયામાં કેટલીએ તરેહની વિચાર ધારાઓ વહી રહેલી છે. એક પરમ પ્રાચીન સિદ્ધાંત, બીજી યુરોપીય સંસ્કૃતિ યુક્ત નવીન વિચાર તથા ત્રીજી ઉભય મિશ્રણ અન્ય સર્વ વિચારધારાઓ એ ત્રણેમાં અંતર્ભૂત થઈ જાય છે.

પ્રાચીન રૂઢિવાદી કહે છે કે 'જે જુનું છે એજ ઠીક છે, તેમાં પરિવર્તન કરવાની આવશ્યકતા નથી.' બીજા વિદેશી પ્રભાવાન્વિત માને છે કે, 'જે નવું

છે તે જ ઠીક છે, જુનાથી વિકાસ સાધી શકાતો નથી. તથા ત્રીજાનું કહેવું એમ છે કે, 'એ બંનેમાં જે ઠીક હોય, દેશ કાળાનુકૂળ હોય તેને ગ્રહણ કરી લેવું જોઇએ' એ વિષયમાં મારૂં કહેવું છે. એ બંનેનો સમન્વય કરો.

ધર્મનાં બે અંગ છે, એક સનાતન તથા બીજું આગંતુક પરિવર્તન શીલ એ વાતને સમજવામાં આપણે ભુલ કરી રહેલા છીએ. આપણા ધર્મગ્રંથ શ્રી ગીતામાં એ વાત સારી રીતે સમજાવવામાં આવેલી છે. ગીતામાં જેવો જ્ઞાન, ભક્તિ તથા ઉપાસનાનો સમન્વય છે. તેવો કોઈ ગ્રંથમાં મળતો નથી. ગીતા જેવી રીતે નવીન મતવાળાઓને સારૂ પથદર્શિકા છે, તેવીજ રીતે પ્રાચીનતા પોષકોને પણ માર્ગ દેખાડનારી છે. તેથી ગીતાને પ્રસ્થાનત્રયીમાં સ્થાન આપવામાં આવ્યું છે.'

પશ્ચાત્ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા આવતી કાલના કાર્યક્રમનું સૂચન અપાયા બાદ શેઠ અંબાલાલ હિંમતલાલે સર્વનું સ્વાગત કરતાં ચોથા દિવસનું કાર્ય સમાપ્ત કર્યું.

## ૫—પાંચમા દિવસનો કાર્યક્રમ ( મંગળવાર તા૦ ૧૭-૪-૪૫ )

આજ મહોત્સવનો પાંચમો દિવસ હતો. આજ પણ ગીતામંદિર તથા નગરમાં જનતાનો સમુદ્ર ઉલટેલો હતો. એવું પ્રતીત થતું હતું કે જાણે ગીતાનગર એક મોટી રાજધાનીનું શહેર છે. સભામંડપની પાસે આવેલું શ્રી ગીતામંદિર એક કીલ્લા સમાન જણાતું હતું. તેને સર કરવાને સારૂ ગીતાપ્રેમી ભક્તોની શૂરવીર ફોજો માર્ચ કરતી, શ્રદ્ધા, ભક્તિ, વિશ્વાસ, ઉમંગ આદિ અનેક વિધ શસ્ત્રાસ્ત્રો લઇને, પૂજા ભેટના ગોળાની સાથે ઘણી મોટી સંખ્યામાં અબાધ ગતિથી હુમલા કરી રહેલી હતી. આજના સભાપતિ આનંદવન નિવાસી ( કાશીસ્થ ) શ્રી ૧૦૮ સ્વામી રામાનંદજી સંન્યાસી, દર્શન શાસ્ત્રી, વ્યાકરણાચાર્ય, વેદમૂર્તિ હતા.

### જ્યોતિષી શ્રીગિરજાશંકરજીનું ભાષણ

પ્રસિદ્ધ જ્યોતિષી શ્રી ગિરિજાશંકરજીએ પોતાના ભાષણમાં કહ્યું—'આ લોક તથા પરલોકમાં સુખ પ્રાપ્ત કરવું હોય તો જ્ઞાનિયોનું સન્માન કરો. શાસ્ત્રો માં પાપ કરનારાઓની નિંદા કરવાની પણ મનાઇ કરેલી છે. સંપૂર્ણ શાસ્ત્રોનો સાર આ ગીતાજીમાં સમાએલો છે. તેમાં જ્ઞાન, ભક્તિ, કર્મ ઉપરાંત બીજાં વિધાનો પણ છે.'

## પ્રોફેસર રવિશંકર જોશીનું ભાષણ.

તેમના પછી ભાવનગર કોલેજના પ્રોફેસર શ્રી રવિશંકરભાઈ જોશીએ કહ્યું—'અહીં જન કલ્યાણને માટે યજ્ઞો થઈ રહેલા છે. આજ સંપૂર્ણ જગત વેદનાઓથી છવાઇ ગએલું છે, યુદ્ધે જગતને કંપાયમાન કરી દીધું છે. એ અશાંત વાતાવરણને દૂર કરવાને સારૂ ઘણા પ્રયત્નો થયા. જેવા કે નાઝીવાદ, ફાસિસ્ટવાદ, સમાજવાદ, લોકશાસનવાદ વગેરે. તેના ઉપરાંત આર્થિક પ્રયોગ પણ તેમનામાંથી કાંઇ સાર નિકળ્યો નહી, પરિણામે થયું કેવળ યુદ્ધ. તે ઉપરાંત વ્યાપક ઉદ્યોગ કરીને વિજ્ઞાનનો વિકાશ કરવામાં આવ્યો, પણ તેનાથી પણ શાંતિ ન થતાં, તેનો ઉપયોગ ઘોર સંહારમાં પરિણમ્યો. આ સર્વમાં ન્યુનતા શાની હતી ? એમાં ત્રુટિ ધર્મભાવનાની હતી.

વ્યક્તિ કે સમાજને સારૂજ નહી પણ સમગ્ર રાષ્ટ્રીય સુધારને સારૂ ગીતા ગ્રંથ ઉત્તમ છે. ગીતા સર્વને પોતપોતાનાં કર્મ કરવાનો ઉપદેશ આપે છે. જ્ઞાન, ભક્તિ અને યોગના અધિષ્ઠાન ઉપર જ્યાં સુધી મનુષ્ય કર્મ નહી કરે ત્યાં સુધી શાંતિ, કલ્યાણની આશા વ્યર્થ છે.

સ્વામી શ્રી વિદ્યાનંદજી લોકકલ્યાણને સારૂ યજ્ઞ કરે છે. આ ગીતાજ્ઞાનને આચરણમાં લાવવાને સારૂ બોધ આપીને આ યજ્ઞો થયા પછી પણ સ્વામીજી પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખે એવી પ્રાર્થના છે તેનાથી આપણું કલ્યાણ થશે જ, એ વાત નિશ્ચિત છે. ગીતાધર્મનો વાસ્તવિક બોધ થવાને સારૂજ આ ગીતા મંદિરની સ્થાપના કરવામાં આવી છે. તેનાથી ગીતાગ્રંથનું પઠન તથા ગીતાદેવીના પ્રગટ સ્વરૂપના દર્શનનો લાભ સર્વસાધારણને પ્રાપ્ત થતો રહેશે.'

તેમનાં પછી શ્રી બાળકૃષ્ણ પૌરાણિકે—યજ્ઞનું રહસ્ય તથા ગીતાના જ્ઞાનનો મહિમા આદિ સમજાવીને આ યજ્ઞસત્રને સારૂ સ્વામી શ્રી નું અભિવંદન કર્યું.

## શ્રી શંકરાચાર્યજીનું ભાષણ



નંતર સ્વામી શ્રી ૧૧૦૮ શંકરાચાર્યજી મહારાજે ઉપદેશ આપતાં કહ્યું—'કેટલાક લોકો મને એવો પ્રશ્ન પૂછતા હતા કે, શું ગીતાનું અધ્યયન કરી શકે કે નહીં ? મેં ઉત્તર આપ્યો કે 'ગીતા તો ગંગાજીની પેઠે મનુષ્યમાત્રને પાવન કરનારી અને દેવી ગાયત્રીની પેઠે કલ્યાણ કરનારી છે.



गीतारजतजयन्तीप्रवचनपंडाल में आसीन, गोवर्धनपीठाधीश श्री शंकराचार्य और गीताव्यास
श्री स्वामी विद्यानन्दजी महाराज की युगलजोडी ।

ગીતા અમૃતમયી છે. મંત્રરૂપા છે, ઈશ્વરનું જ્ઞાન છે, હવે એ સાકાર વિગ્રહે સર્વના સમક્ષ આવેલી છે. એટલે સર્વેએ તેનું પઠન તથા દર્શન કરવાનો લાભ લેવો જોઈએ.

સ્વામી શ્રી વિદ્યાનંદજી સો વર્ષ જીવે અને ગીતાનો નિરંતર પ્રચાર કરીને આ 'ગીતારજતજયંતી મહોત્સવ' નાં જેવોજ 'સુવર્ણજયંતી મહોત્સવ' ઉજવે એવી હમો ગીતામાતાની પાસે પ્રાર્થના કરીએ છીએ.

## સભાધ્યક્ષ સ્વામી શ્રી રામાનંદજી મહારાજનું ભાષણ



તમાં સભાનો ઉપસંહાર કરતાં સભાધ્યક્ષ કાશીનિવાસી વેદમૂર્તિ સંન્યાસીસમ્રાટ્ સ્વામી શ્રી રામાનંદજી મહારાજ પારાશરી વ્યાકરણાચાર્ય દર્શનશાસ્ત્રીએ કહ્યું—

'ભગવાન શ્રી શંકરાચાર્યજીએ ધર્મનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે—'जगत. स्थितिकारण प्राणिनां साक्षाद्‌भ्युदयनि श्रेयसहेतुर्यः स धर्मः' અર્થાત્ જેનાથી સંસારનું કામ સરળ રીતે ચાલી શકે, અગર જેનાથી મનુષ્યને આ લોકમાં ઉત્તમ પ્રત્યક્ષ સુખ પ્રાપ્ત થાય તથા અંતમાં જે મોક્ષનું કારણ હોય, તે જ ધર્મ છે, એ સર્વસાધારણોપયોગી માનવ ધર્મનું લક્ષણ છે. એ ધર્મને ઉદ્દેશીને—स्वधर्मे निधन श्रेय. परधर्मो भयावह. । આ ગીતામંત્રમાં ભગવાનનું કહેવું છે કે, જે, જે ધર્મને માનતો હોય તે તેનાથીજ પોતાની ઉન્નતિનો આરંભ કરે. આજ, જે ધર્મના નામને બદનામ કરે એવા ઝગડા પેદા કરીને મનુષ્યો એ પોતે પોતાને હાથે આપત્તિના પહાડ વહોરી લીધા છે, એ અવાંછનીય વિવાદોને ઉક્ત ગીતા- મંત્ર દૂર કરી દે છે.

ગીતા મનુષ્યમાત્રનું સર્વસ્વ છે, આર્ય જાતિનું તો એ જીવન ધન છે, તેમાં વેદોનું તત્વ ભરેલું છે. વેદોનો વિસ્તાર ઘણો મોટો છે, તેના અધ્યયનમાં, તેમનાં અંગ ઉપાંગોનું સાંગોપાંગ જ્ઞાન અજ ન કરવું પડે છે. વેદાધ્યયનમાં અધિકાર આદિનાં અનેક બંધન છે. પણ ગીતાને, 'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि' એ વચનાનુસાર, ભણવાની, સાંભળવાની તથા મનન કરવાની સર્વને સારૂ છૂટ છે. ગીતાનો અભ્યાસીજ કર્મયોગ માર્ગનો સાચો પથિક થઈ શકે છે. જેણે 'नैनं छिन्दन्ति शस्त्राणि' નો પાઠ ભણી લીધો છે, તે મરવાથી પણ ડરતો નથી.

ગીતા રાષ્ટ્રીય મહાગ્રંથ રત્ન છે. તેનો ઉપદેશ રાષ્ટ્રશરીરમાં બળ-સંચાર કરે છે. મૃતકોને સારૂ એ સંજીવન બૂટી છે. ગીતા જેવી રીતે સંસાર ત્યાગી સંન્યાસીનું આશ્રય સ્થળ છે, તેવીજ રીતે સંસારી લોકોની સંસારસાગર-તારિણી દ્રઢ નૌકા છે. જેના હાથમાં માળા છે તેને પણ શાંતિપ્રદા છે તેમજ ખડ્ગ હસ્ત છે, તેને પણ ઉચિત નીતિનું બોધન કરાવે છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्। आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥गी० ६-५

એ ગીતાનો ઉપદેશ છે. અર્થાત્ પોતે થઇનેજ સંસાર સમુદ્રથી પોતાનો ઉદ્ધાર કરો, પોતાના આત્માને અધોગતિએ જવા દેશો નહીં. કારણ કે એ જીવાત્મા પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો શત્રુ છે. એટલે કે કોઈ બહારનો શત્રુ કે મિત્ર નથી.

ઉક્ત ગીતાનો શ્લોક મનુષ્યને સ્વાવલંબનનો પાઠ શિખવે છે. સ્વાવલંબી અગર પોતાનાજ ભરોસા ઉપર કામ કરનારાનો માર્ગ કોઈ રોકી શકતું નથી. તે ચાહે તે કરવાને શક્તિમાન છે. ગીતાનો પ્રત્યેક મંત્ર, યન્ત્રમાં (માદળીયામાં) મઢીને ગળામાં બાંધવાયોગ્ય તંત્ર છે. અર્થાત્ સમસ્તગીતાને ઠંડાઈની પેઠે ઘુંટીને પીવી એટલે કે કંઠસ્ત કરવી એજ ઉચિત છે. ગીતા ઉપર ઘણું ઘણું લખાઈ ચુકયુ છે, તથા હજી ઘણું લખવાનું બાકી છે. વસ્તુતઃ ગીતા વિજ્ઞાનની ખાણ છે જે કદી પણ ખાલી થવાની નથી. આજ સુધી ગીતાનું જ્ઞાન રૂપમાંજ કથન કરવામાં આવતું હતું. હવે તેને સ્વામી શ્રી વિદ્યાનંદજી મહાપુરૂષે મૂર્ત સ્વરૂપમાં સર્વની સમક્ષ સ્થાપી દીધી છે.

સ્વામીજીએ પોતાના પ્રચાર વિજ્ઞાનને 'ગીતા મંદિર, ગીતાદેવી,ગીતાધર્મ પ્રેસ, ગીતાધર્મ માસિક, ગીતાગૌરવભાષ્ય, ગીતા પુસ્તકાલયો, ઓષધાલયો, આશ્રમો, ગીતાફિલ્મ તથા ગીતારેકાર્ડ' એ કાર્ય સમસ્તનું રૂપ આપીને, પોતાના પંચભૌતિક દેહની પછી પણ ગીતાપ્રચાર કાર્યની સ્થાયી વ્યવસ્થા કરી દીધી છે.

આજ અહીં યજ્ઞાનુષ્ઠાન થાય છે, યજ્ઞ આર્ય સભ્યતાનું પ્રધાન અંગ છે. તેના સર્વ કાર્યોનો આરંભ યજ્ઞથી થાય છે. યજ્ઞોના ઘણા પ્રકાર છે, તેને સારૂ એક મીમાંસાશાસ્ત્રજ સ્વતંત્ર રીતે નિર્માણ કરવામાં આવેલુ છે. દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ તથા નૃયજ્ઞથી પ્રાણિમાત્રની તુષ્ટિ થાય છે. તથા બીજી વાત એ પણ છે કે, યજ્ઞ એ આર્ય જાતિની પાણી વરસાવવાની એક વિશેષ પ્રકારની રીત છે. જેમ કે—

'अग्नौ प्रास्ताहुतिः सम्यग्' મનુ૦, 'अन्नाद् भवन्ति भूतानि' ગીતા, 'अग्ने धूमो जायते धूमादभ्रवृष्टिः।' શતપથ બ્રાહ્મણ પ્રભૃતિ આકાર ગ્રંથોનાં એવાં વચનોમાં તેનું વિશદ વર્ણન જોવાને મળશે. યજ્ઞથી સર્વની મનોકામના પુર્ણ થાય છે.

આજકાલ યુદ્ધ ની જ્વાળામાં શીજાતા સંસારને બચાવવાને સારૂજ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે પોતાના પચીસ વર્ષના ગીતાપ્રચારના ઉપલક્ષમાં, ગીતારજતજયંતી મહોત્સવ ઉજવવાને સારૂ સવા પચીસ લાખ ગીતાપારાયણ તથા પંચમહાયજ્ઞાનુષ્ઠાન નિમિત કરેલુ છે. તેનાથી સંસારનું વાતાવરણ શાંત થશે. તેની સાથેજ તેનાથી કારાગારાવરૂદ્ધ આપણા દેશ નેતાઓને મુક્તિ મળશે, એવો હમોને પૂર્ણ વિશ્વાસ છે. હમે ભગવતી આદ્યશક્તિને પ્રાર્થના કરીએ છીએ કે, સ્વામીજી આ રજતજયંતીની પેઠેજ, 'ગીતા સુવર્ણજયંતી' તથા 'ગીતાહીરકજયંતી મહોત્સવ પણ ઉજવવાને ચિરાયુ થાય.'

તે પછી એડવોકેટ શ્રી મૂળચંદભાઈ આશારામે, સર્વનું ધન્યવાદપૂર્વક સ્વાગત કરીને પાંચમા દિવસનું કામ પૂરૂ કર્યું.

### ૬—છઠ્ઠા દિવસનો કાર્યક્રમ ( બુધવાર તા૦ ૧૮-૪-૪૫ )

ગઈ કાલે ( મંગળવારે ) સાંજે, રજતજયંતી મહોત્સવમાં સામેલ થવાને સારૂ ભારતના જુદા જુદા પ્રાંતોમાંથી આવેલા મહામંડળેશ્વર, પ્રતિષ્ઠિત મહંતો તથા અન્ય મહાત્માઓને, શેઠ ત્રિભુવનદાસ હરગોવિદદાસજીની બગીચા (મિલ-માં રાત વાસો આપવામાં આવેલો હતો.

આજે સવારે ઘણા મોટા જુલુસ, જેમાં હાથી, ઘોડાગાડી, મોટરો, બેન્ડ તથા સ્વયસેવકોનો પૂર્ણ સહયોગ હતો તેની સાથે સર્વ મંડળેશ્વરો, શ્રી શંકરાચાર્યજી તથા મહંતોને એકજ ઘણી મોટી મોટર ને આજકામને સારૂ વિશેષતઃ ઘણી ઉત્તમ રીતે શણગારવામાં આવી હતી, તેમાં એક સાથે બેસાડીને ગીતામંદિરમાં ગીતાદેવીનાં દર્શન કરાવીને ગીતાનગરમાં પધરાવવામાં આવ્યા હતા. ઉક્ત બૃહદાકાર મોટર શેઠ જયંતીલાલ અમૃતલાલ શોધને ખાસ આજ કાર્યને સારૂ તૈયાર કરીને મોકલી હતી.

આજ છઠ્ઠા દિવસના સભાપતિનુ સ્થાન ભારતના સુપ્રસિદ્ધ વિદ્વાન, હરિદ્વારસ્થ મહામંડળેશ્વર સ્વામી શ્રી ભાગવતાનંદજી મહારાજ કાવ્ય, સાંખ્ય-યોગ ન્યાયવૈશેષિક, વેદવેદાંતતીર્થ, વેદાન્તવાગીશ, મીમાંસાભૂષણ, વેદરત્ન, દર્શનાચાર્યે * સુશોભિત કરેલું હતું.

* આ સર્વઉપાધિયો તેઓશ્રીએ સંસ્કૃત પાઠશાળાઓ તથા કોલેજોમા પરીક્ષાઓ આપીનો મેળવેલી છે,

સાંજે કથામંડપમાં શ્રી શંકરાચાર્યે તથા મહામંડળેશ્વરમંડળ તથા સંત મહાત્માઓના દર્શન કરવાને તથા તેમનો ઉપદેશ સાંભળવાને સારૂ જનતાનો મહાસમુદ્ર લાખોની સંખ્યામાં ઉમટી પડયો હતો. લોકોએ કલાકો પહેલાંથી સભા સ્થળમાં જગો ઘેરી લીધેલી હતી.

કથામંડપમાં આચાર્યો, મહામંડળેશ્વરો તથા અન્ય પ્રતિષ્ઠિત સંત મહંતોને બેસવાને સારૂ સો ફીટ લાંબી અને પચીસ ફીટ પહોળી એક વ્યાસપીઠ (મંચ) બનાવવામાં આવી હતી. તેના ઉપર મહામંડળેશ્વરો તથા આચાર્યોને બેસવાને સારૂ ગાદીનાં વિશિષ્ટ આસન નિયુક્ત કરવામાં આવ્યાં હતાં. મંચસ્થળ એટલું ઉંચુ હતું કે જેથી કરીને લાખો મનુષ્યોની ભીડમાં પણ સર્વ મનુષ્યો સર્વ મહાત્માઓનાં સહેલાઇથી દર્શન કરી શકે. મંચની જમણી બાજુએ બીછાયત ઉપર વિશિષ્ટ નાગરિકો, સ્વાગત સમિતિના સભ્યો તથા અન્ય આગંતુકોને સારૂ ખાસ સ્થાન નિયુક્ત કરવામાં આવ્યું હતું. તથા ડાબી બાજુએ શ્રીમંગળની પ્રતિષ્ઠિત મહિલાઓને સારૂ બેસવાને ખાસ પ્રબંધ કરવામાં આવ્યો હતો. બહારથી મંચ સુધી આવવાને સારૂ સાંકો એક માર્ગ રાખવામાં આવ્યો હતો તેની જમણી બાજુએ પુરૂષ તથા ડાબી બાજુએ સ્ત્રિયોને વાસ્તે અલગ અલગ બેસવાના વિભાગ હતા. ભીડ ઘણી હતી તો પણ લાઉડસ્પીકરના ઉત્તમ પ્રબંધથી ભાષણો સર્વલોક સારી રીતે સાંભળી શકતા હતા. વ્યાસપીઠ ઉપર જે મહાત્માઓ બિરાજમાન હતા તેમનામાંના કેટલાકના શુભનામનો નિર્દેશ કરવાનું અનુચિત નહીં ગણાય.

## આચાર્ય તથા મહાત્માસંઘદર્શન

૧—જગન્નાથપુરીના ગોવર્ધનપીઠાધીશ્વર શ્રી ૧૧૦૮ શંકરાચાર્ય સ્વામી શ્રી યોગેશ્વરાનંદ તીર્થજી મહારાજ.

૨—પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮ કૃષ્ણાનંદજી મહારાજ, સંન્યાસી–આશ્રમ અમદાવાદ.

૩—પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮ ભાગવતાનંદજી મહારાજ, કાવ્ય, સાંખ્યયોગ, ન્યાયવૈશેષિક, વેદવેદાંતતીર્થ, વેદાંતવાગીશ, મીમાંસાભૂષણ, વેદરત્ન, દર્શનાચાર્ય હરિદ્વાર.

૪—પ૦ પ૦ મહામંડલેશ્વર સ્વામી શ્રી ૧૦૮ કૃષ્ણાનંદજી મહારાજ વ્યાખ્યાનવાચસ્પતિ, હરિદ્વાર, કાશી.

કથામંડપમા આચાર્યો મંડલેશ્વર તથા મહાત્માઓનો ભવ્ય દેખાવ.



સુવિશાળ ભોજનશાળામા આચાર્યો, મહાત્માઓ અને અતિથિયોનું પૂજન અને ભોજન.

૫—૫૦ ૫૦ મહામંડળેશ્વર સ્વામી શ્રી ૧૦૮ મહેશ્વરાનંદજી મહારાજ, વેદવેદાંતાદિ વિવિધશાસ્ત્રનિષ્ણાત, હરિદ્વાર.

૬—૫૦ ૫૦ મહામંડળેશ્વર સ્વામી શ્રી ૧૦૮ મોહનાનંદજી મહારાજ, વેદાંતકેશરી, ભીમઘોડા હરિદ્વાર.

૭—૫૦ ૫૦ સ્વામી શ્રી ૧૦૮ જગદીશ્વરાનંદજી ભારતીજી મહારાજ, 'ભીષ્મપિતામહ', કૈલાસાશ્રમના મહામંડળેશ્વર સ્વામી શ્રી ૧૦૮ વિષ્ણુદેવાનંદજી ના પ્રતિનિધિ, કાશીસ્થ 'શ્રી પરિવ્રાજક મહામંડલ' ના સભાપતિ.

૮—૫૦ ૫૦ સ્વામી શ્રી ૧૦૮ વિશ્વેશ્વરાનંદજી મહારાજ, ભોલાશ્રમ હરિદ્વારના મહામંડળેશ્વર સ્વામી શ્રી ૧૦૮ મહાદેવાનંદજી મહારાજના પ્રતિનિધિ.

૯—હિમાલયનિવાસી, ૧૧૯ વર્ષના વયોવૃદ્ધ મહંત શ્રી ૧૦૮ એતવારગિરિજી મહારાજ.

૧૦—૫૦ ૫૦ બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિ સ્વામી શ્રી ૧૦૮ રામાનંદજી મહારાજ દર્શનશાસ્ત્રી વ્યાકરણાચાર્ય, સભાપતિ 'અખિલભારતવર્ષીય સંન્યાસીસંઘ' કાશી.

૧૧—૫૦ ૫૦ સ્વામી શ્રી ૧૦૮ પૂર્ણાનંદજી મહારાજ મહામહોપદેશક.

૧૨—શ્રી ૧૦૮ શ્રીપંચ મહાનિર્વાણી અખાડા ઉજ્જૈનથી સમાગત મહંત શ્રી શંકરપુરીજી મહારાજ પ્રભૃતિ.

૧૩—શ્રી મહાનિર્વાણી અખાડા પ્રયાગ ના મહંત શ્રી ૧૦૮ લક્ષ્મણગિરિજી મહારાજ તથા કોઠારી શ્રી ગુલાબપુરીજી મહારાજ.

૧૪—શ્રી મહાનિર્વાણી અખાડા હરિદ્વાર કનખલ ના મહંત શ્રી ૧૦૮ હરિશ્ચંદ્ર ગિરિજી મહારાજ.

૧૫—શ્રી મ૦ નિ૦ અ૦ મહંત શ્રી રતનભારતીજી મહારાજ ઓંકારેશ્વર.

૧૬—શ્રી મ૦ નિ૦ અ૦ પુજારી દિગંબર શ્રી બુધગિરિજી મહારાજ, કાશી.

૧૭—૫૦ ૫૦ બ્રહ્મનિષ્ઠ શ્રી૦ ૧૦૮ સ્વામી શિવાનંદજી મહારાજ, યોગિરાજ, ધનવન્તરિગુરૂ ગીતામંદિર અમદાવાદના પ્રધાન વ્યવસ્થાપક.

૧૮—શ્રી ૧૦૮ મહંત શ્રી હરનારાયણગિરિજી મહારાજ, ગીતામંદિર કરનાળી ના પ્રધાન વ્યવસ્થાપક.

૧૯—શ્રી ૧૦૮ પૂજ્ય સ્વામી આત્માનંદજી મહારાજ, વડોદરા ગીતામંદિરના પ્રધાન વ્યવસ્થાપક.

૨૦—પં૦ પં૦ બ્રહ્મનિષ્ઠ વિરક્તાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી રાઘવાનંદજી મહારાજ, વેદાંતમૂર્તિ, તપોધન, ગુફાહારી.

૨૧—પં૦ પં૦ સ્વામી ૧૦૮ શ્રી રેવાનંદજી મહારાજ, સાણંદના મહંત.

૨૨—શ્રી અવધુનાથ મઠના લોકહિતૈષી મહંત શ્રી ૧૦૮ શાંતાનંદનાથજી મહારાજ, હરિદ્વાર.

૨૩—પુષ્કરક્ષેત્ર શ્રી બ્રહ્માજી મંદિરના મહંત શ્રી વિભૂતિપુરીજી મહારાજ

૨૪—શ્રી શીતલા મંદિરના મહંત શ્રી ૧૦૮ લક્ષ્મીનારાયણ ગિરિજી મહારાજ ( પ્રતિનિધિ ) લાહોર

૨૫—શ્રી નીલકંઠ અખાડાના મહંત શ્રી ૧૦૮ શિવદયાળ પુરીજી મહારાજ ( પ્રતિનિધિ ) અમદાવાદ

૨૬—પં૦ પં૦ શ્રી ૧૦૮ મહંત માધવાનન્દજી મહારાજ ખંભાત.

૨૭—પં૦ પં૦ શ્રી ૧૦૮ સ્વામી અખંડાનન્દજી મહારાજ,સંન્યાસાશ્રમના મહંત, ધોળકા.

૨૮—શ્રી રામેશ્વરધામ દશનામી|અખાડાના શ્રી મહંતજી મહારાજ.

૨૯—શ્રી સ્વામી નારાયણ મંદિરના પ્રતિનિધિ મહંતજી મહારાજ.

૩૦—અમદાવાદના મોટા મંદિરના ગોસ્વામી શ્રી ૧૦૮ રણછોડલાલજી મહારાજ તથા શ્રી લાલા બાવા.

૩૧—સિગઠા સ્થાન કાઠિયાવાડના મહંત શ્રી ૧૦૮ રઘુવરદાસજી મહારાજ, સર્વતંત્રસ્વતંત્ર

૩૨—વૈષ્ણવાચાર્ય શ્રી ૧૦૮ પં૦ મનોહરલાલજી શાસ્ત્રી શ્રી ધામ વૃંદાવન.

૩૩—શ્રી રામાનુજ સંપ્રદાયના પં૦ શ્રી રામલક્ષ્મણાચાર્યજી મહારાજ

૩૪—શ્રી સંતરામ મંદિરના મહંતજી મહારાજ. પાદરા, ભાઈલી

૩૫—કબીર પંથના શ્રી મહંતજી મહારાજ, અમદાવાદ.

૩૬—રામસનેહી શ્રી ઘાંસીરામ મંદિરના મહંતજી મહારાજ.

૩૭—શ્રી સરયુદાસ મંદિરના મહંત શ્રી ૧૦૮ સર્યપ્રકાશજી મહારાજ.

૩૮—શ્રી પં૦ પં૦ બ્ર૦ શ્રી ૧૦૮ મહંત શ્રી ચંદ્રશેખર ગિરિજી મહારાજ ગોરક્ષપુર મંડળાખંડાચાય.

૩૯—તરૂણ તપસ્વી શ્રી ૧૦૮ સ્વામી રવીન્દ્રાનંદજી મહારાજ ગીતાવ્રતી.

૪૦—પરમવિવેકી શ્રી ૧૦૮ સ્વામી બ્રહ્માનંદજી મહારાજ 'આર્ય' વેદવ્રતી

---

# સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજનું અસાધારણ વ્યક્તિત્વ





હવે જરા એ પણ જોવું જોઇએ કે આ મહોત્સવમાં, આ શુભ નામાંકિત વ્યક્તિઓની માળા પરોવી, અમદાવાદ વાસિયોને તેની સુગંધથી તૃપ્ત કરાવનારા સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજનું આ મેળામાં સ્વરૂપ શું હતું ? હું ( લેખક ) આ ગીતારજતજયંતી મહોત્સવના સમારોહથી ૧૫–૨૦ દિવસ પહેલેથી ગીતામંદિરમાં આવી ગયો હતો. મારૂં કામ ત્યાંની વ્યવસ્થા, કાર્યક્રમ તથા લોકોના મનોભાવનું અધ્યયન કરવાનું હતું.

મને એક એ વિચિત્રતા જોઇને આશ્ચર્ય થતું હતું કે જે મહાપુરૂષની પ્રેરણાથી આજ અહીં લાખો રૂપિયાનું ખર્ચ થઇ રહેલું હતું, જેમનાં દર્શન કરવાને સારૂ બૃહદ્ ગુજરાત તથા દેશાંતરોમાંથી લોકો આ ગીતામંદિરમાં ઉમંગભેર આવી રહ્યા હતા, જેમના નામ તથા કામની ચર્ચાની ધૂમ શહેરો સમાચાર પત્રો તથા દેશમાં સર્વત્ર મચી રહેલી હતી, જેમના નિમંત્રણથી મોટા મોટા આચાર્ય, મહામંડળેશ્વર તથા સંત મહંત મહાત્મા પધારેલા હતા, જેમની આજ્ઞાની પ્રતિક્ષા, મોટા મોટા શ્રીમાન્ તથા શિક્ષિત લોક કરી રહેલા હતા, તથા જેમની આંખના ઈશારા માત્રથીજ સર્વ વર્ગના મનુષ્યો મશીનની પેઠે કામ કરવામાં જોડાઈ જતા હતા, તે પ્રચંડ માર્તંડવત્ તેજસ્વી, ચંદ્રવત્ સુશીતળ, કીર્તિમૂર્તિ, સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજને બેસવાનું વ્યાસપીઠ ઉપર કોઈ સ્થાનજ નહોતું.

મંચ ઉપરની વ્યાસપીઠ ઉપર સર્વ મહામંડળેશ્વરો, આચાર્યો તથા સંત મહંતોને બેસવાની ગાદિયો નિશ્ચિત હતી. પણ સ્વામીજી મહારાજ કોઈ નિશ્ચિત ગાદી ઉપર બેઠેલા દ્રષ્ટિગોચર થયા નહોતા. તેઓ કદી કોઈ આચાર્ય પાસે તો કદી કોઈ મહામંડળેશ્વર પાસે બેસતા જોવામાં આવતા હતા. કદી લાઉડ સ્પીકર હાથમાં લઇને કોઈ મહાત્મા અગર આચાર્યનો પરિચય આપે, કદી ઉઠીને કોઈનું સ્વાગતજ કરે, તો કદી કદી બહેનોની દર્શન કરવાની ઉત્કંઠાને પોતાની અમૃતમયી કૃપા દ્રષ્ટિથી શાંત કરી દેતા હતા. કદી હાથ હલાવીને

પુરૂષોના ઘણા મોટા સમુહને શાંતિ પ્રદાન કરતા હતા તો કદી મહાત્માઓના વ્યાખ્યાનનું સરળ ભાષામાં સ્પષ્ટીકરણ કરતા હતા. આવા મોટા પ્રભાવશાળી મહાપુરૂષ, એવી નિરભિમાનિતા એ બન્નેનો એકત્ર સમાવેશ, સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજમાંજ જોવામાં આવ્યો તે સમયે સ્વામીજીમહારાજ—

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामा.।

નો પ્રત્યક્ષ પદાર્થપાઠ હતા, એ ગીતામંત્રના પ્રતીક પ્રતીત થતા હતા ગીતાનગરમાં બહારથી આવનારાં શ્રી પુરૂષોનાં ઝુંડ પૂછતા હતાં કે સ્વામી વિદ્યાનંદજી મહારાજ કયા, ક્યાં છે ? જયારે, શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ કહેતા, ગીતામંદિર કે નગરમાં ફરતા અગર કોઈની સાથે વાત કરતા સ્વામીજીનો, કોઈ પરિચય આપે, ત્યારે દર્શકોને ઘણુ આશ્ચર્ય થતું હતું કે 'શું' આજ મહારાજ છે ?'. કારણકે સ્વામીજી ઘણીજ સાદાઈથી રહે છે. ધોતિયાની જગો એ એક કપડાનો ટુકડો લપેટે છે, એક મામૂલી અલફી ગળામાં પડી રહે છે. તથા હાથમાં એક નાનો રૂમાલ રાખે છે, એટલેકે ત્રણ પટખ ડ (કાપડના કકડા ) સ્વામીજી નો પોષાક તથા એક રૂદ્રાક્ષની માળા તેમનું આભૂષણ છે.

મને સ્વામીજીની અગમ્ય શક્તિ જોઈને એમ લાગ્યું કે, પોતે શ્રી શક્તિનો ભંડાર છે. મહીનાઓ સુધી લોકોની ભીડ રહી સર્વ મનુષ્ય સ્વામીજીનાં દર્શન તથા તેમની સાથે વાતો કરવાની ઇચ્છા રાખતા હતા. સ્વામીજી સર્વની ઇચ્છા પૂરી કરતા હતા. પ્રબંધનું યંત્ર પૂર જોરથી ચાલતું હતું, તો પણ તેની શકિતના રૂપમાં સ્વામીજી ઉપરજ કાર્યભારનો ભારે બોજો પડતો હતો. તેમ છતાં પણ સ્વામીજી કદી પણ શ્રાંત દેખાતા નહોતા. કદી કદી ઘણા કઠણ પ્રશ્નો ઉત્પન્ન થતા પણ સ્વામીજી તેનો, જાણે પોતાની જાદુઈ લાકડી ફેરવીને, સરળતાથી નિકાલ કરી નાખતા હતા. લોકો જેને જટિલ સમસ્યા સમજતા હતા. તેનો ઉકેલ સ્વામીજી એક ટુચકીમાં કરી નાખતા હતા. સ્વામીજી સર્વ કામો ઉપર પૂરી દેખરેખ રાખતા હતા. મહીનાઓ સુધી સર્વકામ પોતે કરતા કરાવતા રહ્યા, પણ લોકોએ તેમને કોઈ પણ સમયે થાકેલા ઉદાસ જોયા નથી.

રાતને સમયે હું સ્વામીજી પાસેજ સુતો હતો. સ્વામીજી ગીતાનગરમાં સર્વ સંત મહાત્માઓ સુતા પછી શયન કરતા હતા અને સર્વના પહેલાં સવારમાં ઉઠતા હતા. સ્વામીજી કદીપણ કોઈના ઉપર, ક્રોધે ભરાએલા જોવામાં આવ્યા નથી. કોઈ પણ વ્યક્તિ જે કાંઈ પૂછે, તો તેને સમજાવીને સ્પષ્ટ ઉત્તર આપતા

હતા. એકજ મનુષ્ય મહીનાઓ સુધી રાત દિવસ ઘણી મોટી જીમ્મેદારીનું કામકરવામાં લાગેલો રહે, અગર આટલા મોટા યંત્રનો સંચાલક હોય, છતાં થાક શી વસ્તુ છે તે જાણેજ નહીં, એ કેવી રીતે બની શકે ? અમને તો તેનો અભ્યાસ અને વિચાર કરતાં અમારી અલ્પ બુદ્ધિ પ્રમાણે તેના કારણમાં એમ જણાયુ છે કે—'સ્વામીજી કોઈ કામ કરે છે, તેને પ્રભુ ઈચ્છા સમજીને કરે છે. તથા જે કાંઈ થાય છે તેને ભગવદર્પણ કરીદેછે કે જેવો ગીતાનો આદેશ છે—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

અર્થાત—મેરા મુઝ મેં કુછ નહીં જો કુછ હૈ સબ તોર ।
તેરા તુઝ કો સૌંપતે, ક્યા લાગત હૈ મોર ॥

સ્વામીજીનો એજ સિદ્ધાંત છે. તેથીજ પ્રભુ તેમને બળ આપે છે, તેજ શક્તિથી, તેઓ અથાગ શ્રમ કરે છે છતાં થાકતા નથી. અને અટપટી ખટપટોના સંબંધમાં જરા પણ ઉદાસીનતા દાખવતા નથી. અસ્તુ,

## શ્રી શંકરાચાર્યજી મહારાજનું પ્રવચન






છી શ્રીમત્ પ૦ પ૦ બ્ર૦ પુરી નિવાસી, ગોવર્ધનપીઠાધીશ, જગદ્ગુરૂ શંકરાચાર્ય શ્રી ૧૧૦૮ સ્વામી યોગેશ્વરાનંદ તીર્થ મહારાજે પોતાના વક્તવ્યમાં કહ્યું—'અમને તો આ સર્વ કાર્યોમાં ભગવાનની ખાસ વિભૂતિ કામ કરતી નજરે પડે છે. કારણ કે તેમનું કથન છે કે—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

અર્થાત જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય અને અધર્મનું બળ વધે છે, ત્યારે ત્યારે પરમાત્મા સત્ પુરૂષોના રૂપમાં તથા સંન્યાસિયોના વેશમાં પ્રગટ થઈ ધર્મ સ્થાપનાની આવશ્યકતા જણાઈ, ત્યારે સ્વયં ભગવાને શ્રીજગદ્ગુરૂ શંકરાચાર્ય મહારાજના રૂપમાં પ્રગટ થઈને ધર્મની સ્થાપના કરી હતી. વર્તમાન કાળમાં ધર્મનો નાશ થઈ રહ્યો છે. તેની નિવૃત્તિને સારૂ શ્રી કૃષ્ણે ઉપનિષદોનું દોહન કરીને જગતને જે ગીતામૃતનું પાન કરાવેલ હતું તેજ

ગીતાનો ઉપદેશ કરીને સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ ગામેગામ અને ઘેરે ઘેર ફરીને આજ પચીસ વર્ષથી ધર્મ પ્રવૃત્તિ જાગ્રત કરી રહ્યા છે. તે કારણથી અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. તેનું દ્રષ્ય ફળ આજ આ અનુષ્ઠિત થતો ગીતારજતજયંતીમહોત્સવ છે. ભારતવર્ષમાં જેમ યાત્રિયોને સારૂ મુખ્ય ચાર ધામ છે, તેવુંજ અમદાવાદમાં ગીતામંદિરને બનાવવાની આ અનુષ્ઠાનો દ્વારા પ્રવૃત્તિ થઇ રહેલી છે. હમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે, મહાત્મા લોકો તથા શ્રી વિદ્યાનંદજી મહારાજનો એ પ્રયત્ન પ્રભુ સફળ કરે. રોજ રોજ આવા પ્રચારથી જનતામાં ઉત્સાહ વધતો જાઓ, તથા તેનાથી પ્રતિદિન ભારતવર્ષની જનતાના ઐહિક તથા પારલૌકિક કલ્યાણની વૃદ્ધિ થાઓ, એજ અમારા આશીર્વાદ છે.

હમારી કામના છે કે, હમારા પરમ પ્રેમી મહામંડળેશ્વર શ્રી ૧૦૮ ગીતા વ્યાસ શ્રી વિદ્યાનંદજી મહારાજને ભગવાન શ્રી કૃષ્ણ શારીરિક સંપત્તિ સહિત શતાયુ કરે તેમને હાથે જનકલ્યાણનાં કામ, રોજ રોજ આજ પ્રકારે વૃદ્ધિને પ્રાપ્ત થાય, અને તેમની સુવર્ણ તથા હીરક જયંતી ઉજવવાને પ્રજા ભાગ્યશાળી થાય, એજ હમારી હાર્દિક શુભેચ્છા છે.

## શ્રી જગદીશ સ્વામીનું ભાષણ

તે પછી કાશીસ્થ 'શ્રી પરિવ્રાજકમહામંડલ' ના સભાપતિ, હરિદ્વારના વયોવૃદ્ધ ભીષ્મપિતામહ સ્વામી શ્રી ૧૦૮ જગદીશ્વરાનંદ ભારતીજીએ, પોતાના વ્યાખ્યાનમાં કહ્યું—'ગીતાહિંદુધર્મની દ્રષ્ટિમાં વેદોની પ્રતિનિધિ સ્વરૂપા છે, તેમાં વેદોની પેઠે કાંડત્રયીનું સરળતાથી વર્ણન કરવામાં આવ્યુ છે. વેદ, ભગવાનનો શ્વાસ છે, પણ ગીતા શ્રી કૃષ્ણ ભગવાનની વાણી છે, જે અર્જુનને નિમિત્ત બનાવીને મનુષ્ય માત્રને સારૂ કહેવામાં આવી હતી. વેદોને સમજવાને સારૂ લાંબો સમય અને તીક્ષ્ણ બુદ્ધિ જોઇએ, પણ ગીતાને તો સ્થૂળમતિ પણ સહેલાઇથી સમજી શકે છે. ભારતના ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ ગીતાને પોતાનો ધર્મ ગ્રંથ માનેલો છે.

ગીતા કર્મયોગિયોને કર્મની, ઉપાસકોને ઉપાસનાની, ભકતોને ભકિતની તથા જ્ઞાનિયોને જ્ઞાનની પૂર્ણતયા શિક્ષા આપે છે.

હમને કહેતાં પરમ હર્ષ થાય છે કે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે પચીસ વર્ષ ગીતાનો પ્રચાર કરીને મૃત પ્રાય હિંદ જાતિમાં નવીન પ્રાણ પૂરવાનો અદ્વિતીય યત્ન કરેલો છે. તેના ઉદાહરણ રૂપ આ મહોત્સવ છે કે જેને જનતા

પૂરા ઉમંગથી ઉજવી રહેલી છે. તેમણે ગીતામંદિર બનાવીને તેમાં ગીતાદેવીની સ્થાપના કરીને હમેશને સારૂ ગીતાપ્રચારનાં દ્વાર ખુલ્લાં કરી દીધેલાં છે.'

### શ્રીમાન રઘુવીરદાસજીનું ભાષણ

તે પછી પં૦ શ્રી રઘુવીરદાસજી મહારાજ સિંગઠા સ્થાનના મહંતે કહ્યું—'સ્વામી શ્રી વિદ્યાનંદજી સંન્યાસી છે. તેમને પોતાને સારૂ કાંઈ પણ કર્તવ્ય નથી. એ સત્પુરૂષ છે, '*परोपकाराय सतां विभूतयः*' અનુસાર તેમનું તપોબળ બીજાના કલ્યાણને સારૂ છે. તેઓ ગીતા જ્ઞાનના ભંડાર છે. ગીતાનો પ્રચાર કરીને તેમણે આર્યજાતિની ઘણી મોટી સેવા કરેલી છે.

તેમણે જનતાના ધાર્મિક સંસ્કાર નિત્યનૂતન બન્યા રહે એ અભિપ્રાયથી આ વિશાળ ગીતામંદિરમાં ગીતાદેવીની પ્રતિમા સ્થાપિત કરેલી છે. તે ઉપરાંત સવાપચીસલાખ ગીતા પારાયણ તથા પંચ મહાયજ્ઞોનું પુન્ય જગતને યુદ્ધાનળ માંથી બચાવશે, એવી હમો અવધેશ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

## સભાધ્યક્ષ શ્રી ૧૦૮ મહામંડલેશ્વર સ્વામી ભાગવતાનંદજી મહારાજનું ભાષણ



આજની સભાના સભાપતિ, મહાપંડિત, પદવાક્યપ્રમાણ—પારાવારીણ સ્વામી શ્રી ભાગવતાનંદજી મહારાજ મહામંડલેશ્વરે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું—'યજ્ઞથી સંપૂર્ણ અભિષ્ટ સિદ્ધ થાય છે. '*यज्ञो वै विष्णुः*' યજ્ઞને સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ માનેલું છે. આપણાં શાસ્ત્રોમાં દેવતાઓને આ જગતના રક્ષક કહેલા છે. તેમની પ્રસન્નતા જન કલ્યાણ કરે છે, અને તેમને પ્રસન્ન કરવાનુ સાધન યજ્ઞ છે. યજ્ઞ ઘણા પ્રકારના હોય છે. આપણી આર્ય જાતિનું કોઈ પણ કામ યજ્ઞ વગર થઈ શકતું નથી. યજ્ઞોપવિત ધારણ કરવુ હોય, વિવાહ સંસ્કાર હોય, સત્યનારાયણાદિ ભગવત્ પૂજન હોય અગર કોઈ પણ કર્મ હોય પણ તે યજ્ઞ વિના થઇ શકે નહી.

તેજ પ્રમાણે '*सर्वं पदं हस्तिपदे निमग्नम्*' એ ન્યાયે સર્વ શાસ્ત્રમયી ગીતાને પણ સ્વાધ્યાયયજ્ઞ માનેલી છે. ગીતામાં સર્વતત્ત્વોનો સમાવેશ છે.

વેદ શાસ્ત્રોનો ઘણો મોટો વિસ્તાર છે. સર્વને આરૂ તેમનું અધ્યયન સંભવીત નથી. ગીતા સર્વની સમજણમાં આવીજાય છે. તેને સર્વ વાંચીશકે છે, પણતેનાથી આપલોક એમ સમજવાની ભુલ ના કરતા કે, ગીતા એક સાધારણ ગ્રંથ છે. તેના એક એક શ્લોકનું વ્યાખ્યાન કરવામાં આવે તો મોટા મોટા ગ્રંથો તૈયાર થઈજાય અત્યાર સુધીમાં તેના ઉપરહજારો ભાષ્ય અને ટીકાઓ થઈ ચુકી છે. તો પણ વિચાર કરતાં તેમાંથી અનેક નવાં નવાં રત્નો નિકળતાંજ જાય છે.

યુગ યુગમાં, સમય સમય ઉપર મહાપુરૂષ ધર્મરક્ષાર્થે કોઈને કોઈ નવુંકામ કર્યાકરે છે. થાયછે તો તે શાસ્ત્રાનુમોદિત, પરંતુ તેને સમજવામાં જનતાને જરાવાર લાગે છે. સ્વામી શ્રી વિદ્યાનંદજી મહાપુરૂષ છે. એવા પ્રતાપી પુરૂષ કોઈ કોઈ જાતિમાં કદી કદી પેદાથયા કરે છે. એવા સત્પુરૂષ જે કૃતિ કરે છે, તે તે સમયના લોકોની સમજમાં તેવખતે ભલે ન આવે, પણ તેનાથી અપરિમિત લાભ થાય છે.

સ્વામીજી એ, જ્ઞાન સ્વરૂપા ગીતાદેવી ને મૂર્તસ્વરૂપમાં પ્રકટ કરી ને, સદાને આરૂ ગીતાપ્રચારનો માર્ગ સરળ કરી આપેલો છે. હમે એ કામની શ્લાઘા ( આવકારીએ છીએ ) કરીએ છીએ. કોઈ રામાયણ કે ભાગવત ના વાંચે, તો પણ તેજે રામમંદિર અગર ઠાકોરદ્વારે જશે તો રામ તથા કૃષ્ણ નાં નામ જરૂર લેશે. પ્રતિદિન દર્શનના સંસ્કારવશ તેને કદી રામાયણ ભાગવતાદિ વાંચવાની કે સાંભળવાની શ્રદ્ધા જરૂર ઉત્પન્ન થશે. એજ પ્રમાણે ગીતામંદિરમાં શ્રી ગીતાદેવીનાં દર્શન કરીને ભાવિક જનતામાં ગીતા વાંચવાનો અનુરાગ ઉત્પન્ન થશે.

જનતા એ સ્વામીજીના પચીસ વર્ષના પ્રચારોપલક્ષ્યમાં શ્રી ગીતારજતજયંતીમહોત્સવ કરીને જે કૃતજ્ઞતા પ્રગટકરી છે, તેને આરૂ તેમને ધન્યવાદ આપતાં હું પ્રભુ ગીતાપતિ પાસે વિનંતી કરૂંછુ સ્વામીજી સુવર્ણ અને હીરકમહોત્સવ ઉજવવાને આરૂ શતાયુ થાય. સવાપચીસલાખ ગીતાપારાયણ અને પંચ મહાયજ્ઞાનુષ્ઠાન, યુદ્ધ દાવાનળ થી જગતની રક્ષા કરી ને કલ્યાણ કરે, તથા આપણા દેશ નેતાઓને મુક્તિ પ્રાપ્ત થાય ?

અંતમાં સર્વ બહેનો તરફથી શ્રી જેકોરબહેન સાકરવાળા એ સર્વેદ સ્વાગત સન્માન કરી ને આજે છઠ્ઠાદિવસનું કાર્ય ગીતામાતા અને પ્રભુના જયઘોષની સાથે નિર્વિઘ્ને સમાપ્ત કર્યું.

## ૭—સાતમા દિવસનો કાર્યક્રમ ( ગુરૂવાર તા૦ ૧૯ ૪-૪૫ )

આજે ગીતારજતજયંતીમહોત્સવનો સાતમો દિવસહતો. અંતિમ દિવસ હોવાથી માનવસાગરનાં મોજાં ઉપરા ઉપરી ચાલ્યાં આવતાં હતાં. આજે બપોરના ત્રણવાગ્યાથી લઈને સાંજના છવાગતા સુધીમાં ચારે યજ્ઞોની પુર્ણાહુતિનો સમય નિયત હતો. જે સમયે જે યજ્ઞની પૂર્ણાહુતિ થતી હતી, તે સમયે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ સર્વ આચાર્યોને સાથે લઈને તે યજ્ઞ મંડપમાં જતા હતા. અનેત્યાંના યજમાન, આચાર્યો સહિત સ્વામીજીની પૂજાકરીને યજ્ઞની પૂર્ણાહુતિ વિધિ સંપન્ન કરતા હતા.

ચારે યજ્ઞોની સમાપ્તિ કરીને આચાર્યોસહિત સ્વામીજી સભામંડપમાં પધાર્યા. આજના દિવસના સભાપતિ સ્વામી શ્રી મહેશ્વરાનંદજી મહારાજ મહામંડળેશ્વર, કનખલ ( હરિદ્વાર ) નિવાસી હતા,

### સેવા તથા પારાયણના ઉપલક્ષમાં પારિતોષિક વિતરણ.

ગીતાનગરને સ્વનિર્મિત કળામય ચિત્રોથી સુસજ્જિત કરનાર નાગપુરના પ્રસિદ્ધ પેન્ટર શ્રી માધવરાવ ઇંગલેને આજે રૂપિયા એક હજારને એક ૧૦૦૧) ચાંદીનુ મોટુ જગ ( જળપાત્ર ) તથા એક જરીનો સાફો ઈનામમાં આપવામાં આવ્યો હતો. અમદાવાદના શ્રી ભોગીલાલ હરિભાઈતથા છોટાલાલને પણ વસ્ત્ર, સાફા તથા ચાંદીના ગીતા મેડલ પારિતોષિક આપવામાં આવ્યા. ગીતામંદિરને રંગનારા શ્રી ગણેશલાલ, રમણલાલ, કાંતિલાલ નાના ગણેશલાલ તથા અંબાલાલને વસ્ત્ર, ચાંદીનાં પાત્ર તથા બિલ્લા આપવામાં આવ્યા.

તે પછી એકંદરે ૩૦૦૦૦૦૦ થી ઉપરાંત પારાયણો થયા પૈકી વધારે સંખ્યામાં પારાયણ કરનાર જે શ્રદ્ધાળુ પાઠકો સભામાં હાજર હતા તેમને ગીતા મેડલ આપવામાં આવ્યા. જે ઉપસ્થિત નહોતા તેમને આપવા વ્યવસ્થા કરવામાં આવી તથા પ્રથમ શ્રેણીના પારાયણ કર્તાઓને ચાંદીનાં વિચિત્ર પાત્રો ઈનામમાં આપવામાં અવ્યાં.

### નાની બાલિકાના આશ્ચર્યપ્રદ ગીતાપાઠ

આ સમૂયે એક સાઠા સાત વર્ષની બાલકીએ, જેનું શુભનામ સિદ્ધિદા ઉમિયાશંકર છે, તેણે સર્વ આચાર્યો તથા ભારે જનસમૂહ સમક્ષ નિડર પણે ગીતાના સંપૂર્ણ અઢારે અધ્યાયોનો કંઠાગ્ર પાઠ સંભળાવ્યો. એ બાલિકાને ગીતાપ્રતિયોગિતા પરીક્ષામાં સર્વ પ્રથમ આવવાથી ચાંદીનો કટોરો આપવામાં આવ્યો.

વેદ શાસ્ત્રોનો ઘણો મોટો વિસ્તાર છે. સર્વને સારૂ તેમનું અધ્યયન સંભવીત નથી. ગીતા સર્વની સમજણમાં આવીજાય છે. તેને સર્વ વાંચીશકે છે, પણતેનાથી આપલોક એમ સમજવાની ભૂલ ના કરતા કે, ગીતા એક સાધારણ ગ્રંથ છે. તેના એક એક શ્લોકનું વ્યાખ્યાન કરવામાં આવે તો મોટા મોટા ગ્રંથો તૈયાર થઈજાય અત્યાર સુધીમાં તેના ઉપરહજારો ભાષ્ય અને ટીકાઓ થઈ ચુકી છે. તો પણ વિચાર કરતાં તેમાંથી અનેક નવાં નવાં રત્નો નિકળતાંજ જાય છે.

યુગ યુગમાં, સમય સમય ઉપર મહાપુરૂષ ધર્મરક્ષાર્થ કોઈને કોઈ નવુંકામ કર્યાકરે છે. થાયછે તો તે શાસ્ત્રાનુમોદિત, પરંતુ તેને સમજવામાં જનતાને જરાવાર લાગે છે. સ્વામી શ્રી વિદ્યાનંદજી મહાપુરૂષ છે. એવા પ્રતાપી પુરૂષ કોઈ કોઈ જાતિમાં કદી કદી પેદાથયા કરે છે. એવા સત્પુરૂષ જે કૃતિ કરે છે, તે તે સમયના લોકોની સમજમા તેવખતે ભલે ન આવે, પણ તેનાથી અપરિમિત લાભ થાય છે

સ્વામીજી એ, જ્ઞાન સ્વરૂપા ગીતાદેવી ને મૂર્તસ્વરૂપમાં પ્રકટ કરી ને, સદાને સારૂ ગીતાપ્રચારનો માર્ગ સરળ કરી આપેલો છે. હમે એ કામની શ્લાઘા ( આવકારીએ છીએ ) કરીએ છીએ. કોઈ રામાયણ કે ભાગવત ના વાચે, તો પણ તેજે રામમંદિર અગર ઠાકોરદ્વારે જશે તો રામ તથા કૃષ્ણ નાં નામ જરૂર લેશે પ્રતિદિન દર્શનના સંસ્કારવશ તેને કદી રામાયણ ભાગવતાદિ વાંચવાની કે સાભળવાની શ્રદ્ધા જરૂર ઉત્પન્ન થશે. એજ પ્રમાણે ગીતામંદિરમાં શ્રી ગીતાદેવીનાં દર્શન કરીને ભાવિક જનતામાં ગીતા વાંચવાનો અનુરાગ ઉત્પન્ન થશે

જનતા એ સ્વામીજીના પચીસ વર્ષના પ્રચારોપલક્ષ્યમાં શ્રી ગીતારજતજયંતીમહોત્સવ કરીને જે કૃતજ્ઞતા પ્રગટકરી છે, તેને સારૂ તેમને ધન્યવાદ આપતાં હુ પ્રભુ ગીતાપતિ પાસે વિનંતી કરૂછુ સ્વામીજી સુવર્ણ અને હીરકમહોત્સવ ઉજવવાને સારૂ શતાયુ થાય. સવાપચીસલાખ ગીતાપારાયણ અને પચ મહાયજ્ઞાનુષ્ઠાન, શુદ્ધ દાવાનળ થી જગતની રક્ષા કરી ને કલ્યાણ કરે, તથા આપણા દેશ નેતાઓને મુક્તિ પ્રાપ્ત થાય ?

અતમાં સર્વ બહેનો તરફથી શ્રી જેકોરબહેન સાકરવાળા એ સર્વનુ સ્વાગત સન્માન કરી ને આજે છઠ્ઠાદિવસનું કાર્ય ગીતામાતા અને પ્રભુના જયઘોષની સાથે નિર્વિઘ્ને સમાપ્ત કર્યું.

## ૭—સાતમા દિવસનો કાર્યક્રમ ( ગુરૂવાર તા૦ ૧૯-૪-૪૫ )

આજે ગીતારજતજયંતીમહોત્સવનો સાતમો દિવસહતો. અંતિમ દિવસ હોવાથી માનવસાગરનાં મોજાં ઉપરા ઉપરી ચાલ્યાં આવતાં હતાં. આજે બપોરના ત્રણવાગ્યાથી લઇને સાંજના છવાગતા સુધીમાં ચારે યજ્ઞોની પુર્ણાહુતિનો સમય નિયત હતો. જે સમયે જે યજ્ઞની પૂર્ણાહુતિ થતી હતી, તે સમયે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ સર્વ આચાર્યોને સાથે લઈને તે યજ્ઞ મંડપમાં જતા હતા. અનેત્યાંના યજમાન, આચાર્યો સહિત સ્વામીજીની પૂજાકરીને યજ્ઞની પૂર્ણાહુતિ વિધિ સંપન્ન કરતા હતા.

ચારે યજ્ઞોની સમાપ્તિ કરીને આચાર્યોસહિત સ્વામીજી સભામંડપમાં પધાર્યા. આજના દિવસના સભાપતિ સ્વામી શ્રી મહેશ્વરાનંદજી મહારાજ મહામંડળેશ્વર, કનખલ ( હરિદ્વાર ) નિવાસી હતા,

### સેવા તથા પારાયણના ઉપલક્ષમાં પારિતોષિક વિતરણ.

ગીતાનગરા ને સ્વનિર્મિત કળામય ચિત્રોથી સુસજ્જિત કરનાર નાગપુરના પ્રસિદ્ધ પેન્ટર શ્રી માધવરાવ ઇંગલેને આજે રૂપિયા એક હજારને એક ૧૦૦૧) ચાંદીનુ મોટુ જગ ( જળપાત્ર ) તથા એક જરીનો સાફો ઇનામમાં આપવામાં આવ્યો હતો. અમદાવાદના શ્રી ભોગીલાલ હરિભાઈ તથા છોટાલાલને પણ વસ્ત્ર, સાફા તથા ચાંદીના ગીતા મેડલ પારિતોષિક આપવામાં આવ્યા. ગીતામંદિરને રંગનારા શ્રી ગણેશલાલ, રમણલાલ, કાંતિલાલ, નાના ગણેશલાલ તથા અંબાલાલને વસ્ત્ર, ચાંદીનાં પાત્ર તથા બિલ્લા આપવામાં આવ્યા.

તે પછી એકંદરે ૩૦૦૦૦૦૦ થી ઉપરાંત પારાયણો થયા પૈકી વધારે સંખ્યામાં પારાયણ કરનાર જે શ્રદ્ધાળુ પાઠકો સભામાં હાજર હતા તેમને ગીતા મેડલ આપવામાં આવ્યા. જે ઉપસ્થિત નહોતા તેમને આપવા વ્યવસ્થા કરવામાં આવી તથા પ્રથમ શ્રેણીના પારાયણ કર્તાઓને ચાંદીનાં વિચિત્ર પાત્રો ઇનામમાં આપવામાં અવ્યાં.

### નાની બાલિકાના આશ્ચર્યપ્રદ ગીતાપાઠ

આ સમયે એક સાડા સાત વર્ષની બાલકીએ, જેનું શુભનામ સિદ્ધિદા ઉમિયાશંકર છે, તેણે સર્વ આચાર્યો તથા ભારે જનસમૂહ સમક્ષ નિડર પણે ગીતાના સંપૂર્ણ અઢારે અધ્યાયોનો કંઠાગ્ર પાઠ સંભળાવ્યો. એ બાલિકાને ગીતાપ્રતિયોગિતા પરીક્ષામાં સર્વ પ્રથમ આવવાથી ચાંદીનો કટોરો આપવામાં આવ્યો.

## ગીતા પ્રતિમાનું પારિતોષિક

અમદાવાદની 'રવિવાર ભજનમંડલી' મુંબઇનું 'ગુરૂવાર ગીતા-મહીલામંડળ' તથા 'ધર્મજ ગીતાકન્યા પાઠશાળા' એ ત્રણે સંસ્થાઓને સો સો તોલાની ગીતાપ્રતિમા બંનાવરાવી પારિતોષિકમાં આપવાની ઘોષણા કરવામાં આવી તે ઉપરાંત ધ્વજાની નીચે અખંડ ગીતાપારાયણ કરનારા પ્રત્યેક મહાત્માને મેડલ આપવામાં આવ્યા. અને ધર્મજ વાળી ગીતાકન્યા પાઠશાળાની ઘણી છોકરિયોને ઈનામો આપ્યાં તથા બીજા પણ કેટલાક લોકોને યથા યોગ્ય ઈનામો આપવામાં આવ્યાં.

## સ્વામી શ્રી મહેશ્વરાનંદજીનું ભાષણ.






જના સભાપતિ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ દાર્શનિકસાર્વભૌમ વિદ્યાવારિધિ ન્યાયમાર્તંડ વેદાંતવાગીશ સ્વામી શ્રી મહેશ્વરાનંદગિરિ મહામંડળેશ્વર મહારાજ, કનખળ ( હરિદ્વાર ) સુરતગિરિ બંગલા વાળાએ પોતાનું અભિનંદનાત્મક ભાષણ આ પ્રમાણે શરૂ કર્યું—

गीताया 'विश्वमान्याया विद्ययाऽऽनन्ददायिने ।
लोकेभ्यः सततं तस्माद् विद्यानन्दाय ते नमः ॥ १ ॥

गीतापतेः समादेशात् गीताप्रचारतत्परः ।
समभूद्यो महानात्मा गीताव्यासाय ते नमः ॥ २ ॥

आबालवनितादीनां लोकानां हृदये खलु ।
गीताप्रीतिं प्रभूतां योऽजनयत् तत्कथादिना ॥ ३ ॥

गीताज्ञानप्रदानेन लोकसङ्ग्रहकारिणे ।
महद्भिरर्पिताः सद्भिर्धन्यवादा भवन्तु ते ॥ ४ ॥

यस्य शुभ्रैर्गुणैर्नूनं समाकृष्टैर्महात्मभिः ।
यस्मै समर्पितं प्रेम्णा मण्डलेशमहत्पदम् ॥ ५ ॥

गीताज्ञानेन यो विद्वान् जगद्ध्वान्तं न्यवारयत् ।
तेन वै लब्धवान् ख्याति जगद्गुरुपदात्मिकाम् ॥ ६ ॥

तस्मै ते विश्वमान्याय विश्वकल्याणकामिने ।

विश्वस्यास्याखिलस्य स्युः प्रणतीनां परम्पराः ॥ ७ ॥

सोऽयं श्रीमान् परो हंसः परिव्राजां शिरोमणिः ।

आचार्यप्रवरः स्वामी विद्यानन्दो विराजताम् ॥ ८ ॥

મહામંડલેશ્વર પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહાન્ આત્મા છે. તેમણે અનેક મહાન કાર્યો કરેલાં છે. જેવાં કે—ભારતવર્ષમાં, વિશેષે કરીને ગુજરાત પ્રાન્તમાં ગીતાનો અદ્ભૂત પ્રચાર કર્યો, ગીતા આશ્રમ સ્થાપિત કર્યાં તથા સ્થાને સ્થાને શ્રેષ્ઠતમ ગીતાજ્ઞાનયજ્ઞના અપૂર્વ સફળ આયોજન કર્યાં. શ્રુતિનો આદેશ છે કે 'श्रेष्ठतमाय कर्मण आप्यायध्वम्' ( શુ૦ ય૦ ૧-૧ ), આપ લોક શ્રેષ્ઠતમ કર્મ કરવાને સારૂ આગળ વધો. 'यज्ञो वै श्रेष्ठतमं कर्म' ( શ૦ બ્રા૦ ૧–૭–૧–૫ ) યજ્ઞજ શ્રેષ્ઠતમ કર્મ છે. સર્વ પ્રકારના યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠતમ છે. ભગવાન શ્રીકૃષ્ણ પણ ગીતામાં તેજ કહે છે–'श्रेयान् द्रव्यमयाद् यज्ञाद् ज्ञानयज्ञः परंतप' ( ૪–૩૩ ) દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે.

સ્વામીજીનાં એ સર્વ આયોજનોમાં અમદાવાદમાં નો 'ગીતારજતજયંતી મહોત્સવ' સર્વ શ્રેષ્ઠ છે. તેમાં દૂર દેશના અનેક મહામંડલેશ્વર મહાનુભાવો, વિશિષ્ઠ મહાત્માઓ, તથા પંડિતોને બોલાવવામાં આવેલા છે. આ યજ્ઞનો પ્રશસ્ત લાભ લેવાને સારૂ દૂર દૂરની જનતા ઉલટી પડી છે. અમદાવાદની જનતાના તો ઘરમાંજ જ્ઞાનગંગા વહીરહીછે. તેનો અલભ્ય લાભ શ્રદ્ધા પૂર્વક તે લઈ રહેલી છે, સાથે વિષ્ણુયાગ, મહારૂદ્રયાગ આદિ અનેક દ્રવ્ય યજ્ઞ પણ થઈ રહેલા છે. શ્રીમદ્ ભગવદ્ગીતાનાં પચીસલાખ પારાયણ તથા શ્રીમદ્ ભાગવતનાં પણ ૧૦૮ પારાયણ થયાં છે. આ સત્કાર્યોથી જનતામાં સનાતનધર્મની અતિ ઉત્તમ જાગ્રતિ થએલી છે, લોકોનાં મન આનંદથી ભરાઈ ગયાં છે.

વિષ્ણુ સહસ્રનામ સ્તોત્રમાં ભગવાનનાં 'अमानी मानदो मान्यो लोकस्वामी' એવાં ચારનામ આવે છે. સ્વામી વિદ્યાનંદજી મહારાજ પણ આ સમારોહમાં સ્વયં અમાની થઇને, પોતાને સારૂ માનની સ્પૃહાનો ત્યાગ કરીને, માનદ–અન્ય આવેલા મહાનુભાવોને સન્માન આપવામાં તત્પરતા દેખાડે છે. મહાપુરૂષોનાં એજ લક્ષણ હોય છે. કનકકામિનીના ત્યાગથી પણ માનનો ત્યાગ શ્રેષ્ઠ છે એવા અમાની તથા માનદ મહાપુરૂષજ ભગવાન વિષ્ણુની પેઠે માન્ય અને લોક સ્વામી થઈ શકે છે. ગીતાના ત્રયોદશ અધ્યાયમાં ભગવાને 'अमानित्वमदम्भित्वम्'...

આદિ આત્મજ્ઞાનનાં વીસ સાધનોમાં પ્રથમજ 'અમાનિત્વ' સાધનનો ઉપદેશ કરેલો છે. તથા પંદરમા અધ્યાયમાં પણ 'निर्मानमोहा' કહેલું છે.

ગીતાવ્યાસ સ્વામીએ કથા પ્રવચનો દ્વારા જે પ્રકારે ભારતની જનતાના મનમાં ગીતાજ્ઞાન ગંગાને પ્રવાહિત કરવાનો ભગીરથ પ્રચાર કર્યો છે, તેજ પ્રકારે 'ગીતાગૌરવભાષ્ય' રૂપમાં પોતાની અનોખી શૈલીથી ગીતાની હિંદી તથા ગુજરાતી વ્યાખ્યા લખીને પણ મહાન ઉપકાર કર્યો છે. એટલાં બધાં વિશાળ દ્રષ્ટાંતોથી પરિપૂર્ણ વ્યાખ્યા હજી સુધી કોઈ વ્યાખ્યાતાએ લખી નથી. શ્રી સ્વામીજીનો એ સ્તુત્ય પ્રયાસ સદાને સારૂ સ્મરણીય રહેશે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપનિષદોના સારરૂપ બ્રહ્મવિદ્યા છે. ભગવતી બ્રહ્મવિદ્યાની આરાધના કર્યા વગર બ્રહ્મ સાક્ષાત્કાર થઈ શકતો નથી. સામવેદની તલવકારશાખાના 'કેનોપનિષદ્' માં ઇંદ્ર, અગ્નિ તથા વાયુનાં વૃતાંત આવે છે. યથા—ઇંદ્રાદિદેવ બ્રહ્મવિદ્યાની ઉપાસના વિના બ્રહ્મને જાણી શકયા નહી. જ્યારે હૃદયમાં બ્રહ્મવિદ્યાની સાકાર વિગ્રહ રૂપમાં ઉપાસના કરી, ત્યારે તેની સિદ્ધિથી ભગવતીનાં મૂર્તિમાન સ્વરૂપનાં સાક્ષાત્ દર્શન થયા. એ ભગવતીની કૃપાથી ઇંદ્રાદિ દેવક્રમશઃ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને કૃતાર્થ થઇ ગયા. તેમના મિથ્યા અભિમાનાદિ દોષોની નિવૃત્તિ થઈ ગઈ. અસ્તુ, વદતુસાર;

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां हैमवतीम्। (કે૦ ઉ૦ ૩–૧૨)

એ વચન બ્રહ્મવિદ્યા ભગવતીના ઉપાસ્ય 'સાકારવિગ્રહ' માં પ્રમાણ છે. શ્રીમાન્ સ્વામી વિદ્યાનંદજી એ એજ સનાતન વૈદિક પદ્ધતિને અનુસાર ઉપાસનાની સિદ્ધિને સારૂ અમદાવાદ, વડોદરા આદિ સ્થાનોમાં બ્રહ્મવિદ્યા રૂપિણી ગીતામાતા ભગવતીના સાકારવિગ્રહોની પ્રતિષ્ઠા કરીને જનતા ઉપર મહાન ઉપકાર કર્યો છે. ભગવાન્ શ્રી વિશ્વનાથજીને હું પ્રાર્થના કરૂં છુ કે, તેઓ આવા લોકોપકારી વિશ્વહિતૈષુ મહાપુરૂષોને ચિરાયુ બનાવે, હરિઃ ॐ તત્સત્ ?

## મહંત શ્રી શાન્તાનન્દનાથજી દ્વારા માનપત્ર




નંતર શ્રી અવધૂનાથમઠ, હરિદ્વારના મહંત શ્રી શાન્તાનંદનાથજીએ સ્વામીજીને પોતાના તરફથી અપાએલું 'માનપત્ર' સભામાં પોતે જાતેવાંચી સંભળાવ્યુ,યથાઃ—

આચાર્યપ્રવર ! આપના પચીસવર્ષના ગીતાપ્રચારોપલક્ષ્યમાં યએલા ગીતારજતજયંતીમહોત્સવનું અવલોકન કરીને હમારૂ હૃદય હર્ષભીનું થઈ રહેલું છે··· ··· ···

દેશના દુર્ભાગ્યે અત્યાર સુધી ગીતા, ધાર્મિકપાઠ માત્રનું પુસ્તક તથા તેનો પાઠ કરનારાને સંસાર ત્યાગી સમજવામાં આવતા હતા, પરંતુ આપે જનતાને જ્ઞાન, કર્મ તથા ભક્તિનો સંદેશ આપીને તેને સર્વ માનવ ધર્મવિકાસની શ્રી ભગવાનની દેનગી સિદ્ધ કરી આપેલી છે. પોતે અવતારી પુરૂષ છો અમદાવાદ, વડોદરા તથા કરનાળીનાં ગીતામંદિરો, આપશ્રીની કર્મણ્યતાનું બોધન કરે છે.

તેમને સારૂ સંન્યાસી સમાજ ગર્વ લે છે. આપણા દેશમાં વિદ્વાન, પ્રચારક સંન્યાસિયોની આવશ્યકતા છે. એ કાર્યને સારૂ આપ થી એક 'સંન્યાસિસંસ્કૃત વિદ્યાલય' સ્થાપિત કરી દો, એવો હમારો અનુરોધ છે. કારણ કે એ કરવાનું આપનામાં સામર્થ્ય છે.

આપને જાણીને પ્રસન્નતા થશે કે, મે મારી પોતાની અનેક સંસ્થાઓમાં ની એક, જે ઔષધાલયનું ઉદ્દઘાટન આપના કરકમળોથી કરાવેલુ હતું, તે જનતા જનાર્દનની સેવા સુચારૂ રૂપથી કરી રહેલી છે. મારી સર્વ સંસ્થાઓ ઉપર આપની પ્રથમથીજ અમી દ્રષ્ટિ છે.

આજ આપની સાર્વજનિક સેવા ( ગીતાપ્રચાર ગીતાધર્મ પત્ર, ગીતામંદિર, ગીતાદેવીની સ્થાપના ) તથા વ્યક્તિત્વના પ્રભાવથી, આ જયંતી સમારોહ એક સાધારણ ઉત્સવ નહી, પણ કુંભના મહાપર્વમાં પરિણત થઈ ગયો છે. આપશ્રીમાનના જેવા વીતરાગ, તપોનિષ્ઠ, ત્યાગમૂર્તિ પરોપકાર સંલગ્ન તથા ઉદારચેતા મહાપુરૂષથી સાધુસમાજ ગૌરવાન્વિત થએલો છે.

આપ બૃહદ્ ગુજરાતની પેઠેજ સમગ્ર દેશને પણ પોતાના સત્કાર્ય અને સદ્ઉપદેશથી લાભાન્વિત કરશો, એવી આશા પ્રગટ કરીને હું આપની કરકમળોમાં શ્રદ્ધાંજલીપુરઃસર સુમનાંજલી સાદર સમર્પિત કરૂ છું.' *

શ્રી અવધુનાથ મઠ, હરિદ્વાર. આપનો—મહંત શાંતાનંદનાથ,

## પંડિત સમાજ તરફથી માનપત્ર સમર્પણ

—:o:—

॥ गीतामृतदुहे नमः ॥

ॐ पूर्णमदः ।पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

* સોનાના પાત્રમા ગંગાજળના સમાન પ્રાંજલ ભાષામા ઊલ્લિખિત આ સારગર્ભિત માનપત્ર સ્થાનના અભાવથી પૂરૂ આપી શકાયું નથી.

पद्माकरं दिनकरो विकचीकरोति चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥

श्रीमत्कृष्णे नुदति सुरथं मध्यभागे कुरूणां
दृष्ट्वा बन्धून् समरसमये जातसंनोहवेगः ।
नाहं योत्स्ये कथमपि विभो तैर्जितो वा हतो वा
श्रुत्वा सख्युर्वितथवचनं प्राह यच्चक्रपाणिः ॥

वक्ता यस्यास्त्रिभुवनपतिः पार्थ आधारपात्रं
व्यासेनैषा परमगतिदा गुम्फिता भारते च ।
धर्माचार्यैश्चकितचकितं टीकिता या मतार्थं
मान्या याऽभूज्जनपदकुलेरात्मभाषान्तरेण ॥

सैषा 'गीता' भुवि त्रिपथगा जाह्नवीवावतीर्णा
यस्याश्चैको व्रतजपतपोध्यानसेव्यः प्रवाहः ।
श्रीमद्भिः ( श्रीस्वामिचरणैः ) श्रीशिवपदजुषा पूज्यपादारविन्दै-
रानीतो नः स इह नितरां गुर्जराणां सुभाग्यम् ॥

प्रमुदितमनसोऽद्य प्रेक्ष्य तन्मूर्तरूपम् । सकलसुजनवन्द्यं कृष्णगीतस्य धाम ।
इपुकरमितवर्षैस्तत्प्रवक्तारमद्य स्तुतियुतमिह किञ्चिच्छ्रोतुमाराधयामः ॥

श्रीमत्परमहंस परिव्राजकाचार्य पदवाक्यप्रमाणज्ञ यमनियमाद्यष्टाङ्गयोगानुष्ठानतपश्चर्याचरणनिरत निखिलनिगमागमसारहृदय चातुर्वर्ण्याचार्य लोकसंग्रहि गीताव्यास जगद्गुरु श्री १०८ युत महामण्डलेश्वर श्रीविद्यानन्दस्वामिचरणकमलयोः सविनयः सप्रणिपातपूर्वकोऽयं समुल्लसतुतरां श्रद्धाञ्जलिः ।

... ... ... ... ...

एतैः पञ्चमहामखैः प्रमुदिता धर्मे नितान्तं रता
गीताधर्मध्वजाश्रिता गुरुतमा समश्रयं वाञ्छति ।
निस्त्रैगुण्यविरक्तिमाश्रितवटामेतद्गुरु श्रीमतां
गीताज्ञानमयं सदा विजयतां लोकोत्तरमीजुषाम् ॥

पार्थसारथिना गीता श्रीस्वामिचरणैः सदा।
सेविता सर्वदा नित्यं सर्वान्नः पावयत्विति॥
कृष्णारामात्मजः शास्त्रीत्युपाह्वरमणो ननु॥
श्रीस्वामिपादयोरेतद्चर्यित्वा समर्पयत्॥ ❀

राजनगरीयं गीतामन्दिरम्,
सं २००२ वैक्रमाब्दे।

निवेदकाः—पौराणिको बालकृष्णः, शास्त्री ईश्वरलालः, ज्योतिषी गिरिजाशंकरः, पौराणिक आनन्दशंकरः, ज्योतिषी मूलशंकरः, ज्योतिषी नर्मदाशंकर, शास्त्री रमणलालश्च।

આમાન પ્રદાનનું કાર્ય પૂરૂથયા પછી સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે શ્રી ગીતારજતજયંતિ મહોત્સવ' નો ઉપસંહાર કરતાં કહ્યું—હિંદુજાતિના આચાર્ય જયાં સુધી એકત્ર નહીં થાય, ત્યાં સુધી આર્યધર્મનું કલ્યાણ થઈ શકવાનું નથી. આપ લોકોમાં એકતા (સંગઠન) નથી. તેથી કાઉન્સીલોમાં પણ આપને કોઈ સાંભળતું નથી. આપ ધર્માચાર્યોએ ધર્મોપદેશ કરવાને સારૂ ચારે બાજુએ ફરવુ જોઈએ. એવો સમય આવે છે કે જ્યારે શિખા સૂત્ર પણ ન રહે બધા મળીને પ્રચાર કરો પ્રભુ સહાયક થશે.

હવે હુ આગંતુક સર્વ મહામંડલેશ્વરો, આચાર્યો, મહંતો, મહાત્માઓ, ગૃહસ્થભકતો, સ્વાગતસમિતિના સભ્યો તથા કાર્ય કર્તાઓનું સ્વાગત કરૂં છું. અને મુંબઈ, અમદાવાદ, વડોદરા, રાયપુર, નાગપુર, નડિયાદ વગેરેના જે લોકો એ તન, મન તથા ધનથી આ કાર્યમાં જે સહાયતા આપીછે તેમને હુ આશીર્વાદ આપુ છું.

અંતમાં 'સંદેશ' પત્રના અધિપતિ શેઠ નંદલાલ બોડીવાળાએ સર્વેનું સ્વાગત સન્માન કરીને આજે સાતમા દિવસનું કાર્ય સમાપ્ત કર્યું.

## અવભૃથ—યજ્ઞાન્તસ્નાન

### (રામનવમી–તા. ૨૦-૪-૪૫)




જ્ઞીય અવભૃથ સ્નાન કરવાને સારૂ આજના અંતિમ દિવસે પ્રાતઃકાળથી ગીતામંદિર તથા ગીતા નગરમાં લાખો માણુસોની ભીડ જામી ગએલી હતી. અવભૃથ સ્નાનાર્થે જુલુસની ઉચિત રીતે વ્યવસ્થા કરવાને સારૂ સ્વયંસેવક દળ તથા પોલિસ ઘણી મોટી સંખ્યામાં ઉપસ્થિત હતા.

* સુયોગ્ય વિદ્વાનોદ્વારા સમર્પિત, સુલલિત રચનાયુક્ત તથા સુવિસ્તૃત આ 'માનપત્ર' નો સ્થળ સંકોચને લીધે થોડોજ અંશ અહીં છાપવામાં આવ્યો છે.

આઠ વાગે ગીતાનગરમાંથી સરઘસ નિકળ્યું તેમાં સર્વથી આગળ બે હવાળા, તેની પાછળ શ્રી સ પન્ન પુરૂષો તથા સાધારણ લોકોનો હજારોની સંખ્યામાં સમૂહ ચાલતો હતો, તે પછી હાથી ઉપર ભગવો ઝંડો હતો તેની પાછળ બે સફેદ ઘોડાવાળી વિકટોરિયા ગાડીમાં ગીતામાતા તથા શ્રી કૃષ્ણ મહારાજનાં સ્વરૂપ બિરાજમાન હતાં, તેની આગળ હજારોની સંખ્યામાં યજ્ઞદીક્ષિત બ્રાહ્મણો તથા મહાત્માઓનું મંડળ, ગીતાના પંદરમા અધ્યાયનો પાઠ કરતું કરતું ધીમે ધીમે ચાલતું હતું તેના પછી વાજીંત્રોનાં બેંડ હતાં, તેના પછી શણગારેલી મોટર ગાડીમાં આગંતુક મહાત્મા—શ્રી શંકરાચાર્ય સર્વ મહામંડલેશ્વર, વૈષ્ણવાચાર્ય તથા પ્રતિષ્ઠિત મહંત લોક બિરાજમાન હતા, તેની પાછળ મસ્તક ઉપર જળ ભરેલા કળશ ઉપર નારિયેળ, પુષ્પ, પલ્લવયુક્ત કુમારિકાઓ તથા સૌભાગ્યવતી બહેનોનો સમૂહ અને તે પછી અન્યમાતાઓનો સમૂહ ચાલતો હતો.

જયતી મહોત્સવ સપ્તાહમાં જે ભજનમંડળિયો સભામંડપમાં કીર્તન કરતી હતી તે શ્રી પુનીત મહારાજની ભજનમંડળી, શ્રી ગોવર્ધન મહારાજની ભજનમંડળી, આદિ સર્વ સંકીર્તન સમાજ સ્વય પ્રભુ પ્રેમમાં નિમગ્ન થઈ, જનતાને પણ આનંદ સાગરમાં સ્નાન કરાવતો ચાલતો હતો.

જુલુસની આગળ તથા પાછળ પોલિસદળના સશસ્ત્ર જવાનોથી ભરેલી બે મોટર લારિયો ચાલતી હતી ડેપ્યુટી પોલિસ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ રા૦ રા૦ શ્રી બાબુરાવ શાહ ઇન્સ્પેક્ટર શ્રી બાપાલાલ તથા સબઇન્સ્પેક્ટર સાજે શ્રી રતન સિંહ રાવળ આદિનો પણ જુલુસના પ્રબ ધમાં સહયોગ હતો. તે ઉપરાંત સ્વયં સેવિકા તથા સ્વયસેવકદળ પણ ઘણી હોશીયારીથી ભારે ભીડનું નિયંત્રણ કરતું ચાલતું હતું રસ્તામાં ઓટલા, મકાનો, અટારિયો, બારિયો, જરૂખા તથા અગાસિયો, છજામાં અસંખ્ય જન સમૂહ 'શ્રી ગીતાદેવી' તથા મહામંડલેશ્વરોનાં દર્શન કરવાને એકત્રિત થએલો હતો. જ્યાં સુધી નજર પડે ત્યાં સુધી માનવ સાગર ઉભરાતો જણાતો હતો.

રસ્તામાં જગોએ જગાએ ભાવિક ભક્તો સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની હાર, ચંદન, આરતિ આદિથી પૂજા કરતાહતા. તથા ફોટોગ્રાફ લેવાતાહતા. ભક્તજનોએ રસ્તામાં ઠેકાણે ઠેકાણે ઠંડુપાણી પાવાની વ્યવસ્થા કરેલી હતી.

આ અવભૃથ સ્નાનનો જુલુસ ગીતાનગરથી રાયપુર દરવાજે થઇને રાયપુર ચકલે, મદનગોપાલની હવેલી, માણેકચોક, શાકબજાર હાજાપીઠ, વલ્લભભાઈ રોડ ઉપર થઇને વિકટોરિયા ગાર્ડનની આગળથી

લગભગ ત્રણકલાક પછી સાબરમતી ગંગાના તટ ઉપર પહોચ્યો. ત્યાં મહાત્માઓએ તથા જનતાએ યથાવિધિ સ્નાન કર્યું. તે પછી જુલુમને સમાપ્ત કરવામાં આવ્યો.

### દક્ષિણાદાન તથા વિદાય સન્માન.

સાંજે ત્રણથી છ વાગતા સુધીમાં જે યજ્ઞના જે યજમાનો હતા તેમને હાથે દીક્ષિત બ્રાહ્મણોને દક્ષિણા અપાવવામાં આવી. તથા અ૦ સૌ૦ કંકુબહેન ખટાઉમાવજી શેઠિયા તથા ચિ૦ વલ્લભજીને હાથે સમાગત સર્વ આચાર્યો તથા મહાત્માઓનો ભેટથી સત્કાર કરાવવામાં આવ્યો.

### પૌરાણિકજીનું દાનશન્માન,

ગીતાનગરમાં રજતજયંતી મહોત્સવ સપ્તાહમાં શ્રી બાળકૃષ્ણ પૌરાણિકજીએ સાત દિવસ સુધી શ્રીમદ્ ભાગવતની કથા કરેલી હતી. તે સમયમાં જનતાએ જે દક્ષિણા ચઢાવેલી હતી, તે સર્વ પૌરાણિકજીએ ગીતાદેવીના ચરણોમાં સમર્પિત કરી તથા તેમણે યજ્ઞીય દક્ષિણા પણ લીધી નહીં.

આ ત્યાગના સ્વરૂપ પૌરાણિકજીને ગીતામંદિર તરફથી એક સુવર્ણ ગીતાપદક તથા એક મોટી શાલ શ્રી ગીતાદેવીના પ્રસાદ રૂપમાં સમર્પણ કરવામાં આવી એજ પ્રકારે શ્રી ગિરિજાશંકર જોશીએ પણ દક્ષિણા અંગીકાર નહી કરવાથી તેમને સેવા બદલ એક સોનાનો મેડલ તથા પાઘડી આપવામાં આવી.

આજ પણ ગીતા સભામંડપમાં સાંજે ૬ થી ૮ વાગતા સુધી નિત્યની પેઠે મહાત્માઓનાં પ્રવચનો તથા ઉપદેશ થયો. આજના સભાપતિ સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજ મહામંડલેશ્વર હરિદ્વાર, કાશીનિવાસી હતા તેમણે પોતાના ભાષણમાં નીચે પ્રમાણેનો ઉપદેશ કર્યો—

## મ૦ મં૦ સ્વામી શ્રી કૃષ્ણાનંદજી મહારાજનું ભાષણ



મ હર્ષની વાત છે કે અહીં પવિત્ર ગીતારજતજયંતીમહોત્સવ ઉજવવામાં આવ્યો છે. જે હમો સંન્યાસિયોના મહાગૌરવની વાત છે. આ સમારંભ જોઇને હમને કુંભ મેળાનું સ્મરણ થાય છે.

આ પ્રાંતમાં પચીસ વર્ષ પહેલાં ભગવાં વસ્ત્રવાળાનો,

કોઈ પાણી આપીને પણ સત્કાર કરતું નહોતું, તો પછી અન્નની તો વાતજ શી ? પરંતુ આજ સ્વામીજીના પ્રભાવથી સંન્નાસી લોક દેવતાની પેઠે પૂજાય છે.

આજ અહીં વૈદિક અનુષ્ઠાન થયું. તેનાથી પ્રજામાં સુખ શાંતિ તથા કલ્યાણની સદ્‌ભાવના ઉત્પન્ન થશે. જે કામ મનુષ્યોથી થઈ શકતાં નથી, અગર તો જે કામો કરવામાં મનુષ્ય શક્તિથી લાચાર બની જાય છે તે કામ કેવલ ઈશ્વરની સહાયતાથીજ પાર પડે છે. ગીતાના સવા પચીસ લાખ પાઠ અને પંચમહાયજ્ઞ, આ વર્તમાન અશાંતિની જ્વાલાને શાંત કરશે.

ગીતા સર્વશાસ્ત્રમયી છે. તેના વિશાળ હૃદયમાં સર્વ સિદ્ધાંતોનો સમાવેશ થઇ જાય છે. ગીતાનો પ્રચાર આર્ય સભ્યતાનો પોષક છે. હિંદુમાત્રે તેનું પ્રેમપૂર્વક અધ્યયન કરવું જોઇએ. ગીતા સંબંધમાં અધિક કાંઈ કહેવું એ સૂર્યની આગળ દીવો ધરવાના સમાન છે. સ્વામી શ્રી વિદ્યાનંદજીએ ગીતાદેવીની સ્થાપના કરીને હમેશને સારૂ ગીતા પ્રચારનો પાયો મજબૂત કરેલો છે.

અહીંની જનતાએ આ સમારોહમાં પૂર્ણ સહયોગ આપેલો છે. હમારૂં કહેવું એમ છે કે, હવેથી લોક ખાસ રીતે અધિક ગીતાનું પઠન અને શ્રવણ કરે. ગીતા, જેવી પરમાર્થસાધિકા છે તેવીજ લોકોપકારિણી પણ છે. જે ગીતાને નથી જાણતો તે વ્યવહારિકતાને પણ જોઇએ તેવી નથી જાણી શકતો.'

## સ્વામી શ્રી વિદ્યાનંદજીનું આભારદર્શન



શ્રી ગીતાજતજયતીમહોત્સવ જે ભવ્યતા અને શાંતિથી પૂર્ણ થયો તેને સારૂ પ્રભુનું આભારદર્શન કરતાં સ્વામીજીએ કહ્યું—'પરમ કૃપાળુ પરમેશ્વરનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. એજ ઈશ્વરી પ્રેરણાને ભરોસે મ્હેં એ કાર્યભાર ઉપાડેલો હતો, અને તેની કૃપાથીજ એ કામ પૂરૂં થએલું છે. લાખો ભાઈ બહેનોએ આ ધાર્મિક કાર્યમાં લાભ લીધો, તેથી આ સમારંભની સર્વ વ્યવસ્થા સુંદર રીતે થઈ શકી છે. કોઇને કોઇ પ્રકારનું નુકશાન કે કલેશ થએલો નથી, એ પ્રભુ કૃપાનુંજ પરિણામ છે એમ હું માનું છું. આપ લોક પ્રભુપ્રેરણાથી આ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા, એ પણ એની અસીમ દયા છે.

આચાર્યો, મહામંડલેશ્વરો, સંત મહંતો, વિદ્વાનો, મહર્ષિઓ વગેરેએ

બહારથી અહીં પધારીને આ મહાન ધાર્મિક કાર્યમાં જે સક્રિય ભાગ લીધો છે તે બદલ એ સર્વનો હું ઉપકાર માનુ છું.

સ્થાનીય તથા અન્ય નગરોનાં ધનિકો શેઠિયાઓ, મિલ માલિકો તથા વ્યાપારિયોએ તથા આમ જનતા, તેમાં વિશેષે કરીને બહેનોએ સ્વેચ્છાથી, કોઈ પણ પ્રકારના આગ્રહ વગર યથાશક્તિ તન, મન અને ધનથી, તથા બીજાં પણ અનેક સાધનોથી સહાયતા આપીને આ મહાકાર્ય સફળતાની સાથે પૂરૂંકર્યું છે, તેના બદલામાં પ્રભુ એ સર્વનું કલ્યાણ કરે હમારી ઈશ્વર પ્રત્યે એજ પ્રાર્થના છે.

આ પ્રભુના કાર્યમાં નિમિત્ત થનારા, તેમાં સહાયતા આપનારા, ઇમારતી લાકડાંના વ્યાપારી મહાજને આ વિશાળ જમીન જેમાં ગીતાનગર વસેલું છે, તે આપીને ગીતારજતજયંતી મહોત્સવને સફળ બનાવ્યો છે, તે બદલ હું તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

એજ પ્રમાણે પ્રખ્યાત ચિત્રકળાકાર મિસ્ટર ઇંગલે તથા સંપૂર્ણ નગરની ભવ્ય રચના કરનારા કંટ્રાકટર હરિભાઈ તથા ગણેશભાઈ તેમજ સ્થાનીય લોકોના કીમતી સહયોગ વગર કદી પણ આ કામ પૂરૂ નથાત, એ વાત સૂર્યની પેઠે પ્રકાશિત છે. તેમની આ પ્રભુ સેવાના પ્રભુજ સાક્ષી છે,

મહોત્સવમાં પ્રતિદિન લગભગ ત્રણ લાખ મનુષ્યોનું આવાગમન થતું હતું, છતાં એક પણ દુર્ઘટના નથી થઇ,એ અહીંના પોલિસ વિભાગના ઑફીસરોના તથા સિપાઇયોની ભક્તિપૂર્વક કરેલી સુવ્યવસ્થાનું પરિણામ છે. તેમજ સ્વયં સેવક દળમાં પ્રવૃત્ત ભાઈ બહેનોની સેવા તો સારા સારા લોકોને આશ્ચર્યચકિત કરતી હતી. મોટા મોટા ઘરનાં સ્ત્રી–પુરૂષોએ સ્વયંસેવિકા તથા સ્વયંસેવકોના રૂપમાં જે ઉત્તમ સેવા બજાવેલી છે, તે ભૂલી શકાય તેમ નથી.

આ કાર્યને પૂર્ણ સફલતાપૂર્વક પાર ઉતારવાને સારૂ બહારના તથા સર્વાધિક ગૃહકાર્યોમાં અભુતપૂર્વ સહયોગ આપીને બહેનોએ તથા ભોજનાધિકારિયોએ જે અકથનીય શ્રમ ઉઠાવેલો છે તેને સારૂ હું તેમને કોટિશઃ ધન્યવાદ આપું છું.

અમદાવાદની મ્યુનિસિપાલિટિએ વાહનની વ્યવસ્થાને માટે પશુશાળાનું મેદાન, ફાયરબ્રિગેડ, ગીતાનગરમાં નિરંતર છંટકાવ, સફાઈ તથા પાણીનું કનેકશન આપીને આ કાર્યમાં જે કીમતી મદદ કરેલી છે, તે સહયોગને સારૂ તેને અનેક ધન્યવાદ છે.

આખા ગીતાનગરમાં પાણી લઈ જવાની પાઇપો તથા નળોની વ્યવસ્થા કરીને શેઠ ચંદ્રકાન્ત મોતીલાલે જનતાને પાણી પીવાનો ઉત્તમ આરામ પહોંચાડેલો છે, તે કામ જેટલું પ્રશંસનીય છે, તેથી પણ વધારે પુન્યજનક છે. આ પ્રસંગમાં ધનુભાઈના સહયોગનો પણ હું આભાર માનુ છું.

ભજનીકો, પત્રકારો તથા વિજળીવાળાઓને પણ હું ધન્યવાદ આપુ છું કે જેમણે કીર્તનો, સમાચાર પ્રચાર તથા પ્રકાશથી આ મહોત્સવને સફળ બનાવવામાં પૂરી મદદ કરેલી છે.

આવા કઠણ સમયમાં, ધાર્મિક પ્રસંગનું આવુભારે કામ સ્થાનીય સત્તાવાળાઓના સહયોગ વિના કદી પણ પાર પડી શકે નહી, તેથી એ પ્રભાવશાળી વ્યક્તિયોનો પણ આભાર માનુ છું. એક વાર ફરી કહી દેવાનુ અનુચિત નહી ગણાય કે આ સર્વ સમારંભ આપ લોકોનોજ હતો, તેથી આપ સર્વને ધન્યવાદ આપવો અને ન આપવો એ બરોબર છે.

## સ્વામી શ્રી ભાગવતાનંદજી મહામંડલેશ્વર દ્વારા સ્થાનીય

### જનતાજનાર્દન તથા ગીતામંદિર સંચાલકોને ધન્યવાદ

—:o:—




મી શ્રી વિદ્યાનંદજીના આભાર પ્રદર્શન પછી ગીતા રૈપ્ય જયંતી મહોત્સવમાં બહારથી જે આચાર્ય મહામંડલેશ્વર, મહંત, સાધુ મંડળ તથા ગૃહસ્થ વર્ગ અમદાવાદ આવેલા હતા. એ સર્વ આગંતુકોના તરફથી મહાપંડિત સ્વામી શ્રી ૧૦૮ ભાગવતાનંદજી મહારાજ મહામંડલેશ્વર, સસતીર્થ શાસ્રનિધિ, એમણે સ્થાનીય જનતા જનાર્દન તથા ગીતા મંદિરના સંચાલકોને તેમની કાર્ય કુશળતા તથા સત્કાર પરાયણતાને સારૂ ધન્યવાદ આપતાં જે વક્તવ્ય કરેલું તેનો સાર નાચે પ્રમાણે છે—

સજ્જનો ! હમો મહાત્મા વૃંદ તથા ગૃહસ્થવર્ગ, જે આ મહોત્સવમાં સંમિલિત થવાને સારૂ બહારથી આવેલા છીએ તેમને સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ, ગીતામંદિરના સંચાલકો તથા મહોત્સવની સર્વોત્તમ વ્યવસ્થા કરનારાને અન્ય નાગરિકો એ અનેક ધન્યવાદ આપેલા છે. આપ સર્વેએ હમારી

સેવાનો ભાર ઉપાડી, સર્વ પ્રકારની સેવા, સત્કાર તથા સગવડની કાળજી રાખી છે, તેથી આપ ભદ્ર પુરૂષો પ્રતિ આપના સ્વાગત સન્માનથી સંતુષ્ટ સર્વ સમાગત અતિથિયોના તરફથી હું કૃતજ્ઞતા પૂર્વક આભાર પ્રગટ કરવાની ઇચ્છા રાખુ છુ.

જગન્મંગલ કરૂણાકર આનંદકંદ વ્રજચંદ્ર શ્રી કૃષ્ણ પ્રભુની અસીમ અનુકંપાથી શ્રી ગીતારજત જયંતી મહોત્સવ સાંગોપાંગ સાનન્દ સંપન્ન થઈ ગયો. તેની સફળતા (વિશ્વશાંતિ થવાનુ) નું શ્રેય ગીતાપતિ પ્રભુએ બૃહત્ ગુજરાતની જનતાને પ્રદાન કરેલું છે, પરંતુ એ જનતાના સ્ફુર્તિપ્રદાતા સ્વામી શ્રી વિદ્યાનંદજીનું ગીતાપ્રચારમય તપ છે. તેમના તપોબળમાં જગત્પ્રેરિકા શક્તિ વિદ્યમાન છે. શ્રી કૃષ્ણની બંસીના સમાન, તેમનું ગીતા નિદાન સાંભળવાના અભિલાષી જન સર્વદા મોટી સંખ્યામાં સર્વત્ર ઉપસ્થિત રહે છે.

સ્વામી વિદ્યાનંદજી સંત છે, બ્રહ્મસંસ્થ છે. બ્રહ્મવિદ્યા ગીતા પ્રચારક આચાર્ય છે. પ્રભુની દિવ્યલીલામાં તલ્લીન છે, તથા લીલામયના હૃદય છે. તેમણે 'સર્વશાસ્ત્ર મયી ગીતા' જ્ઞાન જ્યોતિથી સર્વનાં હૃદય મંદિર આલોકિત કરી દીધેલાં છે. ગીતાને સારૂ શાસ્ત્રશબ્દ થી વેદ, ષડ્દર્શન, નિરૂક્ત, વ્યાકરણ, ઇતિહાસ, પુરાણ, સ્મૃતિ તથા તંત્ર આદિ સર્વનું ગ્રહણ કરી શકાય છે. તથા સ્વામીજીએ, એ સર્વનું રહસ્ય એક કે બીજારૂપમાં આપ સર્વને ગીતાદ્વારા હૃદયંગમ કરાવી દીધુછે. કેમકે 'શાસનાચ્છંસનાચ્છાસ્ત્રમ્' એ પરાશર ઉપપુરાણ (અ० ૧૮) ને અનુસાર કર્તવ્યના ઉપદેશને 'શાસ્ત્ર' કહે છે.

બંધુઓ ! કેટલું કહીએ, આપ લોક પૂર્વ કથનથી સમજી ગયા હશો કે ગીતા સર્વ શાસ્ત્રમયી અગર તો સર્વ પ્રાચીન ગ્રંથોનું તત્ત્વ છે. તેથી સંસારની સંપૂર્ણ ભાષાઓના સાહિત્યમાં તેનું સર્વોચ્ચ, વિશિષ્ટ સ્થાન છે. અનેક ઋષિ, મુનિ, મહાત્મા, વિભિન્ન સંપ્રદાયોના અર્વાચીન પ્રાચીન આચાર્યગણ તથા પાશ્ચાત્ય અને પ્રાચ્ય વિદ્વાન, સર્વેએ તેનું અતિ ઉત્તમ અધ્યયન અને પરિશીલન કરીને એતદ્વિષયક અનેક વ્યાખ્યાન નિબંધ આદિની રચના કરેલી છે. મનોહારી સૌરભ વિના ભ્રમરગણ કાંઇ એમજ પુષ્પ ઉપર મુગ્ધ થઈ શકે છે ? કદી નહી. સંસારના 'સર્વ વિદ્વાનોને આકૃષ્ટ કરવા' એજ ગીતાની સર્વોત્કૃષ્ટતાનું અકાટ્ય પ્રમાણ છે. અને એ વાતને સર્વોત્તમ રૂપમાં સ્વામી વિદ્યાનંદજીએ આપ સર્વની સામે રજુ કરી દીધેલી છે.

ગીતામાં એ એક સવથી વધારે વિશિષ્ટતા છે કે, સર્વ શાસ્ત્રોના સિદ્ધાંત તેમાં વિસ્તાર સંક્ષેપ, સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રૂપમાં પણ આવી જાય છે. તેજ

આખા ગીતાનગરમાં પાણી લઈ જવાની પાઇપો તથા નળોની વ્યવસ્થા કરીને શેઠ ચંદ્રકાન્ત મોતીલાલે જનતાને પાણી પીવાનો ઉત્તમ આરામ પહોંચાડેલો છે, તે કામ જેટલું પ્રશંસનીય છે, તેથી પણ વધારે પુન્યજનક છે. આ પ્રસંગમાં ધનુભાઈના સહયોગનો પણ હું આભાર માનુ છું.

ભજનીકો, પત્રકારો તથા વિજળીવાળાઓને પણ હું ધન્યવાદ આપુ છું કે જેમણે કીર્તનો, સમાચાર પ્રચાર તથા પ્રકાશથી આ મહોત્સવને સફળ બનાવવામાં પૂરી મદદ કરેલી છે.

આવા કઠણ સમયમાં, ધાર્મિક પ્રસંગનું આવુંભારે કામ સ્થાનીય સત્તાવાળાઓના સહયોગ વિના કદી પણ પાર પડી શકે નહી, તેથી એ પ્રભાવશાળી વ્યક્તિયોનો પણ આભાર માનુ છું. એક વાર ફરી કહી દેવાનુ અનુચિત નહી ગણાય કે આ સર્વ સમારંભ આપ લોકોનોજ હતો, તેથી આપ સર્વને ધન્યવાદ આપવો અને ન આપવો એ બરાબર છે.

## સ્વામી શ્રી ભાગવતાનંદજી મહામંડલેશ્વર
## દ્વારા સ્થાનીય
### જનતાજનાર્દન તથા ગીતામંદિર સંચાલકોને ધન્યવાદ

—:૦:—




સ્વામી શ્રી વિદ્યાનંદજીના આભાર પ્રદર્શન પછી ગીતા રૈપ્ય જયંતી મહોત્સવમાં બહારથી જે આચાર્ય મહામંડલેશ્વર, મહંત, સાધુ મંડળ તથા ગૃહસ્થ વર્ગ અમદાવાદ આવેલા હતા. એ સર્વ આગંતુકોના તરફથી મહાપંડિત સ્વામી શ્રી ૧૦૮ ભાગવતાનંદજી મહારાજ મહામંડલેશ્વર, સર્વતીર્થ શાસ્ત્રનિધિ, એમણે સ્થાનીય જનતા જનાર્દન તથા ગીતા મંદિરના સંચાલકોને તેમની કાર્ય કુશળતા તથા સત્કાર પરાયણતાને સારૂ ધન્યવાદ આપતાં જે વક્તવ્ય કરેલું તેનો સાર નીચે પ્રમાણે છે—

સજ્જનો! હમો મહાત્મા વૃંદ તથા ગૃહસ્થગણ, જે આ મહોત્સવમાં સંમિલિત થવાને સારૂ બહારથી આવેલા છીએ તેમને સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ, ગીતામંદિરના સંચાલકો તથા મહોત્સવની સર્વોત્તમ વ્યવસ્થા કરનારાને અન્ય નાગરિકો એ અનેક ધન્યવાદ આપેલા છે. આપ સર્વેએ હમારી

સેવાનો ભાર ઉપાડી, સર્વ પ્રકારની સેવા, સત્કાર તથા સગવડની કાળજી રાખી છે, તેથી આપ ભદ્ર પુરૂષો પ્રતિ આપના સ્વાગત સન્માનથી સંતુષ્ટ સર્વ સમાગત અતિથિયોના તરફથી હું કૃતજ્ઞતા પૂર્વક આભાર પ્રગટ કરવાની ઈચ્છા રાખુ છુ.

જગન્મંગલ કરૂણાકર આનંદકંદ વ્રજચંદ્ર શ્રી કૃષ્ણ પ્રભુની અસીમ અનુકંપાથી શ્રી ગીતારજત જયંતી મહોત્સવ સાંગોપાંગ સાનન્દ સંપન્ન થઈ ગયો. તેની સફળતા ( વિશ્વશાંતિ થવાનુ ) નું શ્રેય ગીતાપતિ પ્રભુએ બૃહત્ ગુજરાતની જનતાને પ્રદાન કરેલું છે, પરંતુ એ જનતાના સ્ફુર્તિપ્રદાતા સ્વામી શ્રી વિદ્યાનંદજીનું ગીતાપ્રચારમય તપ છે. તેમના તપોબળમાં જગત્પ્રેરિકા શક્તિ વિદ્યમાન છે. શ્રી કૃષ્ણની બંસીના સમાન, તેમનું ગીતા નિદાન સાંભળવાના અભિલાષી જન સર્વદા મોટી સંખ્યામાં સર્વત્ર ઉપસ્થિત રહે છે.

સ્વામી વિદ્યાનંદજી સંત છે, બ્રહ્મસંસ્થ છે. બ્રહ્મવિદ્યા ગીતા પ્રચારક આચાર્ય છે. પ્રભુની દિવ્યલીલામાં તલ્લીન છે, તથા લીલામયના હૃદય છે. તેમણે 'સર્વશાસ્ત્ર મયી ગીતા' જ્ઞાન જ્યોતિથી સર્વનાં હૃદય મંદિર આલોકિત કરી દીધેલાં છે. ગીતાને સારૂ શાસ્ત્રશબ્દ થી વેદ, ષડ્દર્શન, નિરૂક્ત, વ્યાકરણ, ઇતિહાસ, પુરાણ, સ્મૃતિ તથા તંત્ર આદિ સર્વનું ગ્રહણ કરી શકાય છે. તથા સ્વામીજીએ, એ સર્વનું રહસ્ય એક કે બીજારૂપમાં આપ સર્વને ગીતાદ્વારા હૃદયંગમ કરાવી દીધુછે. કેમકે 'શાસનાચ્છંસનાચ્છાસ્રમ્' એ પરાશર ઉપપુરાણ ( અ૦ ૧૮ ) ને અનુસાર કર્તવ્યના ઉપદેશને 'શાસ્ત્ર' કહે છે.

બંધુઓ ! કેટલું કહીએ, આપ લોક પૂર્વ કથનથી સમજી ગયા હશો કે ગીતા સર્વ શાસ્ત્રમયી અગર તો સર્વ પ્રાચીન ગ્રંથોનું તત્ત્વ છે. તેથી સંસારની સંપૂર્ણ ભાષાઓના સાહિત્યમાં તેનું સર્વોચ્ચ, વિશિષ્ટ સ્થાન છે. અનેક ઋષિ, મુનિ, મહાત્મા, વિભિન્ન સંપ્રદાયોના અર્વાચીન પ્રાચીન આચાર્યગણ તથા પાશ્ચાત્ય અને પ્રાચ્ય વિદ્વાન, સર્વેએ તેનું અતિ ઉત્તમ અધ્યયન અને પરિશીલન કરીને એતદ્વિષયક અનેક વ્યાખ્યાન નિબંધ આદિની રચના કરેલી છે. મનોહારી સૌરભ વિના ભ્રમરગણ કાંઇ એમજ પુષ્પ ઉપર મુગ્ધ થઈ શકે છે ? કદી નહી. સંસારના 'સર્વ વિદ્વાનોને આકૃષ્ટ કરવા' એજ ગીતાની સર્વોત્કૃષ્ટતાનું અકાટ્ય પ્રમાણ છે. અને એ વાતને સર્વોત્તમ રૂપમાં સ્વામી વિદ્યાનંદજીએ આપ સર્વની સામે રજુ કરી દીધેલી છે.

ગીતામાં એ એક સવ થી વધારે વિશિષ્ટતા છે કે, સર્વ શાસ્ત્રોના સિદ્ધાંત તેમાં વિસ્તાર સંક્ષેપ, સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રૂપમાં પણ આવી જાય છે. તેજ

કારણથી મહાભારતના ભીષ્મપર્વ ( ૪૩ ૨ ) તથા નરસિંહ પુરાણ ( ૬૬-૧૧ ) આદિમાં કહેવામાં આવ્યું છે કે—

सर्वशास्त्रमयी गीता सर्वदेवमयो हरिः । सर्वतीर्थमयी गङ्गा सर्ववेदमयो मनुः ॥

વ્યાસજી પણ કહે છે કે—

गीता गङ्गा च गायत्री गोविन्द इति हृत्स्थिते । चतुर्गकारसंयुक्ते पुनर्जन्म न विद्यते ॥

અર્થાત્ ગીતા, ગંગા, ગાયત્રી અને ગોવિંદ—એ ચાર ગકાર અગર એ ચારે નામ જો હૃદયમંદિરમાં સ્થાપિત કરવામાં આવે તો પુનર્જન્મનો બખેડો સદાને સારૂ ટળી જાય. એ સ્મરણમાં રાખવું જોઇએ કે ગોવિંદની સાથે ગુરૂ પણ આવી જાય છે. તેમાં સર્વ પ્રથમ ગીતાનો ઉલ્લેખ એટલા માટે છે કે, ગીતાજ્ઞાનથી એ ત્રણે સુલભ થઈ જાય છે.

તેથી આભાર પ્રદર્શનમાં આપણે ગીતાનો આભાર પણ માનવો જોઇએ. તેટલા સારૂ આજ આ બધુ કહીને, એ સમજાવવાનો યત્ન કરીએ છીએ કે, 'ગીતામાં સર્વશાસ્ત્ર ભર્યાં પડ્યાં છે' જેવા કે 'श्रद्धावान् लभते ज्ञानम्' 'શ્રદ્ધાથી જ્ઞાનસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ થાય છે.' એજ વચનને લો. અહીં શ્રદ્ધાના કેટલા બધા વધારે મહત્વનું બોધન કર્યું છે ? આ શ્રદ્ધાનું પ્રતિપાદન વેદ આદિ શાસ્ત્ર કેવું કરે છે, તે સાંભળો—

'श्रद्धया सत्य माप्यये' ( યજુર્વેદ ૧૯—૩૦ ) શ્રદ્ધાથી સત્યસ્વરૂપ પરમાત્મની પ્રાપ્તિ થાયછે. ઋગ્વેદમાં તો એક 'श्रद्धासूक्त' નું પ્રકરણજ છે. 'श्रद्धा देवो देवत्त्वमश्नुते' 'श्रद्धा प्रतिष्ठा लोकस्य देवी' ( તૈ० બ્રા० ૩—૧૨—૩ ) 'શ્રદ્ધાથી દેવતા દેવત્વને પ્રાપ્ત થાયછે, શ્રદ્ધાદેવી સર્વ લોકની સ્થિતિનું કારણ છે. साऽपि 'जननीर कल्याणी योगिनं पाति' (યોગભાષ્ય ૧—૨૦) 'શ્રદ્ધા યોગીની રક્ષા કરે છે—

'गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा' ( ગીતા ૧૫—૧૬ ) 'હુ પૃથ્વીમાં પ્રવિષ્ટ થઈ ને મારા બળથી ચરાચરને ધારણ કરૂ છુ' એ જે વચન વેદમાં પણ. 'येन द्यौरुग्रा पृथिवी च दृढा', 'सदाधार पृथिवीम्' ( તૈ० સં० ૪—૧—૮, ઋગ્વેદ ૧૦—૩૧—૧ ) માં આ પ્રમાણે પ્રતિપાદન કરેલું છે. 'सर्वतः पाणिपादं तत्' ( ગીતા ૧૩—૧૩ ). તેનુજ, 'सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्' ( ઋગ્વેદ ૧૦—૯૦—૧ ), "विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात्" ( યજુર્વેદ ૧૭ ૧૯, ઋગ્વે० ૮-૩-૧૬ ) વેદમાં એ પ્રમાણે વર્ણન કરેલું છે. "भुञ्जते ते त्वघं पापाः" ( ગીતા ૩-૧૩ ) તેના ઉપર પણ વેદમાં "केवलाघो भवति केवलादी" ( ઋગ્વે० ૧૦-૧૧૮-૬ ) 'એકલા ખાવું પાપ છે' એમ લખેલું છે.

"यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम" ( ગીતા ૧૫-૬ ). એજ ઉપનિષદમાં પણ "तेषां न पुनरावृत्तिः" ( બૃહ૦ ઊ૦ ૬-૨-૧૫ ) "न स पुनरावर्तते" (છાન્દો. ૮-૧૫-૧ ) આવી રીતે કહેલું છે. કેટલું કહીએ ? અનેક પ્રમાણોથી સિદ્ધ છે કે ગીતા સર્વશાસ્ત્રમયી છે. સ્વામીજીએ તેનોજ પ્રચાર કરેલો છે. આપ લોકો તેમાં ઉત્સાહ સહિત સહાયક થઈને આજ જે ગીતારજતજયંતી મહોત્સવના સમારોહને સફળ કરી શકયા છો, તેને સારૂંહું આપ સર્વને સાધુવાદ આપીને—

काले वर्षतु पर्जन्यः पृथिवी शस्यशालिनी ।

देशोऽयं क्षोभरहितः,सज्जनाः सन्तु निर्भयाः ॥

એ શુભાકાંક્ષાથી મારૂ કથન સમાપ્ત કરૂં છું. પરંતુ આપણા ઋષિયોએ કોઈ કાર્યના આરંભમાં અને સમાપ્તિ વખતે (બની શકે તો મધ્યમાં પણ) મંગળ-કરણની આજ્ઞા આપેલી છે, તેમજ 'રજત મહોત્સવની નિર્વિઘ્ને સમાપ્તિ' એ સર્વનો ભારે વિજય છે. તેથી આવો ! આપણે વેદમ ત્રોથી પ્રાર્થના કરી લઈએ.

"भद्रं कर्णेभिः शृणुयाम देवाः" ( ऋग्वेद १८-९-८ ) "भद्रं श्लोकं श्रयासम्" ( अथर्ववेद १६-२-४ ) હે પરમાત્મન્ ! હમે કાનથી શુભ વાતો ( ગીતો કથા ) સાંભળિયે, એવો અવસર આપો.

"सूरिभिविश्वा तरेम" ( ऋग्वेद ७-३२-१५ ) "जानता सङ्गमेमहि" (ऋग्वेद ५-५१-१५) "श्रुतेन गमेमहि" ( अथर्ववेद १-१-१४ ) "द्रिपासः सन्तु सूरय." (यजुर्वेद ३३-१४ ) વિદ્વાનોના સત્સંગથી સંસાર સાગરને તરી જવાય જ્ઞાનિયોની સાથે સત્સંગ થાય, વેદનું જ્ઞાન પ્રાપ્ત થાય, જ્ઞાની હમારા પ્રિય બની જાય.

"असन्तापं मे हृदयम्" (अथर्ववेद १६ । ३ । ६) "तन्मे मनः शिवसंकल्प-मस्तु" ( यजुर्वेद ३४-१ ) "भद्रं નો अपि वातय मनः" ( ऋग्वेद १०-२५-१ ) હમારૂં મન સંતાપ રહિત હો, હમારૂં મન શુદ્ધ સંકલ્પવાળુ થાઓ, હે પરમાત્મન્ ! હમારા મનને શુદ્ધ કાર્યોમાં પ્રેરિત કરો. ઇતિ ૐ શાંતિઃ.

શ્રોતૃવૃન્દ ! ઉક્ત વૈદિક પ્રાર્થના વચનોનો અભિપ્રાય એ છે કે, સંસાર સાગરથી પાર જવાની ઈચ્છા રાખનારા જિજ્ઞાસુઓને સંતાપ રહિત થવુ તથા સદ્વિચાર સંપન્ન થવુ. એ પરમ વાંછનીય છે.

મેં આપનો કીમતી સમય ઘણો લીધો છે અંતમાં હું એ કહ્યા વગર મારૂં વકતવ્ય સમાપ્ત નથી કરી શકતો કે, આપ લોકોએ હમારા સર્વનાં સન્માન, સ્વાગત, સત્કારને સારૂ જે તત્પરતા દેખાડેલી છે, તથા મહોત્સવનો પ્રબન્ધ

કરવા જે અથાકશ્રમ લીધો છે,, અત્યંત શ્લાઘનીય ( વખાણવા લાયક ( છે. સ્વામી વિદ્યાનંદજીને સારૂ તો કહેવુંજ શું હોય ? તેઓ ત્યાગી અને જ્ઞાની છે, તેથી તેમને સારૂ કાંઇ પણ ન કહેતા શ્રી ગીતાપતિ ભગવાનને પ્રાર્થના છે કે આ મહામહોત્સવ લીલાના સૂત્રધાર સ્વામીજીને ગીતાપ્રચાર કાર્યમાં અતિ-આધક શક્તિ પ્રદાન કરે, તેની સાથે હું ગીતામંદિરના પ્રધાન વ્યવસ્થાપક સ્વામી શ્રી શિવાનંદજી યોગિરાજ ધનવન્તરીગુરૂ તથા શ્રીમાન મહંત હરનારાયણ-ગિરિજી, તથા તેમના સહયોગી જે૦ પી૦ અંબાલાલ ભટ્ટ આદિ સેવકોને વિશેષ સાધુવાદ પ્રદાન કરૂં છું. જેઓ આટલા મોટા સમારોહમાં સમાગત હજારો મનુષ્યોના પ્રબંધ કરતા હોવા છતાં પણ સદા છાયા માયાની પેઠે પ્રત્યેક સંતની સેવાને અર્થે, એ પ્રમાણે સાથ આપી રહ્યા હતા કે જાણે તેઓ 'સહસ્રશીર્ષા પુરૂષ' અગર અનેક રૂપધારી થઈ ગયા હોય. અથચ—

गीतारोप्यजयन्तीनां शं करोतु महोत्सवः ।
सर्वेषां प्राणिजातानामित्येषाशा मुकुन्दतः ॥

### ગીતામંદિર તથા ગીતાનગરમાં પ્રધાન અમલદારોનાં આગમન

આ મહોત્સવના પ્રસંગમાં વખતો વખત અનેક પદાધિકારી તથા પ્રભાવ-શાલી સજ્જનોનાં આગમન ગીતામંદિર તથા ગીતાનગરમાં થતાં હતાં, તે પૈકી કેટલાકનાં નામ નીચે આપવામાં આવે છે—

૧—અમદાવાદના જીલા મેજિસ્ટ્રેટ સાહેબ માનનીય જે૦ જી૦ સીમ્સ મહોદય, તા. ૨૯—૩—૪૫ નારોજ ગીતામંદિરમાં આવ્યા. ત્યાંથી તેમણે બનતું ગીતાનગર જોઇને પોતાનો સંતોષ વ્યકત કરતાં વિશ્વશાંતિને સારૂ સ્વામીજીને ધન્યવાદ આપ્યા.

તે સમયે ત્યાં ઉભરાએલી જનતાને જોઇને તેમણે પોતાના તરફથી મહો-ત્સવમાં મદદ કરવાનું પણ કહ્યું, તથા ગીતાનગરને સારૂ વિજળીની રોશનીનો પ્રબંધ કરવાનું વચન આપ્યું. પછી સ્વામીજીનો પ્રસાદ લઇને કલેકટર સાહેબ વિદાય થયા.

૨—જીલ્લા પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ લાવુરઠિયર સાહેબ ગીતામંદિર જોવાને તા૦ ૫-૪-૪૫ ને દિવસે આવ્યા, અને પૂજ્ય સ્વામીજીની મુલાકાત કરી. તેઓ ગીતામંદિર તથા ગીતાનગર જોઇને સંતુષ્ટ થયા. તેમણે હિમાલયનાં તીર્થ ક્ષેત્રોમાં કરેલી પોતાની યાત્રાઓ સંબંધી સ્વામીજી સાથે ઘણા વખત



गीतानगर के सभामण्डप में पुरुष श्रोतृमण्डल । ❀ ગીતાનગરના સભામંડપમા પુરૂષ શ્રોતૃમંડલ.

સુધી વાતો કરી. તેમણે મહોત્સવને સમયે પોલિસનો સારો બંદોબસ્ત કરી આપવાનું વચન આપ્યું તથા બીજી પણ સહાયતા આપવાની ઉદારતા દેખાડી. તે પછી પ્રસાદ લઈને વિદાય થયા.

૩—અમદાવાદના સેશન્સ જડ્જ શ્રીમાન વ્યાસ મહોદય પોતાના કુટુંબ સાથે ગીતામંદિરનાં દર્શન તથા ગીતાનગર જોવાને સારૂ તા૦ ૧૨-૪-૪૫ ને દિવસે સાંજે આવ્યા જનતાના લાભાર્થે આવાં મહાન કાર્યોને સારૂ સ્વામીજીને તેમણે ધન્યવાદ આપ્યા. પછી પ્રસાદ ગ્રહણ કરીને વિદાય થયા.

૪—મુંબઈ હાઈકોર્ટના જડ્જ શ્રીમાન નટવરલાલ ભગવતી સાહેબ તા૦ ૧૬-૪-૪૫ ને દિવસે ગીતામંદિરમાં આવ્યા. ગીતાનગરની રચના તથા વ્યવસ્થા જોઇને તેઓ ઘણા પ્રસન્ન થયા. અને આવાં ધાર્મિક કૃત્યોને સારૂ સ્વામીજીને આભાર પ્રદર્શન કર્યું પછી તેઓ પ્રસાદ લઇને ઘેર ગયા.

૫—આંતરરાષ્ટ્રીયખ્યાતિપ્રાપ્ત શિક્ષાપ્રચારિણી, ઇટલીદેશનાં આચાર્યા ડૉ૦ મૉન્ટેસરી પણ એક દિવસ જયંતીના સમયમાં મંદિર જોવાને આવ્યાં હતાં.

૬—એજ પ્રમાણે એક વાર કેન્દ્રીય સપ્લાઇ વિભાગના ઈંડસ્ટ્રિયલ પ્લેનિંગ ઑફીસર શ્રી આર૦ બુચરો સાહેબ ગીતામંદિરનાં દર્શનાર્થે આવેલા હતા તેમણે મંદિરનું કળાપૂર્ણ રચના કૌશળ જોઇને સંતોષ પ્રગટ કર્યો હતો.

## ગીતારજતજયંતી મહોત્સવની લોકપ્રિયતા,

ગીતારજતજયંતીના પૂર્વોક્ત પ્રસંગોમાં ભારતીય ભાષા, ગુજરાતી, મરાઠી, હિંદી આદિના કેટલાંક સમાચાર પત્રોના અનેક વાર ઉલ્લેખ થઈ ગએલા છે. તે સર્વમાં પ્રકાશિત થએલાં પૂરાં વિવરણો અહીં આપતાં ગ્રંથનું કલેવર ઘણું મોટું થઈ જાય તેમ છે, તેથી તેમાંનો ઘણોજ સંક્ષિપ્ત અંશ જ્યાં ત્યાં આપવામાં આવેલો છે. એજ પ્રમાણે આજકાલની વિશ્વભાષા અંગ્રેજીનાં પ્રખ્યાત દૈનિકોમાં પણ જયંતીનાં કાર્યોના સમાચારો આવતા હતા. તે પત્રોનું પૂરૂ ઉદ્ધરણ અહીં કરવાનું આવશ્યક નથી. તો પણ 'વિશ્વશાંતિ યજ્ઞ તથા ગીતારજતજયંતી'ની જગદ્વ્યાપિની લોકપ્રિયતા કેટલી વધી ગએલી હતી, તે દેખાડવાને સારૂ કેટલાંક મુખ્ય અંગ્રેજી વર્તમાન પત્રોની સંમતિ અહીં બતાવવામાં આવે છે—

'હિંદુસ્તાન હેરલ્ડ' તા૦ ૭, તથા હિતવાદ તા. ૮-૪-૪૫ નાગપુર

### VISHWASHANTI YAGNA FOR WORLD PEACE

Under the immediate presence of Sadguru Swami Shree Vidyanandji Maharaj, Ahmedabad from April 11 to April 21. During the Silver Jubilee week, a Vishwashanti

Yagna will be performed for the welfare of the public, for permanent world peace and early victory of the Allied Powers. Besides this, Swamiji Maharaj has arranged for Sahasrachandi Yagna, Vishnu Yagna, and Maharudra Yagna. The celebrations will tarminate with Ababhruta Snan on the banks of the holy river Ganges. The programme includes prabhat ferries, bhajans and evening lectures by religious preachers.

( ભાવાર્થ ) સદ્‌ગુરૂ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજની આજ્ઞાથી અમદાવાદ ગીતામંદિરમાં શ્રી ગીતારજતજયંતી મહોત્સવ તા૦ ૧૧–૪–૪૫ થી તા૦ ૨૧-૪-૪૫ સુધી ઉજવવામાં આવશે. ઉત્સવમાં લોકકલ્યાણને સારૂ તથા જગતમાં શાંતિ સ્થાપિત થાય તેને સારૂ તથા આપણા વિજયને સારૂ વિશ્વશાંતિ યજ્ઞ કરવામાં આવશે. તેમાં સહસ્ર ચંડીયજ્ઞ, વિષ્ણુયાગ તથા મહારૂદ્રયાગ કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. પછી પવિત્ર નદીમાં અવભૃથ સ્નાન થયા પછી ઉત્સવની સમાપ્તિ થશે. ઉત્સવમાં પ્રભાતફેરી, ભજન, કીર્તન, તથા સાયંકાળે આચાર્યોનાં ધાર્મિક પ્રવચનો નિત્ય થશે.

‘ટાઈમ્સ ઓફ ઇંડિયા’ મુંબાઈ તા૦ ૨૧-૪-૪૫

SHREE GITA SILVER JUBILEE

CELEBRATION CEREMONY

Swami Vidyanand who has been preaching the teachings of the Gita in Gujarat for 25 years and who has recently been establishing Gita Mandirs at various places is celebrating his silver jubilee by performing five yagnas in Ahmedabad. People, strong for his darshan and to hear the religious discourses of the Sanyasins, who have arrived from all over the country. "Gita Nagar" has been constructed with a huge image of the Virat Swarup described in the Gita in the centre. Other scenes from the Gita painted in beautiful colours add to the charm of the place.

( ભાવાર્થ ) જે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે અનેક જગોએ ગીતામંદિરોની સ્થાપના કરેલી છે, તેઓ પોતાના ગીતાપ્રચારનાં પચીસ વર્ષ પૂરા થયેલાં હોવાથી ગીતારજતજયંતી મહોત્સવના ઉપલક્ષ્યમાં વિશ્વ કલ્યાણને અર્થે અમદાવાદ નગરમાં પંચમહાયજ્ઞ કરી રહ્યા છે. સ્વામીજીનાં દર્શનને સારૂ તથા દેશ દેશાંતરોથી આવેલા સંન્યાસી મહાત્માઓનાં પ્રવચન સાંભળ·

વાને સારૂ જનતા સાગરની પેઠે ઉમટી પડી છે. સજાવટ કરેલા ગીતાનગરની વચ્ચોવચ ગીતા વર્ણિત વિરાટ ભગવાનની ઘણી ઉંચી મૂર્તિ ઉભી કરવામાં આવી છે. ગીતા તથા મહાભારત વર્ણિત અનેક સુંદર ચિત્રિત રંગીન દ્રશ્યોથી ગીતાનગર રમણીય બની ગએલું છે'

'બોમ્બે ક્રોનિકલ' તા૦ ૧૬-૪-૪૫—મુંબઈ

THOUSANDS CONGREGATE FOR 'DARSHAN'

Five "Yagnas" such as were performed by Pandavas in the days of the Mahabharat are being performed in Ahmedabad on the occasion of the Silver Jubilee Celebration of the preaching of "Gita" by Swami Vidyanandji who has opened Gita mandirs at various places in Gujarat.

Thousands of people congregate for "darshan" and to hear discourses of the various sanyasins who have arrived from all over India.

Ahmedabad being a rationed area, people voluntarily offer from their rations rationed articles for the 'Yagnas." GitaNagar near the local GitaMandir has been created in the centre of which is erected the huge image of the "Virat" described in the Gita. Other scenes from the Gita depicted in varied colours add to the beauty of the Nagar.

( ભાવાર્થ ) સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે ગુજરાતનાં અનેક સ્થાનોમાં ગીતામંદિરની સ્થાપના કરેલી છે. ગીતાપ્રચાર કરતાં તેમને પચીસવર્ષ થઈ ગયાં છે. તે નિમિત્તે મહાભારતના સમયે પાંડવોએ જેવા યજ્ઞ કરેલા હતા, તેવાજ પંચમહાયજ્ઞ હવે સ્વામીજીની ગીતારજત જયંતીને સમયે અમદાવાદમાં થઈ રહેલા છે. આ ઉત્સવને જોવાને સારૂ સમસ્ત ભારતવર્ષમાંથી પધારેલા આચાર્ય, સાધુ, સંતોના ઉપદેશ સાંભળવાને સારૂ રોજ હજારો લાખોની સંખ્યામાં જનતાની ભીડ થતી રહે છે. અમદાવાદમાં રાશનીંગ હોવા છતાં પણ ત્યાંની જનતા પોતાના 'રેશન' માંથી બચાવીને અન્નાદિ પદાર્થ યજ્ઞને સારૂ આપે છે મંદિરની પાસેજ ગીતાનગર, વિરાટ ભગવાન તથા અન્ય રંગ બેરંગી ચિત્રો ઘણુંજ આકર્ષક બનાવેલાં છે.

ગીતારજતજયંતી પ્રકરણ ૮ સમાપ્ત

ॐ

# વિશ્વશાંતિ પ્રકરણ ૯ મું.



## વડોદરા ગીતામંદિરમાં વિચાર વિનિમય તથા પંડિતસભા





પૂર્વ પ્રદર્શિત ગીતારજતજયંતી મહોત્સવનો આનંદપૂર્વક ઉપસંહાર કરીને સ્વામીજીએ આચાર્ય મઠાધીશ્વર, સંત, મહંત તથા અન્ય આમંત્રિતોને યથેષ્ટ સ્થાનોએ વિદાય કર્યા. તથા એકત્રિત કરેલી સર્વસામગ્રી તથા વસ્તુઓ યથા સ્થાને પહોંચાડી દેવાની, કાર્યસમિતિને આજ્ઞા કરીને આ મહોત્સવને વિસર્જીત કર્યો. હવે યજ્ઞકર્મ પૂર્ણ થયા પછી સ્વામીજીને કેટલાંક લક્ષણો ઉપરથી વિશ્વ વિગ્રહની શાંતિ હવે થોડા દિવસોમાં થશે એમ જણાયુ. તોપણ તેમણે મુંબાઈમાં કરેલી પ્રતિજ્ઞાનુસાર, વિશ્વશાંતિમાં શીઘ્રતા લાવવાને સારૂ કોઈ પુન્ય ક્ષેત્રમાં તપસ્યા કરવા જવાના વિચારથી સ્વામીજી અમદાવાદથી વડોદરા ગીતામંદિરમાં પધાર્યા.

ત્યાં કેટલાક દિવસ રામાયણની કથા કરતા પોતાના અંતરંગ સત્સંગિયો સાથે તપસ્યા કરવાને સારૂ કયાં જવું તેનો વિચાર કરતા રહ્યા. છેવટે દેવભૂમિ હિમાલય જવાના ઠરાવનો સ્વામીજીએ સ્વીકાર કર્યો. ત્યાં જોતજોતામાં એ સમાચાર વડોદરાની જનતામાં ફેલાઈ ગયા એ સમયમાં સાંજ સવાર જનતાની ભીડ તેમનાં દર્શન કરવાને ગીતામંદિરમાં ઉભરાવા લાગી.

અહીં પૂર્વોક્ત રજતજયતી મહોત્સવની સાંગતા પૂર્તિને સારૂ, એક દિવસ સ્વામીજીએ ગીતામંદિરમાં વડોદરાના સમસ્ત પંડિતવર્ગને નિમંત્રણ કર્યા. તથા એ ભૂદેવોનો ગંધાક્ષત પુષ્પથી સત્કાર કરીને સર્વને દ્રવ્ય દક્ષિણા આપી. પંડિતગણ સ્વામીજીનું અભિનંદન કરતા સહર્ષ વિદાય થયા.

# સ્વામીજીનું હિમાલય પ્રસ્થાન, ગુહપ્રવેશ તથા સદ્યઃસફળતા






ર્વે નિશ્ચયાનુસાર સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ તા૦ ૩૦-૪-૪૫ ના રોજ વડોદરેથી નિકળી તા૦ ૨-૫-૪૫ ના રોજ હરિદ્વાર પહોચ્યા. ત્યાં એકાંત ગંગાતટ ઉપર કનખલ ઘંટાકોઠીમાં જઇને તપસ્યા કરવાને સારૂ તા૦ ૫-૫-૪૫ ને દિવસે ગુહા પ્રવેશ કર્યો.

આણી પાસ સ્વામીજીના એ સફળ પ્રયાસોનું પરિણામએ થયુ કે, તરતજ યજ્ઞોની પૂર્ણાહુતિને સતરમે દિવસે તથા ગુહાપ્રવેશની તપશ્ચર્યાને ચોથે દિવસે પ્રભુ તરફથી પ્રાણિમાત્રને સુખ આપનારી યુદ્ધ સમાપ્તિની શુભ સૂચના જનતાને મળી ગઈ તથા ૫૩ મે દિવસે દેશપ્રિય નેતાઓનો કારાગારમાંથી છુટકારો પણ થયો. તે પછી થોડા દિવસે વિશ્વયુદ્ધનો એક અંશ–પૂર્વીય યુદ્ધ પણ સમાપ્ત થયુ.

એ રીતે સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજે વિશ્વશાંતિને સારૂ અમદાવાદ ગીતામંદિરમાં જે પારાયણ તથા અનુષ્ઠાન કરાવેલાં હતાં, તેનું ફળ સંસારને ઘણી શીઘ્રતાથી પ્રાપ્ત થઇ ગયું. જેવી રીતે દશરથ રાજાએ યજ્ઞ કરીને શ્રી રામની પ્રાપ્તિ કરી હતી, તેજ રીતે આ યજ્ઞાનુષ્ઠાનથી જનતાએ જાણે કે 'રામ-રાજ્ય' ની પ્રાપ્તિ કરીને શાંતિનો શ્વાસ લીધો.

આ સફળતાના સંબંધમાં આ જમાનામાં લોકોને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. પરંતુ તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. મહાપુરૂષ સત્ય સંકલ્પથી જે કાંઈ પણ કરે છે, તેનું પરિણામ શુભ અને શીઘ્ર થાય છે. શ્રી મન્મહામહિમ મહોદય સ્વામી શ્રી વિદ્યાનંદજી મહાપુરૂષ છે, તેમને સમજનારા જાણનારા પણ કોઈ મહાત્માજ હોઈ શકે. તેમનાં કામોથી આજ મહી-મંડળ લાભાન્વિત થઈ રહેલું છે. તો પણ તેઓ સંસારથી કેવા નિસ્પૃહ, કેટલા ઉદાસીન અગર યથા લાભ સંતુષ્ટ રહે છે, તેનું થોડુ દિગ્દર્શન કરાવી દેવું એ અસ્થાને નહી ગણાય.

# સ્વામીજીની મહાપુરૂષતા



સંસારના સર્વ પ્રાણિયો ઉપર અનુકૂળ અગર તો પ્રતિકૂળ, કોઈ પણ ઘટનાનો પ્રભાવ પડ્યા વગર રહેતો નથી. જે તેનો અપવાદ હોય છે, એટલે કે જેના ઉપર તેની અસર થતી નથી, તેઓ ખરેખર મહાપુરૂષ છે, સંત છે મહંત છે. દ્રષ્ટાંત રૂપમાં સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજનેજ લઈએ. તેમનામાં મહાપુરૂષનાં સર્વ લક્ષણ સંઘટિત થાય છે.

સ્વામીજીને બહારની કમનીય રમણીય વૈભવ પ્રાપ્તિથી હર્ષ તેમજ કોઈ હાનિ અગર બગાડ થવાથી શોક થતો નથી. તેઓ ગમે તો મોટા મોટા મહેલોમાં રહે તો પણ તેમના મનમાં તેની મહત્તાની કાંઈ અસર થતી નથી, તેમજ નાનામાં નાની જગોમાં અગર નિર્જન વનમાં રહે તો પણ તેમના દિલમાં કાંઈ પણ ઉદાસીનતા દ્રષ્ટિગોચર થતી નથી. સર્વ પરિસ્થિતિયોમાં તેમના મનમાં—

'प्रसन्नतां यो न गतोभिषेकतस्तथा न मम्लो वनवासदु खत'

એવી શ્રીરામચંદ્રજીના જેવી ગભીરતા જ નજરમાં આવ્યા કરે છે. રામચંદ્રજી રાજ્યાભિષેકથી સુખી દેખાયા ન હોતા અને વનવાસની આજ્ઞા મળતાં તેમનું મુખ મલિન થયુ ન હોતું.

હમે સ્વામીજીની સાથે રહીને એ વાતનો કેટલીએ જગોએ પ્રત્યક્ષ અનુભવ કરેલો છે. જે ચર્ચા અપ્રાસંગિક નહી ગણાય.

જ્યારે સ્વામીજી ગ્વાલિયર તથા અલવરના મોતીમહેલ તથા વિજય-મહેલ ( રાજમહેલો ) માં રહેતા હતા, જ્યારે કલકત્તાના ખટાઉ શેઠના અલી-પુરવાળા બંગલામાં નિવાસ કરતા હતા, જ્યારે મુંબઈમા જીવણલાલ ચિનાઈ શેઠના બંગલા ( માઉન્ટ પ્લેઝન્ટ—ચિનાઈ મહેલ ) માં બિરાજતા હતા ત્યારે, પણ તેઓ વૈભવોથી અલિપ્તજ જોવામાં આવેલા છે.

તેજ પ્રમાણે જેમને જોવાને સારૂ રાજા રંક શિક્ષિત અશિક્ષિત સર્વ વર્ગનાં સ્ત્રી પુરૂષો લાખોની સંખ્યામાં આવેછે, જે ભારતવર્ષની એક અતિ ઉત્તમ અદ્‌ભૂત વસ્તુ બનેલી છે, એવાં અમદાવાદ તથા વડોદરાનાં સીતામંદિરોમાં જ્યારે સ્વામીજી રહે છે ત્યારે પણ હમોને સ્વામીજી નિર્લેપજ જણાય છે.

બીજી તરફ એ પણ જોવામાં આવ્યું છે કે, જ્યારે પોતે કોઈ સાધારણ ગૃહસ્થને ત્યાં જાય છે ત્યારે એક નાનીશી ઓરડીમાં આનંદથી ગુજારો કરીલે છે.

અમદાવાદની ખોરડી મિલમાં જ્યાં રાત દિવસ કાળુજ કાળુ રહેતું હતું, એટલે કે જ્યાં કોયલાના કાળે ધૂમાડે અને કાળી રજની નિરંતર વૃષ્ટિ થયાંજ કરતી હતી, જે સદ્‌ગૃહસ્થો સ્વામીજીને દર્શને આવતા હતા તેમનાં કપડાં કાળાં થઈ જતાં હતાં તથા જ્યાં કોઈ પણ જગોએ હાથ પગ મુકતાં તે વાંદરાના જેવાં કાળાં થઈ જતાં હતાં અને જ્યાં કોઈ બીજી વ્યક્તિ ઘડી ભર પણ ન ટકી શકે એવી જગોમાં સ્વામીજીએ ઘણી પ્રસન્નતાપૂર્વક ચોદ પંદર વર્ષ વ્યતીત કર્યાં ભક્ત લોક આવીને સ્વામીજીને પોતપોતાના વિશાળ સ્વચ્છ નદી તટવર્તી, સ્વાસ્થ્યકર બહારના બંગલાઓમાં આવીને રહેવાની સતત પ્રાર્થના કર્યા કરતા હતા, અને સર્વ લોક જે ખોરડી મિલના સ્થાનની સમાલોચના ( વાતોર્નટિકા ) કર્યા કરતા હતા, ત્યાં મહારાજે પોતાને મુખેથી તેના સંબંધમાં કાંઈ પણ પ્રતિકૂળતા પ્રગટ કરેલી ન હોતી.

આજ સ્વામીજીની પાસે આટલો વૈભવ છે, છતાં પણ હમે જોઈએ છીએ કે, જ્યારે તેઓ હરિદ્વાર, હૃષીકેશ કે તેનાથી આગળ હિમાલયમાં જાય છે ત્યારે કોઈ પણ ઠેકાણે પોતાને હાથે પોતાનો સાફો બિછાવીને જમીન ઉપર બેસી જાય છે. પોતાની મહત્તા કે આઢ્યતાની કાંઈ પણ અસર તેમના મન ઉપર થતી નથી. સ્વામીજી હમેશાં પાવડીયો પહેરી રાખે છે. હમને આશ્ચર્ય થાય છે, કે જ્યારે તેઓ અણીદાર પથરા કાંકરામાં ઉઘાડે પગે નીલકંઠના પહાડ ઉપર કે એવીજ કોઈ વિકટ જગોએ ચડે છે, કે જ્યાં જોડા પહેરેલાનાં તળિયામાં નાના કાંકરા ખીલાની પેઠે પેસી જાય છે, એ શી રીતે બની શકે છે.

જેને જવા આવવાને સારૂ એકથી વધારે મોટરો તૈયાર હોય છે તે, પાવડિયો પણ કહાડીને ઘણા હર્ષથી એવા તો ચઢી જાય છે કે જાણે મુંબાઇની ડામરની સડકો ઉપર સપાટા બંધ ચાલ્યા જતા હોય, તેનાથી વધારે આશ્ચર્ય શું હોય ?

લોકો બાહ્ય દ્રષ્ટિથી જુવે છે કે સ્વામીજી માયિક પદાર્થોમાં આસક્ત છે. પણ સૂક્ષ્મતાથી જોતાં પ્રતીત થશે કે, સ્વામીજીનું જીવન વિલક્ષણ તથા અલૌકિકતાનો ભંડાર છે.

એક વખત હું તથા સ્વામીજી બંને એક ગામમાં ગયા, ત્યાંના એક પાટીદાર ગૃહસ્થ તથા તેમનાં પત્ની જેઓ સ્વામીજીનાં શિષ્ય હતાં, તે સ્વામીજીને ઘણા આગ્રહથી પોતાને ઘેર લઈ ગયાં. તે બિચારો ગરીબ હતો. ત્યાં

જઈને હમે જોયું, તો જ્યાં હમારો મુકામ કરવામાં આવ્યો હતો તે એક મોટો ખંડ હતો. તેમાં એક તરફ તો ગાયને ખાવાને સારૂ ચારો ભરેલો હતો, બીજી તરફ વાછડા સાથે ગાય બાંધેલી હતી. વચમાં જે ૧૫-૧૬ ફીટ જગો હતી, તે સાફ કરીને સ્વામીજીની ગાદી વિછાવી દીધી હતી. તેમાં સ્વામીજી પાંચ દિવસ સુધી ઘણાં આનંદથી રહ્યા, હસતાજ રહ્યા કદી કંટાળો બતાવ્યો નથી.

મેં સ્વામીજીને કહ્યું—'અહીં તો છાણ ઘણી વાસ મારે છે, જોઈએ તેવું બધુ સારૂ પણ થતું નથી.' એ સાંભળીને સ્વામીજીએ કહ્યું—'આપણુ સંસારના અનુભવનો એક આનંદ છે. બધાને જોવું જોઈએ. હમે તો જ્યાં જઈએ છીએ ત્યાં રહીએ છીએ. તે જગાના ઠાઠ માઠનો જરાએ ખ્યાલ રાખતા નથી. હમે તો ત્યાના નિવાસિયોની શ્રદ્ધા અને તેમનો પ્રભુ પ્રેમ જોઈએ છીએ. મહેલ અને ઝુંપડામાં કોઈની દ્રષ્ટિએ ભલે અંતર હોય, પણ આપણે તો 'પંડિતા સમદર્શિન.' 'સબીભૂમિ ગોપાલકી' એવી ભાવના રાખીને સર્વત્ર આનંદથી ગુજારો કરીએ છીએ.

એ સિદ્ધાંત છે કે, કોઈ પણ પદાર્થ સ્વરૂપતઃ સુખદાયી કે દુઃખ પ્રદ નથી તેમ ન હોય તો શીયાળામાં જે કામળો સુખદાયી પ્રતીત થાય છે તેજ કામળો ગરમીમાં ભારરૂપ કેમ થઈ જાય છે ? જે આનંદ તથા જે દુઃખ હોય છે તે પોતેજ માની લીધેલુ હોય છે. સર્વ જગાઓને જુવો, અને ત્યાં પોતાની સમદર્શિતાને પાકી કરીને પ્રભુના પ્રેમમાં આનંદ કરો.'

સ્વામીજીના કથનથી હમને પ્રતીત થયુ કે તેઓ નિર્લેપ મહાપુરૂષ સંત છે.

## સ્વામીજીનું ગુહાનિર્ગમન તથા કાશીયાત્રા






મી શ્રી વિદ્યાનંદજી મહારાજ જ્યારે વિશ્વશાંતિ થઈ ગયા પછી પણ હિમાલયના દ્વાર હરિદ્વારમાં (કનખલ) ઘંટાકોઠી ગુફામાં એકાંતવાસ કરતા તપશ્ચર્યા કરી રહ્યા હતા, તે સમયે ત્યાં મહાનિર્વાણી અખાડાના મહંત લોક તથા ગીતાધર્મ પ્રેસ કાશીના વ્યવસ્થાપક તથા શ્રી દેવીનારાયણ એડવોકેટ આવીને કહેવા લાગ્યા કે—'સ્વામીજી ! આપને કાશી આવ્યે ઘણો વખત થઈ ગયો છે ત્યાં આપનુ ગીતાધર્મ પ્રેસ ચાલે છે, તેનું જરૂર નિરક્ષણ કરો. આજ

કાલ પ્રેસનું કામ ઘણું વધી ગએલું છે.' તેમજ યુદ્ધ બંધ થઈ જવાથી પત્રો દ્વારા તેમજ સ્વયં આવીને અનેક ભકતો, સ્વામીજીને તપસ્યાની સમાપ્તિ કરવાનો અનુરોધ કરતા હતા. તે જોઇને સ્વામીજીએ કાશી આવવાનો સ્વીકાર કર્યો.

તે પછી ગુજરાત પ્રાંતના શિષ્ય ભકતોની ગુરૂપૂર્ણિમા ઉપર ત્યાં પધારવાની પ્રાર્થના ઉપરથી, સ્વામીજી ચાર દિવસ અમદાવાદમાં ત્રણ દિવસ વડોદરામાં તથા બે દિવસ મુંબાઈમાં રહીને એક અઠવાડિયા પછી કાશીજી પહોંચી ગયા.

## કાશીમાં ગીતામંદિરની સ્થાપનાનો આગ્રહ






પહોંચતાંજ કાશીના સંન્યાસી તથા પંડિતોએ સ્વામીજીને કહ્યું કે—'અહીં સર્વ દેવી દેવતાઓનાં મંદિર છે, સર્વ આચાર્યોનાં અહીં પોતપોતાના મઠ, આશ્રમ, સ્થાન છે. આપ સંસારમાં ગીતાનો પ્રચાર કરો છો, કેટલીએ જગોએ મોટાં મોટાં ગીતામંદિરો સ્થાપિત કરેલાં છે. તેથી આપ અહીં કાશી ધામમાં પણ શ્રી ગીતામંદિર જરૂર સ્થાપિત કરો.' તેજ પ્રમાણે બનારસી વસ્રના વ્યાપારી શેઠ જે૦ રણછોડદાસભાઈ પ્રભૃતિ અમદાવાદવાળા સજ્જનોએ પણ સ્વામીજીને કહ્યું—'જ્યારે આપે કાશીજીમાં 'ગીતાધર્મ પ્રેસ' ની સ્થાપના કરી હતી, તે વખતે તેને સારૂ તે જગો પુરતી હતી, પરંતુ આજ દશ વર્ષમાં પ્રેસનું કામ ઘણું વધી ગએલું છે, તેમાં બ્લોકવર્કસનાં મશીનો પણ ફીટ થઇ ગએલાં છે, જે કોઈ પણ પ્રેસમાં કવચિતજ હોય છે, હવે પ્રેસમાં એટલો વધારે સામાન વધી ગયો છે કે, એ મકાનમાં પ્રેસનો સમાવેશ થઈ શકતો નથી. જગોની તંગીને લીધે યંત્રાલયનું કામ ચલાવવામાં અડચણો થયા કરે છે.'

શેઠ રણછોડભાઈએ ફરી વિશેષમાં કહ્યું— આપે અન્ય જગો એ મોટાં મોટાં ગીતામંદિરો નિર્માણ કરાવેલાં છે, હમારી ચાહના છે કે, કાશીમાં પણ હમારા ગુરૂદેવની એક જગો હોય કે જ્યાં ગીતામંદિરની સ્થાપના કરવામાં આવે.'

એ સાંભળીને સ્વામીજીએ આજ્ઞા કરી કે—'કોઇ જગોની તજવીજ કરો.'અમારી દ્વારા પ્રભુ જેકામ શરૂ કરાવે છે તે શરૂઆતમાં લઘુ જણાય છે, પણ આગળ જતાં તે વિરાટરૂપ ધારણ કરી લેછે. જેથી આપ લોકો જે જગો જોશો તે પ્રભુ કૃપાથી લઇ લેવોમાં આવશે.

તપાસ કરતાં પ્રભુ કૃપાથી ધ્રુવેશ્વર મહોલ્લામાં સારી મોકાની જગ્યા મળી ગઈ. તે સ્વામીજીની આજ્ઞાથી શ્રી કૃષ્ણ જન્માષ્ટમીના ત્રણ દિવસ પહેલાં ખરીદી લેવામાં આવી. તથા તેજ જગોમાં 'શ્રી કૃષ્ણ જન્માષ્ટમી' નો મહોત્સવ કરવામાં આવ્યો. તેમાં કાશી નગરીના સર્વ મહામંડળેશ્વરોના પ્રતિનિધિયો (ચાતુર્માસ હોવાથી મહામંડળેશ્વર લોક અન્ય પ્રાંતોમાં ચાલ્યા ગએલા હતા) અન્ય કાશીવાસી સર્વ અખાડાના મહાત્માઓ, મહંત, નાગા, બ્રહ્મચારી, પરમહંસ તથા પ્રધાન પ્રધાન પંડિતો, તથા તેજ પ્રમાણે શેઠ રણછોડભાઈની સાથે આવેલા કાશીના ગુજરાતી વ્યાપારિયો અને નગરના અન્યાન્ય પ્રતિષ્ઠિત સજ્જનો સંમિલિત થએલા હતા.

ઉત્સવના પ્રારંભમાં એક પંડિત દ્વારા ગીતાના મહત્વ ઉપર પ્રવચન થયા બાદ મહામહોપાધ્યાય પ૦ શ્રી ચિન્ન સ્વામીએ સ્વામીજીના ગીતા પ્રચારની શ્લાઘા કરતાં કહ્યું—'સ્વામીજીએ પોતાના જીવનકાળમાં વર્ણાશ્રમ ધર્મ, સનાતનધર્મની સેવા તથા ગીતા પ્રચારોપયોગી મોટાં મહત્વપૂર્ણ કાર્યો કરેલાં છે.'

તે પછી કાશીસ્થ સન્યાસી સંસ્કૃત કૉલેજના પ્રધાનમંત્રી સ્વામી શ્રી ધર્માનંદજીએ સ્વામીજીના મહત્વ ઉપર સ્વનિર્મિત કવિતા વાંચી. તે પછી ઉપસ્થિત સંન્યાસિયો તથા પંડિતોના આગ્રહથી સ્વામીજીએ સંક્ષિપ્ત, તથા સારગર્ભિત સામયિક સંભાષણ કર્યું. તેને ટૂંકામાં આપવામાં આવ્યું છે—

'સજ્જનો! કાશી સદાથી હિંદુધર્મનું ધાર્મિક કેન્દ્ર છે, કાશી એક વિશાળ કારખાનું છે, જેમાં ધુરંધર વિદ્વાન, બ્રાહ્મણ, સંન્યાસી તૈયાર થાય છે, જેમની સમસ્ત સંસાર કદર કરે છે. કાશીના વિદ્વાન તથા સંન્યાસી કોઈ પણ ઠેકાણે રહે પણ તેને તેઓ ભૂલી શકતા નથી. બધા ઈચ્છે છે કે પોતાને કાશીવાસનું સૌભાગ્ય પ્રાપ્ત થાય. અહીંના વિદ્વાનોની નિર્માણ કરેલી વ્યવસ્થાનો સર્વ આર્યજાતિ સ્વીકાર કરે છે. મે પહેલાં અહીં 'ગીતાધર્મ' પ્રેસ'ની સ્થાપના કરેલી હતી. તેમાંથી 'ગીતાધર્મ' માસિક પત્ર પ્રકાશિત થાય છે, જેનો પ્રચાર ભારતવર્ષના ખુણેખુણામાં તો છે જ, પરંતુ આફ્રિકા આદિ વિદેશો મા પણ તેના ગ્રાહકો છે. આ પ્રેસમાંથી 'ગીતાગૌરવ ભાષ્ય' નામનો ગીતા ઉપર એક ઉત્તમ ગ્રંથ પ્રકાશિત થએલો છે, જેની એટલી માગણી છે કે તેને પૂરી કરવાને પ્રેસ અસમર્થ રહે છે. ઉક્ત ભાષ્યના પાંચ ખડોનાં કેટલાક સંસ્કરણો પ્રકાશિત થઈ ચુકયાં છે, પરંતુ તેની માંગ તેટલાથી પૂરી થએલી નથી.

જે સ્થાનમાં આજકાલ તે પ્રેસ છે તે જગ્યા તેને સારૂ પર્યાપ્ત નથી, થોડા

દિવસથી પ્રેસનું કામ વધારે વધી ગએલુ છે, તેથી આ જગો, જયાં આપ સર્વ શ્રી કૃષ્ણ જન્માષ્ટમીના ઉપલક્ષ્યમાં બેઠેલા છો, તેને ખરીદી લેવામાં આવેલી છે. આ જગો 'ગીતામંદિર', ગીતાદેવીની સ્થાપના, 'ગીતાધર્મ પ્રેસ' તથા તેના સર્વ વિભાગ, મઠ વિભાગ કે જેમાં મહાત્મા લોક તથા આગંતુક સેવક સદ્ગૃહસ્થો રહી શકે એવી બનાવવામાં આવશે. ત્યારબાદ સર્વ પંડિતો તથા સંન્યાસિયોએ 'હર હર મહાદેવ', 'નમઃ પાર્વતી પતયે હર' 'કૃષ્ણં વંદે જગદ્ગુરૂમ્' જયઘોષની સાથે સ્વામીજીના કથનનું સહર્ષ સ્વાગત કર્યું.

તે પછી સર્વ સંન્યાસી મહાત્માઓ, કાશીના માનનીય વિદ્વાનો તથા અન્ય બ્રાહ્મણોને દક્ષિણા દ્રવ્ય યુક્ત ફલાહાર વિતરણ કરવામાં આવ્યુ, તથા ઉપસ્થિત નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને પ્રસાદ આપી મહોત્સવ સમાપ્ત કર્યો.

મહોત્સવનો અધિકાંશ પ્રબંધ તથા તેમાં સામાન આદિ લાવવાનો અધિકાંશ સર્વ ખર્ચનોભાર શેઠ રણછોડદાસ ભાઈએ પોતાના ઉપર લઈને ઉત્સવની શોભા તથા સફળતામાં પ્રશંસનીય કાર્ય કરેલ હતું. તે સિવાય વિશ્વશાંતિની સુદૃઢતાને સારૂ શ્રાવણ માસમાં સ્વામીજી અહી શ્રી કાશી વિશ્વેશ્વર આદિ દેવતા, સંતમહાત્મા તથા બ્રાહ્મણ પંડિતોનાં યથા યોગ્યરીતે પૂજન સત્કાર વિધિવત્ કરતા રહ્યા. અસ્તુ.

## ગ્રંથોપસંહાર

આ ગ્રંથમાં સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજના જન્મ,વિદ્યાભ્યાસ,સંન્યાસ દીક્ષા, તપશ્ચર્યા પ્રભુદર્શન, ગીતા પ્રાપ્તિ, સાર્વદેશિ વ્યાખ્યાન, ગીતાપ્રચાર, ગીતામંદિર સ્થાપના, સ્વામીજીનાં કાર્યોનો જનતા ઉપર પડેલો પ્રભાવ, ધાર્મિક કે યજ્ઞયાગાદિ શુભ કર્મ, જનમત પરિવર્તન, ગીતા પ્રતિ લોકઆસ્થા તથા એ સર્વથી જગતમાં સુશાંતિ થયા આદિનો ઉલ્લેખ કરવામાં આવેલો છે.

આ ગ્રંથ હવે સ્વામીજીના જીવન સંબંધી કાશીની ઘટના સુધીમાં સમાપ્ત કરવામાં આવે છે. હવે પછી સ્વામીજી મહારાજના પરમ પાવન દેહ દ્વારા જે લોકોપકારી કાર્યો થશે, તેનો આ ગ્રંથના બીજા ખંડમાં સમાવેશ કરવામાં આવશે. તે લખવાને કોણુ ભાગ્યશાળી થશે તે સમય બતાવશે. કારણ પુન્ય શ્લોક મહાપુરૂષોના મહિમાના વર્ણન કરવાં, એ પુન્યચરિત્ર પાઠના જેવું કોઈ સૌભાગ્ય શાળીનુંજ કામ છે.

સ્વામીજી મહારાજનાં આગળનાં કાર્યોનાં બીજભૂત સુલક્ષણ અત્યારથીજ ઉદ્ભૂત થવા લાગ્યાં છે. જેવાં કે હાલમાંજ, હરિદ્વારથી કાશી ગયા તેની વચ-

ગાળાની અમદાવાદની યાત્રામાં સ્વામીજીના સહયોગ અને આશીર્વાદથી, તેમના પરમ શ્રદ્ધાળુ અને આજ્ઞાધારી શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈએ ગીતોપદેશથી પ્રભાવિત થઈને અમદાવાદમાં પોતાની માતાના નામથી એક ભવ્ય 'પ્રસુતિગૃહ' ની સ્થાપના કરેલી છે. સર્વાંગપૂર્ણ આ પ્રસૂતિગૃહને સારૂ લગભગ ૫૦-૬૦ હજાર રૂપિયા વ્યય કરવાની પ્રશંસનીય ઉદારતાથી શેઠજીએ, સ્વામીજીનાં પરમ ભક્ત પોતાનાં પૂજ્ય ગીતાપ્રેમી માતા શ્રી દેવાબાઈના નામને અમર કરી દીધેલું છે.

તે સિવાય હાલમાંજ નાગપુરથી સમાચાર મલે છેકે, ત્યાંની મ્યુનિસિપાલિટીએ, ગીતામંદિર સ્થાપિત કરવાને સારૂ નગરની મધ્યમાં લગભગ દોઢલાખ રૂપિયાની કીમતી જમીન વિના મૂલ્યે સ્વામીજીને અર્પણ કરી છે. નાગપુર પ્રાંતીય ભક્તોનો વિચાર છેકે આ જમીન ઉપર ઇંદ્રભુવન સમાન એક સુંદર સુવિશાલ ગીતામંદિર બનાવવાને સારૂ ચાર પાંચ લાખ રૂપિયાનો વ્યય કરવામાં આવે—અસ્તુ, આ રીતે પ્રભુની લીલાની જેમ સ્વામીજીનાં નિત્ય નવાં કાર્યો અચાનક થતાં જાયછે. તેની અદ્‌ભૂતતાનાં કયાં સુધી વખાણ કરવાં?

જેમ યોગીના સંકલ્પ સિદ્ધ થાય છે, પરંતુ અન્ય લોકોને તે અગમ્ય હોય છે, તે પ્રમાણે આ પરમહંસ પણ સિદ્ધસંકલ્પ સંન્યાસી છે. જણાય છે કે તેમણે સર્વ કાંઈ જાણી લીધુ છે, તેઓ આપ્તકામ છે, પુરૂષોત્તમ છે.

એ પણ નિશ્ચિતજ છે કે, તેમના ગીતાના ઉપદેશોને જે કોઈ આચરણમાં લાવશે તેઓ અભિષ્ટ ફળ પ્રાપ્તિથી વંચિત નહી રહે; કે જે પ્રમાણે ઘણી પૂર્વોક્ત ઘટનાઓથી સિદ્ધ થઈ ચૂકેલું છે.

સ્વામીજી મહારાજે મોટાં મોટાં કાર્યો કરેલાં છે. હમે તેને કોની ઉપમા આપીએ? હમને તો એ અનુપમ પ્રતીત થાય છે. અંતમાં હમે એટલુંજ કહીને વિરમિયે છીએ કે—

गगनं गगनाकारं सागरः सागरोपमः।
श्रीकृष्णार्जुनसंवादः श्रीकृष्णार्जुनयोरिव ॥

હવે ગ્રંથસમાપ્તિ કરતાં હમે આ 'શક્તિપંચક' નું અભિવાદન કરીએ છીએ—



गीता-गोविन्द-गायत्री-गुरु-गङ्गा-सुपञ्चकम् ।
वन्दे पूर्तिमगायस्माद् विद्यानन्दकृतिः शुभा ॥



* ॐ तत्सत् *

વિશ્વશાન્તિ પ્રકરણ ૯ સમાપ્ત

પહેલાં જઈને આગળનાં સ્થાનો ઉપર બેસી જાય છે. ઑફીસમાં કામ કરનારા પોતાની કલમ રોકી દે છે, અને સમયની કેટલીક મીનિટો પહેલાં કથા સ્થાને પહોચી જાય છે. દુકાનદારો પોતાના ગુમાસ્તાઓને કામસોંપીને સ્વામીજીનાં દર્શન કરવાને તથા પ્રવચન સાંભળવાને જાય છે. બાળકોનું રોવુ બંદ થઈ જાય છે. રમતિયાળ બાળકો શાંત થઈ જાય છે. સર્વ સાંભળવા માંડે છે, સર્વત્ર પૂર્ણ શાંતિ છવાઈ જાય છે. સંપૂર્ણ કથા સ્થાન, સ્ત્રી પુરૂષોના સમૂહ થી અદ્‌ભૂત ચિત્રમય જગત જેવુ દેખાય છે. ઉપરથી જોનારને જનતાનો સમૂહ જાણે એક માનવ સમુદ્ર જેવો દેખાય છે. સ્વામીજી પોતાની યુવાવસ્થામાં એક મહાન તપસ્વી હતા. તેઓ પર્વતના શિખર ઉપર ચઢી ગયા તથા મનુષ્યોથી અગમ્ય પર્વતોની ગુફામાં છુપાઈ ગયા. તેમણે વર્ષોસુધી અખંડ તપસ્યા કરી, અને તેનુફળ આજે સર્વની'સામે પ્રત્યક્ષ છે. સરસ્વતી તેમની જીહ્વા ઉપર વિરાજે છે. તેમનું જ્ઞાન વિશાળ છે તથા તેમની વિદ્યાનો થાગ નથી. તેઓ હિંદી તથા ગુજરાતી બંને જનતા ઉપર પ્રભાવ રાખે છે, બંને ભાષાઓ ઉપર તેમનું આધિપત્ય અપૂર્વ છે.

આ માતૃભૂમિમાં જે જે લોકોએ સ્વામીજીનાં દર્શન કર્યાં હશે, તેમનાં પ્રવચન સાંભળ્યાં હશે અગર તેમની ભક્તિ કરી હશે તેઓ તેમને કદી પણ ભૂલી શકવાના નથી. અગર એક વાર પણ જો કોઈ તેમની અમૃતમયી વાણી સાંભળે તો તે ફરી સાંભળવાનો કોઈ પણ અવસર જતો કરી શકતો નથી. એવી અદ્‌ભૂત કીર્તિ સ્વામીજીની છે.

તેઓ સંસારની સર્વ વસ્તુઓ કરતાં ગીતાનો અધિક આદર કરે છે. ગીતા તેમનું જીવન છે. તેમણે અમદાવાદ, વડોદરા, કરનાળી આદિ સ્થાનોમાં ગીતા-મંદિર બનાવેલાં છે. અમદાવાદનું ગીતામદિર સસારનું એક અદ્‌ભુત ગીતા-મંદિર છે. તેમણે નાનાં નાનાં બાળકોને ગીતા મુખપાઠ કરાવેલી છે. વિદ્વાનો તથા શીક્ષિતોની તો વાતજ શી ? તેમની કૃપાથી ગીતાનો આટલો પ્રચાર ભારતમાં થએલો છે.

ગીતામાતાનો જય ! ભગવાન શ્રી કૃષ્ણનો જય !!
વૃન્દાવનવિહારીનો જય !!! સ્વામી વિદ્યાનન્દ મહારાજનો જય !!!!

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# પુજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી

( લેખક—શ્રી જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ એમ. એ. વિદ્યાવારિધિ,
સાહિત્ય રત્નાકર, સનાતનધર્મરત્ન, ઈ. )

પૂજ્ય સ્વામી શ્રી વિદ્યાનંદજી આ કલિયુગના વિષમ કાળમાં લોકોને શાંતિ, પુષ્ટિ અને તુષ્ટિનો સંદેશ આપનાર પ્રકટ થયેલી ઈશ્વર વિભૂતિ જેવા છે એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી. તેમનું હૃદય આપણા આદર્શો અને ભાવનાઓથી રંગાઈ ગયેલું છે પણ તેની સાથે તેઓ વ્યવહાર કુશળ પણ બહુ છે. બનતા સુધી કોઈને ખોટું લગાડવું નહિં, મધુર કરેલું સત્ય કહીને, લોકોના હૃદય પાસે પ્હોંચવું એ કેમ જાણે એમનો હાર્દિક ભાવ હોય નહીં એવી મને એમના સમાગમમાં પ્રતીતિ થઈ છે. સામાની જોડે લડવામાં અથવા તેને કડવા શબ્દો કહેવામાં અને તેની નિન્દા કટુ શબ્દોથી કરવામાંજ શૂરવીરતા રહેલી છે એમ માનનારાઓએ એમની પાસેથી આ મહાનગુણ શીખી લેવો.

બીજો એક મ્હોટો વિરલ ગુણ એમનામાં છે તે એ કે ભાવનાશીલ હોવાની સાથે એઓ કાર્યશીલ છે. શ્રી અને સરસ્વતીની પેઠે આ બે ગુણોનો સંયોગ એક ઠેકાણે ઘણું ખરૂં દુર્લભ રહે છે. એમનામાં ભાવના શીલતા છે એ તો એમણે 'ગીતાધર્મ' પત્રજ નહીં પણ જાડી ભાષામાં બોલીયે તો આખો ગીતાધર્મનો પંથજ ઉભો કરી દીધો છે તેથી સ્પષ્ટ જણાઈ આવે છે. કેટલાક સનાતની ભાઈઓએ આર્ય સમાજવાળાની ઉશ્કેરણીથી 'ગીતામંદિર'ની સ્થાપના પ્રસંગે 'ગીતા' દેવીની મૂર્તિ હોય કે નહીં તે સંબંધી ખુબ ધમાધમ કરી હતી. પણ પછી સંતો ને પંડિતો એ જણાવ્યું કે આમાં કાંઈ શાસ્ત્ર વિરૂદ્ધ નથી, એટલે બધુ ઠંડું પડી ગયુ. ભાગવત સપ્તાહ પ્રસંગે શાસ્ત્રો ઉપનિષદો મૂર્તિમાન થઈને આવ્યાં એમ કહ્યું છે. ગીતા પણ ઉપનિષદ્ કહેવાય છે, અને શ્રી કૃષ્ણની વાણી હોવાથી સનાતન વેદાદિ શાસ્ત્રરૂપ છે. વળી કલ્પાદિ ભેદ સનાતન છે તો એની મૂર્તિ પણ શામાટે ન હોય ? એ મૂર્તિ તો છે જઃ વાઙ્‌મયી મૂર્તિ છે. તેનું ધ્યાન કરનાર ભક્તને વિષ્ણુ આદિની મૂર્તિની પેઠે તે પ્રકટ થાય એમાં લડાઈ ઉભી કરવા જેવું શું છે તે મને હજી વિચિત્રજ લાગે છે. જગદંબાની અનેક મૂર્તિઓ—સરસ્વતી આદિ છે અને પ્રકટ થાય છે. આખી સૃષ્ટિ એજ જગદંબાની મૂર્તિ છે. ગીતાજીની વાઙ્‌મયી ભાવનાને સ્વામીજીએ દેવી રૂપે મૂર્તિમતી કરીને લોકોને વધારે

સરલતા કરી આપી છે, કેમકે વિશેષ રૂપે આ યુગમાં ભૌતિક ચિન્હો, ક્રિયાઓ અને પ્રતીકોનો મહિમા સ્પષ્ટ દેખાઈ આવે છે. આ વસ્તુસ્થિતિ પણ શ્રી સ્વામીજીએ જોઇ લીધી છે એ એમની કાર્ય કુશલતાની સાક્ષી પૂરે છે.

આ ઉપરથી એમનો એક બીજો વિશેષ ગુણ મને સ્મરણમાં આવે છે. તે એ કે એમનામાં અગાધ સહનશીલતા છે. ગમ ખાઈ જવાની મોટી શક્તિ મનાય છે, ગમ ખાધી એણે ગામ જીત્યું એમ કહેવાય છે. એ રીતે ક્રોધને ગળી જવાની, આળોને ગળી જવાની, નિન્દાને બરદાસ્ત કરવાની એમનામાં અદ્ભુત શક્તિ છે. આ શક્તિની કીંમત નાનીસૂની નથી. કેટલાકે મોટા લોકો કીર્તિ વધવાની લાલચથી અથવા નિન્દા થવાના ભયથી અનેક અપસિદ્ધાન્તોમાં અથવા આચાર કે વિચારની અડબડમાં ફસાઈ પડે છે એ જ્યારે આપણે જોઇયે છિયે ત્યારે આ ગુણની મહત્તા આપણને પ્રત્યક્ષ થાય છે.

આ ઉપરાંત અનેક ગુણો શ્રી સ્વામીજીમાં છે કે જેણે એમને આટલી મહત્તા ને લોકપ્રિયતા આપી છે. કેટલાક સમજે છે કે માણસનો સિતારો ચઢીયાતો હોય તેથી બધું થઈ જાય છે, એમ નથી. પણ મનુષ્યના ગુણોજ એને વહેલો મોડો પૂજ્ય સ્થાન બનાવી મૂકે છે. સ્વામીજીમાં એ શક્તિ તો છે જ કે માણસને એ તરત ઓળખી લે છે અને તેથી યોગ્યતાનુસાર વર્તન થાય તો સૌ કોઈ વશ થાય એમાં નવાઇ નથી. પ્રભુ પણ એ રીતે વશ થાય છે તો લોકોની શી વાત કરવી ? તથાપિ એ સિવાય એમના પ્રવચનોની મોટી ખુબી એ છે કે લોકોના હૃદય સુધી તીરની પેઠે એનો બોધ અને એની અસરો પ્હોંચી જાય છે. એમાં શૈલીનાં કારણો પણ બે ત્રણ છે. એક તો એક એમની શૈલી સીધી છે, સરલ છે, સચોટ છે, સસારાનુભવની ભરેલી છે અને સત્યશોધન પરાયણ છે. દ્દષ્ટાન્તો અને ઉદાહરણોથી તે પુષ્ટ થાય છે અને શાસ્ત્રો અને પુરાણોની આખ્યાયિકાઓથી તે પુણ્યમયી બને છે. એમાં કટુતા હોતી નથી તથાપિ તેમાં પ્રહાર કરવાની શક્તિ તો ખૂબ હોય છે. તેમની ભાષા તેમનાં ભાષણોમાં શુદ્ધ ગુજરાતી ન હોય તેમાં નવાઈ નથી એનો તો સિદ્ધાંત અખાએ કહ્યું છે એમજ જણાય છે કે "ભાષાને શું વળગે ભૂર. રણમાં જે જીતે તે શૂર."

ભવિષ્યમાં આપણા ધર્મનો ઇતિહાસ લખાશે ત્યારે એક પ્રચંડ ધાર્મિક આંદોલનના પ્રેરક અને પ્રચારક તરીકે પૂજ્ય શ્રી વિદ્યાનંદ સ્વામીજીનું નામ લેખાશે એમાં સંદેહ નથી.

———:o:———

# શ્રી ૧૦૦૮ સ્વામી વિદ્યાનંદજી જગદ્ગુરૂ મહામંડળેશ્વરની વકીલાત

( પ્રે૦—શ્રી દેવીનારાયણુ શાસ્ત્રાચાર્ય, વિદ્યાસાગર,એડ્વોકેટ, કાશી )

સ્વામીજી શ્રી વિદ્યાનંદજી મહારાજ ભારતના સર્વશ્રેષ્ઠ વકીલ છે. વકીલનું કામ એ છે કે, અન્યાયથી ત્રસ્ત જનતાની રક્ષા કરવી. હાકેમની આગળ પોતાનાં વિચાર ભાવો કાયદાને અનુસરીને પ્રગટ કરવા, આજ સમસ્ત ભારતની જનતા ત્રસ્ત તથા પીડિત થઈ રહેલી છે. તેની કમર તૂટી ગએલી છે. કોણુ આ ગરીબ ભારતની, પ્રભુની પાસે જઇને વકીલાત કરી શકે ? ધન્ય છે સ્વામીજી ! તેમણે આ પદદલિત, જર્જર, પીડિત તથા અપરાધિયોનાં દશામાં પૂરાએલી ભારતજનનીનાં મુકદમાની વકીલાત કરવાનો ભગવાન શ્રી કૃષ્ણની આગળ આરંભ કરી દીધેલો છે. 'પીનલકોડ' ને સ્થાને ગીતાની અમૃત ધારાઓનો આશ્રય લીધોછે. દિન પર દિન ગીતામાતાનો કાનૂન જોર પકડતો જાય છે. સંપૂર્ણ ભારતને પૂર્ણ વિશ્વાસ થઈ ગયો છે કે, એ આધ્યાત્મિક ગીતા શસ્ત્રજ ભારતની ગુલામી બેડીને તોડી શકશે. ભારત સંસારનો ઉદ્ધાર કરશે તથા ભગવાન શ્રી કૃષ્ણની મધુરમોરલી દિગંતમાં ઝંકાર કરશે એ નિર્માણુ થઈ ચુકેલુ છે.

એજ છે મહાયોગી, મહાપરાક્રમી, મહાત્યાગી તથા મહાવીર સ્વામી શ્રી વિદ્યાનંદજીની મહાન વકીલાત. વકીલની ફી પણ હોય છે, તેમની ફી કઈ અને કેટલી છે ? ભગવાનની ભક્તિ તથા ગીતા દ્વારા સ્તુતિ. જેવી કે—

तमेव शरणं गच्छ सर्वभावेन भारत । तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥
यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः । तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥



વડોદરા રાજકીય કન્યાપાઠશાળાઓનાં નિરીક્ષિકા

## કુમારી તહેમીના ગજદરના યુરોપમાં થયેલા અનુભવોના ઉદ્ગાર

લંડન તા૦ ૧-૩-૩૪, જોનસ્ટન હૉલ નં૦ ૧,

'વિદેશનો પ્રવાસ કરતા પહેલાં હું સ્વામીજીનાં દર્શન કરવાને કરનાળી

ગઇ હતી. તે વખતે સ્વાભાવિક રીતેજ મેં સ્વામીને પૂછ્યું—'મહારાજ, વિદેશમાં મારા ઉપર કોઈ કઠણાઇયો આવશે ?

સ્વામીજીએ જવાબ આપ્યો—કઠણાઇયો આવશે, પણ પ્રભુ કૃપાથી તે સર્વ નિવૃત્ત થઈ જશે.' તેમના એ શબ્દ મારા આ ત્રણ વર્ષના પ્રવાસમાં અક્ષરે અક્ષર સાચા પડ્યા છે. પ્રત્યેક કઠણ પ્રસંગે, તેને હઠાવવાને સારૂ સ્વામીજીના ચિત્રની આગળ હું સદા પ્રાર્થના કરતી હતી અને નિરંતર એવો અનુભવ કરતી હતી કે, મારી પ્રાર્થના કોઈ મહાન શક્તિ સાંભળી રહેલી છે. કારણકે મને તરતજ તેના ખુલાસાના ઉતર મળી રહેતા હતા.:.........

સન ૧૯૩૨ ના જુલાઇમાં પરીક્ષા પછી વિદ્યાર્થિયો લંડનની બહાર હવા ફેરને સારૂ જતા હતા, મારી પણ ઇચ્છા જર્મની આદિ બીજા દેશો જોવાની હતી. પણ આર્થિક અડચણને લીધે થોડા ખર્ચમાં લંડનમાંજ રહીને રજાનો વખત પૂરો કરવાનો મેં નિશ્ચય કર્યો. સ્વામીજીના પત્ર મને મહીને બે મહીને મળતા રહેતા હતા. તેમાં માત્ર ચાર પાંચજ લાઇનો હોય, પણ તેમાં લખેલો એક એક શબ્દ મારા અનુભવમાં અત્યાર સુધી આવે છે. સાચી શ્રદ્ધાથી હું એ કાગળોને વાંચતી અને જાણે એ પરમાત્માને બતાવવાનો પાસપોર્ટ (પરવાનો) હોય એવો નિર્ણય કરતી હતી.

મારી પાસે એ વખતે માત્ર પાંચજ પાઉન્ડ હતા, તેથી અધિક કોઇ ઠેકાણેથી મળવાની આશા પણ નહોતી. એક દિવસ નિત્યના નિયમાનુસાર હું પ્રાર્થના કરવાને બેઠી હતી, એટલામાંજ એકાએક કોઇએ બારણું ઠોક્યું. અને તેની પાસેથી મેં એક સીલ બંધ પાકીટ લીધું અને પ્રાર્થનાની સમાપ્તિ સુધી તેને સ્વામીજીના ચિત્રની સામે મુકી રાખ્યુ. પૂજામાંથી ઉઠીને તેને ખોલતાં મેં આશ્ચર્યની સાથે જાણ્યું કે, જેટલા પાઉન્ડ મારે ભ્રમણ ખર્ચમાં જોઈતા હતા તેટલા, મારી એક મુંબાઇની સહપાઠિનીએ પોતાના પિતાની પાસેથી લઇને અચાનક રીતે મોકલ્યા હતા .........અંતમાં જે સ્ટીમરથી હું જવાની હતી, તેની ખોળ કરતાં ખબર મળી કે, લગભગ પૂરી સ્ટીમર ભરાઈ ગઈ છે. પણ છેલ્લે દિવસે એક જગો ખાલી હોવાનુ જણાઈ આવ્યુ અને તે પણ બૈરાંની કેબીનમાંજ. મારે પણ એજ જોઇતું હતું......

આ સર્વ સ્વામીજીનાં ચરણોનો પ્રતાપ ન હતો તો બીજુ શું હતું ?

———:o:———

# ભક્તોની ભાવના

## પ૦ પ૦ પ૦ બ્રા૦ લો૦ ગીતાવ્યાસ શ્રી ૧૦૮ જગદ્‌ગુરૂ મંડલેશ્વર વિદ્યાનંદજી મહારાજની પવિત્ર સેવામાં.

ૐ નમોનારાયણ.

આપના આશીર્વાદથી સર્વ મંડળી આનંદમાં છે. પરમ કૃપાળુ પરમાત્મા આપના શરીરને આરોગ્ય અને દીર્ઘાયુથી સંપન્ન રાખે. આપ નિર્લેપ ભાવથી જગતના કલ્યાણને સારૂ દેશભરમાં વિચરતા જનતામાં ગીતાનો પ્રચાર કરો છો, એ મહાન ઉપકાર કરી રહ્યા છો. સંપ્રતિ ઘણાએ લોકોને સંન્યાસી મહાત્માઓના પ્રભાવનું કાંઈ પણ ભાન ન હોતું. આપ મહાનુભાવેજ દેશની જનતાને જણાવ્યું કે સંન્યાસી મહાત્માઓમાં આપના જેવા પહોંચેલા મહાત્મા પણ છે. ગીતાનો પ્રચાર કરવાને સારૂજ આપને પ્રભુ તરફથી આ શરીર મળેલું છે........

આપનાથી કૃતાર્થ થએલી જનતામાં એક ભાગ્યશાળી હું પણ વીસ વર્ષથી આપના પરિચયમાં આવેલો છું. આજકાલ મને શાંતિ રહે છે. અને જે કાંઈ કાર્ય કરૂ છું તેમાં પરમાત્મા સહાયક રહે છે. એ સર્વ આપના પ્રતાપ અને આશીર્વાદથી થાય છે. આપની કૃપા સદા બની રહે એજ પ્રાર્થના.

તા૦ ૨૯-૩-૪૪ વિનીત સેવક–રમણલાલ લલ્લુભાઈ



# આ વામનકાય મહાત્માની જય હો

( કુ૦ સુશીલાબહેન ગોવર્ધનદાસ, મુંબઈ )

જ્યારે જીવનમાં કર્તવ્યનું ભાન ન હતું, મોક્ષ શબ્દમાત્ર સાંભળ્યો હતો પણ તેનો મર્મ અજ્ઞાત હતો, જ્ઞાન, જપ, ધ્યાન એ અંતરનીજ ભાવનાઓ હતી. મનઃસંયમના સંબંધમાં પૂરતુ અનુશીલન કરવા છતાં પણ તેનો જોઇએ તેવો ઉપયોગ થતો નહોતો, સત્સંગ તથા સેવાને સન્માન આપવા છતાં પણ તેવું કદી કર્યું નહોતું, ધર્મ પણ પૂરો જાણ્યો નહોતો તેમજ અનુષ્ઠિત પણ કર્યો નહોતો, દુઃખિ અને દરિદ્રોનાં દુઃખ દૂર કર્યાં નહોતાં, આશા તૃષ્ણાના તાર તુટ્યા પણ નહોતા, એવા નિરર્થક જીવનનાં એક પછી એક વર્ષ વીતી જતાં હતાં. અજ્ઞાનનાં બંધનમાં જીવન, જગતની જંજીરોમાં જકડાઇને માયાના ખોળામાં રમતું હતું. છિન્ન ભિન્ન મનોવૃત્તિયો નવી નવી ક્રીડાઓમાં આસક્ત હતી.

એવે સમયે એક દિવસ અચાનક, જગતની મોહની માયાની મોહકતામાં એકાકી વિહારી વેષધારીનાં ગગન ગર્જના સાંભળી. ભવ્ય ગીતાજ્ઞાન ઘોષણા તથા તેની દિગંતવ્યાપિની દિવ્ય ધ્વનિયો એ સતેલા જગતને જગાડયુ. કેટલાએ સંસારિયોની તંદ્રા ભાગી ગઇ અને પુન્યતીર્થ માધવબાગવર્તી મંદિરના ભવ્ય પ્રાંગણમાં માનવ સાગર ઉલટી પડ્યો, ગીતા પ્રવચનના પ્રચંડ નાદથી.

મેં મારા રંક જીવનમાં ગીતાના શ્લોક પહેલીજ વાર સાંભળ્યા. પછી 'દ્વારકાધીશ પ્રભુ' ના જય નાદોમાં ગીતાની અદ્ભુત આયાઓ શ્રીકૃષ્ણના પછી પાંચ પાંચ હજાર વર્ષોથી શૂન્ય સંસારને, તેનો ધ્વનિ, સદુપદેશ, તેનો પરમ મંત્ર આ ગેરૂઆ ધારી વામન કાયાએ, ચિત્તને પવિત્ર કરીને સંભળાવ્યો.

તે પછી જાગૃતિની એ ઘંટાવલીના સ્વર અંદરને અંદરજ જાગ્યા, કોઇ એકનાજ નહીં, પણ ઘણાના. આજ આંતરિક જાગૃતિ ફેલાવનારા એ ભવ્ય સ્વરૂપને પ્રાણ પ્રણામ કરેછે. તેમના આશીર્વાદથી મમત્વ મટે છે, મોહ પાછો હઠે છે તથા ગુરૂ કૃપાથી 'જગતનાં સુખોમાં કલ્યાણ નથી,' 'આત્માનો આનંદ અલૌકિક છે,' એવુ ભાન થાય છે.

પ્રભો ! સત્યપથગામી થઇને, જપ અને ધ્યાનમાં પ્રાણ અચળ રહીને, આત્મા પરમાત્માને પ્રાપ્ત થાઓ એવી તૃષ્ણા અંતરમાં ઉઠી રહી છે. દેહપિંજર એ આત્માનું પિંજર નથી, એ ભલી પ્રકારે હૃદયંગમ થઈ રહ્યુ છે. પછી ગુરૂદેવના જીવનનું અન્વીક્ષણ કર્યું. એ જીવન ઉન્નત છે, સેવા અને ત્યાગ તેમના જીવનના મર્મ છે, પ્રભુ પ્રેમના રાગી, સંસારના વિરાગી, એવી તરેહના એ વિચિત્ર વિરાગી છે. સાધના દ્રઢ છે. 'ગીતામંત્રની ઘોષણાઓ' એ સાધનાની શક્તિ તથા ભાવનાઓની સિદ્ધિ છે, ગીતા પ્રચારજ જીવન પ્રાણનો વેશ છે. નિશ્ચયાત્મક બુદ્ધિ, અચળ અટળ આત્મ શ્રદ્ધા, એજ અંતરનો દીપક છે, તથા જીવનનું મૂળ નિષ્કામ કર્મયોગ તેનો પ્રકાશ છે, અંતરનુ સૌજન્ય પ્રાણનો પ્રકાશ છે. તેમના હૃદયમાંથી ગીતા મંત્રોનું સત્વ ટપકે છે અને જ્ઞાનીના જ્ઞાનામૃતથી અજ્ઞાની સજીવિત થાય છે. સંતની સુવાસનાથી હૃદય સૌરભ ભરિત થાય છે. તથા સંન્યાસીના ત્યાગમય ચિત્તમાં, તપસ્વીના ઉગ્રતપમાં, ગીતા તેમના હૃદયમાં ઉલ્લાસને ઉભરાવે છે. ગીતાના શ્લોકમાં મહાત્માની મધુરતા બોલે છે, તેમાં વેદોનો ઝંકાર છે, સનાતન સત્યનો પ્રતિધ્વનિ છે, જ્ઞાન વિજ્ઞાનનું પુરાણ છે, આત્મોદ્ધારનું આવાહન છે, મુક્તિનું મંદિર છે, જીવનનો મોક્ષ છે અને પ્રભુ વિના બીજું શું શું છે. મારી ક્ષુદ્ર દ્રષ્ટિ એટલુંજ જોઇ શકે છે.

આ યુગનો વિરાટ માનવ સભા તેમની વંદના કરે છે. 'ગીતા મેરીમાતા' 'ગીતા મેરી ગાથા' 'ગીતા મેરા જીવન' 'ગીતા મેરા કવન' એ સર્વના હૃદયના મૌનમંત્ર બને છે. એવા મહાત્માઓ અને જનતાના અપૂર્વ સંમેલનથી સંસાર અને સંસારી બંને પાવન થાય છે.

હમારાં મૂક મન આ ભાવનાઓને, ભક્તિને તથા લોકસંગ્રહી સૌમ્યમૂર્તિ પૂજ્ય ગુરૂદેવને કોટિ કોટિ પ્રણામ કરે છે તથા પ્રાર્થના કરે છે કે—પ્રભો! અંતર દર્શન થાઓ, અંતરનાદ જાગો, પ્રાણમુક્તિની મસ્તીમાં મસ્ત રહો.;

આ આજની અશાંતિમાં શાંતિદાતા, વિજ્ઞાન વિકાસના યુગમાં અજ્ઞાની તથા વિજ્ઞાની બંનેને તત્ત્વજ્ઞાનનું દાન કરીને ભાવમગ્ન ભારતિયોને જગાવતા, ભારતના ગીતાવ્યાસ શ્રી જગદ્‌ગુરૂ સ્વામી વિદ્યાનંદજીની ગેરૂઆધારી વામન કાયા મહાન સૃષ્ટિનું નિર્માણ કરી રહી છે.

ગંગા નિવાસી એ નિર્મોહીને હમારા અગણિતવંદન.



## બહુવિધ વંદનાઓ

( શ્રી૦ લક્ષ્મી બહેન કિશનદાસ જગમોહનદાસ, મુંબઈ )

થોડાં વર્ષ પૂર્વે મુંબઈ નગરીના માધવબાગના મંદિરમાં એક મહાન સંતની ગીતાની ગાથા સાંભળી. પ્રથમ દર્શનમાં અતિ સામાન્ય પ્રતીત થતી એ ભગવી અલફીધારી વામનકાયા સમયના પ્રવાહની માફક અનુભવોને લીધે એક વિરાટ વિભૂતિ જેવી લાગી. અન્તરાત્મા પોકારી ઉઠ્યો કે, ભવ્ય ગીતાને ગાતી એ સંતની નિર્મળ વાણી સંસારિયોને સુધારસનું પાન કરાવે છે.

ગુરૂકૃપા; એ જીવનનું અણમોલ ધન છે. કારણકે વર્ષોથી પ્રચલિત ગીતાનું રહસ્ય સમજાતું ન હોતું. શ્લોક શુદ્ધતાથી વંચાતા નહોતા, તેમનો આજ અંતરમાંથી સ્વયમેવ પ્રકાશ થઈ રહ્યો છે. એ ગુરૂનોજ છે. અનેક વાર પ્રવચનો સાંભળીને મનમાં અનેક ગુંચવણો તથા સંશય ઉદ્ભવેલા હતા, તેનું સમાધાન પૂછ્યા વગર કથામાંજ થઈ જતું, એ પ્રત્યક્ષ અનુભવ છે. ત્યાગ અને સંયમ, એ આપના જીવનનાં સુસ્થિર, નિશ્ચલ મહાન સત્ર છે.

હમારી દ્રષ્ટિથી દેખતું જીવન અને બદલાતી મનોવૃત્તિ આજ હૃદયમાંથી આવાહન કરે છે કે, ગુરૂદેવનું જીવન, નિષ્કામ કર્મયોગની સાધના છે, લોકસંગ્રહી સેવા છે, નિષ્પ્રાણ જનતાને એ પ્રાણ સંચારક છે, જગતની સંસ્કૃતિને પ્રગટ કરતા સદ્ગ્રંથના ગીતા સંદેશને સંભળાવતું એ સતત સંજીવની રૂપ છે.,

એ અલૌકિક પ્રાણુ આજે મનુષ્યને મનુષ્યત્વ આપે છે, આંધળાંને આંખ આપે છે, આ જ્ઞાનિયોને જ્ઞાન આપે છે, તથા તેમની દિવ્ય વાણીના રૂપમાં વહેતા ગીતામૃતનુ પાન કરી આજે સમસ્ત જનતા પરિતૃપ્તિ પામી રહી છે.

ભારતના એ ભાગ્ય વિધાતાની, આજ પ્રભુ દ્વારા જનતાને મોકલાએલી એ અમુલ્ય ભેટ છે. કાશીના કોપીનધારી, ગુજરાતના ગૌરવવર્ધક ગેરૂઆ ધારી તથા મુંબઇને સન્માર્ગે ચઢવાની પ્રેરણા આપનારા પીયુષપત્ર, એ મહાન યોગેશ્વરને હમારા અનેકવિધ વંદન છે.

---

## ક્ષમાયાચના





પર ઉધૃત અભિપ્રાયોના જેવા જુદાં જુદાં દ્રષ્ટિ બિંદુ તથા ભાવોર્યો લખાએલા સેંકડો પત્રો હાલમાં હમોને પ્રકાશનાર્થે મળેલા છે. પરંતુ ગ્રંથનો વિસ્તાર ઘણો થતાં સરકારી કાગળ નિયંત્રણને અંગે હવે વધારે પૃષ્ટ સંખ્યા વધારી શકાય તેમ નથી. તેથી એવા સર્વ પત્રોનું પ્રકાશન કરવાને હમો હાલ અસમર્થ છીએ. એ પત્રો મોકલનારા સર્વ સજ્જન મહાનુભાવોની અત્યંત ખેદની સાથે પ્રાર્થના કરવી એજ તેનું પ્રાયશ્ચિત છે. એવા પત્રો મોકલનારા કેટલાક મહાનુભાવોની નામાવલીનો નિર્દેશ નીચે કરવામાં આવેલો છે. અન્ય અવશિષ્ટ નામો પણ યથા સમય પ્રકાશિત થશે. આશા છે કે સાધુ ભાવવશ સર્વ સજ્જનો હમોને ક્ષમા પ્રદાન કરશે.

કાશી—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડળેશ્વર સ્વામી
શ્રી નૃસિંહ ગિરિજી મહારાજ
હરિદ્વાર—શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામંડળેશ્વર સ્વામી
શ્રી મહાદેવાનંદ ગિરિજી મહારાજ
ખંભાત—સ્વામી શ્રી માધવાનંદજી રાજવૈદ્ય
અમદાવાદ—શ્રીમાન મોતીલાલ રવિશંકર ઘોડા વકીલ
પ્રયાગ—શ્રીમાન પં૦ કમલાકાંત શાસ્ત્રી, વ્યાકરણવેદાંતાચાર્ય
હરિદ્વાર—ગોસ્વામી ગણેશદત્તજી મહારાજ, સ૦ મહાવીરદળ, સનાતનધ૦પ્ર૦સભા
વડોદરા—રા૦ રા૦ રતનલાલ મગનભાઈ હરિભક્તી નગરશેઠ
કચ્છ—મે૦ રા૦ રા૦ યશશ્ચંદ્ર મોતીલાલ મહેતા, કચ્છ હાઈકોર્ટ ચીફ્જસ્ટીસ
અમદાવાદ—શ્રી પુરૂષોત્તમદાસ ત્રીકમચંદ બ્રહ્મભટ

વડોદરા—મેં૦ રા૦ રા૦ મણિલાલ મોહનલાલ આલા, વડોદરા હાઈકોર્ટ જડ્જ
„ રાજરત્ન પ્રોફેસર શ્રી માણેકરાવજી
મુંબઈ—શેઠ શ્રી છગનલાલ નાગરદાસ શેરદલાલ તથા શ્રી સૌ૦ માણેક બહેન
વડોદરા—ડૉ૦ ઈન્દુલાલ સેવકલાલ દવે હાઉસસર્જન જનરલ હૉસ્પિટલ
રાજકોટ—રા૦ બા૦ ત્રિલોચનરાય દુલેરાય જુનાગઢ-કચ્છ આદિના ભૂતપૂર્વ દીવાન
કચ્છ—મેં૦ રા૦ રા૦ એસ૦ કે૦ નાયસ્પલ્લી દિવાન સાહેબ કચ્છરાજ્ય
મોમ્બાસા—(આફ્રિકા) (૧) ચુનીભાઈ મ૦ અમીન (૨) શ્રી ગોવર્ધનદાસ પી૦ મિસ્ત્રી
સોરોટી—યુગાંડા-મેશર્સ કુષ્ણચંદ એન્ડ કંપની ( શ્રી મનજી ભવાન )
સાન્ફ્રાંસિસ્કો—ડૉ૦ જગન્નાથ એમ૦ પટેલ, કેપ્ટન આઈ૦ એમ૦ એસ૦ (રિ૫ા૦
સેનાવિભાગ—સુબેદાર ગુલઝારી લાલ આર૦એ૦એમ૦સી૦એસ૦એન્ડ ડી૦બ્રાંચ
અમદાવાદ—શેઠ શ્રી હીરાલાલ ત્રીકમલાલ, મિલ એજંટ
વડોદરા—શેઠ શ્રી હીરાલાલ છગનલાલ રાજરત્ન
મુંબઈ—શેઠ મનોહરદાસ ત્રિભુવનદાસ માધવબાગના ટ્રસ્ટી
„ શ્રીમાન શેઠ ગોવર્ધનદાસ હાથી બિલ્ડી ગવાળા
„ શ્રીમાન શેઠ કિશનદાસ જગમોહનદાસ સર મંગળદાસ નથુભાઈવાળા
વડોદરા—શ્રીમાન શેઠ ઉમેદભાઈ ડાહ્યાભાઈ અમીન કોન્ટ્રાકટર રાજ્ય વડોદરા
મુંબઈ—(૧) શેઠ શ્રી લાલદાસ ત્રિભુવનદાસ (૨) શ્રી તુળસીદાસ છ. સોનાવાલા
કલકત્તા—શ્રીમતી સૌ૦ કંકુ બહેન, ખટાઉભાઈ માવજી શેઠિયા
ઝરિયા—સૌ૦ શાંતાલક્ષ્મી પુરૂશોત્તમદાસ સોનપાલ
જસદણ—ગં૦ સ્વ૦ બહેન સોનબાઈ દરબારગઢ
અમદાવાદ—શ્રીમતી સૌ૦ નન્દુ બહેન કાનૂગા ડૉ૦ માજી મુંબઈધારાસભાનાં સદસ્ય
મુંબઈ—સૌ૦ સરસ્વતી બહેન હીરાલાલ મહેતા
બહાધરપુર—શ્રી જેઠાભાઈ મોતીભાઈ દેસાઈ ઓનરરીમેજીસ્ટ્રેટ
નાગપુર—શ્રીમાન શેઠ માધવલાલ તુળસીદાસ પરિખ એમ્પ્રેસમિલ
અમદાવાદ—શ્રીમાન શેઠ પેસ્તનજી કુંવરજી કોમીસેરીએટ
રાજનગર—શ્રીમાન શેઠ ગોવિંદલાલ હરિવલ્લભદાસ માજી વડોદરા ધા૦સ૦સભ્ય
ગોધરા—(૧) શ્રી આસાભાઈ ખુ૦ પટેલ (૨) જયકોર બહેન હરિલાલ
ગોધરા—મેં૦ રા૦ રા૦ રમણલાલ છોટાલાલ ગાંધી ડેપ્યુટી કલેક્ટર
ધર્મજ—શ્રી ઈશ્વરભાઈ બે૦ પટેલ તથા શ્રી મણીભાઈ ગી૦ પટેલ
અમદાવાદ—શ્રી ત્ર્યબકલાલ જ. શુકલ તથા શ્રી આનંદશંકર મોતીરામ પુરાણિક
વડોદરા—શેઠ શ્રી ડાહ્યાભાઈ ચુનીલાલ તથા લાલભાઈ શરાફ
અમદાવાદ—શેઠ શ્રી ડાહ્યાભાઈ અંબારામ દલવાડી તથા શિવપ્રસાદ પી૦મહેતા

અમદાવાદ—શ્રી કાન્તિલાલ લલ્લુભાઈ ઠક્કર તથા શ્રીમતી સત્યવતી બહેન દેસાઈ
ખંભાત—માસ્તર મગનલાલ મંગલદાસશાહ તથા મહંત શ્રી બાપજી મહારાજ
મુંબઈ—શ્રીમાન શેઠ દલપતરામ કોન્ટ્રાકટર તથા શ્રી સુખલાલ ત્રિભુવનદાસ
મુંબઈ—શેઠ શ્રી વ્રજલાલ દુર્લભદાસ, તથા શ્રીભાણાભાઈ ઝીણાભાઈ પટેલ
પાદરા—શ્રીમાન શેઠ પુરૂષોત્તમભાઈ મનસુખભાઈ

મુંબઈ—શ્રી કાન્તિલાલ ચંદુલાલ દેસાઈ, અને શ્રી જયંતીલાલ ચુનીલાલ
મુંબઈ—(૧) શ્રી ચિમનલાલ અમથાલાલ (૨) સૌ૦ સરસ્વતી બહેન ચિમનલાલ
અમદાવાદ—શ્રીમાન શેઠ કનૈયાલાલ મોતીલાલ મિલએજંટ
કલકત્તા- ૧)શ્રીમતી પૂર્ણાંબાઈ(૨)જયદેવીબાઈ સરાફ(૩)મોહિનીબાઈ ડાલમિયાં
નાગપુર—(૧) પુષ્પારાણી પ્રભાકર બી૦ એ૦ (૨) સૌ૦ ચંદ્રપ્રભા દેવી
નાગપુર—શ્રી રામાપ્રસાદ, જનરલ પોલિસઑફિસર તથા સૌ૦ સુશીલાદેવી
અકોલા—શ્રીમાન શેઠ જગન્નાથજી છાંવસરિયા, શ્રી વિસનદયાળજી નોકુમંવાળા
વડોદરા—બાળકૃષ્ણ ગોવર્ધનદાસ ધોળકિયા એન્જીનીયર રાજ્ય વડોદરા.
નાગપુર—શ્રીમાન શેઠ બજરંગલાલ પુરૂષોત્તમદાસ અગ્રવાલ
ઉમરેઠ—શ્રીમાન ચુનીલાલ છો. શેઠ (૨) શ્રી પુરૂષોત્તમદાસ પ્રેમચંદ શેઠ
વડોદરા—(૧) શ્રી નારાયણદાસ કુવેરદાસ ઠક્કર (૨) શ્રી બંસીલાલ ચંદુલાલ પટવા
વડોદરા—માસ્તર હીરાચંદ રાયચંદ જૈન અને અમદાવાદ—શિલ્પાચાર્ય ભાઈશંકર
મુંબઈ—શ્રી હીરાલાલભાઈ સોલીસીટર. ભાવનગર—મગનલાલ ના. શેઠ
અમદાવાદ-સૌ૦ દયાલક્ષ્મી અંબાલાલ ભટ્ટ. કોલ્હાપૂર શ્રીહરગોવિંદદાસ અં૦ પટેલ
મેરઠ—ભક્ત શ્રી રામશરણદાસજી પીલખુઆ. અમરાવતી—શ્રીઅંબારાકર વ૦ શર્મા
મુંબઈ—શેઠ શ્રી વિઠ્ઠલદાસ દ્વારકાદાસ. વસો—કાળીદાસ લલ્લુભાઈ પટેલ
કરાંચી—શેઠ શ્રી રતિલાલ ના૦ કોટક. ધોળકા—ત્રિકમલાલ અ૦ વકીલ
વીરમગામ—શ્રી મોતીરામ જેઠારામ શુક્લ રાજકોટ—શ્રી મોરારજીભાઈ જી.કોટેચા
સિકંદરાબાદ—શ્રી નાનાલાલ મોહનલાલ. ઉમરેઠ—સોમેશ્વરભાઈ રાજારામ ભટ્ટ
આણંદ—ગોરધનભાઈ સાં. પટેલ ખંભાત—ચતુરભાઈ જોઈતારામ ઠાકોર
ખંભાત—શેઠ શ્રી જયંતીલાલ વખારિયા તથા મહેસાણા—શ્રીમતી ભાગીરથી બાઇ
કનખલ—સ્વામી શ્રી પૂર્ણાનંદજી, કૃષ્ણાશ્રમ કલકત્તા—શ્રી શેઠ આર૦ ડાલમિયાં
પુરી—શ્રી દ્વારકાપ્રસાદ શર્મા તથા વીસનગર—શ્રી ધનજીભાઈ કૃષ્ણરામ મકવાણા
પારડી—શ્રી ખંડુભાઈ રઘુનાથજી દેસાઈ તથા અમદાવાદ—શ્રી રાણારામ,ફૂલારામ
વડોદરા—મિ૦ પાલેકર જાગૃતિઑફિસ અંજાર—શ્રી પ્રબોધચંદ્રભાઈ મું૦ છાયા

# એકતા સૂક્તિ



ओमार्य्यास्तु, गुरुं सुसिक्खमतगा,;ओ-गाडितीशानुगाः ।
अल्लाहेति मुहम्मदीयमतगा, बौद्धास्तु बुद्धं विदुः ॥
अर्हन्तं जिनगा, अहूरमजदं यं पारसीका जगुः ।
सोऽयं वो विदधातु वाञ्छितफलं त्रैलोक्यनाथो हरिः ॥ १ ॥

આર્ય હિંદુ જે પ્રભુનું 'ૐ' એ નામ થી સ્મરણ કરે છે, સિક્ખ સંપ્રદાયાનુયાયી જેનો 'વાહગુરૂ' નામથી જપકરે છે, ઈસાઈ લોક જેનો 'ગૉડ' કહીને પોકાર કરે છે. મુસલમાન જેને 'અલ્લાહ' કહીને યાદ કરે છે, બૌધમતમાં જેને 'બુદ્ધભગવાન' માનવમાં આવેલા છે, જૈન જેને 'અર્હન્' કહે છે, તથા પારસી લોક જેને 'અહૂર-મજ્દ' ના નામથી ભજે છે; હે સજ્જનો ! એ ત્રણે લોકના અધિપતિ ભગવાન તમારા ઈષ્ટ મનોરથને પૂર્ણ કરે. (૧)

જેમની સ્મૃતિમાં આ 'જીવન ચરિત્ર' લખવામાં આવેલું છે, તે મહાત્મા સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ સંયાસી 'अनेकरुपरुपाय विष्णवे प्रभविष्णवे' અસંખ્ય લીલા વિગ્રહધારી ભગવાનનું અભિવાદન કરતાં તેમનાં અનેક ઉપર ઉક્ત નામોનું સ્મરણ કરીને સંસારના સર્વ પ્રાણિયોને સારૂ, પ્રભુની પાસે શુભાકાંક્ષા પ્રગટ કરે છે. તેનો ભાવ લઈને ઉપરનો શ્લોક લખવામાં આવ્યો છે.

मन्दिरे मस्जिदे चर्चे गुरुद्वारे च देवले ।
पक्षपातैरसंस्पृष्टं ब्रह्म सर्वत्र संस्थितम् ॥ २ ॥

મંદિર, મસજીદ, ચર્ચ, ગીરજાઘર, સિક્ખોના ગુરૂદ્વારે તથા જૈનમંદિરમાં પક્ષપાત રહિત પરમેશ્વર બિરાજમાન છે. સર્વ સંપ્રદાયોના ઉપાસના ગૃહોમા પ્રભુની ઉપાસના કરવામાં આવે છે. ભગવાનનો કોઈ એકજ સ્થાનમાં ખાસ પ્રેમ નથી સર્વ જગોએ સમાનરૂપથી વ્યાપક છે. (૨)

ભાવ એ છે કે—મનુષ્યે સંપ્રદાયી ઝઘડામાં ન પડતાં એક નિશ્ચયથી ભગવાનની આરાધના કરવી જોઈએ, પરમેશ્વર સદાચારિયોનો સાથી છે, અને સત્યથી પ્રગટ થાય છે.

पारसोयैर्मुसल्मानैरीसाईयैर्यहूदिभिः
आर्य्यैः साकं मिलित्वा च कार्य्या देशसमुन्नति ॥ ३ ॥

પારસી, મુસલમાન, ઇસાઈ, યહુદી તથા હિંદુ સર્વે સાથે મળીને દેશની ઉન્નતિના કામે લાગી જાય. ( ૩ )

અહીં ધર્મનું પણ ઉપલક્ષણ હોય છે. એટલે કે સર્વ ભારતીય પરસ્પરના મતભેદોને ભુલી જઇને દેશ અને ધર્મની અવનતિના મૂળનો ઉચ્છેદ કરો. કારણ સર્વ સુખની ચાહના રાખે છે અને તે સંગઠન, સહકારથી પ્રાપ્ત થાય છે.

सेठाः सह मजदूरै रैय्यतैर्भूभृतस्तथा ।
कृषकैश्च जर्मीदारा वर्तन्ता प्रेमतः सदा ॥ ४ ॥

મજુરોની સાથે શેઠ લોકે, રૈયત ( પ્રજા) ની સાથે રાજા મહારાજાએ તથા કૃષીકારો (ખેડુતો)ની સાથે જમીનદારોએ પ્રેમથી વર્તાવ કરવો જોઇએ.(૪)

કારણ કે મજુર, પ્રજા તથા કિસાન દેશનાં ધન ધાન્યની વૃદ્ધિ કરે છે તથા શેઠ, રાજા તથા જમીદાર તે વધેલી સંપત્તિનું સર્વ સાધારણમાં વિતરણ કરે છે, તથા તેમાં આવનારી બાધાઓને દૂર કરે છે, તેથી પારસ્પરિક વૈમનસ્ય ન હોવું જોઇએ, કારણકે મતભેદથી દેશને હાનિ પહોચે છે.

कृषको ज्ञः प्रजा राजा दीनो भारवही धनी ।
स्वविदेशीयमर्त्या वा सम्मान्या आर्य्यभावत. ॥ ५ ॥

કિસાન હોય, પઠિત હોય, પ્રજા હોય, રાજા હોય, ગરીબ હોય, મજુર હોય તથા ધની હોય તેમજ આપણા દેશના આદમી હોય અગર તો પરદેશી હોય, તે ન્ંનું એક સહ સન્માન કરવું જોઈએ. ( ૫ )

અતિથિ સત્કાર કરવો તથા પ્રસંગ ઉપસ્થિત થતાં કોઈ પણ માણસનો આદર કરવો, એ હિંદુધર્મની વિશેષતા છે, તેને કદી ન ભૂલવી જોઇએ.

ग्रामे ग्रामे सभा कार्य्या स्थाने स्थाने कथा शुभा ।
पाठशाला मल्लशाला प्रतिपर्व महोत्सव. ॥ ६ ॥

હરેક ગામમાં સભાઓ બનાવો, જગે જગે ગીતા આદિ સદ્ગ્રંથોની કથા કહ્યા કરો,સાંભળ્યા કરો. જ્યાં ત્યાં સ્કૂલો, પાઠશાળાઓ ખોલો. પ્રત્યેક મહેલ્લામાં અખાડા બનાવીને વ્યાયામ કરો. કૃષ્ણાષ્ટમી, રામનવમી, શિવરાત્રીનાં વ્રત તથા પ્રતાપ, શિવાજીની જયંતી તથા મહાવીર, શંકર, રામાનુજ આદિ મહાપુરૂષોના જન્મોત્સવ કરીને ખૂબ ઉત્સાહને જાગૃત રાખો. (૬)

હિંદુ સર્વસ્વ મહામના શ્રી માલવીયજીને આ શ્લોક ઘણો પ્રિય છે.

अनाथा विधवा रक्ष्या मन्दराणि तथा च गौः।
धर्म्यं संगठन कृत्वा देयं दानञ्च तद्धितम् ॥ ७ ॥

અનાથ બાળકો, વિધવા સ્ત્રી, મંદિર તથા ગાયોની રક્ષા કરો ( ગીતાજીના ઝંડા નીચે ) એક ધાર્મિક સંગઠન કરો, એ કામમાં જેટલા ધનની આવશ્યકતા પડે તેને દાનથી—ફંડથી ઉઘરાણાથી—પૂરી કરો ( ૭ )

હિંદુજાતિની ઉપરનાં કામો કરવામાં ઘણી બેદરકારી છે. તેનું પરિણામ આર્યજાતિને સારૂ ઘણું ખરાબ છે. શ્રી માલવીયજી તેના ઉપર ઘણું જોર આપ્યા કરે છે.

उत्तमः सर्वधर्म्माणां हिन्दुधर्मोऽयमुच्यते ।
रक्ष्यः प्रचारणीयश्च सर्वभूतहिते रतैः ॥ ८ ॥

સર્વ ધર્મોમાં હિંદુધર્મ શ્રેષ્ઠ છે. શાંત છે. એ સદા શાંત રહે છે. તેણે પોતાના ધર્મમાં બળપૂર્વક સંમિલિત કરવાને સારૂ કોઈ પણ સંપ્રદાય ઉપર હુમલો કરેલો નથી. તેણે 'स्वधर्मे निधनं श्रेयः', 'स्वे स्वे कर्मण्यभिरतः', 'પોત પોતાના ધર્મમાં રહીને ઉન્નતિ કરો' એ ગીતાના સર્વહિતકર સિદ્ધાંતાનુસારજ આજ સુધી વર્તાવ કર્યો છે. તેથી એવા ઉપયોગી ધર્મની સર્વેએ રક્ષા કરવી જોઈએ, સર્વેએ તેનો પ્રચાર કરવો જોઈએ. જે માનવ સમાજનું હિત ચાહતો હશે તે તેમજ કરશે. ( ૮ )

હિંદુજાતિ જેટલી બળવતી થશે તેટલાજ પારસ્પરિક અત્યાચાર ઓછા થશે. એમ હોવાથી સદા શાંતિની ચાહના રાખવાવાળી આર્યજાતિ સર્વની એકતાનું કારણ થશે.

हिन्दुस्थानं तथा हिन्दी हिन्दुजातिश्च सद्वरम्।
स्वदेशीयानि वस्तूनि वर्तितव्यानि धर्मतः ॥ ९ ॥

ભારતવર્ષ તથા આર્યજાતિ શ્રેષ્ઠ છે. અહીં રાષ્ટ્રભાષા હિંદી, ખાદી તથા અન્ય સ્વદેશી ચીજોને વ્યવહારમાં લાવવી જોઈએ. એમ કરવું એ ભારતિયોનો પરમ ધર્મ છે. ( ૯ )

अस्मिन् घोरे महाऽशान्ते काले बुद्धि स्थिरां कुरु ।
महानिष्टापनोदाय शुद्धि संगठनं तथा ॥ १० ॥

સજ્જનો ! આ કઠણુ મહા અશાંત સમયમાં બુદ્ધિને વિચલિત ન થવા દેવી જોઇએ. આ સંકટ પ્રસંગની નિવૃત્તિને અર્થે વ્યવહાર શુદ્ધિથી પરસ્પર કાર્ય કરો. સર્વ જાતિયોનું સંગઠન કરીને શાંત વાતાવરણનો વિસ્તાર કરો. વ્યવહાર શુદ્ધિ પરસ્પર કટુતા આવવા દેશે નહીં. તથા સંગઠિત થવાથી આપત્તિયોથી બચી જવાશે. ( ૧૦ )

अभय सत्यमस्तेयं ब्रह्मचर्यं धृतिः क्षमा।
सेव्यं सदाऽमृतमिव स्त्रीभिश्च पुरुषैस्तथा ॥ ११ ॥

ડરવું નહી, સાચું બોલવું કોઈની મરજી વિરૂદ્ધ તેની વસ્તુને આપણી કરવી નહી, કામવાસનાથી દૂર રહેવુ, ગભરાવુ નહી, ક્ષમા કરવી, એ ગુણ સ્ત્રી તથા પુરૂષોએ અમૃતની પેઠે સદાએ સેવન કરવા જેવા છે. અભય, સત્ય, સ્તેય, બ્રહ્મચર્ય, ધૈર્ય તથા ક્ષમાજ મનુષ્યતાના સાધક ગુણ છે, તેમને અપનાવો. તથા દેશમાં તેમનો પ્રચાર કરો. આ યોગ્યતાઓને ધારણ કરનારા નિ સ્વાર્થીજ ધર્મ, તથા દેશના પ્રેમી હોય છે, તેમના મેળ, તથા પ્રેમની એકતા પાષાણ રેખા જેવી અમિટ, અટૂટ, ન ભુસાય એવી તથા સ્વચ્છ રહે છે.

॥ શુભં ભૂયાત્ ॥



